

શ્રી પૂર્ણ પુરૂષોત્તમ સ્વામિનારાયણ - ભગવાન



સદ્‌ગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામી
(શ્રી બ્રહ્મમુનિ)

| જન્મ | અક્ષર નિવાસ |
|---|---|
| દેશ - મારવાડ | દેશ - ઝાલાવાડ |
| ગામ - ખાણ | ગામ - મૂળી |
| સં. ૧૮૨૮ મહા સુદિ ૫ | સં. ૧૮૮૮ જેઠ સુદિ ૧૦ |
| તા. ૮-૨-૧૭૭૨ શનિવાર | તા. ૮-૬-૧૮૩૨,શુક્રવાર |

॥ श्रीजी ॥

# श्री ब्रह्मानन्दमंगलस्तवनम

य: षड्भावविवर्जिताङक्षरपदस्थानाडदिमुक्त: स्वयं,
स्वेष्टाङङ्ज्ञावशवर्तनाङङ्प्तनृजनि: सच्चारणज्ञातिक:
सिद्धार्थ: सुरकोटिगो मतिमतां मूर्धन्य ईष्टव्रती,
आजीवाङङ्दृतनैष्ठिको विजयते श्रीलाडुसंज्ञ: कवि: ॥१॥

જે બ્રહ્માનન્દસ્વામી (લાડુદાનજી) પોતે, માયિક એવા જે હોવું, જન્મવું, વધવું, પરિણમવું, ક્ષીણ થવું, અને નાશમાં જવું, એવા છ ભાવો, તેથી રહિત એવા દિવ્ય અક્ષરધામના વાસી અનાદિ મુક્તરાજ છે, તે પોતાના ઈષ્ટદેવ શ્રી પરબ્રહ્મ શ્રીહરિની આજ્ઞાથી આ લોકમાં દેવકોટિમાં ગણેલી એવી ચારણ જ્ઞાતિમાં જન્મ ધરીને જન્મસિધ્ધ યોગી રહીને ઈષ્ટવ્રત પાળતા થકા મતિમાનોમાં મૂર્ધન્ય કવિરાજ તરીકે પ્રસિધ્ધિ પામ્યા છે અને આખું જીવન નૈષ્ટિક બ્રહ્મચારી ધર્મમાં વર્ત્યા છે. એવા શ્રી લાડુદાનજી સદા જય પામે છે. ॥ ૧ ॥

भूता: सन्ति च भाविनोङपि कवयोङसंख्या: स्वगर्वान्यिता:,
तर्के केचन लेखने स्मृतिविधौ काव्ये मतौ केचन ।
स्फुर्तौ चाङप्यपवर्गकाव्यकरणे सूच्यौष्ठमष्टयस्थया,
द्राक्प्रत्युत्तरदापने त्विह गुणास्ते विज्ञसम्राङिधे ॥२॥

પૃથ્વીમાં અનેક કવિઓ ભૂત વર્તમાન અને ભવિષ્યમાં થયા છે વિદ્યમાન અને થાશે, તેઓમાં કોઈ તર્કશક્તિમાં ગર્વ ધરાવનારા, કોઈ લેખનશક્તિમાં કોઈ સ્મરણશક્તિમાં, કોઈ કાવ્યશક્તિમાં, કોઈ ભવિષ્ય ભાખવાની શક્તિમાં, કોઈ સ્ફુરણાશક્તિમાં, અને કોઈ બે હોઠ વચ્ચે સોઈ ઉભી રાખીને પ-ફ-બ-ભ-મ-અક્ષરો વર્જિત કાવ્ય રચનાની શક્તિમાં તથા કોઈ તાત્કાલિક પ્રત્યુત્તર આપવાની શક્તિમાં, ગર્વવાળા હોય છે, પણ આ વિદ્વાન કવિસમ્રાટ એવા બ્રહ્માનન્દમુનિ તો પોતામાં તે તમામ શક્તિઓ રૂપી સદ્ગુણો ભક્તિ સાથે વસેલા હોવાથી કવિસમ્રાટ એવી પદવીને સાર્થક ધારણ કરી રહ્યાં છે. ॥ ૨ ॥

छन्दोगीतिसुपद्यगद्यघटनारागव्रतश्लोकगी:,
यज्जिव्हाग्रसुनर्तकी विहरति श्रीशारदामूतिधृक् ।
यावत्काव्यसुपिङग्लादिकनिबन्धाङभ्यासमूर्तिर्यति:,
ब्रह्मानन्दमुनि: क्षितौ विजयते ब्रहात्मतादात्म्यक: ॥३॥

છન્દો ગીતિઓ પદ્યો ગદ્યો રચનાઓ રાગો વ્રતો અને શ્લોકો રૂપી જે ગિરાદેવી, તે જેમની જીભના ટેરવામાં નર્તકી તરીકે રહીને નાચે છે, એટલું જ નહીં, પણ પોતે સ્વયં શારદાની મૂર્તિના ધારણ કરનારા છે, તથા સમગ્ર કાવ્ય કળાઓ પિંગળ પદ્ધતિઓ અને નિબન્ધોના અભ્યાસો પોતે મૂર્તિમાન મૂર્તિરૂપે આ બ્રહ્માનન્દયતિમાં હોયને શું, એવા તથા બ્રહ્મતાદાત્મય ભાવને અનુભવતા એવા આ બ્રહ્માન્દસ્વામી પૃથ્વીમાં વિજય પામે છે ॥ ૩ ॥

यत्काव्येषु वसन्ति वै नवरसा मूर्ता रसाब्धिर्यत:,
सद्वास्याङङ स्वरसोङतिपुष्टतनुध्रृक्काव्येङन्वितोङ स्याङस्त्यत: ।
योलब्ध्वा शुभवासमाप्त मतुलं श्रीस्वामिनारायण,-
स्याङग्रे स्निग्धसखा मुनिर्विजयते ब्रह्माख्ययोगीश्वर: ॥४॥

પોતે રસોના સાગર હોવાથી પોતાના કાવ્યોમાં મૂર્તિમાન નવરસો વાસ કરીને કાયમ રહેલા છે, તેમા પણ વિશેષ રૂપે એમના હાર્દિક કાવ્યોમાં ઉત્કૃષ્ક હાસ્ય રસતો અતિપુષ્ટરૂપે રહેલો જ હોય છે, તથા જેઓ શ્રી સ્વામિનારાયણ ભગવાનની સન્નિધિમાં કાયમ પોતાનો અતુલ વાસ રાખતા થકા સ્નેહીલ સખા રૂપે વર્ત્યા છે, એવા યોગીશ્વર આ બ્રહ્માનન્દમુનિ સદા વિજય પામે છે. ॥ ૪ ॥

सत्संगाङ्यसमग्र संस्थिति महामय दिपोङगी स्वयम,
यद्योगा न्निजवाहनोङपि तुरगो ब्रह्मव्रतं सन्दधे,
शूरो धार्मिकवर्तनेङ तिदृढसद्वृति: कृतौ स्वेप्सिते,
ब्रह्मानन्दयति: सदा विजयते सत्यार्थवाग्वारिधि: ॥५॥

જેમના યોગ વડે પોતાનું વાહન અશ્વ પણ બ્રહ્મચારી વ્રતને પાળતો હતો, વળી પોતે સત્સંગમાં અગ્રગણ્ય અને સમગ્ર સુસ્થિતિવાળા બંધારણોની મર્યાદાઓના પોષાક તથા ધાર્મિક વ્રતમાં શૂરવીર, અને પોતાના ધારેલા કાર્યોમાં દ્રઢ અડગ નિશ્ચયવાળા તેમજ સધ્વર્તનવાળા અને સત્ય અર્થવાળી વાણીના વારિધિ એવા શ્રી બ્રહ્માનન્દમુનિ સદા વિજય પામે છે. ॥ ૫ ॥

भव्य यस्य हि दर्शनं निजपदाङङस्थाप्राप्त कल्याणदम,
यत्संग: परमुक्ति दोङक्षरपदे लोकेङत्र विद्याप्रद:।
विद्या यस्य करोत्थिताङस्ति जनताङङकृष्टिप्रकर्षाङङर्तिदा,
स्वामी ब्रह्ममुनि: कवीश्वरकवि: कोर्त्यायुषा जीवति ।।६।।

જેમનું દર્શન, પોતાના શરણમાં આસ્થાથી આવેલા જનોને કલ્યાણ દેનારૂ છે, જેમનો સમાગમ, અક્ષરધામની પરમમુક્તિ આપનારો છે, તેમજ આ લોકમાં ઉત્તમ વિદ્યાઓ આપનારો છે, જેમના હાથની આશિષો ભરેલી અને ઉપદેશ ભરેલી મુદ્રાઓ જનોને આકર્ષણ કરીને સર્વ દુઃખોની હણનારી છે, એવા કવીશ્વરોના કવિશ્રી બ્રહ્માનન્દ સ્વામી કીર્તિરૂપી દીર્ઘાયુષ્ય વડે સા ચિરંજીવી વર્તે છે. ॥ ૬ ॥

देवज्ञाति गताङङश्वलायनभिधा शाखाङस्ति वै भारते,
तीर्थाङद्रयर्बुदभूश्रयोङस्ति खनिकाग्रामोङत्र तातोस्य हि।
नाम्ना स्माङस्ति हि शंभुदान इति यो माता च वै लालबा,
ताम्बां लब्धजनिर्हि लब्धइति य: श्रीरंगसंज्ञोङपि स: ।।७।।

આ ભારતમાં દેવકોટિની ચારણજ્ઞાતિની અશ્વલાયન શાખાના ચારણો તીર્થરૂપ આબુ પર્વતની છાયામાં આવેલા ખાણ્યગામમાં વસે છે, તેમા આ બ્રહ્મમુનિનાં શંભુદાન નામક પિતાજી અને બાઈ લાલબા નામક માતાજી વસતા હતા. તેમનાથી જન્મધરી લાડુદાનજી નામે પ્રથમ અને પછીથી શ્રીરંગકવિ નામે આ બ્રહ્માનન્દસ્વામી પ્રસિધ્ધ થયા હતા. ॥૭॥

ब्रह्मानन्दभिध: स एव सहजानन्दस्य शिष्य: कवि:,
जित्वा मायिजगद् ययौं हरिपदंयद् ब्रह्मधामोत्तमम्
तस्य ब्रह्मसुसंहिताभिधमिदं सज्जीवनं कीर्तये,
निर्विध्नाङस्य समाप्तिर स्त्विति वृणेङहं मावदान: कवि: ।। ८ ।।

ત્યાર પછી શ્રી સહજાનન્દસ્વામી એવા જે શ્રી સ્વામિનારાયણ ભગવાન, તેમના શિષ્ય શ્રીરંગ કવિ થયા, અને બ્રહ્માનન્દસ્વામી નામથી પ્રસિધ્ધ થયા, તેમણે માયા અને જગતને જીતીને સ્વનામ વડે સ્મમણ કરાતું એવું જે શ્રીહરિનું બ્રહ્મધામ તે પ્રાપ્ત કરી લીધું, એવા બ્રહ્મમુનિના જીવન વૃતાન્ત રૂપી આ બ્રહ્મસહિતા ગ્રન્થને હું માનદાનજી કવિરાજ નિર્વધન સમાપ્ત થવા માટે શ્રીહરિ અને બ્રહ્મમુનિ પાસે વરદાન માંગુ છું. ॥૮॥



वृतालयेङवाप महा प्रधानतां चकार मूल्यां शिखराढय मन्दिरम् ।
जीर्णादियदुर्गेङपि चकार मन्दिरम्, ब्रह्मादिनन्दो मयि स प्रसीदताम् ।।९।।

વડતાલ ધામમાં જેમણે મહાન્તપદ મેળવ્યું, મૂળીનગરમાં શિખરબંધ મન્દિર કર્યું, તથા જૂનાગઢમાં પણ શિખરબંધ મદિન્ર કર્યું, એવા બ્રહ્માનંદસ્વામી મારા ઉપર પ્રસન્ન રહેજો ॥ ૯ ॥

रचयिता-
श्री सौराष्ट्रीयश्रीजीर्णदुर्गीश्री कृष्णवल्लभाचार्यशास्त्र
दार्शनिक पञ्चानन, षड्दर्शनाचार्य, नव्यन्यायाचार्य,
सांख्ययोगवेदान्तमीमांसातीर्थ: (काशी वाराणसी)

## સદ્‌ગુરૂ શ્રી મહાપુરૂષદાસજી સ્વામી (જુનાગઢના જોગી) નો મંગળ મહિમા

(શાર્દુલવિક્રિડિતવૃત)

જેનેં શ્રી ઘનશ્યામ નામ ધરિયું, માર્કન્ડ રૂષી થઈ
જે પૂન્યેં સૌરાષ્ટ્રમાં જન્મ ધરિનેં, વર્ણીની દિક્ષા લઈ
જે ગોપાળ મુનિદ્રને ગુરૂ ગણી, સેવ્યા ગુણાતિતનેં
જે સ્વામી મહાપુરૂષદાસ ગુરૂનેં, વંદું ધરી પ્રીતને (૧)
ભાયાવદર વિપ્રકુળ જનમ્યા, દેવકૃષ્ણ જોષી ધીરે
રૂડું રામજી નામ ધારણ કર્યા, વર્તમાન શ્રીજી કરેં
સેવ્યા વર્ષ અઢાર સ્વામી ગોપાળ, બત્રિસ ગુણાતિતનેં
તે સ્વામી મહાપુરૂષદાસ ગુરૂનેં, વંદું ધરી પ્રીતનેં (૨)
જેનેં શ્રીજી સ્વરૂપનો ઉર વિષે, નિશ્ચય સર્વોપરી
જેને દ્રગગોચર સદા રહતિ, શ્રીજીની મૂર્તિ ખરી
જેને ઐશ્વર્યો અનેક રિતનાં, આપ્યા ધરિ હેતનેં
તે સ્વામી મહાપુરૂષદાસ ગુરૂનેં, વંદુ ધરી પ્રીતનેં (૩)
જેનેં આશ્રિત જન તણાં દુઃખ અનેં, દારીદ્ર રોગો હર્યા
જેને નિજ સેવક ધીરે પુત્ર દૈનેં, સંપૂર્ણ સુખિયા કર્યા
જેનેં સાધી સમાધી યોગી થઈનેં, યોગી કળા રીતનેં
તે સ્વામી મહાપુરૂષદાસ ગુરૂનેં, વંદુ ધરી પ્રીતને (૪)

રચયિતા,
કવિ માવદાનજી ભીમજીભાઇ રત્નું

# -: અર્પણ :-

## સનાતન ધર્મ ધુરંધર ધર્મ માર્તન્ડ આચાર્યશ્રી ૧૦૦૮ શ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજ શ્રી, અમદાવાદ,

શ્રીજી મહારાજે જેમ સદ્ ધર્મ પ્રવર્તાવી ધર્મ, ભક્તિ, જ્ઞાન, વૈરાગાદિકનું પોષણ કર્યું, તેમ સાથોસાથ સાહિત્ય, સંગીત, આયુર્વેદ, યોગદર્શન, અશ્વવિદ્યા, અસ્ત્રશસ્ત્ર આદિ અનેક વિદ્યાકળાઓનું પણ પોષણ કરી, સંજીવની છાંટી, સંપ્રદાયને વારસામાં સોંપી હતી.

આજે ''સો સો વર્ષોના વ્હાણાં વાય જતાં'' એ સાહિત્યકળાની વેલી સહજ ચિમળાવા લાગી. પરંતુ શ્રીજીએ એ સાહિત્ય વેલીને અમરવેલી કરવા, અમદાવાદ શ્રી નરનારાયણદેવ પીઠાધિશસ્થાને આપશ્રીના દ્વારા તે સર્વકળા પાછી સંજીવન કરવા પ્રેરણા કરતાં, આપ શ્રીમાને એ ધર્મતખ્ત ઉપર બિરાજ્યા પછી ઉપરની દરેકે દરેક કળાઓનું આપના ઉદાર દિલથી પોષણ કર્યું- કચ્છ, કાઠીઆવાડ, ગુજરાતથી માંડી ભરતખંડના વિદ્વાનો, કવિઓ, પંડિતો, સંગીતાચાર્યો આદિ અનેક કળાનિપુણોને આપશ્રીએ શ્રીજીના જેમ જ કદર કરીને તેઓની કળાઓને ખીલવી. સત્સંગમાં ધર્મ, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય અને શ્રીજી મહીમાના ગ્રંથો પ્રસિદ્ધ કરાવી સંગીત સાહિત્યકારોને પીછાની, તેઓની યોગ્ય કદર કરી શ્રી સ્વામીનારાયણનો વિજય ધ્વજ દેશદેશાવરમાં ફરકાવ્યો.

એ સર્વગુણોથી આકર્ષાઈ, મેં યથામતિ સંપાદિત કરેલ આ ''શ્રી બ્રહ્મસંહિતા'' (સ.ગુ. શ્રી બ્રહ્માનંદસ્વામીનું જીવન ચરિત્ર) આપને શ્રીજી સ્વરૂપ માની, દીર્ઘાયુ. લાલજી મહારાજશ્રીના આજ શુભ જન્મ જયંતિ દિને મંગળ યાદગીરી રહેવા આપશ્રીના કરકમળમાં અર્પણ કરી કૃતકૃત્ય થાઉં છું.



## ઝુલણા છંદ

૧

શશી, આકાશ સોળે કળા ઉગીયો, આપ અવનિ ઉપર ગુણ પ્રકાશો,
શશી, અંધકારને હણે અવનિ ઉપર, આપ અજ્ઞાન તીમિર વિનાસો,
શશી, અમૃત વસે, આપ મુખ સુધારસ, રથારૂઢ શશિ તુમ ધર્મ તખતે,
સંતનાં વૃંદ ઉડગણ સમાં શોભતાં, વદન શશિ તુલ્ય છો દીલ પખતે,

૨

કવિ ઉપમા કથી, આપ ઉડુરાજની, વદે વ્યાજ સ્તુતિ કાવ્ય પદ્ધતિ.
ચંદ્રમાં કળંક, ને આપ નકળંક છો, ચંદ્ર ઘટતી કળા આપ વધતિ,
ચંદ્ર રાહુ ગળે, આપ રીપુ નવ મળે, પર ત્રિયા ચંદ મતિ મંદ પરસી,
આપ નિરખી નહિં અન્ય 'નારી' નજર, વક્ર છે ચંદ્ર, તુમ સરલ દરસી,

૩

ઉદધી ઉદધી સમો, ગગન ગગનંસમો, આપ છો આ સમ એજ ન્યાયે,
પુત્ર ભગવાનના પૃથ્વિ પર છો પ્રસિધ્ધ, તેથી હીનો પમા નવ અપાયે;
શ્રીજીનું સ્વરૂપ છો, સંત સુખ રૂપ છો, ભૂપના ભૂપ છો કુળ સમસ્તે,
'શ્રી બ્રહ્મસંહિતા' મુનિબ્રહ્મના ચરિત્રની, સ્વિકારો આપના વરદ હસ્તે,

૪

કાવ્ય સાહિત્ય સંગીત આદિ કળા, રાજરીતિ અને ધર્મ પ્રીતિ,
કવિજન, પંડિતો કળાના નિપુણની, કદર કરનાર છો ન્યાય નીતિ,
દેવના દેવ દેવેન્દ્રપ્રસાદજી, માવ કવિ કહત શ્રીજી નમસ્તે,
'શ્રી બ્રહ્મસંહિતા' મુનિ બ્રહ્મના ચરિત્રની, સ્વીકારો આપના વરદ હસ્તે,

## દોહા

'બ્રહ્મસંહિતા' ભાવથી અર્પે માવ કવિ આજ.
સ્વીકારો શુભ સ્નેહથી, મણિરૂપ મહારાજ,
બે હજાર સત્તર વિદિત, વિક્રમ વર્ષ પસાર.
ચૈત્ર કૃષ્ણ તૃતિયા તિથિ મંગલ મંગળવાર.

અમદાવાદ
સં. ૨૦૧૭ ચૈત્ર વદિ ત્રીજ,
તા. ૪-૪-૬૧ મંગળવાર,

સત્સંગ સેવક
માવદાનજી ભીમજીભાઇ રત્નુના
દંડવત સહ જયશ્રી સ્વામિનારાયણ



સનાતન ધર્મ ધુરંધર ધર્મ માર્તન્ડ
આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજ
(અમદાવાદ)



શ્રીરંગદાસમાંથી બ્રહ્માનંદ સ્વામી થયા



**સનાતન ધર્મ ધુરંધર આચાર્ય**
**આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી આનંદપ્રસાદજી મહારાજ**
**(વડતાલ)**



**સનાતન ધર્મ ધુરંધર આચાર્ય**
**આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી નરેન્દ્રપ્રસાદજી મહારાજ**
**વડતાલ**



**રાજકવિ માવદાનજી ભીમજીભાઈ રત્નુ**

જન્મ વિ. સં. ૧૯૪૮ ભાદરવા સુદિ ૨– કાલાવાડ.
(દોહો)

સુવર્ણ મુદ્રા કસત, સુવર્ણ ચંદ્રક ચાર ।।
કવિ માવ સનમાનતે, કૃપા ગુરૂ કિરનાર

શ્રીજી

# બે બોલ

## બીજી આવૃતિ

શ્રી બ્રહ્મસંહિતાની પ્રથમા વૃતિનું પાંચ જ માસમાં વેચાણ પુર્ણ થયા પછી પણ તે ગ્રંથ મેળવવાના ઉપરા ઉપર પત્રો અને મનીઓર્ડરો આવવા લાગ્યાં, તે સાથે વડતાલ, અમદાવાદ બન્ને દેશોમાંથી સંત વર્ણી સત્સંગીઓ તરફથી તે ગ્રંથના પ્રશંસાપત્રો પણ આવવા લાગ્યા, તેનું કારણમાત્ર એટલું જ કે આ બ્રહ્મસંહિતા બીન પક્ષપાતથી તેમજ સત્ય ઈતિહાસિક ઘટનાઓથી પ્રમાણો સાથે લખાતાં બન્ને દેશમાં સત્સંગ સમાજને અતિ પ્રિય થતા બન્ને ગાદીસ્થાનોએ થી પણ ધ. ધુ. આચાર્ય મહારાજશ્રી એ વાંચી શુભાષિર્વાદો પાઠવી પ્રસન્નતા જણાવી હતી (વાચો પેજ - ૭૩૪ - ૭૩૫)

ઉપરના કારણે તેની બીજી આવૃતિ છાપવાની માંગણી થતાં મેં તે ગ્રંથના અગાઉથી ગ્રાહકો થઇ જવાની જાહેરાત પ્રસિધ્ધ કરી, છેલ્લે છેલ્લે પ્રેસમાં ગ્રંથ છપાઈ પૂર્ણ થવા આવતા છેક વસંતપંચમી સુધી જેઓનાં મનીઓર્ડરો આવ્યા તે લેતા તેની કુલ પ્રતો-૧૭૩૩ ની અગાઉથી ગ્રાહકના રજીસ્ટરે નોંધણી (જેની નામાવલી આ ગ્રંથને છેલ્લે પાને છે.) તેજ તેની પસંદગીનુ પ્રમાણ પત્ર છે.



પ્રથમાવૃતિથી જે કંઈ આમા સુધારો વધારો થયેલ છે તેની ટૂંકી નોંધ આ નિચે આપવામાં આવી છે.

(૧) સ્વામીશ્રીની જન્મભુમી ''ખાણ ગામની પ્રાચિનતા અને પ્રકૃતિશ્રી'' સાથે સ્વામીશ્રીના પુર્વાશ્રમનું ''બ્રહ્મકુળ વંશવૃક્ષ'' વગેરે (પાને - ૩૦)
(૨) વચનામૃતમાં સ્વામીશ્રીનો ફાળો, એ હેડીંગ નિચે જે વચનામૃતો છે. તેના દેશી દીવારો સાથે અંગ્રેજી તારીખ માસ અને ઈસવીસન આપવામાં આવ્યા છે. (પેજ-૩૪૮)
(૩) શ્રી મૂળી મંદિર વિષેના ઉપાલંભ કાવ્યો પદ-૪ (ચાર) મહાકવિ શ્રી દલપતરામભાઇની નોંધ પોથીમાંથી મેળવી ઉમેરો કરેલ છે. (પેઝ-૪૬૨)
(૪) શ્રી ભુજ મંદિરની દેખભાળ (પેજ ૫૦૬ થી ૫૦૯)
(૫) શ્રી ચરાડવા મંદિર નિર્માણ પ્રસંગ (પેજ - ૫૧૦)
(૬) શ્રી દેવાનંદસ્વામી તથા પૂર્ણાનંદસ્વામીના જીવન પ્રસંગો (પેજ-૫૬૪-૫૬૬)
(૭) ગોપાળાનંદસ્વામી વિરચિત શ્રી મહાપુજાવિધાન મહામંત્ર સાથે શ્રીહરિનું અંગદેવો સહિત સ્થાપન કરવાનો અનુક્રમ (પેજ - ૬૩૩)
(૮) ઉપદેશ રત્નમાળાના ઝુલણા છંદોની ઉત્પતિ પ્રસંગ (પેજ-૬૬૩)
(૯) ''સ્વામી બ્રહ્માનંદ વિદ્વાનોની નજરે'' (પેજ-૬૭૦)
(૧૦) અપ્રસિધ્ધ વચનામૃત -૧ (એક) (પેજ-૬૭૦)
(૧૧) સ્વામીશ્રી રામગલોલાજીનો પત્ર (પેજ-૬૭૭)
(૧૨) સીતાજીના સ્વયંવરનો રેણકી છંદ (પેજ-૬૮૯)
(૧૩) દેવ દુંદભી નાદ-ઘોડાની સ્વારીના ડંકાના બોલ (પેજ-૭૦૩)
(૧૪) શ્રી બ્રહ્મસંહિતા પ્રશંસા પત્રો (પેજ-૭૩૪)

(૧૫) પ્રથમાવૃતિમાં ના કેટલાએક પ્રસંગો જે સ્વામીશ્રીના જીવન પ્રસંગથી અસંગત છે, તેવા સુચના પત્રો આવતા એવા પ્રસંગો આ બીજી આવૃતિમાં છાપવામાં

આવેલ નથી. ઉપર સિવાય ખાસ સુધારો વધારો થયેલ નથી, ખૂબ જાહેરાત કર્યા છતાં પણ સ્વામી રચિત નવિન કાવ્યછંદ, છપય, કીર્તન, કે અન્ય હકીકત કોઈ સ્થળેથી લખાઈ આવેલ નથી.

## આભાર દર્શન

(૧) પરમ ભગવદિય પરમ એકાંતિક મહામુક્તરાજ શ્રી મોહનલાલ રામજીભાઇ આજગીઆ સાહેબ (બીએ, એસ. ટી. સી. માજી હેડમાસ્તર, શેઠ જી. ટી. હાઈસ્કૂલ ફોર ગર્લ્સ તથા બાલ્ટન ટ્રેનીંગ કોલેજ- રાજકોટ) નો જેટલો આભાર માનું તેટલો ઓછો છે, કારણ કે પ્રથમાવૃતિમાં જે જે ભાષાદોષ, શબ્દદોષ, જોડણીદોષ વગેરે પાને પાને હતા, તે તેઓશ્રીએ આંખોની પીડા હોવા છતાં સ્વામીશ્રીના ગ્રંથની નિષ્કામ ભાવે સેવા કરવા અંતરના ઉમળકાથી સ્વિકારી, આ બ્રહ્મસંહિતાની બીજી આવૃતિની શુદ્ધિ કરી આપીને મારા ઉપર મોટો ઉપકાર કરેલ છે. તે કદીએ ભુલી શકાય તેમ નથી.

(૨) ગ્રંથમાંના ભાષા કાવ્યની શુદ્ધિ સદ્‌ગત કવિરાજ શ્રી હમીરદાન લાખાજી રતલામવાળાએ કરી આપી છે. તેનો આભાર હું અંતઃકરણથી માનું છું, પરંતુ તે શુધ્ધિકરણ છપાઈ પ્રસિધ્ધ થતાં પહેલાં તેઓશ્રીનો અક્ષરવાસ થતાં સત્સંગને મોટી ખોટ પડી છે.

(૩) સંત ભૂષણ ધર્મ વિદ્યા ભાસ્કર સદગુરૂ શાસ્ત્રી શ્રી ગોપાળચરણદાસજી, મહંત સ્વામી (ચરાડવા)એ આ બીજી આવૃતિ છપાવવામાં રૂા. ૧૦૦૦) એક હજારનું ગુપ્તદાન અપાવેલ છે જેનો હું આભાર માનું છું.

(૪) ગમે તેટલી કાળજીથી પ્રુફો વાંચ્યા છતાએ મુદ્રણ દોષ રહી જાય, તે સ્વાભાવિક છે, તેવિજ રીતે આ ગ્રંથમાં પણ થયું છે. તો વાંચક વર્ગ તે દોષ સુધારી સમજી વાંચશે તેવી વિનંતી સાથે ક્ષમા ચાહું છું.



(૫) આ ગ્રંથથી શ્રી બ્રહ્માનંદસ્વામીશ્રીનું જીવન ચરિત્ર પૂર્ણ થયું છે, આથી વધારે હકીકત સપ્રમાણવાળી કયાંયથી મળી નથી હવે માત્ર સ્વામીશ્રીનાં તમામ ગુજરાતી તેમજ હિન્દી કાવ્યો, છપાઈ પ્રસિધ્ધ થાય તેવી શ્રીજી મહારાજ પાસે મારી પ્રાર્થના છે.

(અ) ગુજરાતી વિભાગમાં ''બ્રહ્માનંદકાવ્ય'' છે. તેની ત્રીજી આવૃતિ છપાવી પ્રસિધ્ધ કરવા મુંબઈ સત્સંગ મંડળ તરફથી મારા માઈત પ્રબંધ થયો છે, તે હર્ષની વાત છે.

(બ) હવે માત્ર હિન્દી વિભાગના કાવ્યોના જેટલો ગ્રંથો સ્વામી રચિત છે તેટલા એકજ ગ્રંથમાં સંગ્રહી છપાવી પ્રસિધ્ધ કરવા સ્વામીશ્રીના મહીમાવાળા કોઈ દાનવીર સત્સંગી સેવા કરે તેવી શ્રીજી પાસે પ્રાર્થના કરૂં છું.

(ક) આ ગ્રંથના અગાઉથી ગ્રાહક થયેલા સર્વે સભ્યોનો હું હૃદયથી આભાર માનું છું હવે આ ગ્રંથ પ્રસિધ્ધ થયો જાણી સહુ પોત પોતાના ગ્રંથો મેળવવા યોગ્ય પ્રબંધ કરે તેવી વિનંતી કરૂં છું સર્વ વાંચક વર્ગ આ ગ્રંથ વાંચી મને શુભાષિર્વાદ આપજો કે આ ગ્રંથની માફક શ્રી બ્રહ્માનંદ કાવ્ય ભાગ-૧ લો (ગુજરાતી વિભાગ) અને હિન્દી કાવ્ય વિભાગ ભાગ-૨ જો હું જલ્દી પ્રસિધ્ધ કરી શકું તેવું મને શ્રીજી બળ આપે, એટલું યાચી વિરમું છું.

જામનગર
વિક્રમ સંવત
૨૦૨૨ વસંત પંચમી
સ્વામીશ્રી ની ૧૯૪ મી જન્મ જયંતી

લી. સત્સંગ સેવક
રાજકવિ માવદાનજી રત્નુ
ના દંડવત સહ જયશ્રી
સ્વામિનારાયણ વાંચશોજી,

॥ શ્રીજી ॥

# સંપાદકનું નિવેદન

## (પહેલી આવૃતિ)

આ ‘શ્રી બ્રહ્મસંહિતા’ નું સંપાદન અને પ્રકાશન કાર્ય પ. પૂ. મુક્તરાજ પાર્ષદવર્ય શ્રી કેસરભક્તની પુનિત પ્રેરણા અને શુભાશિષનું ફળ છે. શ્રી કેસરભક્તનું નામ આપણા સત્સંગમાં સુપ્રસિદ્ધ છે. તેઓશ્રી × ચારણ જ્ઞાતિના છે અને તેમનું મુળ ગામ ‘મછીઆવ’ છે. શ્રી અમદાવાદ ગાદીના ધ. ધુ. આચાર્ય શ્રી કેશવપ્રસાદજી મહારાજશ્રીએ તેમને દીક્ષા આપી પોતાની હજુરમાં પાર્ષદની સેવામાં રાખ્યાં. તે પછી ધ. ધુ. શ્રી પુરૂષોત્તમપ્રસાદજી મહારાજની સેવામાં તેઓ રહ્યાં હતા, અને ત્યાર બાદ ધર્મકુળમાંથી આવેલા નાની ઉંમરના ધ. ધુ. શ્રી વાસુદેવપ્રસાદજી મહારાજશ્રીની સેવામાં રહીને શ્રી કેશરભક્તે તન, મન અને ધનથી સત્સંગની પ્રશંસનીય સેવા બજાવી છે. હાલ પણ વિદ્યમાન આચાર્ય શ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજ અને દીર્ધાયુ શ્રી લાલજી મહારાજની સેવાનો લાભ તેઓ લઈ રહ્યાં છે મારામાં જે કાંઈ કાવ્ય અને સાહિત્યનું જ્ઞાન છે. તેનાં બીજ પણ શ્રી કેસરભક્તે * જ નાનપણમાં રોપ્યાં હતાં, અને એ રીતે તેઓ મારા ગુરૂપદે બીરાજે છે.

શ્રી બ્રહ્માનંદકાવ્યની પ્રથમ આવૃતિ, મુંબઈથી સં. ૧૯૫૮માં અને બીજી આવૃતિ સં. ૧૯૬૯માં પ્રસિદ્ધ થઈ હતી. પરંતુ શ્રી બ્રહ્માનંદસ્વામીના પૂર્વાશ્રમની પૂરી હકીકત અને તેમનું ચારણીય સાહિત્ય વગેરે તેમાં આવી શક્યું ન હતું. આથી એ સબંધી બને તેટલી માહિતી એકઠી કરીને સ્વામીશ્રીનું સવિસ્તર જીવન વૃતાંત લખવાનો આરંભ શ્રી કેશરભક્તને કર્યો હતો. પોતાની પાસે ઘણી ખરી સામગ્રી હોવા છતાં આ કામ વૃદ્ધાવસ્થા અંગે તેમનાથી થઇ શકશે નહિ, એમ લાગવાથી મને તે પુરૂં કરવાની આજ્ઞા કરી અને તે સબંધી બધુ સાહિત્ય મને સં. ૨૦૦૬ માં સોંપી દીધું હતું.

મને મળેલ એ સાહિત્ય સંગ્રહ ઉપરાંત વિશેષ માહિતી મેળવવા માટે

× વાચો તેઓશ્રીનો જીવન પરિચય, પરિશિષ્ટ ૨. પા. ૬૯૨ * શ્રી કેસરભક્ત સં. ૨૦૧૯ શ્રાવણ વદી નૌમના રોજ અક્ષરવાસી થયા છે.



મેં સં. ૨૦૦૭ ની વસંત પંચમી ઉપર ‘સુધા માસિક’ અને પત્રિકા દ્વારા સર્વ સંત હરિભક્તોને જાહેર વિજ્ઞપ્તિ કરી કે ‘‘શ્રી બ્રહ્માનંદસ્વામીના જે જે પ્રસંગો, કાવ્યો કીર્તનો, હાસ્યરસની વાર્તા કે બીજી જે માહિતી જેની જાણમાં હોય તે મારી ઉપર મોકલી આપવા કૃપા કરે.’’ આથી કચ્છ- ભુજ, ગઢડા, જુનાગઢ, વડતાલ, મુળી, લુણાવાડા, ઘણા સ્થળેથી મને ઘણી વિગતો મળવા લાગી.

સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીના મુખ્ય(ચારણ) શિષ્ય શ્રી દેવાનંદસ્વામીએ સ્વગુરૂદેવ પાસેથી પીંગળ કાવ્ય અને ચારણી સાહિત્યનો અભ્યાસ કર્યો હતો. અને કઠિન છંદો તેમજ ગૃઢાર્થ કાવ્યના અર્થ ગુરૂ મુખેથી સાંભળી લખી રાખ્યા હતા. તે સાથે શ્રી બ્રહ્માનંદસ્વામીની પૂર્વાશ્રમની બધી હકીકત સ્વામીને પુછીને એક ‘ટીપણી બુક’ માં નોંધી રાખી હતી. શ્રી દેવાનંદસ્વામી પાસે કવીશ્વરશ્રી દલપતરામભાઇ કાવ્ય શાસ્ત્રનો અભ્યાસ કરવા માટે સાતેક વર્ષ મુળીમાં રહ્યાં હતા. ત્યારે શ્રી દેવાનંદસ્વામીની એ ‘ટીપણી બુક’ માંથી એ હકીકત ઉતારી લઈ પોતે ‘ટીપણી બુક’ તૈયાર કરી લીધી હતી.

એ સમયમાં ગામડાના ચોરામાં ચોમાસા દરમ્યાન બ્રાહ્મણો, સાધુઓ, વિશેષ કરીને રામાયણની કથા કરવા નીકળતા. આથી સં. ૧૯૩૮ ના અરસમાં લોધીકા દરબાર પ. ભ. શ્રી અભયસિંહજીભાઈએ કવીશ્વર દલતરામભાઇ પાસે રામાયણની ભાષા અને ઢબ (ઢાળ)માં શ્રીજી મહારાજના લીલાચરિત્રનો ‘શ્રી પુરૂષોત્તમ ચરિત્ર’ અને છંદ રત્નાવલી,* એ નામે ગ્રંથ કરાવ્યા, ત્યારે શ્રી દલપતરામભાઇની આંખે બહુ જ ઓછું સુજતું હતું. તેથી તેમની મદદમાં મારા પૂજ્ય પિતાશ્રી શ્રી ભીમજીભાઇ કવિ તથા રાજકોટના શ્રી રામજી ભટ્ટ+ રહ્યાં હતા. આ વખતે મારા પિતાશ્રીએ શ્રી બ્રહ્માનંદસ્વામીના કેટલાક કિલષ્ટ છંદો, ષટ અને અષ્ટવિધાની કાવ્યો આદિના અર્થ લખી લીધા હતા અને કવીશ્વરની ‘ટીપણી બુક’માંથી ટુંકી નોંધ પણ કરી લીધી હતી. મારા પીતાશ્રીની એ ટુંકનોંધ વાચીને મને કવીશ્વર દલપતરામભાઇની મૂળ ટીપણીબુક મળે તો લખી લેવાનું મન થયું. મારી એ ઈચ્છા મેં કવિ સમ્રાટ શ્રી ન્હાનાલાલ ભાઈને વ્યક્ત કરી તેઓશ્રીએ સહર્ષ પોતાના ગ્રંથના ભંડારમાંથી એ જુની ‘ટીપણી બુક’ એ વખતના ચીનાઈ હાથી છાપના ઝીણા કાગળમાં સીસા પેનથી ઉતારેલ મને આપી અને મેં ત્યા આઠ દસ દિવસ રોકાઈને તે ઉતારી લીધી.

*એ છંદ રત્નાવલીની બીજી આવૃતિ સં. ૧૯૬૩ માં સુરતમાં પ્રસિદ્ધ થી હતી. હાલ તે અપ્રાપ્ય છે.

+ જેમના પ્રપિતાશ્રી માહેશ્વર ભટનો પ્રશ્ન પ્ર. ૪૬ વચનામૃતમાં છે.

આવી રીતે શ્રી બ્રહ્મમુનિ વિષેની વિસ્તૃત વિગતોવાળી એ 'ટીપણી બુક' અને શ્રી કેસરભક્ત પાસેથી મળેલ સાહિત્ય, તેમજ અન્ય સંત હરિભક્તો તરફથી મળેલ કાવ્ય કીર્તનો, વાતો પ્રસંગો, અને અન્ય કર્ણોપકર્ણ સાંભળેલી હકીકતો ઉપરથી આ 'શ્રી બ્રહ્મસંહિતા' ગ્રંથનું સંપાદન કાર્ય કરવાને હું શક્તિમાન થયો છું. આવી અમુલ્ય સેવાની તક મને મળી તે માટે હું મારી જાતને અહોભાગ્ય માનું છું, અને દશ વર્ષના લાંબાગાળા પછી પણ આ ગ્રંથ પ્રસિધ્ધિને પામે છે તેથી ખુબ સંતોષ અનુભવું છું.

આ ગ્રંથની રચનામાં દરેક અધ્યાયોના અંતે – ''ઈતિશ્રી કેસરભક્ત વિરચિતે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ધ. ધું. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદ્દગુરૂ દેવાનંદ સ્વામી સંવાદે..... સમાપ્તઃ'' એમ લખી મેં મારૂં ગુરૂરૂણ ઉતારવાનો અલ્પ પ્રયાસ કર્યો છે. હું કોઈ મોટો લેખક કે ડીગ્રીધારી વિદ્વાન નથી. મેં તો મારી બુદ્ધિ પ્રમાણે આ ગ્રંથનું સંપાદન કાર્ય કર્યુ છે. તેમા કેટલીએ ખામીઓ જણાશે. પરંતુ ભગવાન અને ભગવાનના સંતોના ચરિત્રો લખવામાં કાવ્યદોષ કે પુનરૂક્તિ દોષ કે ભાષાદોષ હમેંશા ક્ષતંવ્ય જ ગણાયેલા છે. તેથી ક્ષીરનીર ન્યાયે વાચક વર્ગ સાકરના નાળીયેરની જેમ આ ગ્રંથનો સ્વાદ જ્યાંથી ચાખશે ત્યાં ત્યાં એ બ્રહ્મરસ ગળ્યો જ લાગશે, એમ મારી અંતરની માન્યતા છે.

આ પ્રથમાવૃતિ વાંચીને વાંચક વર્ગ તરફથી જે જે સલાહ સૂચનાઓ મળશે તે પ્રમાણે બીજી આવૃતિમાં સુધારો કરી લેવામાં આવશે.

## આભાર દર્શન

હવે આ ગ્રંથના કાર્યમાં મને જે જે મદદગાર થયા છે તે સર્વના આભારનો મારે નિર્દેશ કરવો જ જોઈએ.

પ્રથમ તો કવીશ્વર શ્રી દલપતરામભાઈની મુળ 'ટીપણી બુક' આપવા માટે મહાકવિ સમ્રાટ શ્રી ન્હાનાલાલભાઈનો અને પોતે એકઠું કરેલ સાહિત્ય મને સુપ્રત કરવા માટે વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ ચારણ મહાત્મા પ. ભ. શ્રી કેશરભક્તનો હું અત્યંત આભારી છું, કેમ જે આ ગ્રંથને બૃહત સ્વરૂપ આપી શક્યો છું તે તેમનોજ પ્રતાપ છે.

આ ગ્રંથના મુદ્રણ ખર્ચમાં રૂા. ૩૦૦૦/- ત્રણ હજારની મદદ મેળવી આપીને આ કાર્ય સત્વરે પુરૂં કરવાના આગ્રહ માટે સંત ભૂષણ-ધર્મ વિદ્યા ભાસ્કર



સદગુરૂ શ્રી ગોપાળચરણદાસજી મહંત સ્વામી (ચરાડવા) ની કૃપાનો હું અત્રે સ્વીકાર કરૂં છું. તેઓશ્રીની શુભ પ્રેરણાથી આણંદ નિવાસી પ. ભ. શ્રીમાન દાનવીર શ્રી ગોરધનભાઈ હ. પટેલ **+** આ શુભ પ્રકાશનમાં ત્રણ હજાર રૂપીયાનું દાન આપી મુખ્ય સહાયતા કરી છે, જેથી તેનો હું આભીરી છું.

આ ઉપરાંત કચ્છ ભુજ (મુળી)ના સદગુરૂ પુરાણી શ્રી બાળમુંકુંદદાસજી સ્વામીનો અને લુણાવાડાના પ. ભ. શ્રી રમણલાલ અંબાલાલ ભટ્ટનો હું ઉપકૃત છું. તેઓ બન્ને તરફથી મને ઘણાં કીર્તનો, પ્રસંગો, અને વાર્તાઓ મળી છે.

વળી સં. ૨૦૦૭ ની પત્રીકા વાંચીને જે જે સંત હરિભક્તોએ મને વતા ઓછું – સાહિત્ય મોકલ્યું છે, તે માટે સર્વનો હું આભાર માનું છું.

આ ગ્રંથ છપાતી વખતે રાજકોટ મંદિરમાં મારા લાંબા રોકાણ દરમ્યાન જુનાગઢવાસી પુરાણી શ્રી હરિસ્વરૂપદાસજી મહંતશ્રી તથા તેઓશ્રીના શિષ્ય કવિસ્વામી ભક્તિપ્રિયદાસજી અને શ્રી રામાનુજચરણદાસજી એ મારી બધી સગવડતા જાળવી છે. તે માટે તેમનો મારે આભાર માનવો જોઈએ.

આ ગ્રંથમાં આમુખ-લખવાની સેવા પ. ભ. શ્રી મોહનલાલ રામજીભાઈ આજગીઆ (બી. એ. એસ. ટી. સી. માજી હેડમાસ્તર, શેઠ જી. ટી. હાઈસ્કૂલ ફોર ગર્લ્સ તથા બાર્ટન ટ્રેનીંગ કોલેજ, રાજકોટ) ભાઈએ કરી છે; જેનો હું આભારી છું.

વઢવાણ નિવાસી પ. ભ. ડૉ. મણીલાલ ખોડીદાસ આદેશરાએ પણ જે મદદ કરી છે તેનો પણ હું આભારી છું.

શ્રીજી સર્વનું મંગળ કરો, એજ અભ્યર્થના.

| | |
|---|---|
| મુ. રાજકોટ | લી. સત્સંગ સેવક |
| ફાગણ વદી-૧ | રાજકવિ માવદાનજી ભીમજીભાઈ |
| સં. ૨૦૧૭ (ફુલદોલોત્સવ) | રત્નુના દંડવત સહિત |
| તા. ૩-૩-૬૧ શુક્રવાર | જયશ્રી સ્વામિનારાયણ |

+ વાંચો તેઓશ્રીનો જીવન પરિચય - પારશિષ્ટ - ૩ પા. ૬૫૫



**શ્રીજી મહારાજને આદી આચાર્યશ્રી ચમર કરે છે.**




**સદ્‌ગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામી**
**(શ્રી બ્રહ્મમુનિ)**

| જન્મ | અક્ષરનિવાસ |
| --- | --- |
| દેશ-મારવાડ | દેશ - ઝાલાવાડ |
| ગામ-ખાણ | ગામ-મૂળી |
| સં. ૧૮૨૮ મહા સુદિ ૫ | સં. ૧૮૮૮ જેઠ સુદિ ૧૦ |
| તા. ૮-૨-૧૭૭૨ શનિવાર | તા. ૮-૬-૧૮૩૨ શુક્રવાર |

।। श्री स्वामिनारायणो विजयते ।।

# :- આમુખ -:

प्रणम्य भकितभावेन भकितधर्मात्मजं मुदा ।

लिखाम्यहं यथामति श्रीब्रह्मसंहितामुखम ।।

પરાત્પર પૂર્ણ પુરૂષોત્તમ શ્રી સહજાનંદસ્વામી ચરણકમળ શિષ્ય સ.ગુ. શ્રી બ્રહ્માનંદસ્વામીના સમગ્ર જીવન પ્રસંગોને આવરી લઈ તેઓશ્રીના વિસ્તૃત જીવન વૃતાંતરૂપે આ 'શ્રી બ્રહ્મસંહિતા' ગ્રંથ લખવાનો સંપાદકનો ભગીરથ પ્રયત્ન આજ એક દશકા જેટલા ગાળે પણ સાકાર સ્વરૂપ લે છે. એ શ્રીજી પ્રસાદિત તેમની ધીરજ, ખંત અને ભક્તિનું જ ફળ છે.

સાહિત્ય ક્ષેત્રે જીવન ચરિત્રોનો અન્ય પુસ્તકો કરતા આ ગ્રંથની વિશિષ્ટતા એ છે કે, માયાપાર બ્રહ્મ અને પરબ્રહ્મના સાક્ષાત પ્રગટ સંબંધને સિદ્ધ કરનાર સ. ગુ. બ્રહ્માનંદસ્વામીના આ જીવન પ્રસંગો વાંચનાર અક્ષર ધામના દિવ્યતમ બ્રહ્માનંદમાં તરબોળ થઈ રહે છે.

મોટા સદગુરૂ થકી સાંભળ્યું છે કે, સ. શ્રી શુકમુનિ આદિક સંપ્રદાયના શાસ્ત્રકારોને શ્રીજી મહારાજે શાસ્ત્ર લખવાની રીત શીખવી હતી. ગ્રંથ-પ્રબંધમાં જેમ અનુબંધનો હોય છે, તેમ આ 'શ્રી બ્રહ્મસંહિતા' માં

(૧) કથા વિષય :- શ્રી મહા કવિરત્ન સ. ગુ. શ્રી બ્રહ્માનંદસ્વામીના જીવન કવનો છે.

(૨) સ્થાન :- શ્રી બ્રહ્મમુનિ એ જ બાંધેલ મૂળી મંદિર રૂપી મહાતીર્થ ક્ષેત્ર છે.

(૩) પ્રસંગ :- ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજનું મુળીમાં પધારવું અને શ્રી બ્રહ્માનંદસ્વામીના જીવન પ્રસંગોનું શ્રવણ કરવાની તેઓશ્રીની ઉત્કંઠા છે.

(૪) વક્તા :- સ. ગુ. શ્રી બ્રહ્મમુનિના (ચારણ) પટ શિષ્ય સ. ગુ. શ્રી દેવાનંદ સ્વામી છે.



(૫) શ્રોતાવર્ગ :- ધ. ધુ. આચાર્યશ્રી અને દેશ દેશનો ઉત્સુક હરિભક્ત સમુહ છે.

(૬) પ્રબંધકાર :- અમદાવાદ દેશના આચાર્યશ્રીની ચાર પેઢીની એક ધારી સેવા કરનાર હજુરી મુક્તરાજ પાર્ષદવર્ય (ચારણ) ભક્તરાજ શ્રી કેસરભક્તથી વિરચિત થયેલ એવો આ ગ્રંથ છે.

અને એના સંપાદક મહાશય શ્રીજી મહરાજના સમયથી સત્સંગાશ્રિત ચારણકુળના (૪૭૬) × રાજા રજવાડામાં કવિરાજ તરીકે સન્માન પામેલ જામનગરના રાજકવિ સત્સંગ પરાયણ પ. ભ. શ્રી માવદાનજીભાઈ છે. આમ જ્યાં બધી રીતનો સુયોગ પ્રાપ્ત થયો હોય ત્યાં કાર્યના હેતુ અને પ્રયાસને સંપૂર્ણ સફળતા પ્રાપ્ત થાય જ.

શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના કોઈ પણ મુક્ત પુરૂષનું જીવન વૃતાંત તે સંપ્રદાયના વિકાસ સાથે વાણાતાણાની જેમ ઓતપ્રોત સંબંધ ધરાવે છે. શ્રી સહજાનંદસ્વામીના જીવનગાળા સં. ૧૮૫૬ થી ૧૮૮૬) દરમ્યાન આ પુણ્ય ક્ષેત્રમાં જેટલા મુક્તાત્માઓ, મુમુક્ષુ જીવો પ્રકટ થયા હતા, તેટલા બીજા કોઈ સમયમાં ભાગ્યે જ થયા હશે, એવું તે વખતનો ગુજરાતનો દેશકાળ તપાસતા માલુમ પડે છે.

શ્રી સહજાનંદ ભગવાનના પ્રાગટય (સં. ૧૮૩૭) પૂર્વ શ્રી આત્માનંદસ્વામી અને તેના શિષ્ય શ્રી રામાનંદસ્વામીએ સૌરાષ્ટ્ર, કચ્છ અને ગુજરાતમાં ધર્મપડ-છાંટીને તૈયાર કર્યુ (૧૦) અને શ્રીનીલકંઠવર્ણી વેશે શ્રીજી મહારાજ લોજમાં પધાર્યા (સં. ૧૮૫૬) ત્યારે તેઓશ્રીને ધર્મધુરા સોંપી દીધી (સં. ૧૮૫૮) હવે જે માનવ-ઉદ્ધારના કાર્ય માટે પોતે અવતાર ધારણ કર્યો હતો, તેનો પ્રારંભ શ્રીજીમહારાજે એકદમ સત્વરે કરી દીધો. શ્રી સહજાનંદ સ્વામીએ પોતાના મહા અલૌકિક પ્રભાવનો એટલો બધો તો પ્રસ્તાર કર્યો કે, સૌરાષ્ટ્ર, ગુજરાત અને દૂર દૂર પ્રદેશોમાંથી ચકોર ચંદ્ર કે લોહ-ચુંબક જેમ કોઈ અજબ આકર્ષણ પામીને અનેક મુક્ત પુરૂષો અને યોગભ્રષ્ટ મુમુક્ષુ જનો શ્રીજી મહારાજની મૂર્તિ પ્રતિ યેનકેન પ્રકારેણ ખેંચાઈ આવી સત્સંગ સમાજમાં ભરતી કરવા લાગ્યા. કોઈ મોટા નેજા ધારી મહંતો, કોઈ સિધ્ધ દેવી ઉપાસકો, કોઈ મહાન સન્યાસીઓ..

'આમુખ' માં નિર્દિષ્ટ કરેલ બાબત જોવા માટે કૌંસમાંના અંક પ્રથમા વૃતિન ગ્રંથના પાનાં બનાવે છે.

એ આદિ અનેક ધર્મ અને કોમના અનેકજન્મ સંસિદ્ધાઃ એવા દૈવી આત્માઓ જાણે પરાં ગતિં પામવા માટે શ્રી સ્વામિનારાયણ ભગવાનના પ્રથમ મેળાપે જ તેઓશ્રીને પ્રગટ પરબ્રહ્મના સાક્ષાત અવતાર જાણીને તેઓશ્રીનું શરણ સ્વીકારી. અનન્ય નિષ્ઠાવડે શિષ્યો થઈ રહેતા. આમા કોઈ યોગમૂર્તિ સ્વરૂપે, કોઈ ધામસ્વરૂપે, કોઈ વિદ્યાવારિધિ સ્વરૂપે, કોઈ વૈરાગ્યસ્વરૂપે, કોઇ કાવ્યકળા સ્વરૂપે, કોઇ શાંત રસ સ્વરૂપે, કોઇ ગાન વિદ્યા સ્વરૂપે, એમ વિવિધ સ્વરૂપે દેહધારી મુક્તાત્માઓ શ્રી સહજાનંદસ્વામીની સેવામાં આવીને રહ્યા અને પ્રખર ધર્મનાયકો બનીને સમાજના સર્વાંગી ઉધ્ધારમાં પોતાનો ફાળો આપવા લાગ્યા.

આ રીતે શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના આધ્યાત્મિક નભ-મંડળમાં જે પ્રથમ પંક્તિના તારાગણ ઝળહળી રહ્યા હતા, તેમાંના એક 'શ્રી બ્રહ્મસંહિતા' ના ચરિત્ર નાયક શ્રી બ્રહ્માનંદસ્વામી મુખ્ય હતા (૫૩૪) અને એક સમર્થ ઉત્તમોત્તમ કવિરાજ અને વિદ્વાન સંત તરીકે આ સંપ્રદાયના વિસ્તારમાં સાહિત્યમાં જે પ્રથમ ગણનાની સેવા બજાવી છે. તેની પ્રશસ્તિ ગમે તેટલી કરવામાં આવે તોયે અધુરી જ રહેશે. એમ કહેવું સર્વથા યોગ્ય ગણાશે.

દેવજ્ઞાતિ (૧૫) ચારણમાં જન્મ ધરનાર આ મહાપુરૂષ લાડુદાનજીએ બાળપણથીજ પોતાની દિનચર્યા અને બાળચરિત્રો વડે પોતાના માતપિતા, સગાકુટુંબીઓ અને બાળસખાઓને પોતાની દિવ્ય શક્તિનો ભાસ કરાવ્યો હતો. જન્મથીજ ચારણ બાળ ઉપર કાવ્યદેવીની પ્રસન્નતા હોય છે, એ મુજબ અભ્યાસ વગર લાડુદાનજી નાનપણથી જ પોતાની બુધ્ધિ ચતુરીથી સાખીઓ, દોહા, છંદો, જોડકણાં.. વગેરે રચીને સર્વને રમુજ સાથે આશ્ચર્યમાં ગરકાવ કરી દેતા (૨૫)

મુક્ત પુરૂષોના જીવન પ્રથમથી જ દુન્વવી જીવોથી જુદા તરી રહે છે અને જે કાર્ય મોટે તેઓએ જન્મ ધર્યો હોય તે માટેની તૈયારીની પૂર્વભૂમિકા પણ ભગવાન પોતેજ યોજી આપે છે. એ મુજબની શાંત અને બુદ્ધિશાળી લાડુદાનજીની તીવ્રબુદ્ધિ અને વાકચાતુરીથી મુગ્ધ બની શિરોહી રાજ તરફથી તેમના વિદ્યાભ્યાસ માટે કચ્છભૂજમાં ત્યાંના મહારાવશ્રીની દેખભાળ નીચે પ્રબંધ થયો (૩૦) અને ત્યાં દશેક વરસ સુધી અભ્યાસ કરી પિંગળશાસ્ત્ર, ચારણીસાહિત્ય રસરાજ.... આદિ અનેક ગ્રંથોમાં તેઓ પારંગત થયા, પોતાની કાવ્ય તર્ક સ્મરણ, શીઘ્ર વકતૃત્વ, એ આદિ શકિતઓની



અધિકતરતાથી સમગ્ર વિદ્યા તેમને લગભગ કંઠસ્થ રહી જતી, અને તેથી વિદ્યાભ્યાસંતે શીઘ્ર કવિરાજ તરીકે સુખ્યાતિ મેળવીને ભૂજ નરેશના હસ્તેજ રાજકવિ રત્ન, પીંગલાચાર્ય, મહામહોપાધ્યાય, શતવિધાની અને દોવળી તાજમી સરદારપદથી (૪૪) સત્કાર અને માનચાંદ મેળવ્યા (૪૫) ભૂજથી લાડુદાનજી ધમડકા ગયા અને ત્યાં બે વરસ સુધી સંગીત અને કળાના વિશેષ જ્ઞાનમાં નિપુણતા પ્રાપ્ત કરતા હવા. (૪૮)

સંત ભક્તોનાં જીવન સાક્ષી પૂરે છે કે, મહાપુરૂષો ગમે તે સ્થળમાં જન્મ્યા હોય તો પણ તેમને માટે જે ક્ષેત્રમાં, જ્યારે જે પ્રકારનું કાર્ય કરવાનું ભગવાને નિર્માણ કરી રાખ્યું હોય છે, તેને માટે તેમના જીવનની પરિવર્તન-ક્ષણ (Turning Point) નિર્મિત સમયે આપોઆપ આવીને ઉભી રહે છે અને તેમના જીવનમાર્ગની દિશા બદલી નાંખે છે.

દોવળી તાજમી સરદાર બનીને ધ્રાંગધ્રા (૫૯) જામનગર (૬૯) જુનાગઢ (૮૭) અને ભાવનગર (૧૦૭) રાજ્યમાં મહાકવિરાજ લાડુદાનજીએ પોતાની અલૌકિક કાવ્ય અને સાહિત્યની વિધવિધ રસ સામગ્રી અને શતાવધાન પ્રયોગ વડે સર્વને આંજી દઈ પ્રખર કવિરાજ તરીકે પોતાની સુખ્યાતિ ચારે દિશામાં પ્રસારી દીધી. રાજ્યસભામાં કાવ્ય ચર્ચા વખતે કેટલાંક કાવ્યકવિતોનાં ગૂઢાર્થ ભલભલા રાજકવિઓ અને વિદ્વાનોને પણ અગમ્ય લાગતા તે સર્વના યથાર્થ અર્થ લાડુદાનજી સુગમતાથી કરી બતાવતા ત્યારે સર્વ સભાજનો પ્રભાવિત થઇ જતા (૭૪,૯૩) આવા દરેક પ્રસંગે માનપાન અને શિરપાવમાં લાડુદાનજીને જેટલું સોનુરૂપું, નાણું અને બીજી ભેટો મળે છે, તે જોતાં તે સમયે દેશી રાજાઓ કેટલા કાવ્ય રસિકો, સમુદ્ધ અને ઉદાર હતા, તેનો આછો ખ્યાલ વાંચકને આવશે. (૪૪, ૬૮, ૮૬, ૧૦૬)

તે જમાનો રાજકીય સામાજિક અને ધાર્મિક અંધાધુધીનો હતો અને કોઈ ઉપર કોઈનો અંકુશ રહ્યો ન હતો. આથી ધર્મ ક્ષેત્રે ખાખીઓ ને લોલંગરો જેવો વેરાગીઓ વામમાર્ગીઓ અને શક્તિપંથીઓ વામદામના પરમ ઉપાસક બની લોકોમાં વહેમ, જંત્રમંત્ર, અંધશ્રધ્ધા અનીતિ અને ભ્રષ્ટાચારનો ફેલાવો કરી રહ્યાં હતા.

ભયે ગુરૂ સુ આયકે, રહે અઘૌઘ છાયકે;

આહારી મધ માંસકે, કુટુંબ કેશી-કંસકે. (૬)

શ્રી સહજાનંદ સ્વામીરે, પ્રગટત ન આ સમેરે.

રાજે ગઢપુર મહારાજ, પૂર્ણબ્રહ્મ પરમાત્મા જો.

એ આદિક સાંપ્રદાયિક કીર્તનો એ સમયનું હુબહુ ચિત્ર આલેખે છે.

દેશની એ અધમતાને સરયુ નદીના પુનિત વારિથી ધોઇ નાંખીને માત્ર અઠાવીશ વર્ષના ટુંકા ગાળામાં જનસમાજના દરેકે દરેક ક્ષેત્રે ઉત્તમ સંસ્કારના સિંચન વડે માનવદ્રષ્ટિને છેક પલટાવી નાંખી, અનેક જીવનવિહોણા મુમુક્ષુજનોને વિશુદ્ધ ધાર્મિક જીવન ગાળતા કરી દઈ, સમગ્ર મહા ગુજરાતને ગરવી બનાવનાર શ્રી સહજાનંદસ્વામીની એ પ્રભાવશાળી વિજયવંત તવારીખ હજુ સુધી વિશ્વના ધર્મક્ષેત્રે અજોડ જ રહી છે. માનવજીવનના ઉદ્ધાર માટે ઉત્તમ આચાર વિચાર અને ઉગ્ર તપવાળા, સ્ત્રી ધનના ત્યાગી સંતો અને નીતિ ધર્મના સદાચારી હરિભક્તોનાં જીવન ઘડીને, માત્ર ત્રણ જ દશકાની અંદર શ્રી સ્વામિનારાયણ ભગવાનને વિશુદ્ધ ધર્મની રીતિ, નીતિ અને સંપ્રદાયની સ્થિતિ ઘડી દઈ, દેશની આંખ ઉઘાડી કે જીવનો મોક્ષ તો ગીતા-ભાગવતમાં કહ્યાં એવાં લક્ષણવાળા સંતનાં આશ્રયથી જ થાય છે; પરંતુ ભક્તિના આડંબરી કામી, ક્રોધી, લોભી ભેખથી થતો નથી. એવા સદુપદેશથી સમાજ જીવનનો દ્રષ્ટિકોણ પલટતો જોઈને.

પાંખડી ને દંભી લાગ્યા દાઝવારે,

તોફાનીને ઉપજયો છે ત્રાસકે,

સહજાનંદ આવ્યા સુખ આપવારે.

એ પ્રમાણે અસત્યાચારી ધર્મગુરૂઓના તેજોવધથી અને સદ્ધર્મ કે સત્શાસ્ત્રાધારે શ્રીજી મહારાજના સંતો કે હરિભક્તો સામે ટકી રહેવાની અશક્તિના કારણે. એવા ઢોંગી લોકોએ કેવળ દ્વેષ અને ઈર્ષાથી જનસમૂહમાં શ્રીસ્વામિનારાયણ તો જાદુગરા છે, ઈંદ્રજાળનો ગોટકો રાખે છે. બાબરો ભૂત વશ કર્યો છે, કામણ ટુમણ કરીને ભોળા લોકોને ભરમાવી શિષ્યો બનાવે છે, એવી એવી અનેક કપોલ કલ્પિત વાતો વહેતી કરી દીધી હતી (૧૧૪). દંભી ગુરૂઓની આવી વાતોથી જે ભરમાયા નહિ અને જેણે વિવેકથી વિચારી જોયું, તેઓ શ્રીજી મહારાજને શરણે થયા. આથી સ. ગુ. શ્રી પ્રેમાનંદસ્વામીએ ગાયું છે કે,

મતપંથને માથે મેખ મારી, લીધા જન છોડાવી જોઃ

મુંડયા કંઈક ગુરૂભેખ, પાડ્યા મહંતને ગોડવી જો

સં. ૧૮૬૧ ના સમયની એ પરિસ્થિતિમાં શ્રી લાડુદાનજી ભાવનગર આવ્યા હતા અને ત્યાંથી વતનમાં જઈ મારવાડ ગુજરાતમાં ફરવાનું કદાચ મનમાં ધાર્યુ



હશે. પરંતુ ભાવનગરમાં સ્વામિનારાયણ ધર્મના આશ્રિત એક સોની હરિભક્તના મિલનથી અને ઉપર મુજબની શ્રી સ્વામિનારાયણ ભગવાન અંગેની લોકવાયકા સાંભળીને શ્રી લાડુદાનજીએ પોતાના દેવળી તાજમી સરદારના ચારણી અહંભાવ અને વિદ્યાવારિધિના ગર્વથી (૧૨૩) શ્રી સહજાનંદસ્વામીના પ્રગટ ભગવાનપણાને હઠાવી દેવાના નિશ્ચયથી ગઢડા જવા ધાર્યું (૧૧૮) ગઢડામાં શ્રીજી મહારાજની અંતર્યામી શક્તિ (૧૨૫) તથા સોમ્ય ગુણાતીત અને દિવ્યમૂર્તિના દર્શન માત્રથીજ, જેમ સાચા મોતી સમાન ભાસતાં ઝાકળનાં બિંદુઓ સૂર્યના પ્રકાશમાં ઓસરી જાય છે તેમ શ્રી લાડુદાનજી તો શ્રીજી મહારાજની આનંદઘન કિશોર મૂર્તિને એકાગ્ર દ્રષ્ટિએ નિરખી જ રહ્યાં અને ફળદ્રુપ જમીનમાં પડેલા બીજને જળનો સંબંધ થતા જેમ તે પાંગરે છે, તેમ લાડુદાનજીના મુક્તાત્મા ઉપરના કુળ, રૂપ, વિદ્યા, ધન.. એ આદિક અહંકારના અનેક આવરણો દૂર થતાં જાણે બ્રહ્મએ પરબ્રહ્મને - આત્માએ આત્મનને ઓળખી લીધા હોય તેમ તેજ ક્ષણે.

આજની ઘડીરે ધન્ય આજની ઘડી,

મેં નિરખ્યા સહજાનંદ, ધન્ય આજની ઘડી;

એ કાવ્ય રચીને ગાતાં ગાતાં તે જ સ્થળે શ્રીજી મહારાજના ચરણ કમળમાં દાસ ભાવે પ્રણમી પડ્યા (૧૩૪).

એજ હતી શ્રી લાડુદાનજીના જીવન પરિવર્તનની પુનિત ક્ષણ ! એ જ હતો શ્રી લાડુદાનજીના ઉર્ધ્વગામી આત્મપ્રવાસનો મંગળકારી આરંભ દિન !!

લાડુદાનજીના વીતરાગનો આ પ્રસંગ મુમુક્ષુજનોને શાંત ચિત્તે આત્મ નિરીક્ષણ અને આત્મચિંત્વન કરવા શું નથી પ્રેરતો : બુદ્ધિ, વિદ્યા અને રૂપ યૌવનના ભંડાર સમા લાડુદાનજીને પોતાના જીવન પથ ઉપર સિદ્ધિનાં પુષ્પો એકધારા વેરતી ભાગ્યદેવીનો પૂર્ણ સહારો હતો; હજુ માતાપિતાની પ્રેમાળ શીળી છાયાનું સુખ માણવાનું અને તેમની મનમાં ઘડી રાખેલ કેટલીયે મહેચ્છાઓ પૂર્ણ કરવાનું બાકી હતુ; તેમજ ગુજરાત, મારવાડમાં ફરીને એક સિદ્ધ શીઘ્ર કવિરાજ તરીકે પોતાની અજોડતા પુરવાર કરવાની ઘડી દુર ન હતી; અર્થાત, સર્વપ્રકારે વિજયમાળાઓથી લદાયેલ લાડુદાનજી ભાવી પ્રભુતાની સેવેલી અનેક અભિલાષાઓને માત્ર એકજ પલમાં હઠાવી દે છે અને નજર સમીપે રહેલા કંચન અને કામનીને સંસૃષ્ટીના હેતુ અને સંસારી સુખોને બંધનકારી ગણાવી દે છે ! શ્રી લાડુદાનજીની આ ત્યાગભાવના બુલંદ અવાજે મુમુક્ષને પડકારે છે. , હે, નિંદ્રાવશ માનવી ! उत्तिष्ठित । जागृत । प्रप्यवरान निबोधत ! મોહમમતાનો ત્યાગ

કરીને ભગવાનના શરણે થઈને આત્મસ્વરૂપે થા ! જ્યારે મુમુક્ષુના હૃદયમાંથી 'સબ તજી નિજ ઘર આય, બેશ હે બાજી બંદે' (૨૪૪) . એમ સંસારી પદાર્થોમાંથી પ્રીતિરૂપ અંધકાર નાશ પામે છે અને ભગવાનના સ્વરૂપનાં જ્ઞાનરૂપી અરૂણોદય થાય છે. ત્યારે આ આત્મીય મુક્તાત્માઓના સંગથી પોતે દૂર વિખુટો પડી ગયેલ હતો, તેમને ભેટો થતાંજ તે બ્રહ્માનંદ અનુભવે છે.

મુક્ત પુરૂષોને આ લોકની સુખી કે દુઃખી પરિસ્થિતિ બંધનકર્તા થતી નથી. શ્રી લાડુદાનજીનો જીવન માર્ગ બતાવે છે કે :-

(૧) ભણી ગણીને વિખ્યાતિ પામેલ લાડુદાનજીના રાજ્ય સન્માનનાં કીર્તિપ્રભાકરને હજુ પ્રથમ પ્રહર વ્યતીત થયો હશે, ત્યાંજ શ્રીજી મહારાજ નાં પ્રથમ મેળાપે જ,

અંતર હરિસુ એકતા ત્યારે, દુગ્ધા દૂર પડી;

તથા જ્ઞાન કુંચિ ગુરૂ ગમસેં, ગયાં તાળાં ઉઘડી;

લાડુ સહજાનંદ નિરખતાં ઠરી આંખડી;

એ ઉદ્‌ગારો લાડુદાનજીના અંતરાત્માના તારના ઝણકાર રૂપે સ્રવી પડે છે.(૧૩૪).

શુર કે સંત મુહૂર્ત જોવા રોકાતો જ નથી.

સતિ શૂર અરૂ સંતકા, તીનુકા એક તાર;

જરે, મરે, સુખ પરહરે, તબ રીઝે કીરતાર.

એ મુજબ લાડુદાનજીએ તેજ પળે અંતિમ નિર્ણય કરી લીધો કે, હવે ...મેંબુબન, મેં કયા રહું, મેરા દિલ લોભાના વે. (૧૬૭). તેથી એ દેહે માયામાં સગા સબંધીઓ અને વ્યવહારમાં-જઈને ઘરની ગોલીના ગોલા થાવું નથી; પરંતુ શ્રીજી મહારાજના ચરણકમળ ઉપાસક થઈને પ્રગટ પ્રભુની સેવામાં જ જીવન વ્યતીત કરવું છે. (૧૫૪,૧૭૭).

અહી શ્રી બ્રહ્માનંદસ્વામીનું પૂર્વાશ્રમનું જીવન પુરૂં થાય છે. બ્રહ્મચારી મહાકવિરાજ હવે નૈષ્ટિક વૃતધારી મહા મુક્તરાજ બન્યા.(૧૭૮)

The night is gone, And with the morn those angel faces smile,
Which I have loved long since and lost a while.

રજની જશે ને પ્રભાત ઉજળશે ને સ્મિત કરશે પ્રેમાળ, દિવ્ય ગણોના વદન મનોહર, મારે હૃદયે વસ્યાં ચિરકાળ, જે મેં ખોયા હતા ક્ષણવાર.



(૨) શ્રી લાડુદાનજીના એવા દ્રઢ નિર્ણયથી જો કે શ્રીજી મહારાજ પ્રસન્ન થયા. તો પણ હજુ કરવાનુ ઘણુંયે બાકી હોય, તેમ પ્રસંગ યોજીને શ્રી લાડુબા જીવુબાને ઉપદેશ આપવાના બ્હાને શ્રીજી મહારાજ તેમને જીવુબા પાસે મોકલે છે. અહી સાક્ષાત લક્ષ્મી સ્વરૂપ જીવુબાએ લાડુદાનજીને પ્રથમ સાંભળ્યા અને પછી એવો તો હૃદયવેધક સાંપ્યોપદેશ કર્યો (૬૧૪) કે, લાડુદાનજીનું અરમાન ઉતરી ગયું (૧૭૫), વ્યામોહ દૂર થયો અને રહીસહી અહંવૃતિનો લય થઇ ગયો. પરિણામે પોતાનો ઠાઠમાઠ અને ચારણી ઠસ્સો અને રજોગુણી આડંબરનો ત્યાગ કરી શ્રીજી મહારાજ થકી ભાગવતી દીક્ષા ગ્રહણ કરીને શ્રી રંગદાસજી નામાભિધાન ધારણ કર્યું, અને

મારા પ્રાણ આધાર, જેમ રાખો તેમ રહીએ વચનના સાથજી

તથા, પીયુડા સંગે પ્રીત બંધાણીરે, નવ છુટે આલી

એ પદ પંક્તિ ગાતાં ગાતાં શ્રીજી મહારાજના પ્રત્યક્ષ સ્વરૂપ સાથે અનન્ય શરણ્ય ભાવે પોતાની સુરતા લગાડી દીધી (૧૮૨), (૧૮૬).

પોતાની ત્રીસ બત્રીશ વર્ષની વય દરમ્યાન ધર્મમાં વ્યાપેલ અનાચાર અને દંભી ધર્મગુરૂઓના વિષયપોષક પાખંડોથી લાડુદાનજી સુમાહિતગાર થયા હતા, શ્રીજી મહારાજની સમીપે આવીને અહિંસા, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આદિ ધર્મના ચુસ્તપાલક સંતોનાં વિશુદ્ધ જીવન જોઈને વેશધારી ધૂર્ત અને દાંભિક બાવા વેરાગી ગુરૂઓ પ્રતિ તેમને નફરત થઇ હોય તેમ, શ્રી રંગદાસજીએ 'સાર અસારકો અંગ' 'અસંતકો અંગ' એ આદિ છંદો રચીને પોતાની અનોખી શૈલીમાં પાખંડી ભક્તોને વર્ણવી બતાવ્યા છે. તેમા 'ગૃહસ્થાશ્રમી બાવા' નું ચિત્ર તો એવું આબેહૂબ આલેખ્યું છે કે, તે વાંચીને હરકોઈને રમુજ સાથે એવા જીવન માટે કેવળ દયા જ ઉપજે (૧૯૪). 'સુરમાંના અંગ' માં શ્રી રંગદાસજી જાણે પોતાના અંગનું જ નિરૂપણ કરતા હોય, તેમ કહે છે કે,

પેટ કટારી પેર ગયા, રન ખેત હૈ,

નિરભે હોઈ નિઃશંક લડાઈ લેત હૈ,

મરણ ચલ્યા મેદાન સો પીછા ના વલે,

હરેહાં શ્રીરંગ ટુક ટુક હો જાય ધની કે આગલે. (૧૯૯)

વળી – પેટ કટારી રે, પેરીને સન્મુખ ચાલ્યા,

પાછા ન વળે રે, કોઈના તે ન રહે ઝાલ્યા.

એમ એ છેલ્લી કસોટીનો સમય પણ હવે આવી લાગ્યો.

(૩) આ અરસામાં સ્વામિનારાયણના સાધુઓને દુષ્ટ જનોથી થતા અવર્ણનીય ત્રાસથી શ્રીજી મહારાજે તેઓને શિખા સુત્રનો ત્યાગ કરાવી પરમહંસની દીક્ષા આપી, આથી શ્રી રંગદાસને બદલે બ્રહ્માનંદ નામ પાડવામાં આવ્યું. (૨૦૫)

ડગલે ડગલે ડુંગરા, વિકટ પ્રેમનો પંથ

કૃપા કરે શ્રી રામ તો, સંત પામતા અંત.

એ પ્રમાણે બ્રહ્માનંદસ્વામીને હજુ એક મુશ્કેલી દૂર કરવાની રહી હતી. લાડુદાનજી ગઢડામાં સ્વામિનારાયણના શિષ્ય બનીને રહી ગયા છે, એવા ખબર મળતા તેમના માત પિતા અને સગા સબંધીઓ, ગાયકવાડના રાજ્ય કવિની પદવી અને પચ્ચીસ ગામના પરગણાનો ખરીતો લઈને, તેમને તેડી જવા માટે ગઢડા આવ્યા (૨૦૫) કવિરાજ તરીકે લાડુદાનજીએ આવી અનેક લાલચોને ઠોકરે મારી હતી. સુવર્ણ નો તેમના પગમાં અથડાતું હતું અને શ્રીજી મહારાજના દર્શન માત્રથી સંસાર સુખની લાલસા નષ્ટ થઇ ગઈ હતી આમ કનક અને કામનીનો અંતરથી ત્યાગ કરનારની ચોકી તો રામ રાખે છે, એ પ્રમાણે માતપિતાની પ્રેમાળ મમતા ને વાત્સલ્ય અને સાથે આવેલ કન્યાનાં રૂપ, યૌવન અને લાવણ્યતામાં લેશમાત્ર ન લોભાતાં, હથેવાળો હરિસંગાથે કરી લીધો હોય તેમ.

રે સગપણ હરિવરનું સાચું, બીજું બધુ ક્ષણ ભંગુર કાચું,

તથા

મેં ઢાઢી મહારાજકો, હાજર હુકમ હજૂર,

ગાયો જશ ગોવિંદકો, પાયો ધન ભરપુર

એ પદો (૨૧૩,૨૨૧) રચીને સંભળાવ્યા અને 'સર્વ તજીને એક નટનાગર વ્હાલા કર્યા,' મીલા રામ ઔર સર્યા કામ, અબ રહી નહિ કૈંસે યારી, તથા 'ગુલતાન ચડ્યા રંગ ગેબકા, અલમસ્ત આલાહી વે.' એવા મસ્ત વિરભક્તભાવથી છેલ્લીવારનો સૌને જાકારો સંભળાવી દીધો. એ રીતે માતપિતાએ પોતાના એક જ પુત્ર વિષે મોટા રાજ્યના સારા જાગીરદાર રાજકવિ તરીકે સેવેલી આશાને જડમૂળથી છેદી નાંખીને परमात्मनियो रक्तो, विरक: अपरमात्मनि ! એ મુજબ સ્થિતપ્રજ્ઞ બની શ્રી બ્રહ્માનંદસ્વામી શ્રીજીચરણદત્તચિત્તબની રહ્યાં.



આ લોકની દ્રષ્ટિએ માતાના હેતને અમૃતથી પણ અધિક માનેલ છે, તેથી શ્રી લાડુદાનજીના માબાપના મનને સાંત્વન મળે, એ હેતુથી શ્રીજી મહારાજે શરણાગત વત્સલતાથી સર્વ સાંભળતાં 'આજથી અમે બ્રહ્માનંદસ્વામિની 'મા' થઈએ છીએ,' એવો કોલ આપ્યો, અને સર્વ સગાંવ્હાલાને ધીરજ આપી શાંતિથી વિદાય કર્યા (૨૧૯). બ્રહ્માનંદસ્વામીએ આ ભાવ ''અધમ ઉદ્ધાહરણ અવિનાશી તારાં બિરદની બલીહારી રે..''એ કીર્તનમાં લાવ્યા છે જે,

ભરી સભામાં ભૂધરજી તમે થયા છો માડી મારી રે;

બેટાને હેતેથી બોલાવો અવગુણીયાં વિસારી રે,

તથા, સૌ દેખતાં શામળીયાજી તમે મા થયા છો માવારે;

છોરૂની ચિંતા રાખીને મા દેશો મુંઝાવારે. (૩૮૭)

અને શ્રીજી મહારાજે પોતાનું એ બિરદ ઠેઠ સુધા પાળયું હતું.

હવે પછી શ્રી બ્રહ્માનંદસ્વામીનું કવિરાજ ઉપરાંત.

निर्मानमोहा जितसंगदोषा अध्धात्मनित्या: विनिवृतकामा: ।

द्वंद्वैर्विमुक्ता: सुखदु:खसंहौर्गच्छंत्वमूढा: परमव्ययं तत् ॥

એવા નૈષ્ઠિક વૃતધારી, સમર્થ ધર્મોપદેશક સંત શિરોમણી, મંદિરોના નિર્માતા ને શ્રીજી મહારાજના પરમ સખા તરીકે દર્શન થાય છે. જ્યાં જ્યાં શ્રી બ્રહ્મમુનિ વિચર્યા, ત્યાં ત્યાં તેમનો ઉપદેશ શ્રોતાજનોને તરત જ સચોટ લાગી જતો અને પરિણામે અનેક મુમુક્ષુજનો શ્રી સહજાનંદ સ્વામીના આશ્રિત થઇ સત્સંગમાં અભિવૃદ્ધિ કરતા. આવા અનુયાયીઓમાં પ્રખર વિદ્વાન (૨૨૭) અને મોટા મહંત (૨૬૪) જેવાનો પણ સમાવેશ થાય છે.

શ્રી બ્રહ્માનંદસ્વામી રૂપાળા, હસમુખા, શાંત, કરૂણાશીલ અને રમુજી સ્વભાવવાળા હતાં. શરીરે કદાવર લંબગોળાકાર મુખમુદ્રા અને ઘાટીલા બાંધા વાળા હતા. તેઓ ધીર, ગંભીર, ટેકીલા, શુર અને હાજર જવાબી હોવાથી સર્વત્ર ખુબ પ્રભાવશાળી અને આકર્ષક લાગતા. સ્વામીની પ્રફુલ્લિત ચહેરાની ક્રાતિ, નેત્રોની તેજસ્વીતા અને સુધાસમી વાણી તેમના આત્માના બ્રહ્માનંદને સદૈવ પ્રતિબિંબિત કરતી હતીં. (૫૩૫)

સંપ્રદાયના મહા કવિઓમાં શ્રી બ્રહ્માનંદસ્વામીનું નામ પ્રથમ પંકિતમાં અલંકૃત થયેલું છે. સ. ગુ. શ્રી મૂક્તાનંદસ્વામી સ. ગુ. શ્રી બ્રહ્માનંદસ્વામી, સ. ગુ. શ્રી

નિષ્કુળાનંદસ્વામી, સ. ગુ. શ્રી પ્રેમાનંદસ્વામી, એ આદિ કવિરાજનાં કાવ્ય કીર્તનો સર્વ સંત હરિભક્તોને શીખવાની અને ગાવાની શ્રીજી મહારાજે આજ્ઞા કરી હતી (૩૨૪) વળી શ્રીજી મહારાજે પ્રથમવાર શ્રી મુક્તાનંદ સ્વામી, શ્રી નિત્યાનંદસ્વામી, શ્રી ચૈતન્યાનંદસ્વામી અને શ્રી બ્રહ્માનંદસ્વામી, એમ ચાર સદ્‌ગુરૂઓ સ્થાપ્યા હતા, ત્યારે તેમાં સ્વામીનો મૂળથીજ સત્સંગના મુખ્ય સ્થંભ સમાન ગણીને સમાવેશ કર્યો હતો.

શ્રીજી મહારાજની હજુરમાં રહેનારામાં ખાસ કરીને સોમલા ખાચર, સુરા ખાચર, બ્રહ્માનંદસ્વામી... આદિક શિષ્યો શ્રીજી મહારાજના દાસ ભાવે તેમજ સખાભાવે વર્ત્યા છે. શ્રીજી મહારાજ કોઈ કારણ વશાત જ્યારે જ્યારે ઉદાસ થતા કે રીસાતા કે કોઈની ઉપર ગુસ્સે થતા, ત્યારે બ્રહ્માનંદસ્વામી સમયોચિત હાસ્ય રસ રેલાવીને એવી તો રમુજ કરતા કે શ્રીજી મહારાજ હસી પડતા અને રાજી થઇ જાતા. (૫૪૫, ૫૯૧, ૫૯૪, ૫૯૬, ૬૦૫) આથી સ્વામીના અનેક કીર્તનોમાં એ સખાભાવ તરવરી રહે છે. વળી શ્રીજી મહારાજ જ્યારે ગુપ્ત વાસ કરતા અને કોઈને દર્શને આવવાની મનાઈ ફરમાવતા, ત્યારે પણ બ્રહ્માનંદસ્વામીનું રચેલ પદ કોઈ મારફતે મળતા જ સ્વામીને સમીપે બોલાવી દર્શન આપતા (૧૮૫) તેમજ કોઈ વખતે દર્શનાતુરતા વધી જતી (૩૮૮) અથવા મંદિરોનાં કામમાં કાંઈ મુંઝવણ કે મુશ્કેલી આવતી, તેવા સમયે સ્વામી સખાભાવે પદો રચીને ગાતા ત્યારે શ્રીજી મહારાજ પ્રગટ પ્રમાણ પ્રત્યક્ષ પણે દર્શન આપીને સર્વ મુશ્કેલીઓનો ઉકેલ કરી જતા. આવા પ્રસંગો આ ગ્રંથમાં ઘણા આવે છે.

સખાભાવમાં ગણી શકાય તેવો પ્રસંગ માંડવીમાં ખૈયા ખત્રીની સાથે વેદાંતના પ્રશ્નોત્તર કર્યાનો છે (૩૩૪) વખતે શ્રીજી મહારાજે બ્રહ્માનંદ સ્વામીને ગુરૂપદે ઉચ્ચાસને બેસવાની આજ્ઞા કરી (૩૨૩) અને પોતે શિષ્ય બની પાસે નિચે બેઠા. ખૈયે આવીને ગુરૂ તરીકે વિરાજમાન બ્રહ્મમુનિ ને શ્રી સહજાનંદસ્વામી ધારી લઈ વેદાંતના ૧૦૮ પ્રશ્નો પૂછયા. સંકેત મુજબ સ્વામીએ શ્રીજી મહારાજ તરફ આંગળી ચીંધી તેથી શ્રીજી મહારાજે તે બધા પ્રશ્નોના ઉત્તર સુગમતાથી કરી દીધા અને તે વખતે વેદાંત જ્ઞાનના મેરૂ સમાન ગણાતા ખૈયાને હરાવી દઈ પોતાનો આશ્રિત કર્યો, એ રીતે બ્રહ્મમુનિએ બે ઘડી ભગવાનની ગાદીએ બેઠાનો લ્હાવો કીર્તનમાં ગાયો છે કે.

ખત્રી ખૈયો હતો કચ્છમાં ત્યાં કણે,
જઈ ચડ્યા નાથજી જેહ ટાણે.



ગુરૂ કરી ગાદીએ મુજને બેસાડીઓ,
કપટ કળી લીધું ખૈયે સુજાણે, (૪૫૪)

એવો જ સખા ભાવનો પ્રસંગ મૂળીનું મંદિર કરવામાં પત્થર અને પાણીની મુશ્કેલી પડી ત્યારનો છે. શ્રી બ્રહ્માનંદસ્વામીએ ખૂબ પ્રાર્થના કરી; તોયે શ્રીજી મહારાજે પ્રત્યક્ષ દર્શન ન આપ્યા (૪૫૭, ૪૬૦); ત્યારે અકળાઈને ઉપાલંભરૂપે (૪૫૪) સ્તુતિપદોમાં ગાયું છે કે,

કહું સખા ભાવથી દિલ ધરી દાવથી,
દેવના દેવ નહિ દુઃખ ધરશો
સાચે સાચુ કહું જુઠુ તો નહિ લહું,
કથન સુણી કૃષ્ણ નહિં ક્રોધ કરશો.

આજ અકળાઈને અધીક ઉભરાઈને,
વ્હાલમાં વેણ વાંકા ઉચ્ચારૂ;
સર્વદાનો સખાભાવ છે સામળા,
સાંખી રહો છો બધું તેહ મારૂં !

આટલું સાંભળી ચાલી ઉતાવળા,
હરિવર આવજો હાલ હાલ;
જો પછી હું મારી જાત પર જઈશ તો,
લાજ નહિ રાખું વિહારીલાલ

અને જેમ કેદારા રાગથી ભગવાને દર્શન આપી હાર આપ્યો, ત્યારે 'મારો ગોરીયો ગમાણે આવ્યો; એમ શ્રી નરસિંહ મ્હેતે ગાયું છે; તેમ જ બ્રહ્માનંદસ્વામીના આ કેદાર પદોથી શ્રીજી મહારાજ ખુબ રાજી થઇ પ્રત્યક્ષપણે દર્શન આપીને,

આટલું સાંભળી હસી હરી બોલીયા,
સંત તુજ ભક્તિ મેં સાચી જાણી,
ક્યારનો આવી અદ્રશ્ય સુણવા રહ્યો,
આપના મુખની મિષ્ટ વાણી.

એમ કહી પત્થર અને પાણીની મુશ્કેલીઓ દુર કરી દીધી. ટુંકમાં શ્રીજી મહારાજ શ્રી બ્રહ્માનંદસ્વામીની ભક્તિ અને પ્રેમને સર્વથા વશ થઇ રહ્યાં હતા.

ગુજરાતી ભક્ત-કવિઓમાં શ્રી બ્રહ્માનંદસ્વામીના કાવ્યો કોઈ અનેરી ભાત પાડે છે. 'શ્રી બ્રહ્માનંદસ્વામીનો કાવ્ય સંગ્રહ' એટલે સાક્ષાત સરસ્વતી દેવીનું ભવ્ય વિશાળ મંદિર, જેમાં સાહિત્યના અનુરાગીઓને તેમજ ભક્તજનોને પોતાની રૂચી પ્રમાણે ભિન્ન પ્રકારનો પ્રસાદ મળી રહે છે. જેમ નિર્મળ શીતલ ઝરો તૃષાતુરને તૃપ્ત કરે છે અને જેમ શરદ પૂર્ણિમાની આહાલાદજનક ચંદ્રિકા મનને આનંદોતેજક કરે છે. તેમજ શ્રી બ્રહ્માનંદસ્વામીના ભાવપૂર્ણ હૃદયમાંથી સ્વત્તઃ વહેતા કાવ્યસ્રોતનો આસ્વાદ સાહિત્ય પ્રેમીઓના રસબોળ કરી દિવ્યાનંદ આપે છે.

હૃદયના ઉર્મિનો વાણીરૂપે આવિર્ભાવ થવો, એ કવિતાની સાદી વ્યાખ્યા છે જે જે કાવ્યો સ્વામીએ રચ્યાં છે, તેમા એ વ્યાખ્યા સારધાર પ્રત્યક્ષ સિદ્ધ થાય છે. બ્રહ્મમુનિને બધી કાવ્ય કૃતિઓમાં પ્રસાનુંપ્રાસ, વર્ણ, સગાઈ, ઝડઝમક, શબ્દાલંકાર, અર્થાલંકાર, વૃત્યુનુપ્રાસ, ભાવ, રસ.. એ આદિ કાવ્ય લક્ષણો સાથે ભાષાજોમ અને અર્થ ધનતા એવી તો ભવ્ય છે કે, સાક્ષાત વાગદેવ સ્વયં કવિરાજના હૃદયમાંથી કાવ્યરૂપી દેહે આવિર્ભાષ પામ્યા હોય, એમ લાગ્યા વગર રહેતું નથી.

શ્રી બ્રહ્માનંદસ્વામી અનેક ભાષા અને વિદ્યાના જાણકાર હતા. તેથી તેમની કાવ્યકૃતિઓમાં ગુજરાતી, મારૂ અને ચારણી ભાષાનું સંમિશ્રણ હોય એ સ્વાભાવિક છે. વળી તેમાં ભાટચારણી શૈલીમાં શૂર, સતી ને રજપુતની ટેક, વીરતા, નીડરતા, દ્રઢતા, અને સત્યનિષ્ઠાના દ્રષ્ટાંતો ભરપુર છે. એવી રીતે સ્વામીના હિન્દી અને વ્રજભાષાનાં કાવ્યોમાં પણ ચારણી અને મારૂ ભાષા જોવામાં આવે છે. (૨૧૧, ૩૭૮).

શ્રી બ્રહ્મમુનિના ચારણી સાહિત્યની (૧૮૮) મૌલિકતા અને શ્રેષ્ઠતા ભલભલા ભાષા વિશારદોને × પણ મંત્રમુગ્ધ કરી દે એવી અપ્રતિમ છે. તેમની અન્યોકિત, ષટ કે અષ્ટવિધાન કે અનેકાર્થી (૭૪, ૧૫૮, ૨૩૩), માર્મિક કે

× એમ. એ.ની ગુજરાતી ભાષાની મૌખિક પરીક્ષા દરમ્યાન ચારણી 'લઘુકોશ નામ માળા'ના દોહા અને બીજા છંદો એક પરીક્ષાર્થી પાસેથી સાંભળી સાક્ષરશ્રી નરસિંહરાવ દિવેટીયા દિગમુઢ બની ગયા હતા. (આ પરીક્ષાર્થી મૂળીના શ્રી ટી. એન. દવે હતા. એમ જાણવા મળ્યું છે.)



કટાક્ષ કે ગૂઢાર્થ (૯૩,૨૫૧) વાળી કાવ્યકૃતિઓમાં મહાઅલૌકિક બુદ્ધિ ચાતુરીની હદ વળી જતી હોય એમ લાગ્યા વગર રહેતું નથી. વળી ચંદ્રાવળા, સવૈયા, અમૃતધ્વનિ, ચર્ચરી, રેણકી... એ આદિ છંદોમાં ગંગાના વેગવાન પ્રવાહની જેમ વાગધારામાં યોગ્ય શબ્દો, યોગ્ય સ્થાને, યોગ્ય અર્થમાં આપોઆપ ગોઠવાઈ જતા હોય, એવી દિવ્ય રચનાની લાક્ષણિકતા અન્યત્ર ભાગ્યે જ જોવા મળે છે. રાસાષ્ટક રેણકી છંદ (૫૦૨) અને રાસાષ્ટક ચર્ચરી છંદ (૫૦૬) શ્રી બ્રહ્મમુનિની અદભૂત કાવ્યશક્તિની અપૂર્વતા પુરવાર કરનારાં છે. આ છંદો યાદ રાખવા જેટલાં અઘરા છે , તેથીયે વિશેષ તે છંદો ગાઈ બતાવવાની ગૌરવતા વધારનારા છે એવા કાવ્યોને તેની મુળ અસલ ઢબમાં સાંભળવામાં આવે છે ત્યારે શ્રોતાજનો ડોલી ઉઠે છે અને ઘડીભર સ્થળ કે સમયનો ખ્યાલ ભૂલી જઈ તે કાવ્યાંક્તિ દ્રષ્યને નજર આગળ ખડું થતું નિરખી રહે છે.

શ્રી બ્રહ્માનંદસ્વામીનું આવું કેટલુંક ગહન સાહિત્ય 'છંદરત્નાવલિ' નામની ચોપડી રૂપે સં. ૧૯૪૦ માં લીથોમાં અને સં. ૧૯૬૩ માં છપાઈને પ્રસિદ્ધ થયું હતું તેમાના ઘણા છંદો સંપાદકે આ ગ્રંથમાં લીધા છે. ટૂંકમાં એટલું જ કહેવું બસ થશે કે શ્રી બ્રહ્માનંદસ્વામીનું ચારણી સાહિત્ય સર્વ ચારણો માટે ખાસ અભ્યાસનો વિષય બને એ હેતુથી એનું એક સ્વતંત્ર પુસ્તક પ્રસિદ્ધ કરવાની અગત્ય જણાય છે. કારણ કે એવો ચારણ બાળ ભાગ્યે જ જોવામાં આવશે કે જેને શ્રી બ્રહ્મમુનિનાં છંદો ઓછાવત્તા પ્રમાણમાં કંઠસ્થ નહિ હોય. મૂળી મંદિરમાં આવું અમૂલ્ય ચારણી સાહિત્ય, સંસ્કૃત, પિંગળ, સંગીત.. આદિ વિષયો શીખવવાની એક મહાવિદ્યાલય સ્થપાય, એવો સંપાદક મહાશયનો ભવ્ય વિચાર ખાસ કરીને અમદાવાદ દેશના મોવડીઓએ વધાવી લેવા જેવો છે.

સં. ૧૮૭૧ ના અરસામાં શ્રીજી મહરાજે બ્રહ્માનંદસ્વામીને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા કહ્યું હતું. તેથી ત્યાર પછીની કાવ્યકૃતિઓમાં સંસ્કૃત અને કાઠીઆવાડી શબ્દોની વપરાશનુ પ્રમાણ વધારે આવતું દેખાય છે. વળી સ્વામીએ શુદ્ધ હિન્દી અને ગુજરાતીમાં પ્રૌઢ અને ગંભીર કાવ્યો રચ્યાં છે. આ ઉપરાંત કેટલાંક કીર્તનો શ્રીજી મહારાજે પ્રસંગોપાત કરેલી લીલાચરીત્રો ઉપર સ્વામીએ બનાવ્યા છે. આવાં કીર્તનોની ટુંકી યાદી સંપાદકે ૩૨૮ અને ૩૩૦ પાને આપી છે. આમાંનાં કેટલાક કીર્તનો એવાં તો

મર્મવેધક અને હૃદયંગમ છે કે, તે સાંભળતાજ શ્રીજી મહારાજ પ્રસન્ન થઈને તેજ ક્ષણે સ્વામીને પાઘ, ખેસ... વગેરે આપીને પોતાનો રાજીપો જણાવતા દા. ત. લગાડી તે પ્રીતિ લાલ રે, એ કીર્તનના બીજા પદમાં આવતી.

માવા તમારી મોરલી, મારે ખુબ પડી છે ખેધ,

કીધા એણે કારમાં, છાતલડીમાંહિ છેદ રે.

એ કડી સાંભળીને શ્રીજી મહારાજે પોતાની પાઘ ઉતારીને સ્વામીને આપી હતી, વળી 'તારો ચટક રંગીલો છેડલો અલબેલા રે (૩૧૧) એ કીર્તન સ્વામીની હાજર જવાબીપણાની અને શીઘ્ર કાવ્યશક્તિની જ રચના છે.

શ્રી બ્રહ્માનંદસ્વામી તંબુર, સિતાર, સરોદા, આદિ વાંજીત્રવાદનમાં પણ નિષ્ણાંત હતાં, શ્રી મુક્તાનંદસ્વામી, શ્રી બ્રહ્માનંદસ્વામી, શ્રી પ્રેમાનંદસ્વામી, શ્રી જ્ઞાનાનંદસ્વામી, શ્રી ત્રીકમાનંદસ્વામી... આદિ ગાયકવૃંદમાં સ્વામીનું સ્થાન હંમેશા પ્રધાનપદે રહેતું. શ્રીજી મહારાજના સમયમાં સંગીતશાસ્ત્ર સ્વામિનારાયણના ફકીરોનું સુવાંગ છે. એવો પ્રભાવ સર્વ રજવાડામાં પણ પડ્યો હતો (૪૨૦, ૪૩૪, ૪૬૬) શ્રી સયાજીરાવ ગાયકવાડે જ્યારે શ્રીજી મહારાજને વડોદરામાં પધાવ્યા હતા, ત્યારે બ્રહ્માનંદસ્વામી તથા મુક્તાનંદસ્વામીએ ગાયનવાદન ને કાવ્ય કળાનો ચમત્કાર રાજયસભાને બતાવ્યો હતો અને તેના પરિણામે રાજ્ય ગાયકો સ્વામીને નમી પડયા હતા, (૨૮૮)

શ્રી બ્રહ્મમુનિનાં સર્વ કાવ્ય કીર્તનો પરમ ભક્તની અધીનતા, શરણ્યભાવ, પ્રેમ ટેક, દ્રઢતા અને એકનિષ્ટાના ભૂષણરૂપ છે. તેમા અર્થ, ધ્વનિ, અને તાલનો સુયોગ ખરેખર રસાર્દ્ર છે. વળી તેમા સ્વાભાવિક શબ્દરચના, પદલાલિત્ય, રસાલંકાર, ભાષાની ગૌરવતા, કોમળતા, માધુર્ય એ આદિ કાવ્યનાં ઉત્તમ ગુણોથી એ કૃતિઓ બીજા કોઈ પણ ગુર્જર કવિ કરતા અધિક પ્રભાવશાળી દેખાય આવે છે. અને તેથી સ્વામીની પૂર્વ અને પછી થયેલ ભક્તકવિઓમાં શ્રી બ્રહ્માનંદસ્વામી પ્રથમ પંક્તિના શીઘ્ર મહાકવિરત્ન છે એમ સ્વીકારવું પડશે.

સ્વામીએ કાવ્ય કીર્તનોમાં ધર્મ, તત્વવિચાર, જ્ઞાન અને સદ્‌ગુરૂ મહાત્મ્ય...એ આદિ વિષયોનો સચોટ ઉપદેશ નિરૂપ્યો છે. આમાં કેટલાક ભક્તિનાં,કેટલાંક વૈરાગ્યના



એમ વિભાગ થઇ શકે છે. અને ઘણાંમાં તો એ વિવિધ બોધ સંમિશ્રિત માલુમ પડે છે.

(૧) 'જીરે વર્તમાન પાંચની વારતા રે' (૩૧૨) તથા 'બ્રહ્મવિલાસ' ને 'સુમતિ પ્રકાશ' માં ધર્મનું નિરૂપણ સારૂં કર્યું છે. સદાચારરૂપ નીતિ-ધર્મ એજ વ્યક્તિગત સામાજીક અને રાજકીય જીવનનો મુખ્ય પાયો ગણાયેલ છે. ચાલુ જમાનામાં આ પાયો એટલો બધો કાચો થતો જોવામાં આવે છે કે, તેના ઉપર ભવ્ય ઈમારત ચણવાના બધા મનોરથો નિષ્ફળ જાશે. શ્રીજી મહારાજે આ સંપ્રદાયમાં પ્રથમથી જ દારૂ, માટી, ચોરી, અવેરી, ભાંગ, તમાકુ, અફિણ એ આદિક દુર્ગુણો સેવવા એને કુસંગ ગણાવેલ છે; એથી એવા વ્યસનીઓને કુસંગી તરીકે ઓળખાવવામાં આવે છે. જરા શાંત ચિત્તે વિચારીશું તો આ કથન સર્વથા યોગ્ય જ લાગશે, એ પ્રમાણે જે સદાચારનું સેવન કરે છે અને સત્પુરૂષોનો સંગ રાખે છે, તેમને સત્સંગી કહેવામાં આવે છે, કારણ કે તે વગર તો धर्मण विहिना; पशुभि; समाना; કહ્યા છે.

(૨) 'દિલ લગા હમારા ફકીરીસે', 'જોગી વાકું જાનીએ જાકા હરિસેં જોગ' (૧૮૩), 'કામ તજ્યા તો કહા ભયા, મન દામ વસત મનમાં હિવે, 'ધનકુ'' ધુર ન સમજે જબ લગ, તબ લગ કેસા ત્યાગી વે'; તથા 'ઉપદેશ રત્ન દિપક દોહા' (૩૯૭)... એ આદિમાં વૈરાગ્યનું રૂપ સારૂં વર્ણવ્યું છે. કંચન અને કામનીનું બંધન સ્વામીને થયું જ ન હતું. જુનાગઢમાં વાળી, ઘોડાને સ્વામીએ પોતાના અદભૂત યતિપણાથી નિષ્કામી કર્યો હતો (૪૨૦) લોયા ૧૦ વચનામૃતમાં શ્રીજી મહારાજે કહ્યું તેમ સ્વામી સર્વ વિકારોથી પર હતા અને જેતલપુરના ૨ જા વચનામૃતમાં સ્વામીને યતિ કહીને ખૂબ પ્રશંસા કરી છે.

(૩) સ્વામીના ભક્તિપ્રધાન કીર્તનોમાં પ્રગટ ભગવાનની મૂર્તિનું વર્ણન, ભક્તની અધીનતા, સખ્યભાવ, સમર્પણ, સૌમ્ય શ્રંગાર (૨૫૧) દર્શના તુરતા (૨૪૫, ૨૮૭) વગેરે ભાવોનું ઉત્તમ દર્શન થાય છે. સ્વામીના મૂર્તિના કીર્તનો ગાતા શ્રીજી મહારાજની મૂર્તિ નજર સામે તરી આવે છે.

(૪) જ્ઞાન અને તત્વવિચારના કાવ્યો વાંચતા જીજ્ઞાસુઓનાં હૃદયમાં વિવેક જાગૃત થાય છે અને મોહ મમતાનો લય થતો અનુંભવાય છે. અને ભગવાન સાથે તાન લાગી જાય છે. 'એક વાત સુણો વ્રજ વાસી રે' (૩૧૬) 'ઉપદેશ ચિંતામણી (૨૦૧)

તથા ઉપાસનાનો અંગ,' એ આદિમાં જ્ઞાન રહસ્ય નીતરે છે. 'કોડે કોડે એકાદશી કીજીએ રે,' એમાં ભજે બ્રહ્મ થઈને પરબ્રહ્મને રે,' એ એકજ ચરણમાં શિક્ષાપત્રી શ્લોકમાં ૧૧૬નો તથા વચનામૃત મ. ૩૦ના ભાવાર્થનો સમાવેશ થઈ જાય છે.

શ્રી બ્રહ્માનંદસ્વામીએ વૃતોત્સવના અને મંદિરોમાં પધરાવેલા દેવ તથા શ્રીજી મહારાજ પ્રસાદિત તીર્થરૂપ જલાશયોના મહામ્ય પૂર્ણ કીર્તનો કર્યો છે અને અત્યારે તે બધાં ઓચ્છવમાં ગવાય છે.

અક્ષર મુર્તિ સ ગુ. શ્રી ગુણાતીતાનંદસ્વામી પોતાની વાતોમાં બ્રહ્માનંદસ્વામીનાં કાવ્ય કીર્તનોનો જેટલો ઉલ્લેખ કર્યો છે, તેટલો ભાગ્યેજ બીજા કોઈ સદગુરૂની વાતોમાં જોવા મળે છે. બ્રહ્માનંદસ્વામીના કાવ્ય કીર્તનોનું આ એક ઉત્તમ પ્રમાણ પત્ર જ કહી શકાય. (૬૧૫)

શ્રી બ્રહ્મમુનિએ ઘણાં ખરા કીર્તનોમાં શ્રીજી મહારાજની મૂર્તી આંખની આગળ અખંડ રહે, એવી માગણી કરી છે. દા. ત. :-

(૧) રહેજો મારી આંખડલી આગે રે. નિરખી તમને નાથજી, મારી ભૂખડલી ભાંગોરે, રહેજો મારી આંખલડી આગે રે.

(૨) બ્રહ્માનંદ કહે રહોને રંગીલા, આંખડલીમાં અલબેલા રે.

(૩) નિશદિન બ્રહ્માનંદ કહે, રહો દ્રગન મેં રૂપ (૨૨૧)

(૪) બ્રહ્માનંદ કહે નાથજી, કીજે દુઃખ દુરા, મૂર્તિ મનોહર રેનદિન, રહો નેન હજુરા. (૩૮૬) વગેરે ...વગેરે...

પ્રગટ પુરૂષોત્તમ નારાયણની મૂર્તિને મુકીને જપ તપાદિક બીજા કોટી સાધનો કરવાં તે એકડા વગરના મીંડા સમાન છે. શ્રીજી મહારાજની પ્રગટ મનુષ્યરૂપ મૂર્તિની × ઓળખાણ કરવા શ્રી બ્રહ્મમુનિ કહે છે કે.

હરહા શ્રીરંગ મનુષ્યકાર મોરાર તાહિકું જાન લો (૨૦૩) તથા

તે આ બ્રહ્માનંદનો સ્વામી રે, સુલણી છબી સહજાનંદ (૩૩૬)

વળી ઉદ્ધવજીના સંદેશમાં ગોપીઓ કહે છે કે,...છેલોજી નાંખે છોળું, બહારે નોય તો માંહિ ખોળું, ...નિતર્યાને શાને ડોળું રે... ઉધાજી. એજ ભાવમાં વળી કહે છે કે.

× પૂર્વે એવો કોઈ અવતાર થયો નથી કે જેની હૈયાતિમાં જ તેના એક એક અંગ ઉપર કીર્તનો, કાવ્યો અને શ્લોક રચાયાં હોય કે તેમના જીવન દરમ્યાન હજારો ભક્તજનોએ આરતિ, પુજા, થાળ, શૃંગાર, ભજન, ભક્તિ કર્યા હોય, શ્રીજી મહારાજની મૂર્તિના પ્રત્યેક અંગોનું અનેક કીર્તનોમાં વર્ણન કરવામાં આવ્યું છે તથા સંત હરિભક્તોએ તેમની દિનચર્યાનું પ્રતિક્ષણ સુક્ષ્મતર અવલોકન કરીને નોંધો લખી લીધી છે. તેમજ તેમની વપરાશની નાની મોટી વસ્તુઓનો સંગ્રહ કરેલ છે.



છોકરીયાં ઢીંગલીયાં ખેતલ તેહી લખી મન હરખંતા હે,
જ્યોં પરનેકું સુંખકું પાયે, સો તેહી દેખી હંસતા હે,
પ્રગટ પ્રમાણ પુરાણ બતાવે, ગીતા પ્રગટ કથંતા હે,
પ્રગટ પ્રમાણ બિન બ્રહ્માનંદ, સબહી જગ ભરમંતા હે.

એમ પ્રગટ ભગવાન કે સાચા સંત જેવું મોક્ષનું કોઈ શ્રેષ્ટ સાધન નથી. 'માયા પંચક (૨૬૩) અને 'ખટ દર્શન (૨૬૮) અને 'ધનશ્યામાષ્ટક (૪૭૪) માં પણ સ્વામીએ એજ ઉપદેશ બોધ્યો છે:

કહે બ્રહ્મમુનિ હરિ પ્રગટ બિન, સબ માયા કે દાસ હૈ.

સદગુરૂ કા બંદા બ્રહ્માનંદા, સાચ કહંદા સબહંદા.

બ્રહ્મમુનિ ઘનશ્યામકો આશ્રય, જો ન કર્યો તો કછુ ન કર્યો હૈ.

મોહ માન મદ ક્રોધ તજી, જેહિ ઉરબ્રહ્મ વિચાર.

તીનહી કે પદ કમલકું, ભજત હોત ભવ પાર (બ્રહ્માવિલાસ)

શ્રી બ્રહ્માનંદસ્વામી સ્થાપત્ય કળાના મહા નિષ્ણાંત શિલ્પકાર ઈજનેર તરીકે મંદિરો બાંધવામાં મોખરે જ રહ્યાં છે. આથી આ ગ્રંથમાં સંપાદકને એ સંબંધી પાંચમું પ્રકરણ સુવાંગ યોજવું પડ્યું છે. મંદિરોના કામકાજ અંગે સ્વામીને સાહેબો કે રાજાઓ પાસે જવાના પ્રસંગો આવ્યાં છે. તે વખતે તેમના વખાણ કરીને રાજી નહિ કરતાં, છંદો ગાઈને માનવદેહ અને સંપતિનો સદુપયોગ કરી લેવાનો ઉપદેશ આપ્યો છે. અમદાવાદમાં ગોર્ડન સાહેબને કાવ્યોથી અને અશ્વવિદ્યાના જ્ઞાનથી (૩૬૨) ખુશ કરીને મંદિરની જમીનનો લેખ યાવતચંદ્ર દિવાકરૌ માટે લખાવી લીધો હતો. 'બંદેકો ઉપદેશી કુંડલીયા, (૩૫૭) ગોર્ડન સાહેબને સંભળાવીને ભગવાનનો મહિમાં સમજાવ્યો હતો.

બંદે બહુત ન બોલિએ, અંતર ધરી અહંકાર,
તેરા કિયા ન હોત હૈ, કરતા સરજનહાર.

દાખત બ્રહ્માનંદ રહ્યાં નહિ નાંહિ રહંદે,
જ્યું સુપને કા ખ્યાલ, જગતકી બાજી બંદે,

જુનાગઢમાં પણ નાગર અમલદારોનો પ્રચંડ વિરોધ હોવા છતાં સ્વામી પોતાના દિવ્ય પ્રભાવ વડે મંદિર માટેની બધી સગવડતાઓ નવાબ સાહેબ પાસેથી મંજુર કરાવી લાવ્યા હતાં, આવા એક પ્રસંગે સ્વામીએ ત્યાનાં રાજકવિઓની દયા ખાઇને તેમને મદદ કરી હતી તે સમયનો 'અધરોષ્ટ પ્રબંધ' દોહો સ્વામીની કાવ્ય ચાતુરીની અવધી સમાન છે.

**શ્રષ્ટા કારણ સકલ કે, દ્રષ્ટા નષ્ટા દેખ;**
**કષ્ટાહર નિજદાસ કે, ઈષ્ટા દ્રગકી રેખ,(૪૨૮)**

નવાબ સાહેબને 'રત્નદિપક કાવ્ય' માં ધનસંપતિની ક્ષણભંગુરતા સ્વામી ઉપદેશે છે કે-

**જોબન ધનકે જોરસે, ઉર ધારત અભિમાન;**
**સબે ચવીના કાલકા, કહા ખાન સુલતાન,(૩૯૭)**

વડતાલ અને મૂળી મંદિરના તો શ્રી બ્રહ્માનંદ સ્વામી સુવાંગ નિર્માતા, ઇજનેર, ગણાય છે. તે વખતે નાણાંની તંગી હોવાથી શ્રીજી મહારાજે માત્ર નાનું મંદિર કરવા સ્વામીને વડતાલ મોકલ્યા હતા, પરંતુ સ્વામીએ તો ત્રણ શિખરનાં મંદિરનો પાયો નાખ્યો છે, એવી ખબર શ્રીજી મહારાજને મળી, ત્યારે એક સાખી લખીને સ્વામીને કહેવરાવ્યું જે,

**આપકી પહોચ વિચારકે, તેતી કરીએ દોડ,**
**તેતા પાવ પસારીએ, જેતી લંબી સોડ,(૩૭૧)**

આ સાખી વાંચીને સ્વામીએ પણ એક સાખી લખીને ઉતર રૂપે શ્રીજી મહારાજને મોકલી જે.

**સાહેબ સરીખા શેઠીયા, બસે નાગરકી માંહિ,**
**તાકે ધનકી કયા કમી, જાકી હુંડી ચલે નવ ખંડમાહિ,(૩૭૧)**

આ એક જ સમસ્યા સાખીથી સ્વામીની અડગ નિષ્ટા, શ્રદ્ધા, દ્રઢ વિશ્વાસ અને દીર્ધદ્રષ્ટિ સ્પષ્ટપણે વ્યકત થાય છે. આવા અર્થઘન જવાબથી શ્રીજી મહારાજ બહુ જ પ્રસન્ન થયા હતા; આવોજ ભાવાર્થ સ્વામી પ્રાર્થનાપદમાં લાવે છે (૩૮૫) કે,



**ઉંચે તંબુ તાનીએ, સબ ભાર તીનકું;**
**ચાકરકી મોટપ કહા, સબે લાજ ધનીકું;**
**શ્રી હરિકો જાચક અહં, શામ નાથ સમરથ્થ;**
**નર સૂર આગળ જાય કે, કબી ન ઓડું હથ્થ.**

ભારત દેશમાં ધર્મનાયકો હંમેશા સમાજ નાયકો અને રાજનાયકોના ઘડવૈયા રહ્યાં છે. શ્રીજી મહારાજે એવા જે અગ્રગણ્ય ધર્મનાયકો બનાવ્યા હતા, તેમાં શ્રી બ્રહ્માનંદસ્વામી સત્સંગના એક મુખ્ય આધારસ્થંભ ગણાયા છે. સં. ૧૮૭૬ની સાલમાં સ્વામીના ખૂબ મંદવાડ વખતે આયુષ્ય પૂર્ણ થયું હોય એમ લાગવાથી સમગ્ર ત્યાગી, સત્સંગી સમૂહ ખૂબ ચિંતાતુર અને વ્યાકૂળ બની ગયો હતો. એથી શ્રીજી મહારાજે અન્યથા કર્તુ શક્તિ વાપરીને સમગ્ર સંપ્રદાયના હિતાર્થે શ્રી બ્રહ્મમુનિને બાર વર્ષનું આયુષ્ય વધારી આપ્યું હતું. (૫૫૫)

શ્રીજી મહારાજના વચનામૃતનાં લેખનમાં પણ શ્રી બ્રહ્મમુનિએ અમૂલ્ય ફાળો નોંધાવ્યો છે (૩૪૬) જે જે વચનામૃતમાં સ્વામીના પ્રશ્નોત્તરો આવે છે તેની નોંધ (૩૪૦) અને સ્વામીએ રચેલા ગ્રંથોની ટુંક માહિતી (૩૪૭) તથા સ્વામીના ઐશ્વર્ય પ્રતાપ પરચાની યાદી (૪૬૬) સંપાદકે આ ગ્રંથમાં આપી છે, એ ઉપરાંત છઠ્ઠા પ્રકરણમાં જાુદા જાુદા સદ્‌ગુરૂઓની વાતોમાં અને અન્યત્ર શ્રી બ્રહ્માનંદસ્વામી વિષે આવતા ઉલ્લેખોનો સંગ્રહ કરી આ ગ્રંથને બને તેટલો માહિતીપૂર્ણ કરવાની સંપાદકે પૂરી જહેમત ઉઠાવી છે; અને પ્રસંગોચિત દ્રશ્યોનાં બ્લોકસ મુકીને કોઈ પ્રકારની ઉણપ રહેવા દીધી નથી.

શ્રીજી મહારાજે સંવત ૧૮૮૬ના જેઠ સુદ ૧૦ ના રોજ દેહોત્સવ કર્યો, ત્યારે શ્રી બ્રહ્માનંદસ્વામી જુનાગઢ હતા. સમાચાર મળતાં જ સ્વામી ગઢડા આવ્યા અને અક્ષર ઓરડી તથા મંદિરને સુનાં ભાળતાં જ ધીરજ ધારી ન શકવાથી,

**પ્રાણસ્નેહી ઘરૂં આવો અબ પીયરા,**

**હીયરા ધીર ધરત નહિ મેરા.**

એ પદો (૪૩૮) રચીને પોતાની વિરહ-વ્યગ્રતા ઠાલવી, આ કીર્તનો સાંભળીને શ્રીજી મહારાજે પ્રત્યક્ષ પ્રમાણ દર્શન આપીને સ્વામીને હાર પહેરાવ્યો અને ખૂબ હિંમત આપી કહ્યું કે, હું તો સત્સંગમાં હજુ આમ ને આમ પ્રગટ જ છું, સ્વામીને આથી ખૂબ ધીરજ આવી ગઈ.

શ્રીજી મહારાજ અંતર્ધાન થયા ત્યારે શ્રી બ્રહ્માનંદસ્વામીને મૂળીનું મંદિર કરવાની અને નરનારાયણ દેશની નજર રાખવાની ખાસ ભલામણ કરી ગયા હતા

(૪૪૧) સ્વામીએ એજ પ્રમાણે કર્યુ હતું.

શ્રી બ્રહ્મમુનિનું છેલ્લુ કાવ્ય 'જેઠે જીવન ચાલીયા' એ વિરહ બારમાસીનું છે. (૫૨૧) તેમા કરેલ પ્રાર્થના,

**બ્રહ્માનંદની વિનંતિ, ઉર ધરજો અવિનાશ;**

**મહેર કરીને માવજી, તેડી લેજો તમ પાસ.**

એ મુજબ શ્રીજી મહારાજ સં. ૧૮૮૮ ના જેઠ સુદ ૧૦ ના રોજ, એટલે સ્વધામ ગમન પછી બરાબર બે વર્ષે શ્રી બ્રહ્માનંદસ્વામીને દિવ્ય દર્શન આપીને અક્ષરધામમાં તેડી જતા હવા.

આવી રીતે શ્રી બ્રહ્માનંદસ્વામી ત્યાગાશ્રમમાં સત્તાવીસ વર્ષ સુધી સંપ્રદાયના અદ્ભૂત સત્સંગ અને સાહિત્યની જે અપ્રતિમ સેવા કરી છે, તેનો ખ્યાલ આ **'બ્રહ્મ સંહિતા'** ગ્રંથના વાંચનથી આવી શકે છે. આ ગ્રંથમાં બ્રહ્મરસ સભર ભર્યો છે. સંપાદકે પોતાના નિવેદનમાં સત્ય જ કહ્યું છે કે, **આ તો સાકરનું અખંડ નાળીયેર છે;** ને તેની જ્યાંથી પ્રસાદી લેવાશે તે ગળી જ લાગવાની. આવી અનુપમ કાવ્યકૃતિના કર્તા શ્રી બ્રહ્મમુનિનું મૂલ્યાંકન ક્યા શબ્દોથી કરવું, એવા પ્રયાસમાં સંપાદકે ચૌદ રત્નોની સાથે તુલના કરી છે (૪૬૪) સ. ગુ. અવિનાશાનંદસ્વામીએ શ્રી બ્રહ્માનંદસ્વામીને સૂર્યસમાન કહ્યાં છે. (૬૦૫) શ્રી બ્રહ્માનંદસ્વામીની કાવ્યકૃતિરૂપ પ્રફુલ્લ પુષ્પોની સૌરભવન્તી પાંખડીઓ મહા ગુજરાતને સદાસર્વદા મહેકાવી રહેશે અને સાથોસાથ શ્રી સ્વામિનારાયણનો વિજય ધ્વજ પણ ફરકતો રહેશે'!

શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના મહાકવિઓએ ગુર્જર ભાષાના ખજાનામાં અનેરા ઉચ્ચતમ સાહિત્યનો મહામુલો વધારો કર્યો છે. આવા કેટલાક ગ્રંથનો વિદ્યાપીઠના **M. A.** જેવા ઉચ્ચ અભ્યાસક્રમમાં સમાવેશ થયો છે; પરંતુ સંપ્રદાયના સમગ્ર સાહિત્યનો તલસ્પર્શી અભ્યાસ કરીને અખિલ ભારતમાં આધ્યાત્મિક જ્ઞાનમાં આ સંપ્રદાયનો જે અનોખો ફાળો છે, તેનું પ્રશસ્તિ કાર્ય આટલાં વર્ષો વિત્યાં છતાંયે કોઈએ યથાર્થ કર્યુ નથી. મહા ગુજરાતને હવે એ તક સાંપડી છે. આ 'બ્રહ્મસંહિતા' તો પી.એચ.ડી. **[Ph.D]** ની પદવી પ્રાપ્ત કરાવી શકે, તેવો વિવેચકપ્રબંધ છે. × હજૂ પણ સત્સંગના વિદ્વાનો માટે વિશેષ અન્વેષણ (**Research**) માટે સંપ્રદાયનું પ્રસિદ્ધ અને

× કવિરાજ શ્રી માવદાનજીભાઈની કાવ્યશક્તિનો, સત્સંગ પરાયણતાનો અને ભક્તિભાવ તથા સેવાશ્રદ્ધાનો સાચો ખ્યાલ તેઓશ્રીનો 'જીવન પરિચય' (૬૫૬) વાંચવાથી યથાર્થ આવશે, સંપ્રદાયમાં આવું પુસ્તક તૈયાર કરવાનો તેમનો પ્રયાસ અદ્વિતીય જ લેખાશે, એટલું જ કહેવું બસ થશે.



અપ્રગટ સાહિત્યનું ક્ષેત્ર વિશાળ પડયું છે. * અણુયુગના આ જમાનામાં પણ આપણે તો કેવળ પ્રમાદ જ સેવી રહ્યાં છીએ. ધ. ધુ. આચાર્ય, વિદ્વાન ત્યાગી અને હરિભક્તોનો સહકારથી 'સાંપ્રદાયિક પ્રકાશન ટ્રસ્ટ' સ્થાપીને આવાં કાર્યો કરવાની અમૂલ્ય ઘડી સત્વરે પસાર થઈ રહી છે. એટલું જ કહેવું બસ થશે !! સત્સંગનો ધનિક વર્ગ પોતાના દાનનો પ્રવાહ આ દિશામાં બદલીને સ્વતંત્રપણે પણ આવાં કાર્યો કરાવી શકે છે !!! અત્યારે તો વિશાળ દ્રષ્ટિની જરૂર છે. સંપ્રદાયમાં સમજણ કે જ્ઞાન દ્રષ્ટિના ભેદ તો હોય જ; પરંતુ શ્રીજી મહારાજે આ સંપ્રદાયની બાંધણી એવી તો ભવ્ય સહિષ્ણુતાવાળી બાંધી છે કે, તેમા સર્વ મતભેદોને ઉદારતાથી અપનાવી લઈ અખિલ સંપ્રદાયની અજોડ ઐક્યતાને બળવત્તર કરવાની સંપ્રદાયના નેતાઓ માટે એક અમૂલ્ય તક પણ અત્યારે છે. પછી તો જમાનો જમાનાનું કાર્ય કરશે જ; પરંતુ તેનો જશ નિષ્ક્રિય વર્ગ લઈ શકશે નહીં.

ભગવાનની પેઠેજ મહાપુરૂષોના જીવનમાં પણ દિવ્યતા, ચમત્કાર, પરચા અલૌકિક શક્તિ અને પરોપકારવૃત્તિ સભર ભરેલી હોય છે. આથી આવા સંતનાં જીવન સામાન્ય માનવીને પોતાનાં કરતા અતિ ઊચ્ચ કક્ષાએ લાગે છે. વળી સત્પુરૂષોના આશીર્વાદથી સેવક વર્ગની મનોકામના પૂર્ણ થતાં તેમનું મહાત્મ્ય ખૂબ વધી જાય છે. બહુધા આ રીતે સંતપૂજા-વીરપૂજા-નો ભાવ ભારત વર્ષમાં સવિશેષ જોવામાં આવે છે. સમાજનો મોટો ભાગ તો પરચાથી જ અંજાય જાય છે અને તેથી ગુરૂતંતી કે વાડાબંધીરૂપ સંકૂચિતતા જન્મે છે. એવા શુભાશુભ પરિણામો જોઈને અત્યારનો બુદ્ધિવાદી (!) વર્ગ સંપ્રદાયિકતા જેવી સંકૂચિતવૃત્તિને નકારી કાઢે છે, અને સમાનભાવ કે વિશ્વપ્રેમના ઉપાસક થઇને એવી માન્યતા ધરાવવા લાગ્યા છે કે, ભગવાનના અવતારો અને સંતપુરૂષના જીવન ચરિતો કોઈ ગગનપારની દિવ્યતમ અમાનુષી વ્યક્તિ તરીકે નહિ, પરંતુ વ્યક્તિ વિશેષ તરીકે સામાન્ય માનવીને પણ પોતા જેવા મહાન બનવા પ્રેરણા આપે, એવાં લખાવાં જોઈએ. આપણા ગીતા ભાગવત આદિ શાસ્ત્રોની અધ્યાત્મિકતા દેશકાળથી પર છેઃ તેથી તેને આ જમાનામાં બદલાતા પહેરવેશની જેમ નવા સ્વાંગ આપવાની લેશ માત્ર જરૂર રહેતી નથી. તેથી ભગવાન કે સંતની ગુણાતીત દિવ્ય મહાન્તાને આ લોકના પાર્થિવ ભાવમાં આલેખાવી જોઈએ, એવી ભાવના સેવવી એ તો આજનો જડવાદ કે નાસ્તિકવાદ કહેવાશે, છતાંયે વિચિત્રતા તો ત્યાં છે કે, તો માનેલી પાર્થિવ

* શ્રી એમ. પી. મોદીએ ઈ. સ. ૧૯૩૨ માં જર્મનીમા 'અક્ષર' હિંદુતત્વજ્ઞાનમાં ભુલાયેલ પ્રકરણ એવો નિબંધ લખીને પી.એચ. ડી. ની પદવી લીધી છે.

મહતાવાળી વ્યક્તિને દિવ્યતાના ઓપ ચડાવવાનો આગ્રહ એવા લોકો સેવતા હોય છે ! એ કેવી મનો દશા ? પરંતુ સાચી દ્રષ્ટિ તો ગીતા ઉપનિષદ બતાવે છે કે,

विमुढा नानुपाश्यंति ज्ञानचक्षुषः ॥(ગીતા)

दश्यते त्वाग्रयया बुद्धिया सूक्ष्मया सूक्ष्मदर्शिमिः (ઉપનિષદ)

એમ જેની ઉપાસના બળે દિવ્ય દ્રષ્ટિ, જ્ઞાન દ્રષ્ટિ સિદ્ધ થાય છે, તેજ માયા પરના ભગવાનના અવતાર કે સંતોને ઓળખી શકે છે, અને તેમના પ્રતાપ કે દિવ્ય ચરિત્રોમાં આ શંકા કરતા નથી. બ્રોડકાસ્ટીંગ સ્ટેશનેથી નીકળતા વીજ-ચુંબકીય તરંગોને જેમ રેડીયા દ્વારા ગ્રહણ કરી શકાય છે, તેવી જ રીતે પરબ્રહ્મની શક્તિને જે મુમુક્ષુ પકડવાની લાયકાત મેળવે છે, તે જ પરમેશ્વરના 'ભક્ત' સંજ્ઞાને સાર્થક બને છે.

આટલો નિર્દેશ એટલા માટે કરવો પડે છે કે અત્યારના જમાનામાં આધ્યાત્મિકતાનો સત્વરે લય થઈ રહ્યો છે અને અધિભૌતિકતાની છાયા સર્વને, આપણા સત્સંગને પણ, ઘેરી લેતી હોય એમ લાગે છે. પરંતુ શ્રી સ્વામિનારાયણ ભગવાન અને તેમના મુક્ત સંતોના જીવનની દિવ્ય પ્રભા અને ચમત્કૃતિઓથી સંપ્રદાયનો ઈતિહાસ એટલો તો ભરચક છે કે તેની ખાત્રી હજુ અત્યારે પણ કરી શકાય તેમ છે. કારણ કે એવા પરચાપ્રસંગો અનુભવનારાઓની હાલ ત્રીજી કે ચોથી પેઢી ચાલતી હશે અને એમના વંશજોના વચનો પ્રત્યક્ષ પ્રમાણ જેવા જ ગણી શકાય એવાં છે * જેને એ આપ્ત વચનોમાં પ્રતીતિ ન હોય અને જે ભગવાન કે સંતોને પોતા જેવા સંસારી ગણતા હોય, તેવાની સાથે આ સંબંધિ વાદવિવાદ હોય શકે જ નહિ.

* સત્સંગમાં એવા વેલાના સંપાદક મહાશય પોતે જ છે. (૪૭૯) શ્રીજી મહારાજના વચનસિદ્ધ સંતોથી આશિષ પામેલા કુટુંબો ગામેગામમાં મળી આવે છે, એજ આ સત્સંગની અપૂર્વતા જાણવી. મારા પ્રપિતા શ્રી કેશવજી ભાણજી (કેશાભક્ત) ને શ્રીજી મહારાજ પ્રગટ પ્રમાણ દર્શન આપી વાતો કરી જતા અને મુશ્કેલીના અનેક સમયે સાક્ષાત આવીને રક્ષા કરી ગયેલા, સ. ગુ. શ્રી બાળમુકુંદદાસજી સ્વામી ધામમાં ગયા પછી પણ તેઓશ્રી મારા દાદાની સન્મુખ (જાણે સદેહે) બેસીને વાતો કરી ગયા હતા.

(મો. રા. આ.)



આ **'બ્રહ્મસંહિતા'** ના નાયક સ. ગુ. શ્રી બ્રહ્માનંદસ્વામીનું જીવન એવા અનેક પરચા, ઐશ્વર્ય અને ચમત્કારોથી ભરપુર છે (૩૧, ૩૩, ૫૫, ૩૭૬, ૩૯૪, ૪૬૩), એજ તેમની દિવ્યતા છે.

સામાન્ય રીતે સંતપુરૂષોના જીવન ચરિત્રો લખવાનું કામ ખરેખર અઘરૂં ગણાયું છે. કારણ કે તેઓના જીવન વિષેની બધી યથાર્થ હકીકતો મેળવી મુશ્કેલ હોય છે. વળી જે વિગતો મળે છે, તેમા પણ પાઠાંતર કે મતભેદ પ્રવર્તતા હોય છે × તેમજ છૂટક છૂટક હકીકતો અને સાંપ્રાદાયિક વાતો મળી શકે. તે બધી એકઠી કરી, યથાયોગ્ય સળંગ કથારૂપે ગોઠવીને સંપાદિત કરવી, એ મહા કઠણ કાર્ય જરૂર તો છે, વસ્તુસ્થિતિ આમ હોવાથી આ ''શ્રી બ્રહ્મસંહિતા''ના સંપાદક પ. ભ. રાજકવિ શ્રી માવદાનજીભાઇએ જે સફળતા પ્રાપ્ત કરી છે, એ તેમની ભક્તિના ફળરૂપે શ્રીજી મહારાજની કૃપા સમજવી. સંપાદક મહાશયની ધગશ, ઉત્સાહ અને લાંબા પરિશ્રમથી લખાયેલ આ 'શ્રી બ્રહ્મસંહિતા' જેવું અન્ય નંદપંકિતના મુક્તવર્યનું સવિસ્તર જીવન હજુ સુધી પ્રસિદ્ધ થયું હોય એવું જાણમાં નથી. આથી એમની કદર કરીને આ ગ્રંથ સત્સંગ સમાજમાં, ચારણ દેવોમાં અને સાહિત્ય રસોકોમાં જરૂર આદર પામશે એમાં શંકાને સ્થાન રહેતુ નથી.

આ 'બ્રહ્મ સંહિતા' ના પ્રકરણો વાંચવા સારૂ ઘેર લઈ જવા માટે મેં શ્રી માવદાનજીભાઈને વિનંતી કરી, તે વખતે કવિરાજે મને આ ગ્રંથ માટે 'આમુખ' લખવા કહ્યું. મને આ સેવાનો સુયોગ લાગ્ય, તેથી મેં મારી વથામતિ તે સેવા સાદર અદા કરી છે અને તે માટે હું કવિરાજનો આભારી છું.

અત્રે નિર્દેશ કરવું યોગ્ય ધારૂં છુ કે ગોધરામાં જ્યારે હું અંગ્રેજી ચોથા ધોરણમાં ભણતો હતો ત્યારે સંત થકી સાંભળ્યું હતુ જે, શ્રીજી મહારાજે શ્રી બ્રહ્માનંદસ્વામીને વરદાન આપ્યું છે જે, બ્રહ્માનંદસ્વામીના સો કીર્તનો જે પ્રતિ દિવસ ગાશે, તેને હું પ્રત્યક્ષ દર્શન આપીશ. આથી સં. ૧૯૬૫ ના શ્રાવણ માસમાં સ્વામીના કીર્તનો રોજ મુખપાઠ કરીને

× શ્રી બ્રહ્મમુનિની શિક્ષણ વ્યવસ્થા, શ્રીજી મહારાજના પ્રથમ મેળાપનું સ્થળ, દીક્ષા દીધાનું ગામ તથા કેટલાક કાવ્યોના પ્રસંગો વગેરેમાં પાઠાંતરવાળી બાબતો આવે છે. પરંતુ એથી આખા ગ્રંથને બાધ આવતો નથી.

મંદિરમાં ગાવાનું મેં નિયમ લીધું. જો કે સો કીર્તનો તો કંઠસ્થ થયાં નહિઃ તો પણ જેટલા મોઢે કર્યા હતા; તેના ફળરૂપે, શિક્ષાપત્રી લેખક શ્રી સહજાનંદસ્વામીની બે ચક્ષુની નારાયણજી રથકારકૃત શ્રીજી પ્રસાદિત મુદ્રિત છબી આંખ આગળ તરવા લાગી. એ સંસ્કારોએ આજ અર્ધી સદી પછી પણ મને આ ગ્રંથ માટે 'આમુખ' લખવારૂપ સેવાની તક આપી હોય, એમ મારૂં માનવું છે.

શ્રી બ્રહ્માનંદસ્વામીની શિષ્ય પરંપરાના જ કવિરાજ પ. ભ. શ્રી માવદાનજીભાઇથી લખાયેલ બ્રહ્મરસથી પૂર્ણ આ 'બ્રહ્મસંહિતા' રૂપી અમૃતકુંભનું જે મુમુક્ષુઓ પાન કરશે, તેમનાં સંસૃતિ બંધનો છેદાશે અને શ્રીજી મહારાજના દિવ્ય સ્વરૂપમાં અનુરાગ અને ભક્તિ વૃદ્ધિ પામશે. એવું આ ગ્રંથનું મંગળકારી મહાત્મ્ય શ્રીજી કૃપયા વિસ્તરો!

અંતમાં આ ગ્રંથના × વાચકવર્ગને રાજી થઈને મને આશીર્વાદ આપવા પ્રાર્થના કરૂં છું.

स्वजनक्लेशसंहर्ता भक्तेच्छापरिपूरकः
मंगल नः सदा कुर्यात् स्वामिनारायणो हरिः ॥
ब्रह्मसंहिता ग्रंथस्थ पाठो प्रीत्या करोति च:- ।
श्रीजिब्रह्ममुर्निमुक्ताः सन्तु तुष्टास्तु सर्वदा ॥

તા. ૪-૩-૧૯૬૧
શ્રીજી સદન
પ્રહલાદ પ્લોટ, ૨૩
રાજકોટ.

સત્સંગ સેવક
મોહનલાલ રામજી આજગીઆના
જય શ્રી સ્વામિનારાયણ.

× આમુખમાં કૌંસમાંના અંક પ્રથમા વૃતિનાં પાના બનાવે છે.

॥ શ્રીજી ॥

॥ શ્રી સ્વામિનારાયણો વિજયતેત્રામ ॥

# શ્રી બ્રહ્મસંહિતા

## સદ્‌ગુરૂ

## શ્રી બ્રહ્માનંદ સ્વામીનું જીવન ચરિત્ર

### પ્રકરણ ૧ પહેલું

### (જન્મ જાતિ, અભ્યાસ, પ્રકરણ)

### અધ્યાય ૧ પહેલો

**શ્રી હરિ જન્માદિ નિરૂપણ**

**મંગલાચરણ - શ્રીજી સ્તુતિ**

**-: સોરઠા :-**

**મંગલ મય મુનિ ભૂપ, મંગલ કારિ મહાપ્રભુ;**
**મંગલ રૂપ અનુપ, સ્મરૂં મંગલા ચરનમેં ॥ ૧**



**-: કવિત :-**

પાવતનાં પાર વેદ શારદ ગનેશ શેષ,
વિધીરૂ દિનેશ ત્યોં મહેશ ધ્યાન ધરતે ॥
માવલ ભનંત જાકી ભ્રકુટી વિલાસ નાશ,
કોટીક બ્રહ્માંડ કાલ આજ્ઞા અનુસરતે ॥
જાકે ઈક રોમ તેજ કોટીક દિનેશ લાજે,
સચ્ચિદ પરીબ્રહ્મ, ધર્મ નાશ વપુ ધરતે ॥
ધરતે ધરાપે ધર્મ, હર તે હૈ ભક્ત દુઃખ,
કરતે લય દુષ્ટ, સ્હાય - સંતનકું કરતે.... (૧)

પેખી કલીકાકો પ્રભાવ ભવ્ય ભારતમેં,
જાની નીજ દાવકે 'અધર્મ રાવ' ફરતો ॥
માવલ ભનંત ક્રૂર-કાઠી, ભીલ, કોળીહુંકી,
ધાડકી ધમાક હુંકો કષ્ટ કોન હરતો ? ॥
ધરની પે ધર્મ સ્થાપ, પૂરવકે કર્મ-કામ,
પામર જીવ ધારકે ઉધ્ધાર કોન કરતો ? ॥
આવત ના પાર કબુ, જમુદ્વાર પાપીન કો,
ધર્મ કો કુમાર ધરા જન્મ જો ન ધરતો... (૨)

એક પલ હું મે થલ, હુ તેં જલ હોત બોત
એક પલ હુ મેં જલ, હું તે થલ ભારી હૈ ॥
એક પલ હુ મેં, છત્રધારી સો ભિખારી હોત,
એક પલ હુ મેં, વહ ભિખારી છત્રધારી હૈ ॥
એક પલ હુ મેં નાશ, કોટીક બ્રહ્માંડ હોત,
એક પલ હુ મેં રચી માયા વિસતારી હૈ ॥
એક પલ માંહી જો ચ્હાય સો કરંત ક્રીડા,
માવ, જગ-તાત માની વંદના હમારી હૈ... (૩)

જાહી તેજ પૂંજ રોમ કોટીક પ્રકાશ ભાનું,
જાહી તેજ પૂંજસે કૃત્યાંઓકું સંહારી હૈ ાા
જાહી તેજ પૂંજ કાલીદૈત્ય રૂ પિબેક મારે,
જાહી તેજ પૂંજ કો પ્રભાવ ભવ્ય ભારી હૈ ાા
જાહી તેજ પૂંજસે, અપાર અવતાર ભયે,
જાહી તેજ પૂંજસે, અનેક રૂપ ધારી હૈ ાા
જાહી તેજ પૂંજ દેખ, હોવત સમાધી માવ,
વોહી તેજ પૂંજ શ્રીજી વંદના હમારી હૈ....(૪)

દછિન પદ અંગુષ્ટ, નખમેં હૈ તેજ ઐસો,
વોહી તેજ દેખ વેદ નિરાકાર ગાયે હૈ ાા
વોહી તેજ હું કો ઘોષ, પ્રણવકો નાદ માનો,
અખંડ ઓંકાર કો, અવાજ યાદ આયે હૈ ાા
વોહી તેજ મૂલ જાકે, પદકો અંગુષ્ટ માત્ર,
તાહી પ્રભુ રૂપ હુ કો, પાર કોન પાયે હૈ ાા
ધ્યાનમેં ન આયે બડે, સિદ્ધ શિવ આદિકકું,
માવ, ગુન ગાયે, પ્રભુ ધર્મ ઘરૂં આયે હૈ ાા... (૫)

પ્રગટ પ્રતાપ કીન પ્રગટી પ્રગટ પ્રભુ,
દીખાયો પ્રતાપ, મુક્ત અક્ષરકે લાયે હૈ ાા
પર્મહંસ કીને બોત, એકાંતિક ધર્મ સ્થાપ,
પંચ વર્તમાન પાલે, ઓરકું પલાયે હૈ ાા
જીવ શિવ રૂપ કિયે, અદ્ધમ ઉધ્ધાર લિયે,
રહી ગઢપુર ગંગ-ઉન્મત મેં ન્હાયે હૈ ાા
માવલ ભનંત જાકે નામકો ન અંત ઐસે,
શ્રીજી ભગવંત સંત, હમેરી સહાયે હૈ ... (૬)



## ‘‘શ્રી બ્રહ્મમુનિ સ્તુતિ’’

બ્રહ્માનંદ મુનિ કવિ અતિ ભલા, જે શિઘ્ર કાવ્યો કરે ાા
હેતે હાસ્ય રસેં હસાવિ હરિને, ધ્યાને છબી તે ધરે ાા
જેને શ્યામ સખા સમાન ગણિને, રાખે સમીપે સદા ાા
એવા ‘બ્રહ્મમુનિ’ મુનિંદ્રપદને, વંદુ જ વંદુ મુદા ાા
(શ્રીહરિલીલામૃત-અ-૧)

સનાતન ધર્મધુરંધર આચાર્ય મહારાજશ્રી ૧૦૦૮ **આદિ આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ શ્રી** અમદાવાદથી જ્યારે મુળીએ, પધાર્યા ત્યારે અક્ષર મૂર્તિ સદ્‌ગુરૂ **શ્રી બ્રહ્માનંદ સ્વામી**નું જીવનવૃતાંત સાંભળવાની ઈચ્છા થતાં સ્વામીશ્રીના મુખ્ય શિષ્ય સદ્‌ગુરૂ **શ્રી દેવાનંદ સ્વામી**ને સભામાં આજ્ઞા કરી જે ‘‘તમો સ્વામીશ્રીના મુખ્ય શિષ્ય છો અને ઘણા વર્ષ સ્વામીની સેવા કરી છે; તો સ્વામીશ્રીનાં જન્મ અને પૂર્વાશ્રમથી આરંભી દેહોત્સર્ગ સુધીનું જીવન ચરિત્ર અમોને આ પવિત્ર શ્રાવણ માસમાં સંભળાવો.’’ એ સાંભળી સદ્. **શ્રી દેવાનંદ સ્વામી**એ હાથ જોડી પ્રાર્થના કરી કે, ‘‘હે મહારાજ આપશ્રીની આજ્ઞા મુજબ હું સ્વામીશ્રીનું સંપૂર્ણ વૃતાંત જે હું જાણું છું તે મારી યથામતિ આપશ્રીને સંભળાવીશ,

‘‘સ્વામીશ્રી જ્યારે બ્રહ્માનંદની મસ્તીમાં શ્રીજી સ્વરૂપમાં નિજવૃતિ રાખી છંદો, કીર્તનો બોલતા તે હું બહુજ ધ્યાનપૂર્વક સાંભળતો અને પછી મારો પીંગળ શાસ્ત્રનો પાઠ સ્વામી પાસે લેતો ત્યારે સ્વામીશ્રી મને અતિ આનંદથી છંદોના રાગ, ઢાળ-અર્થ શિખવી લખાવતા; તેની હું ટીપણી બુકમાં નોંધ કરી લેતો અને સ્વામીશ્રીને રાજીપામાં જોઈ હું કોઈ કોઈ પ્રસંગે પૂર્વાશ્રમની વાત પૂછતો ત્યારે તેઓશ્રી મારા ઉપર હેત લાવી જન્મથી આરંભીને કચ્છભુજમાં વિદ્યાભ્યાસ કરી રજવાડાઓની કાવ્ય સભાઓ જીતી શીરપાવો મેળવેલા... વગેરે વાતો અને કાવ્ય ચર્ચાઓ જ્યાં જ્યાં કરી તે પણ યાદ લાવી મને લખાવતા. અમદાવાદ મંદિર પ્રસંગ, વડતાલ મંદિર પ્રસંગ, જુનાગઢ મંદિર પ્રસંગ તથા મુળી મંદિર પ્રસંગ, વગેરેની હકીકતો તો મારી હાજરીમાં જ બનેલ હોવાની તે પ્રસંગોની અને કાવ્ય કીર્તનો રચી જ્યારે જ્યારે શ્રીજીને સંભળાવેલાં તે બધાયે પ્રસંગોની હકીકતની એક ટીપણી બુક મેં લખી રાખી છે; તે ઉપરથી હું સ્વામીશ્રીના જીવન પ્રસંગો

આપશ્રીને સંભળાવું છું.'' એમ કહી નમસ્કાર કરી સભામાં એ કથા રૂપે શરૂ કરે છે.

આ 'બ્રહ્મ સંહિતા' માં તે ઉપરથીજ ધ. ધુ. અયોધ્યાપ્રસાદજી મહારાજ શ્રી અને સદ્‌ગુરૂશ્રી દેવાનંદ સ્વામીનો સંવાદ રચી, આચાર્ય મહારાજશ્રીના હજુરી પાર્ષદ ભક્તરાજ**શ્રી કેસરભક્ત**, ગુરૂપરંપરાના હોઈને તેઓશ્રીના નામે કથા પ્રારંભ કરેલ છે.

## ।। ભરતખંડમાં પ્રભુના અવતારો ।।

**( શ્રી ગીતા વાક્ય )**

યદા યદાહિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત
અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્ ।।
પરીત્રાણાય સાધુનાં, વિનાશાયચ દુષ્કૃતામ્ ।।
ધર્મસંસ્થાપનાર્થાય, સમ્ભવામિ યુગે યુગે ।।
(ગીતા ૪-૭-૮)

**ભાવાર્થ –** અને એ રીતે જ્યારે જ્યારે મેં પ્રવર્તાવેલા ધર્મની ગ્લાનિ થાય છે. અને અધર્મની ચઢતી પ્રબળતા થાય છે, ત્યારે હું મારા સ્વરૂપને સૃજું છું. (૭) મારા ભક્તો એવા સાધુજનોના પરિત્રાણ માટે અને તેમના દ્રોહી દુષ્કર્મી અસુરોના વિનાશ માટે તથા એકાંતિક ધર્મના સમ્યક્-સ્થાપન માટે હું યુગે યુગે અવતાર ધારણ કરૂં છું. (૮)

આ ભરત ખંડમાં જ્યારે અધર્મ કલિકાલ વ્યાપ્યો અને ધર્મની ગ્લાનિ થવા લાગી ત્યારે ગીતા વાક્યાનુસાર, સાધુઓનું રક્ષણ કરવા અને ધર્મનું સ્થાપન કરવા પૃથ્વી ઉપર અવતરવાનું **'શ્રીહરિજી'** એ મનમાં ધાર્યુ, કારણ વિના કોઈ કાર્ય બનતું નથી; તેથી શ્રી હરિએ, આ ભરતખંડના અધિપતિ શ્રી નરનારાયણ દેવના માર્ફત, એ કાર્યની સિદ્ધિ કરવાનો શુભ સંકલ્પ કરી શ્રી નરનારાયણ દેવના વિષે (બદરિકાશ્રમમાં) આવિર્ભાવ પામી, દુર્વાશામુનિના શ્રાપના નિમિત્તે, અનંત મુક્તમંડળ સહિત આ પૃથ્વી ઉપર (ભરત ખંડમા) પધાર્યા, એ વીશેનું વર્ણન સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી સ્વરચિત **'ધર્મવંશપ્રકાશ'** એ નામના ગ્રંથમાં છે, તો આ નીચે આપવામાં આવે છે.



## અઢારના સૈકામાં ભરતખંડમાં ચાલતા અધર્મ અંશનું વર્ણન ગુરૂઓ કેવા હતા ?

।। છંદ અર્ધનારાચ ।।

ભયે ગુરૂ સુ આયકે, રહે અઘોઘ છાય કે,
અહારી મદ્ય માંસ કે, 'કુટુંબ કેશિ-કંસ કે' ૧
વિચીત્ર ચિન્હ ધારીયાં, તકે પરાઈ નારિયાં,
ન ચિત્ત જાગે જાપમેં, પ્રસિધ્ધ પ્રીત પાપમેં, ૨
કરંત બોધ નારકું, ચહૈ વિષય વિકારકું,
અસત્ય નિત્ય બોલ હી, મહંત હોઈ ડોલહી, ૩
જપંત ભૂત ડાકિની, ત્રિયા વિકાર તાકિની,
અનંત દોશ અંગમે, જીવંત માન રંગમે. ૪
અનંત કામ અંધ હૈ, ક્રુધી અનમ્ર કંધ હૈ,
વિરૂપ શૈવ વૈષ્ણવા, કરે અર્થ નવા નવા, ૫
ન જાન આન શક્તિ તેં, ગિરાત કૃષ્ણ ભક્તિ તેં,
અસત્ય બોધ દેત હૈ, લગે જુ માનું પ્રેત હૈ. ૬
કૃતંત હીંસ કાર હૈ, અનંત જંત માર હૈ,
ભજંત જાપ ભૈરવી, વિખ્યાત વેદ વૈરવી. ૭
ભરીષ્ટ માન કે ભરે, કુબુધ્ધિ કામ કિંકરે,
નરેશ શિષ્ય તાહિકે, કરંત પાપ ચાહી કે. ૮
ભુપાલ કામ કે ભરે, ધસે રહીત મંદરે*
બિના પરાધ દંડ હી, સુધર્મ દૈખ ખંડહી. ૯

**।। દોહા ।।**

ઐસે ગુરૂ મિલ જગતમેં બરતાયો પાખંડ,
ધર્મ હટાયો વેદ જુત, બાઢયો પાપ પ્રચંડ. ૧૦
અધર્મ કરત નિશંકહો, ગુરૂ શિષ્ય જગ કે માંઈ,
નિંદ્ય કર્મ કે ઉદય તેં, મેઘ અલ્પ બરષાઈ. ૧૧
એહિ વિધી ભૂપર અસુરકો, અતિશેં ભયો કલેશ,
તા-પી છે સુખકર ધરમ, પ્રગટે પૂણ્વ દેશ. ૧૨

* રૈયતના ઘરમાં

બદરિકાશ્રમમાં સર્વ ઋષિ મુનિઓએ આવીને ભરતખંડમાં મહા કલીકાલ વ્યાપી રહેલ છે, એવું ઉપરનું વૃતાંત શ્રી નરનારાયણ પ્રભુ પાસે કહીને પૃથ્વી ઉપર ધર્મનું સ્થાપન કરવા (અવતાર ધારણ કરવા)ની સહુ પ્રાર્થના કરતાં, શ્રીહરિ (નરનારાયણ પ્રભુ) સર્વ ઋષિઓને ધીરજ આપી પોતાના અમૃત વચનોથી સર્વ સભાને શાન્તિ આપે છે. તે સમયે સર્વ મુનિઓ જેમ સમાધીમાં હોય તેમ એક ચિત્તે, શ્રી હરિમાં મન પરોવી ચકોર પક્ષીના પેઠે, શ્રી નારાયણ પ્રભુની મૂર્તિ સામું અનિમેષ દ્રષ્ટિએ જોઈ રહેલ છે, તે વિષે દોહો છે કે :-

**।। દોહા ।।**

ભ્યો સમાજ એહિ ભાંતિ જબ, જ્યું સમાધિ જન પાત,
તાબિચ સોહત શ્રીહરિ, વદત વિમલ મુખબાત. ૧

ઉપર પ્રમાણે સહુ સભા એક ચિત્તે શ્રી હરિની વાત સાંભળે છે, તેવામાં શ્રી હરિની ઈચ્છાથી ત્યાં દુર્વાષા મુનિનું આવવું થાય છે પરંતુ તેની ખબર કોઈને નહિ હોવાથી ત્યાં દુર્વાસા શ્રાપ આપે છે.

## દુર્વાસા ક્રોધાયમાન થઈ શ્રાપ આપે છે

**।। પદ્ધરી છંદ ।।**

તેહિ સમય પ્રેરે પ્રભુ હૃદયમાંય, કૈલાસ હુંસે દુર્વાસ આય,
નરભ્રાત લખે ઋષી વૃંદ બીચ, મૂર્તિ રૂ ધર્મ ઉદ્ધવ ન બીચ. ૧
આશક્ત ભયે સબ બાતમાંય, દુર્વાસ ઋષી કોઉ દીઠ નાંય,
કાહૂન કિયો આદર બુલાય, રહે એક ઘરી ડાઢે સુઆય. ૨
લખે સભા સભાસદ કીજું ઓર, કાહૂન બુલાયે નૈંન જોર,
ઈન સબહિ કીન અપમાન મોર, તબ ચઢયો ક્રોધ અતિશય કઠોર ૩
તન ઉઠયો કંપ, દગ ભયે લાલ, કરી ઉર્ધ્વ હાથ બોલે કરાલ,
યહ કાલ ભયો પ્રતિકુલ અત્તંત, સતપંથ ચલન હારે ધિમંત ૪
સોઉ ચલે કુમારગ જાત દોર, મુનિ વૃદ્ધ હુંકી મરજાદ તોર,
યહ રૂષી બૈઠે સબ સભાપૂર, વિદ્યાહિ ગુનન કો મદ સ્વઉર. ૫
એહિકાજ મોર અપમાનકીન, પુનિ ધર્મ દેવ ભયે ધર્મ હીન,
મોયમાન જાન દીનો ન લેશ, અપમાન કર્યો મિલકે અશેશ. ૬
અબ આજ ઈનહિ મદ હરહું સોય, ઈહરીત કબહુ કરહે ન કોય,
''ધર્માદિ સબનકું ઉર વિચાર, દીનો જુ શ્રાપ ઉર ક્રોધધાર. ૭



ધર્માદિ ધરહુ માનસ શરીર, ધરીકે જું અંસુર તે સહહુપીર,
કલિ પાપ જુકત આસુર અપાર, તીન તે જુ સહહુ દુઃખ વારંવાર. ૮
અપમાન જુકત દુઃખ દીનમોય, તુમકું જો અસુરતેં સબહી હોય
ભયે મૌન રૂષી દેકેજું શ્રાપ, અતિ ઉંચ શબ્દ રહ વ્યોમ વ્યાપ ૯
નરભ્રાત સહિત સબ સુન્યેસોય, સબ ઉઠે રૂષી દુર્વાસ જોય
સબકીન સ્તવન નહિ ભયે શાંત, તબ આય ધર્મ મુનિઢીગ અભ્રાંત ૧૦
કરજોર બિનય બહુ ભાંતિકીન, રૂષી અગ્રહકત મુખ બચન દીન
અપરાધ કરત નર કોઉઆય, તાકુંજો દંડ દેના સુ ન્યાય. ૧૧

**।। દોહા ।।**

રૂષિવર યહ અપરાધ હમ, કપટ જાન નહિ કીન
નારાયનકી બાત મહીં, થે સબકે મન લીન. ૧
તુમ આયે જાનેન હમ, સુનત પ્રભુ મુખ બાત,
તુમ હિત મમપ્રાનહિ તજુ, કર્યુ નહિ પુજું તાત. ૨
અન્યથાશક્ત મન હોઈ રહ્યો, ભયો ન ત્તવ સનમાન,
શ્રાપ હમાર મિટાઈએં, દોષ સહોઉ બુધિવાન. ૩
વિપ્ર હૃદય નવનીત સમ, અતિશય કોમલ હોય
ક્ષમિયેં યહ અપરાધકું, કરૂના કીંજે મોય ૪

**।। સોરઠા ।।**

દોઉ બોલે કરજોર, હે મુનિ હમ ભયે બાત બસ
તેહિ કારન દ્વિજ તોર, અભિવંદન કછુનાં ભયો. ૧
મૂર્તિ ધર્મ તતકાલ, ગિરે ચરનમેં હિ દિન હોય,
તુમતો પરમ દયાલ, સહિયેં યહ અપરાધકું. ૨
કીજે શ્રાપ નિવાર, મુનિ ઉધ્ધવ, હમ, સબનકો
અધિક દયા ઉરધાર, તુમ સબ જગ સુખકાર હો. ૩
જાપર કરિ હો રોશ, અતિ તાકો શુભ કરનકું
સબહિ મિટાવ હુ દોશ, ક્ષણિક કોપ કોમલ હૃદય ૪
સુનિકે વિનય સહીત, બચન ધર્મ અરૂ મૂર્તિ કે,
મુનિ ઉર બાઢી પ્રીત, એહિ અચરજ સબકું ભયો. ૫
ક્ષમા દયા નહિ હોય, મુનિ કહ મેરે અંતરે,
જાનત હૈ સબ કોય, મેં રીઝયો ઈચ્છા હરિ. ૬

મેં જાન્યો નિષ્પાપ; તાતેં તુમપર રિઝિયો
સબહિ મિટાવઉં તાપ, અતિ સુંદર વરદાનતેં. ૭
ધર્મ સુનો સાક્ષાત દંપતિ ન્યારે નહિ રહો,
નહિ મિથ્યા મમ બાત, તવસુત શ્રી હરિ હોઈ હૈ ૮
મનુષદેહ કે માંય, તવત્રિય મૂર્તી હોઈ હૈ,
કરિ હો ચિંતા નાંય,નારાયણ રહહી નિકટ ૯
યહ નારાયણ જાન, સો તુમરે સુત હઈ હૈ,
યહ મેરો વરદાન, નિશ્ચેકૃત મિથ્યા નહીં ૧૦
પુનિ બોલે દુર્વાસા, હરિ તુંમરે સુત હોઈ કે,
અક્ષુર દુષ્ટકો ત્રાસ, તાતેં તુમકુ તારિ હૈ ૧૧
રક્ષન વારહિ વાર, કરહિ કૃષ્ણ કરૂના નિધી,
કીની શાંન્તિ અપાર, વરદેં કે ઉર ધર્મકે. ૧૨
હસિ બોલે મુનરાય ઉદ્વવ,અરૂ મુનિવૃંદપ્રતિ,
હોહુ સખા તુમ જાય, કુંજવિહારી કૃષ્ણકે ૧૩
તુમરે સાત સનેહ, કૃષ્ણ સદા અવિરત કરહિ,
અતિશય દુર્લભ એહ, ભવ, બ્રહ્મા, મઘવાનકું. ૧૪

(ધર્મવંશ પ્રકાશ)

ઉપર પ્રમાણે દુર્વાષામુનિએ શ્રી ધર્મદેવની પ્રાર્થનાથી રાજી થતાં શ્રાપનો અનુગ્રહ કર્યો, જેથી ઉદ્વવજી વગેરે સહુ અનંત મુકતો રાજી થયા અને દુર્વાસા ઋષિ સન્માન પામી કૈલાસમાં ગયા.

શ્રી નારાયણે સહુને કહ્યું કે ''આ શ્રાપ મારી ઈચ્છાથી થયો છે, માટે હવે તમો સહુ ભરતખંડમાં અવતાર ધારણ કરો; અને હું પણ થોડા સમય પછી ત્યાં આવી મળીશ.'' તે સાંભળી સહુ રાજી થતાં સર્વ ઋષિમુનિઓ તથા ઉધ્ધવજી, ધર્મ, ભક્તિ વગેરે સહુ પૃથ્વી ઉપર અવતારને ધરવા લાગ્યા.



## ।। ઉધ્ધવાવતાર-શ્રી રામાનંદ સ્વામી ।।

અયોધ્યા નગરીમાં સરવરીયા બ્રાહ્મણ અજય પ્રસાદ પિતા અને સુમતિદેવી માતાજી થકી શ્રી ઉદ્ધવજીનો જન્મ વિ. સં. ૧૭૯૫ના શ્રાવણ વદી ૮ ના દિવસે થયો. જેનુ નામ શ્રી રામશર્મા પાડેલ, યોગ્ય ઉંમરે ઉપવિત સંસ્કાર પછી માતા-પિતાની આજ્ઞા લઈ તેઓ બ્રહ્મચારીના વેશે તપશ્ચર્યા કરવા વનમાં વિચર્યા. ચારે ધામોની યાત્રા કરતાં સદ્ગુરૂ આત્માનંદસ્વામીનો સમાગમ થતાં તેઓશ્રી તેમના શિષ્ય થઈને **શ્રી રામાનંદજી** નામ ધારણ કર્યુ.

શ્રી આત્માનંદજીસ્વામી પૂર્વાશ્રમમાં જામનગર રાજ્યના ''ધુંવાવ'' નામના ગામમાં વિશ્વંભર ભટ્ટ નામના બ્રાહ્મણ (બ્રહ્મનિષ્ઠ પુરૂષ) હતા, જેઓએ ગોપનાથમાં ગોપાળ બ્રહ્મચારી પાસેથી ભાગવતી દીક્ષા લઈને આત્માનંદજી નામ ધારણ કરેલ હતું.

એ ગુરૂ આત્માનંદજી અદ્વૈતવાદી નિરાકાર બ્રહ્મની ઉપાસના કરતા હોઈ શ્રી રામાનંદ સ્વામીને તે અનુકુળ નહી આવતાં તેઓ ત્યાંથી ચાલી શ્રીરંગક્ષેત્રમાં આવી રહ્યાં. ત્યાં તેમની ભક્તિભાવથી શ્રી રામાનુજાચાર્યે દર્શન આપી ભાગવતી દીક્ષા આપી ચક્રાંકિત કરતા તેઓ પછી ''વિશિષ્ટાદ્વૈત'' મતને અનુસર્યા.

શ્રી રામાનંદસ્વામીએ પછી કાઠીયાવાડ (સૌરાષ્ટ્ર) માં આવી ઉપાસના માર્ગ પ્રવર્તાવી, સાધુઓ બનાવી, માંગરોલ બંદર નજીક 'લોજ' ગામે આશ્રમ બનાવી, ત્યાં રહી સદાવ્રતો આપી સદ્દધર્મની પ્રવૃતિ કરાવી.

લોકો અદ્દભૂત ઐશ્વર્યથી આકર્ષાઈ ભગવાનનો અવતાર માનીને પૂજવા લાગ્યા, ત્યારે તેઓશ્રી સહુ કોઈને ચોખ્ખું કહેતા, કે અમો તો ડુગડુગી બજાવનારા છીએ; વેશ લેનારા તો હવે આવશે; અમો તો પડને છાંટનારા છીએ; રમનારા તો પાછળ છે ! તે હવે આવશે.'' આવી રીતે મોઘમ શબ્દોથી ભગવાનનો અવતાર થવાની આગાહી કરી મુક્તાનંદજી આદિ સાઠ સીત્તેર સાધુઓ સાથે લોજ ગામે પોતાના આશ્રમમાં રહી સદ્દધર્મની સ્થાપના કરી રહેલ હતા અને દેશાવરમાં સદાવૃતો આપી મુમુક્ષુ જનોને સદ્દબોધી રહ્યાં હતા.

## ।। શ્રી ધર્મભકિત અવતાર ।।

સરવાર દેશમાં ગોંડા જીલ્લામાં ઈટાર ગામમાં સરવરીયા વિપ્ર પાંડે અટકવાળા **દેવશર્મા**ને ત્યાં વિ. સં. ૧૭૯૬ ના કાર્તિક સુદી એકાદશી (પ્રબોધની) ના દિવસે શ્રી ધર્મદેવે જન્મ ધારણ કર્યો હતો અને તેનું નામ **'શ્રી હરિપ્રસાદ શર્મા'** રાખવામાં આવેલ હતું.

ભક્તિદેવી પણ એજ દેશમાં **'છપૈયા'** ગામે સરવરીયા વિપ્ર ત્રવાડી શાખામાં કૃષ્ણ શર્માને ત્યાં વિ. સં. ૧૭૯૮ ના કાર્તિક સુદી ૧૫ ના દિવસે જન્મ ધરતાં **'બાળા'** નામ ધારણ કરેલું હતું. યોગ્ય ઉંમરે બાળાદેવીના શુભ લગ્ન હરિપ્રસાદજી પાંડે સાથે થયાં પછી કૃષ્ણશર્માની માગણીથી તે દંપતી છપૈયા પુરમાં જ રહ્યાં હતાં તેમનાથી પ્રથમ પાંડે **શ્રી રામપ્રતાપજી** નામના જેષ્ટ પુત્રનો જન્મ થયો હતો, અને તે પછી સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમ નારાયણ **શ્રી હરિ**નો શુભ જન્મ વિ. સંવત ૧૮૩૭ ના ચૈત્ર સુદી ૯ નૌમીની રાત્રી ૧૦ ઘડી જતાં થયો હતો. તેઓશ્રીનું બાળ નામ હરિકૃષ્ણ તેમજ ઘનશ્યામ રાખવામાં આવેલ હતું અને તે પછી નાના બંધુ **શ્રી ઈચ્છારામજીભાઈ**નો જન્મ થયો હતો. આ ઘનશ્યામજી તેજ **શ્રી સ્વામિનારાયણ ભગવાન** કહેવાયા.

## શ્રી સ્વામિનારાયણ ભગવાનનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર

### (શ્રી હરિગીત છંદ)

પરીબ્રહ્મ પુરૂષોત્તમ પ્રભુ જો, રહત અક્ષર ધામ મેં ।।
કલિ માંહિ કોશલ દેશમેં, ધરી દેહ છુપૈયા ગામમેં ।।
પિતુ ધર્મ ભક્તિ સુમાત, સરવરિયા સુબ્રાહ્મન જાતિ હૈ ।।
પ્રભુ કીયો ક્રત્યાકો પરાભવ, બાતસો પ્રખ્યાતિ હૈ ।। ।।૧।।

તબ માર્કન્ડ મુનિ કિયો, 'હરીકૃષ્ણ' નિર્મળ નામ હી ।।
પુનિ શ્રી હરિ, શ્રી કૃષ્ણ નામરૂ, સોઈ શ્રી ઘનશ્યામ હી ।।
પ્રભુ અન્ન પ્રાસન કીનરૂ, ઉત્તરાય બાલક કેશ કું ।।
કરિબલ નિર્કંદનકીન 'કાલીદત્ત' બડ અસુરેસ કું ।। ।।૨।।



પુનિ બસિ અયોધ્યામેં પ્રભુજી, બાલ ચરિત્ર બહુ કીયો ।
ઉપવિત ધરી સતશાસ્ત્રકો, શુભ સાર ઉદ્ધારી લિયો ।।
શિર ધરિ જટા કરમેં કમંડલુ, તિલક કીનો ભાલ હી ।।
કોપિન, બહિર્વાસ હી ધર્યો, જલગરન પુનિ મૃગછાલ હી ।। ૩ ।।

કંઠે ધરી દુહુ કંઠિકા, ઈકલિયો ભોજન પાત્ર હી ।।
કોમલ કમલસે નૈન નિર્મલ મૃદુ મનોહર ગાત્ર હી ।।
પુનિ લીયે શાલગ્રામ, બાલમુકુંદ બર્ની બેસમેં ।।
કર દંડ પુનિ જપમાલ ધરિ, બિચરે સુઉત્તર દેશમેં ।। ૪ ।।

કિય સ્તવન ગિરિ હીમાચલે, પ્રભુકો દરશ શુભ પાઈકે ।।
પ્રભુકિય પરાભવ ભૂત ભૈરવકો, મહાબન જાઈ કે ।।
પુલ્હાશ્રમેં પુનિ તપ કિયો, રવિદેવ આય સ્તુતી કરી ।।
ગોપાલ મુનિકું જઈ મિલે, અષ્ટાંગ યોગ કલા ધરી ।। ૫ ।।

પ્રભુ મિલે સિધવલ્લભહીકું, દુ;ખ હર્યો દાસ ગોપાલકો ।।
મદ હર્યો દુષ્ટ બિપેક કો, વામી બડા વિકરાલ કો ।।
નવલખા પર્વત પર પ્રભુ, નવ લક્ષ રૂપ ધરી હરી ।।
નવલાખ જોગી કું મીલે, લીલા અલૌકિક કયું કરી ।। ૬ ।।

પ્રભુ ગયે પુરૂષોત્તમ પુરી, મદ હર્યો ખટ દર્શનહિ કો ।।
બનમેં મિલે શકતી શિવં, સકતુ જીમે પ્રભુ ઈનહિ કો ।।
સબ તીર્થ ફિરકેં ભીમનાથ, સમીપ આયે શ્રી હરી ।।
પુનિ ગોપનાથ હું સે ગયે, પ્રભુ 'લોજ' મેં કરૂના કરી ।। ૭ ।।

પ્રભુ મિલે મુકતાનંદકુ સદ્ગુરૂ રામાનંદકું ।।
દીની મહા દીક્ષા અરૂ, ગુરૂપદ ધરમકુલ ચંદકું ।।
તન તજ્યો રામાનંદ તબતેં, પ્રભુ પરાક્રમ બહુ કિયો ।।
જનકું સમાધિ કરાઈ બહુ, નિજ ધામ દર્શાઈ દિયો ।। ૮ ।।

નર નારિકી ન્યારી સભા કરિ, ધર્મ સમજાયે સબે ॥
કિય ધર્મ સ્થાપન, અધ ઉથાપન, દેશમેં ફિર કે તબે ॥
પુનિ કામ ક્રોધાદિક હુંસે, નિજ દાસકી રક્ષા કરી ॥
પુનિ યજ્ઞકીન બડે બડે, સામર્થસેં નિજ શ્રી હરિ ॥ ૯ ॥

ગુજરેશ રાવ શિયાજી આદિક, અમિત જન આશ્રિત ભયે ॥
મંદિર બનાયે બડ બડે, કિય દેવકે સ્થાપન નયે ॥
સતશાસ્ત્ર શિક્ષાપત્રિ આદિક, શુભ રચાયે શ્રી હરિ ॥
આચાર્ય સ્થાપન કિય ઉભય, કરૂનાનિધી કરૂના કરી ॥ ૧૦ ॥

સર્વોપરી સર્વેસ સબ, અવતારી કે અવતારિ સો ॥
સ્વેચ્છા હુંસે પાર્ષદ સહિત, ગયે ધામ ભવભય હારીસો ॥
પાવન ચરિત્ર વિચિત્ર કીનો, સો શ્રવન જન જો કરે ॥
મનકામના પુરે પ્રભુ પુનિ, સઘ ભવસાગર તરે ॥ ૧૧ ॥

શિવ, શેષ, સનકાદિક સદા, અતિ પ્રેમસે મુખ ઉચ્ચરે ॥
સો ચરિત્ર શ્રી ઘનશ્યામકે, જન અભયસિંહ અંતર ધરે ॥
કિય પરમહંસ સુ પાંચસો, લિખ ચરિત્ર શ્રી પુરૂષોત્તમ ॥
કવિ માવ પીતા 'ભીમજી' દલપત લીખી હૈ ઉતમં ॥ ૧૨ ॥

(પુરૂષોત્તમ ચરિત્ર)

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિત્તે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પ્રથમ પ્રકરણે ધ. ધુ આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદ્ગુરૂશ્રી દેવાનંદસ્વામી સંવાદે શ્રીહરિ જન્માદિ નિરૂપણ નામ પ્રથમોડધ્યાય સમાપ્તઃ – ૧



॥ શ્રીજી ॥

**અધ્યાય ૨ જો**

# ચારણ ઉત્પતિ દેવ જ્ઞાતિ નિરૂપણ

**॥ સ્વામીશ્રી સ્વરચિત નિજ પરિચય કાવ્ય ॥**

(ઝુલણા છંદ)

જ્ઞાતિ ચારણ ઓડક આશિયોંકી, આબુ છાયં ભયો ખાણ ગામમેંજી ॥
તાકે નામ શંભૂદાન તાત હુકો, માત લાલુબાઈ ધર્યો ઠામમેંજી ॥
લાડુ મેટકે શ્રીરંગ નામ ધર્યો, દોઉ લીન બ્રહ્માનંદ નામમેજી ॥
ચિત્તધાર સહજાનંદશ્યામ છબી, જગજીત ગયો નિજધામમેંજી ॥

(બ્રહ્મ વિલાસ)

અર્થ = આબુ ડુંગરની છાયાંમાં ખાણ નામના ગામમાં જ્ઞાતે ચારણ, 'આશિયા' * શાખાના શંભુદાનજી પિતા અને લાલુબા માતાજીના ઉદરથી જન્મ ધારણ કર્યો, પોતાનું જન્મનામ × 'લાડુદાનજી' હતું. શ્રીજીએ જ્યારે પ્રથમ દીક્ષા આપી ત્યારે **શ્રી રંગદાસજી** નામ આપેલું હતું. અને પછી એ બન્ને નામો બ્રહ્માનંદજી નામ ધારણ કરતાં તેમાં લીન થયાં, (સમાઈ ગયા) શ્રી સહજાનંદ સ્વામીનું ચિત્તમાં ધ્યાન કરી આ જગતમાં દિગ્વિજય કરી નિજધામમાં (બ્રહ્મધામમાં) ગયા વગેરે વગેરે.

---

* ઋષિમુનિઓની શાખાઓ સાથે ચારણ દેવોની મળતી શાખા ત્રણ છે; તેમાં (૧) ઋષિ આશ્વાલયન - આશિયા (૨) ઋષિ દેવળ=દેવલ (૩) બ્રહસ્પતિ-બ્રાહસ્પત્ય

× સ્વામીશ્રીનું શુદ્ધ જન્મનામ 'લાધૂદાન' હતું. જેનું રાજસ્થાની ઉચ્ચારણ 'લાદૂદાન' એવું હોય છે, 'દ' ને 'ડ' માં ભેદ નહિ હોવાથી ગુજરાતીમાં તે નામ 'લાડુદાનજી' તરીકે પ્રચલિત થયું હતું. હાલ રાજસ્થાનમાં ચારણોમાં લાધૂદાન, લાદૂદાન નામો પ્રચલિત છે.

ઉપર પ્રમાણે સ્વામીશ્રીનો જન્મ ચારણ જ્ઞાતિની આશિયા શાખામાં થયો હતો તેમ સ્વામીશ્રીનું સ્વરચિત કાવ્ય ચોખું કહે છે. છતાં અત્યાર સુધીના કેટલાએક લેખકોએ સ્વામીને લાડુબારોટના નામથી સંબોધીને, બારોટ સંજ્ઞાભાટની છે, તેમ માની ભાટ જ્ઞાતિમાં જન્મ હોવાની શંકા ઉત્પન્ન કરી છે. પરંતુ ઉપરનું ઝૂલણા કાવ્ય તે વાતને તદ્દન અમાન્ય કહે છે. તેથી હવે તેવી શંકાને લેશમાત્ર પણ અવકાશ નથી. તેમજ સ્વામીશ્રીના પિત્રાઈઓ હાલ **'ખાણ'** ગામમાં મોજુદ છે.

## ।। દેવજ્ઞાતિ ચારણો ।।

જેઓને ચારણોની પીછાન નથી તેવા કેટલાએક આધુનિક લેખકો ચારણોને બહુજ હલકી જ્ઞાતિમાં ઉતારી પાડી શુદ્રમાં ગણના કરે છે. તે તદ્દન અજ્ઞાનતાથી કે પછી ઈર્ષાભાવથી તેમ કહે છે, પરંતુ હિંદુધર્મના શાસ્ત્રો તો ચારણો માટે ઉત્તમ અભિપ્રાય આપીને ચારણો દેવકોટીના છે, તેવું સાબિત કરી બતાવે છે.

પ્રથમ તો આપણા ઈષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાને ચારણ જ્ઞાતિને 'દેવ' માની સત્કાર્યા છે કે,

(૧) શ્રી સત્સંગી જીવન પ્રથમ પ્રકરણ અધ્યાય –૩૪ ના શ્લોક– ૩૬માં કહે છે કે,

**''ગાન્ધર્વાંશ્ચારણાન્સિદ્ધાન્''**

(૨) શ્રી ગઢપુર મધ્યે દાદા ખાચરના દરબારમાં બિરાજી ગ. મ. ૨૪ વચનામૃતમાં સંવત ૧૮૭૯ ના શ્રાવણ સુદી ૮ ના દિવસે શ્રીમુખે સર્વ સંત હરિભક્તોની સભા મધ્યે કૃપા વાક્ય ઉચ્ચારે છે કે :–

''સાંખ્ય નિષ્ઠાવાળો જે ભગવાનનો ભક્ત તે તો મનુષ્યનાં સુખ, તથા સિદ્ધ, ચારણ વિધાધર, ગંધર્વ, દેવતા એ સર્વેના જે સુખ તેને સમજી રાખે.''

ઉપર પ્રમાણે શ્રીજી મહારાજે મનુષ્યથી અધિક 'ચારણોની જ્ઞાતિને દેવકોટીની ગણના કરી સ્વમુખે શ્રુતિ વાક્ય તુલ્ય વચનામૃત ઉચ્ચારેલ છે, તેમજ મહાન



વૈરાગ્યમૂર્તિ – સદ્દગુરૂ શ્રી નિષ્કુળાનંદ સ્વામીએ પણ ભક્તિ ચિંતામણી ગ્રંથમાં હરિભક્તોની નામાવળી ઉચ્ચારી છે. તેમા પણ જ્યાં જ્યાં ચારણોના નામો ભાંખ્યાં છે ત્યાં ત્યાં દેવજાતિનું જ સંબોધન આપેલ છે, દાખલા તરીકે આપણા ચરિત્ર નાયકના પિતાશ્રીનું નામ તેઓ કાવ્યમાં કહે છે કે,

### ।। ચોપાઈ ।।

''ખરા ભક્ત કહીએ ખાણ ગામે,'' દેવજાત્તિ શંભુદાન નામે ।।
ઘેર લાલુબાઈ હરિજન, જેણે જન્મયા લાડુજી પાવન ।।
રૂડા ભક્ત છે ખીમોજીભાઇ, ઘેરે મોટા જન મોજબાઈ ।।
એહાદી બીજા જન ગણીજે, ભલા ભક્ત ખાણમાં ભણીજે ।।

(ભક્તચિંતામણી પ્ર. ૧૨૦)

ઉપર મુજબ શ્રીજી મહારાજથી આરંભી હિન્દુ ધર્મના માન્ય પુસ્તકો,શાસ્ત્રો, પુરાણો, ઈતિહાસો વગેરેમાં જ્યાં જ્યાં ચારણોને દેવ કોટીમાં ગણના કરી પૂજ્ય ભાવથી વર્ણવેલ છે, તેના દાખલાઓ સાથે આ નીચે ચારણ ઉત્પત્તિથી પુરાણ હકિકત હવે રજું કરૂ છું,

### ચારણ ઉત્પત્તિ

પરમેશ્વરે સૃષ્ટિ પેદા કરવા માટે એક 'બ્રહ્મા' નામના દેવ બનાવ્યા તેણે ચાર પ્રકારની સૃષ્ટિ રચી. (૧) પ્રથમ દરજ્જે દેવતાઓ (૨) બીજે મનુષ્યો, (૩) ત્રીજે પશુ પક્ષીઓ (૪) દરજ્જે વનસ્પતિ આદિ બનાવ્યા. તેમા ચારણોની ઉત્પતિ દેવતાઓની સાથે છે; જેનું પ્રમાણ શ્રીમદ્દભાગવત પુરાણમાં છે કે –

### (શ્લોક)

દેવ સર્ગ શ્રાષ્ટ વિધો, વિબુધા, પિતરોડ સુરાઃ ।।
સિદ્ધાઃ ચારણાંઃ વિંદ્યાધરા ગંધર્વાપ્સરાર્દિકાઃ ।।

(શ્રીભાગવત ૩–૧૦–૨૭)

ભારત વર્ષની ઉત્તરે સર્વ પહાડોથી ઉચો સુમેરૂ પહાડ છે તે ઉપર દેવતાઓ વસ્યા છે. જેને સ્વર્ગ કહે છે. મનુષ્ય પૃથ્વી ઉપર વસે છે તેને મૃત્યુલોક કહે છે. સુમેરૂના મધ્યમાં પિતાજી બ્રહ્માજીની પુરી છે, તેની ચારે તરફ બીજા દેવતાઓની પુરી છે, જેનું પ્રમાણ શ્રીમદ્ ભાગવતના પંચમસ્કંધના ૨૪માં અધ્યાયમાં છે.

### શ્રી મહાભારતમાં ચારણો વિષે

હસ્તિનાપુરના પાંડુરાજા વનમાં મરણ પામતાં તેના માદ્રી નામના સ્ત્રી સતી થયાં તે પછી નાના પાંચે પાંડુ કુમારો અને તેના માતા કુંતાજી

કલ્પાંત કરવા લાગ્યાં; તેથી ત્યાં ચારણદેવો આવ્યા અને તે સહુને હસ્તિનાપુરે પહોંચાડ્યા, જે હકીકત મહાભારતના આદી પર્વમાં ૧૨૬ ના અધ્યાયમાં છે કે,

**(શ્લોક)**

**તં ચારણસહસ્ત્રાણાં, મુનિનામાગમં તદા ॥**

**શ્રુત્ત્વા નાગપુરે નૃણાં, વિસ્મયઃ સમપદ્યતે ॥**

અર્થ : ત્યારે તે હજારો ચારણ મુનિઓનું આગમન સાંભળીને હસ્તિનાપુરના લોકોને વિસ્મય થયું.

''દ્રોપણ પર્વમાં અ-૩૬ શ્લોક ૧૪ મા પણ ઉલ્લેખ છે'' તથા ''વનપર્વમાં અ-૪૪ માં તથા શાંતિ પર્વના મોક્ષધર્મમાં અ-૨૧૭ માં ઉલ્લેખ છે.''

## શ્રી વાલ્મિકી રામાયણમાં ચારણો વિષે

આ ગ્રંથ હિંદુ ધર્મશાસ્ત્રોમાં વેદ પછી બીજે નંબરે આવે છે. તેમાં પણ ઉલ્લેખ છે કે, **''ઈમમાશ્રમમુત્સજ્ય, સિદ્ધ ચારણ સેવિતે''**

વિશ્વામિત્ર શ્રી રામચંદ્રજીને કહે છે કે, મહામુનિ ગૌતમઋષિ પોતાનો આશ્રમ છોડીને સિદ્ધ અને ચારણો જ્યાં વસે છે તે હિમાલયના સુંદર શિખર પર તપ કરવા લાગ્યા. (બાલકાંડ-સર્ગ ૪૮ શ્લોક ૩૩)

સુંદરકાંડના સર્ગ-૫૫ માં શ્લોક ૨૯ થી ૩૨ સુધી છે કે

**(શ્લોક)**

**શુશ્રાવ હનુમૉંનસ્તત્ર, ચારણનાં મહાત્મનામ**

**જાનકી ન ચ દગ્ઘેતી, વિસ્મયોઈ ભૂત એવનઃ**

શ્રી હનુમાનજી લંકાને બાળી બહાર આવી ફીકર કરવાને લાગ્યા કે મેં આ કામ બુરૂં કરેલ છે, કેમ કે સીતાજી પણ બળી ગયા હશે, એ સમયે ''ચારણ મહાત્માઓ'' થી સાંભળ્યુ કે સીતાજી બળ્યા નથી, વગેરે...વગેરે...

શ્રી મત્સપુરાણમાં અધ્યાય ૨૪૯ શ્લોક ૩૫-૩૬ માં છે કે,

**(શ્લોક)**

**તુય માન રસમાનતાય, સિદ્ધ ચારણ કિન્નરેઃ ॥**

**આભ્ના ચૈર્ય દિભિશ્ચ, સ્તૂયમાનં, સમન્ત તઃ ॥**



સિદ્ધ, ચારણ, કિન્નર, મૂર્તિમાન વેદ જેની સ્તુતિ કરી રહ્યાં છે પરમેશ્વરની સ્તુતિ તો બ્રહ્માદિ સર્વ દેવો કરે છેઃ પણ કવિ તરીખે તો ચારણદેવો જ છે, જેમકે સમુદ્ર મંથન સમયે શ્રી વિષ્નુ ભગવાન યોગનિંદ્રા નિમીલિતનયન હતા, તે પ્રસંગે ચારણોએ સ્તુતિ કરી જાગૃત કર્યા હતાં.

''શ્રી ગજેન્દ્રમોક્ષમાં શ્લોક ૩૬ માં પણ ઉલ્લેખ છે.

''રાજતરંગીણીના સાતમાં તરંગમાં ૧૧૨૨ ના શ્લોકમાં છે.

''બ્રહ્મપુરાણના અધ્યાય ૨૩ પણ છે.

''સ્કંધપુરાણના વાસુદેવ મહાત્મ્યમાં અધ્યાય ૧૪ માં શ્લોક ૧. અધ્યાય ૧૫ શ્લોક ૨૩, અધ્યાય ૨૪ શ્લોક ૪૫ માં છે.

## જૈન ગ્રંથોમાં ચારણો વિષે

જૈનના ૨૪ માં તીર્થંકર શ્રી મહાવીર સ્વામીએ માગધી ભાષામાં ''પન્નવણાજી સૂત્ર રચેલું છે તેના પ્રથમ પાદમાં મનુષ્યાધિકારમાં લખેલ છે કે – અરિહંતા ચક્રવટ્ટી, બલદેવા, વાસુદેવા, ચારણા, વિજાહરા.'' અર્થ – અરિહંત એટલે તીર્થંકર, રાજા હોય તે બળદેવ, વાસુદેવ એટલે કૃષ્ણાવતાર જેવો ચારણ અને વિદ્યાધર તે મનુષ્યનો અધીકાર છે.

ઉપરના અનેક શાસ્ત્રપુરાણોનાં અસંખ્ય પ્રમાણો અને અતિહાસોમાં ''ચારણો દેવ કોટીમાં છે.'' તેવા પુરાવા મોજુદ છે.

## ચારણો ભરતખંડમાં આવી વસ્યા

પ્રથમ જ્યારે ચારણો મેરૂ પર્વત ઉપર આવી વસતા હતા ત્યારે તેઓ **''ચારણદેવો''** કહેવાતા. પછી જ્યારે હિમાલય પર્વત ઉપર આવી વસ્યા ત્યારે તેઓ ''ચારણ મુનિઓ'' કે ''ચારણ ઋષિઓ'' કહેવાયા

## તૈલંગ દેશમાં નિવાસ

વેનરાજાને ત્યાં 'પૃથુરાજા નામે ભગવાને અવતાર ધારણ કર્યો, ત્યારે ભગવાન પૃથુએ મહાન યજ્ઞો કરી ને જગત કલ્યાણ અર્થે અનેક શુભ કાર્યો કર્યા હતાં, તેને જગતમાં અવિચળ રાખવા માટે બ્રહ્મઋષિઓએ પૃથુના યજ્ઞ પ્રસંગે હિમાલય ઉપરથી ચારણ ઋષિઓને બોલાવી પૃથુ રાજાના શુભ કાર્યોનો ઈતિહાસ લખવતાં, પૃથુ રાજા ભગવાન નો અવતાર છે, માટે તેનાં યશોગાન

ગાવામાં દોષ નથી તેમ જાણી તેના સ્તુતિ પાઠક તથાં પૃથુરાજાએ પોતાના રાજકવિ સ્થાપી એ ચારણ મુનિઓને 'તૈલંગ' નામનો દેશ દાનમાં આપ્યો તે હકીકત પદ્મ પુરાણમાં બીજા ખંડનાં ૨૮ ના અધ્યાયમાં શ્લોક ૮૮નું પ્રમાણ છે કે.....

''ચારણાય તતઃ પ્રાદા, તૈલંગા દેશમુત્તમમ્'' ત્યારથી ચારણો ''નરાણાં ચ નરાધિપા;'' એ વાક્યોને અનુસરી રાજાઓના રાજકવિઓ થઈને મોટી મોટી જાગીરો મેળવી અને આ ભરતખંડમાં ચારણોનો વંશ મનુષ્યો સાથે ફેલાયો. હાલ તો તેઓ માત્ર રાજપુતાનામાં, ગુજરાતમાં, સૌરાષ્ટ્રમાં અને કચ્છ વગેરે પ્રદેશોમાં વિદ્યમાન છે.

## મુગલરાજ્ય અને બ્રિટીશ રાજ્યોમાં ચારણોની કદર

ભગવાન પૃથુરાજાથી આરંભી હજારો વર્ષ પર્યંત રજપૂત રાજાઓએ ચારણોને પૂજનિક માની સન્માન્યા હતા. તે પછી બાદશાહી અમલમાં પણ દિલ્હીના દરબારમાં ચારણોનાં સન્માન થયાં હતાં. બાદશાહ અકબરશા પાસે ચારણ મહાત્મા શ્રી નરહરદાસજી તથા મહિકરણદાનજી મહેડુ (જાડા ચારણ તરીકે ઓળખાતા) તથા દુરશાજી આઢા વગેરે ચારણ રાજકવિઓ હતા.

બાદશાહ જહાંગીરશાહે જોધપુરના લાખાજી નામના ચારણ કવિને +લાખ પાશવ આપી હાથી અને સોનું બક્ષેલ હતું.

બ્રિટીશ સલ્તનમાં કૈસરેહિંદ મહારાણી શ્રી વિકટોરીઆએ મોટા ઉદયપુરના કવિરાજા શ્રી શામળદાનજીને ''મહામહોપાધ્યાય'' નો ખિતાબ એનાયત કરેલ હતો, અને બ્રિટીશ રાજ્યોના કરારનામાઓમાં ચારણોની

**+ લાખ પશાવની વિગત-**

પચ્ચીસ હજાર રૂપિયા નગદ રોકડા, પચ્ચીસ હજારના ઘરેણાં, પચ્ચીસ હજારના પશુઓ (હાથી, ઉંટ, ઘોડાં, ભેંસુ, ગાયું,) વાર્ષિક પાંચ હજાર રૂપિયાની આવકવાળું ગામ વાડી, રાજનગરમાં રહેવાની હવેલી, અને પગમાં સોનું બક્ષે (સોનાની બેડી) એક પાલખી અને મસાલા (રૌપ્યજડીત), હાથી, ઘોડા, ઉંટ, શણગારેલ ગાયો એટલું દાન આપે તેને લાખપશાવ કહેવામાં આવે છે. સૌરાષ્ટ્રમાં જામ શ્રી રાવળજામે જામનગર વસાવી કવિશ્રી ઈશ્વરદાસજીને લાખપશાવ આપ્યા હતાં.



જામીનગીરી ઉપર ઈતબાર રાખેલો હતો. શહેનશાહ એડવર્ડ ૭ માએ પણ જોધપુરના કવિરાજા શ્રી મુરારીદાનજી આશિયાને ''મહામહોપાધ્યાયનો ખિતાબ એનાયત કરેલ હતો.

સૌરાષ્ટ્રમાં જ્યારે જામ રાવળજી (જેને જામનગર વસાવ્યું તે) ની સાર્વભૌમ સત્તા હતી ત્યારે તેઓશ્રીએ કવિશ્રી ઈશરદાસજીને (કે, જેઓ ઈશરા કે પરમેશ્વર કહેવાયા) રાજકવિ સ્થાપિ કરોડ પશાવ બક્ષી મોટા જાગીરદાર બનાવ્યા હતા. કહેવત છે કે **'જહા પતશાઈ તહાં દાવા કવિરાજ કાં'** એમ જ્યાં જ્યાં બાદશાહો, શહેનશાહો, નવાબો કે રાજામહારાજાઓ હતા, ત્યાં ત્યાં ચારણ દેવોના પણ સન્માન થયાં હતાં, કારણ કે તે ચારણો કેવા હતા તે નીચેની વિગતે જણાય છે.

## પૂર્વના ચારણસ્મરણો

ચારણ-વાચસ્પતિઓ-ક્ષત્રિયોને સૂર અને દાનમાં યોજતા, સિંહોને સ્વ સ્વરૂપનું સધાન કરાવતા એ ચારણો મંત્રદૃષ્ટા હતા, મંત્રસિદ્ધિને પામેલા હતા. સૂત્રોના ભાષ્યકાર હતા, વીરરસના ઉદ્દગાતા હતા, મુડદાલોને પણ સીંધુડા રાગની સંજીવની છાટી જગાડનારા હતા, ચારણો સ્વધર્મામૃત પીનારા અને પાનારા સુલેહ (સંપ) ની પુષ્ટિ કરનાર, ગર્વિષ્ટોનો ગર્વ ઉતારનાર અને દુષ્ટોનું દમન કરનાર વાક્શૂરા હતાઃ તેમજ પ્રાચીન કાળમાં થઈ ગયેલા જતિ, સતી અને સુરાઓના ચરિત્રોની ગાથા વર્તમાન કાળમાં તાદ્રશ્ય બતાવવા સમર્થ હતા. તેઓના જસ્નમાં જરા પણ ઝાંખપ આવી નથી

ચારણ તપ, વિદ્યા, બળ અને ધૈર્યની મૂર્તિઓ હતા. જેમા અનેક સદ્દગુણોનો સમુચ્ચય હોય તે દેવકુળ-'ચારણ કહેવાય.'

(છપય છંદ)

**ચારણ ચતુર ગણાય, ચારણ ધર્મ ન ચૂકે ।।**
**ચારણ સિદ્ધ સુહાય, મરે પણ ટેક ન મુકે ।।**
**ચારણ કીરતિ શુદ્ધ, શામ ધર્મ ધારણની ।।**
**ચારણ સત્યાચરણ, શાખ શ્રેષ્ઠ ચારણની ।।**
**કારણ વિલોકી શંભુ કાર્યનું, ધીર તજે નહિં ધારણા ।।**
**પ્રજારાજ હિત પ્યાર શુભ, ચૂકયા નહિં કદિ ચારણા ।।**

(પુરોહિત ગૌરીશંકર ગોવિંદજી)

**ચારણોનાં કર્તવ્ય કર્મ**

ભણવું ભણાવવું, રાજા પ્રજાના પ્રતિનિધી તરીકે આગેવાની કરવી,

રાજા-રાજા, અને રાજા-પ્રજા વચ્ચેની તકરારો પતાવવામાં ધર્મ વકીલ, બહાદુર પુરૂષોના ઈતિહાસો લખવા, અન્યોકિતથી ઉપદેશ કરવો, લોક મર્યાદાને ધર્મ મર્યાદાનું રક્ષણ કરવું, ન્યાય આપવો, ધર્મ મંત્રી પણુ, કવિ તરીકે રાજાનું આઠમું અંગ ગણાવું, લોકપ્રિયતા મેળવવી, ધર્મ અને ઈશ્વર ભક્તિપરાયણ થવું, કેળવણી આપવામાં ક્ષત્રિયોના બાગના સાચા માળી થવુ... ઈત્યાદી અનેક સદ્‌ગુણોનો સમુચ્ચય તે ચારણ ધર્મ.

## ચારણ ગ્રંથકારો

| | ગ્રંથનું નામ | કર્તાનું નામ |
|---|---|---|
| (૧) | અવતારચરિત્ર | મહાત્મા નરહરદાસજી |
| (૨) | શ્રી હરિરસ તથા દેવીયાણ | મહાત્મા ઈસરદાસજી |
| (૩) | પાંડવ યશેન્દુ ચંદ્રિકા | મહાત્મા સ્વરૂપદાસજી |
| (૪) | મહારાણા પ્રતાપ યશ | કવિરાજા દુરશાજી આઢા |
| (૫) | વંશભાસ્કર | કવિરાજા સૂર્યમલજી |
| (૬) | વીરવિનોદ (કર્ણપર્વ) | કવિરાજા મહાત્મા ગણેશપુરીજી |
| (૭) | બ્રહ્મવિલાસ આદી ૧૫ ગ્રંથો | સ્વામી શ્રી બ્રહ્માનંદજી |
| (૮) | ઉમરકાવ્ય | મહાકવિ ઉમરદાનજી |
| (૯) | વીરકાવ્યો | કવિરાજ ફતેહકરણજી |
| (૧૦) | જસુરામ રાજનિતી | કવિશ્રી જસુરામજી |
| (૧૧) | જશવંત જશો ભૂષણ | કવિરાજા મુરારીદાનજી |
| (૧૨) | રાજપૂતાના ઈતિહાસ | કવિરાજા નવલદાનજી |
| (૧૩) | નાગદમણ | ભક્તકવિશ્રી સાંયાજી ઝૂલા |
| (૧૪) | વિભા વિલાસ | કવિશ્રી વજમાલજી મહેડુ જામનગર (સદ્‌ગુરૂ બ્રહ્માનંદસ્વામિના શિષ્ય) |
| (૧૫) | શ્રી દ્રોપદીવસ્ત્રાહરણ/શ્રી રૂક્ષ્મણી હરણ | રાજકવિ ભીમજીભાઇ રત્નુ |
| (૧૬) | ભાવભુષણ-પીંગળ કાવ્ય | ગઢવી પીંગળશી પાતાભાઇ |
| (૧૭) | શ્રી યદુવંશ પ્રકાશ અને જામનગરનો ઈતિહાસ | રાજકવિ માવદાનજી રત્નું |
| (૧૮) | છંદ મુક્તાવલી | રાજકવિશ્રી જીવણલાલ ઝીબા |
| (૧૯) | હિંદ સ્થિતિ હિંદોદય | કવિ હરદાન દેથા |
| (૨૦) | કાવ્ય સંગ્રહ | રાજકવિ શંકરદાન દેથા |
| (૨૧) | પ્રતાપ ચરિત્ર | કેસરીસિંહ બારહઠ (મેવાડ) |
| (૨૨) | કાગવાણી | કવિશ્રી દુલા ભાયા કાગ |



ઉપર પ્રમાણે અનેક ગ્રંથકારો ચારણોમાં થયા છે. અને હાલ પણ છે. કેટલાએક ગ્રંથો અપ્રસિદ્ધ છે. માત્ર જે છપાયા છે. તેમાંથી જાણવા પ્રમાણે લખેલ છે, બાકી તો **''ચારણી સાહિત્ય''** અપૂર્વ છે.

## ચારણ – એટલે ?

### '' ચાર્યન્તિ કીર્તિમિતિચારણાઃ ''

ચારણ-ચર ધાતુથી ચારણ શબ્દ સિદ્ધ થાય છે. 'ચર' ગતિ વાચક છે. ગતિ આપનાર. ગતિમાં મુકનાર, એટલે ધર્મ કર્મમાં પ્રવૃતિ કરાવનાર, ઉત્સાહ આપનાર, કીર્તિ ફેલાવનાર, ઈત્યાદિ 'ચારણ' શબ્દના અર્થ થાય છે, 'ચા' ચાહ-અને 'રણ' રણસંગ્રામ એટલે 'રણસંગ્રામની ચાહ ઉત્પન્ન કરાવનાર,' ચારણો ધનુર્વેદ ભણેલા અને અન્યને ભણાવનારા, સમરાંગણમાં લડનારા, 'સિંધુડા' આદી વીરકાવ્યોને ગાઈને કાયરને પણ ચારણો શમશેર પકડાવીને બિરદાવીને રણની ચાહ ઉત્પન્ન કરાવનારા વગેરે વગેરે.

### ''ચારણોનાં પર્યાય નામો''

'ગઢવીર' (ગઢવી) બારહઠજી (બારોટજી) ગઢવી શબ્દ અપભ્રંશ છે, ખરો શબ્દ 'ગઢવીર' છે. વીરતાનો ગઢ ચારણ દોઢસૂરો કહેવાય છે. તેટલું જ નહીં. પણ પોતાના ગળામાં 'કટારી' અને તરવાર નાખી સામે પગલે ચાલે છે, બીજાનું ગળું કાપવું સહેલું છે, પોતાના ગળામાં તલવાર પહેરવી એ તો શૂરવીર પુરૂષથી પણ બનવું મુશ્કેલ છે. એ કાર્ય (ત્રાગું) ચારણો કરતા હોવાથી તેઓ દોઢશૂરા કહેવાય છે.

બારોટ શબ્દ અપભ્રંશ છે અને તે શબ્દ તો દરેક જ્ઞાતિઓની વંશાવળી (પેઢીનામું) લખનાર વહીવંચા ભાટોને લાગુ પડે છે. ચારણોનાં પેઢીનામાં લખનાર 'રાવળદેવ' ને પણ લોકો બારોટ કહીને બોલાવે છે. (મારવાડમાં ''બારઠજી'' શબ્દ બોલાતો હોઈને પારકરમાં થઈ સિંધમાં અને ત્યાંથી કચ્છમાં ને ત્યાંથી હાલાર પ્રદેશમાં હાલ પણ ચારણોને બારઠજીને બદલે 'બારોટજી' કહે છે.) એટલે 'બારોટ અને 'બારઠજી' એ બન્ને શબ્દો અપભ્રંશ છે. ખરા શબ્દ તો ''બારહઠજી'' છે. ''બાર'' એટલે 'દ્વાર' ક્ષત્રિયોના દ્વાર પર પોતાનો લાગ (હિસ્સો) લેવા હઠ કરનાર, તેથી ''બારહઠજી'' કહી બોલાવે છે. હાલ પણ રાજપુતાનામાં ચારણોને બારહઠજી કહી સંબોધે છે. તેમજ ચારણો વિશે પ્રાચીન દોહો છે કે,

**ચારણ ચારે વેદ, વણપઢીઓ વાતો કરે ॥**
**ભાંખે આગમ ભેદ, જેની જીભે જોગણી ॥**

ભાવાર્થ :- ચારણ ભણ્યા વગરનો હોય તો પણ ચારે વેદોના અગમ્ય ભેદની વાતો કરે છે, કેમ કે તેની જીભાન ઉપર સાક્ષાત સરસ્વતીદેવી સદાય રહે છે.

ઉપરની હકીકત ખરી છે, કારણ કે ઘણા ચારણોને વાંચતા લખતા કે સહી કરતા પણ આવડતું ન હોય, છતાં તે ચારણી ભાષાનાં કાવ્યો રચી અને બોલી જાણે છે, આવી રીતે તેઓ કાવ્યકર્તા હોવાથી ચારણપુત્રોને ''કવિરાજ'' કહી સંબોધે છે.

## ચારણોમાં પાંચ જાતિભેદ

(૧) મારૂ ચારણ, (૨) સોરઠીઆ ચારણ, (૩) પરજીઆ ચારણ, (૪) અગરવચા (ને સાઈ ચારણ,) (૫) તુંબેલ ચારણ, આ ભેદો પાછળથી દેશ, કાળ, ક્રિયા અને સંગના પ્રધાન પણે થયા છે.

ઉપરની હાલ પાંચ જાતીઓમાં (૧) મારૂ ચારણો સર્વથી શ્રેષ્ઠ દરજ્જાના છે. જેઓના રીતરીવાજો ક્ષત્રિયોને મળતા છે. સ્ત્રીઓ ઓઝલ પડદામાં રહે છે. તેઓમાં વિધવા વિવાહ થતા નથી. તેમા મોટા જાગીરદારો પણ છે. મારવાડમાં મોટા જાગીરદારો ચારણોને ઠાકોર સાહેબ કુંવરસાહેબ અને પૌત્રને ભંવરજીશા કહે છે. મરૂભૂમિમાંથી (મારવાડમાંથી) ગુજરાત કચ્છ કાઠીયાવાડમાં આવી વસ્યા, એટલે તેઓ મારૂ ચારણના નામે ઓળખાવા લાગ્યા.

## શ્રીજી મહારાજના શુભ હસ્તે અપાયેલી ચારણદેવોને ભાગવતી દિક્ષા

(૧) **સદ્ગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી** આ ગ્રંથોના ચરિત્ર નાયક કે જેઓ પૂર્વાશ્રમમાં મારૂચારણ કુળમાં 'આશિયા' શાખાના **'લાડુદાનજી'** નામે મરૂભૂમિમાં ખાણ નામના ગામે જનમ્યા હતા.

(૨) **સદ્ગુરૂશ્રી દેવાનંદ સ્વામી,** કે જેઓ સદ્ગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામિના શિષ્ય હતા. પીંગળશાસ્ત્ર અને સંગિતશાસ્ત્ર સ્વામીશ્રી પાસે ભણેલા હતા. છેલ્લે સ્વામી પછી મુળી મંદિર ના મહંત થયા હતા,ને કવિશ્રી દલપતરામ ના તેઓ વિદ્યા ગુરૂ હતા. તેઓ શ્રી પૂર્વાશ્રમ માં મારૂ ચારણ કુળમાં રત્નુ+ શાખાના

+ કોઈ 'બાટી' શાખાના પણ કહે છે.



**'દેવીદાનજી'** નામે ઝાલાવાડમાં ભાલ પ્રદેશમાં **'બળોલ'** ગામમાં જનમ્યા હતા.

(૩) **સદ્ગુરૂથી પુર્ણાનંદસ્વામિ,** પણ પિંગળ શાસ્ત્ર અને સંગીતશાસ્ત્ર સ. ગુ. બ્રહ્માનંદસ્વામી પાસે ભણ્યા હતા ને સ્વામિશ્રીના શિષ્ય પણ હતા. સ. ગુ. દેવાનંદસ્વામિ પછી મુળી મંદિરની મહંતાઈ મેળવવા સહેજ અપમાન જેવું તેઓને જણાતાં તેઓ દીક્ષાનો ત્યાગ કરી ગૃહસ્થ થયા હતા. પરંતુ શ્રીજીનાં પંચવર્તમાન, યાવત, જીવન પાળી ધોળે લુગડે ત્યાગીની રીત રાખી સાંખ્ય યોગી થઇ રહ્યાં હતા. દેહ મેલવા સમયે શ્રીજી મહારાજ તેડવા પધાર્યા ત્યારે જ ધામમાં ગયા. એવા ટેકીલા, અણનમી, શૂરવીર, અને પૂર્ણ પતિવૃત ભક્તિ કરનાર હતા. જેને શ્રીજી માનની મૂર્તિ કહેતા. તેઓ પૂર્વાશ્રમમાં મારૂચારણ કુળમાં **ટાપરીઆ** શાખા **'ગડાગઢવી'** ના નામે વીરમગામ પાસે **'હેબતપુર'** ગામમાં જનમ્યા હતા.

આમ દેવકુળ ચારણ જ્ઞાતિ ઉપર શ્રી સ્વામિનારાયણ ભગવાનની પણ અમી દ્રષ્ટિ વરસી હતી અને સદ્ગુરૂ બ્રહ્માનંદ સ્વામી પ્રત્યે તો પોતે સખાભાવ રાખી ધાર્મિક, રાજકિય, અને સામાજીક કાર્યોમાં પોતાના અંગત મિત્ર માની સાથે રાખતા અને સલાહ લેતા, તેમજ સદાય સ્વામી ઉપર પ્રસન્ન રહેતા.

સ્વામી પણ શ્રીજીને હસાવતા, ખીજાવતા, ટુંકારા દેતા, મશ્કરી કરતા, રમાડતા, પજવતા, ઘડીક શ્રીજીની પ્રભુતા પણ લઈ લેતા, આમ બન્ને બાળબ્રહ્મચારી હોય, પોતે જતિ (યતિ) પણાની પ્રતિતિ કરાવતા આવા અનેક દ્રષ્ટાંતો આ ચરિત્ર લખતાં આગળ કહેવામાં આવશે, આમ શ્રીજી મહારાજ પણ ચારણોને દેવકોટીના જાણીને તેઓના ઉપર કૃપાનો પક્ષપાત રાખતા.

**ઈતિ શ્રી કેશરભક્ત વિરચિતે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પ્રથમ પ્રકરણે ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદ્ગુરૂ શ્રી દેવાનંદ સ્વામિ સંવાદે શ્રી દેવજ્ઞાતિ નિરૂપણનામદ્વિતિયોઽધ્યાય સમાપ્તઃ ॥ ૨ ॥**

॥ શ્રીજી ॥

## અધ્યાય ૩ ત્રીજો

## ( સ્વામીશ્રીનું જન્મસ્થળ અને બાળ ચારિત્રો )

ઉત્તર ગુજરાતના છેલ્લે પગથારે અને મરૂ ભૂમિના પ્રથમ પગથારે શિરોહી રાજ્ય તાબે ગિરીરાજ 'આબુરાજ' ની છાયા (તળેટી) માં **'ખાણ'** નામના ગામમાં મારૂચારણ કુળમાં આશ્વાલયન ઋષિથી ચાલેલી 'આશિયા' શાખાના ગઢવી **શ્રી શંભુદાનજી** અને મહા પતિવૃતા **શ્રી લાલુબાદેવી**ને ત્યાં સ્વામિશ્રી **બ્રહ્માનંદજી**નો જન્મ થયો હતો.

એ ખાણગામ શિરોહીના રાવ શ્રી સુરતાનસિંહજીએ વિ. સં. ૧૬૨૮ ના આરસામાં ચારણ **માલાજી ઉર્ફે–દલાજી આશિયા**ને શાસણ તરીકે આપેલું હતું માલાજી સારા ડીંગળી કવિ હતા. એ માલાજીના વંશમાં જ **શ્રી શંભુદાનજી** થયા હતા; અને વડીલો પરંપરાથી મળેલી જાગીરનો ઉપભોગ કરી બંને દંપતિ ધર્મપરાયણ રહી અને પ્રભુ ભક્તિ કરતા હતાં.

શ્રીજી મહારાજશ્રીના પિતાશ્રી ધર્મદેવ અને સ્વામીશ્રીના પિતાશ્રી શંભુદાન ગઢવીએ બન્ને એક જ ગુરૂશ્રીના શિષ્યો હતા. એટલે ઉદ્ધવાવતાર **શ્રી રામાનંદ સ્વામી**ના શંભુદાન ગઢવી આશ્રિત હતા. તેથી બંન્ને દંપતી સદ્‍ગુરૂશ્રી રામાનંદ સ્વામીશ્રીના ઉપદેશથી અહિંસા આદિક ધર્મ પાળી શ્રી કૃષ્ણદેવની ઉપાસના ભકિત કરી સાત્વિત અને શાન્ત જીવન જીવી ગૃહસ્થાશ્રમ ચલાવતા હતા. એક સમયે ફરતા ફરતા સદગુરૂ શ્રી રામાનંદ સ્વામી પોતાના શિષ્યમંડળ સહિત ખાણ ગામે પધાર્યા. ગઢવી શ્રી શંભુદાનજીએ યોગ્ય ઉતારો કરાવી રસોઈ કરાવી સ્વામીશ્રીને જમાડી પૂજન કર્યુ. બીજે દિવસે એકાદશી હોવાથી સર્વને ફળહાર કરાવી પોતે પણ પ્રસાદીનું ફળાહાર કરી રાત્રે એકાદશીના જાગરણ નિમિતે સહુ જનો શંભુદાનજીના વિશાળ આંગણામાં પ્રભુ ભજન કરવા આવી મળ્યા. એ સમયે નીચે લખેલો એક અદ્‌ભુત ચમત્કાર જણાયો હતો.

''સદ્‍ગુરૂ શ્રી રામાનંદજી સ્વામી શ્રીકૃષ્ણ ભગવાનના ગુણાનુવાદ ગાતા હતા. (કથા કરતા હતા, તે સર્વજનો શાન્ત ચિત્તે એકાગ્ર મને સાંભળતા



હતાં; તેવામાં શ્રી લાલુબાદેવીની આંખમાં સહેજ ઝોલુ (નિંદ્રા, તંદ્રા અવસ્થા) આવતા સર્વને શ્રવણ ગોચર થાય તેમ ઉંચા પણ મૃદુ અને મધુર સ્વરે તેઓ સ્વગર્ભા સાધ્વીના ગર્ભમાં રહેલા બાળકે સ્વામીશ્રીને કહ્યું કે, **'પ્રભો ! આપશ્રી પ્રગટ પ્રભુ જે શ્રીહરિ તેમના મહિમાની વાતો કરો,** (સંભળાવો) બાળગર્ભના આવા આનંદમય શબ્દો સાંભળીને આશ્ચર્યથી ચકિત થઈ ગયેલા તે સર્વજનો સાંભળતા જ શ્રી રામાનંદ સ્વામિએ મૃદુ સ્વરે અને હાસ્ય યુક્ત વદને કહ્યું કે,

**'' હે મહાત્મન ! પ્રગટ શ્રી હરિનો અનેક જીવોના કલ્યાણકારક ગુણ ચરિત્રવાળો મહિમા તો આપજ વર્ણવશો હું તો દિગ્માત્ર વર્ણન કરૂં છું.''** આવા સ્વામીના મર્મ વાક્યો સાંભળી શ્રોતાજનોએ સ્વામી પાસે તેનો મર્મ સમજવા વિનંતી કરતા સ્વામીએ કહ્યું કે ''આ લાલુબાદેવીના ઉંદરમાં જે બાળક છે તેને વિષે તમો બાળક બુદ્ધિ ન લાવશો. કારણ કે એ તો મહા મોટા અનાદિ અક્ષરધામના મુક્તરાજ છે; તેમજ મહાન વિદ્વાન અને ચતુર હોઈ શિધ્રકવિ થશે. વળી તેઓ ગૃહમાં નહિ રહેતા અક્ષરાતીત જે પૂર્ણ પૂરૂષોત્તમ નારાયણ પ્રગટ થતાં તેઓને તેઓ જઈ મળશે. તથા તેમની સાથે રહી અનેક મોટા મોટા કાર્યોમાં ભાગ લઈને પ્રખ્યાતિ મેળવશે.'' આવુ પોતાના ભવિષ્યના બાળકનું શુભ ભવિષ્ય શ્રીમદ્ ઉદ્ધવ સ્વામીશ્રીના મુખમાંથી ઉચ્ચારાયેલું સાંભળીને તે દંપતિ તથા તેમના સંબંધી જનોએ અતિશય આનંદમાં આવી સ્વામીશ્રીની ષોડશોપચારથી પૂજા કરી. સવારે મહાન મહોત્સવ ઉજવીને સ્વામીશ્રીના દર્શન કરી ચરણસ્પર્શ કરી વહેલા પાછા પધારીને સંભાળ લેવાની વિનતિ સહુએ કરી અને છુટા પડ્યા.

કેટલાએક સમય વિત્યા પછી વિ. સં. ૧૮૨૮ ના *મહા સુદિ ૫ વસંતપંચમીના પ્રાતઃકાળે બા શ્રી લાલુબાદેવીને પુત્રનો જન્મ થયો, જન્મ સમયે ત્યાં શાન્ત તેજ આસપાસમાં પ્રસરી જતા સહુને આશ્ચર્ય થયું, પછી એ તેજ તે બાળકમાં સમાઈ જતા સહુએ બૃહસ્પતિની ક્રાન્તિ સમાન પ્રતાપી તેજસ્વી પુત્રનાં દર્શન કર્યા બાળચંદ્રના પેઠે કુમારશ્રી વૃદ્ધિ પામવા લાગ્યા. કોઈ સમય રાત્રે ઘોડીઆમાં સુતાં સુતાં રમતા હોય, ત્યાં

* શ્રી શંભુદાન ગઢવીના વહિવંચા રાવજીશાના ચોપડામાંથી ઉપરની જન્મતિથી મળી છે. (સંપાદક)

પોતાની અંગમાંથી **તેજ**નો સમુહ નીકળતો તે ઓરડામાં, ઓસરીમાં, આંગણામાં અને ચોકમાં અજવાળુ થતાં માતુશ્રી, કાકીમાં વગેરે કુટુંબીજનો સહુ આ અલૌકિક તેજના દર્શનથી આશ્ચર્ય પામી આનંદ અનુભવતાં.

બાળકુમારશ્રીના સંસ્કાર કરતા જ્ઞાતિના રિવાજ મુજબ અંત્યેદાન શબ્દની યોજના થતાં **''લાડુદાનજી''** (લાદુદાનજી) નામ પાડવામાં આવેલું હતું. (આજે પણ તેવાં નામો મારવાડી ચારણોમાં પાડવામાં આવે છે). કેટલાએક માસ પછી શ્રી લાડુદાનજીના મામા કે જેનું નામ અમરદાનજી હતું. તેઓ શ્રી લાલુબાદેવીને તેડવા આવતાં બાશ્રી બાલુબાદેવી બાળકુમાર શ્રી સાથે પોતાના પિયરમાં પધાર્યા હતા.

ભિન્નમાળ પ્રદેશમાં આવેલા જોધપુર રાજ્ય પાસે 'કડાણા' પાસે '**ભાપડી**' ચારણોનું ગામ છે, તે લાડુદાનજીના મોસાળનું ગામ હતું. મામાની શાખા રોહડીયા હતી. (કડાણા હાલ ભિન્નમાળ સ્ટેશનેથી જવાય છે.)

## મોસાળમાં બાળચરિત્ર

શ્રી લાડુદાનજીના મામા ઓરડા પાછળના વાડામાં એક કેરડાના વૃક્ષની ડાળે માતૃશ્રી કપડાંની ખોઈ બાંધીને કોઈ કોઈ વખત ત્યાં બાળકુમારને ઝુલાવતા. એક દિવસ તે ઝાડની ડાળીએ ઝુલો બાંધી પોઢાડી માતૃશ્રી કઈ કામકાજ કરવા ઘરમાં રોકાયાં. ઝાઝીવાર પછી પોતે વાડાના બારણામાંથી જુવે છે, તો એ કેરડાંની નીચે તેજ તેજનો અંબાર અને એક સુંદર મણી માણેક જડેલુ દિવ્ય પારણું જોયું; ને તેમાં સ્વામી બાળસ્વરૂપે ડાંડીએ ઝુલી રહેલા દિવ્ય ઘુઘરાથી રમતા, મોરવાયા ઉપર ડાંડી અને પારણાની આસપાસ અનેક દેવોના નાના નાના દિવ્ય સ્વરૂપો સાથે હસીને સ્વામીશ્રી બોલતા દેખાયા. ઉપર આકાશ માર્ગે અનેક દેવદેવીઓના વિમાનો તે કેરડા ઉપર પુષ્પની વૃષ્ટિ કરી, જય જય બોલી રહ્યાં છે ! દુંદભી નગારાંના નાદો થઇ રહ્યાં છે ! એ સઘળું પોતે જોતા જ જાણે કોઈ દેવલોકમાં પોતે હોય, તેમ જાણી ખૂબ આશ્ચર્ય સાથે તે બધુ નિરખવા લાગ્યા ! પોતાના આવા દૈવી અને પ્રતાપી બાળક દેવો સાથે ક્રીડા કરી રહ્યાં છે તે જાણી હર્ષઘેલાં થતાં જેવાં ત્યાં બાળક પાસે જાય છે, તેવું જ તે દૈવી દ્રશ્ય અંતર્ધાન થઈ જાય છે.



માત્ર એક મોટો દૈવી સુગંધી પુષ્પનો હાર અને બાળકના કપાળમાં કુંમકુમનો મોટો ચાંદલો અને × કેરડાના ઝાડ ઉપર તથા આસપાસ પુષ્પો તથા અબીલ ગુલાલ ચંદન આદિક- સુગંધી પદાર્થો જોવામાં આવ્યાં. ઘરના સહુ બાઈ ભાઈ આવી એ અદભૂત લીલાની વાત સાંભળી પ્રસાદીની દૈવી પુષ્પ પાંખડીઓ વીણી પોતાને કૃતાર્થ માનવા લાગ્યાં. સ્વામીશ્રી જન્મ પછી એકાદ વર્ષ મોસાળમાં ઉછરી ખાણ ગામમાં આવ્યાં.

### ખાણ ગામે એક અદ્દભૂત ચમત્કાર

ખાણ ગામમાં સ્વામીશ્રીના માતા પિતાને એવો એક અદ્દભૂત ચમત્કાર જણાયો હતો કે,

**''રસોડામાં જે કંઈ વસ્તુ રાંધવામાં આવે તે સાંજ સુધી ખુટે જ નહીં''** એવો પ્રતાપ ધીમે ધીમે ગામના લોકોને જણાયો પછી આસપાસના ગામોમાં એ વાતની જાણ થતાં કેટલા એક ગામના ઠાકોરો અને લોકો દરરોજ એ પ્રતાપની ખાતરી કરવા શંભુદાનજી ગઢવીના મિજમાન થવા લાગ્યાં. શંભુદાનજીના ઘરમાં દશબાર માણસો માટે રસોઈ રંધાણી હોય તેમાંથી એકસો માણસો જમી જતાં; તો પણ રસોઈ ખુટતી જ નહી * તેથી તેઓ કહેતા કે ''અમારે ત્યાં આ **લાડુદાનજી** ના જન્મ પછી તેમના ભાગ્યનો આ પ્રતાપ છે.'' લોકો જમી એ બાળકુમારના દર્શન કરી પોત પોતાને ગામે જતા. આમ એ આખુ કુટુંબ સુખ શાન્તિ

× એ કેરડાનું વૃક્ષ હાલ પણ ત્યાં મોજુદ છે. ત્યાં વિપ્ર કસ્તુરોજી, ભગવાનદાસજીના ઘરો છે. તેમને પુત્ર નહિ હોવાથી કેરડાના ઝાડનું પૂજન કરી ઘીનો દીવો અને અગરબત્તીનો ધૂપ તેઓ ત્યાં બાર માસ કરતાં સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના પ્રતાપે દેવ જેવા દીદારવાળો એક પુત્ર થવાથી તેઓ હવે તે વૃક્ષનું નિત્ય પૂજન કરી અને જમે છે. સ્વામીના મોસાળ ગામથી હાલ એક ગાઉ દૂર નવું ગામ વસાવેલું છે. તે ''પ્રભુદાન નીંધાણી'' એ નામથી ઓળખાય છે. એ પ્રભુદાન તે સ્વામીશ્રીના મામાવંશમાં ચોથી પાંચમી પેઢીએ છે. આ હકીકત ભક્તરાજ કેસરભક્તે નજરે જોઈ મને ૧૫ વર્ષ પહેલા લખાવેલી હતી. (હાલ પ્રભુદાનના પુત્ર પીરદાન વિદ્યમાન છે-) (સંપાદક)

* સદ્‌ગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામીએ મૂળી મંદીરમાં પોતાને આસને

અનુભવવા લાગ્યું. તેમજ ગામમાં પણ અનેક માંગલિક કામો થવા લાગ્યા. અષ્ટસિદ્ધ - નવનિદ્ધિ-શંભુદાનજીના ઘરમાં આવી વસી. ગામમાં કોઈને ત્યાં માંગલિક પ્રસંગ આવતો ત્યારે ત્યાંના સહુ લોકો **શ્રી લાડુદાનજી**ને પોતાને ઘેર પધારવતા અને ત્યાં પણ એવો જ પ્રતાપ જણાતો કે,સાંજ સુધી રાંધેલું અનાજ ગમે તેટલા માણસો જમી જાય છતાં ખુટે જ નહીં. કોઈ કહેતું કે શ્રી લાડુદાનજીના હાથમાં **પદ્મ**નું ચિન્હ છે, કોઈ કહેતું કે તેમના જમણા પગમાં **ઉધ્વરેખા** ને સાથિયા (સ્વસ્તિક) નું ચિન્હ છે, કોઈ કહેતા કે એ તો દેવલોકમાંથી આવેલા મોટા અવતારી પુરૂષ છે. આમ ખાણ ગામમાં અને આસપાસના પ્રદેશમાં શ્રી લાડુદાનજી બાળકુમારશ્રીનો મહિમા ગવાતો.

કુમાશ્રી લાડુદાનજી સાત વર્ષના થયા ત્યારે દેવઘરના **પૂજારી શિવશંકર** પાસે વિદ્યાભ્યાસનો પ્રારંભ કર્યો હતો. જેમ જેમ મોટા થતાં ગયા તેમ તેમ પોતાનો પ્રૌઢપ્રતાપ સર્વ લોકસમાજ ને જણાવા લાગ્યો.

---

સુવા બેસવા માટે એક મોટી ચાર પૈડાવાળી ફરતા નાના કઠોડાવાળી **લાકડાની પાટ** બનાવેલી. તેના ઉપર પોતે કાયમ બિરાજતા અને પોઢતા. સ્વામીશ્રી ધામમાં પધાર્યા પછી તે પાટ સાધુઓએ ભંડારમાં મુકી હતી; અને તેઓ તેના ઉપર રાંધેલા અનાજનાં વાસણો ભરીને મેલતાં-તે સાંજ સુધી તેમાનું અનાજ ખુટતું જ નહીં. એક વખત કચ્છ ભૂજના હભિક્તોનો સંઘ યાત્રાએ નીકળતા મૂળી આવ્યો. તે સમે સાંજના ચાર થયા હતા તેઓને જમવા બેસાડયા. લગભગ એકસો માણસ જમ્યા છતાં પાટ ઉપરના વાસણોમાંથી અનાજ ખુટ્યુ નહીં. આ વાત મૂળી મહંત સ્વામી પુરાણી **શ્રીહરિનારાયણદાસજી** અને **શ્રીમુક્તિજીવનદાસજી** કહેતા પછી તે પાટ જીર્ણ થતાં સભા મંડપમાં દર્શન કરવા રાખેલ તેનો જીણોદ્ધાર હાલમાં વઢવાણના પં. ભ. ડૉ. મણીલાલ આદેસરા એ કરાવેલ છે.

(સંપાદક)



## ( ખાણ ગામની પ્રાચીનતા તથા પ્રકૃતિશ્રી )

(નોંધ : આ હકીકત સંપાદકે સં. ૨૦૨૧ ના વૈશાખ માસમાં ખાણ ગામ જઈને જાતે મેળવી છે.

સ. ગુ. બ્રહ્મમુનિનું જન્મસ્થાન **ખાણગામ** ગીરીરાજ આબુથી જરા પશ્ચિમે વાયવ્ય ખુણામાં આવેલું છે. આબુ પર્વતથી ખાણ સુધી પાંચેક કોશની પગ કેડીનો સાંકડો રસ્તો છે; પરંતુ વચ્ચે નદી, નાળાં, ખીણો અને જંગલ આવતા હોવાથી તે ઘણો જ વિકટ છે માત્ર ડુંગરી લોકો જ તેનો ઉપયોગ કરે છે. આબુરોડથી ચોવીશેક માઈલ દૂર **'રેવદર'** તાલુકાની હદ સુધી ડામરનો પાકો માર્ગ છે, અને ત્યાં રાજસ્થાનની બસ સર્વિસ ચાલે છે. અહીંથી ખાણ ગામ ત્રણ ચાર માઈલ થાય અને ત્યાં જવા માટે ઉંટસ્વારી તેમજ બેલગાડી મળે છે.

પ્રાચીન કાળમાં ખાણ ગામની આજુબાજુનો પ્રદેશ **'ખાણ બ્રહ્માણી'** ના નામથી ઓળખાતો હતો. તે નામ અપભ્રંશ પામીને અત્યારે **''ખાણ વરમાણી''** બોલાય છે. પુરાણોની અંદર આ નામનો ઉલ્લેખ આવે છે. હાલમાં આ બ્રહ્માણી નગરીના અવશેશો તે વિભાગમાં મળી આવે છે. ખાંણથી ઉત્તરે પોણા માઈલના અંતરે સત્તરસો વર્ષની એક ખૂબ પુરાણી પગથીયાવાળી વાવ આવેલી છે. હાલ તેની બે જ કમાનો ભગ્નાવસ્થામાં જોવામાં આવે છે. ખાંણ ગામનું પાણીઆરૂં રેણુકા નદિ દૂર હોવાથી સં. ૨૯૨ ની સાલમાં ખાણ ગામના શ્રી હરિચંદ નામના ઘાંચીએ મીઠા પાણીની વાવ એક લાખને એંસી હજાર (રૂપા સિક્કા) ના ખર્ચે બંધાવીને ખાંણગામને મીઠાપાણીની સગવડ કરી આપી હતી. એ વાવની એક કમાન ઉપર આવા અર્થવાળો શિલાલેખમાં એક દુહો કોતરેલો હતો અને તે આજ સુધી પણ ખાણગામના લોકોએ કર્ણોપકર્ણ કંઠસ્ય જાળવી રાખ્યો છે.

### દુહો

**સંવત * બગો વરસ બાણુંઓઃ ખાંણ ગામરી વાર;**
**હરિચંદ ઘાંચી ખરચીયા, ઈકલખ અસી હજાર**

---

સં. ૨૯૨ - એક લાખ એંસી હજાર

આ વાવની ઉત્તરે બ્રાહ્મણી નગરીના અન્ય અવશેષોમાં **'વરમેશ્વર મહાદેવનું** મંદિર જોવા મળે છે. અને તેના ચારણોના ગોર–બ્રાહ્મણ પુજારી છે. તે મંદિરની આગળ ગોર પંડયા ધૂળી નિશાળ ચલાવતા હતા અને ખાણના બાળકોને અક્ષરજ્ઞાન આપતા હતા. લાડુદાનજી આ નિશાળે શિવશંકર પંડયા પાસે ભણવા માટે રોજ આવતા. આથી નદીના કાંઠે આવેલું આ જીર્ણમંદિર શ્રી બ્રહ્મમુનિથી પ્રસાદિત થયેલ છે.

એ દહેરાથી થોડે દુર ૮૪ થાંભલાઓનું મૂર્તિ વગરનું **સૂર્યમંદિર** છેક જીર્ણ ખંડેરના સ્વરૂપે અત્યારે જોવા મળે છે. તેનાથી થોડેક **જૈન મંદિર** આવેલ છે, વળી નદીના કાંઠે **'વરમાણી'** નામે હજારેક વસ્તીનું ગામ વસેલું છે. આ ગામથી જરા આઘે ત્રણેક વિઘામાં વિસ્તાર પામેલા વિશાળ વડલો આવેલો છે. તે વટવૃક્ષની અનેક વડવાઈઓ જમીનમાં ઉંડી મૂળરૂપે પરિમણવાથી મૂળ થડ પારખી શકાતું નથી; તેજ તેની પ્રાચીનતા પુરવાર કરે છે. ત્યાના લોકો આ વડને **'કાનજીનો વડ'** કહે છે અને નર્મદાજીના કબીરવડના નાનાભાઇ તરીકે ઓળખાવે છે. તેની પાસે જ ખંડેર અવસ્થામાં **કૃષ્ણમંદિર**ની દીવાલો જોવા મળે છે. આ વડ સ.ગુ. **શ્રી રામાનંદસ્વામી** તથા લાડુદાનકુમારની પ્રસાદીનો છે.

ખાણગામ નાની ટેકરી ઉપર વસેલું છે અને આશરે એસી ઘરો મળી ૫૦૦ જેટલી વસ્તીનું ગામ છે. તેની આજુ બાજુ નાના નાના ડુંગરાઓ આવેલા છે; તથા પહોળા વિસ્તારની રેતાળ જમીન ગૌચર તરીકે વપરાય છે. આ ગામ ચારણોનું સુવાંગ માલીકીનું છે. ચારણો ઉપરાંત (આજણા) કણબી, સુતાર, લુહાર, કોળી વગેરેની પણ વસ્તી છે.

ખાણ ગામનો ઝાંપો પશ્ચિમ કોર આવેલો છે, ગામની પાદરમાં ત્રણસો વરસનો એક વડ, એક પીપળો અને ત્રણ આંબલીના વૃક્ષો આવેલા છે. આ વૃક્ષો દોઢસો જેટલા કાળા મોંઢાના વાંદરાઓનું નિવાસસ્થાન બની રહેલ છે. આશ્ચર્યની વાત તો એ છે કે, એ જગ્યાની આસપાસ દશ દશ ગાઉના વિસ્તારમાં (આબુ પર્વત સિવાય) ક્યાંયે વાંદરા જોવામાં આવતા નથી. પીપળાના થડના ઓટા ઉપર હનુમાનજીની નાની મૂર્તિ આવેલી છે, ને તે શ્રી લાડુદાનજીથી પ્રાસાદિત થયેલ છે. વળી ગામના ઝાંપા પાસે જ



**શ્રી સ્વામિનારાયણ ભગવાનનું નવું હરિ મંદિર** આવેલું છે. તેમા સેવાભાવી ભજનિક × સંતો રહે છે.

ગામના ઝાંપાને અડીને જ જુના વખતનો **ચોરો** છે; જેમા સ. ગુ. શ્રી રામાનંદસ્વામી ઉતરતા આથી તે પણ પ્રસાદીનો ગણાય છે. એથી ઉગમણી દિશામાં શ્રી બ્રહ્મમુનિના **જન્મસ્થાન**ના જુની મારવાડી બાંધણીના બે ઓરડાઓ જીર્ણ સ્થિતિમાં આવેલા છે. એના કમાડ, બારસાખ, થાંભલીઓ – ઘોડીયાટ વગેરે શ્રી લાડુદાનજીની પ્રસાદીનાં છે. હાલમાં એ ઓરડા શંભુદાન ગઢવીના વારસદારો સ્વામીના નાનાભાઇ અર્જુનદાનજીના વંશજોના કબજામાં છે અને તેઓએ નવા મકાનો બાંધ્યાં હોવાથી તે જીર્ણ ઓરડાઓ ગાયો બાંધવામાં વાપરે છે. અહીં દર્શને આવતા હરિભક્તોને એ ચારણ વંશજો ભાવ અને મહિમાંથી તે બધાના દર્શન કરાવે છે.

ગામના ઝાંપાથી અર્ધોક માઈલ દૂર શંભુદાન ગઢવીની **વાડી** આવેલી છે. આ વાડીમાં લાડુદાનજીએ સ્વહસ્તે છ સાત આંબાઓ વાવ્યા હતા. છેલ્લો **આંબો** દશેક વર્ષ પહેલા સુકાઈ જતાં, તેનું થડીયું લાડુદાનજીની પ્રસાદીરૂપ યાદીમાં ગામનાં ચોરામાં ઉંચે રાખવામાં આવેલ છે; જેથી સૌને દર્શન થઈ શકે.

વળી ગામના ઝાંપા સામે દક્ષિણમાં આસીયા ચારણોની કુળદેવી–**આવડ માતાનો નાનો વંડો** છે; અને તેમાં માતાજીનું સ્થાનક ને ઓટો છે. એ ઓટા ઉપર છ ફુટ લાંબુ લોઢાનું સીંદુર અંકિત **ત્રિશુલ** રાખેલ છે.

ખાણ ગામની આજુ બાજુના વિભાગમાં કાચાના સફેદ **આરસની ખાણો** આવેલી છે અને તેમાંથી લીસા કાચા આરસના પત્થરો નીકળે છે. કદાચ આ ઉપરથીજ ગામનું નામ ખાણ પડ્યું લાગે છે. આ ગામની અગ્નિ દિશામાં દોઢેક માઈલ દૂર **રેણુકા નદી** વહે છે અને તે આગળ જતા બનાસ નદીને મળી જાય છે. આ નદીમાં જમદગ્નિરૂષિ એ **આરસનો કુંડ** છે. વળી નદી કાંઠે જમદગ્નિ રૂષિરાજનો આશ્રમ હોય, એવી

× એ મંદિર ચણાવી સેવા કરનાર હાલ યોગી સ્વામી ચર્તૂભુજ ચરણદાસજી નું મંડળ રહે છે.

નિશાનીઓ પણ મળે છે. નદીના કાંઠે **બુઢા કેદારેશ્વર મહાદેવ**નું દહેરૂં છે. તેની સામે નદી કાંઠે ખાણ ગામની **સ્મશાનભૂમિ** આવેલી છે. આ સ્થાન પ્રાચીન તિર્થરૂપ ગણાતું હોવાથી ખાણ ગામ માઈલ દૂર હોવા છતાં હાલ પણ મૃતદેહની દહનક્રિયા આ સ્મશાનમાં કરવામાં આવે છે.

ખાણ ગામથી જમીનનો ઢાળ નદી તરફ ઢળતો હોવાથી તેમાંની ખેતી લાયક જમીનમાં અને વાડીઓમાં ઘઉં, ડાંગર, કપાસ, જાર, બાજરી પાકે છે. બીજો ભાગ જંગલ જેવો છે.

શ્રી લાડુદાનજી ૧૮ વર્ષની વયના થયા ત્યાં સુધી ખાણ ગામની આસપાસના આ બધા પ્રદેશોમાં હર્યા, ફર્યા અને રમ્યા હતાં, તેથી એ જન્મસ્થાન, ચોરો, પાદરમાં વડ, આંબલીઓ, વાડી.. વગેરે બધા પ્રસાદીનાં સ્થાનોનાં દર્શન કરતા અનેરો આનંદ તેમજ શાંતિ અનુભવાય છે.

સ. ગુ. શ્રી બ્રહ્માનંદ સ્વામીના પુર્વાશ્રમના આશિયા કુટુંબનું વંશવૃક્ષ તેમના વહિવંચા રાવજીશાના જૂના ચોપડા ઉપરથી શિરોહી રાજ્યે (વારસા કેશમાં) કોર્ટના સરકારી ચોપડામાં તે લખી લીધેલ છે, આની રાજ્યના સિક્કાવાળી ખરી નકલ શ્રી રાવજીશા પાસેથી મળી છે અને તેથી તે વંશાવળી આ સાથે સામેલ કરવામાં આવી છે.



**''શ્રી બ્રહ્મકુળ વંશવૃક્ષ''**

**''ગઢવી માલાજી (કુંઈ દલાજી આશિયા-ખાંણ''**

- માનાજી
  - સુંદરદાસજી
    - જગાજી
      - પનાજી
        - રઘુજી
          - શ્રી હરનાથજી
          - ભીમાજી
            - રતનદાનજી
              - શવદાનજી
                - શાદુળજી
                  - કુંતદાન વિ.
                - પ્રેમજી
                  - સોમદાન
                    - પ્રભુદાન વિ.
- મેઘરાજી
  - અમરાજી
    - ભેરવદાનજી
      - સોઢાજી
        - ડોસાજી
          - પનાજી
            - ઉમાજી
              - સોમદાનજી
                - સ્વરૂપદાનજી
                  - ચુડદાનજી વિ.
                  - કિર્તિદાન વિ.
              - શક્તિદાનજી
                - નવદાનજી
                  - દોલતદાન વિ.
                  - કુંવરદાન વિ.
              - ગલજી
                - પ્રતાપજી
                  - શ્રીદાન વિ.
  - સેવાજી
    - નારાયણદાનજી
      - ચાચદાનજી
        - શ્રી હરદાનજી
        - શંભુદાનજી
          - અર્જુનદાનજી
            - સદુજી
              - પનજી
              - મેતાજી
          - લાડુદાનજી (બ્રહ્માનંદજી)




* ઉપરનું વંશવૃક્ષ રાજસ્થાન શિરોહી રેવન્યુ કમીશ્નર કચેરીએ રાવજીશાની પ્રાચિન પેઢીનામાની વહી (ચોપડા) ઉપરથી મંજુર કરી નં. ૧૨૪૮ તા. ૧૨-૨-૪૬ શ્રી મહારાવશ્રી સ્વરૂપસિંહજી સાહેબના સ્ટેંપ અને રાજ્ય મોનોગ્રામ શિક્કાઓ કરેલ છે. તે ખરી નકલ ઉપરથી આ નકલ છાપી છે. - (સંપાદક)

* તેઓ બન્ને રામાનંદ સ્વામીના શિષ્યો હતા. વાંચો ભક્તચિંતામણી પ્રકરણ ૧૨૦.



# કુમાર શ્રી લાડુદાનજીની દિનચર્યા

પ્રાતઃકાળમાં વ્હેલા ઉઠી સ્નાનાદિક પ્રાતઃકાળનો નિત્ય વિધિ કર્યા બાદ વિદ્યારંભ કરતા, પછી ગામમાં તથા ગામ બહારના દેવમંદિરો, જેવાકે ગામના ચોરાના ઠાકોરજી રામમંદિર, હનુમાન મંદિર, શિવાલય, માતાજીનું સ્થાન, વગેરે સ્થળે દર્શન કરી ઘેર આવેલા મિજમાનોને અરસપરસ મળી તેમને જમાડી અને પછી પોતે પોતાના પિતાશ્રી સાથે જમતા.

યોગ્ય ઉંમરે ઉપવિત સંસ્કાર થતાં મોટો મહોત્સવ કરી હજારો જનોને જમાડી સંતુષ્ટ કરેલ હતા એજ વરસે પોતે પોતાના સખાઓ જોડે આબુરાજ પર ચઢી દરેક રમણિય સ્થળો અને ઈતિહાસિક સ્થળો તથા પ્રખ્યાત દેવમંદિરો અચળેશ્વર અંબાજી અને જૈન મંદિરોના દર્શન કરી. ગિરીરાજની નીચે ઉતરી તેની પ્રકૃમાં (પ્રદક્ષિણા) કરી ઘેર આવી રાત્રે ઉત્સવ (જાગરણ ઠાકરથાળી) કરાવીને આનંદ મંગળ કર્યો હતો; તેમજ બ્રહ્મભોજનો કરાવી ખૂબ દાનપુણ્ય કર્યુ હતું.

કુમારશ્રી **લાડુદાનજી** વર્ષાકાળ નજીક આવતાં, સહુ લોકો વૃક્ષ વાવવા લાગ્યા ત્યારે પોતે પોતાના હાથથી પોતાની વાડીમાં સાત આંબાઓ વાવેલા હતા; જેમાંનો છેલ્લો આંબો દશ વર્ષ પહેલા સુકાઈ જતા તેનું થડીયુ દર્શન માટે હાલ ગામના ચોરામાં અદ્ધર બાંધેલ છે.

પોતાના બાળ મિત્રો સાથે રમતા અનેક જોડકણાઓ, સાખિયો, હડુલાઓ અને ગુઢાર્થ પ્રશ્નો-અર્થો બોલી સહુનું મનરંજન કરતા.

તળાવોમાં ન્હાતા, ઝાડો ઉપર ચડી ઓળકોળાંભની રમતો સખા સાથે રમતા, ઘોડાઓની અને ઊંટીઆઓની સ્વારી કરી સહુ સાથે દોડાવી અને શરતમાં પોતાની સ્વારી પ્રથમ પંક્તિમાં લાવતા. આમ ખાણ ગામે અનેક બાળ ચરિત્રો કરતા હતા.

ઉપર પ્રમાણે લગભગ ચૌદેક વરસની ઉંમર થતા કેટલુંક પ્રાથમિક જ્ઞાન મળ્યા પછી પોતાના રમુજી સ્વભાવે બાળ મિત્રોમાં હાસ્ય વિનોદમાં કાવ્ય પંક્તિઓ કરતા; તેમજ અણકેળવાયેલી કવિત્વ શક્તિની ચતુરાઈથી અનેકજનોને આકર્ષતા.

# શ્રી શિરોહી મહારાવશ્રીનો મિલાપ

એક વખત કુમારશ્રી **લાડુદાનજી** પોતાના પિતાશ્રી સાથે શિરોહી રાજ્યમાં ગયા. ખાણગામ શિરોહી મહારાવશ્રી તરફથી મળેલ ત્યારથી તેઓ તે રાજ્યના રાજ્યકવિ અને દશોંદી ચારણ હોવાથી ત્યાં રાજ્યમાં લગ્ન પ્રસંગની આમંત્રણ પત્રિકા આવતાં સહુને જવાનું થતાં શ્રી લાડુદાનજીને ત્યાંના રાજ્ય દરબારમાં જવા આવવાની સુંદર તક મળી હતી. એ સમયે પોતાની અશિક્ષિત પણ સ્વભાવિક તીવ્ર બુદ્ધિથી રચાયેલ કવિતાઓ, દોહાઓ, છંદો વગેરે દરબારમાં ગાઈ સંભળાવતા મહારાવથી લાડુદાનજીની વાક્ય ચાતુર્યથી, તેમજ છંદો વગેરે કાવ્યો બોલવાની ઉત્તમ શૈલીથી બહુ જ પ્રસન્ન થયા તે વખતે પોતે વિચાર્યુ કે આ બાળકવિને જો ઉત્તમ પ્રકારનું ધોરણસર કાવ્ય-શિક્ષણ (પિંગળ વિદ્યા) નો અભ્યાસ કરાવવામાં આવે તો તેઓશ્રી એક ઉત્તમ મહાન શીઘ્ર કવિ થઈ શકે તેમ છે. આથી મહારાજાશ્રીએ શંભુદાન ગઢવીને બોલાવીને કહ્યું કે, 'આપશ્રીના આ પુત્ર રત્નને **કચ્છ ●ભૂજ**માં પિંગળ ભણવા માટે મારે ખર્ચે મોકલો અને તે ત્યાંથી સંપૂર્ણ અભ્યાસ કરી કવિરાજ થઈને અહીં આવશે એટલે અમો તેઓને **ચાર ગામો** બક્ષિસ આપશું અને **સોનું બક્ષિ લાખ પશાવ** કરશું.' પછી શ્રી શંભુદાનજી ગઢવીએ પુર્ણ પ્રતાપી અને દીર્ધદર્શી વીરપુરૂષ મહારાવશ્રીની આજ્ઞા શિર ચઢાવી રાજ્ય તરફથી પિતા પુત્રને મળેલો ઉત્તમ શિરપાવ લઈ તેમજ કચ્છ ભુજના મહારાવશ્રી ઉપરનો ભલામણ પત્ર સાથે વાટ ખર્ચીની રકમ લઈ સહુ ખાણ ગામે આવ્યા.

કચ્છ દેશ મારવાડ પ્રદેશથી ઘણોજ દુર હતો. તેમજ એ જમાનામાં રેલ્વે નહીં હોવાથી પગે ચાલીને સેંકડો ગાઉની અજાણી વાટે અજાણી ભૂમિકામાં બાલ્યાવસ્થા વાળા પોતાના એકના એક લાડકવાયા રાજકુમાર જેવી કાન્તિવાળા લાડુકુમારને કોની સાથે ભુજ મોકલવા ? એ વિચારમાં ને વિચારમાં શંભુદાન ગઢવીએ કેટલાએક માસો વિતાવ્યા.

●ભરત ખંડમાં માત્ર એક જ પિંગળ ભણવાની પાઠશાળા ભુજનગરમાં છે.



# એક દૈવિ સ્વપ્ન

એક શુભ રાત્રીના પ્રાતઃકાળે **શંભુદાનજી**ને તથા **લાલુબાદેવી** એમ બન્ને દંપતિને એકી સાથે એક દૈવી સ્વપ્ન આવ્યું. જેમા તેજના એક મોટા સમુદાયમાં અનેક દેવ દેવીઓના દર્શન થયા દેવોના મધ્યમાં રહેલા બ્રહ્મા, વિશ્નુ અને મહેશ, એ દંપતિને કહેવા લાગ્યા કે,તમારા સુકુમાર લાડુદાનજી મહા સમર્થ મુક્તરાજ છે, તેઓના રક્ષણમાં અમો સહુ દેવતાઓ રાત્રી દિવસ છીએ જ્યાં તેઓ પધારશે ત્યાં અમો પણ સહુ અંતરિક્ષમાં સાથે જ જઈશું. માટે તમો તેઓશ્રીને **ભુજ** મોકલો. આ સાક્ષાત સરસ્વતી દેવી તેઓને ત્યાં તેડી જવા માટે આવ્યાં છે, ચૌદ વિદ્યા, ચોસઠ કળા, આદિ અનેક શાસ્ત્રો ભણાવી તેમનો દિગ્વિજય આ બ્રહ્માંડમાં કરાવશે ને તેઓ મહાશીઘ્ર કવીશ્વર થશે. દેશ દેશના રાજા મહારાજાઓ તેમનું બહુજ સન્માન કરશે; એટલું જ નહીં પરંતુ સાક્ષાત પૂર્ણ પુરૂષોત્તમ નારાયણ આ પૃથ્વી ઉપર પધારશે, ત્યારે તમારા પુત્ર તે પ્રગટ પ્રભુને મળી તેમના પુર્ણ કૃપાપાત્ર થશે ને તમોને પણ તે પ્રભુના દર્શન કરાવશે તેમજ તમારા પુર્વજોનો ઉદ્ધાર કરી તમારા દેવકુળને પ્રસિદ્ધ કરી કુળદીપક થઇ કુળને દીપાવશે અમો પંચાયતન દેવો (પાર્વતી-મહાદેવ, ગણપતિ-વિશ્નુ અને સૂર્યદેવ) અને આ મહાવીર વાયુપુત્ર હનુમાનજી એમ છ દેવો અહરનિશ તેઓશ્રીની સાથે જ અંતરિક્ષમાં રહીએ છીએ, અને જ્યાં જ્યાં તે પધારશે ત્યાં ત્યાં અમો સહુ સાથે જઈને તેમનું રક્ષણ કરશું આ સરસ્વતી દેવી તો તેમના ઉપર બહુ જ પ્રસન્ન થઇ પોતાની વિદ્યાના તેજ પુંજનો વરસાદ તેમના ઉપર વરસાવી રહ્યાં છે. એ અનાદી મહા અક્ષરના મુક્તરાજ આ બ્રહ્માંડમાં પધારવાથી અમો સહુ દેવોને તેમની સેવા સમાગમનો લાભ મળ્યો છે માટે આપ જરૂર તેમને કચ્છ ભુજ મોકલો આ સ્વપ્ન સાચું છે તેની નિશની તરીખે આજથી પાંચમે દિવસે એક **કચ્છી બ્રાહ્મણ**, કચ્છમાં જતો હશે તે તમારે ઘેરે આવીને ઉતરશે, અને કુમારશ્રી લાડુદાનજીને ભુજ પહોંચાડવામાં જરા પણ હરકત નહી આવે તેવી ખાત્રી તે તમને આપશે. માટે જો તેમ બને તો તમો તે વિપ્રના સથવારે તમારા પુત્રને ભુજ મોકલજો એટલું કહીને મહાતેજના દર્શન કરાવી તે તેજમાં સહુ લીનથઈ ગયાં.

જાગૃત થયાં બંન્ને દંપતિ, એ દૈવી સ્વપ્નની હકીકત અરસ પરસ કહેતા મન પ્રફુલ્લિત થયું, તેમજ લાડુદાનજીને પણ તે જ રાત્રે અનંત દેવોના મંડળ સાથે કચ્છ પ્રદેશ તરફ જતા હોય તેમ આભાસ થયો. અને કોઈ નવીન ક્ષેત્રમાં પોતે પ્રવેશતા હોય તેવો હર્ષ થયો તે દિવસથી ચાર દિવસ પર્યંત ખાણ ગામમાં આનંદ મંગળ વર્તાયો કુમારશ્રી **લાડુદાનજી** પોતાના સખાઓ સાથે, માતાપિતા સાથે, અને ગામલોકો સાથે આનંદથી રહીને સર્વને સુખ આપવા લાગ્યા; તેથી તેઓ સહુ તેમને એક ઘડી પણ છુટા કે અળગા પડવા દેતા નહીં.

સ્વપ્ન થયા પછી બરાબર પાંચમે દિવસે સવારમાં લાડુદાનજીને ભુજ તેડી જવા એક સુપાત્ર, આધેડવયના ધર્મિષ્ઠ બ્રહ્મદેવ શંભુદાનજી ગઢવીનું ઘર પુછતા પુછતાં આવ્યા. માથે કચ્છી પાઘડી, તેજસ્વી મુખારવિન્દ, ભાલમાં કેશરની આડ જેવું ત્રિપુંડ, કુમકુમનો મોટો ચાંદલો, ગળામાં રૂદ્રાક્ષની માળા, કાંડે રૂદ્રાક્ષનો બેરખો, બીજા હાથમાં એક મોટી લાંબી લાકડી, ખભે ખડીઓ, ઉજળી ધોતી અને અંગરખું (કચ્છી ઝુલડી જેવું) કચ્છી મોજડીને કચ્છી પાઘમાં ખોસેલું ટીપણું એવા વિપ્ર વેશમાં (સાક્ષાત શ્રીજી મહારાજ પોતેજ) 'રાજતેજ વૃદ્ધિ નારાયણ પ્રસન્ન !' આવી વાણી ઉચ્ચારતા શંભુદાનજી ગઢવીને આંગણે આવી ઊભા. શંભુદાનજી તરત જ ઉઠી ઓચિંતાના આવેલા બ્રહ્મતેજ પ્રસરાવતા ભૂદેવ સન્મુખ આવી હાથ જોડીને ઊભા રહી પધારો,પધારો, કહી તેમનું યથાયોગ્ય સન્માન કરી આસન આપી બેસારી, આપશ્રી ક્યાંથી પધાર્યા ! અને કઈ બાજુ હવે પધારવાના છો ? વગેરે પ્રશ્ન પુછી ભલે આપ પધાર્યા, મારૂં આંગણું પાવન કર્યું, વગેરે વિનય વચનો કહી ઉતારો આપ્યો.

આવેલા કચ્છી બ્રાહ્મણે કઈક કચ્છી અને કંઈક ગુજરાતી ભાષામાં ઉત્તર આપ્યો કે, ''પાંજા વતનમાં (કચ્છ ભુજ મારા વતનમાં) જાઉં છું.' પછી મિજમાનને રસોઈ કરાવી જમાડી સેવા કરી.બરાબર આજે પાંચમાં દિવસે ભૂદેવ પધાર્યા એ સ્વપ્નની નિશાની સાચી પડતાં સ્વપ્નને સાચું માની સહુ હર્ષ પામ્યાં. પછી પોતાના કુમારશ્રી લાડુદાનજીને બોલાવી આવેલા ભૂદેવને પ્રણામ કરાવી કહ્યું કે, 'મારે આ મારા એકના એક પુત્રને પિંગળ શાસ્ત્ર ભણવાને ભુજ મોકલવા વિચાર છે; પણ ઘણું છેટું ને ઉંમર



નાની તેથી કોઈ સારા સથવારાની વાટ જોતો હતો ત્યાં આપ પધાર્યા, એ સાંભળી ભૂદેવે કુ.શ્રી લાડુદાનજી સામે જોઈને કહ્યું કે, 'આપશ્રીના કુમારશ્રી બહુ જ તેજસ્વી ને ભાગ્યશાળી છે. જો તેને તમો ભણાવશો તો તેઓ મોટા શીઘ્ર કવિ થશે. મારે પણ ભુજ જાવું છે, જો મારી સાથે મોકલો તો હું રસ્તામાં તેમને કોઈ પણ પ્રકારની તકલીફ નહીં પડવા દઉં અને ભુજમાં ઠેઠ પાઠશાળામાં તેમનાઅધ્યાપકને (હું સારી રીતે ઓળખું છું તેથી તેને) સોંપી ભલામણ કરીશ; તે માટે તમો નિશ્ચિત રહેજો.' આ વિશ્વાસ આપતા બન્ને દંપતિ રાજી થયાં. અને કુ. શ્રી લાડુદાનજી પણ વિપ્રને નમસ્કાર કરી તેમના સાથે જવા માટેની શુભ પ્રયાણની સર્વ તૈયારીઓ કરવા લાગ્યા.

ચારણોને પીંગળ ભણવાની પાઠશાળા આખેય ભરતખંડમા માત્ર ભૂજ (કચ્છ) માં જ એક છે, મારવાડ મેવાડ (રાજસ્થાન) માંથી એ વખતે એટલે દુર ભણવા કોઈ ક જ જતા. અને જે જતા તે દુઃખના માર્યા ભાગીને છાના જતા. પરંતુ કોઈ ચારણના પુત્ર રાજ્યાશ્રયથી જતા, તેઓ તો (જેમ આપણા દેશમા વિદ્યાર્થીને સ્કૂલમાં ભણવા બેસાડીએ ત્યારે નવા કપડા ઘરેણાં પહેરાવી સ્કૂલમાં તેડી જઈ ત્યાં સાકર પતાસા વગેરે વહેંચીને જેમ ધામધુમ કરીએ છીએ તેમ) તે દેશના જાતિ, કુળ અને ધર્મના રિવાજ પ્રમાણે વિધિપૂર્વક સરસ્વતીપૂજન કરી સહુને હળી મળીને આશીર્વાદો લઈને જતા હતાં.

ઉપર પ્રમાણે આપણા બાળ વિદ્યાર્થી મહા મુક્તરાજ લાડુદાનજીને સ્નાન કરાવી, વસ્ત્ર અલંકારો પહેરાવી પ્રથમ ગણપતિ, સરસ્વતી અને પંચદેવનું પૂજન કરાવી. વૃદ્ધ અને વડીલોના આજ્ઞા મેળવી, પ્રણામ કરી, વરઘોડે ચડે તેમ ઘોડે બેસાડી ગામમાં દેરેક દરેક દેવદેવીઓના મંદિરોએ શ્રીફળ મેલાવી દર્શન કરાવ્યાં સર્વે કુટુંબીજનોએ અને સ્નેહી વર્ગે 'ભાતા' નિમિત્તે કંઈ કંઈ મીઠાઈઓ અને રોકડ રકમોની ભેટ આપી અને તે દિવસે તમામ સગા સબંધીઓ સાથે બેસી, ભોજન આરોગી, સારા શુકનો લઈ શુભ ચોઘડીએ કુ. **શ્રી લાડુદાનજી** જોઈતું સાહિત્ય સાથે લઈ પોતાના સગા સબંધીઓ સ્નેહીઓ વગેરે સહુને હળીમળી, ખાણગામને અને પોતાના નિવાસ સ્થાનને છેલ્લા પ્રણામ કરી કચ્છ ભુજની વાટે સિધાવવા રજા લીધી. એ સમયે શ્રી લાડુદાનજીની ઉંમર આશરે અઠારેક વર્ષની હતી. સગા સબંધીઓ ગામની સીમ (સીમાડા) સુધી વળાવવા આવ્યા અને પિતાશ્રી શંભુદાનજી તો બે

મજલ સુધી સાથે ગયા. પછી ભૂદેવે તેમને પાછા વળવા કહી કુમારશ્રીની કાંઈપણ ચિંતા નહીં કરવાનું કહી, ધીરજ આપા પાછા વાળ્યા. એ વખતે શંભુદાનજીએ વાટ ખર્ચીની રકમ અને શિરોહીના રાજાનો પત્ર તથા પોતાને ચડવાનો જે ઘોડો સાથે હતો તે અતિ આગ્રહથી ભૂદેવને અર્પણ કર્યો અને બહુજ સંભાળીને શ્રી લાડુદાનજીને હૃદયથી ભેટી શુભાશિષ સાથે વિદાય આપી અને પોતે ખાણગામે પાછા આવ્યા.

## ભુજનગરના ભોમીઆ

તેડવા આવેલા ભૂદેવ જાણે કેમ પોતાના જુના સોબતી હોય તેમ લાડુદાનજી તેમના સાથે હળીમળી આનંદથી પ્રવાસમાં વાર્તા વિનોદ કરતા હતા અને ઘોડા ઉપર વારાફરતી બેસતા જતા હતા. એવી રીતે બન્ને ચાલતા ચાલતા મારવાડ પ્રદેશ છોડી બનાસ નદી ઓળંગી રોહા ગામે આવ્યા. ત્યાંથી પાલનપુર, રાધનપુર, દસાડા થઇને ઝાલાવાડ પ્રદેશને ઉતરી મચ્છુ કીનારે માળીયા (મીયાણાના) ગામે આવ્યા. ત્યાંથી કચ્છના અખાતનું રણ શરૂ થતા ભૂદેવ તે પ્રદેશના * **ભોમીયા** હોઈ આગળ ચાલે અને લાડુદાનજી તેમના પાછળ ચાલે એવી રીતે એ - રણનો વિકટ પંથ ઉલંઘી સામે પાર ચીરઈ થઈ અંજાર પહોંચ્યા ત્યાંથી આગળ ચાલતાં ચાલતા ભુંજીઓ ડુંગર અને તેનો કિલ્લો નજરે પડ્યો. આમ ખાણગામથી ચાલ્યા પછી ચૌદ પંદર દહાડે ભુજીઆ ડુંગરે પહોંચ્યા.

એ ભુજીઆ ડુંગર અને ભુજ શહેર વચ્ચે વહેતી નિર્મળ નદીના ઝરણામાં બન્ને મુસાફરો એ આવી સ્નાન કરી, ટીંમણ કરી, જળપાન કરી.

* ભવસાગરના એ ભોમિયા ભૂદેવે (શ્રીજી મહારાજે) એજ રણમાં લાલજી સુતાર (નિષ્કુળાનંદ સ્વામી) ને મીઠું પાણી પાઈ આધોઈ જઈ સંસારથી નિરકત કરી ત્યાગી બનાવ્યા હતા. (૨) એજ ભોમીયાએ બ્રાહ્મણ વેશે ઈડર રાજ્યના પાડાટોડલા ગામેથી ખુશાલભક્ત (સ. ગુ.ગોપાળાનંદ સ્વામી) ને જેતલપુર લાવીને ત્યાગી બનાવ્યા હતા. (૩) એજ ભોમિયાએ હાલારમાં ભાદરા ગામે વાડનું પાણી વાળતા વિપ્ર મુળજીભાઇ (સ. ગુ. ગુણાતીતાનંદ સ્વામી) ને દર્શન દઈ સમીપે બોલાવી લઈ ત્યાગી બનાવ્યા હતા. (૪) એજ ભોમિયા બ્રાહ્મણવેશે લાડુદાનજીને ખાણગામે તેડવા પધાર્યા હતા.



થોડો આરામ લીધો, એટલામાં ભુજનગર તરફથી કોઈ શેઠ ત્યાં આવી મળ્યા. તેમણે ભૂદેવને પ્રણામ કરી પૂછ્યું કે, ''મારવાડ પ્રદેશના ખાણ ગામના રહિશ શંભુદાનજી ગઢવીના કુમારશ્રી લાડુદાનજી ભુજ ભણવા આવે છે, તે આ જ કુમાર છે ને ? (તેમ લાડુદાનજી તરફ આંગળી ચીંધીને પૂછ્યું). ત્યારે ભુદેવ હા કહી. શેઠ કહે કે'' શિરોહીના મહારાજાશ્રી તરફથી તેમના ભણવા માટેના કુલ ખર્ચનો બંદોબસ્ત કરવા ભુજના મહારાવશ્રી ઉપર શુભ કંકોત્રી (પત્રી) આવી ગઈ છે. અને ઘણા દિવસોથી તેમની રાહ જોવાય છે, માટે ચાલો મારા સાથે.' આ શુભ સમાચારથી લાડુદાનજી ખુશી થયા. પછી સાથે આવેલા ભૂદેવે કહ્યું કે 'લાડુદાનજી ! સામે દેખાતા ગામમાં મારા યજમાન હોવાથી મારે ત્યાં જવાની જરૂર છે. હવે આ **'શેઠ છે તે હું જ છું'** તેમ માની તેઓની સાથે તમો ભુજ પધારો. ત્યાં આપનો સર્વ બંદોબસ્ત થઈ ગયો છે, અને આ ઘોડો પણ સાથે લઈ જાવ તેને વેચી નાખી ઉપજેલી રકમ તમે વાપરવા રાખજો. કોઈ વખત તમોને આવી મળીશ.' એમ કહીને બન્ને અરસપરસ બાથ લઈ ભેટી પડી જુદા પડ્યા. થોડે દુર ચાલતા લાડુદાનજીએ પાછું વાળીને જોતા એ = ભુદેવ નહીં દેખાતા અદ્રશ્ય થયા જણાયા. પછી મનમાં એ વાતનો વિચાર કરતા કરતાં શેઠની સાથે ભુજનગર પહોંચ્યા.

ભુજનગરમાં શેઠની સાથે લાડુદાનજી આવતાં દરબારગઢમાં મહારાવશ્રી મળ્યા, અને યોગ્ય ઉતારો આપ્યો. બે ત્રણ દિવસના સહવાસથી મહારાવશ્રીનું દિલ કુ. શ્રી લાડુદાનજી ઉપર ખૂબ આકર્ષાયું અને શુભ મુહુર્ત જોઈ પાઠશાળામાં વિદ્યાભ્યાસનો પ્રારંભ કરાવવા શાળાના મુખ્ય અધ્યાપકને બોલાવ્યા.

એ વખતે વ્રજભાષા પાઠશાળામાં ( જે મહારાવશ્રી લખપતજી એ સ્થાપી હતી તેના) મુખ્ય અધ્યાપક ચારણ કુળ ભુષણ શ્રી અભયદાનજી નામના

= એ ભૂદેવ જ શ્રીજી મહારાજ સ્વંય હતાં અને ભુજ શહેરમાં લઈ જનાર શેઠ પણ શ્રીજી મહારાજ હતા. એ વરસે અયોધ્યામાં શ્રીજી મહારાજને યજ્ઞોપવિત સંસ્કાર થયા હતા. અને બ્રહ્મચારીના વેશે કાશીએ ભણવા જવાના કોડની સાથે સાથે પોતાના મુક્તની સહાય કરવા ભુદેવ અને શેઠ રૂપે કચ્છ પ્રદેશમાં પણ વિચરતા હતા. એ તો સહસ્ત્રરૂપ ધરવા સમર્થ છે. (સંપાદક)

રાજકવિ હતા. તેઓ દરબારમાં આવતાં મહારાવશ્રીએ ફરમાવ્યું કે, ''× શિરોહી મહારાજાશ્રી તરફથી આ આવેલા ચારણકુમાર લાડુદાનજીને ભણવવાના તમામ ખર્ચનો બંદોબસ્ત થયો છે; માટે આપણા તરફથી પણ તેને જોઈતા પુસ્તક પાનાં વગેરેનો સઘળો બંદોબસ્ત રાજ્ય તરફથી કરી તેને પિંગળ શાસ્ત્રનો તમામ સંપૂર્ણ અભ્યાસ કાળજીથી કરાવજો.''

બીજે જ દિવસે ગુરૂવાર હોવાથી પ્રથમના શુભ ચોઘડીએ શ્રી લખપત વ્રજભાષા પાઠશાળામાં અભ્યાસ કરવા કુંમકુમનો ચાંદલો કરાવી ચોખા ચોડાવી હાથમાં પુષ્પ અને શ્રીફળ આપી સારાં શુકને રાજ્યના અમીરો સાથે શ્રી લાડુદાનજીને મોકલ્યા. પાઠશાળામાં જઈ ગણપતિ અને દેવી–સરસ્વતી પુજન (વિદ્યાગુરૂના કહેવા પ્રમાણે) કર્યુ પછી વિદ્યાગુરૂને કુંમકુમનો ચાંદલો કરી, પુષ્પનો હાર પહેરાવી, પુજન કરી, શ્રીફળ તથા સાકારના પડા સાથે કોરી ૧૦૧, એકસો એક (ઘોડા વેચાણની શેઠ મારફત મળેલી તેમાંથી લઈ) ગુરૂ સમીપે મેલી પુસ્તકનું પુજન કરી ગુરૂશ્રીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી, સર્વ વિદ્યાર્થીઓને પણ નમસ્કાર કર્યા, સાથે આવેલા અમીર ઉમરાવોએ મહારાવશ્રી તરફથી શાળામાં પતાસાં અને સાકર વ્હેંચી તે પછી વિદ્યાગુરૂના શુભાશીર્વાદ મેળવી શ્રીહરીનું સ્મરણ કરીને કુમારશ્રી લાડુદાનજીએ અઢાર વર્ષની પાકી ઉમરે પિંગળ સાહિત્યનો વિદ્યાઅભ્યાસ શ્રી લખપત પાઠશાળામાં વસીને શરૂ કર્યો.

ઈતિ શ્રી **કેશરભક્ત** વિરચિતે **શ્રી બ્રહ્મસંહિતા** મધ્યે પ્રથમ પ્રકરણે ધ. ધું. આચાર્યશ્રી **અયોધ્યાપ્રસાદજી** મહારાજ **સદગુરૂશ્રી દેવાનંદ સ્વામી સંવાદે શ્રી લાડુદાનજી** જન્મવૃતાંત અને કચ્છ ભુજ વિદ્યાભ્યાસ નામ **તૃતિયોધ્યાયઃ સમાપ્તઃ ॥ ૩ ॥**

**॥ શ્રીજી ॥**

## અધ્યાય ૪ ચોથો

## (રાજકવિરત્ન, પિંગલાચાર્ય, મહામહોપાધ્યાય, પદવી પ્રદાન)

સહુ નિશાળીઆઓ ની સાથે અધ્યાપકે પિંગળશાસ્ત્રનો પાઠ લાડુદાનજીને આપ્યો. લાડુદાનજીએ એ પાઠ સહજવારમાં રમતા રમતા કંઠે કરી બોલી

× કચ્છ અને શિરોહી રાજ્યનો સંબંધ વેવાઈ તરીકેનો તે વખતે હતો.



બતાવ્યો, બીજે દિવસે અન્ય વિદ્યાર્થીઓની બમણો પાઠ ગુરૂ પાસેથી લીધો તે પણ તે જ પ્રમાણે જીવ્હાગ્રે બોલી બતાવ્યો. અધ્યાપકને આશ્ચર્ય થયું કે, આ તે શું ? ઘેરથી પિંગળ ભણીને આવ્યા છે કે શું ? પણ પુછી જોતાં ખાત્રી થઇ કે તેમ નથી, પરંતુ **લાડુદાનજી**ની યાદશક્તિ અને સમજશક્તિ ઘણી તીવ્ર અને અજોડ છે, એમ જાણમાં આવતાં વિદ્યાગુરૂ તેમના ઉપર બહુજ પ્રસન્ન થયા આથી તેમને પોતે ભણેલી તમામ વિદ્યાને આપવા યોગ્ય આ **લાડુદાનજી** સંપૂર્ણ સુપાત્ર છે, તેમ માની ઘણી જ કાળજી અને ઉત્સાહથી પિંગળ શાસ્ત્રનો ક્રમશઃ અભ્યાસ શરૂ કરાવ્યો.

## પિંગળશાસ્ત્ર અને ચારણી સાહિત્ય

પિંગળની પહેલી ચોપડી **'અનેકાર્થી નામમાળા'** માં એક એક શબ્દના અનેક અર્થો સંગ્રાહેલ છે, અને **માન મંજરી** નામમાળામાં એક જ અર્થના (એક જ નામના) અનેક શબ્દો (નામો) નો 'અમરકોષ' સમો ભાષાકોષ છે. તેના સાથે **'રૂપદીપ પિંગળ'** નામનું બાવન છંદોનું પિંગળ છે. તે ત્રણે ગ્રંથો મળીને **'લઘુ સંગ્રહ'** એવું નામ રાખેલ છે. એ ત્રણે પુસ્તકો વિસ્તીર્ણ ભાષા ભંડારના સહાયક હોઈ, પિંગળ વિદ્યાની અનુપમ ઈમારતના પાયા રૂપે ગણાય છે. એ લઘુસંગ્રહ જીલ્વાગ્રે થયા પછી તેની પરીક્ષામાં પાસ થયે **'રસરાજ' સુંદરશ્રીગાંર**, **'કવિપ્રિયા' 'રસિકપ્રિયા,'** એ આદિ નાયકાભેદના ગ્રંથો પુર્ણ કરાવ્યા, તેની પરીક્ષા આપ્યા પછી અલંકારના ગ્રંથોમાં **'ચમત્કાર ચંદ્રિકા'** કે જે સંસ્કૃતમાં 'કુવલયાનંદ કૃષ્ણ કારીકા' ના ઉપરથી ભાષામાં રચાયેલ છે, તે તથા **'ભાષા ભુષણ'** અને **'જગત વિનોદ'** આદિ અલંકારના ગ્રંથોની પરિક્ષાઓ પછી નવરસના ભેદના વર્ણનવાળો ઉત્તમ પ્રકારના લક્ષણ, ઉદાહરણવાળો, સભામાં પ્રકાશ પાડે તેવો **'સભા પ્રકાશ'** નામનો ગ્રંથ (ખંડન–મંડન યુક્તિ સહ) જીલ્વાગ્રે કરાવ્યો. એ 'રસ અલંકારો' અને **''શબ્દકોષ''** ના આદિ ગ્રંથો વગેરેની પરીક્ષાઓમાં પાસ થયા પછી નીચે લખ્યા પિંગળના ગ્રંથો ભણાવ્યા.

**લખપતપિંગળ, હમીરપિંગળ, નાગપિંગળ, છંદ શ્રૃંગાર પિંગળ, રૂપદીપ પિંગળ, અમૃત પિંગળ,** એ આદિક માત્રામેળ અને અક્ષરમેળના છંદોની **સંખ્યા, પ્રસ્તાર, સુચિ, નષ્ટ, ઉદ્દિષ્ટ, મેરૂ, પતાકા, મર્કટી,** એ આઠના લક્ષણવિધિ,ગણદોષો, દગ્ધવર્ણો પિંગળના કાવ્યદોષો, **'ખટ વિદ્યાની'** ને **'અષ્ઠ વિદ્યાની'** કાવ્ય ભેદો, **ચિત્ર પ્રબંધ**

કાવ્યો, વગેરે વગેરે હસ્તલિખિત ગ્રંથોથી ઉતારી જીહ્વાગ્રે કરી, પરીક્ષાઓ આપતાં આઠેક વર્ષો વિતી ગયાં. પછી ચારણી **ડીંગળ સાહિત્ય**માં અગ્રગણ્ય ગીતોના ભેદોમાં **ત્રકટબંધ, વકટબંધ, શપાખરૂં, ચિંતુલોળ ઝામળ, શાણોર**, આદિ અનેક ગીતોના પ્રબંધો અને તેના **ડીંગળી કોષો**ની પરીક્ષા આપી, કઠીન છંદોમાં **અમૃત ધ્વની, રેંણકી, ચર્ચરી, વચનિકા, ગજગત્ત** આદિ છંદોના પ્રબંધો એવા તો જીહ્વાગ્ર કરીને જીભને સતેજ તરીકે સાંભળનારને એ ઉચ્ચાર શી રીતે કરાય છે ? તેનુ આશ્ચર્ય ઉત્પન્ન થાય, તેવી શૈલીથી છંદોના રાગ, ઠાળ, આલાપ, આદિ સ્વરોનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી પરિક્ષા આપી.

**શ્રી લાડુદાનજી**ની બુદ્ધિ બહુ જ કુશાગ્ર અને સતેજ હોવા ઉપરાંત નિર્મળ હતી. એથી મહા વિદ્યવાન કાવ્યકુશળ **અભયદાનજી** જેવા વિદ્યાગુરૂએ પ્રસન્ન થઈ 'ઈતિહાસિક' ગ્રંથો અને ઉત્તમ ભક્તિજ્ઞાનના 'કાવ્યના' ગ્રંથોનો અભ્યાસ શરૂ કરાવ્યો.

**અવતાર ચરિત્ર, રામાયણ, પાંડવ યશેન્દુચંદ્રિકા, રાજનીતિ** અને કવિચંદ કૃત **'પૃથ્વીરાજ રાસો'**, આદિ ગ્રંથોનો ગુરૂમુખે અર્થ અર્થાદિકની યુક્તિ-પ્રયુક્તિ સહ અભ્યાસ પૂર્ણ કર્યો.

કાઠીઆવાડમાં રાજકોટના **ઠાકોર શ્રી મહેરામણજી**એ **''પ્રવીણ સાગર''** નામનો હિંદી ભાષામાં એક મહાન ગ્રંથ એ સમયમાં રચેલો હતો. જેની અંદર રસ, અલંકારો, નાયકાભેદ અને પ્રેમતત્વના ગહન ભેદો, ચિત્રકાવ્યો, અશ્વવિદ્યા, જ્યોતિષ વિદ્યા, સંગીત વિદ્યા, વૈદ વિદ્યા, યોગવિદ્યા, બ્રહ્મવિદ્યા, સન્યાસી ધર્મો વગેરે અનેક રસસામગ્રી સભર હતી. આ ભાષાકાવ્ય મુગટ સમાન અતિ લોકપ્રિય થઇ પડેલા ગ્રંથની એક હસ્ત લિખિત પ્રત રાજકોટ ઠાકોરશ્રી મહેરામણજીએ ભુજની વ્રજભાષા પાઠશાળામાં **પ્રમાણ** થવા મોકલી હતી. ગુરૂશ્રી **અભયદાનજી**એ ગ્રંથ ઘણા જ ભાવપુર્વક વાંચતા અભ્યાસી **લાડુદાનજી**ને પ્રેમથી સંભળાવતા ને **લાડુદાનજી** પણ એ ગ્રંથના સવેયાઓ લલકારી ગુરૂશ્રીને રીઝવતા. આમ એ ગ્રંથનું વાંચન પુરૂં કરી પાઠશાળા તરફથી **પ્રમાણપત્ર** લખી રાજકોટ ઠાકોરશ્રીને મોકલવામાં આવ્યું હતું.

હવે શ્રી **લાડુદાનજી** નો અભ્યાસ સંપૂર્ણ થઈ ગયો; પરંતુ આ નવો આવેલો ગ્રંથ **( પ્રવીણ સાગર )** શીખવાની હોંશ થતા ગુરૂ મુખે તે



ગ્રંથ વાંચી વિચારી સમજી પૂર્ણ કર્યો; એટલું જ નહીં પરંતુ જ્યારે તેમાંની લહેરોનો અમુક ભાગ તેઓશ્રી પાઠશાળામાં કોઇ સમયે જીહ્વાગ્રે બોલી. ઉપર ટીકા કરી વર્ણન કરતા ત્યારે મહા અનુભવી વિદ્યાગુરૂ અભયદાનજી પણ ઘડીક વિસ્મય પામતા અને આવા ઉત્તમ શિષ્ય પ્રાપ્ત થતાં પોતે બહુ જ હર્ષ અનુભવતા. જેમ કોઈ કોટયાધિપતિ શાહુકાર પોતાના પુત્રને પોતે મેળવેલો ખજાનો યોગ્ય પુત્ર જાણી સુપ્રત કરી હર્ષ પામે તેમ અભયદાનજીનું હૈયું લાડુદાનજીને અમુલ્ય વિદ્યારૂપી ખજાનો સોંપી રાજી થયું.

છેલ્લે છેલ્લે યાદશક્તિને ખુબ જ કેળવીને પ્રથમ અષ્ટવિધાન, ષોડષ વિધાન, ચોસઠ વિધાન, શતવિધાન, અષ્ટોતર શતવિધાન સહસ્ત્રવિધાન, આદિ વિધાનોની રીતિ રચના સિદ્ધ કરી. ઉપરની રીતે લગભગ દશેક વર્ષ ભુજની **'વ્રજભાષા પાઠશાળા'** માં વસી, વિદ્યા સંપાદન કરી પોતે **શીઘ્રકવિ** થયા. શતાવધાન પ્રયોગ તો બાળરમત જેવો હસ્તામલ કર્યો. **અવતારચરિત્ર** અને **પ્રવીણસાગર**, એ બે કાવ્યગ્રંથો તો લગભગ કંઠાગ્ર જેવા કરી તેમાં પારંગત થયા.

જન્મ ભાષા **'મારવાડી'**, અભ્યાસ ભાષા **'વ્રજભાષા'**, (હિંદી) દશ વરસના વસવાટથી દેશભાષા **'કચ્છી'**, અને સામાન્ય અનેક જનસમુદાયના સહવાસે **''ગુજરાતી ભાષા''** મળીએ ચાર ભાષા શીખી, તે ચારે ભાષામાં કાવ્ય રચના કરવા લાગ્યા.*

એ રીતે પિંગળશાસ્ત્રની અને સરસ્વતીની સાક્ષાત મૂર્તિ સમા શ્રી લાડુદાનજી ભુજની પાઠશાળામાં અભ્યાસ કરતા પોશાળીઆઓમાં પહેલે નંબરે નામ લાવી પાસ થઈ, વિદ્યાગુરૂની સંપૂર્ણ કૃપા મેળવી, દશ વરસે પોતાના વતનમાં જવાની રજા મેળવવાની ગુરૂશ્રીના આગળ પોતે વિનંતી કરી.

## ભુજનગરની દિનચર્ચા

કુ. શ્રી લાડુદાનજી દશ વર્ષ ભુજનગરમાં રહ્યાં ત્યાં સુધી દરરોજ બ્રાહ્મમુહુર્તમાં જાગી **હમીર સાગર** તળાવમાં નાહી, નિત્યકર્મ કરી ગુરૂએ આપેલા પાઠો ગોખતા યાદ કરતા; અને જ્યારે ગુરૂશ્રી શાળાના ટાઈમે

* બ્રહ્માનંદ કાવ્ય નામના છાપેલા કીર્તન સંગ્રહમાં એ ચારે ભાષામાં રચેલા કાવ્યો (પદો) હાલ મોજુદ છે.

આવે ત્યારે જુના પાઠો આપી નવા પાઠો લેતા. પછી સ્વયં પાકીની પેઠે રસોઈ બનાવી જમી બપોરે થોડો આરામ લેતા પછી નવો પાઠ વાંચી વિચારી સાંજે શાળાના સહાધ્યાયીઓ સાથે દેવદર્શને જઈ આવી થોડો વાર્તાલાપ કરી વહેલા સુઈ જતા.

કોઈ કોઈ વખત રજાના દિવસોમાં **ભુજીઆ** ડુંગર ઉપર મિત્રવર્ગ સાથે ચડીને નીચે વસેલા **''ભુજંગનગર'** (ભુજ) ને નિરખતા; અને **ભુજંગદેવની ડેરી, ભુંડાગરોકોઠો, વિજયકોઠો,** તેના ઉપર રહેલી તોપો, દારૂગોળાના સંગ્રહના ભૂગર્ભો અને દશદશ ગાઉમાં વિસ્તૃત કચ્છ પ્રદેશનાં દર્શન ચારે દિશાઓમાંથી થાય એવી ટેકરીઓ ઉપર જઈ નિરખતા.

કોઈ કોઈ વખત મિત્રમંડળી સાથે પર્યટનમાં સંત, સાધુઓ બાવાઓ અને વેરાગીઓના મઠો, સાંઈ, ફકીરોના તકીઆઓ, નાગાબાવાની જમાતોના અખાડાઓ, સ્થાનકવાસી જૈનોના મંદિરો, વગેરે સ્થાનકોમાં જઈને તેમનાં આચાર-વિચારનો ઉંડો અભ્યાસ કરતા અને બીજા જનો પાસે તેની વાતો કરતા ત્યારે મૂર્તિમંત તાદ્રશ્ય આબેહુબ ચિતાર આપતા.

કચ્છી જનસમાજના મેળાઓ, નાગપંચમીની (મહારાવશ્રીની) સ્વારીઓ, તેમજ ધર્માલયોમાં થતા શાસ્ત્રાર્થો, દેવાલયોમાં થતા આનંદ ઉત્સવો, દેવમંદિરોમાં નવરાત્રીના ગરબાઓ વગેરે વગેરે સ્નેહી મિત્રમંડળ સાથે લાડુદાનજી જોવા જતા. તેમજ દૂર અને નજીક આવેલા પ્રાચીન ઐતિહાસિક સ્થળો જેવા કે, **ટપકેશ્વર, રૂદ્રમાતા, 'મોટી આશાપુરા માતાનો મઢ, નારાયણેશ્વર, કોટેશ્વર ધીણોધર, ત્રેજાળ** અંજાર **જેશલ તોરલની સમાધિ,** વગેરે અનેક સ્થળો કચ્છ પ્રદેશનો પ્રવાસ કરી જોયા હતાં.

આ ઉપરાંત તેઓ દશેરાના દિવસે અસ્ત્રશસ્ત્ર, અશ્વ પૂજા, સમીપૂજન, બેસતા વર્ષનો દરબાર વગેરે રાજ્યના પ્રસંગોએ ગુરૂશ્રી સાથે રાજદરબારમાં જતા, વૈશ્નવોની હવેલી,દેરાસરો.સ્થાનકો,ઉપાશ્રયો,શ્રીપુજો(ગોરજી-જતિ)અને મસ્જીદોમાં કુરાન પડેલા કાજી મુરશિદો, વગેરે દરેકના ધર્મગુરૂઓને મળવાને તેમજ તે ધર્મોના સિદ્ધાંતો જાણી, તેનો અભ્યાસ કરવાને તે તે સ્થળોમાં પણ જતા.



પાઠશાળામાં કોઈ સમયે દેશી વિદેશી ચારણો, વિદ્વાનો કે કવિઓ આવે તેમને મળતા, તેઓ સાથે કાવ્ય વિનોદ પણ કરતા, કોઈ આડંબરી વિદ્યાનો ગર્વિષ્ટ કવિ આવી પોતાનું રચેલું નૂતન કાવ્ય બોલી સંવ્કૃતિની આત્મશ્લાઘા કરવા મંડે ત્યારે આપણા વિચક્ષણ **લાડુદાનજી** વિનોદ ખાતર વિદ્યાગુરૂશ્રીને કહેતા કે, 'ગુરૂશ્રી ! એ જે કાવ્ય બોલ્યા તે તો પ્રાચીન છે. મેં ક્યાંક વાચેલું છે.' એમ કહીને તે કવિ પાસે ફરીને બોલાવી પોતે મનમાં ધારણ કરી, તેના ચરણો જાણે સ્મરણ કરી બોલતા હોય, તેમ ધીમે ધીમે એક પછી એક કડી બોલી તે કાવ્ય પોતે પુરૂં બોલી બતાવતા. ત્યારે તો આવનાર આડંબરી કવિ શરમીંદો બની આશ્ચર્ય પામતો. પછી ગુરૂશ્રી આવેલ કવિને આશ્વાસન આપી લાડુદાનજીની ધારણા શક્તિ (યાદ શક્તિ) ની તારીફ કરી તેનો ભેદ ખુલ્લો કરતા. આમ લાડુદાનજી પાઠશાળાના રત્ન સમાન બની પાઠશાળાની મહત્તા વધારતા હતા.

તેઓ શતાવધાનો કરતા ત્યારે પાઠશાળાની આજુબાજુ રહેતા લોકોનો મોટો મેળો ભરાતો અને આપેલા ટાઈમના અંદર વિધાનો પૂર્ણ કરી સૌને મંત્ર મુગ્ધ કરતા.

કોઈ મધ્યરાત્રે શરદની ચાંદની ખીલી હોય ત્યારે વિદ્યાર્થીજીવનના લ્હાવાઓ લેવા, સામ સામા કવિતો છંદો, અને દુહાઓની રમઝટ બોલાવતા. તેમાં પણ જ્યારે પોતે **અમૃતધ્વનિ, રેંણકી અને ચર્ચરી છંદો** બોલતા ત્યારે અર્ધુ શહેર જાગી જતું, એ મીઠી વાણી બોલવાની ઉત્તમ શૈલી, અને અતિ સુકોમળ કંઠના ટંકારવથી રસીક જનો નાગરિકો, મોરલી ઉપર જેમ નાગ ડોલે તેમ ડોલતા અને સાંભળનાર સહુ મંત્રમુગ્ધ બનતા, ઉપરની રીતે પાઠશાળાના ભુષણરૂપ **શ્રી લાડુદાનજી** તો **ભુજ પ્રસિદ્ધ** બની ગયા હતા.

આઠ આઠ દશ દશ કોશ ઉપર કોઈ વખત મુસાફરી કરી ઐતિહાસિક સ્થળો જોવા જતા ત્યારે ત્યાંના વાસીઓને **'ચારણદેવો'** કેવા હોય તેનો પરિચય આપતા એવી રીતે તેઓ **કચ્છ દેશ પ્રસિદ્ધ પણ થયા હતાં.**

અભ્યાસ શરૂ કર્યા પછી પહેલે જ વર્ષે છ સાત માસે એક મહોટા શાહુકાર જેવા મારવાડી પોશાકમાં સજ્જ થયેલ એક **'શેઠ'** પાઠશાળામાં આવ્યા, અને કહ્યું કે, હું શિરોહી રાજ્યમાં રહું છું. **'શંભુદાનજી'**

**ગઢવી**એ પોતાના પુત્ર **લાડુદાનજી** માટે, રૂા. ૧૦૦ એકસો મોકલાવ્યા છે; **ખાણ** ગામે સહુ કુશળ છે. એમ કહી લાડુદાનજીને રૂપિયા આપી કુશળતા પુછી અને મારવાડ તરફ જઈ પિતાશ્રીને શુભ સમાચાર પહોંચાડવાનું પણ કહ્યું. દશ વર્ષના અભ્યાસ દરમિયાન પંદરેક વખતે **'શેઠ'** (તે સ્વરૂપે શ્રીજી મહારાજ) આવી મળી કુશળતા પછી જન્મભૂમિના શુભ ખબર આપી રૂપીઆ આપી ગયા હતા.

રાજ્ય તરફથી પણ વિદ્યાગુરૂ મારફત શિરોહીના મહારાજા તરફથી મદદ આવતી અને કચ્છ રાજ્ય મારફત અભ્યાસના ખબર પણ બરોબર શિરોહી જતા હતા અને ત્યાંથી ખાણ ગામે કુશળ ખબર શિરોહી રાજ્ય પહોંચાડતું.

કુ.શ્રી લાડુદાનજીએ વતનમાં જવાની રજા માંગતાં વિદ્યાગુરૂએ કહ્યું કે ''મહારાવશ્રી હજૂર ને હું આ વાત કહીશ અને તેમના તરફથી તમોને વિદાય ગીરીનો રાજ્ય શીરપાવ તેમજ પાઠશાળાના પ્રમાણપત્ર સાથે તમોને યોગ્ય સાહિત્ય પદવીની ઉપાધીઓ (ઇલકાબો) સાથે રાજ્ય સન્માન કરાવી તમોને વિધિસરની વિદાયગીરી હું અપાવીશ અને તેનો હવે હું થોડા જ દિવસોમાં યોગ્ય બંદોબસ્ત કરીશ.

## શ્રી મહારાવશ્રીનો દરબાર અને પદવીપ્રદાન સમારંભ

રાજ્યકવિશ્રી **અભયદાનજી**એ મહારાવશ્રી હજૂર જઈ અરજ કરી કે શિરોહી મહારાવશ્રી તરફથી ભણવા આવેલા ખાણ ગામના વતની કું. શ્રી **લાડુદાનજી આશિયા**નો પિંગળ સાહિત્યનો અભ્યાસ પૂર્ણ થઈ ગયો છે. **'મહારાવશ્રી લખપતજી વ્રજભાષા પાઠશાળા'** ખોલી ત્યારથી આરંભીને અત્યાર સુધીના સમયમાં દફતર જોતા અને મારા અધ્યાપકપણા નીચે કોઈ વિદ્યાર્થીએ સાહિત્યનું સંપૂર્ણ જ્ઞાન મેળવી પુરો અભ્યાસ કર્યો હોય તેવો દાખલો આ **લાડુદાનજી** સિવાય નીકળતો નથી. **લાડુદાનજી**માં કુદરતી કોઈ દૈવી શક્તિ એટલે અપૂર્વ **ઈશ્વરી શક્તિ** છે; કેમ કે તેઓએ એક જ વખત જે કાવ્ય કે શબ્દની ધારણા કરી કે તરત જ અંતઃકરણમાં તે શબ્દ



જીવ સાથે જ ચોટી જાય છે. છંદ શાસ્ત્રમાં અમૃતધ્વની છંદ બનાવવો, બોલવો અને તેનો અર્થ કરવો, વગેરેમાં તે કઠીન છંદ છે; ચારણી ડીંગળી ગીતોમાં ત્રકટબંધ વકટબંધ, ગીતો કઠીન છે; કવિતામાં ખટવિધાનીને અષ્ટવિદ્યાની કવિતો કઠિન છે, પ્રબંધોમાં **'અધરોષ્ટ પ્રબંધ'** તથા **ચિત્ર પ્રબંધ** કાવ્યો કઠિન છે; વિધાનોમાં શતવિધાન અને સહસ્ત્ર વિધાનો કઠિન છે. પરંતુ લાડુદાનજીને મન તે સઘળાં સહેલાં છે, ખરૂ... જ કે કવિ બનતો નથી; પણ કવિ તો જન્મે છે.

**કાવ્ય શક્તિ, તર્કશક્તિ, યાદશક્તિ, શિઘ્રશક્તિ,** એ ચાર ઈશ્વરી શક્તિઓમાંથી કવિઓને એકાદ–બે શકિતઓની બક્ષિશ કુદરતી જ હોય છે; પરંતુ શ્રી **લાડુદાનજી**એ તો ઈશ્વરી બક્ષિશથી તે **ચારે શક્તિઓ** સંપૂર્ણ પણે હોવા ઉપરાંત **હાજર જવાબી પણું** અને સુકંઠી **વક્તાપણું** પણ છે.

વિશેષ વખાણવા લાયક તો તેમાં અનેક સદગુણોનો સમુચ્ચય છે, તેઓ મહા ધર્મશીલ, નિર્માની, નિર્વ્યસની, મહા તેજસ્વી આકૃતિવાળ **બ્રાળબ્રહ્ચારી** છે એ મહા મધુર કંઠી (સુકંઠી) ગાધર્વ સમાન સાચા **'ચારણ દેવ'** છે. પોતે **સત્યવક્તા** હોઈ તેની ઉત્તમ રીતિનીતિ અને દૈવી શક્તિની છાપ મારા મન ઉપર સજ્જડ પડી છે. એટલું જ નહીં પરંતુ તેના વિદ્યાગુરૂ થઈ તેને ભણાવતાં હું તેમની આગળથી કેટલું એક અદ્યાત્મિક દૈવી જ્ઞાન શીખ્યો છું. મને આવા શિષ્ય મળતાં હું મને ભાગ્યશાળી માનું છું. મારા પુત્ર કરતાં પણ મને તેમના તરફ તેમના અનેક શુભગુણોથી આકર્ષાઈ વધુ ચાહના રહે છે. તેમના માટે જેટલું કહું તેટલું ઓછું છે. તેમનો અભ્યાસ સંપૂર્ણ થતાં તેઓ હવે પોતાના વતનમાં જવાની રજા માંગે છે, માટે આપ હજૂરશ્રી તેમની મુલાકાત લેવાથી ઘણો જ સંતોષ પામશો, આવા દેવતુલ્ય રાજ્યકવિ તો કચ્છના દરબારને શોભાવી આપ યદુવંશીના યશોગાન ગાઈ અમર કરે તેવા છે. માટે તેને મળી પરીક્ષા લઈ તેનો યથાયોગ્ય સત્કાર કરી, હજુરશ્રીનું મન રંજન થાય તો આંગણે આવેલા રત્નને, આપણાં રાજ્યમાં સદાને માટે કાયમી લેવા મારી ભલામણ છે.

ઉપરનું તમામ સાંભળ્યા પછી મહારાવશ્રીને પ્રથમ તો, **લાડુદાનજી**

માટે કહેલું સહેજ અતિશયોક્તિવાળું લાગ્યું. પરંતુ ખાસ પેઢી દર પેઢી થી ભરોસાવાળા રાજ્ય કવિશ્રી અભયદાનજી શુદ્ધ ચારિત્રવાન અને સત્યવક્તા ચારણ દેવ હોવાની ખાત્રી હોવાથી, તેમના પ્રત્યે પોતાને ઘણું જ ઉંચ પ્રકારનું માન હતું: તેથી તેમની હકીકતને સત્ય માની બીજે દિવસે દરબારમાં લાવવાનું કહી '**નવા**' કવિની પરીક્ષા લેવાનું નક્કી કર્યુ.

## પ્રથમ રાજ્ય સત્કાર

વિદ્યાગુરૂશ્રીની આજ્ઞાથી **લાડુદાનજી** પોતાનો સ્વદેશી (મારવાડી) પોશાક પહેરી ભુજના રાજમહેલમાં વિદ્યાગુરૂ શ્રી અભયદાનજી સાથે આવ્યા.

સૂર્ય ઉદય થાય અને જેમ સર્વ સ્થળે પ્રકાશ થાય. તેમ **લાડુદાનજી** રાજદરબારમાં આવતાં જ કોઈ દૈવી ચમત્કાર બને તેવો દિવ્યશક્તિનો શાન્ત પ્રકાશ ફેલાયો અને તેથી સહુ સભાસદો તેમના તરફ આકર્ષાઈ ગયા. પહેલી વીસીના યુવાન ચારણબાળ તેજસ્વી અને મજબુત શરીરના બાંધાવાળા, મારવાડી મરોડદાર અંગવાળા, વિશાલ ભાલ, વિશાળ નેત્રો, નમણી નાસિકા, ગોરા ગુલાબી ગાલો, માન મનોહર દાઢી, દાડમ કળીસમ દાંત, કમળના પત્ર જેવી સુકોમળ જીહ્વા, કંબુ કંઠ, વિશાળ ને ભરાવદાર છાતી, અજાનબાહુ, કદાવર પણ સુકોમળ કાયા અને અખંડ બાળ બ્રહ્મચારી, (પારાવાર જીતે ઓ તો દુસરો પરમ-એ કાવ્ય પંક્તિના પ્રમાણથી, બીજા ઈશ્વર તુલ્ય) **શ્રી લાડુદાનજી**, એક હસ્તમાં '**અવતાર ચરિત્ર**' અને બીજા હસ્તમાં પુષ્પમાળા સહ **રાજહંસ**ની ચાલે ચાલતા સભામાં મહારાવશ્રી સન્મુખ આવ્યા.

રાજાઓમાં ઈશ્વરનો સદાય અંશ છે. તેથી તે ઈશ્વરી શક્તિએ લાડુદાનજીની ઈશ્વરી શક્તિને પીછાની તેના નિર્મળ આત્માને ઓળખ્યો. રાજસિંહાસન પાસે આવી લાડુદાનજીએ મહારાવશ્રીના કંઠમાં કુસુમમાળા આરોપી સુભાષિશ ઉચાર્યા. રાજમહેલ ખંડ એ કાવ્ય ધ્વનિથી ગાજી ઉઠતાં મયુરો કેકારવ કરવા લાગ્યા અને દેવી સરસ્વતી સાક્ષાત લાડુદાનજી રૂપે પોતાનો પ્રભાવ બતાવવા લાગી વિદ્યાગુરૂશ્રીની આજ્ઞાથી એકાદ અમૃતધ્વનિ છંદને એકાદ ત્રકટબંધ ગીતના શબ્દાર્થ કર્યા. એક્કે છંદ, લલકારતી વખતે લાડુદાનજીનો કંઠ મોરલાના કંઠ જેવો પ્રફુલિત થતાં, ગળાની નસો શ્વાસ ઘુંટી ઘુંટી જાડી થઈને જીહ્વાને મદદ કરતાં તો શબ્દોનું વૃદાવન ખડું થયું; નવે રસો સભા મધ્યે મૂર્તિમાન દેખાવા લાગ્યા; વીરો હથિયારની મુઠો ઉપર હાથ ધરવા લાગ્યા: શ્રૃંગારી પુરુષો: મુછો અને થોભાઓને મરોડવા લાગ્યા: આવી રીતે ત્યાં રસ અલંકારની અમૃત છોળો ઉછળવા લાગી. પરીક્ષા કોણ કરે ? પરીક્ષકો તો ચિત્રમાં આળેખેલા પૂતળાં.



માફક અનિમિષ દ્રષ્ટિએ લાડુદાનજીના મુખ સામું જ જોઈ રહ્યાં કે, આ ગંગાજીની ધારા જેવો અતુટ અને અખંડ શબ્દ પ્રવાહ એકધારો ક્યાંથી વહે છે એ રીતે રાજસભા આનંદસાગરમાં આનંદ અનુભવવા લાગી અને મહારાવશ્રીને પિતામહ '**શ્રી કૃષ્ણચંદ્ર**' ના યશોગાન સાંભળતા કુળાભિમાન જાગૃત થયું. એ ચારણવીરની વીરતા સભર વાણી સાંભળીને મહારાવશ્રીના અંગમા વીરતા સાથે ઉદારતાની વેળ ચડી. ચોપદારને બોલાવી આજ્ઞા થતાં જ તુરત જ કારભારીએ તોષાખાનામાંથી સોનાના હીરા જડીત ગંઠાઓ, ટુંપીઆઓ મોહનમાળાઓ, હમેલ કડા વેઢ, વીંટીઓ, અને પગમાં પહેરવાનો (સોનું બક્ષવાના રાજરીવાજે) સોનાનો તોડો, જડાવ મુઠની તરવાર, કટારી, જમૈયો, રત્નજડિત આશાલકડી, આદિ આભૂષણોના થાળો, તેમજ જરીયાની વસ્ત્રોના પોશાકના થાળો, સુવર્ણના સાજે શણગારેલા હીરની સરકો સહિત ઉમદી ઓલાદના બે કચ્છી ઘોડાઓ, એક ઊંટ, કચ્છી કોરીઓ અને પાંચીયાના થાળોનો શીરપાવ શ્રી **લાડુદાનજી**ને ખુદ મહારાવશ્રીએ પોતાના હાથે બક્ષીને '**દોવળી તાજીમ સરદાર**' × બનાવી પગમાહે સોનું બક્ષી (જમણા પગમાં તે જ વખતે સોનાનો તોડો પહેરાવી.) સભામાં આસને બેસવાનો અધિકાર બક્ષી મખમલના ગાદી તકીઆ ઉપર બેઠક આપી; અને ફરમાવ્યું કે, '**કવિરાજ લાડુદાનજી** તમો હવે જો કચ્છભુજના કાયમના વતની થઈ રાજકવિ તરીકે આંહી રહો તો હું તમોને ક્રોડપશાવ કરી એક **બારગામો**નું પરગણું આપું.'

ઉપરની રીતે શ્રી લાડુદાનજીને કચ્છના રાજ્યકવિ નિમવાના આમંત્રણોનો રાજ્યયોગ પ્રાપ્ત થતાં ભાગ્યોદય થયો. પરંતુ શ્રી લાડુદાનજીનો સંપૂર્ણ ભાગ્યોદય તો '**પ્રગટ ભગવાન**' ભેટયા પછી થવાનો હતો. તેથી લાડુદાનજીએ અચકાતે મને કોઈ પરાણે બોલાવતું હોય તેમ ઘણીજ નમ્રતા અને વિનય વચનથી ને રાજનીતિને અનુસરીને હાથ જોડી બોલ્યા કે 'આપ હજૂરશ્રીની કૃપાથી અને વિદ્યાગુરૂશ્રી અભયદાનજીની શુભ આશિષને લાગણીથી હું જે જે વિદ્યા ભુજમાં રહીને ભણ્યો છું, તે તો મારૂ '**આયુષ્ય સંભારણું છે.**' આપ નામદારશ્રીને અને આપશ્રીના કચ્છ દેશને કદી હું વીસરી શકું તેમ નથી.

---

× '**તાજીમ**' પદવી બક્ષેલ સરદાર જ્યારે રાજસભામાં આવે ત્યારે રાજા ઉભા થાય અને જાય ત્યારે પણ ઉભા થઈ તેને વિદાયમાન આપે. આવી રીતે ડબલ તાજીમ સ્વીકારતા તે '**દોવળા (ડબલ) તાજીમ સરદાર**' કહેવાય; તેવા જ પુરૂષ પગમાં સોનું પહેરી શકે, અને અન્ય રાજ સ્થાનોમાં જાય ત્યારે તે રાજા પણ દોવળી તાજીમ લીએ તેવી રાજરિતિ છે.

પરંતુ મારી જન્મભૂમિથી આજ લગભગ દશ દશ વરસોથી હું વીખુટો થયો છું, અને મારા વૃદ્ધ માતા પિતા મારી રાહ જોઈ જોઈને હિંમત હારી ગયાં હશે. હું તેનો એકનો એક જ પુત્ર છું; * તો તેમને જઈને મળવાની તથા વિદ્યાદાન અપાવનાર નામદાર **''શિરોઈ મહારાવશ્રી''** ની મુલાકાત કરવાની તેમજ કાઠીઆવાડ, ગુજરાત, મેવાડ, મારવાડ, માળવા વગેરે રાજસ્થાનોમાં વસતા વિદ્વાનોને મળવાની, તેમજ તેઓના સાથે કાવ્યશાસ્ત્રાર્થ કરવાની મને પ્રબળ ઉત્કંઠા છે; જેથી હાલમાં તો દેશમાં જવાની મારી ઈચ્છાને આપશ્રી અનુમોદન આપી આજ્ઞા ફરમાવશો, એવી હું આશા રાખું છું. આપ હજૂરશ્રીના સત્કાર કરેલા વસ્ત્રઆભુષણોથી સજ્જ થઈ દરેક મોટા મોટા રાજસ્થાનોમાં જઈને ત્યાંના રાજ્ય કવિઓને મળી આપની, આપના દેશની, અને આપની **'પિંગળશાળા**ની' પ્રશંસા કરી મારા સમર્થ વિદ્યાગુરૂશ્રીની કીર્તિ કથી, રૂણમુક્ત થઈ, મેળવેલી વિદ્યાનું અમૂલ્ય ફળ મેળવવાની મારી પ્રબળ ઈચ્છા છે.''

ઉપરના શ્રી **લાડુદાનજી**ના વિનય વચનોથી પ્રસન્ન થઈ મહારાવશ્રીએ સ્વદેશમાં જવાની માંગણી માન્ય રાખી, રસ્તા માટે ખર્ચની યોગ્ય સામગ્રી આપવા અને ચાર શસ્ત્રસજ ઘોડેસ્વારો સાથે જવાની રાજ આજ્ઞા ફરમાવી, તેમજ પાછા વહેલા કચ્છમાં પધારવાની વિનંતી કરી; અને રાજકવિ અભયદાનજીને પાઠશાળાનું **પ્રમાણપત્ર** લખી આપવાની પણ રાજઆજ્ઞા ફરમાવી, રાજ્યકવિશ્રી **''પ્રમાણ પત્ર''** લખીને સાથે જ લાવેલ હતા. તે મહારાવશ્રીના મુબારક હસ્તથી નીચે લખ્યા **''પદવીદાનો''** શ્રી **લાડુદાનજી**ને બક્ષવા સૂચન કર્યુ આથી **''રાજ્ય કવિરત્ન'', ''પિંગળ વિદ્યાચાર્ય'', સહસ્ત્ર શતાવધાની, ''મહામહોપાધ્યાય'', ''મહાશીઘ કવીશ્વર''** વગેરે ઉપાધિઓ **''સુવર્ણ પદક''** સાથે બક્ષીને 'પ્રમાણપત્ર' માં મુખ્ય અધ્યાપકની સહી પાસે જ મહારાવશ્રીની **'મહોરછાપ'** કરવી. રાજ્ય મુદ્રાંકિત કરી, રાજ્ય દફતરે દાખલો રહેવા નોંધવી, મહાકવીશ્વર શ્રી **લાડુદાનજી**ના હસ્ત કમળમાં ખુદ મહારાવશ્રીએ એ પ્રમાણપત્ર અર્પણ કર્યુ, તેમજ વિદ્યાગુરૂશ્રીને પણ અમૂલ્ય વસ્ત્ર આભૂષણો, અને હજારો કોરીઓના ભરેલા થાળો મહારાવશ્રીએ **લાડુદાનજી**ના શુભહસ્તે **'ગુરૂદક્ષિણામાં'** અપાવ્યા.

## ભુજથી વિદાયગીરી

ઉપર પ્રમાણે અભ્યાસ સંપૂર્ણ થતાં ઉત્તમ રાજ્ય સત્કાર મેળવી લાડુદાનજી વતન તરફ વિદાય થતાં વિદ્યાગુરૂ **અભયદાનજી**ને પિતા **શંભુદાનજી**

* શ્રી લાડુદાનજી કચ્છ દેશમાં આવ્યા પછી – લાલુબાદેવીને એક પુત્ર અને એક પુત્રીનો જન્મ થયો હતો.



જેવો જ શિષ્ય વિયોગ વસમો લાગ્યો. વિદાય વખતે લાડુદાનજીએ ગુરૂશ્રીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને શુભાશિષ સાથે રાજી થઇને રજા આપવાનું કહેતાં ગુરૂશ્રી **અભયદાનજી** પણ ખૂબ પ્રેમથી ભેટી પડ્યા, હૃદય સાથે ભીડીને વાંસો થાબડી, બન્ને હાથ લાડુદાનજીના શિર ઉપર મેલી, **''દેશોદેશમાં દિગ્વિજય કરશો,''** એવો શુદ્ધ હૃદયથી આશીર્વાદ આપી વિદાય આપી. તે પછી લાડુદાનજીએ સાથે ભણનારા સૌ વિદ્યાર્થીઓને અભ્યાસક્રમનાં કેટલાંએક હસ્તલિખિત પુસ્તકો યથાયોગ્ય બક્ષિસ આપ્યાં.

દશ દશ વર્ષ જેટલા લાંબા વસવાટ અને સ્નેહી સંબંધિઓને હળી મળી ચાલતા સહધ્યાયીઓ અને અન્ય સજ્જનો ભુજનગરની ભાગોળ સુધી વળાવવા આવ્યા. તે સૌને વિનય વચનો કહી અરસ પરસ ક્ષમા યાચી, સ્નેહીઓના દિલોને જીતી, સહુને પ્રણામ કરી વિદાય લીધી.

પોતે પોતાના ઘોડા ઉપર સ્વાર થઇને અન્ય સામગ્રીસહ પુસ્તકોના ગાડા સાથે અને રાજ્ય ઘોડેસ્વારો (શીરબંધી) સાથે પોતે પણ ચાલ્યા. ભુજીઆ ડુંગરની બાજુમાં થઇ ચાલતા નિર્મળ ઝરણું (નદી) આવ્યું. તેને નિહાળીને પોતે પ્રથમ ભણવા આવ્યા હતા ત્યારે સાથે આવેલા **ભુદેવ** સાથે ત્યાં નાહી ટીંમણ કરેલું, એ સઘળી વાતોનું સ્મરણ થતાં ઘડીક ત્યાં ઉભા રહી ભૂતકાળને યાદ લાવી, આજ દશ વર્ષે રાજ્ય સન્માન પામી માનપાનથી વતનની વાટે પોતે વિદાય થાય છે. તેનું **અહોભાગ્ય** માની, **ભુજીઆ ડુંગર** અને **'ભુજનગર'** તરફ એક પ્રેમભર્યો દ્રષ્ટિપાત કરી, રાજ્ય રસાલા સાથે સૃષ્ટિ સૌંદર્ય નિરખતાં નિરખતાં વતનની વાટે આનંદભર મુખારવિન્દે ચાલવા લાગ્યા.

ઈતિ શ્રી **કેસરભક્ત** વિરચિન્તે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પ્રથમ પ્રકરણે ધ. ધું. આચાર્યશ્રી **અયોધ્યાપ્રસાદજી** મહારાજ સદ્દગુરૂ **શ્રી દેવાનંદસ્વામી** સંવાદે શ્રી લાડુદાનજી વિદ્યાભ્યાસે **''રાજકવિરત્ન'' ''પિંગલાચાર્ય'' મહા મહોપાધ્યાય ''મહાશીઘ્રકવિ'' સહસ્ત્રશતાવધાની** આદિ પદવીદાન પ્રાપ્ત કરન નામ ચતુર્થોધ્યાય સમાપ્તઃ ।। ૪।।

-- // --

॥ શ્રીજી ॥

અધ્યાય ૫ પાંચમો

# ( શ્રી ધમડકા નગરીમાં વિશેષ વિદ્યાભ્યાસ )

મહાકવિશ્રી લાડુદાનજી ભુજથી ચાલતા ચાલતા ધમડકા ગામે આવ્યા. ત્યાંના ઠાકોર સાહેબ ભુજ મહારાવશ્રીના નજીકના જ કુટુંબી (ભાયાત) હતા. તેઓએ મહાકવિશ્રીને ત્યાં રોકી પોતાના દરબારગઢમાં ઉતારાનો યોગ્ય બંદોબસ્ત કરાવ્યો. ત્યાં તેઓશ્રીને એક મહાપુરૂષનો મિલાપ થયો કે જેઓ પણ એ ધમડકા દરબાર સાહેબના રાજ્ય મિજમાન હતા.

## શ્રી ભટ્ટાચાર્યશ્રીનો મિલાપ

કચ્છ પ્રદેશ પ્રસિદ્ધ પંડિત **શ્રી કનકકુશળજી** ભટાચાર્યના શિષ્ય **વિજયકુશળજી ભટ્ટાચાર્ય મહારાજ** જ્ઞાતે વિપ્ર જે કાશીક્ષેત્રમાં ઘણા વર્ષો રહી **'વિદ્યાવારિધિ'** ની પદવી પ્રાપ્ત કરનાર, વિદ્યાકળા, ચતુર સંગીતાચાર્ય, મહા ધુરંધર પંડિત હતા, તેઓનો મહાકવિશ્રીને ધમડકામાં અચાનક મિલાપ થયો.

ભક્ત ભક્તને ઓળખે, શુરવીર શુરવીરને ઓળખે, ચોર ચોરને ઓળખે પંડિત પંડિતને ઓળખે, એ ન્યાયે ભટ્ટાચાર્યે મહાકવિશ્રી લાડુદાનજીના મહત્ આત્માને ઓળખ્યો. થોડા વાર્તાલાપથી બન્નેનાં મનો અરસ-પરસ આકર્ષાયા. મહાચતુર વિચક્ષણ શીઘ્રકવિ લાડુદાનજીને નિરખતાં જ આ કોઈ મહાન દૈવી (અવતારી) પુરૂષ છે, તેવો આભાસ ભટ્ટાચાર્યને થયો અને કાશીના ભણેલા ધુરંધર વિદ્વાન સાથે તેઓ કોઈ ઉત્તમ કોટીના બ્રહ્મનિષ્ટ મહાપુરૂષ છે, તેવો આભાસ ભટ્ટાચાર્ય પ્રત્યે શ્રી લાડુદાનજીને પણ થયો, આમ અન્યોન્ય મહિમા સમજતા વધુ સહવાસે બન્ને મિત્ર જેવા થઈને સાહિત્ય, સંગીત, કળા અને નવ રસ મિશ્રિત વાર્તા વિનોદ કરવા લાગ્યા. એ વાર્તા વિનોદથી ધમડકા ઠાકોરસાહેબને પણ ઘણો જ આનંદ થયો. ભટ્ટાચાર્યને તો પોતે ખાસ આમંત્રણથી તેડાવીને રાખ્યા હતા અને મહાકવિશ્રીને પણ અતિ આગ્રહ કરી ત્યાં રોકી રાખ્યા.

ભુજથી સાથે આવેલ શિરબંધી સ્વારોને પાછા ભુજ જવા રજા આપી દીધી.



વિદ્વાનવર્ય ભટ્ટાચાર્યશ્રી પાંસેથી ઘણુંએક નવું શીખવા જેવું છે, તેવી જીજ્ઞાસા શ્રી લાડુદાનજીને દિવસે દિવસે વધવા લાગી, તેમાં ત્યાંના દરબારશ્રીનું અનુમોદન મળતાં, અને ભટ્ટાચાર્યશ્રીનો અંતરનો પ્રેમ પારખતાં આપણા મહાકવિશ્રી લાડુદાનજી તો ધમકડામાં રહી પાછા વિદ્યાર્થી બન્યા.

પંડિત **શ્રી વિજયકુશળજી ભટ્ટાચાર્ય** પોતે બ્રહ્મનિષ્ઠ ભગવત ભક્તિનિષ્ઠ સાકારની ઉપાસનાવાળા પરમધર્મિષ્ઠ પુરૂષ હતા. જગદીશપુરીમાં (જગન્નાથજીમાં) તેઓશ્રી શંકરાચાર્યજી સાથે લાંબો સમય (સ્વારીમાં) રહ્યાં હતા; અને શ્રી શંકરાચાર્યની ગાદીનો વારસો તેમને મળવાનો હતો પરંતુ કોઈ સંજોગો વસાત તેમ નહીં થતાં (સન્યાસ નહીં લેતા) પોતે પાછા કાશી ક્ષેત્રમાં આવી પ્રભુ ભજનમાં તલ્લીન રહી નિજાનંદમાં અહર્નીશ રહેતા હતા.

આવા પ્રખર વિદ્વાન કાશીક્ષેત્રના મહા પંડિતનો યોગ થતાં શ્રી લાડુદાનજીએ તેમની પાસે પ્રથમ સંસ્કૃત અભ્યાસ શરૂ કર્યો ને ઉત્તમ પ્રકારનું વ્યાકરણ જ્ઞાન મેળવ્યા પછી સંસ્કૃતમાં શાલિહોત્ર મુનિકૃત **અશ્વવિદ્યા, ગજવિદ્યા** અને **સામુદ્રિકશાસ્ત્ર**નું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું.

મધ્યરાત્રે ભટ્ટાચાર્ય દરરોજ પોતાના આશ્રમમાં ઈશ્વર ભજનનાં પદો, કચ્છી ભાષાની કાફીઓ એવા તો સુંદર સ્વરે બોલતાં કે, સાંભળનાર ત્યાંથી ખસી જ શકતા નહીં; તેમની સિતાર બજાવવાની શૈલી એવી તો સુંદર અને ચોખી હતી કે સિતારના તારના સ્વરોથી (કાફી વગેરે) ભજનના બોલ સ્પષ્ટ સ્વરે પરખાઈ જતા. જેમ સિતારના બજવૈયા અજોડ હતા. તેમ જ નરઘાં પખાજ, નોબત, સ્વારીનો ડંકો (સ્વારી ચડતી વખતે ઘોડા ઉપર નગારાની જોડી બજાવે તેને ડંકો કહેવામાં આવે છે) અને ચોપદારોના બોલ વગેરેના પણ તેઓ ઉત્તમ અભ્યાસની હતા. આપણા વિદ્યાજીજ્ઞાસુ **લાડુદાનજી** તો એક પછી એક ઉપરની સઘળી વિદ્યા શીખ્યા, તેમાં સિતારના સ્વરો તો એવા સુંદર કાઢતા કે ભટ્ટાચાર્ય કોઈક વખત કહેતા કે, ''અમારા ઉસ્તાદજી હિંદુસ્તાની હતા, તે આવો સીતાર બજાવતા'' લાડુદાનજી સિતાર, નરઘા અને ડંકો વગેરે વાદ્યો તથા છડીના બોલ વગેરે શીખીને **સંગીતાચાર્ય** થયા.

એક દિવસશ્રી ભટ્ટાચાર્યે શ્રી લાડુદાનજીએ કહ્યું કે; ''આ સંસારમાં રહેનારાઓ અને આપ જેવા કુશાગ્ર બુદ્ધિના કવિઓએ **'કળાનિપુણ'** થવું જોઈએ. ૬૪ કળા, ૭૪ કળા, ૭૬ કળા એમ ત્રણ પ્રકારની કળાઓના વિભાગો છે; તેમાંથી જે જે કળાઓ પોતાને શીખવાને યોગ્ય જણાય તેટલી ગુરૂમુખે

સિદ્ધ કરી કળાઓનું જ્ઞાન સંપાદન કરે તો, તે મનુષ્ય કોઈ દિવસ કોઈથી અંજાતો કે ગાજ્યો જતો નથી. **શ્રીકૃષ્ણપરમાત્મા** સાંદીપનિઋષિને ત્યાં ૬૪ કળા ૬૪ દિવસમાં શિખ્યા હતાં. ઉપરની હકીકત સાંભળીને કળા જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છા થતાં ૬૪ કળામાંથી પોતે પોતાના ઉપયોગમાં આવે તેવી ૨૪ ચોવીસ કળાઓ ચુંટી કાઢી શ્રી ભટ્ટાચાર્યજી પાસે ગુરૂમુખે શિખી સિદ્ધ કરી હતી.

## ચોવીસ કળા નિરૂપણ

**(૧) ગીત :-** ગાનતાનની કળા : તેમા ગાવાના પ્રકારો, સપ્ત સૂર, તાલ મુર્છના વગેરેના ભેદો છે.

**(૨) વાદ્ય :-** વગાડવાની કળા : એના ચાર ભેદ છે. તપ, આનક, સુશિત અને ધન, 'તાર' વડે વાગે તે **તપ**, ચામડું મઢેલું હોય ને વાગે તે **આનક**; પવન ભરાયાથી વાગે તે **સુશિત**; અને ધાતુના રણકારથી જે સુર થાય તેને '**ધન**' કહે છે.

**(૩) નૃત્ય :** નાચવાની કળાઃ તેમાં લાશ્ય અને તાંડવ, એવા બે ભેદ છે. તાંડવ નૃત્ય એ શિવજી કરે છે, અને લાસ્ય નૃત્ય, એ કર્ણાટકી અને ગુર્જર સ્ત્રીઓ કરે છે. આમાંથી શ્રી લાડુદાનજી તાંડવ નૃત્ય શીખ્યા હતા અને જ્યારે એક વખત ગઢડામાં શ્રીજી રીસાયા હતા ત્યારે તાંડવ નૃત્ય કરી શ્રીજીને પ્રસન્ન કર્યા હતા, તે હકીકત આગળ આવશે.

**(૪) નાટય કળા :-** આ કળાથી મનુષ્ય ગમે તે પ્રસંગે ગમે તેવા હાવભાવો દર્શાવી શકે છે. એટલે શ્રીંગાર, કરૂણા, રૌદ્ર, વીરરસ, વગેરે મૂર્તિમાન તાદશ્ય બતાવી મનેચ્છા પાર પાડે છે.

**(૫) ઉદક વાદ્ય :-** પાણીભરેલા પાત્રો પર હાથ ફેરવી વાજીંત્ર વગાડવાની કળા, જેવા કે જળતરંગ, ફીણતરંગ વગેરે.

**(૬) તરવાની કળા :-** એ કળાથી અગાધ જળનો તરનારો પાણીમાં ઉભો રહીને તરે છે; તેમજ પાણીમાં પડેલી કોઈ વસ્તુ ડુબકી મારીને શોધી લાવે છે, પહોરના પહોર સુધી આપતકાળમાં જળમાં ગુપ્ત રહે છે, મહાભારત વખતે **દુર્યોધન** આ કળાથી જળમાં સંતાયો હતો.

**(૭) હસ્ત લાઘવ :-** હાથથી જુદી જુદી રીતે પટ્ટો, તરવાર, ભાલા, કટારી વગેરે ફેરવવા. એ કળા યુદ્ધ પ્રસંગે ઘણી જ ઉપયોગી છે.

**(૮) પાકશાસ્ત્ર કળા :-** રસોઈ કરવાની એ કળા '**ભીમસેન**' અને



'**નળરાજા**' સારી રીતે જાણતા હતા. આ કળાનાં રચેલા '**ભીમપાક**' અને '**નળપાક**' ગ્રંથો છે.

**(૯) પ્રહેલીકા :-** બીજાને બોલતા બંધ કરવાને ગુંચવણવાળા સવાલો પુછવાની કળા ન્યાય મંદિરમાં ધારા શાસ્ત્રીઓ (વકીલો) આનો ઉપયોગ કરે છે. તેમ જ ગૃઢાર્થવાળા કાવ્યો; ઉખાણાંઓ, પણ આ કળાનો એક ભાગ છે. ચાતુર્ય દર્શાવવા માટે આ કળા બહુ ઉપયોગી છે. સ્વામીશ્રીને આ કળા સંપૂર્ણ સિદ્ધ હતી.

**(૧૦) પ્રતિમાળા :-** જે કોઈ કંઈ પુછે તેનો તાત્કાલિક જવાબ આપવો, એટલે હાજર જવાબીપણું તેમજ વિદ્યાર્થીઓ પરસ્પર અંત્યાક્ષરીથી (અંતકડી) છેલ્લા શબ્દથી આરંભીને કંઈ પણ વાક્ય કે કવિતા; શ્લોક વગેરે બોલે છે; તે આ કળાનો જ વિભાગ છે. આ કળા જાણનાર મનુષ્ય બહુ જ યાદદાસ્ત શક્તિવાળા થાય છે. આ કળા પણ સ્વામીશ્રીને સંપૂર્ણ સિદ્ધ હતી.

**(૧૧) વાચનકળા :-** પ્રાચીન ભાષા કેવી હતી અક્ષરો કેવા હતા, કેવી ઢબે વાંચવાથી શ્રોતાઓ રંજન થાય. એ કળા જાણવા માટે અનેક ગ્રંથો જોવા જોઈએ. લિપિની ઉત્પત્તિ પણ એજ કળાનો પ્રકાર છે.

**(૧૨) નાટકાખ્યાયિકાદર્શન :-** આ કળા કવિતા સમજવાનો પ્રકાર છે. ''દશ્ય અને શ્રવ્ય,'' એવા કાવ્યના પ્રકાર છે. આ બન્ને પ્રકારોમાં ખૂબી, તથા ખામી, જાણવી ને જોવી, એ સર્વ આ કળાથી જણાય છે.

**(૧૩) કાવ્ય શમશ્યાપુર્તિ :-** એ પણ કવિતાનો જ પ્રકાર છે. આ કળાથી બુદ્ધિ વૃદ્ધિ પામે છે, અને તાત્કાલિક ઉત્તર દઈ પોતાની ચતુરાઈ બતાવી શકાય છે.

**(૧૪) તર્કવાદ :-** આ કળાથી અનેક નવીન તર્ક, વિતર્કના ભેદો, જાણી અજાણી વસ્તુની પણ પરીક્ષા કરી શકે છે, ને તેથી બહુ જ લાભો મેળવાય છે, આ કળાના' ગદાધરી, શિરોમણી, મુક્તાવલી, વગેરે ગ્રંથો છે.

**(૧૫) રથકાર કળા :-** આ કળામાં સુતારનાં નકશી કોતર કામો કરવા, દેવાલયોમાં રમ્યતા આણવી, વગેરે આ કળાનો પ્રતાપ છે.

**(૧૬) શિલ્પ કળા :-** આ કળામાં રાજ્યમહેલો, દેવાલયો, ભૂગર્ભો, ગુપ્તદ્વારો, ગુપ્ત ધનસંચયો, ભુલ ભુલામણીવાળા માર્ગો, શીખરો, રંગ મંડપો, હવેલીઓ, કોટ કિલ્લાઓ, દેવ મનુષ્યોની તાદ્રશ્ય મૂર્તિઓ (નાની-મોટી) કોતરવી, કુવા, વાવો, પ્રાસાદો વગેરે બનાવવામાં બુદ્ધિ કૌશલ્યતા દેખાય તેવી આ કળા છે. તેના 'પ્રતિમામંડન' 'પ્રાસાદમંડન', 'રાજ્યવલ્લભ' વગેરે ગ્રંથો જોવા પડે છે.

**(૧૭) રૂપ્યરત્ન પરીક્ષા :-** આ કળાથી સોના રૂપા વગેરે ધાતુઓ

સાચાં ખોટા રત્નો, નવી ખાણના તથા જુની ખાણના હીરાઓ, કેવા હોય તે જાણી શકાય છે. અગસ્ત મુનિ નો રચેલ **'રત્નપરીક્ષા'** નામનો ગ્રંથ આ કળા વિષેનો છે.

**(૧૮) અક્ષર મુષ્ટિકા કથન :–** કોઈ મનુષ્ય દુર બેસીને આપણને ન વાંચવા જેવું (ખાનગી) લખતો હોય તે તેના હાથની વલણને કલમની ઢબ પરથી તેણે શું લખ્યું, તે પારખી શકાય છે.

**(૧૯) શુકન કળા :–** શરીરના અંગોનું ફરકવું, સ્વપ્ન વિચાર, તેતર, ભૈરવ, શિયાળ, શ્વાન, ગર્દભ, વગેરેના શબ્દ વિચાર. અષ્ટદિશામાં રહેતા રાજાઓને ત્યા આઠેવારના આવતા મિજમાનો, વેળા, વગેરે પારખી, તેના લાભા–લાભ સમજાય છે.

**(૨૦) આ સંવાચ્ય માનસી કાવ્ય :–** ગમે તે વિષય પર નવી કવિતા, પાદપૂર્તિ રચવી, તે કળા વિદ્વાનોને મનોરંજની છે.

**(૨૧) અભિધાન કોષ :–** કોઈ પણ પદાર્થનાં કેટલા નામ છે, તે એ કોષ જાણવાથી જણાય છે. તેથી કોઈ સાંકેતિક શબ્દ બોલતો હોય તે જલ્દી પારખી શકાય છે. કાવ્ય કરનારને આ કળાજ્ઞાન બહુ ઉપયોગી છે.

**(૨૨) છંદોજ્ઞાન :–** છંદોની સંખ્યા, માત્રામેળ, અક્ષરમેળ, તેના ભેદો, રાગો, વગેરે. કાવ્ય કરનારને આ કળા ઉપયોગી છે.

**(૨૩) ક્રિયા વિકલ્પ :–** ભોજનના પદાર્થો કેટલા વખત સુધી ન બગડે, ચાર પાંચ વાનીઓ (વસ્તુઓ) સાથે પીરસી હોય, ને કોઈએ તેમાં ઝેર નાંખેલું હોય તો, તેને આ કળાથી ઝટ પારખી શકાય છે; રાંધેલા પદાર્થ કઈ જાતના છે, તથા તેમાં જમવાની ચતુરાઈની કળા પણ બતાવી છે. ચંદ્રગુપ્ત રાજાને રાક્ષસનો મોકલેલો વૈદ ઝેર આપવા આવેલો, તેની પકડ (ચાણાક્યે) ઉપરની કળા જાણવાથી કરી હતી.

**(૨૪) આકર્ષક્રિડા :–** અંગકસરત કુસ્તી, પટ્ટાબાજી, યુદ્ધપટ્ટા, મખમલ, વગેરેનું જ્ઞાન આ કળાથી મળે છે. શ્રી કૃષ્ણ એ કળામાં હોશિયાર હતા, તેથી મલ્લ સંગે કુસ્તી ખેલીને કંસ જેવા યોદ્ધાને માર્યો હતો.

ઉપરની મુજબની ચોવીસ કળાઓ. ૬૪ કળામાંથી તારવી શ્રી લાડુદાનજીએ સિદ્ધ કરેલી હતી. દૈત્ય દાનવગુરૂ શુક્રાચાર્યજીએ શુકનિતીમાં ૬૪ કળા વર્ણવી છે. તેમાં સપ્ત ગાંધર્વ કળા, ૧૦ વૈદકકળા, ૫ ધનુર્વેદ કળા, અને ૪૨ બીજી સામાન્ય કળાઓ મળી કુલ ૬૪ કળા થાય છે, તે ઉપરાંત



**'શુક્રનીતિ' 'ચાણાક્યનીતિ' 'વિદુરનીતિ' 'અંગદનીતિ' 'રાજનીતિ'** વગેરે નીતિશાસ્ત્રોનો અભ્યાસ પણ શ્રી ભટ્ટાચાર્ય પાસેથી શ્રી લાડુદાનજીએ કર્યો.

## સ્વાત્મ બુદ્ધિની અષ્ટકળા

(દોહા)

**રાગ, પાગ, ને પારખું, નાડી, અને ન્યાય ાા**
**તરવું, તારવવું, તસ્કરવું, એ આઠે આપ કળાય ાા ૧ ાા**

**ભાવાર્થ :–** ગાવું, અનેક ઢબની પાઘડી બાંધવી, મનુષ્યોને પારખવું, નાડી જોવી, યથાર્થ ન્યાય આપવો, જળમાં તરવું, કોઈને ભોળવી વશ કરવું, ચોરી કરવી, એ આઠે કળાઓ પોતાની સ્વબુદ્ધિબળે જ શીખાય છે. કોઈની શીખવાડી શીખાતી નથી.

ઉપર પ્રમાણે સઘળી કળાઓનું જ્ઞાન આપતાં, વિદ્યાગુરૂશ્રી **વિજયકુશળજી ભટ્ટાચાર્યજી** કહેવા લાગ્યા કે, ''હે મહાકવિશ્રી આ સઘળી કળાઓનું આવર્જના–વિસર્જન કાળે કરીને થયા જ કરે છે. એટલે વધઘટ થતાં જે કળા આપણને બહુજ ઉપયોગી મનાતી હોય તે કાલે કોડીની થઈ પડે છે. એટલે તે કળા નિપુણ થઈ જાણી તોય શું અને ન જાણી તોય શું ? પરંતુ તે કળાની વધઘટ થતી નથી સદાકાળ જેવી ને તેવી જ સ્થિર રહે છે, ને જેમાંથી સદાયે અમૃત જ ઝર્યા કરે છે, એવી જે સર્વોત્તમ શ્રેષ્ઠ કળા જેમા અનંત કળાઓ સમાઈ જતાં, જે **'કળાનિધિ'** રૂપે ગણાય છે, તે કળા તમારે હવે માત્ર એક જ જાણવાની બાકી રહેલ છે. તે હું કહું છું તે 'કળાનિધી' કઈ ? તો **''શ્રી પરમાત્મામાં સદા કાળ એક ચિત્ત રાખતા શીખવું તે.''** એ કળા જે કોઈ જાણે છે તેને કોઈ પણ વાતની ન્યુનતા રહેતી નથી અને તેનો ત્રણ લોકમાં કોઈ પરાભવ કરી શકતું નથી. એ કળા જાણ્યા પછી જ માનવી માનનીય, પૂજ્ય અને ગુરૂ ગણાય છે, માટે હે **લાડુદાનજી**, એ કળા એટલે **''પરમાત્મા સ્વરૂપમાં''** પોતાનું ચિત્ત સદાકાળ રાખવું, તે કળા સહુ કળાઓની શિરોમણી જાણી શીખજો, જેનું ચિત્ત સદાકાળ ઈશ્વરમાં રહેતું હોય, તેવા કોઈ મહાપુરૂષ, યોગીપુરુષ કે કોઈ ખાસ ઈશ્વરાવતાર રૂપે દૈવીપુરૂષ પાસેથી એ કળા શીખાય છે. આ મહા પવિત્ર એવા આર્યાવૃત્તમાં

જરૂર એવા પુરૂષો વિચરતા હોય છે, તો તેવાને શોધી કાઢી, તેમની નિર્માની પણે સેવા કરી ઉપરની મેં બતાવેલી સર્વશ્રેષ્ટ કળા પ્રાપ્ત કરજો આપના બુદ્ધિચાતુર્ય સાથે આપનું જે અખંડ બાળ બ્રહ્મચર્ય છે, તેથી હું ખાત્રીથી કહું છું અને સાથો સાથ આશીર્વાદ આપુ છું કે આપના અનેક સદ્દગુણોના સમુચ્ચયથી **'આપને ભવિષ્યમાં કોઈ મહાન દૈવી ઈશ્વર તુલ્ય મહા સદ્દગુરૂશ્રી મળશે જ.'** એ મળે ત્યારે તેને ઓળખજો, ને નિર્માનીપણે સાથે રહીને તેમને રાજી કરજો, શાસ્ત્રકારો કહે છે કે **'ઈશ્વર ભક્તિ કરવી, એજ ગુણવાનપણાનું પરમ ફળ છે.'** હું બહુજ આપના ઉપર પ્રસન્ન છું. કારણ કે શાસ્ત્રકારોએ કહેલા **'દેવચારણ'** સમાન આપ શુદ્ધ **'ચારણબાળ'** છો દેવી પુત્ર છો. સાક્ષાત દેવ સમાન અદ્દભુત પરાક્રમ અને પ્રભાવશાળી મૃત્યુલોકના દેવ છો. કોઈ યોગ્યભ્રષ્ટ આત્મા છો, આપના સમાગમથી મને પણ ઘણીજ શાન્તિ થઇ છે.' વગેરે વગેરે ખુબ પ્રસન્ન ચિતે ભટ્ટાચાર્યે ઉપદેશ સાથે શુભાશીર્વાદ આપ્યો અને પછી ધમડકા ઠાકોરસાહેબની રજા મેળવી ભટ્ટાચાર્ય ભુજ પધાર્યા.

એ ધમડકા ગામે હાલ જ્યાં મંદિર છે, ત્યાં પાસે બે માળનો વિશાળ બંગલો હતો. જેમા શ્રી ભટ્ટાચાર્યજી રહેતા ત્યાં મહાકવિ **શ્રી લાડુદાનજી**ને સંગીત, સાહિત્ય, કળાનું જ્ઞાન આપેલું હતું. પાછળથી લોકો તે બંગલાને **'પીંગળ શાળા'** કહેતા હતા. ×

ઉપર મુજબ લાડુદાનજી સંગીત, સાહિત્ય, કળા, વગેરેનો સંપુર્ણ અભ્યાસ કરી ત્યાથી ચાલવાની તૈયારી કરવા લાગ્યા, પણ દરબારશ્રી **લઘુભા ઉર્ફે લાધાજી** અને તેમના **કુમારશ્રી રાયધણજી**એ અતિ આગ્રહથી રોકી રાખ્યા.

કુમારશ્રી રાયધણજી અને શ્રી લાડુદાનજી વ્હેલી સવારે ઉઠી નિત્યકર્મ કરી, બન્ને ઘોડેસ્વાર થઇ ફરવા જતાને ત્યાં નજીકના જંગલ પાછળના વિશાળ મેદાનમાં અશ્વો ખેલવતા, અને તલવારની પટ્ટાબાજી વગેરે હથીઆરો વાપરવાની તાલીમ લેતા. આમ કસરત કરી આવીને બન્ને જણા ૧૦ શેર દુધ ઉભા ઉભા પી જતા હતા. શ્રી લાડુદાનજી જ્યારે પોતાને ઘેર હતા ત્યાંથી જ દૂધનો મહાવરો હતો. તેઓ પાંચ વરસના થયા ત્યાં સુધી અનાજ નહીં લેતા કેવળ દુધ જ પીતા. ભુજની પાઠશાળામાં પણ દરરોજ મહારાવશ્રીના દરબારમાંથી ભેંશનું દુધ આવતું, આમ નાનપણથી જ દુધનો ખોરાક ખૂબ હોવાથી ધમડકામાં પણ એ દુધનો પ્રયોગ ચાલુ

× તા. ૨૨-૯-૫૬ છેલ્લા ગયા ધરતીકંપમાં તેમાંના ઘણા ભાગનો નાશ થયો છે.



રાખીને દરરોજ ૧૦ દશ શેર દુધ પી જતા હતા. તેમજ સત્સંગમાં આવ્યા પછી પણ શ્રીજી મહરાજ પોતે પત્તર ભરી ભરીને પાતા ને ધરાઈ રહ્યાં પછી પણ આગ્રહ કરતા ન પીતા ત્યારે માથા ઉપર રેડતા હતા; એટલું જ નહીં. પણ શ્રીજીમહારાજે બન્ને આચાર્ય મહારાજશ્રીને ભલામણ કરી કહેલું હતુ કે, આ તમારા કુળના **દશોંદી** છે. માટે તેને ખુબ દૂધ પાજો.

## એક ઈશ્વરી ચમત્કાર

ધમડકા નગરીના ઠાકોર શ્રી લઘુભા ઉર્ફે લાધાજીના દરબારમાં બે અનાદિ મુક્તો હતાં. એક તો તેના કુમારશ્રી **રાવઘણજી** અને બીજા બાશ્રી **કરણીબા** કે તેઓશ્રી રાયધણજીનાં ભોજાઈ (ભાભી) થતાં હતાં. એ બન્ને મુક્તો શ્રી લાડુદાનજી ઉપર અસાધારણ હેત રાખતા. બાશ્રી કરણીબા તો શ્રીજી મહારાજ વનમાં વિચરતા તે સઘળી લીલા હસ્તામળ જેમ દેખતાં અને કોઈ કોઈ વખતે કહેતા પણ ખરા કે, 'પૂર્ણ પુરૂષોત્તમ નારાયણ આ પૃથ્વી ઉપર પધાર્યા છે, ને મહાવનમાં તપ કરતાં કરતાં કાઠીઆવાડ તરફ' પધારે છે. ત્યાંથી કચ્છમાં પધારીને મને દર્શન દેશે'' આવી વાતો દરબારમાં સહુને કરતાં. આખું યે ઘર-આસ્તિક અને ઊંચ કોટિના આત્માઓનું હતુ; તેથી તેમને સત્ય માની સહુ પ્રભુ મિલનની રાહ જોતા હતાં.

મહાકવિ લાડુદાનજીને તો જાણે પોતાના નજદીકના કુટુંબી કેમ ન હોય, તેમ માની અતિ આદરથી ત્યાં રોકી રાખ્યા હતા.

એ સમયમાં ઉદ્ધવાવતાર **શ્રી રામાનંદસ્વામી** ફરતા ફરતા ધમડકા ગામમાં પધારતાં દરબારશ્રી લાધાજીએ પોતાના એ ગુરૂને પોતાના દરબારમાં જ ઉતારો આપ્યો. એ વખતે શ્રી મહાકવિ **લાડુદાનજી**એ સ્વામીશ્રીનો અદ્દભૂત ચમત્કાર સાંભળી **'બ્રહ્મધામ'** જોવાની માંગણી કરી. ત્યારે શ્રી રામાનંદસ્વામી બોલ્યા કે, ''કવિરાજએ ધામમાંથી તો આપણે સૌ સાથે આવ્યા છીએ. તમારા પિતા શંભુદાનજી ગઢવીને ત્યાં (ખાણગામે) અમે આવેલ ત્યારે તમો તમારી માતાજીના ગર્ભમાં હોવા છતાં અમારા સાથે થોડીક વાત કરેલી તમો મહા અક્ષર મુક્ત છો. તમોને તો વિદ્યા, સમૃદ્ધિ; ઐશ્વર્ય એ બધુ શ્રી પુરૂષોત્તમ નારાયણે આપેલુ છે. અને પ્રગટ ભગવાન સાથે તમો દેહપર્યંત રહેશો.''

જુવો પાછળ ભાઈ આત્માનંદ સ્વામીની વાતોમાં-

સ્વામીશ્રીનું આવું ભવિષ્ય વચન સાંભળી **લાડુદાનજી** બોલ્યા કે, આપ કહો છો તે પ્રગટ નારાયણ અમને ક્યારે મળશે ? અમને જલ્દી ભગવાનના દર્શન કરાવો ! ત્યારે સ્વામી કહે કે, તમો તથા તમારા સખા કુ. રાયધણજી આ **સારણગંગા'** માં દરરોજ પ્રાતઃસ્નાન કરવા જજો. તેથી ત્યાં એક માસ પછી તેમોને તે સારણગંગાના નારાયણ ધરાના કીનારે એક **સિદ્ધપુરૂષ** (યોગી) મળશે, તે તમોને ભગવાનના મેળાપની વાત કરશે ને તે પ્રમાણે તમને શ્રી પ્રગટ ભગવાન **બ્રહ્મચારી**ને વેશે મળશે એ મારૂં વચન છે.' તમે આ તો અમારા શિષ્ય (શંભુદાનજી) ના પુત્ર હોવાથી અમારા પણ શિષ્ય છો.

સ્વામીશ્રી કચ્છદેશમાં ફરવા ગયા પછી, બન્નેએ વચનોમાં વિશ્વાસ રાખી સારણગંગામાં પ્રાતઃસ્નાન કરવા લાગ્યા.

## સિદ્ધ પુરૂષનું મિલન

એક દિવસ કુ. શ્રી રાયધણજી અને શ્રી લાડુદાનજી બન્ને વ્હેલા બ્રહ્મમુહૂર્તમાં ગામના નજીક વહેતી સારણગંગામાં (નારાયણ ધરમાં) ન્હાવા ગયેલ, ત્યાં તેઓએ એક શ્વેતભુરી જટાવાળા, મોટી પાંપણોવાળા, વૃદ્ધ યોગી પુરૂષને નદી કિનારે યોગ ક્રિયા કરતા જોયા. એ સિદ્ધપુરૂષે નોળી ક્રિયા, કુંજર ક્રિયા, બશતિ, ધૌતી, વગેરે યોગની અનેક કળાઓ કરી, છેવટે સ્નાન કરી કીનારા પાસે સૂર્યને અર્ધ્ય દેવા ઉભા રહ્યાં ત્યારે તે બંનેએ ત્યાં દોડી જઈને તેમના બન્ને ચરણો પકડી, 'તેમજ ઈશ્વર રૂપ છો,' તેમ કહેવા લાગ્યા. યોગીએ પ્રસન્ન થઈ સમજાવ્યા કે હું ઈશ્વર નથી. ઈશ્વર તો મનુષ્યાવતાર ધારણ કરીને આ ભરતખંડની તીર્થ ભૂમિમાં દર્શન દઈને કાઠઆવાડમાં પધાર્યા છે. હાલ તેઓશ્રી **ગીરનાર** પર્વત ઉપર ગુરૂદત્તના ચરણ ઉપર પોતાના ચરણારર્વિદ મેલી ઉત્તર મુખે ઉભા છે, તેમ હું તેની કૃપાથી જોઈ શકું છું. સાડાત્રણસો વરસથી હું પ્રભુને મળવા સામે દેખાતાએ **રતાડીઆ** ડુંગરાની ગુફામાં ગુપ્ત રહી યોગ સાધુ છું. માત્ર અહી દરરોજ સ્નાન કરવા વહેલો આવું છું. સાડાત્રણસો વર્ષની તપશ્ચર્યાના ફળરૂપે આકાશવાણી થઈ છે કે, 'તમને આ નદીના કીનારે સાક્ષાત પુર્ણ પુરૂષોત્તમ નારાયણ ભગવાન આવી મળશે.' તે અવધિ હવે નજીકમાં આવી છે. દરરોજ હું દહાડા ગણું છું. 'એ સાંભળી બન્ને કુમારોએ 'ઈશ્વરના એમને પણ સાક્ષાત દર્શન કરાવો,' તેવી હઠ લેતાં યોગીએ તેમના ઉપર પ્રસન્ન થઈને કહ્યું કે, 'આવતા શુક્લ પક્ષમાં એકાદશીના દિવસે તમારા ગામથી



પશ્ચિમે દૂર એક ત્રણપંખો ખીજડો છે ત્યાં મધ્યાહને યોગી વેષે (બાળબ્રહ્મચારીવેષે) તમો બન્નેને પ્રભુ મળશે. એ મારૂ વચન છે. તે ખાલી નહી જાય.શ્રદ્ધા રાખજો, મને પણ તેજ દિવસે અહીં આવી મળશે. તેના દર્શન કરી કૃતાર્થ થઈ હું આ મારો દેહ તેજ દિવસે ત્યાગીશ માટે આ આપણું છેલ્લું મિલન છે. એ મહાપ્રભુજી તમો બન્નેને ભવિષ્યમાં બહુ બહુ સુખ આપશે અને હું પણ બીજો નવો અવતાર ધરી સત્સંગમાં જન્મ લઈ પ્રકટ પ્રભુના સમાગમમાં જલદી આવી મળીશ. આ વાત તમો બીજા કોઈને કહેશો નહીં પછી **'જય સચ્ચિાનંદ'** કહીને કમાનમાંથી તીર જેમ જાય તેમ વાયુ વેગે બતાવેલા રતાડીઆ ડુંગર તરફ જતાં જતાં જોત જોતામાં તે યોગી અદ્રશ્ય થઈ ગયા. એ વયો વૃદ્ધ અને તપોવૃદ્ધ, સિદ્ધપુરૂષના વચનથી રાજી થઈ બન્ને જણા દરરોજ ત્યાં સ્નાન કરવાને જતા પણ ફરી એ યોગીરાજ મળ્યા જ નહીં.

શુક્લપક્ષની એકાદશી આવતા વહેલા ઉઠી સ્નાનાદિક નિત્યકર્મ કરી અશ્વ ખેલાવી, દરબારમાં આવી, ફળહાર કરી,મધ્યાન થયાં યોગીના કહેવા ઉપર વિશ્વાસ રાખી ગામ બહાર આથમણી દિશામાં ત્રપંખા (ત્રણ પાંખડાવાળા) ખીજડા તરફ કુ. **શ્રી રાયધણજી** અને **શ્રી લાડુદાનજી** ચાલ્યા. દૂર દૂરથી તે ખીજડા * નીચે તેજનું પ્રતિબિંબ જોવામાં આવતાં બન્ને દોડ્યા. નજીક જતા તેજના પ્રતિબિંબમાંથી પૃથ્વીથી સવા હાથ ઉંચી તેજની ગાદી ઉપર માત્ર એકજ કોપીન પહેરેલા, માથે ભૂરાને કોમળ કેશની જટાવાળા,પાસે જલપાત્ર, ગરણું, ગળામાં બટવો, ખંભામાં ગુટકો ને હસ્તમાં માળા ફેરવતા બાળબ્રહ્મચારી સ્વરૂપે સાક્ષાત શ્રી નારાયણના દર્શન થયાં. શરીર ઘણું કૃશ, પણ મહા ચપળ અણીયાળાં નેત્ર ને શીતળ શાંત તેજના સમૂહમાં **નીલકંઠ બ્રહ્મચારી** ને જોતા જ બન્ને જણાઓ હર્ષા વેશમાં આવી જઈ પ્રભુચરણમાં દંડની પેઠે ઢળી પડ્યા. શ્રી નીલકંઠ બ્રહ્મચારીજીએ તે બન્નેના માથે હાથ મેલી,બેઠા કરીને કહ્યું કે, 'તમો બન્ને મારા પરમ એકાંતિક મુક્ત છો, આપણે ભવિષ્યમાં ઘણો કાળ સાથે રહેશું, એટલું યાદ રાખજો. બસ જાવ તમોને મારા રૂડા આશીર્વાદ છે. ઘેર જાવ.' આમ કહેતામાં તો તેમને પૃથ્વીથી સવા ગજ ઉંચા અગ્નિખુણામાં જતા જોયા ને થોડી જ પળોમાં તદન તેઓ અદ્રશ્ય થયા.

બન્ને મુક્તરાજો પ્રગટ પ્રભુ મળ્યા તેના સુખમાં અને પ્રભુ વિયોગના દુઃખમાં પરસ્પર વાતો કરતા દરબારમાં આવ્યા ત્યાં બા શ્રી કરણીબાએ એકાંતમાં બોલાવીને કહ્યું 'તમો બન્ને ને પ્રગટ ભગવાન બ્રહ્મચારી વેશે'

* હાલ તે ખીજડા નીચે પ્રસાદીનો ઓટો છે. તેને ત્રણ ડાળો છે તેથી ત્રપંખો કહેવાય છે.

ત્રપંખા ખીજડા નીચે મળ્યા હતા. તેની પ્રથમ યોગીરાજને નદી કીનારે દર્શન દઈ તેના મનના મનોરથ પૂર્ણ કરી આપણા દરબારમાં આવીને આ **'ગોંખ** માં × બિરાજ્યા અને મારી પાસે બેસી દુધપાન કરી તમોને ખીજડા નીચે દર્શન દઈને અંતર્ધ્યાન થયા હું પણ ઘણા વખતથી કહેતી હતી તે મહાપ્રભુજી આજે આપણને ઘેરબેઠા મળ્યા. ને ભવિષ્યમાં સાથે રહેવાનું વચન આપી કાઠીઆવાડ દેશમાં પધાર્યા.

ઉપરની વાત જાણી ત્રણે અનાદિ મુક્તરાજો અરસ પરસ ખૂબ જ રાજી થયા અને આ વાત કોઈને પણ નહીં કહેવાનું નક્કી કરી. દર્શન થયેલ સ્વરૂપનું મનમાં ધ્યાન સ્મરણ કરવા લાગ્યા.

મહાકવિ શ્રી **લાડુદાનજી** ધમડકા ગામમાં લગભગ બે વર્ષ રહી પોતાના વતનમાં જવા તૈયાર થતાં ઠાકોર શ્રી લાધાજી (લધુભા) તથા કુમારશ્રી રાયધણજી અને બાશ્રી કરણીબાએ શ્રી લાડુદાનજીની ઈચ્છાને માન આપી એક ઉમદા કચ્છી ઘોડો સોનેરી સાજ સહિત, સાથે એક હજારને એક કચ્છી કોરી રોકડીના શિરપાવથી યોગ્ય સત્કાર કરી કવિશ્રીના ઘોડાં સાંચવવા માણસો અને એક ઉંટસ્વાર, તથા ભારખાનાનું ગાડું, શિરબંધી હાથીઆર ધારી માણસો, વગેરે સામગ્રી આપી રાજીખુશીથી વિદાય આપતાં, એક કુટુંબી માણ જેમ પોતાથી જુદો પડે ને જેટલું દુઃખ થાય તેટલું દુઃખ સૌને થયું ફરી વહેલા પધારવાની વિનંતી કરી,ગામની ભાગોળ સુધી વળાવી કવિશ્રીને નિજ દેશપ્રતિ વળાવી સૌ પાછા વળ્યા.

અનેક વિદ્યા,કળા,ચાતુરી, તથા કીમતી વસ્ત્રાઅલંકારો, જાતવંતા કચ્છી ઘોડાઓ વગેરે હજારો રૂપીઆ (કોરીઓ)ની ઉમદા ભેટ લઈ, મહાકવિ શ્રી **લાડુદાનજી** મારવાડ તરફ નિજદેશમાં નહીં જતા. કાઠીઆવાડમાંના દરેક મોટા મોટા રાજ્યસ્થાનો જોઈ, ત્યાંથી **વડોદરા ગાયકવાડ સરકાર**ને મળી, સીધા **શિરોહી મહારાવશ્રી**ને મળી, તેમને અભ્યાસ કરાવ્યો તેનો **આભાર માની** પછી પોતાના વતનમાં (ખાણગામે) જવાનું મનમાં વિચારી તે કચ્છનું રણ ઓળંગી હળવદ થઇ પ્રથમ **ધ્રાંગધ્રા** રાજ્યમાં જવા વિચાર્યુ.

× એ ગોખ હાલ પ્રસાદીનો છે. ધરતીકંપ પછીની માહીતી નથી. (સંપાદક)



ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે શ્રી **બ્રહ્મસંહિતા** મધ્યે પ્રથમ પ્રકરણે ધ. ધુ. આચાર્યશ્રી **અયોધ્યાપ્રસાદજી** મહારાજ સદગુરૂશ્રી **દેવાનંદસ્વામી** સંવાદે **ધમડકા નગરી**માં વિશેષ વિદ્યા પ્રાપ્તકરણ, **શ્રી રામાનંદસ્વામી તથા નીલકંઠવર્ણી મિલન** નામ પંચમોધ્યાયઃ સમાપ્તઃ ॥ ૫ ॥

-- // --

## પ્રકરણ ૧ પહેલું સમાપ્ત

॥ શ્રીજી ॥

# પ્રકરણ ૨ બીજું

## ( રાજસ્થાન સન્માન પ્રકરણ )

### આધ્યાય ૧ પહેલો

### શ્રી ધ્રાંગધ્રા રાજ્ય સન્માન

શ્રી **હળવદ** થી ઉંટ સ્વારને **ધ્રાંગધ્રા** રાજસાહેબ ઉપર એક પત્ર લખી પોતાના આવવાના ખબર અગાઉથી આપવાને મોકલ્યો.

### આગમન પત્ર

'' સ્વસ્તાન શ્રી **ધ્રાંગધ્રા** મહા શુભ સ્થાને શ્રી અખંડ પ્રોઢપ્રતાપ ગૌબ્રાહ્મણ ચારણ, પ્રતિપાલ (મખવાણ) કુળ મુગટમણી, મહારાજાધિરાજ **રાજસાહેબ રણમલજી** સાહેબ બહાદુરની દીર્ઘાયુ.,

હું નામદાર શિરોહી મહારાવશ્રી તરફથી કચ્છ ભુજ કાવ્યશાસ્ત્ર ભણવા ગયેલ ત્યાં કાવ્ય, સંગીત, સાહિત્યકળા, વગેરેનો સંપૂર્ણ અભ્યાસ કરી, મહારાવશ્રીની મહેરછાપ (રાજ્ય મુદ્રા) અને સહીવાળું **પ્રમાણપત્ર** મેળવી ભુજ રાજ્યના **'તાજમી સરદાર'** ની દોવળી-તાજીમ સહ યોગ્ય શીરપાવ મેળવી, કાઠીઆવાડના રાજ સ્થાનોમાં કેવા વિદ્વાન કવિઓ છે તે, તથા રાજા મહારાજાઓ સંગીત, સાહિત્ય કળા, વગેરેના કેવાક રસજ્ઞ અને પરીક્ષક છે, વગેરે બાબતની ખાત્રી કરવા કચ્છ દેશમાં થઈ પ્રથમ જ આપશ્રીના રાજ્યમાં આવું છું.

આપ શ્રીમાનના રાજ્યમાં જે કોઈ **વિદ્વાન પંડિત કે રાજયકવિઓ** હોય તે મારા સામે **'સહસ્ત્રાવધાન કે શતાવધાન'** કરી બતાવે, તેમજ કોઈ કવિને કાવ્ય, સાહિત્યનો **શાસ્ત્રાર્થ** કરવાની ઈચ્છા હોય તો, તેવાઓને દરબાર ભરી તેમાં હાજર રહેવા તથા મધ્યસ્થ સ્થાને પરીક્ષા કરી ન્યાય આપવા પંડિત સભાસદો ગોઠવી, મારી યોગ્ય અવસરે મુલાકાત લેવા અને ત્યાં સુધીની રોકાણ માટે મારા વાહનો, માણસો વગેરે યોગ્ય



સરભરા કરાવવાનો યોગ્ય પ્રબંધ થવા માટે ના ખબર આપવા અગાઉથી આ ઉંટ સ્વારને આપશ્રી હજૂર મોકલેલ છે. એજ'

| | |
|---|---|
| મુ. હળવદ | શ્રી દર્શનાભિલાષી |
| વતન | **રાજકવિ લાડુદાનજી આશિયા** |
| **શિરોહી રાજસ્થાન** | **રાજ્ય કવિરત્ન, પિંગલાચાર્ય વિદ્યાવારિધિ** |
| **ખાણગામ** | **મહાપહોપધ્યાય (કચ્છ-ભુજ)** |

ઉંટસ્વારે ધ્રાંગધ્રા રાજસાહેબશ્રીને પત્ર પહોંચાડતા, મહારાજાશ્રીએ તે પત્ર કારભારીથી વંચાવી,સાથે કેટલા વાહનો અને માણસો છે વગેરે તે સ્વારથી જાણી લઈ ઉતારા વગેરેનો યોગ્ય બંદોબસ્ત કરવા કારભારીને આજ્ઞા કરી.

બીજે દિવસે મહાકવિ **શ્રી લાડુદાનજી** પોતાના રસાલા સાથે પધાર્યા ત્યારે દરબારી ઉતારે ઉતરી રાજ્યની ઉત્તમ પ્રકારની સરભરા જોઈ પ્રસન્ન થયા.

રાજસાહેબે પોતાના રાજ્યમાં વસતા કવિઓ, ચારણ, બ્રાહ્મણો, વિદ્વાનોને બોલાવી. આવેલા મહા કવિશ્રી સાથે કાવ્યશાસ્ત્રની ચર્ચા તથા શતાવધાનો વગેરે કરી બતાવવાની યોગ્ય સલાહ લીધી, પરંતુ કોઈ કવિએ કે પંડિતે તુરત જ તેમ કરવાની હા, પાડી નહીં પણ એક વખત મુલાકાત લીધી પછી તેમાનું કંઈ કરવાનું કહેવાથી રાજસાહેબે એક દિવસે મોટો **દરબાર** ભરવાનું નક્કી કર્યું.

દરબાર ભરાતા મહા કવિશ્રીને ત્યાં બોલાવી લાવવા રાજ્યના બે અમીરો અને ચોપદારને તથા કેટલાક શિરબંધી સીપાઈઓ સાથે સુંદર પાલખી મોકલી.

મહાકવિ શ્રી **લાડુદાનજી** સાહિત્યકળાના રસજ્ઞ અને પુજક હતા. **રાજ્યનીતિ**ઓ ભણ્યા હતા. તેથી રાજદરબારમાં કેવો પોશાક ધારણ કરીને, કેવા દિમાકથી (આડંબરીથી જવું,) બોલવું, વગેરે સભા તેમજ રાજા પ્રત્યે પ્રભાવ પાડવાની સર્વકળા જાણતા હતા. મુળવતનની **મારવાડી** હોઈ એ દેશની આબોહવા પ્રમાણે વર્તન હોવાથી સમયાનુકાળના રાજ્યરંગ જાણતા હોવાથી આમંત્રણ આવતા જ દરબારમાં જવાની સઘળી તૈયારીઓ થોડા વખતમાં કરી લીધી.

## રાજ્યકવિશ્રીનો રાજ્ય પોશાક

'' સ્નાન કરી અત્તર, સુગંધી તેલો વાળમાં લગાવી,શુશોભિત પોશાકમાં સજ્જ થયા. માથે સોનેરી મારવાડી બત્તી પાઘ, પાઘમાં ત્રણ કલંગી, શીરપેચ અને મોતીનો તોરો ધારણ કર્યો, સોનેરી કીનખાબનો મોટો ઘેરવાળો ગુલાબી રંગનો પગના કાંડા સુધીનો લાંબો જામો પહેર્યો. લીલી અતલસનો, પગના કાંડે કડચલીઓ પાડતો તસતસતો હીરની નાડીવાળો સાચો પાયજામો પહેર્યો; તેના ઉપર બુરાનપુરી સોનેરી કસુંબલ રેંટાની મારવાડી ઢબથી બાંધેલી ભેઠ, ભેઠમાં કચ્છી કારીગરી વાળો સોનાની મુઠવાળો મોટો **'કટાર'**, લીલા મખમલની ઝીંક સતારા ભરેલ કચ્છી કારીગરીની ઉત્તમ **'હમેલ'**, હમેલના કમરપટ્ટામાં સોનેરી મૂઠવાળી, મખમલના મ્યાનવાળી દેશળસાઈ કચ્છી **'તરવાર'**, કંઠમાં સોનાનો ટુંપીઓ, મોહનમાળા અને મહારાવશ્રીએ બક્ષેલો **'નવગ્રહનો કંઠો'**, કાનમાં મારવાડી હીરાજડિત મુરકીઉં (બુટીઆ) નંગ જડિત **'ઠોળીઆ'**, સાચા મોતીવાળી **છેલકડી,** બંને ભુજાઓ ઉપર બાજુ બંધો, અને સિંહમોરાવાળા હેમનાં **'ક ડાઓ**, પગમાં સોનાનો તોડો બેડી, જમણા પગમાં ધારણ કર્યો; હાથમાં રાજ્યની રત્નજડિત **'આશા લકડી'** લીધી, વિશાળ ભાળમાં કુંકમ ચંદ્રક. વિશાળ લાલનેત્રો, નમણી નાસિકા,કાળી ભમર જેવી વાંકડી મૂછો. લાંબો કોમળ કંઠ, ભરાવદાર વિશાળ વિરરસથી ભરપૂર તેજસ્વી મુખારવિન્દ, અજાનબાહુ, દેદીપ્યમાન, મહાકાય, પડછંદા પાડતો બુલંદ અવાજ, અતિ ચંચળ આકૃતિ, દેવગુરૂ બ્રહસ્પતિ સમાન રૂપાળા રાજ્ય કવિશ્રી **'ઈન્દ્રરાજા'** જેવો ઉત્તમ રાજવંશી પોષાક ધારણ કરી, પગમાં રાઠોડી મોજડી પહેરીને **'પાલખી'** માં બીરાજ્યાં.''

કાવ્ય સાહિત્યના કેટલાંકએક પુસ્તકો તથા રાજસાહેબને નજર ન્યોછાવર કરવાના રોકડા રૂપીઆઓના અને મેવા સાકરના થાળો, રેશમી રૂમાલો ઢાંકી, પોતાના માણસોથી ઉપડાવીને પાલખી સાથે લીધા, પાલખીની આગળ રાજ્યના અમીરો ચોપદાર, બે મુસદીઓ અને રાજ્યના ચપરાશી હજુરીઆઓ, તેની પાછળ ભોઈએ ઉપાડેલી સોનાના દાંડાવાળી મખમલ મઢેલી પોતે બેસેલ પાલખી, તેની પાછળ રાજ્ય રક્ષણના સીપાઈઓ; એમ છડી સ્વારીથી મહાકવિશ્રી રાજદરબારમાં પધાર્યા.

બજાર ના ચોક માં માનવમેદ ની દેવસમાન કાન્તિ વાળા મહા કવિશ્રી નાં દર્શન કરી લોકો કહેવા લાગ્યા કે, ''જુવો તો કોઈ બ્રહસ્પતિ દેવના જેવા તેજસ્વી, મહાવિદ્વાન, ચારણદેવ, આજ ધ્રાંગધ્રાની ધરતીને પાવન કરવા પધાર્યા છે. ધન્ય ભાગ્ય આપણા કે આપણ સૌને તેઓશ્રીના મોંઘામૂલા દર્શન થયાં.'' આમ લોક વાયકા સાંભળતા સાંભળતા અને લોકોના પ્રણામો ઝીલતા ઝીલતાં, રાજમાર્ગની શોભા નિરખતા નિરખતાં કવિરાજ દરબારગઢમાં દાખલ થયા.



રાજ્ય મહેલના વિશાળ દરબારહોલના બારણામાં દાખલ થતાં જ સાથેના ચોપદારે આગળ કદમ કરી નેકી પુકારી કે, **''યદુવંશ મુકટમણી કચ્છ ભુજ, મીરઝા મહારાવશ્રી બક્ષી તાજીમ સરદારશ્રી, રાજયકવિ રત્ન શ્રી લાડુદાનજીકી શુભાષિશ પ્રણામ (સલામ) પેં નિઘા રખીએ મહેરબાન સલામ, દૌલત જ્યાદા ઉમર બઢો, મહારાજા રાજસાહેબને ઘણી ખમ્મા – ઘણી ખમ્મા !''**

ઉપર પ્રમાણે ચોપદારની હાકલ પડતાં, મહારાજા શ્રી ઉભા થતાં સઘળી કચેરી પણ ઉભી થઈ. રાજસાહેબ પોતાના તખતથી સાત કદમ સામા ચાલી મહા કવિશ્રી **લાડુદાનજી**ને બાથમાં ભીડી રાજરિતે મળીને મહારાજાશ્રી તખતે બિરાજમાન થયા, મહા કવિશ્રીએ નજર, નોંછાવર (ધોળ) વગેરે કરી, ભેટ સોગાદના થાળો નજર કરી પોતે શુભાશિષ ઉચ્ચારી સભાને કાવ્ય પરિચય કરાવ્યો.

દરબારીઓ કવિશ્રીની મરોડદાર મૃખાકૃતિ, ઉત્તમ રાજરિતનો પોશાક, સાથે લાવેલા સાહિત્ય ગ્રંથોનો સંગ્રહ, ગંગાના પ્રવાહ જેવી અસ્ખલિત કાવ્યવાણી, રાજનીતિજ્ઞતા, (વિનય, વિવેક, વર્તન) વગેરે નિરખીને સ્તબ્ધ થઇ ગયા. અન્ય કવિઓ પંડિતો જેમ સૂર્ય ઉદયથી તારાઓ ઝાંખા થાય તેમ, તેઓશ્રીના તેજમાં ઝાંખા થઈ ગયા. **રાજ રણમલજી** પણ દેવ સમાન કાન્તિવાળા મહા કવિશ્રીને નિરખી મુગ્ધ થયા.

રાજસાહેબના તખતની જમણી બાજુની બેઠકમાં પહેલું, ગાદીતકીઆના આસને બીરાજી પરસ્પર કુશળ સમાચારો પૂછયા બાદ કાવ્ય સાહિત્યની ચર્ચા ચાલી. એકાદ કલાક દેવવાણી સાંભળી, સૌ દરબારીઓ તૃપ્ત થયા. સૌ એક જ અવાજે બોલી ઉઠ્યા કે, ''ધ્રાંગધ્રા રાજ્યમાં તો શુ ? પણ કચ્છ, કાઠીઆવાડ કે ગુજરાતમાં આપશ્રીના સમાન કોઈ ઉત્તમ શીઘ્રકવિ નથી. આપ તો કોઈ ઈશ્વરી અંશ છો. અમારા અહોભાગ્ય કે આપશ્રીના અનાયસે દર્શન થયા !''

તે પછી કવિશ્રીએ **'શતાવધાન'** કરવાની કુશળતાનો અનુભવ થવા ખાસ એક દિવસ મુકરર કરી દરબાર ભરી સૌ પ્રજાજનોને કાવ્યકળાનો લાભ

આપવા ઈચ્છા જણાવી, એ ઈચ્છાને માન આપી રાજસાહેબે **'શતાવાધાન પ્રયોગ'** જોવાનો એક દિવસ નક્કી કરી પ્રજામાં તેની જાહેરાત કરવાની કારભારીને રાજઆજ્ઞા ફરમાવી પછી અત્તર, ગુલાબજળ, ફુલહાર, ગજરા સાકરના પડાઓ, સોનેરી વરખના પાનબીડાઓ વહેંચાયાં. મહા કવિશ્રી **લાડુદાનજી**ને તો ખુદ મહારાજા રાજસાહેબે પોતાના સ્વહસ્તે અત્તર લગાવી ગુલાબજળ છાંટી, મોટો ફુલહાર પહેરાવી, હસ્તમાં ફુલગજરો અને પાનબીડા આપી, 'હું આપના મળવાથી ઘણોજ પ્રસન્ન થયો છું, એવા વિનય વાક્યો ઉચ્ચાર્યાં. ત્યાર બાદ તુરત ચોપદારે કચેરી બરખાસ્તની છડી પુકારી એટલે મહા કવિશ્રી સાથે રાજસાહેબશ્રી પણ રાજદ્વાર સુધી સાથે ચાલી દોવળી તાજીમ લઈ રાજમહેલમાં પધાર્યાં. અને મહા કવિશ્રી પાલખીમાં બિરાજી પોતાના માણસો સાથે પોતાને ઉતારે પધાર્યા.

**ફુલ વિકસે અને ફોરમ ફેલાય** એ ન્યાયે રાજદરબારમાં, રાણીવાસમાં, શહેરમાં, અને આસપાસ દશ દશ કોશમાં કવિની કીર્તિરૂપી સુગંધ ફેલાવાથી કણોપકર્ણ વાતો સાંભળી લોકોના ટોળેટોળા મહા કવિશ્રીના દર્શને આવવા લાગ્યા.

ધ્રાંગધ્રા રાજ્યમાં અને શહેરમાં વસતા ચારણદેવો પણ પોતાની જ્ઞાતિમાં આવા દૈવી પુરૂષ જનમ્યાનું જ્ઞાતિ અભિમાન લાવી,એકી સાથે મળી ફુલના હારો લઈ ઉતારે આવી મળવા આવ્યા.

શ્રી **લાડુદાનજી**ને એ ખબર થતાં આંગણાં સુધી સામા ચાલી સૌને લેવા આવ્યા. આવનાર ચારણ સરદારોએ ફુલના હારતોરાથી શ્રી લાડુદાનજીને ઢાંકી દીધા. મહા કવિશ્રીએ પણ બધાને ખુબ નમ્રતાથી ને પ્રેમથી મળીને યોગ્ય આસને બેસારી, સત્કાર કરી,સૌના નામ ઠામ, શાખાઓ, ગામ ગરાસો, દેશના રિવાજો, વગેરેની હકીકત પુછી, અને પછી પોતે પોતાના દેશ (મારવાડ) ના રિતરિવાજો, પોતાનું વતન, શાખા અને અભ્યાસ વગેરેની, તેમજ કચ્છ દેશ વગેરેની સઘળી હકીકત કહી સંભળાવી. આવેલા ચારણ મંડળના કેટલાક કવિઓ પિંગળાશાસ્ત્ર જાણતા હોવાથી, મહા કવિશ્રીએ થોડી કાવ્ય ચર્ચા પણ કરી કહ્યુ કે, **'આપણે ચારણો દેવ છીએ.'** એ વિષેના કેટલાક પ્રાચીન શાસ્ત્રોના પ્રમાણોના આધારોથી શ્લોક બોલી સમજાવી ચારણોનું મહાત્મ્ય કહી, ચારણ ધર્મ સમજાવી, કેટલાકએક કુરિવાજો જૂનાં આચરણો, વ્હેમો, વગેરેનો ત્યાગ કરવાનું કહી,ભુતકાળના ભક્ત ચારણોના દ્રષ્ટાંતો આપી, પ્રાચીન કાવ્યો તેમજ સ્વરચિત કેટલાએક કાવ્યો પણ સંભળાવ્યાં, એ અમૃત વાણી સાંભળી, આવેલા સૌ ચારણો મહા કવિશ્રીને કોઈ ઈશ્વરી અંશ જાણીને તેમના ચરણોમાં ઢળી પડ્યાં.



કેટલાએક દિવસો પછી રાજઆજ્ઞાથી રા'આંગણમાં **'શતાવધાન'** જોવા સૌ એકઠા થયા. સમીયાણામાં રાજસિંહાસનો ગોઠવવા મહા કવિશ્રી **લાડુદાનજી** માટે મધ્ય મંડપે મોટો મંચ ગોઠવી તે ઉપર ગાદી તકીઆ નાખી જોઈતા સાધનો ગોઠવી દીધાં. એક બાજુ ચકો બંધાવી જનાનો જોઈ શકે તેવી પણ ગોઠવણ કરી. એ વિશાળ રા'આંગણમાં આજે ધ્રાંગધ્રા રાજ્યની માનવમેદની કીડીઆરૂ ઉભરાય તેમ ઉભરાતાં. ઊભા રહેવાની પણ જગ્યા ન રહી કારણ કે સૌ બાઈ ભાઈને નવુ નવું જોવાનું સાંભળવાનું આજે મળવાનું હતું. સમય થતા મહા કવિશ્રી પોશાક પહેરી, જોઈતાં સાહિત્યો સાથે પધારતાં સભાસદોએ ઉભા થઈ નમન કર્યુ. રાજસાહેબ પણ ઊભા થઈને તાજમ સ્વિકારી, અને આજ્ઞા મળતાં સૌને દર્શન થાય તેમ ઉચ્ચાસને મહા કવિશ્રી બિરાજ્યા.

## શતાવધાન પ્રયોગ

શતાવધાનનું અદ્‌ભૂત કાર્ય શરૂ કયું. એ વિધાનમાં જુદી જુદી કામગીરી કરવા એક સો માણસોને તેઓના સાધનો સહિત, આસપાસ હાજર રાખેલા હતા. તે સૌ પોતપોતાનું સોપેલું કાર્ય કરવા લાગ્યા. ગણિતના હિસાબો, ગ્રહો, નક્ષત્રો, સૂર્ય, ચંદ્ર વગેરેની ગતિઓના હિસાબો, અણઉકેલ કોયડાઓ, ઉખાણાઓ, ગૃઢાર્થવાળાં કાવ્યો, ભજનો, પાદપૂર્તિઓ, ઘડીઆલના ડંકાઓ, ઘોડાના કાવાઓ, (ઘોડાને કુંડાળે નાખે તેની ગણના) કાવ્યોનાં ભાષાંતરો, પ્રસ્તારો, અનેક બાબતની ચર્ચાઓના સવાલો જવાબો, જુદી જુદી **ગુજરાતી, કચ્છી, મહારાષ્ટ્રીય, મારવાડી, વ્રજભાષા, ઉર્દુ, સંસ્કૃત** એ સાત ભાષાનાં કાવ્યો નવીન સ્વરચિત શીઘ્ર કાવ્યો, સૌના ચિત્તને એક જ દિશામાં ખેંચી લેવું, તેવા આકર્ષણ પ્રયોગો, વગેરે વગેરે એવાં એકસો કાર્યો, એક પણ ભૂલ વિના માત્ર એક જ કલાકના અંદર એવી તો કુશળતાથી અને ચાલાકીથી કવિરાજે કરી બતાવ્યા કે જોનારાઓ સૌ સ્તબ્ધ થઈ ગયા અને નવીન કાવ્યકૃતિઓ તો એવી સુંદર રસાલંકારોના ભાવ ભરેલ મધુર કંઠે સંભળાવી કે ઘડીક આકાશમાં સૂર્ય પણ એ મહોત્સવ જોવા સાંભળવા થંભી જાય ! આમ હજારો માણસોના ચિત્ત આકર્ષી, **'બીરાંણમંત્ર'** નો કાવ્ય જાદુ કર્યો કે, સૌ લોકોએ સાક્ષાત, ઈશ્વરાવતાર માની **'લાડુદાનજીની જય હો! જય હો!'** તેવા હર્ષનાદોથી તેમને ચારે દિશાઓમાંથી વધાવી લીધા. પંડિતો કવિઓ, વીરપુરૂષો, મુત્સદીઓ, વ્હેવારકુશળ વેપારીઓ, કારીગરો, ખેડુતો, વૈદ્યો, સંગીતકારો, તપસ્વિઓ, સન્યાસીઓ, ફકીરો, બાવાઓ,

મંત્રશાસ્ત્રીઓ, મલ્લો, હાથી ઘોડા, ઉંટના મહાવતો, ધારકો ઝોકીઓ ગાયો, ભેંસોના ગોવાળો, અને દરેક જાતની સ્ત્રીઓ, વગેરે સૌ પોત પોતાના ધંધાની હકીકતો મહા કવિશ્રીના કાવ્યોમાં અને ભાષણમાંથી જાણવામાં આવતાં, હર્ષઘેલી પ્રજાએ અને રાજ્યકુટુંબે સરસ્વતી સ્વરૂપ **રાજ્યરત્ન** મહાકવિશ્રીને મંડપથી નીચે પધારતા તેમને સોના રૂપાંના ફુલો અને હજારો પુષ્પના હારતોરાથી ગરકાવ કરી દીધા. તેમજ પુષ્પવૃષ્ટિ કરી ગગનભેદી જયઘોષ કર્યો.

રાજસાહેબ ઘણા જ ખુશ થતાં રૂા. ૫૦૦૦ **પાંચ હજાર**ના પાંચ થાળો કવિશ્રીને શિરપાવમાં બક્ષી, છએક માસ સુધી રોકાવાનો હૃદયથી આગ્રહ કરી, રાજરિતિથી મળ્યા. રાજ્યજનાનામાંથી પણ કવિશ્રીને શિરપાવ મળ્યો અને કહેવરાવ્યું કે 'રાજસાહેબના આગ્રહને માન આપી છએક માસ ધ્રાંગધ્રામાં રહી સાહિત્ય સમાગમનો લાભ આપવા અતિ આગ્રહભરી વિનંતી કરી.' તેથી મહા કવિશ્રીએ રોકાવાની કબુલાત આપી અને પછી કચેરી બરખાસ્ત થતાં. સૌ સૌને સ્થાનકે ગયા.

મહા કવિશ્રીએ પાલખીમાં બિરાજતી વખતે રૂપીઆના જે થાળો આવેલા હતા તેમાંથી રૂા. ૧૦૦૦ એક હજારનો એક થાળ રા.આગણામાં જ મહારાજશ્રીના અને મહારાણીશ્રીના દાસદાસીઓ, પાલખી ઉપાડનાર ભોઈ લોકો, ચપરાશીઓ શિરબંધીઓ વગેરેને **બક્ષિસ** આપવામાં ત્યાં જ ખાલી કર્યો. બાકીના બબ્બે થાળો પોતાની પાલખીની બન્ને બાજુએ માણસોના માથા ઉપર ખુલ્લા રખાવીને સાથે ચલાવ્યા દરબારગઢના દરવાજાથી તે ઠેઠ પોતાના ઉતારા સુધી રસ્તાની બન્ને બાજુઓએ મહા કવિશ્રીનાં દર્શન કરવાને માન મેદની ઊભી રહી હતી. શતાવધાનો જોયા પછી લોકો તેમને દેવતુલ્ય માની તેમના દર્શન કરવા હર્ષઘેલા થતા હતા. બજાર, ચૌટા, ચોક, શેરી, ગલી,મેડી, મંદિર, ઝરૂખા, અગાસી, અટારી અને છાપરાઓ માથે જનસમાજ થંભી ગયો હતો. મહા કવિશ્રીને યાચવા અનેક યાચકો પણ આવ્યા હતા, તેમને આપણા ઉદાર મહાકવિશ્રીએ રૂપીઆ ભરેલા ખુમચાઓમાંથી અગણિત દ્રવ્ય આપી તૃપ્ત કર્યા. વળી રૂપીયાઓના ભરેલા 'ખુમચા' ઓમાં હાથ નાખી રાજમાર્ગમાં રૂપીઆઓની મુઠીઓ બન્ને બાજુએ ફેંકવાથી લોકો **લાડુદાનજીનો જય હો, જય હો,** બોલતા હતા. આમ ઠેઠ ઉતારા સુધી પહોંચતા ચાર–હજારના ચાર ખુમચાઓ ધ્રાંગધ્રાની બજારમાં રાજાદિલથી ખાલી કરી દીધા હતા.

ફરી એક દિવસે રાજસાહેબના આમંત્રણથી રાજસભામાં પધારતાં રાજસાહેબ કહે કે, 'કવિરાજ ! અમો ઝાલા રાજપુત **ચંદ્રવંશી કે સૂર્યવંશી'**



છીએ ? કવિઓ અમોને મકવાણા.' બિરૂદથી કેમ બિરદાવે છે ? છત્રીશ શાખાના ક્ષત્રિઓની નામાવલીમાં અમારી શાખા કહી છે ? વગેરે હકીકતનો ઈતિહાસ આપશ્રી જાણતા હશો. માટે અમારો એ સંશય દૂર કરવા આપશ્રી અમોને એ પુરાનો ઈતિહાસ કહી સંભળાવો.'

મહા કવિશ્રી લાડુદાનજીએ સર્વ હકીકત સાંભળી વિચારી રાજસાહેબે પુછેલા પ્રશ્નોના નીચે પ્રમાણે જવાબ આપ્યો.

## રાજપુતો (ક્ષત્રિયો) ની છત્રીસ શાખાઓના નામો અને પ્રમાણો

**॥ છપય છંદ ॥**

**રવિ શશી જાદવ વંશ, કુકુત્સ્થ પરમાર રૂ તોંવર**
**ચાહુબાણ ચાલુકય, છિંદ સિલાર આભીવર ॥**
**દોયમત્ત 'મખવાણ' ગુરૂ અ ગોહિલ ગહીભુત**
**આપોત્કટ પરિહાર, રાવ, રાઠોડ રોસ જુત ॥**
**દેવરાં ટાંક, સિંધવ અનિગ, યોતિગ, પ્રતિહાર, દધિખટ**
**કારટપાલ, કોટપાલ, હુન, હરિતટ, ગોરકમાડ જટ ॥ ૧ ॥**

**॥ દોહા ॥**

**ધ્યાનપાલક, નિકુંભવર, રાજપાળ અવનીશ ॥**
**કાળચ્છર કે આદિ દે; બરને બંશ છત્તીસ ॥ ૧ ॥**

**॥ દોહા ॥**

**દશ રવિકે દશ ચંદ્રકે, દ્વાદશ મુનિકે જાન**
**ચાર અગ્નિ પહિચાનીએ, છત્તિસ બંસ બખાન. ॥ ૨ ॥**

(પ્રાચીન)

ઉપરના પ્રાચીન કાવ્યોનો પુરાવો જોતાં આપ શ્રીમાન 'મખવાન' કુળના છો, એ મખવાનનું અપભ્રંશ થયું **'મકવાણ'** જેથી કવિઓ આપશ્રીને 'મકવાણા' કહી સંબોધે છે. આપશ્રી ઉતમ કુળ ચંદ્ર કે સુર્યકુળમાં નથી, પરંતુ આપશ્રીના કુળની મુનીકુળમાંથી ઉત્પતિ છે.

## 'મખવાણ કુળની ઉત્પતિ'

અસુરો યજ્ઞ ભંગ કરતા હોવાથી **'માર્કન્ડ'** ઋષિએ યજ્ઞના રક્ષણ માટે

અગ્નિકુંડમાંથી મંત્રબળ વડે આપના પૂર્વજોને ઉત્પન્ન કરેલ હતા. અને તેથી આપના મુળ પુરૂષનું નામ **'કુંડમાલ'** હતું. એ કુંડમાલે નિર્વઘ્ને યજ્ઞ પુર્ણ કરાવતા માર્કન્ડ ઋષિએ પ્રસન્ન થઈ. **'ચમત્કારપુર'** ની ગાદી આપી હતી. તે પછી કેટલીએક પેઢીઓ જતા રાજર્ષિ **'કલ્યાણમલ'** પોતાના યુવરાજ **'કુન્ત'** ને ચમત્કારપુરની ગાદીએ બેસાડી પોતે વાનપ્રસ્થાશ્રમ લીધો હતો, એ કુન્તરાજાના અમલમાં પાછો અસુરોનો ઉપદ્રવ વધતાં પાછા યજ્ઞભંગ થવા લાગ્યા; તેથી તમામ ઋષિઓએ મળી 'કુંડમાલ' ના વંશજોની શોધ કરી મહારાજા **'કુન્ત'** ને યજ્ઞ રક્ષામાં સૈન્ય સહિત તેડી ગયા. પછી કુન્તે ત્યાં **'વક્રદંત'** નામના અસુર સાથે દ્વંદ્વ યુદ્ધ કર્યુ, અને 'વક્રદંત' નો પરાજય કર્યો એ વિજયભૂમિ ઉપર ઋષિમુનિઓની કહેવાથી ત્યાં શહેર વસાવીને તેનું નામ **'કુંતલપુર'** પાડી રાજા કુન્તનો ત્યાં રૂષિઓએ રાજ્યાભિષેક કરીને ત્યાં ગાદી સ્થાપી તે પછી મહારાજા કુન્તને એક મહાન યજ્ઞ કરવા ઈચ્છા થતાં ઋષિઓને તેડાવી વાત કહી. સર્વ ઋષિગણે વિચારી જવાબ આપ્યો કે, ''હે રાજન મહાત્મા **કુંડલ** રાજાથી આરંભી અત્યાર સુધી 'યજ્ઞો' ની રક્ષા આપ કરતા આવ્યા છો. અને હજી પણ ભવિષ્યમાં આપથી અને આપના વંશોથી જ એ યજ્ઞોના રક્ષણનું ઉત્તમ કાર્ય થશે એવી અમોને ખાત્રી છે. આપને આવો યજ્ઞ કરાવવાનો મહા પરિશ્રમ ઉઠાવવાની જરૂર નથી. અમો સર્વ ઋષિમુનિઓ અમારા યજ્ઞ યાગાદિકના ફળ. આપને અર્પણ કરીએ છીએ. તેમજ આજથી તેની નિશાની તરીકે આપને અને આપના વંશજોને **'મખવાન'** પદવી પ્રેમપૂર્વક આપીએ છીએ. બીજા ક્ષત્રિયો ભલે ગમે તેવા મોટા યજ્ઞો કરશે, પણ તેઓ કોઈ **'મખવાન'** કહેવાશે નહિ. અને આપશ્રીના વંશજો **'યાવતચંદ્ર** દિવા કરો' 'મખવાન' નામે ઓળખાશે. આ પ્રમાણે ઋષિઓના શુભાશીર્વાદથી હે, મહારાજા, આપશ્રી અત્યાર સુધી ઘણાં વરસો વિત્યા છતાં **'મખવાન'** (મકવાન) કહેવાઓ છો, **'મખ'** એવું **'યજ્ઞ'** નું નામ છે; એટલે **'યજ્ઞવાન'** એવો અર્થ થાય છે, એનું અપભ્રંશ 'મકવાન' (મકવાણા) થયું છે.

ઉપરની રીતે ઐતિહાસિક ખુલાસો મળતા મહારાજા રાજસાહેબ **શ્રી રણમલજી** બહુજ પ્રસન્ન થયા. એ રીતે મહાકવિશ્રી લાડુદાનજીના કાવ્ય સાહિત્ય અને ઐતિહાસિક અભ્યાસનો અનુભવ ધ્રાંગધ્રામાં હજારો જનસમાજની મેદનીમાં થતા દેશાંતરમાં 'કર્ણોપકર્ણ' વાતો ચાલી કે, ભુજ-કચ્છની પાઠશાળામાં **પિંગળ ડીંગળ**નો સંપૂર્ણ અભ્યાસ કરી એક મારવાડી ચારણ કવિરાજ **શતાવધાન સહસ્ત્રાવધાન,** કરતા કરતા



કાઠીઆવાડમાંના તમામ રાજસ્થાનોમાં કાવ્યશાસ્ત્રાર્થ કરવા નીકળ્યા છે. ત્રીશ વર્ષની ભર જુવાનીમાં **અખંડ બ્રહ્મચર્ય** પાળી રહ્યાં છે, રૂપમાં તો દેવ જેવા છે, સાક્ષાત **સરસ્વતીદેવી**ને વશ કરી છે. છંદો બોલે છે ત્યારે મહેલાતોમાં પડછંદાઓ ગાજી ઉઠતાં મોરલાઓ બોલે છે. સાથે ઘોડાં, ઉટોંને, માણસોનો મોટો રસાલો લઈ એક નાના રજવાડાને શોભે તેવા દમામથી તેઓ કાયમ રહે છે. વગેરે'

ઉપરની વાતો કાઠીઆવાડના નાના મોટા રજવાડામાં કર્ણોપકર્ણ ફેલાઈ જતા તેઓશ્રી હાલમાં ક્યા રાજસ્થાનમાં છે, અને તે પછી તેઓ ક્યા રાજ્યમાં જશે વગેરેની તપાસ દરેક રજવાડાઓમાં થવા લાગી.

ધ્રાંગધ્રા રાજસાહેબે મહા કવિશ્રી **લાડુદાનજી**ને સાહિત્ય ચર્ચાઓ અને કાવ્ય વિનોદમાં આગ્રહ કરી કરીને લગભગ પાંચ **છ માસ** રોકાયા હતા. અને જો કાયમ અહીંના રાજ્યકવિ તરીકે રહે તો સારી **જાગીર બક્ષીસ** તેવું પ્રલોભન પણ આપેલ હતું. પરંતુ મહા કવિશ્રીએ ત્યાં કાયમ રહેવાની નાખુશી બતાવી વિદાય લેવા ઈચ્છા કરી.

એક દિવસ રાજસાહેબે મહા કવિશ્રીની ઈચ્છાને માન આપી વિદાય ગીરીનો શિરપાવ આપવા એક મોટો દરબાર ભર્યો. તેમાં રાજ્યના અમીર, ઉમરાવો, ભાયાતો, શેઠ, શાહુકારો, વિગેરેને બોલાવી, મહા કવિશ્રી **લાડુદાનજી** આપણા આગ્રહને માન આપી આપણા રાજ્યમાં રહી, સાહિત્ય સંગીતકળાનો લાભ આપ્યો, તેનો આભાર માની નીચે પ્રમાણે **શિરપાવ** આપ્યો હતો.

'સોનેરી સાજથી શણગારેલા બે કાઠીઆવાડી ઘોડાઓ, એક બીકાનેરી ઉંટ લીલામની જડાઉ બે પહોંચીઓ, એક જડાઉ શિરપેચ, કાનના બે કુંડળ, એક હેમનો ટુંપીઓ, કડાં, વેઢ, વીંટી, તથા પગમાં પહેરવાની સોનાની બેડી અગ્યાર હજાર રૂપીઆ રોકડા, વગેરેનો શિરપાવ કરી સરભરામાં કાંઈ ન્યનતા આવી હોય તો ક્ષમા કરવાની પ્રાર્થના સાથે; ફરી વહેલા પધારવાની વિનંતિ સાથે માનભરી વિદાયગીરી આપી.

ઉપરનો શિરપાવ સ્વીકારી સહુને હળીમળી લગભગ છએક માસે ધ્રાંગધ્રામાંથી મહાકવિ શ્રી લાડુદાનજીએ પોતાના રસાલા સાથે **'જામનગર '** તરફ જવાની તૈયારી કરી. એ વખતે રાજસાહેબે પોતાના બ્હેનશ્રી **'આછુબાબા'** કે જેઓ **જામનગરમાં મહારાણી** હતાં તેમના ઉપર અને મહારાજ **જામસાહેબ** ઉપર એમ બે ભલામણ પત્રો લખાવી આપ્યા, જેમા મહાકવિશ્રીની ઘણીજ તારીફ લખી ખૂબ પ્રસંશા કરી હતી.

ઉપરના પત્રો સાથે લઈ મહા કવિશ્રી પોતાના રસાલા સાથે અને રાજ્યની શિરબંધીના (ચોકીદારો) **આરબો** સાથે ઉંટ, ઘોડા, શીગરામ, ગાડા, વગેરે સહિત **જામનગર** તરફ રવાના થયા.

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે શ્રી **બ્રહ્મસંહિતા** મધ્યે, **દ્રિતીય પ્રકરણે** ધ. ધુ. આદિ આચાર્ય શ્રી **અયોધ્યા પ્રસાદજી** મહારાજ સદ્‌ગુરૂ શ્રી **દેવાનંદસ્વામી** સંવાદે, મહા કવિશ્રી **લાડુદાનજી** ધ્રાંગધ્રા રાજ્ય સત્કાર સમારંભ નામ પ્રથમો અધ્યાય સમાપ્તઃ ા ૧ ા

-- // --

## ા શ્રીજી ા

## અધ્યાય ૨ જો

## રાજસ્થાન – જામનગર

મહા કવિશ્રી **લાડુદાનજી** જામનગર પધારે છે તેવા સમાચાર માળીઆના ઠાકોર શ્રી **ડોસાજી** અને મોરબીના ઠાકોર શ્રી **જીયાજી**ના જાણવામાં આવતાં, બન્ને રાજાએ પોત પોતાના કારભારીઓ સાથે વિનંતિ પત્રો લખી મોકલ્યા કે, ''આપશ્રી તો રાજરત્ન મહા કવિશ્રી છો. તેથી મોટા મોટા રાજા મહારાજાઓ આપશ્રીની બરદાસ અને સન્માન કરી યોગ્ય સત્કાર કરી શકે. અમો તો નાના રાજવી (ઘર ધણી) છીએ; પરંતુ આપની અમૃત નજર તો સર્વ નાના મોટા રાજવી ઉપર સરખી જ હોય; માટે કૃપા કરી અમારૂં આંગણું પાવન કરવા પધારો તો અમો આપશ્રીના દર્શનથી અને અમૃતવાણીથી અમે અમારા અહોભાગ્ય માનીશું. ઝીઝું નહીં રોકીએ તો; કૃપા કરી પધારશો.

બન્ને રાજાઓના કારભારીઓ રસ્તો રોકીને રાહ જોતા ઊભા રહ્યા હતા; તેથી જેવી મહા કવિશ્રીની સ્વારી આવી કે તરત જ પ્રણામ કરી ઉપરના પત્રો આપી ઘણી જ વિવેક અને આગ્રહથી વિનતિ કરતાં, મહા કવિશ્રીએ જામનગર તરફ અગાઉથી ખબર આપવા ઉંટ સ્વારને પોતાના પત્ર અને રાજસાહેબના પણ બન્ને પત્રો મોકલી, પોતે કારભારીઓની સાથે **મોરબી–માળીઆ** તરફ પધાર્યા.



માળીએ એક રાત્રી રહી **ઠાકોરશ્રી ડોસાજી**નો શિરપાવ લઈ મોરબી પધાર્યા મોરબીમાં પણ બે ત્રણ રાત્રી રહી **ઠાકોરશ્રી જીયાજી**ની ઉત્તમ સરભરા પામી પ્રેમનો મહામૂલો શિરપાવ મેળવી વિદાય લીધી.

અગાઉથી આવેલા ઊંટસ્વારે મહારાજા **જામસાહેબ**ને અને બાશ્રી **આછુબાશ્રી**ને પત્રો આપ્યા, બાશ્રી આછુબા તો પોતાના **પીયર**નો પત્ર વાંચી તેમાં લખેલ મહા કવિશ્રીની તારીફ જાણી બહુ જ ખુશી થયાં. આવા દેવ જેવા ચારણ **કવિશ્વર** પોતાને આંગણે પોતાના પીયરીઆં તરફથી ઉત્તમ શિરપાવ મેળવી પધારે છે, તેમાં પોતાનું અને પોતાના કુળનું જ ગૌરવ હતું.

પોતે અતિ ખંત અને ઉત્સાહથી આવતા કવીશ્વરનું ઉત્તમ સ્વાગત કરવા **જામશ્રી જશાજી** સાથે મળી વિચારી કારભારીને તેડાવી ઘણીજ ઉત્તમ પ્રકારની રાજસરભરા કરવાની તમામ વરદીઓ આપી શહેર દરવાજે સ્વાગત કરવાની ગોઠવણ કરી.

મજલ દર મજલ કરતા મહા કવીશ્વર પોતાના રસાલા સાથે **જામનગર** શહેરના દરવાજામાં આવી પહોંચ્યા. ત્યાં સામા આવેલા રાજ્યના અમીરોએ સ્વાગત કરી કુશળતા પૂછી, ઉતારા તરફ લઈ જઈ સર્વ પ્રકારની ઉત્તમ રાજસરભરા શરૂ કરી દીધી.

જામશ્રીના દરબારમાંથી ખબર આવ્યા કે; 'આપશ્રી બહુજ લાંબો પ્રવાસ ખેડી પધારો છો, માટે એક અઠવાડીયું આરામ લઈ સ્વસ્થ થયા પછી દરબારમાં પધારજો. અહીં પોતાનું ઘર જાણી કાંઈ પણ વસ્તુ જોઈએ તો ફરમાવશો.' વગેરે પ્રકારનો ખૂબજ રાજ્યવિવેક જામસાહેબે કારભારીઓ મારફત કર્યો.

**જામશ્રી જશાજી**ને વજીમ મેરૂખવાસના પાસમાંથી મુક્ત થી સ્વતંત્ર રાજા થયે હજુ માત્ર બે ત્રણ વર્ષો જ થયાં હતાં. મેરૂખવાસના મરણ પછી દુશ્મનોની લડાઈઓ પણ ઓછી થઇ હતી. હવે પોતે શાન્તિથી પોતાનું રાજ્ય સ્વતંત્ર થકા ચલાવતા હતા. તેમજ મહા વિચક્ષણ શુદ્ધ ક્ષાત્રાણી મહારાણીશ્રી **આછુબાશ્રી**એ પણ રાજકાજમાં સામેલ રહી **જામ જશાજી**ને મદદ કરી ખૂબ પ્રજાપ્રેમ મેળવ્યો હતો.

## જાનગરની જાહોજલાલી

જામનગર એટલે સારાએ **'સૌરાષ્ટ્રનું સૌભાગ્ય નગર'** કેમકે ત્યાં બનતી બાંધણીની **ચુંદડીઓ** (ઘરચોળાઓ) અને અતિ ઉત્તમ **કુમકુમ**

વિદેશોમાં પણ પ્રસિદ્ધ હતું. એ બે વસ્તુઓ મેળવ્યા પછી જ વરઘોડીઆંની છેડાછેડી બંધાતી હતી. શહેરની રંગીલી મોજીલી પ્રજા અહર્નિશા સંગીતના રંગરાગો, દેવદર્શનો, રાજ જલસાઓ વગેરેમાં નિર્મગ્ન રહેતી હતી. રંગ મતિ–નાગ મતિના સંગમ કિનારે **'જામનું પાટનગર'** * એ **'છોટી કાશી'** ની ઉપમા ધરાવતું હતું. એ રાજ્યમાં ત્યારે સઘળું હતું માત્ર એક સારા વિદ્વાન **રાજ્યકવિ**ની એ વખતે ખામી હતી, ચારણો રાજ્યમાં ઘણા હતા; પરંતુ કોઈ વિદ્વાન કવિ નહોતા. તેથી વખતો વખત દેશી વિદેશી કવિઓ આવી જામશ્રીના દરબારમાં કાવ્ય કૃતિઓ રજુ કરી પોતાનો વિજય કરી જતા, તેથી જામશ્રીને પોતાના રાજ્યમાં એ ખામી ખૂબ સાલતી હતી.

નગરમાં પંદરેક દિવસથી એક **'ઈડરીઓ કવિ'** આવેલો હતો. તે સાધારણ ભણેલો હતો, પરંતુ પોતાની બુદ્ધિની બડાઈ મારીને કહેતો હતો કે, ''મારા કાવ્યનો અર્થ કોઈ ન કરી શકે.''જામશ્રીના દરબારના અમીર, ઉમરાવો, ભાયાતો, સરદારો વગેરે કચેરી મંડળને કોઈ સારો વિદ્વાન રાજ્યકવિ નહી હોવાથી એ બાબતમાં બહુ જ મુંઝવણ થતી હતી. એ અરસામાં જ આપણા પ્રખર, વિદ્વાન, મહા કવિશ્વર શ્રી **લાડુદાનજી**નું આગમન થતા સહું કચેરી મંડળ કહેવા લાગ્યું કે; ''હવે એ ઈડરીઆ કવિના કાવ્યનો અર્થ જરૂર આ મહા કવિશ્રી કરી દેશે.''

* ''મહા કવિશ્રી ન્હાનાલાલની કમલે લખાયેલું જામનગરનું વર્ણન.'' 'જામનગરમાં રાજ્ય વૈદ્યો હતા, શાસ્ત્રીય રત્નો હતા, છ આઠ અગ્નિહોત્રીઓ હતા. પુર શોભે લક્ષ્મીપુત્રોથી અને પમરે સરસ્વતી પુત્રોથી, વિદ્યાને અને ધને જામનગર ઉજળું શહેર હતુ, વ્યાપારે, હુન્નર કળાએ કસબ કારીગીરીએ જામનગર કોડીલું નગર હતું; એની નાગરિક વિશિષ્ટતાથી લોકો જામનગરને **'નગર'** કહેતા. વાંકડી પાઘડીનો ટેડો મરોડ, બાલાબંધી અંગરખું, આંખમાં સુરમો, કાનમાં અત્તર, જામનગરી વ્હેપારી રસિકડો નર હતો; માણેકઘેરો કુંકમનો ચંદ્રક, સૌભાગ્યનો શણગાર, વસંતરંગી કમખો ફરતી ઝુલતી ઘેરનો ચણીઓ (ઘાઘરો) ઉપર ફુલવાડીની બાંધણીનો ચોરસો (ચુંદડી), ફુલડે ફુલેલી ફુલવાડી સમી નગરની નાર સૌન્દર્ય સોહામણી હતી. જાણે ચિત્રામણ વર્ણી, ઝુલઝુલાવન્તી હાથણી ચાલી ! વેદ વિદ્યાના વ્યાપાર, લક્ષ્મીના અને રસિકતાના જામનગરે ત્યારે ફુવારાઓ હતા.''

(કવિ દલપતરામ ભાગ ૧ પાને ૩૮)



ધ્રાંગધ્રામાં થયેલા 'શતાવધાનો' અને કાવ્યનો ઉજાશ સો–સો ગાઉ પ્રસરી ગયો હતો, એ મહા કવિના દર્શન માટે રાજા પ્રજા કાગડોળે વાટ જોઈ રહી હતી. **''આજે ઘેર બેઠા ગંગા આવી છે''**, તેમ જાણી સૌ કોઈ દરબાર ભરવાની રાહ જોઈ રહ્યાં હતા.

## જામશ્રીનો દરબાર અને કાવ્યચર્ચા

મહારાજા જામસાહેબે મહા કવિશ્રીને મળવાનો એક દિવસ નક્કી કરી શહેરમાં ખબર આપતાં સૌએ મોટી કચેરીમાં સૌ સૌની મિસલ મુજબ ગોઠવાઈ જતાં મહા કવિશ્રીને તેડવા રાજ્યના અમીર ઉમરાવો પાલખી સાથે દરબારી ઉતારે (ગેસ્ટ હાઉસ) ગયા. મહા કવિશ્રી લાડુદાનજી પણ અગાઉથી વરદી મળતાં ધ્રાંગધ્રાની જેમ રાજદ્વારી વસ્ત્રાભુષણો યુક્ત પોષાક પહેરી, પાલખીમાં બિરાજી રાજદ્વારમાં પધાર્યા ચોપદારે મહા કવિશ્રીની **તાજીમ સરદાર**ની છડી પુકારતાં જામશ્રી જશાજી રાજસિંહાસનેથી સાત કદમ આગળ ચાલી પ્રેમથી (રાજ રિતીથી) મળ્યા, મહા કવિશ્રીએ નજર ન્યોછાવર ઘોળ વગેરે કરી શુભાશિષ ઉચ્ચારી, પરસ્પર ક્ષેમ કુશળતા પુછી, ધ્રાંગધ્રાના શુભ સમાચારો આપ્યા, અને આસને બેઠા.

મુખ્ય મંત્રી **રણછોડજી દીવાને** નમ્રતા અને વિવેકભરી વાણીથી મહા કવિશ્રીને 'ઈડરીઆ કવિ'ની પીછાન પાડી, તેના કાવ્યની હકીકત કહી સંભળાવી. તે પછી મહા કવિશ્રીએ આવેલા કવિને તે કાવ્ય સભા સમક્ષ સંભળાવવા ફરમાવ્યું. ઈડરીયા કવિએ ધડકતી છાતીએ અને ધ્રુજતે સ્વરે એક કાવ્ય **'કોઈ અજબ તમાશા દેખા'** નું ગાઈ સંભળાવી કાવ્યનો ખરડો મુખ્ય મંત્રીના હાથમાં આપ્યો; અને મંત્રીશ્વરે એ મહા કવિશ્રીના હાથમાં મુક્યો, આ વખતે સર્વ સભાજનો હવે એ કાવ્યનો મહા કવિશ્રી શું અર્થ કરે છે ? એ સાંભળવા એટલા બધા ઉત્સુક થઈ શાન્ત થયા કે એક સોઈ નીચે પડે તો પણ અવાજ સંભળાય.

મહા કવિશ્રીએ તો એ કાવ્યની પહેલી કડી સાંભળી હતી ત્યારથી જ એ કાવ્ય કોને રચેલું છે ? કયા ગ્રંથનું છે ? વગેરે પારખી ગયા હતા, પરંતુ મહા કવિશ્રીમાં બીજાને મોટો બનાવવાનો એક મહાન ગુણ હતો; તેથી તેમણે પ્રથમ તો એ કાવ્યને ખુબ જ વખાણ્યુ, તેમજ કવિતા બોલવાની શૈલી અને કવિના કંઠનાં વખાણ કર્યા. તે પછી મહા કવિશ્રીએ મહારાજા સાહેબને ઉદેશીને કહ્યું કે, ''મહારાજા સાહેબ!''

આ કાવ્ય તો આપ નામદારશ્રી ના જ ઘરનું છે, કેમ કે આપશ્રીના કુળમાં જ **શ્રીકૃષ્ણચંદ્રે** જન્મ લીધો હતો તેથી કહેવાય છે કે,

**॥ દોહા ॥**

**જે ઘર કૃષ્ણ જનમીયા કાટણ સખે કળંક ॥**

**બંશ છત્રીશાં, ઉપરે. કુળ 'યાદવ' ન કળંક ॥ ૧ ॥**

આવા મહાન પવિત્ર યદુકુળમાં આપના પિતામહ **શ્રીરાવળજામ** જનમ્યા હતા; એ રાવળજામની ચોથી પેઢીએ **વિભાજી** થયા; તેઓએ (સરધાર) **રાજકોટ**નું રાજ્ય સ્થાપ્યું હતું; એમના જ વંશમાં રાજકોટની રાજ્યગાદી ઉપર **'ઠાકોરશ્રી મહેરામણજી'** થયા. તેઓશ્રીએ એક મહાન સાહિત્યનો ઉત્તમ ગ્રંથ **''પ્રવીણ સાગર''** નામનો કાવ્યમાં રચી,તેની સેંકડો પ્રતો લખાવી દરેક રાજસ્થાનમાં મોકલાવી હતી. આપશ્રીના રાજ્યમાં પણ આવી હશે; કચ્છ ભુજ રાજ્યમાં એ પ્રત આવી ત્યારે મહારાવશ્રીએ **શ્રી લખપત વ્રજભાષા પાઠશાળા**માં મોકલી હતી. એ વખતે મારો ત્યાં અભ્યાસ ચાલુ હોવાથી મેં શ્રી ગુરૂમુખે એ ગ્રંથનો સંપૂર્ણ અભ્યાસ કરેલો છે, જેમાનાં ઘણા કાવ્યો તો મારે જીહ્‌વાગ્રે છે. અતિ ઉત્તમ સાહિત્યનો એ મહાન ગ્રંથ **'રાધા કૃષ્ણ'** ઉપર રચાએલ છે. રાધા ને પ્રવીણ, અને સાગર તે કૃષ્ણ, એમ નાયક નાયકાના ઉપનામો રાખી એ ગ્રંથનું નામ **'પ્રવીણ સાગર'** રાખેલું છે. અત્યારે સભામાં બોલાયેલું કાવ્ય એજ ગ્રંથનું છે. કાવ્ય દ્વિઅર્થી છે. વેદાંતશાસ્ત્રતા સારવાળું, રૂપકાતિશય અલંકારનું ઉદાહરણ છંદથી સાગરે કહેલું છે. એ ગ્રંથનું ગ્રંથકારે ભાષાંતર કરેલ નહીં હોવાથી ગુરૂમુખ વિના એ કાવ્ય અન્ય કવિથી સમજાય તેવું નથી. બોલનારા ઈડરના કવિશ્રી પણ કદાચ પુરો અર્થ નહીં જાણતા હોય. એ વાક્ય સાંભળતા જ ઈડરીયો કવી ક્હે છે કે ''હા બાપજી ! એ કાવ્ય મારૂ રચેલું નથી, તેમ મને પણ તેના પુરેપૂરો અર્થ આવડતો નથી. મને તે એક ખરડામાંથી મળેલું છે. હું જ્યાં જ્યાં ગયો અને એ કાવ્યો બોલ્યો ત્યાં કોઈ કવિ તેનાં અર્થો કરી શક્યા નથી, તેમ બીજા કોઈ કવિ પાસે તે કાવ્ય નહીં હોવાથી, હું મારી વિદ્વતા બતાવવા બોલું છું. માફ કરજો, આપ તો સાક્ષાત'' **સરસ્વતીસ્વરૂપ** છો, એટલે આપથી શું અજાણ્યું હોય ? આમ કહીને તેણે માફી માગી. રાજસભા તેની મૂર્ખાઈ ઉપર હસવા લાગી. મહા કવિશ્રીએ મોટા દિલથી તેને માફી બક્ષી.

સભારંજનાર્થે પછી એ કાવ્ય શ્રી મહાકવિશ્રી એ પોતાના સુકોમળ



કંઠે લલકાર્યુ. મેઘ ગર્જના જેવા પડછંદા પાડતા અવાજથી મોરલાઓ ટહુકી ઉઠ્યા, કવિઓ, ગવૈયાઓ મુગ્ધ થયા; (કર્ણોપકર્ણ સાંભળેલ કે મહા કવિશ્રી કાવ્યો બોલે છે ત્યારે મોરલાઓ ટહુકી ઉઠે છે. એ વાત મોરલાઓએ બોલી ઉઠી સાક્ષી પુરી) શ્રોતાજનો કાવ્ય રસમાં તરબોળ થયા. કાવ્ય બોલવાનું પુરૂ થયે તેની એકેક કડી બોલી મહા કવિશ્રી તે કાવ્યનો અર્થ કરવા લાગ્યા.

## એક અજબ તમાસાનું દ્વિઅર્થી કાવ્ય, રૂપકાતિશયોક્તિ અલંકાર

**(ઉદાહરન છંદ )**

**કોઈ અજબ તમાલા દેખા, જહાં રૂપ રંગકી રેખા ॥ ટેક ॥**
**અજબ ગેબિ એક મહેલ બના હૈ, સબ દુનિયા સે ન્યારા ॥**
**ચાંદ સૂરકી કિરન ન પહુંચે, અખંડ જોત ઉજીયારા ॥**
**કોઈ અજબ તમાસા દેખાઃ (૧)**
**બિના મૂલકા બાગ બન્યા હૈ, ચહુંદિશ લગે ફુહારે ॥**
**બિના પંખકા ભંવરા બેઠા, મગન પ્રેમ મતવારે ॥**
**કોઈ અજબ તમાસા દેખા : (૨)**
**અધર સરોવર અમૃત ભરિઆ, વાપર બૈઠે હંસા ॥**
**મુક્તા ફલકો ચુગ ચુગ ખાવે, વાર્કો લોહુ ન મંસા ॥**
**કોઈ અજબ તમાસા દેખા : (૩)**
**બાનન વાલા બાન ચલાવે, અધર નિશાન ઉડાવે ॥**
**પાડે સો તો જુગ જુગ જીવે, ચૂકેસો મરજાવે ॥**
**કોઈ અજબ તમાસા દેખા : (૪)**
**બિના બાદલે મેહ મંડાના, ધરતિ પરે ન પાની ॥**
**જાનન હારે ભેદ બિચારે, એહ પ્રબીન નિશાની ॥**
**કોઈ અજબ તમાસા દેખા; (૫)**
(પ્રવિણસાગર)

**(૧) અર્થ બ્રહ્માંડ વિષે** – મેં કોઈ અજબ જેવો ખેલ જોયો કે જ્યાં રૂપરંગની રેખા રાજે છે, તે ઠેકાણે નવાઈથી ભરેલો એક ગેબી મહેલ બનેલો છે, જે સકળ દુનિયાથી કઈ ઓર તરેહનો છે; વળી જેની અખંડ જ્યોતિ એવી તો ઉજીયાળી છે કે ત્યાંચંદ્ર સૂર્યનાં કિરણો પણ પહોંચી સકતાં નથી. એવો મેં કોઈ અજબ તમાસો જોયો.

**તાત્પર્ય કે** - રૂપરંગની રેખારૂપ, પંચભુતાત્મક માયા છે; તે માયામાં કંઈ અજબ તમાસારૂપ માયાથી ન્યારો અને ઓર તરહનો એક **ચિદબ્રહ્મરૂપી ગેબી મહેલ** બનેલો છે, ત્યાં ચંદ્ર કે સૂર્યના કિરણો જઈ શકતાં નતી, એવું અખંડ જ્યોતનું અજવાળું છે. તેવો કોઈ અજબ જેવો તમાસો જોયો.

**(૨) શ્રી રાધીકાજી વિષે** - મેં કોઈ અજબ તમાસો જોયો, જ્યાં રૂપ રંગની રેખાની અંબાર રાધીકાજી શોભે છે એવો આશ્ચર્યકારક ગેબી મહેલ બનેલો છે; જે બધી દુનિયાથી ઓર જ પ્રકારનો છે. ત્યાં સૂર્ય ચંદ્રના કિરણો પહોંચી શકતા નથી, તો પછી અન્ય તો જઈ જ શકે કોણ ! એવું રાધીકાજીના મુખની જ્યોતિનું અખંડ અજવાળું છે. એવો મેં એ અજબ તમાસો જોયો. (કડી -૧)

**૧. બ્રહ્માંડ વિષે** - મુળ વિનાનો - એક બાગ બનેલો છે; તેમાં ચારે બાજુએ ફરતા ફુવારાઓ છે. ત્યાં પાંખો વિનાનો ભમરો પ્રેમમગ્ન થઇ મતવાલો બની બેઠો છે. તાત્પર્ય કે, આ સૃષ્ટિ રૂપી બાગ એવો તો અગમ્ય બનેલો છે કે, તેનું મૂળ ક્યાં ? અને કઈ દિશાએ છે ? તે જણાતું નથી. તેવા જગતરૂપી બાગની ચો તરફ પંચ વિષયાત્મક જળતંત્રો લાગી રહ્યા છે. ત્યાં પાંખ વગરનો જીવાત્મા રૂપી ભમરો પ્રેમમાં માતેલો થઇને વસે છે. એવો મેં અજબ તમાસો જોયો.

**(૨) શ્રી રાધીકાજી વિષે** - રાધીકાજીની દેહરૂપ એક વગર મૂળનો બગીચો બની રહેલો છે; તેમાં ચહુ દિશે તેની આંખ્યોમાંના આંસુના ફુવારા ઉછળી રહ્યાં છે, જે બગીચાની અંદર કૃષ્ણના મનરૂપી વગર પાંખનો ભમરો પ્રેમમગ્ન થઇ મસ્ત બની બેઠો છે. એવો મેં કોઈ અજબ તમાસો જોયો (કડી -૨)

**(૨) બ્રહ્માંડ વિષે** - અંતરીક્ષ એક અમૃત સરોવર ભરેલું છે; તેના ઉપર હંસ બેઠેલો છે. તેનાં તનમાં નથી લોહી કે નથી માંસ, છતાં મોતી વીણીને ખાય છે. તાત્પર્ય કે ચેતનરૂપી અમૃતનું સરોવર અધર ભરેલું છે. જેની ઉપર જીવરૂપી હંસ બિરાજે છે, તેના શરીરમાં લોહી કે માસ કાંઈ નથી અને તે મુક્તિરૂપી ફળને વીણી ખાય છે. એવો મેં અજબ તમાસો જોયો.

**(૨) રાધીકાજી વિષે** - અધર રૂપી અમૃત રસથી સરોવર ભરેલું છે, તે ઉપર શ્રી કૃષ્ણનો જીવ મમતાથી વળગી રહ્યોં છે, તે રાધીકાજીના વાળીની (નથનાં) મોતીને વીણી વીણીને પોતાની વૃત્તિમાં



ઉતારે છે. તેનામાં નથી લોહી કે નથી માંસ, એવો મેં કોઈ અજબ તમાસો જોયો. (કડી -૩.)

**(૧) ગુરૂના બોધ વિષે** - બાણાવળી બાણ ચલાવે છે, તે અંતરિક્ષ ધારેલું નિશાન તોડી દે છે. તે જેને વીંધી નાખે છે, તે જુગ જુગ જીવતું રહે છે, અને જેને ચુકી જાય છે, તે મરી જાય છે. એવો મેં અજબ તમાસો જોયો. **તાત્પર્ય કે**-ઉપદેશ કરવાની વાણીવાળા ગુરૂઓ પોતાની વાણીનું બાણ ચલાવે છે અને ભ્રમિત મનવાળા સેવકોરૂપી નિશાનને આ સંસારમાંથી ઉડાવી મુકે છે, અર્થાત તારે છે, તેઓ બાણથી જેનું હૃદય ભેદી નાંખે છે તે જુગો જુગ અજરામર રહે છે, અને તેની વાણીના સપાટીમાં જે આવતા નથી તે વારંવાર આ દુસ્તર સૃષ્ટિમાં જન્મમરણને પામે છે. એવો મેં અજબ તમાસો જોયો.

**(૨) શ્રી રાધીકાજી વિષે** - તીક્ષ્ણ નજરરૂપી બાણવાળી રાધીકાજીની આંખો કટાક્ષરૂપી બાણ ચલાવે છે તે આધાર વગરનાં અંતરિક્ષે રહેલા મિત્રના મનરૂપી નિશાનને ઉડાવે છે. વળી તે પદ્મિનિની દ્રષ્ટિ જેની દ્રષ્ટિ સાથે મળે છે, તે તો, અમર થાય; પણ તેના વિયોગી જનનું મન મરણ તુલ્ય થાય છે. એવો મેં કોઈ અજબ તમાસો જોયો. (કડી- ૪)

**(૧) બ્રહ્મ વિષે**-વાદળા વગર વરસાદ ઝરમર ઝરમર કરતો વરસે છે, પણ તેના જળ બિંદુઓ પૃથ્વી ઉપર પડતાં નથી. જે જાણકાર પુરૂષ હોય તેજ તેના મર્મને લહે તે જ ચતુરની નિશાની છે. **તાત્પર્ય કે**- ચૈતન્ય રૂપી પાણીના રજકણની વૃષ્ટિ થાય છે; પણ તે ક્યાં વાદળમાંથી વરસે છે ? તે જ જણાતું નથી, તેમ તે પૃથ્વી ઉપર પડેલું પણ જણાતું નથી. તેને અનુભવી પુરૂષો જાણે છે એજ જ્ઞાનની નિસાની છે. એવો મેં અજબ તમાસો જોયો.

**(૨) શ્રી રાધીકાજી વિષે** - વાદળા વિનાજ રાધીકાજીના નેત્રોમાં આંસુરૂપી વરસાદ મંડાણઓ; તેનું પાણી પૃથ્વી ઉપર પડતું નથી. પણ તેથી તેના શરીરે સજેલા વસ્ત્રો ભીંજાઈ જાય છે, એ વાતને જે જાણનારા હોય તે તેનો મર્મ વિચારે પ્રવીણને (ચતુરને) ઓળખવાની એજ નિશાની છે. એવો મેં કોઈ અજબ જેવો તમાસો દીઠો (કડી- ૫)

ઉપરની અજબ કાવ્ય ચમત્કૃતિની, સહુ સમજી શકે તેમ ખુલ્લા અર્થો કરી સમજાવતાં આખી કચેરી મુગ્ધ બની અને એકી અવાજે કહેવા લાગ્યાં કે, જેવી મહાકવિશ્રીની કીર્તિ સાંભળી હતી તેવા જ તેઓ સાક્ષાત કોઈ ઈશ્વરી અંશ છે. તેમના શરીરની કાન્તિ, તેમનું વિશાળ ભાલ અને તિક્ષણ પણ

વિશાળ તેજસ્વી ચક્ષુઓ ને શરીરનો સુંદર ઘાટીલો મજબુત બાંધો; એ બધું તેઓશ્રીના અખંડ **બાળબ્રહ્મચર્યની** સાક્ષી પુરે છે. વિદ્યાના તો તેઓ વારિધિ જ છે. આવા કવિશ્રી તો **'કાં જામના કે રામના દરબારમાં જ શોભે'** * **જામશ્રી જશાજી**ને અને **મહારાણીશ્રી આછુબાશ્રી** (કે જેઓ ચક નંખાવી જનાનાના મહેલના બારણામાં બિરાજેલા હતાં તે) ને પણ તેમજ થયું. અને જામનગર રાજ્યના રાજકવિ બનાવીને કાયમ જામનગરમાંજ રાખવાનો બન્ને રાજદંપતિના મનમાં એકી સાથે જ સંકલ્પ થયો.

ઈડરીઓ કવિ તો **'અધુરો ઘડો જેમ છલકાય'** એ કહેવત મુજબ બહુ જ આડંબર બતાવતો હતો તે તદન શરમિંદો થતા મહા કવિશ્રીના ચરણમાં મસ્તક નામવી કહેવા લાગ્યો કે, આપ શ્રીમાન, મારા ગુરૂશ્રી થઈ મને અભ્યાસ કરાવો, મારા ગુન્હા માફ કરો. વગેરે દીનતાનાં વાક્યો ઉચ્ચારતાં કવિરાજે તેને અભય વચન આપ્યું.

સમય પ્રમાણે રાજઆજ્ઞાથી કચેરી બરખાસ્ત થતાં સૌ સૌને મુકામે ગયા, શેરીએ, ગલીએ, ચૌટે, ચકલે, મહેલે, મંદિરે, સારેએ શહેરમાં તે દિવસે તો મહા કવિશ્રી વિષેની જ ચર્ચાઓ ચાલી રહી.

ઈતિ શ્રી **કેસરભક્ત** વિરચિતે શ્રી **બ્રહ્મસંહિતા** મધ્યે, **દ્વિતીય પ્રકરણે** ધ. ધુ. આચાર્ય શ્રી **અયોધ્યાપ્રસાદજી** મહારાજ સદ્‌ગુરૂ શ્રી **દેવાનંદ સ્વામી** સંવાદે મહા કવિશ્રી **લાડુદાનજી જામનગર રાજ્ય** સભા કાવ્ય વિનોદનામ દ્વિતીયોઽધ્યાય; સમાપ્ત; ॥ ૨ ॥

-- // --

**શ્રીજી**

## અધ્યાય ૩ ત્રીજો

## ( શ્રી દ્વારિકા બેટ આદિ યાત્રા પ્રસંગ )

**જામનગરથી દ્વારિકા** નજીક હોવાથી ત્યાં દર્શને જવાની મહાકવિશ્રીને ઈચ્છા થતાં જામસાહેબને એ હકીકત જણાવી તેથી શ્રી દ્વારિકાપુરીની યાત્રાએ જવાનો સઘળો બંદોબસ્ત મુખ્ય કારભારીને બોલાવીને કરાવી આપ્યો.

* આ મહા કવિશ્રી જામના દરબારમાં ન રહ્યાં. પણ રામના **(સ્વામિનારાયણના)** દરબારમાં રહ્યાં.



મહાકવિશ્રીએ પોતાનો સઘળો રસાલો ત્યાંજ રાખી, જોખમી સામાન જામસાહેબ ના જામદારખાનામાં રખાવી. રાજ્ય તરફથી આવેલા સુંદર રથમાં બિરાજ્યા એક સીગરામ અને ભારખાનાના બે ગાડાઓ, દશ ઘોડેસ્વારો એક ઉંટ સ્વાર અને એક રાજ્યના મહેતાજી, આમ છડી સ્વારીથી શ્રી દ્વારિકાપુરીને રસ્તે મહા કવિશ્રી સિધાવ્યા.

રથમાં મહાકવિશ્રી અને સીગરામમાં પુસ્તકો તથા સંગીત વાદ્યો વગેરેને સંભાળનાર બે મુખ્ય સેવકો તથા રાજ્ય તરફથી આવેલા મહેતાજી હતા, ભારખાનાના ગાડામાં મોદીખાનું અને સર્વે માણસોનો સામાન, વાસણો, રસોયા, વગેરે હતું. પાંચ ઘોડેસ્વારો આગળ ચાલે અને પાંચ ઘોડેસ્વારો સ્વારીની પાછળ ચાલે આમ શ્રી **રાજકવિરત્ન**ની સ્વારી રાજરિતે ચાલતી હતી. ઉંટસ્વાર તો જ્યાં મુકામ કરવાનો હોય ત્યાં અગાઉથી વરદિ લઈ યોગ્ય બંદોબસ્ત કરવા આગળ ચાલતો હતો. આવી રીતે મજલદર મજલ કરતા રસ્તામાં આવતા ગામોને **દેવકવિ** દર્શન દેતા **હાલાર** પ્રદેશ છોડી **ઓખા** પ્રદેશ જોતા જોતા એક સાંજે **શ્રી કૃષ્ણની દ્વારિકા નગરી**માં આવી પહોંચ્યા.

**જામપરા**ના સુંદર વિશાળ મકાનમાં ઉતારો કરી, પ્રભાતે સાગર ગોમતી સંગમમાં સ્નાન કરી, **'શ્રી દ્વારિકાધીશ'** ના દર્શન કર્યા, દેવને રાજભોગના થાળો ધરાવ્યા, કેટલાંક વસ્ત્રાભુષણો દેવને ધરવા અર્પણ કરી, સુકા લીલા મેવાના થાળો સાથે રોકડા રૂપીઆના થાળો ઉંબરે ધર્યા, દ્વારિકાના ભવ્ય દેવાલય (જે સાત મજલાવાળું ઘણુ જ ઊંચુ છે. તે) ને શિખર પર બાવન ગજની સફેદ **ધજા** ચડાવી, ગુગળી, બ્રાહ્મણો વગેરેની ચોરાસી (બ્રહ્મભોજ) કરાવી. યોગ્ય દક્ષિણાઓ આપી, દેવાલયમાં આવેલા કેટલાએક યાચકોને અન્ન, વસ્ત્ર, ધન વગેરે આપી, સર્વેને સંતુષ્ટ કર્યા. દ્વારિકાનાં દાર્શનિક સ્થળો અને ઐતિહાસિક સ્થળો વગેરે જોઈ ત્યાં દશેક દિવસ રોકાઈ ચાલવાની તૈયારી કરતા પુરજનોએ મહા કવિશ્રીને તેમની અમૃત વાણી સંભળાવાનો, લાભ આપવા વિનંતી કરતાં, બીજે જ દહાડે જગદીશના મંદિરના વિશાળ ચોકમાં દ્વારિકાના પુરજનો અને આસપાસના નજીકના ગામોના લોકોની મોટી મેદની ત્યાં એકઠી થઈ. **શ્રી શારદાપીઠના શ્રી શંકરાચાર્યજી,** બેટ મંદિરના અધિકારીઓ, શ્રીપતિના સર્વ પુજારીઓ, ગાયકવાડી સર્વ અધિકારીઓ, **સુબાસાહેબ,** શાસ્ત્રીઓ, પંડિતો, વગેરે હજારો માણસોની મેદની ત્યાં આવી મળી હતી.

મહા કવિશ્રી પણ પોતાના રજવાડી લેબાસમાં પોતાનાં મંડળ સાથે

સભામાં પધાર્યા, સૌએ નમન કરી મોટા આસન ઉપર બેસારી પુષ્પોના હાર પહેરાવી સ્વાગત કર્યુ, તે પછી મહા કવિશ્રીએ પ્રથમ તો થોડુંક ધાર્મિક પ્રવચન કરી પછી સિતારના સૂરો મિલાવી ક્લ્યાણ, આશાવરી, સોરઠ વગેરે રાગોમાં પ્રભુકીર્તનો ગાઈ, સર્વ સભાને મુગ્ધ કરી, પછી કેટલાક ઘમંડી (આડંબરી) શાસ્ત્રી પંડિતો સાથે કાવ્ય ચર્ચા કરી, જગદીશની સ્તુતિનો છંદ અંતરમાં પ્રભુ મૂર્તિ ધારીને લલકાર્યો. તેથી ત્યાં સભામાં તેજ છવાઈ ગયું. ભાવિક ભક્તોને એ તેજમા **શ્રી જગદીશ** (દ્વારીકાધીશ) ની મૂર્તિમાં શ્રી કૃષ્ણચંદ્રના સાક્ષાત દર્શન થયા.

આમ ચાર ઘડી ભક્તિરસનું વાતાવરણ જામી જતા લોકોના અંતરમાં અજબ શાંતિ છવાઈ રહી,

## શ્રી દ્વારિકાધીશ સ્તુતિ કાવ્ય

( ત્રોટક છંદ )

**જબ ભાવન દેવકી ગર્ભ ભયે,નિજરૂપ અનુપ દિખાય નયે,**
**ક્રમ તાતહી માત પ્રબોધ કર્યો, વરસિદ્ધ ભયો તુમ હોજ વર્યો. ૧**
**ગતિ ગૂઢસુ નંદ કે ગેહ ગયે, ભગવંત અનંતજુ વૃદ્ધિ ભયે;**
**જશુદા પય પાન જથા જનની, અરુ વૃદ્ધિ ભઈ સુ ઈચ્છા અપની, ૨**
**ક્રમ સંજુત બાલ વિહાર કરે, હઠિ માખન દૂધ દહીં જુ હરે;**
**કર અગ્ર ધરાધર * ધાઈ ધર્યો, હઠિ કે મધવાન ગુમાન હર્યો. ૩**
**જવાલાનલ મુંજ અરન્ય જરે, કૃતિયા સુ દવાનલ પાન કરે;**
**મદમત્ત મહા અહિમાન મલ્યો, ચલચિત ભયો, દ્રહતે સુ ચલ્યો. ૪**
**શિશુપાલદ આદિ નરેશ સબે, જુારિ આય સ્વયંવર હેત જબે;**
**ગુરૂતા તિયકી ગતિ પતિ ગઈ, અવનીસ સુતા તેહી છીની લઈ. ૫**
**જુાઈ આનિ સુરાસુર જુાદ્ધ જુારે, હત પ્રાન ભયે કેઉ ભાન હરે;**
**જવના સુર જે ભવલોક જર્યો, ભગવંત ચરિત્ર તેં ભસ્મ ભયો. ૬**
**ઈછિયા કછૂ ચિત્ત ચહે ઉપજી, ભુવપાર, સમુદ્રકી જાય ભજી;**
**ક્રમ જુાત તહાં રાજધાની કરી, પ્રભુ દ્વારિકા નામ વિચિત્ર પુરી. ૭**
**ભુવ ભાર જુ કારક દુષ્ટ ભયે, જગદીશ તહાં વશિ સર્વ જયે;**
**કનિયા ઈહકત્ર જુ આનિ કરી, વનિતા હતિ ભોમ સબે જું વરી. ૮**
**ભગવંત અનંત સું 'મીન' ભયે, હત શંખ મહાસુર વેદ લયે;**
**જબ આદિ 'વરાહ' સ્વરૂપ કર્યો, હિરણાક્ષ હણ્યો ભવકોલ ધર્યો. ૯**

* ગોવર્ધન પર્વત



**કરૂણાનિધિ 'કચ્છપ' રૂપ કરે, હિત સિંધુ મધ્યો તહાં રત્ન હરે,**
**કૃત કારન રૂપ 'નૃસિંહ' કિયો, હિરણાકંસ મારિ વિદારી દીયો, ૧૦**
**ભગવાન જું 'વામન' રૂપ ભયે, બલિ બાંધી પતાલ તહા પઠયે,**
**પ્રભુ વંશ બલિ 'દ્વિજરામ' ભયો, દ્વિજ દીનનકો ભુવ ચક દિયો. ૧૧**
**ભુવ'રામ'કે આશ્રય આનિ ભજ્યો,તેહિ હેત વિભિક્ષન સર્વતજ્યો,**
**ભગવંત કૃપા તેહિ સિદ્ધિ ભયો દશકંધ હન્યો ગઢ લંક દિયો. ૧૨**
**ભગવતં અબે તેહિ 'કૃષ્ણ' ભયે, જગ દુષ્ટ તિતે સબ મારિ જયે;**
**અવતાર જુ વ્હૈ હૈ 'બુદ્ધ' અબે, તેહિ ધર્મ અહિંસા પાલતબે. ૧૩**
**'કલકી', અબ કારન રૂપ કરે, હઠિ મારિ મલેછ અશેશ હરે,**
**કરુનામય કૃષ્ણ ચરિત્ત કહૈ,હિતકો ન સમર્થ સુરાસુર હૈ. ૧૪**

ઉપરના છંદના પ્રભાવે દ્વારિકાવાસીઓને શાન્તિ થતા સભાના અધ્યક્ષસ્થાને (પ્રમુખસ્થાને) બિરાજેલા ગાયકવાડી **સુબાસાહેબ**, ઘણાજ વિનયથી બોલ્યા કે, ''મહા કવિ શ્રી !'' આ પવિત્ર સ્થાનમાં અમો દરરોજ દર્શન કરવા આવીએ છીએ, કોઈ વખત નાઈ પવિત્ર થઈ પુજારી સાથે મૂર્તિને સ્નાનવિધિ કરાવી વિધિપૂર્વક પૂજાવિધિ પણ કરીએ છીએ, છતાં અમારા અંતરમાં શાન્તિ થતી નથી, આજે આપશ્રીની અમૃતવાણી સાંભળતા શિતળ શાન્ત તેજમાં દ્વારિકાધિશના સાક્ષાત દર્શન થતા અમારા સૌના અંતરમાં આજ પરમ શાન્તિ થઈ છે. આપ તો કોઈ દૈવી શક્તિ ધરાવનાર રાજકીય પોષાક ધારણ કરતા છતાં મહાન **દૈવી પુરૂષ** છો, માટે કૃપા કરી અમારી એક શંકા છે તેનુ સમાધાન આપ જરૂર કરી શકશો.'' એ સાંભળી મહા કવિશ્રી કહે **''શું શંકા છે સુંબા સાહેબ ?''** ત્યારે સુબાશ્રી કહે છે કે, ''આવા પવિત્ર સ્થાનમાં અમોને આ મૂર્તિનું સુખ કેમ આવતું નથી ? તથા શાન્તિ કેમ થતી નથી ? એ શંકા છે. તેનું આપશ્રી સમાધાન કરો.''

મહા કવિ **શ્રી લાડુદાનજી**એ ખુલાસો કર્યો કે,''મારી જન્મભૂમિ (મારવાડ) માં દ્વારિકાનો અપુર્વ મહિમા છે, એથી જ હું આહીં યાત્રાએ આવ્યો છું. પણ કહેવત છે કે **ડુંગરા દુરથી રળિયામણાં** પાસે જોતા પથ્થરા ! એ કહેવત મુજબ મને પણ જણાયું છે. આઠ દશ દિવસ હું આહીં રહ્યો, સઘળા સ્થળો જોયાં: પણ ક્યાંયે શાંતિ અનુભવી નહિ. ગોમતીજીના ઘાટના પગથીએથી માંડી જગદીશના ઉંબરા સુધી અને નિજ મંદિરમાં પણ **લાવો,લાવો ને લાવો જ,** એ જ શબ્દ સાંભળ્યા, લોકોકિત છે કે 'દેવનાં દેવાતન

પૂજારીના' હાથમાં છે. પૂજારીઓ શાસ્ત્ર, શ્રુતિ સ્મૃતિએ પ્રતિપાદન કરેલા સદાચારો પાળી પવિત્ર રહી પુજનવિધિ કરતા હોય, તો આ જગદીશની રમણ ભૂમિમાં કેમ શાન્તિ ન થાય ? જરૂર થાય જ, દેવ ખોટા નથી; આપણું મન ખોટુ છે, મનુષ્ય દેવ જેવો પવિત્ર થાય તો જ દેવ સેવા અંગીકાર કરે છે; નહીં તો અપવિત્રપણે રહેનારની સેવા દેવો અંગીકાર કરતા નથી. એમ કહીને **દેવ કોની સેવા અંગીકાર કરતા નથી ?** તે વિષેનો એક છંદ સંભળાવતાં સભા મંત્રમુગ્ધ બની એક ચિત્તે સાંભળવા લાગી.

## ( છંદ સારસી )

**જો રાજમંડે, નીતિખંડે, લાયદંડે દીનસેં ॥**
**જો ગ્રંથ રચ્ચે મત્ત કચ્ચે, જાય જચ્ચે હીનસે; ॥**
**જો આપ ધ્રમં, છોડ ક્રર્મ, ઓર ભ્રમં ધાવતં, ॥**
**ત્રૌલોક દેવા, તાસ સેવા, નાં કરે અંગીકૃત ॥ ૧ ॥**

**જો ધામ તજ્જે, ધ્યાન સજ્જે, દીઠ ભજ્જે ભામસે ॥**
**ટીકા સમારો, છાપ ધારે, દામ પ્યારે રામસેં ॥**
**જો દયોસ જોગં, સિદ્ધ લોગં, રેન ભોગં સાજીતં ॥**
**ત્રૈલોક દેવા, તાસ સેવા, ના કરે અંગીકૃતં ॥ ૨ ॥**

**માયાહિ રખ્યે, સર્વ ભખ્ખે, નાં પરખ્યે બ્રહ્મકો, ॥**
**દેહં મલીનં અહાર છીનં, દેખ કીનં, ધ્રમકો ॥**
**ભાખંત વેદં, મંત્ર ભેદં પૈં નિખેદં હે વૃતં, ॥**
**ત્રૈલોક દેવા, તાસ સેવા, ના કરે અંગીકૃતં ॥ ૩ ॥**

**જો બાસદ્ધગે, તાજ લગ્ગે, લોક ઠગ્ગે આસસે; ॥**
**જે બ્રહ્મચારી દંડધારી, ક્રોધકારી, હાસસેં ॥**
**જો આપમત્તં સત્ય ધ્રતં, ના બદર્ત સમૃતં, ॥**
**ત્રૈલોક દેવા, તાસ સેવા, ના કરે અંગીકૃતં ॥ ૪ ॥**



**જો જંત્ર થપ્પે, મંત્ર જપ્પે, તેજ તપ્પે તંતરં ॥**
**જો જાત્ર જાવે, ભીન્ન ભાવે, ચિંત લાવે અંતર ॥**
**એસી અનેકં, લાયટેકં, પ્રેમએક, નાથિતં ॥**
**ત્રૈલોક દેવા, તાસસેવા, નાં કરે અંગીકૃત ॥ ૫ ॥**

(પ્રવિણ સાગર)

(૫)

**અર્થ :–** જે રાજા તખ્તનશીન થઈને રાજનીતિનું ખંડન (છેદન) કરે, તેમજ વિના વાંકે ગરીબોને લાવી દંડે; જે ગ્રંથને રચવાવાળો કવિ કાચી બુદ્ધિથી કાવ્ય રચે, તેમજ હીણજનો પાસે જઈને જે બ્રાહ્મણ પોતાનો બ્રહ્મધર્મ અને નિત્યકર્મને છોડીને ભ્રમિત બનીને બીજા ધર્મને ધાય. તો સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રિલોકીના ઈશ્વર તેવાઓની સેવાઓને અંગીકાર (માન્ય) કરે નહીં. (૧)

જે સાધુ સંસાર છોડીને ધ્યાનમાં આરૂઢ થાય, છતાં સ્ત્રીઓને જોઈને તેમની તરફ દ્રષ્ટિ દોડાવે; વળી ટાપટીપથી તિલ્લક સુધારી સુધારીને કરે, તથા હાથે, છાતીએ એમ છાપો ધારણ કરે; તેમજ રામના નામની ઓથ લઈ દામ (પૈસા) ને ચ્હાય; જે જોગી દિવસે જોગ સાધી લોકોમાં સિદ્ધાઈ દેખાડે અને રાત્રે નાના પ્રકારના ભોગ ભોગવે તો ત્રિલોકના દેવ જે ઈશ્વર તે તેની સેવાનો અંગીકાર કરે નહી. (૨)

જે સન્યાસી થઇ માયા રાખે, સર્વ વસ્તુનું (અભક્ષનું) ભક્ષ કરે, બ્રહ્મને ઓળખે નહીં, મલીન રહે, ખોરાક થોડો જમે છે તેમ દેખાડવા ઢોંગી થઈ ધર્મથી વર્તે, વળી જે બ્રાહ્મણ વેદને બોલે, મંત્રના ભેદને જાણે પણ તેની નઠારી ચાલ હોય તો ત્રિલોક દેવ જે ઈશ્વર તે તેની સેવા અંગીકાર કરે નહીં. (૩)

જેમ તપસ્વી વસ્ત્ર બાળી ખાખી જેવા જણાયા છતાં, આશાએ કરી લોકોને ઠગે, જે સંન્યાસી દંડ ધારે ખરા, પણ મહા ક્રોધી હોય, તથા હાંસી કરાવે, જે આચાર્ય પોતાનો મત સત્ય પ્રમાણે ગ્રહણ કરી સ્મૃતિઓના પ્રમાણો આપી બોલે, પણ તે પ્રમાણે પોતે વર્તે નહીં તો ત્રિલોકના દેવ જે ઈશ્વર તે તેની સેવા ગ્રહણ ન કરે. (૪)

જે ઉપાસના કરવાવાળો યંત્રની સ્થાપના કરી મંત્ર જપે, તેજસ્વી જણાય છતાં તંત્ર વિદ્યા અર્થાત ચોરી કરે. જે માણસ જાત્રાયે જાય, પણ મનમાં ભિન્નભાવ રાખી જુદાઈ લાવે. એવી અનેક ટેક રાખે, પણ જેનો પ્રેમ એક ઠેકાણે સ્થિર ન હોય તો ત્રીલોકના દેવ જે ઈશ્વર તે તેની સેવા અંગીકાર કરે નહીં. (૫)

ઉપર પ્રમાણે છંદો બોલી વિવેચન કરતાં સહુ લોકોને સત્ય જણાયું કે **''દેવની સેવા તો સંપૂર્ણ પવિત્ર પણે થાય તો જ દેવ અંગીકાર કરે,''** સુબાસાહેબ

વગેરે સહુ સભાજનો ખૂબ જ પ્રસન્ન થયા. પછી સભા વિસર્જન થતાં સુબાસાહેબે એક મોટો ફુલનો હાર અને ગજરો મહા કવિશ્રીને આપી નમન કર્યુ. પછી સહુ સભાજનોએ મહા કવિશ્રીને હાર પહેરાવતા મંદિરનો વિશાળ ચોક પુષ્પ પાંખડીઓથી ભરાઈ ગયો. આવી રીતે દ્વારિકાધીશની જય બોલાવી,મહા કવિશ્રી આરાંભડેથી વહાણમાં બેસી **શંખોદ્વાર બેટ** માં ગયા. દ્વારકાથી ઘણા જનો કવિશ્રીની અમૃતવાણી સાંભળવા બેટમાં આવ્યા હતા. ત્યાં પણ દેવના દર્શન કરી ચોકમાં **હરિ કીર્તન** સંભળાવ્યું, ઠાકરોજીને થાળ જમાડયા અષ્ટ પટરાણીજીના મ્હોલ અને અન્ય તીર્થ સ્થળોનાં દર્શન કરી, ઠાકોરજીનો મહા પ્રસાદ જમી, તેજ દહાડે બેટની યાત્રા પુરી કરી દ્વારિકામાં પાછા ફર્યા.

બીજે દિવસે દ્વારિકાના નાગરિકોએ વિદાયગીરીનો કવિ સત્કાર કર્યો. આંગણે દેવ પધાર્યા હોય ને તે પાછા અદ્રશ્ય થાય ત્યારે જેવું હૃદયમાં દુઃખ થાય, તેવું સૌને જણાવ્યું.ગામના દરવાજા સુધી સહુ વળાવા આવ્યાં, આમ ભરતખંડના પશ્ચિમ છેડે **કૃષ્ણનગરી** મા દિગ્વિજય કરીને જામશ્રીના રસાલા સાથે મહા કવિશ્રી **લાડુદાનજી** લગભગ પોણેક માસે જાનગર પધાર્યા.

દ્વારિકાની યાત્રા કરી આવ્યા પછી જામનગરમાં કંઈ દાનધર્માદો કરવાની પોતાની ઈચ્છા થતાં,ત્યાંના **'આણદાબાવાના અન્ન ક્ષેત્રમાં'** (અણદા બાવાના ચકલામાં) ભિક્ષુકોનો ભંડારો કરાવ્યો (અન્નદાન આપ્યું) એ આણદા બાવાના અન્નક્ષેત્રમાં **શેખપાટ** ગામે રહેતા પરમ ભક્તરાજ **લાલજી સુતાર** દર વરસે એક ગાડુ દાણાનું ભરી ત્યાં ધર્માદો આપવા આવતા, તેથી તેઓ પણ ત્યાં તે દિવસે આવેલા હોઈને મહા કવિશ્રીની પીછાન થતાં તેઓ બહુજ સ્નેહથી આવી મળ્યા. ભવિષ્યનાં જીવનસંગાથી સદ્દગુરૂશ્રી **નિષ્કુળાનંદ મુનિ**નો પ્રથમ મિલાપ આવી રીતે જામનગરમાં થતાં મુક્તે મુક્ત હૃદય પારખ્યાં, બીજે દિવસે લાલજી ભક્તના કહેવાથી જામનગરની નજીક આવેલા **મોડા** ગામના બે ક્ષત્રિય પુત્રો મહા કવિશ્રીના દર્શન માટે ઉતારે આવીને મળ્યા,ચારણ રાજપુતોના અનાદિ સબંધના આકર્ષણે એ બન્ને ક્ષત્રી પુત્રો મહા કવિશ્રીને મળી સંતોષ પામીને બન્નેએ મુક્ત હૃદયો પીછાની ભવિસ્યના જીવનસંગાથી અનાયાસેં જામનગરમાં પ્રથમ મળ્યા, એ બન્ને ક્ષત્રિય પુત્રો મામા ભાણેજ હતા. તેમાના મોડાના રહીશ **જાડેજા રણમલજી** તે જ સદગુરૂ **'અક્ષરાનંદ સ્વામી'** (વડતાલ મંદિરના મહંત) થયા અને બીજા વાઘેલા શ્રી **મોટાભાઈ** નામે રણમલજીના ભાણેજ



તે સદ્દગુરૂ **સચ્ચિદાનંદજી** સ્વામી થયા. આવી રીતે એ ચારે મહાન અક્ષર મુક્તો જામનગરમાં મળીને આનંદને પામ્યા.

જામનગર શહેરમાં આવેલી. વૈશ્નવોની **મોટી હવેલી**, પ્રખ્યાત **જૈન દેરાસરો,** તથા પ્રણામી પંથનું કહેવાતું **ખીજડા મંદિર** અને દાઉદી વ્હોરા કોમના ધર્મગુરૂ મોટા મુલ્લાજીની **'મુલ્લા મેડી', જામનું ડેરું,** એ આદિક ઘણાંક દેવમંદિરો અને ઐતિહાસિક સ્થળો મહા કવિશ્રીએ જોયા.

એક દિવસ રાજમહેલના વિશાળ ચોકમાં ધ્રાંગધ્રાની માફક **'શતાવધાન'** નો કાર્યક્રમ નક્કી થતાં, હજારોની માનવમેદનીમાં એ કાર્યક્રમની સમારંભ પૂર્ણ કર્યો, જામનગરના રાજવી જામશ્રીએ અને મહારાણી શ્રી આછુબાએ મહાકવિશ્રીની બુદ્ધિ ચાતુર્યતા, હાજરજવાબીપણું, અને શીઘ્રકાવ્યશક્તિ વગેરે જોઈને, શ્રી **લાડુદાનજી**ને પોતાના **રાજકવિ** તરીકે સ્થાપવાનો નિશ્રય કર્યો. એણે શતાવધાન પ્રયોગ જોયાની ખુશાલી નિમિત્તે મહારાણીશ્રીએ જનાનામાંથી રૂપીઆના થાળો ભરીને ભેટ મોકલ્યા. મહા કવિશ્રીએ તો તે ભરેલા થાળો ધ્રાંગધ્રાની જેમ જામનગરમાં જ ઉદાર હાથે દાનમાં વાપર્યા, જેથી શહેર આખામાં તેમનો જયકાર થયો. મહા કવિશ્રી વખતો વખત વિદાય આપવાની અરજ કરે; પરંતુ જામશ્રી જશાજી કંઈ ને કંઈ બહાનું બતાવી વધુ રોકે.

## હરિરસ ગ્રંથની પિછાન

એક વખત ચારણ મહાત્મા **'ઈશરદાસજી'** નો રચેલો **'હરિરસ'** નામનો ગ્રંથ જામશ્રીએ જામદારખાનામાંથી કઢાવી, તે મહા કવિશ્રીના મુખે સાંભળવાની ઈચ્છા બતાવી, તેથી મહા કવિશ્રીએ એ ગ્રંથના કાવ્યો પોતાના સુકંઠે ગાઈને અર્થ સહિત, જામશ્રીને સંભળાવ્યો. **ગીતા** અને **શ્રીમદ્દ ભાગવત**ના સારરૂપનું, સાકાર ઉપાસનાનું એ અમુલ્ય **'ચારણી ઉપનિષદ'** મહા કવિશ્રીને બહુજ પસંદ પડતાં, એ ગ્રંથ જામસાહેબે લહિયા પાસે લખાવી મહા કવિશ્રીને ભેટ આપ્યો.

એ હરિરસ ગ્રંથના કર્તા બારહઠ શ્રી ઈશરદાસજી (જામરાવળજીના રાજકવિ) તે જામનગર નજીક **સચાણા** ગામે રહેતા અને ત્યાં ગામ મધ્યે એક **હરિમંદિર** ચોરો ચણાવી તેમાં શ્રી કૃષ્ણની પ્રતિમા તથા પ્રભુ ચરણારવિન્દ પધરાવી પોતે સદેહે ઘોડેસ્વાર થઈ સમુદ્ર ગમન કર્યુ હતું. એ હકીકત જાણવામાં આવતા, તે સ્થાને જોવા અને તેઓના વંશજોને મળવા કવિશ્વરે ઈચ્છા જણાવતાં જામસાહેબે રથ વેલ અને માણસોનો બંદોબસ્ત કરી આપ્યો.

**સચાણા** બંદરે અગાઉથી ખબર મોકલતાં ત્યાંના ચારણ દેવો **ઈસરાણી** ભાઈઓએ મહા કવિશ્રી **લાડુદાનજી**નું અપુર્વ સ્વાગત કર્યું. મહાત્મા ઈશરદાસજીના પ્રસાદી સ્થાન હરિમંદિર (ચોરા) માં ઉતારો આપી બહુજ મનુવાર કરાવીને સાગર કીનારે ઈશરદાનજીના સમુદ્ર ગમનના સ્થળનું દર્શન કર્યુ ત્યાં નિશાની તરીકે શ્રી **મારૂતીની** પ્રાચીન મૂર્તિ સાક્ષી આપે છે, તે ઓટો ઉપર બે મીનીટ બેસી **ઈશરા કે પરમેશ્વરા** ની મનમાં યાદી લાવી ગામને ઉગમણે ઝાપે **'સૂર્ય કુંડમાં'** (ધામેલી વાવમાં) સ્નાન કર્યું. આમ અનાયાસે સ્વજ્ઞાતિમાં મળી મળી ત્યાં રાત્રી રહી, કાવ્ય સાહિત્યનો સૌને લાભ આપ્યો; એટલું જ નહિ પણ ઈશરદાસજીમાં કાવ્યો વાંચતા તેમાંથી પોતે બે દોહાઓ એ ભક્ત કવિશ્રીના કંઠે કરેલા હતા, તેથી તેનો ઉપદેશ તેના વંશજોને આપ્યો કે;-

**॥ દોહા ॥**

**તલભર માટી જે ભ્રખે, સુરાપાનસેં હેત ॥**
**સો નર નરકેં જાત હે, બાધા કુટુંબ સમેત ॥ ૧ ॥**

**ભાવાર્થ :-** એક તલ જેટલુ માંસ ખાય, અને મંદિરાપાન કરવામાં જેને પ્રીતિ છે. તે પુરૂષ પોતે પોતાના તમામ કુટુંબ સાથે નરકના કુંડમાં પડે છે. (૧)

**અવધ નીરતન અંજલી ટપકત શ્વાસ ઉસાસ ॥**
**હરિ ભજન બિન જાતે હે, અવસર ઈશરદાસ ॥ ૨ ॥**

**ભાવાર્થ :-** આયુષરૂપી નીર, શરીર રૂપી અંજલિમાં ભરેલ છે, તે શ્વાસો શ્વાસે ટપકતું જાય છે. (ઓછું થતું જાય છે) ઈસરદાસજી કહે છે કે આવો મનુષ્ય રૂપી દેહ મળ્યાનો શુભ અવસર પ્રભુ ભજ્યા વિનાનો ફોગટ જાય છે. (૨)

**ઈસરાણીઓ !** વ્હાલા ભાઈઓ ! આ તમારા દાદાના દિલના અનુભવ વાક્યો છે. સોના કરતા એ અમુલ્ય છે, તે તમને વારસામાં તમારા પિતામહ, આપી ગયા છે, તે વિચારીને તે પ્રમાણે વર્તશો તો તમારા પિતામહ તમારા ઉપર સંપૂર્ણ પ્રસન્ન થશે. નહીં તો તેનાથી હજારો ગાઉનું છેટું થાશે, વગેરે કેટલોએક ઉપદેશ આપી, ઉપદેશી છંદો સંભળાવી ઘણાઓને દારૂ માંસ ન ખાવાના નિયમો આપી, ચારણ ધર્મ સમજાવ્યો. કાવ્યામૃતના સાગર સમાન દિવ્યમુર્તિ દેવદીદારૂનાં દર્શનથી સૌ ચારણ સરદારોને સાક્ષાત **ઈશરદાસજી**ના જાણે દર્શન થયા હોય, તેવું સૌને સુખ આપ્યું. * **ઈસરા કાં પરમેશ્વરા'** ના પ્રસાદી સ્થાનમાં ત્યાંના વાસીઓને દર્શનનો લાભ આપી, સંતોષી, જ્ઞાતિયાત્રા કરી જામનગર પાછા પધાર્યા.

* શ્રી લાડુદાનજીનું મોસાળ ઈસરાણી (રોહડીઆ) કુળમાં હતું.



જામ શ્રી જશાજીએ મહા કવિશ્રીને વાર્ષિક બાર હજાર રૂપીઆની ઉપજવાળી જાગીર બક્ષવા અને રાજ્યના ખર્ચે ગૃહસ્થાશ્રમ (લગ્ન) કરવા બહુ જ વિવેકથી કહી, રાજ્યકવિ તરીકે જામનગરમાં રાખવા અનેક પ્રલોભનો આપ્યાં. પરંતુ મહાકવિશ્રીએ વતન છોડયે લગભગ ચૌદ પંદર વર્ષો થતા વડીલો રાહ જોઈ રહ્યાં છે, તેથી નહીં રોકવાનું જણાવી વિદાય આપવા વિનયથી કહ્યું.

## જામશ્રી તરફથી વિદાયગીરીનો શિરપાવ

કેટલાએક દિવસો પછી જામશ્રીએ મહા કવિશ્રીને વિદાય આપવા અને તેઓશ્રીનો શુભ સત્કાર કરવાનો મહાન દરબાર ભર્યો.

''રાજ્યમાં નીપજતા'' સાચા મોતીઓનો એક 'નવસરો હાર' મોતીની પ્રોચીઉં, બાજુબંધ, મારવાડી બત્તીપાઘમાં લટકાવવાનો સાચા મોતીનો તોરો, વગેરે સાચા મોતીના આભૂષણો બક્ષી '**જામ મોતીઉંવાળા**નું 'કહેવાતું બીરદ સત્ય કરી બતાવ્યું. તે સિવાય સોનાનો ત્રોડો, હીરાનો કંઠો, સોનાનાં બે વાઘ મોરાના કડાઓ, દશે આંગળીઓની વેઢવીંટીઓ, ગંગા જમનાની ઉત્તમ કારીગરીવાળું કવિ મુસદીઓના ઉપયોગમાં આવે તેવું એક અમૂલ્ય **દોતીઊ** * સોનાની મૂઠવાળો કટાર, શાલ દુશાલાઓ, જરીઆની પોશાકો, કામદાનીના તાકાઓ, ચાર કાઠીઆવાડી ઉમદા ઘોડાઓ (સોનેરી સાજ સાથે) તેમજ બે ઊટો, ચાંદીના પલાણ સાથે બક્ષ્યા. જામસાહી કોરી-૨૫૦૦૦, પચીસ હજાર, અને મહારાણીશ્રી તરફથી સોનાની-૧૦૧, એકસો એક જામસાહી કોરીઓ વગેરે શિરપાવ આપવાની વસ્તુઓના થાળો ભરેલા કચેરીમાં મંગાવી ખુદ જામસાહેબે કવીશ્વરને પોતાના હાથે બક્ષી, ઘણોજ વિવેક દાખવ્યો. મહા કવિશ્રીએ પણ જામશ્રીની ઉદારતા તેમજ ચારણો પ્રત્યેનો અપૂર્વ.

* **દોતીઊં** એટલે કલમું રાખવાનું એક ઘરૂં રૂસનાઈ (શાહી) ભરવાનો એક ઢાંકણાવાળો ખડીઓ, ગુંદીઊ, પાણી રાખવાની નાની બતક અને આંકવાની (ફુટપટ્ટી જેવી) એક આંકણી પટી, વગેરે તમામ વસ્તુઓ સોના ચાંદીની મીનાકારી કારીગરી વાળી, સોનાની ડબલ સાંકળીએ સાકળેલી, એ બધું કમર ઉપર બાંધેલી ભેઠમાં મુસદીઓ (કારભારીઓ) ખોસે, રાજપૂતો, ભેઠમાં કટાર રાખે, ચારણ કવિઓ કટાર અને દોતીઊં બન્ને ભેઠમાં રાખે મુસદીઓ એકલું દોતીઊં રાખે અને મુસ્લીમો ભેઠમાં જમૈયા રાખે, એવું દોતીઊં બક્ષેલું હતું.

× જામનગરમાં જામશ્રીની ટંકશાળમાં એ વખતે સોના ચાંદીની કોરીઓ પડતી હતી ને તે સૌરાષ્ટ્રમાં ચાલતી.

પ્રેમ પારખી, ધન્યવાદ ઉચ્ચારી, આભાર સાથે સ્વીકારી, ખૂબ આર્શીવચનો ઉચ્ચાર્યા; અને દરબાર બરખાસ્ત થતાં ઉતારે પધાર્યા.

નવાનગર (જામનગર) ની બાંધણીની પાઘડીઓ, રૂમાલો, નગરી મુઠીઆ તાળાઓ (સાચવણાઓ) અત્તરો, સુગંધી તેલો, કુમકુમ, અતલસો, સાચા મોતીના સુરમાઓ, અગરબત્તીઓ, ગુલકંદ, માવાની મીઠાઈઓ, વગેરે શહેરમાં બનતી પ્રખ્યાત વસ્તુઓની ભેટો રાજ્ય તરફથી અને ઉમરાવો, સરદારો, શ્રીમંતો તરફથી ઉતારે આવી. એ પ્રમાણે જામનગરમાં સાત આઠ માસ રહીને જુનાગઢ રાજ્યમાં જવાનું મહા કવિશ્રીએ પ્રયાણ કર્યુ.

જામનગરની સહરદથી ઠેઠ જુનાગઢ સુધીના ગામો ગામે મુકામો કરવાના સ્થળોએ જામસાહેબે રાજ્ય તરફથી અગાઉ સાંઢડી સ્વારો અને મુત્સદીઓ મારફતે કવિશ્રીના ઉતારા વગેરેનો સઘળો બંદોબસ્ત કરાવ્યો હતો.

જુનાગઢને રસ્તે જતા, **ગોંડળ–ધોરાજી**ના ઠાકોર શ્રી **દેવાજી** ઉર્ફે દેવાભાઇ સ્વાગત કરવા માર્ગ રોકીને ઊભા હતા; તેથી તેઓશ્રીના આગ્રહને માન આપી ગોંડલ–ધોરાજીમાં બે દિવસ રહી તેમના તરફથી પણ યોગ્ય શિરપાવનો સત્કાર મેળવી જુનાગઢ તરફ પધાર્યા. ધોરણ મુજબ અગાઉથી ઉંટસ્વાર મહા કવિશ્રીના આગમનના ખબર લઈને **જુનાગઢ** નવાબ સરકાર હજૂર ગયો અને મહા કવિશ્રીના આગમનના શુભ સમાચારનો પત્ર રાજમહેલમાં જઈને આપ્યો.

ઈતિ શ્રી **'કેસરભક્ત'** વિરચિતે **શ્રી બ્રહ્મસંહિતા** મધ્યે દ્વિતીય પ્રકરણે ધ. ધુ. આચાર્ય શ્રી **અયોધ્યાપ્રસાદજી** મહારાજ સદગુરૂ શ્રી **દેવાનંદસ્વામી** સંવાદે, મહા કવિશ્રી **લાડુદાનજી** શ્રી દ્વારિકાયાત્રા પ્રસંગ અને જામ સત્કાર સમારંભ નામ તૃતીયોઽધ્યાયઃ સમાપ્તઃ ।। ૩ ।।

**।। શ્રીજી ।।**

**અધ્યાય ૪ ચોથો**

# શ્રી જુનાગઢ રાજ્ય સન્માન

**જુનાગઢ**ના એક નાગર ગૃહસ્થ કે જેઓશ્રી નવાબસાહેબ ની કચેરીના



એક મહાન મુસદ્દી હતા. તેઓ જામનગરના રણછોડજી દીવાનના સગા હોવાથી તે જામનગર આવેલા, ત્યાં તેમણે જામશ્રીના દરબારમાં મહા કવિશ્રી **લાડુદાનજી**ના શતાવધાનો જોયેલ, કાવ્યો સાંભળેલ, અને **જામસાહેબ** તરફથી **રાજકવિરત્ન**નો બહુજ ઉત્તમ પ્રકારનો સત્કાર થયેલો એ સ્વનજરે જોયેલું. તેથી તે તમામ હકીકત પોતે જુનાગઢ આવીને **'નવાબ સરકાર'** ની કચેરીમાં દીવાન રૂગનાથજી કે જેઓ નાગર હતા. (જામનગર દીવાનજીના સગાભાઇ હતા) તેમની પાસે ખુદ નવાબ સરકારની હજૂરમાં વર્ણન કરી બતાવી, મહા કવિશ્રીની બહુજ તારીફ કરી એ સાંભળી સૌ આશ્ચર્ય પામ્યા. અને એવા ઓલિયા (દૈવી) પુરૂષના દર્શન કરવા ખુદ નવાબ સાહેબ પણ આતુર જણાયા. તેટલામાં સાંઢડી સ્વારે ત્યાં આવી મહા કવિશ્રીના આગમનનો પત્ર આપ્યો, તે કાજી સાહેબે વાંચી સંભળાવ્યો. એથી નવાબ સાહેબ અને સૌ સભાજનો બહુ જ હર્ષ પામ્યા.

એ સમયે જુનાગઢની ગાદી ઉપર **'નવાબશ્રી' હામીદખાનજી** (પહેલા) બીરાજતા હતા. તેમના પાસે **વજીર** તરીકે એક **'મકબુલમીયાં'** નામના કાજી સાહેબ હતા, નવાબ તેને પુછીને જ પાણી પીતા. તેટલો વિશ્વાસ અને કાબુ નવાબ સાહેબ ઉપર તે કાજી સાહેબનો હતો. કાજી **'કુરાને શરીફ'** પઢેલા હતા. સંગીત સાહિત્યના પણ શોખીન હતા. રાજ્યમાં કોઈ દેશી પરદેશી વિદ્વાન કવિઓ કે ગવૈયાઓ આવતા તેઓને નવાબની સલામ ન થતી; પરંતુ કાજી સાહેબ તેની મુલાકાત લઈને તેને યોગ્ય શિરપાવ આપી રવાના કરી દેતા. દરબારમાં કોઈ રાજકવિ પણ હતો નહીં. કાવ્ય સાહિત્ય સંગીત કળા, એમાંનું એકે વસ્તુનું જ્ઞાન નવાબને નહોતું, કેમકે કોઈ ગુણી પુરૂષના સમાગમમાં તેમને કાજી સાહેબ આવવા દેતા નહીં. જેથી નવાબ તો એમ જ સમજતા કે આપણા **કાજી સાહેબ**થી કોઈ વિદ્વાન કે હોંશિયાર આદમી જ નથી.

જામનગરમાં મહા કવિશ્રીનું બહુજ સનમાન થયાનું સાંભળીને તથા કવિશ્રીની તારીફ સાંભળીને નવાબના દિલમાં એવા પુરૂષને મળવાની ઈચ્છા હતી તેમજ મહા કવિશ્રી 'ખાસ જુનાગઢમાં ખુદ નવાબશ્રીની મુલાકાત લેવા આવે છે.' એમ પત્રથી જાણી, નવાબે કાજીસાહેબને ભલામણ કરી કે, 'એ મહા કવિશ્રીનું સન્માન જામનગર રાજ્યથી સવાયું કરજો આ મુસ્લીમ રાજ્ય છે તેથી મારૂ સન્માન બરાબર ન થયું, તેવું મહા કવિશ્રીના મનમાં ન લાગી આવે તેની સંભાળ રાખી, મારી મુલાકાતનો અનુકુળ ટાઈમ તમે ગોઠવજો.' આમ ખુદ નવાબે મહા કવિશ્રીની ઉત્તમ સરભરા કરવા ભરકચેરીમાં કાજીસાહેબને ખાસ સૂચના કરી.

મહા કવિશ્રી ધોરાજીથી આગળ ચાલતા જેમ જેમ જુનાગઢ નજીક ગયા તેમ તેમ તેઓશ્રીને **'રેવતાચળ પર્વત'** (ગીરનાર ડુંગર) નજીક દેખાવા લાગ્યો. ગીરનારની તળેટીમાંના નાનાં નાના ગામડાઓની ઝાંખી થતાં **'આબુરાજ'** ની તળેટી નીચેના **'ખાણગામ'** ની (જન્મભુમિની)ની યાદી આવી. પરંતુ જન્મસ્થાન તો ઉત્તર દિશામાં પાછળ રહી ગયું, અને પોતે તો દક્ષિણ દિશા તરફ આગળ વધતા જાય છે, એમ મનમાં જણાતાં જેમ બને તેમ વહેલી તકે હવે **'મરૂભૂમિ'** તરફ પ્રયાણ કરવું. પણ જુનાગઢથી **'સોમનાથજી'** (પ્રભાસ પાટણ) નજદીક હોવાથી ત્યાંની તીર્થ ભૂમિનાં દર્શન કરી, જેમ પશ્ચિમનો સમુદ્ર કીનારો જોયો, તેમ દક્ષિણનો સમુદ્ર કિનારો જોઈ, પછી દેશમાં સીંધુ જવું. આમ વિચારતા વિચારતા જુનાગઢના **મજેવડી** દરવાજે આવી પહોંચ્યા. મજેવડી દરવાજે મહા કવિશ્રીનો રાજસત્કાર કરવા માટે રાજ્યના અમીરો હાજર હતા. તેઓએ બહુજ વિનયપૂર્વક સ્વાગત કરી **'સરદાર બાગ'** માં ઉતારો આપી, કવિશ્રીના ઘોડાઓ, ઉંટો, માણસો વગેરે રસાલાનો પણ યોગ્ય બંદોબસ્ત કરી, સારી સરભરા કરવા લાગ્યા. પ્રવાસનો થાક ઉતારવા નવાબ સાહેબની મુલાકાતની તારીખ એક અઠવાડીએ મુકરર થઈ.

મહા કવિશ્રીએ એક અઠવાડીયામાં તો નવાબશાહીનો સંપૂર્ણ અનુભવ મેળવી લીધો. કાજીસાહેબના મનમાં, હું સર્વ જાણું છું.' તેવું મિથ્યા અભિમાન છે, એ પણ મહા કવિશ્રીથી અજાણ્યું ન રહ્યું. કાજી સાહેબ પણ બેઘડી–કાન પકડી જાય તેવા રસ અલંકારવાળું કાવ્ય સંભળાવવાની મહા કવિશ્રીએ તૈયારી કરી રાખી હતી.

## નવાબ સાહેબનો દરબાર

રાજ્ય તરફથી અમીરો સરદારો ચોપદાર સાથે તેડવા આવતા મહા કવિશ્રી આગળના (ધ્રાંગધ્રા) પ્રકરણમાં કરેલા વર્ણન મુજબ રજવાડી ઉત્તમ પોશાક ધારણ કરી. પાલખીમાં બીરાજી સૌ સાથે રાજ્ય મહેલમાં પધાર્યા. ત્યાં (હાલના માણેક ચોકમાં આવેલા જુના રાજ્ય મહેલમાં) નવાબ સાહેબની મુલાકાત થઈ, આગળના પ્રકરણમાં વર્ણન પ્રમાણે રાજરિતીથી નવાબસાહેબે ઉભા થઈ **'તાજીમ'** લઈ બેઠક આપી. નજર ન્યોછાવર કરી રાજ્ય કુટુંબની કુશળતા પુછી આશીર્વચનો ઉચ્ચાર્યા. પછી કાજીસાહેબનો પરિચય થતાં તેઓની કુશળતા પુછી તેને ઉદેશી એક ઉપદેશી **'કવિત'** પોતાની છટાદાર ચારણ શૈલીથી સંભળાવ્યું.



### ઉપદેશી કવિત

**દિયા હૈ ખૂદાને ખૂબ ખુશી કર ગ્વાલ કવિ,**
**ખાના પીના લેના દેના ઓહી રહ જાના હૈ – ॥**
**કેતેક અમીર ઉમરાવ બાદશાહ ગયે,**
**કર ગયે કૂચ તાકા લગા નાં ઠિંકાના હૈ- ॥**
**હિલો મિલો પ્યારે જાન બંદગીકી રાહ ચલો,**
**જીંદગી જરાસી તામે દિલ બહલાના હૈ- ॥**
**આવ પરવાના બને એક હુન બાના,**
**થાતેં નેકી કર જાના ફિર આના હૈ ન જાના હૈ –। ૧ ।**

**ભાવાર્થ :–** કવિ કહે છે કે હે ઈન્સાન ? જો તને ખુદાયે (ઈશ્વરે) કંઈ પણ આપેલ હોય તો, તું સર્વને ખુશી કર; કારણ કે આ જગતમાં તો ખાવું,પીવું, લેવું, દેવું, એજ રહી જવાનું છે, કેટલાએક અમીર ઉમરાવો બાદશાહો, આ દુનિયા ઉપરથી કુચ કરી (મરી) ગયા છે. તેઓને કઈ જગ્યાએ દફન કર્યા હતા તે ઠેકાણું પણ આજે ગોતતા મળવું મુશ્કેલ છે. માટે હે પ્યારા દોસ્તો,સૌ સાથે હળી મળીને રહો, તેમજ બંદગીના રસ્તે (ધર્મને રસ્તે) ચાલો, આ ટુંકી જીંદગીમાં દિલ બ્હેકાવવું નહીં જ્યારે ખુદાના ઘરથી 'રૂ' (જીવ) કબજે કરવાનો પરવાનો લઈ ફિરશ્તાઓ આવશે ત્યારે એક પણ બહાનું તે વખતે નહીં બતાવાય; તરત જ જવું પડશે. માટે હે બંદા નેકી કરી જાવું (કીર્તિ કરી જવું) કારણ કે આ અમૂલ્ય મનુષ્ય દેહમાં ફરીને અવાય જવાય તેવું નથી.

કાજી સાહેબ તો આ એક જ કવિતામાં સારાએ **''કુરાને શરીફ''** ની મતલબ (સાર) સાંભલી દિગ્મુઢ થઇ ગયા અને હાથ જોડી બોલ્યા કે 'કવિરાજજી, આપ જો પઢતે હો સો સબ સચ્ચ (સત્ય હે) હૈ, કુરાનકા સાર નિકાલ એક છોટા સા કાવ્યમેં આપ સબ સૂના દીઆ 'સુભાન અલ્લાહ' સુભાન અલ્લાહ! એમ બોલી મનમાં કલમો પઢી પોતાના હાથ ચુંબી, આખે અડાડી મહા કવિશ્રીને કોઈ મહાન 'ઓલિયા' પુરુષ જાણી પગે લાગ્યા.

કાજી સાહેબ નમ્યા. એટલે નવાબે તો મહા કવિશ્રીને મોટા પેગંબર કે ખુદાઈ ફિરશ્તા માની ગળગળે અવાજે તખત ઉપરથી નીચે ઉતરી ઊભા*

* નવાબ સાહેબ ઉભા થતાં સઘળી કચેરી ઊભી થઇ મુસ્લીમો કલમો પઢી તોબાં પુકારવા લાગ્યા!

તોબા પુકારી કહેવા લાગ્યા કે 'હે ખુદા, મૈ તો આદમ હું, રાજ કે મામલેમે કુછ બદી (ખરાબી) બન જાવે તો તુ મેરે કું તેરા બંદા સમજ માફી કર મૈં જાહેરમે તોબા પુકારતા હું.'

માત્ર એ એક જ કાવ્યે કરૂણારસ ઉત્પન્ન કર્યો પોતાના **અખંડ બ્રહ્મચર્ય**ના પ્રભાવે મુસ્લીમ રાજ્યમાં ખુદાના (પરમેશ્વરના) એક પેગંબર (ભક્ત) રૂપે મહા કવિશ્રીએ પોતાનો પ્રભાવ જણાવ્યો; તેથી નવાબ કાજી, અમીર ઉમરાવો. સરદારો, મોલવીઓ, પંડિતો, શાસ્ત્રીઓ, વગેરે સહુ સભાજનોને મહા કવિશ્રીમાં કોઈ અદભૂત દૈવત જણાયું. પ્રથમથી સાંભળેલી તારીફ સત્ય જણાતાં, સૌએ એવા મહાપુરૂષના દર્શન થતાં કૃતાર્થ થયાનું જાણી, હૃદયના શુદ્ધ ભાવથી નમસ્કાર કર્યા. ત્યારે શ્રી **લાડુદાનજી**એ સૌને બન્ને હાથો ઉંચા કરી આશિષ આપી. તે પછી એકાદ છંદ સંભળાવી પોતાની અદભુત શક્તિનો વધુ પ્રકાશ કર્યો, એ પ્રકાશના અંતે સુર્યાસ્ત થતાં સોનારૂપાની મશાલો પ્રગટાઈ આવતાં **'નીમારોશની સલામ'** ની નેકી (છડી) ચોપદારે પુકારતાં, સૌ પોત પોતાને આસનેથી ઉઠી સૌ સૌના ઈષ્ટદેવનું મનમાં સ્મરણ કરી પોત પોતાનો જમણો હસ્ત જોઈ નરાણાંચ નરાધિપ એ સુત્રને અનુસરી સહુએ નવાબ સાહેબની કુરનસ (ઝુકીને સલામ) કરી. કાજી મુલ્લા મોલવી, ફકીર, સૈયદ; એ સૌ કલમો પઢ્યા. એટલે નવાબે સૌની સલામ સ્વીકારી અને મહાકવિશ્રી **લાડુદાનજી**ને તો તખ્ત ઉપરથી બે હાથ જોડી **'નવાબે'** નમન કર્યુ. તે પછી થોડો વખત રાજ ગાયકોનું સંગીત સાંભળી રાત્રી પડતા, ફરીને મહા કવિશ્રીના કાવ્યો અને શતવિદ્યાનો વગેરે સાંભળવાનો એક દિવસ મુકરર કરવાનું જણાવી કચેરી બરખાસ્ત કરી.

## કાજી સાહેબનું કપટ અને ગુઢોકિત કાવ્ય

કાજી સાહેબ પોતાના મકાન ઉપર બીજે દિવસે મોલવીઓ, શાયરી (કવિઓ) નો મુસાયરો (ડાયરો) ભર્યો. જુનાગઢમાં પણ પઢેલા આદમી છે; તેમ જ (હું કાજી સાહેબ પોતે) પણ તેમા કંઈક સમજું છું. તેવા અભિમાનથી હવે પછીની બીજી કચેરીમાં મહા કવિજી મુંઝાઈ જાય એવા પ્રશ્નોત્તરો કરવા વિષેની ચર્ચા કરી, સર્વ તૈયારી કરવા અગાઉથી સૌને સુચના કરી હતી.

મહા કવિશ્રી **લાડુદાનજી** મહાન વિદ્વાન હોવા છતાં સ્વભાવ ઘણો જ મળતાવડો અને રમુજી હોવાથી, તેઓ મોટા માણસની સાથે મોટા અને નાના માણસો સાથે નાના બની સાદાઈથી રહેતા. એક વહેલી સવારે કવિશ્રીની હજામત કરવાને રાજનો હજામ આવ્યો, તેને પોતે વાતો કરી જરા હુલાવ્યો



ફુલાવ્યો, તેથી તે ઘણો રાજી થતાં હજામત બનાવતાં બનાવતા બોલી ગયો કે 'ગઈ રાત્રે હું કાજી સાહેબની તહેનાતમાં હતો ત્યાં ઘણાએક મોલવીઓ અને શાયરો એકઠા થયા હતા. અને નવા આવેલા રાજકવિ (આપ) નેં મુંઝવણ ઉત્પન્ન થાય તેવા અનેક પ્રશ્નો પૂછવાનું નક્કી કર્યા પછી સૌ મોડી રાત્રે જુદા પડયા હતા. આપશ્રી કોઈ ઓલિયા પુરૂષ છો તેમ પણ તેમાનાં કેટલાએક કહેતા હતા, પણ કાજી સાહેબના બહુજ આગ્રહથી હવે ફરી જ્યારે દરબાર ભરાય ત્યારે સૌ એકમત થઇ આપને મુંઝવે તેવા પ્રશ્નો પુંછવાનું નક્કી કર્યુ છે હવે કચેરી ભરાય ત્યારે ખુદા કરે તે ખરૂં.' ઉપર પ્રમાણે તેને વાત કરી હજામત બનાવી એટલે મહા કવિશ્રીએ તેને પાંચ કોરી બક્ષિસ આપી. તેથી તે બહુ જ ખુશી થઈ ઝૂકી ઝૂકી સલામો ભરીને ચાલતો થયો. તે પછી મહાકવિશ્રીએ મનમાં વિચાર્યુ કે જરૂર કંઈક યોજના ઘડાઈ લાગે છે.

મહાકવિશ્રીને તો ઈષ્ટ સાધ્યુ હતું. વિદ્યાગુરૂશ્રીની ઘણીજ પ્રસન્નતા મેળવી હતી. લગભગ એક હજાર ઉપરાંત પ્રાચીન કાવ્યો (સામાજીક, ધાર્મિક અને રાજકીય વિષયના) કંઠસ્થ હતાં. તે ઉપરાંત તર્ક શક્તિ શીઘ્રશક્તિ, યાદશક્તિ, કાવ્યશક્તિ સાથે હાજર જવાબી અને સર્વ કળાનિપુણ સમર્થ પંડિત હતા. તેથી તેઓશ્રીએ થોડા વિચારના અંતે સર્વ પરિસ્થિતિ પારખીને એક **'પ્રશ્નોત્તરી કાવ્ય'** તે સભામાં બોલવાનું નક્કી કરી રાખ્યું.

નવાબના પ્રથમ મિલાપ પછી લગભગ એક માસ ગયા પછી **'રમજાન ઈદ'** નો મોટો દરબાર થતાં, કાજી સાહેબના ફરમાનથી જુનાગઢ રાજ્યના તમામ મોલવીઓ, શાયરો, કાજીઓ, શાસ્ત્રીઓ, પુરાણીઓ, કવિઓ, પંડિતો, વગેરે સાહિત્ય વિદ્યાના જાણનારાઓ તથા રાજ મુસદ્દીઓ, અમીર, ઉમરાવો,સરદારો, વગેરે સૌ સૌની મિસલે (બેઠકે) ગોઠવાઈ ગયા. મહા કવિશ્રી **લાડુદાનજી**ને આમંત્રણ મળતા તેઓ પણ પુરતા દમામથી સજ્જ થઈને પાલખીમાં બેસી દરબારગઢમાં પધાર્યા. રાજરિત પ્રમાણે ઈદ મુબારકની નજર ન્યોઝાવર ધોળ, ગાનતાન અને ખેરના દુવા, પ્રોગ્રામો પૂર્ણ થતા, વજીર (કાજી) સાહેબ તરફથી મહાકવિશ્રીને કાવ્ય સાંભળાવવા વિનંતિ થઇ. મહાકવિશ્રીએ વિચાર્યુ કે વહેલો તે પહેલો એમ માની પ્રભુ સ્મરણ કરીને પોતાનું વક્તવ્ય શરૂ કર્યુ.

'ખુદાવિંદ સોરઠ સરકાર શ્રી **નવાબ સાહેબ** અને સર્વ મહાશયો; હું અત્યારે અમારા ચારણી સાહિત્યના અલંકારોમાં **ગુઢોકિત સહ અસંગતિ**

**સંકર અલંકાર'**નું એક કાવ્ય સંભળાવીશ. ગૂઢોકિત એટલે ગૂઢ આશયથી યુક્તિમાં એકને કહીને બીજાને સંભળાવવું. તેને ગૂઢોકિત કહે છે. તેમજ કારણ વિના વિરૂદ્ધ કારણ ઉપજે તેનુ નામ **'અસંગતિ અલંકાર'** છે. જ્યા એકથી વધારે અલંકારો કાવ્યમાં એકઠા થાય તે નિરાળા નહિ દેખાતા દૂધ પાણીના પેઠે મળી જાય તે **'સંકર અલંકાર'** કહેવાય. આ કાવ્ય પણ તેવું જ છે. સારાએ સૌરાષ્ટ્રના આપ નામદાર શ્રી **'સોરઠ સરકાર'** છો. આપશ્રીના રાજ્યમાં વિદ્વાનો, મોલવીઓ અને કાજીસાહેબ જેવા સમર્થ બુદ્ધિશાળી પુરૂષો સૌ મારા બોલેલા કાવ્યનો સમજી વિચારી સ્પષ્ટ અર્થ સભા સમક્ષ કરી આપશે એવી હું આશા રાખું છું.'' તે પછી ઈષ્ટ સ્મરણ કરી નીચેનું કાવ્ય સુકંઠ અવાજે લલકાર્યુ.

## છંદજાતિ ચિંતામણિ

(રાગ ફકીરી જકડી-ગઢલ)

**જગા હૈ જોગીકી ધૂની, બરસત બુંદસે દૂની ॥**
**બીના લકેર સુના બૂઝે, નયનસેં જોત નાં સૂઝે, ॥**
**નિકટસે તાપ નાં લાગે, સન્યાસી દુરસે દાગે; ॥**
**પિયાલા પ્રેમકા પીયા, ઉનોને માયાના લીયા ॥ ૧ ॥**
**સરોવર અંતરિછ નીરા, ચલે ચહુ ઔર જલ શીરા, ॥**
**બસત હૈ તીરપર હંસા, નલોહૂ હાડ અરૂ મંસા; ॥**
**ભરે પરીપુર બિન મેહા, તહાં હૈ જોગી કા નેહા, ॥**
**પિયાલા પ્રેમકા પીયા, ઉનોને માયના લીયા. ॥ ૨ ॥**
**ગિરબ્બર શ્રંગ નવરંગી, શિખર શરકંજ મેં ભ્રંગી ॥**
**ન પહોંચે પાવ પરવારા, અપંગીકા સુ અખ્ખારા; ॥**
**બિના શિર બાસ કે ભોગી, લગે હે સાધના જોગી, ॥**
**પિયાલા પ્રેમકા પીયા, ઉનોને માયના લીયા. ॥ ૩ ॥**
**સુચીકા સૈલકી અગ્રા,ચહુ દિશ ચાર હૈ નગ્રા, ॥**
**ઉનો મધ દેવકા ડેરા, ત્રિબેની તાસકે ફેરા; ॥**
**કરે તન ખંડ સો જાવે, સુરત જોગી તહા લાવે, ॥**
**પિયાલા પ્રેમકા પીયા, ઉનોને માયના લીયા. ॥ ૪ ॥**



**મહલ અજ ગેબકી માયા, ઝરોંખા વ્યોમસેં લાયા, ॥**
**ન પહોંચે ચંદ અરૂ સૂરા, ઉનોસે સહસ ગુન નૂરા; ॥**
**મની માનક જહં થાપે, તહાં સન્યાસ તન તાપે, ॥**
**પિયાલા પ્રેમકા પીયા, ઉનોનેં માયના લીયા. ॥ ૫ ॥**
**જમીમેં બીજ લગવાયા, બિરખ બ્રહ્મંડ મે છાયા, ॥**
**પરંદા પંખ બિન આયે, મધૂ વિસરામ ઠહરાયે; ॥**
**વહી ફલ ફૂલ કી આશા, કિયા હૈ જોગીને બાસા, ॥**
**પિયાલા પ્રેમકા પીયા; ઉનોનેં માયના લીયા. ॥ ૬॥**
**હલાહલ સિંધુ કે પારા, અગિન કા દ્વીપ હૈ સારા, ॥**
**બ્રખા ખગ ધારસેં પાતે, કટે ઉસ રાહકોં જાતે, ॥**
**મુનિ તહાં ડાર મૃગછાલા, જપેનિજ નૈનકી માલા, ॥**
**પિયાલા પ્રેમકા પીયા ઉનોને માયના લીયા. ॥ ૭ ॥**

(પ્રવીણ સાગર)

ગંભીર સાગરસમ ઘૂઘવાતો પડછંદા પાડતો પહાડી અવાજ, સુકંઠી હલકભરી કાવ્ય બોલવાની ચારણી શૈલી, એ કાવ્યના ગૂઢ મર્મને સાંભળતા જ સભા દિગ્મૂઢ બની ગઈ. મોલવીઓ, કાજીઓ મુગ્ધ થયા. **નવાબે** તો જાણ્યું કે, આસમાનમાંથી ઉતરતો કોઈ ખુદાઈ ફિરસ્તો ખુદાઈ ફરમાન પડી, **મારફતી** જ્ઞાનનું બ્યાન કરતો હોય તેમ માની આફીન થઈ ગયો. **મુસ્લીમો** તો ત્રીસ રોજાઓના ફળરૂપી **'હકીકત'**, **'તરીકત'** **'સરીયત'** અને **મારફત** વગેરે ચારે જ્ઞાનને ઉપરના કાવ્યમાં સમજી ખુદાના સુકર માનવા લાગ્યા. સૈયદ, ફકીરો, તો જકડી રાગની છાંયામાંજ અંઝાઈ ગયા, કાવ્ય, સંગીત અને સાહિત્ય રસજ્ઞ મુત્સદ્દીઓ, ગૃઢાર્થના મર્મને ઉકેલવાને, તર્કવિર્તક કરવા લાગ્યા. **'કાજીસાહેબ'** એંસી વર્ષની ઉમરભરમાં આવું ઉમદા અને માર્મિક કાવ્ય પ્રથમ જ સાંભળતા ખુદાના સુકર માગી, કલમો પઢી, સફેદ દાઢી ઉપર હાથ ફેરવવા લાગ્યા. આવી રીતે સૌ **'સભાજનો'** આપણા મહાકવિશ્રી **લાડુદાનજી**ના મુખારવિન્દમાંથી નીકળતી કાવ્યગંગાની અમૃતધારાનું પાન કરી, કાવ્યકુસુમના અર્થ પરાગની સૌરભમાં ગરકાવ બની રહ્યાં.

મહા કવિશ્રીએ કાવ્યનું છેલ્લુ ચરણ પુરૂં કરી શાન્તિને માપી, તો એ હજારો માનવ મેદનીમાં એ વખતે સોય નીચે પડે તો પણ અવાજ

સંભળાય એવી શાન્તિ અનુભવી, કવિશ્રીએ તે સૌ કોઈને કાવ્યમંત્રથી મુગ્ધ કર્યા પછી ખુદ નવાબ સાહેબ સામું જોઈ વીરતાભરી વાણીથી સિંહગર્જના કરી કે, **'છે કોઈ આપની સભામાં આ કાવ્યનો મર્મ ઉકેલનાર ? કવિ, પંડિત, સાયર, મોલવી હોય તો, આવી બેસે મારા સામો.** એ સાંભળી નવાબે સભા સામી નજર નાખી તો કાજી સાહેબ નીચે મુખે દાઢીના સફેદ બાલ ઉપર હાથ ફેરવતા હતા. અનય મોલવીઓ, કવિ પંડિતો નીચે મોઢે બાલ ઉપર હાથ ફેરવતા હતા. અન્ય મોલવીઓ, કવિ પંડિતો, નીચે મોઢે ગલીચા પરના ગુચ્છો પર હાથ ફેરવી રહ્યાં હતા. પાંચ મીનીટ સુધી સભામાંથી કોઈ પુરૂષ એ માર્મિક કાવ્યના અર્થો કરવા તૈયાર નહીં થતાં, નવાબ સાહેબ ફરમાવ્યું કે, **'કવિરાજશ્રી ! આપ કલામ આપહી જ ખોલો, યે તો ખુદાઈ બાની હૈ; કીસી આદમીકી તાકાત નહીં હૈ કી, યે શેરકા બ્યાન કર શકે. આપ કોઈ ઓલિયા આદમ બન આયે હો, આપહી જ પઢો.'** ઉપરનું નવાબી ફરમાન સૌએ ઝીલ્યું, અને રાજકવિ પણ પોતાની જીત થઇ માની એ માર્મિક કાવ્યોના અર્થ કરવા લાગ્યા.

**અર્થો જોગીની ધૂણી વિષે :-** જોગીની ધૂણી સળગે છે. તે (વર્ષા)વરસાદના બુંદથી બમણી પ્રગટે છે, તે ધૂણીમાં નથી લાકડાં કે નથી અગ્નિ તે છતાં તે ઓલવાતી નથી. આંખ્યોથી તેની જ્યોતિ સુઝતી નથી. પાસે જતા તાપ લાગતો નથી, છતાં સન્યાસી દૂરથી બળે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે તેણે જ તેનો મર્મ (ગુઢાર્થ) સમજી લીધો છે. (અર્થાત) ચિદાનંદરૂપી ધૂણી નિરંતર જાગતી છે, અને તે યોગેજ સૃષ્ટિની વૃષ્ટિ થાય છે,તેમાં વગર લાકડા નાખ્યે તે જ્યોત ઓલવાતી નથી; તેમ તે પરમતેજ આ ચર્મ ચક્ષુથી જોવામાં આવતું નથી. તે સર્વવ્યાપી છતાં, તેનો તાપ લાગતો નથી. તેને સાધનાર સંન્યાસીઓ, તેના વિયોગથી મનમાં બળ્યા કરે છે. જેને એ પરિબ્રહ્મના પ્રેમનો પ્યાલો પીધો છે તેને જ તેનો મર્મ સમજી લીધો છે. (૧)

એ જમાનામાં રાજાઓ ઘણી રાણીઓ પરણતા હતા, રખાતો રાખતા હતા. પછી તેમાં માનીતી અને અણમાનીતી રાણીઓ થતી. કોઈ પુર્વના કર્મ યોગે જીંદગી ભરની એ અણમાનીતીઓ રહી, પતિ વિયોગના વિરહ દુઃખો ભોગવતી. નવાબ સાહેબના જનાનખાનામાં પણ તેમજ હતું. આ કચેરી વખતે ત્યાં ઉપરની ગેલેરીમાં 'ચક' (પડદા) નખાવી **'હુરમો'** ની પણ (ઉપરના ભાગમાં) સ્ત્રી સભા ભરાયેલી હતી. × એ હૈયાત

× જામનગરના જામશ્રી **'વિભાજી'** કે જેઓ વિ. સં. ૧૯૫૧ માં



પતિવિયોગી અબળાઓના દિલ દર્દોનો આર્તનાદ મહા કવિશ્રીએ આ કાવ્યમાં વર્ણવી નવાબને તેનો ખ્યાલ આપી તેની ફરજનું તેને ભાન કરાવે છે; જેથી એ માર્મિક કાવ્ય ગૃઢોકિત અલંકાર (યુક્તિથી એકને કહી બીજાને સંભળાવવું તે) થી નીચે પ્રમાણે તે પતિવિયોગી વિરહણી સ્ત્રીઓ ઉપર અર્થ ઘટાવી રાજકવિ અર્થ કરવા લાગ્યા.

**પતિવિયોગી વિરહણી સ્ત્રી વિષે**-પતિવિયોગી સ્ત્રીરૂપી જોગીની ધૂણી વિરહથી જાગતી (સળગતી) છે; તેમા આંસુના બીંદુ વરસવાથી બમણી સળગે છે. એ અંતરની વિરહની સળગતી ધૂણીમાં બળતણ નહિ નાંખતા છતાં, બુઝાઈ જતી નથી. તેનો ભભૂકો કંઈ દ્રષ્ટિએ દેખાતો નથી. તેમ તેની પાસે રહેવા છતાં તેથી દાઝતા નથી. પરંતુ પ્રીતિના વિયોગથી તેનો જીવરૂપી સન્યાસી દાઝે છે. પ્રેમનો પ્યાલો પીધો છે તેણે જ એ મર્મ સમજી લીધો છે. (૧)

**જોગી વિષે સરોવર-** અંતરિક્ષમાં એક પાણીનું છલકાતું સરોવર છે, જેમાંથી ચારે દિશે જળ ધારા ચાલે છે; તેના તીરે હંસ વસે છે, જેના તનમાં લોહી હાડકા, કે માંસ નથી. વરસાદ વગર તે સરોવર પાણીથી ભરપૂર છે, તે ઠેકાણે જોગીનો સ્નેહ છે; જેણે પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે તેનો મર્મ સમજી લીધો છે. **અર્થાત** જે પાણી વડે આ જગત ઉત્પન્ન થયું છે તે, જળથી પૂર્ણ સરોવર રૂપ 'બ્રહ્મ' આકાશમાં સર્વ વ્યાપી છે (બ્રહ્મ સભર ભર્યો છે.) જેમાંથી ચોગરદમ પાણીની સેરો ચાલે છે, (પ્રસરે છે.) 'હંસ ' 'આત્મા' તેની સમીપમાં જ રહે છે. તેમાં લોહી હાડકા કે માંસ નથી. વરસાદ વિના એટલે કે કંઈએ પૂરવણી મળ્યા સિવાય, તે બ્રહ્મ સરોવર ભરપૂર (પૂર્ણ) રહે છે. જોગી લોકો ત્યાં પ્રેમ લગાડે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે તેણે જ તેનો મર્મ સમજી લીધો છે.

**વિયોગીની સ્ત્રી વિષે** - એ વિરહણીના ચક્ષુ રૂપી સરોવર અંતરિક્ષ છે, અને પાણીથી ભરપુર છે, એ આંખ્યો રૂપી સરોવરમાંથી ચોતરફ જળધારાઓ ચાલે છે. તેના તીરે તેનો 'હંસ' (પ્રાણ) વસે છે કે, (ક્યારે

સ્વર્ગવાસી થયા તેના જનાનખાનામાં ૧૪ રાજપુત રાણીઓ, અને ૬ મુસ્લીમ રખાયત રાણીઓ, તથા ૪ તવાયફ રાણીઓ મળી કુલ ૨૪ પડદેનશીન રાણીઓ હતી. તે ઈતિહાસ પ્રસિદ્ધ વાત છે. (જાુઓ શ્રી યદુવંશ પ્રકાશ અને જામનગરનો ઈતિહાસ) ઉપરનો કાવ્ય પ્રસંગ તો તેનાથી એક સૈકા પહેલાનો એટલે કે એ વખતે સોરઠ સરકારને સાંભળવા પ્રમાણએ કુલ ૩૬ બીબીઓ હતી.

(સંપાદક)

પતિને આ ચક્ષુથી નિરખું ? એ આશાએ જ તેનો જીવ આંખમાં જ રહ્યો છે.) તેમાં લોહી, હાડ, કે માંસ, નથી. વળી તે સરોવર વરસાદના જળ વગર પાણીથી ભરપૂર છે. તેમા એના જીવરૂપી સન્યાસીનો નેહ લાગ્યો છે. જેણે એ પ્રેમનો પ્યાલો પીધો છે તેણે જ તેનો મર્મ સમજી લીધો છે. (૨)

**જોગી વિષે પર્વતનું શિખર–** નૂતન રંગબેરંગી પર્વતનું શિખર છે. તે શિખરના માથા ઉપરના કમળમાં ભમરો વસે છે, ત્યાં પગવાળા મનુષ્યો કે પાંખોવાળા પક્ષીઓ જઈ શકતા નથી. તેવી વિકટ જગ્યાએ પગ વગરના પાંગળાઓનો ત્યાં અખાડો છે. વળી શીશ (મસ્તક) વિનાનો એ (ભ્રમર) છતાં કમળની પરિમલ લેવાનો તે ભોગી છે. જોગીની ત્યાં સાધના લાગી છે. જેણે તે પ્રેમનો પ્યાલો પીધો છે તેણે જ તે મર્મ સમજી લીધો છે. અર્થાત આ સ્થુળ કલેવરરૂપી ગિરિરાજની તુંગ **'ટોચ બ્રહ્મરંધ્ર'** ઉપર સહસ્ત્ર પાંખડીનું કમળ છે, તેમાં આત્મારૂપી ભમરો વસે છે તે ઠેકાણે પગેથી ચાલનાર મનુષ્યાદિક પ્રાણીઓ તથા પાંખોવાળા પક્ષીઓ જઈ શકતા નથી,પરંતુ પગ વિનાના પાંગળા 'અનુભવીઓ' નો ત્યાં અખાડો છે. વળી શીશ વિનાના વિદેશી જીવો જેની પરિમલ અર્થાત 'વાસના' લેવાના ઉત્સુક છે. જોગીઓ તેની સાધના કરવા લાગ્યા છે. જેણે એ પ્રેમ રૂપી પ્યાલો પીધો છે તેણે જ તેનો મર્મ સમજી લીધો છે.

**વિયોગીની સ્ત્રી વિષે–** સ્તનરૂપી નુતન રંગનું ઉભું અને કઠીન શીખરની ટોચ ઉપર 'ડીટડી' રૂપી કમળમાં કળાશરૂપી ભમરો રહ્યો છે. ત્યાં પગની કે પાંખોની ગતિવાળા જીવો પહોંચી શકે નહિં. પરંતુ પતિનો અપંગ 'મન' નો ત્યાં અખાડો (સદૈવનું રહેઠાણ) છે. તેનો 'જીવ' માથા વિનાનો છકેલો થઈને તેની પરિમલ વાસના લેવાનો ભોગી થયો છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે તેણે જ તેનો મર્મ સમજી લીધો છે. (૩)

**જોગી વિષે –** સોયની અણીની ટોચ ઉપર ફરતા ચોગરદમ ચાર **નગર** વસેલા છે, જે મધ્યે ઈશ્વરનું ધામ અર્થાત દેવાલય છે. તેને વીંટાળીને ફરતી ગંગા, જમના અને સરસ્વતી, એમ ત્રણ નદીઓ વહે છે, જે સ્થુળ દેહનો નાશ કરે તેઓ ત્યાં જઈ શકે, તપસ્વીઓ ત્યાં ધ્યાન લગાવે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે તેણેજ તેનો મર્મ સમજી લીધો છે. **'અર્થાત'** સોયની અણીથી પણ અતિ સૂક્ષ્મ 'ચિદ્બ્રહ્મ' છે.



હવે તે બ્રહ્મમાં ચારેબાજુએ 'સ્વેદજ' 'ઉદભિજ' 'અંડજ' અને જરાયુજ, એવી ચાર ખાણ રૂપી ચાર પુર વસેલા છે; જેની અંદર બ્રહ્મનું રહેઠાણ છે. તેના ફરતી 'જીવ, ઈશ્વર અને માયા' રૂપી ત્રિપુટી વિંટાયેલી છે. જેણે એ પ્રેમનો પ્યાલો પીધો છે તેણે જ તેનો મર્મ સમજી લીધો છે.

**વિયોગીની સ્ત્રી વિષે–** સોયની અણીથી પણ ઝીણી વિરહણીની દ્રષ્ટિ છે; તે ઉપર તેના પતિના મન, બુદ્ધિ, ચિત્ત, ને અહંકાર, એમ ચારે અંતઃકરણ રૂપી ચાર નગર છે. તે વચ્ચે પ્રેમરૂપી ઈશ્વરનું દેવળ છે, તેની દ્રષ્ટિની ચારે બાજુએ શ્વેતતારૂપી 'ગંગા' રતાશરૂપી 'સરસ્વતી' અને સ્યામતારૂપી 'યમુના' નદીઓની ત્રિવેણી વહે છે. જે પોતાની દેહના કટકે કટકા કરે તે ત્યાં સુધી જઈ શકે. એનો જીવરૂપ જોગી ત્યાં જ સુરત લગાવી રહે છે. જેણે એ પ્રેમનો પ્યાલો પીધો છે, તેણે જ મર્મ સમજી લીધો છે. (૪)

**જોગી વિષે–મહેલના દ્રષ્ટાંતે–** ચક્તિ તરેહવાર જેવો ગુપ્ત મહેલની માયા છે, કે જે મહેલના જરૂખા ગગન મંડળ સાથે વાતો કરે છે. વળી તે અગમ્ય જગો ઉપર સૂર્ય કે ચંદ્ર સરીખા પણ જઈ શકતા નથી. કારણ કે તેમનાથી પણ જેનું સહસ્ત્ર ગણું તેજ ઝળકે છે, એવા મણી માણેકાદિ મહા તેજસ્વી રત્નો ત્યાં સ્થાપેલા છે. જોગીઓ ત્યાં રહી દેહને દમન કરી તપ આદરે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે તેણે તેનો મર્મ સમજી લીધો છે. **અર્થાત** ગેબી તનરૂપી મહેલ છે, જેની માયા ઘણી અજાયબ જેવી છે. દશ દરવાજા રૂપી ઝરૂખાં ગગનમંડળ ભણી લાગી રહ્યાં છે, તેમજ તે બ્રહ્મરંધ્રમાં સૂર્યનો કે ચંદ્રનો પ્રકાશ પહોંચી શકતો નથી, કારણ કે તેનાથી પણ મહાન તેજવાળા જીવ, ઈશ્વરરૂપી રત્નો ઝળકયાં કરે છે. તે બ્રહ્મરંધ્રમાં મનની સ્થિરતા દ્રઢાવીને સન્યાસીઓ તનથી તપ આદરે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે. તેણે જ તેનો મર્મ સમજી લીધો છે.

**વિયોગીની સ્ત્રી વિષે–** તેઓના ગુપ્ત મહેલની અજાયબ જેવી રચના છે, જેના ઝરૂખાની પ્રભા આકાશે જઈ અડે છે. ત્યાં પોતાથી હજાર ગણા તેજવાળા નેત્રરૂપી મણી માણેક ઝળહળે છે. તેની આગળ ચંદ્ર કે સૂર્ય પહોંચી (ગ્રહી) શકતા નથી. આ દિવ્ય સ્થળે તે જીવનરૂપી સન્યાસીઓ પોતાનું મન દઢ કરી દેહને દમી તનથી તપ કરે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે તેણે જ તેનો મર્મ સમજી લીધો છે. (૫)

**જોગી વિષે વૃક્ષના દ્રષ્ટાંતે** – ભૂમિ (ધરતી)માં બીજ વાવ્યું તેમાંથી નીપજેલું ઝાડ સકળ વિશ્વમાં છવરાયું. ત્યાં જેને પાંખ નથી તેવા પક્ષી ભમરાઓએ આવીને વીસામો કર્યો, તે તરૂવરના ફળ ફૂલની લાલચે આ જોગીએ ત્યાં મુકામ જમાવ્યો છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે તેણે જ તેનો મર્મ સમજી લીધો છે. **અર્થાત** માયારૂપી ભૂમિને વિષે ચૈતન્યરૂપી બીજ બોયું (રોપ્યું) જેમાંથી ઉગીને વૈરાટરૂપી ઝાડ આખા વિશ્વમાં છવરાયું ત્યાં પરમ જ્યોતિરૂપ પાંખ વિનાના ભમરાએ નિવાસ કર્યો. તે કલ્પતરૂ રૂપી મોક્ષરૂપી ફળફૂલની આશાથી જોગીઓ ત્યાં વાસો કરી રહે છે. જેણે એ પ્રેમનો પ્યાલો પીધો છે તેણે જ એ મર્મ સમજી લીધો છે.

**વિયોગી સ્ત્રી વિષે** – તેના ઉરરૂપી પૃથ્વીમાં પ્રેમરૂપી બીજ રોપ્યું' જેના યોગે એક વૃક્ષ સકળ બ્રહ્માંડરૂપી આખા તને (શરીરે) લહેલુટ પથરાઈ ગયું. તેની જગ્યાએ પાંખ વિનાના મનરૂપી ભમરાએ આવી વાસ કર્યો. એ વૃક્ષના ફળફુલ (પુત્ર પુત્રીઓ)ની આશાથી તેના જીવ રૂપી જોગીએ ત્યાં રહેઠાણ કરેલ છે. જેણે એ પ્રેમનો પ્યાલો પીધો છે તેણે તેનો મર્મ જાણી લીધો છે (૬)

**જોગી વિષે – અગ્નિનો બેટ** – વિષના સમુદ્રને પાર (સામે કાંઠે) અગ્નિનો બેટ છે. તે તલવારની ધાર જેવા મૃગચર્મ બિછાવીને પોતાના નેત્રની માળા જપે છે. જેણે પ્રેમનો પ્યાલો પીધો છે તેણે તેનો મર્મ જાણી લીધો છે. **અર્થાત** સંસારરૂપી વિષમય સાગરને પામ્યા તો ત્યાં વળી તે સંસારના નાના પ્રકારના સુખરૂપ તજવાના પરિતાપ રૂપી અગ્નિનો બેટ આવે છે. એટલું છતાંએ તે ઉપર ઘણા ઘણાં સંકટો રૂપી તરવારની ધાર જેવા પાંદડાનાં ઝાડ છે. તેને છેદી (વટાવી) શકે તો જ મોક્ષ ને માર્ગે જાય. એટલે તે મોક્ષ પદને પામે, તે રસ્તામાં મૃગચર્મ પાથરીને મુનિઓ પોતાની અંતરદ્રષ્ટિ રૂપી માળા જપે છે, જેણે એ પ્રેમનો પ્યાલો પીધો છે તેણે જ એનો મર્મ સમજી લીધો છે.

**વિયોગીની સ્ત્રી વિષે** – લોકોની અમર્યાદા અદેખાઈ રૂપી ઝેરના સમુદ્રને પાર પહોંચીએ ત્યાં વળી ગુરૂ, વૃદ્ધ, જનોના ક્રોધ રૂપી અગ્નિનો બેટ આવે છે. ઉપરાંત તલવારની તીક્ષ્ણ ધાર માફક ઘણીક નાનાવિધ અડચણો રૂપી મ્હોટાં ઝાડના ઝાડો નડે છે. તે વિટંબણાને દૂર કરે તે મિત્રના મેળાપને માર્ગે જઈ શકે. ત્યાં તેનું મન મૃગચર્મ બિછાવીને નેત્રરૂપી માળા જપે છે. મતલબ કે એમની આંખો એમના પતિની આંખો સાથે મળવાની દ્રષ્ટિથી એકીટસે



મટકા રહીત જોઇ રહે છે, એ પ્રેમનો પ્યાલો જેણે પીધો છે, તેણે જ આનો મર્મ સમજી લીધો છે. (૭)

ઉપર મુજબ એ ગુઢાર્થ કાવ્યનાં અર્થો સ્પસ્ટ રીતે સમજાવતાં નવાબી દરબાર આશ્ચર્યમય બની એકી જીભે મહાકવિશ્વરની કાવ્ય શક્તિની તારીફ કરવા લાગ્યો, જનાના ગેલેરી ઉપરથી **સોનારૂપાના** ફુલો, પુષ્પમાળાઓ અને ગુલાબની પાખડીઓથી **જનાની બેગમોએ** મહાકવિશ્રીને અંતરીક્ષમાં રહી (જેમ અપ્સરાઓ વધાવે તેમ) વધાવી આશીષો આપી, એ વખતે **સોરઠ સરકારે** તો શ્રી **લાડુદાનજીને** પોતા પાસે બોલાવી પોતાનાં હાથની આંગળીમાંથી રત્ન જડીત અમુલ્ય **લીલમની વીંટી** કાઢીને મહાકવિનાં હાથમાં પહેરાવીને કહ્યું કે, – આજસે આપશ્રી હમારા જીગર દોસ્ત હો, યેહી મેરા જીગરકી પ્રેમકી નિશાની હૈ, આપ જી, કી માફક (જીવની પેઠે) ઉસકું સંભાલના, કીસી ટાઇમપર દિન ઔર રાતમેં, યે વીટીકી નિશાની સે આપકું મેરી મુલાકાત તુરત હોગી, આજસે આપ હમેરા જાની દોસ્ત હો,' એમ કહીને પગમાં સોનાની બેડી પહેરાવીનેં તાજીમબક્ષી બસએ મુજબ નવાબનું દિલ જીતતા જુનાગઢ જીતાયું, બલકે સારો સૌરાષ્ટ્ર+જીત્યો.

એ પ્રમાણે રાજ્યકવિરત્ને **રમજાન ઇદની** ઇદ મુબારકના નવાબી દરબારમાં મંગળ કરી પોતાને ઉતારે પધાર્યા ત્યાર પછી તો અવાર નવાર વાહન તેડવા આવતાં નવાબસાહેબની મુલાકાત લઇ કાવ્ય વિનોદમાં દિવસો વિતાવવા લાગ્યા.

નવાબ સાહેબને બહાદુરખાનજી નામના શાહજાદા હતા, તેઓ બહુજ ચાલાક અને ઉમર લાયક હોવાથી રાજકાજમાં પણ સાથેજ રહેતા, તેમને કાવ્યનો અને સંગીતનો ઘણોજ શોખ હતો, તેથી મહાકવિશ્રી લાડુદાનજી પાસે તેઓને કાવ્ય સાહિત્ય અને સંગીત ભણાવવા નવાબ સાહેબે સોપણી કરી હતી, શાહજાદા બહુજ તિવ્ર બુદ્ધિવાન હોવાથી તેમણે થોડી મુદતમાં જ સંગીત વિદ્યા સિદ્ધ કરી લીધી. તેમજ મહાકવિશ્રીએ તેમને નરઘા બજાવવાના ઉતમ બજવૈયા બનાવ્યા હતા, તે સાથે કાવ્ય સાહિત્યનું જ્ઞાન પણ સંપાદન કર્યુ હતું, શ્રી લાડુદાનજીને પોતે પોતાનાં વિદ્યાગુરૂ તરીકે માની તેમનું બહુ માન જાળવતા, મહાકવિશ્રી પાસેથી કચ્છી ભાષા,

+તમામ કાઠીયાવાડનાં (સૌરાષ્ટ્ર) નાના મોટા રાજાઓ પાસેથી દર વરસે નવાબ પોતાનો જોરતલબી નામનો કર વસુલ કરતા, એટલે સૌરાષ્ટ્રના દરેક રાજાઓ તેઓના ખંડીયા રાજાઓ હતા, તેથી તે સૌરાષ્ટ્ર સરકાર કહેવાતા હતા.

મારવાડી ભાષા, વ્રજ ભાષા ઉપરાંત જસુરામજી કૃત **રાજનિતી** પણ પોતે ભણ્યા હતા પોતે મુસ્લીમ હોવા છતાયે કોઇ પુર્વનાં સંસ્કારે ઘણા જ હિંદુ ધર્મની ભાવનાવાળા સાદા ધર્મિષ્ટને ઉદાર હતા, પોષાક પણ લગભગ હિંદુ રાજવી જેવોજ પહેરતા, દાઢી રાખતા નહીં. (તે તેઓની તસ્વીર ઉપરથી જણાઇ આવે છે,) એ બધા ઉત્તમ સંસ્કારો રાજકવિશ્રી **લાડુદાનજી**ના સહવાસને જ આભારી હતા, એ **શાહજાદા સાહેબ** અને **નવાબસાહેબ** મહાકવિશ્રીને ત્યાંજ રાજ્યાશ્રિત (રાજકવિ) તરીકે રાખી લેવા ધારતા હતા.

## શ્રી સોમનાથજીની યાત્રા

કેટલાએક દિવસો પછી એક વખત સોમનાથ મહાદેવના દર્શન કરવાની ઇચ્છા જણાવતાં રાજ્ય તરફથી સઘળો બંદોબસ્ત થતાં મહાકવિશ્રી વેળાવળબંદર થઇ પ્રભાસપાટણ ગયા, ત્યાં જ્યોતિર્લિંગ સોમનાથજીનાં દર્શન કરી ત્યાના સોમપરા વિપ્રોને જમાડી મહાદેવની રૂદ્રીઓ કરાવી ચતુર્મુખી દીપમાળાઓ પુરી મહાકવિશ્રી મહાદેવજીની સ્તુતિનો છંદ બોલ્યા–

### શ્રી શંકર સ્તુતિ ત્રીભંગી છંદ

**ગીરજાકે સ્વામી, અંતરજામી, નિર્મલનામી, સુખકારી ॥**
**લાઇ રતિ અંગા, નાચતચંગા, ધરીઉમંગા, અતિભારી ॥**
**સુખ સંપતિદાયક, પૂજનલાયક, ભૂતહિનાયક, ભયહારી ॥**
**તનુંપેગજખાલા, ઓઢવિશાલા, મુંડનમાલા,ગલધારી ॥૧॥**
**ગોરેતનભારી, વિભુતિધારી, હર્ષઅપારી, હિયધારી ॥**
**વિગ્રહકરિભારી, ત્રીપુરજારી, કિર્તીભારી, વિસ્તારી ॥**
**ભળકે શશિભાળા, વપુવિકરાળા, વિલસતવ્યાલા, ભયહારી ॥**
**નેહેનિતઅંગા, રહતહિનંગા, પીવતભંગા, અતિભારી ॥૨॥**
**અંધકકેનાશન. ઉમાવિલાસન, મરઘટ આસન, નિતધારી ॥**
**તપસીતનધારન, અધમઉદ્ધારન, પ્રેમપ્રસારન, સબકારી ॥**

(૧) અંધકાસુરના નાશ કરવા વાળા
(૨) નિત્ય સ્મશાનમાં આસન કરવાવાળા



**કીટાદિક કેતે, પ્રાનિ જેતે, પોષત તે તે, મુદધારી, ॥**
**વાહન વૃષધારી, કરૂનાકારી, જટા અપારી શિરધારી. ॥ ૩ ॥**
**રતિનાથપ્રજારે, દ્રગકી ઝારે, ક્રોધ અપારે મનધારી, ॥**
**હરનોટા૩ ચાહક, ત્રિપુરદાહક, નેહ નિવાઈક નરનારી; ॥**
**લક્ષ્મીદિક સિદ્ધિ, પુનિ નવનિધિ, આદિ રૂદ્ધિ અભિકારી ॥**
**હઠયોગ પ્રકાશી, વિઘન વિનાસી, જન અભિલાસી, સુખકારી ॥ ૪ ॥**
**રજતાચલ૪ વાસી, તંત્ર પ્રકાશી હૃદયહુલાસી, અઘહારી, ॥**
**વરદાન દિવૈયા, ગંગ ધરૈયા, 'હૂક' હરૈયા, અતિ ભારી ॥**
**નાથક કે નાથં, જોરી હાથં, સાતો સાથં રતિલારી, ॥**
**યહ અરજ ઉંચારી, દિલસો ધારી, લહો ઉધારી, કરધારી, ॥ ૫ ॥**

(પ્રવિણસાગર)

સ્તુતિ કરતા ભૂગર્ભનું દેવળ પડછંદાથી ગાજી ઉઠયું, મહા કવિશ્રી 'રૂદ્રનાગણ' જેવું સાક્ષાત રૂપ ધારણ કરી મહાદેવને બિરદાવતાં. મહાદેવ પણ જાણે **'તાંડવ નાચ કરતા'** હોય નહિ શું ? તેવો આભાસ ત્યાં હાજર રહેલા પુજારીઓ આદિ સર્વેને થયો. ત્યાંથી પુજારીઓના આશીર્વાદો (બીલીપત્રો પુષ્પો ચડાવી) લઈ અને પ્રભાસના પાદરમાં**'શ્રી કૃષ્ણચંદ્રના' 'દેહોત્સર્ગ'** ના તીર્થ સ્થાને ત્રિવેણી સંગમ, સમુદ્ર સ્નાન; વગેરે સૌ તીર્થ સ્થળોએ દેવ દર્શન કરી, ત્યાં બ્રહ્મભોજન કરાવ્યું. ત્યાંથી **'પ્રાચીને પીપળે' 'માધવરાય'** ને મળી, ત્યાં યથાવિધિ દાન પૂણ્ય કરી, વળતા 'ગોરખમઢી' એ આવી, **'ગોરખનાથ'** ના ભુગર્ભ આસાન ધૂણી વગેરેના દર્શન કરી, ત્યાંના મહંતને મળી, સૌરાષ્ટ્રના દક્ષિણ કિનારે સમુદ્રની સીમા જોઈ, એવી રીતે રાજ્ય સરભરાથી **'સોમનાથજી'** ની શુભ યાત્રા કરી 'જુનાગઢ' પધાર્યા.

વખતો વખત મહા કવિશ્રી રજા માગે પણ નવાબ તો કહે કે **નહિ આપ ઈધર ઠેર જાવ, મૈં આપકું બડી ઈજ્જત બક્ષી, રાજકવિ, બડે સરદાર બનાકે સાથમેં રખના ચાહતા હું.** તે સાંભળી તેમના પ્રેમને વશ થઇ છએક માસ જુનાગઢમાં રહ્યાં. દરમિયાન ગામના અંદર **'નરસી મહેતાનો ચોરો', 'હાટકેશ્વર મહાદેવ'** ઉપરકોટ, વગેરે

૩ – હરણના બચ્ચાને ચાહવાવાળા
૪– કૈલાસમાં (હિમાલયમાં) રહેવાવાળા 'હુક' દુઃખને હરવાળા

દર્શનીય સ્થાનો અને ઐતિહાસિક સ્થળો જોઈ આવ્યા. ગામ બહાર **'દામોકુંડ' 'રેવતિકુંડ' ભુવેશ્વર, મરઘીકુંડ,** વગેરે તીર્થો કરી, **રૈવતાચળ** (ગીરનાર પર્વત) ઉપર ચડવાની ઈચ્છા કરતા, રાજ્ય તરફથી સઘળો બંદોબસ્ત થયો અને પોતાની સાથેના તમામ માણસો સાથે ગિરનાર ચડયા.

અનેક ગુફાઓ જોતા જોતા **ગૌમુખીગંગા, સેવાદાસની જગ્યા, ભૈરવનાથનો ભેરવ જંપ, (પથ્થર) પથ્થરચટી, ભરતવન, શેષાવન, કમંડલ કુંડ, ગોરખમઢી, ગુરૂદત્તાત્રેયનું શિખર,** આદિ સર્વ સ્થાન ફરી દર્શન કરી **'અંબાજી'** ના મંદિરમાં આવ્યા. ત્યાં અંબાજીની સ્તુતિ કરી.

## છંદ ભુજંગ પ્રયાત

**મહાકાલિકા, માલિકા, મુંડધારા, શબં શ્રૌન શીશં કરં મુક્ત બારા,**
**પરં નિર્ભયં, ગાહિની નગખગ્ગા, જવલંતી ચિત્તામેં સબારૂઢ નગ્ગા**
**મહાકાલ વિપ્રીત્ત રત્તી રમસ્તે, નમસ્તે નમસ્તે નમસ્તે નમસ્તે ।। ૧ ।।**

**મહાવિદ્યયા રાજીતં રક્તબંબા, સધે જોગ જોતી અલૌકિક અંબા;**
**ત્રિનૈનં સરોજં, કરં નીલ સજ્જે, કુચં ગૌર મુખ્ખં કલાચંદ્ર લજ્જે,**
**મહારૂદ્રચિત્તં, કટાક્ષં ભ્રમસ્તે, નમસ્તે, નમસ્તે, નમસ્તે નમસ્તે ।। ૨ ।।**

**ભુવંનેશ્વરી ચંદ્રરૂપા રસાલા, ધરે કુંડલં હેમ મુકતી સુમાલા,**
**બધે બાર જૂરા સુ સિંગાર સજ્જે, કટી કીંકની જેહરી પાય બજ્જે,**
**રસ રંજીતં નૈન શંભુ સમસ્તે, નમસ્તે, નમસ્તે, નમસ્તે, નમસ્તે ।। ૩ ।।**

**બગલ્લા કનંકા સનં હેમ અંગા, કિરીટંશશી અંબરે પીતઅંગા,**
**કુલીશં, ગદા,પાસ જીહા ધરંતી, ગરે ચંપકં જૂહિકી વૈજયંતી,**
**મહાદેવ સંગા ઉછંગા બિસસ્તે નમસ્તે, નમસ્તે, નમસ્તે, નમસ્તે, ।। ૪ ।।**

**મહંમાયા ધુંમાવતી ધુમ દેહા, કરાલં કલા ચંચલા જવાલ મેહા.**
**ભયંકાર, દ્રઢ્ઢા, જયંકાર, પ્રેતા, ઉરંપીન, છીનંકટી દીન હેતા,**
**ભવા, ભીમ જોગાના ભોગાત્રપસ્તે, નમસ્તે, નમસ્તે, નમસ્તે, નમસ્તે ।। ૫ ।।**



**જયો જોગિની×ભોગીનેજા સુસંગે, જયો જોગીયં ભોગીંય જાસુરંગે,**
**જયો દંપતિ જોગહાસં બિલાસં, જ ચોકોરના રૂપપ્રેમં પ્રકાસં ।।**
**રખે લાજ 'મા' રાજજોગં સધસ્તે, નમસ્તે, નમસ્તે, નમસ્તે, નમસ્તે ।। ૬ ।।**

(પ્રવિણ સાગર)

એ છંદ બોલી અંબાજીનું દેવળ ગજાવી શક્તિને પોતાની 'બ્રહ્મશક્તિ' બતાવી, શ્રાવકોનાં દેરાસરો જોઈ, રેવતાચળના મનોરંજક અન્ય સ્થાનો, દેવાલયો, નાગડા બાવાઓની જમાતો, વેરાગીનાં ઝુંડો, સાંઈના તકીઆઓ, દાતારની દરગાઓ, વગેરે તમામ જોઈ જુનાગઢમાં પાછા પધાર્યા. અને શુભ યાત્રા નિમિત્તે **નરસી મહેતાના ચોરામાં બ્રહ્મભોજન,** તથા ગરીબોને અન્નદાન, વસ્ત્રદાન, આપી અનેક યાચકોને સંતુષ્ટ કર્યા.

નવાબ સાહેબની ઈચ્છાથી એક દિવસ ખાસ **'શતાવધાન'** માટે નક્કી થતાં, માણેક ચોકમાં રાજમહેલના રાઆંગણાના વિશાળ ચોકમાં મંડપ રોપવી ત્યાં તમામ પ્રજાજનો, ખુદ નવાબસાહેબ, જનાના બેગમો (ચકના પડદામાં) અમીર ઉમરાવો સરદારો વગેરે મળતાં, મહા કવિશ્રી લાડુદાનજીએ સૌ વિસ્મય પામે તેવા શતાવધાનો કરી બતાવ્યા.

ગીરના સિંહોની ગર્જના જેમ ગીર પ્રદેશમાં ગાજી રહે તેમ, મહાકવિશ્રીની કાવ્ય ગર્જના ગિરનારના પહાડને ભેદી સૌરાષ્ટ્રમાં વ્યાપી રહી, આમ દશ અગ્યારેક માસ ત્યાં રોકાયા,પછી નવાબશ્રીને એકવખત આનંદમાં જોઈ મહા કવિશ્રીએ પોતાના વતનમાં જવા માટેની રજા માંગી નવાબે કારણ પૂછતાં સર્વ હકીકત સમજાવી કહ્યું કે, 'જન્મભૂમિમાં' જઈ માતા પિતા કુટુંબીઓ, સગા સ્નેહીઓ, વગરેને મળવું, ગૃહસ્થાશ્રમ કરવો અને સૌરાષ્ટ્ર અને કચ્છ પ્રદેશ જેમ જોયો તેમ હવે ગુજરાત, રાજપુતાના વગેરેના રાજસ્થાનો જોઈ, ચારે ધામની યાત્રા પૂર્ણ કરવાની ઈચ્છા છે, માટે જવાની ખાસ જરૂર છે.

---

× ચારણો શિવશક્તિના ઉપાસકો હોવાથી નાની ઉંમરમાંથી જ તે સંસ્કારો પડતા તેમના સ્તુતિ, છંદો કાવ્યો વગેરે ખુબ જીવ્હાગ્રે કરે છે. આમા પણ તેમજ જણાયા વિના રહેતું નથી. ઉપરના છંદોમાં જે વર્ણન શક્તિનું છે તે વાંચતા 'વામપંથ માં' મધ, માંસ, મૈથુન, મંત્ર, મુદ્રા, આદિ પાંચ મકારો સ્પષ્ટ જણાય છે. અને તેથી જ શ્રીજી મહારાજે, વામ પંથનો સંગ વર્તમાનભ્રષ્ટ થાય તેથી ન કરવાનું વચનામૃતમાં કહેલ છે.

નવાબ સરકાર કહે કે, આપશ્રીના તમામ કુટુંબને અહીં બોલાવીને રહો તો, હું સારી મોટી **જાગીર** (ગામો) આપું. અહીના વતની થઇ **ગ્રહસ્થાશ્રમ** કરી (લગ્ન કરી) પછી રાજ્ય ખર્ચે આપ સર્વ તીર્થની યાત્રા કરી આવો' એથી રાજકવિરત્ને નવાબ સરકારનો પોતાના પ્રત્યેનો અપૂર્વ પ્રેમ પારખી આભાર માની અરજ કરી કે, 'એક વખત તો મને મારી **'જન્મભુમિ'** માં પહોંચ્યા સિવાય મારી મન શાન્તિ થશે નહીં. કેમ કે,

**॥ દોહા ॥**

**લોહપુંજ ઈતસે ધર્યો, ઉત પારસમણિ દીન, ॥**
**સો કંચન કેસે બને, પરસેબિના પ્રબીન ॥ ૧ ॥**

**અર્થ–** અહીં લોઢુ ધરીએ અને સામે પારસણી રાખીએ, તો તેનો સ્પર્શ થયા વિના તે લોઢું કંચન કેમ બને ?

**ભોજન લાયે થાલભર, કર પકવાન નવીન ॥**
**તબ ક્ષુધા ભાજત નહીં પરસે બિના પ્રબીન ॥ ૨ ॥**

**અર્થ –** અનેક જાતના નવીન પકવાનોના થાળ ભરી પાસે રાખીએ પણ તેના સ્પર્શ વિના ભુખ જતી નથી.

**ગંગા, યમુના, સરસ્વતી, લહર ત્રિબેની લીન, ॥**
**નિકટ ગયે પાતક રહે, પરસે બિના પ્રબીન ॥ ૩ ॥**

**અર્થ –** ગંગા યમુના અને સરસ્વતીના સંગમ કીનારે–ત્રિવેણી તટે જઈએ પણ તેમાં સ્નાન કર્યા વિના પાપ જાય નહીં.

(પ્રવિણ સાગર)

## પુનઃ જુનાગઢમાં આવવાનું વચન લઈ નવાબે આપેલી વિદાયગીરી

ઉપરના દ્રષ્ટાંતોના પેઠે વનતમાં ગયા વિના મન શાંત નહીં થાય વગેરે ઘણીક રાજરીતે સમજાવી વતનમાં જવાની રજા મેળવી. પરંતુ નવાબના શાહજાદા શ્રી **બહાદુરખાનજી'**એ એક જબરજસ્ત શરત કરાવી કે, 'આપ ફિર હમકું જુનાગઢમેં આકે જરૂર મિલના, ઐસા કોલ (બોલ) દે કર આપ ખુશીસે વતન જાને કી બીદાઈ લે શકતે હૈ !' મહાકવિશ્રીએ પણ અંતરના પ્રેમથી શાહજાદાના જમણા હાથમાં પોતાના જમણા હાથથી 'કોલ' આપતા કહ્યું કે 'હું' જરૂર જુનાગઢ આવીશ એમ કોલ મળતા નવાબે



શાહજાદા બહાદુરખાનજીએ બીજે જ દિવસે વિદાયનો શિરપાવ આપવાનો દરબાર ભરી મહાકવિશ્રી **લાડુદાનજી**એ શિરપાવ આપી સન્માની સોરઠ સરકારને શોભે તેવી યોગ્ય કદર કરી.

## શિરપાવની વિગત

ચાર ઉત્તમ આલોદની ઘોડીઓ શંખલાદી સામાન ચાંદી સોનાના મોવડ, ડુમચી, આગમદોરો, હાલર હુલર કાઠું કાંધીઊં, ઝાંઝર, મોરવાળા પેગડાં, મખમલની ગાદલી, હીરની સરકુ, હીરનો બાલાતંગ, ખડીઓ પોટલીઓ, વગેરે સંપૂર્ણ સામાનથી તથા શણગારેલ ચાર ખીજમતદારો (ખાસદારો) બે સિંધી ઊંટ શણગારેલા (બે માણસો સાથે) બાજુબંધ પોંચી કડાં, સાંકળાં, વેઢ વીંટીઓ અને હીરા જડિત કંઠો,સોનાનો ત્રોડો, બાદશાહી **આશા લકડી'** (હીરા જડીત સોનાની નાની લાકડી છડી) કે જેઓ રાજ્યના બહુ જ માનીતા મોટા ઉમરાવને જ બક્ષિક્ષ મળે, તે સાથે નવાબની ટંકશાળામાં પડતી (દીવાનશાહી) પચીશ હજાર કોરીઓના થાળ,શાલ, દુશાલા, મંદીલ રેંટા,કામદાનીના તાકાઓ, વગેરે સોનેરી રેશમી કપડાઓ, એ બધી મન આકર્ષક બક્ષિશો આપવામાં આવી, તે સર્વમાં ખુદ નવાબ સાહેબની મનપસંદગીની **નીલમની વીંટી** (કે જે નવાબ કાયમ પહેરતા હતા તે વીંટી કે જે ગુઢાર્થ કાવ્ય સાંભળી પોતે જ પહેલી બક્ષી પોતાના દોસ્ત બનાવ્યા હતા.) તે મહા અમૂલ્યને ઉમદા શ્રેષ્ઠતમ વસ્તુ હતી.

સોરઠ સરકારના આવા અતિ ભાવભીના ઉમદા સત્કાર સાથે શહેરના અમીર ઉમરાવો અને નગરશેઠે સત્કારેલા રાજકવિશ્રી રાજ્યના શિરબંધી આરબોની બેરખના રક્ષણ સાથે પોતાના ખાનગી તમામ રસાલા સહિત જુનાગઢમાંથી એક વ્હેલી સવારે રવાના થયા.

જુનાગઢ રાજ્યના અમાત્યોએ ગોઠવેલી મજલેં મજલેં ઉતારાઓ કરતા કરતા રાજ્ય શિરબંધીથી રક્ષાયેલા રાજ્યકવિ શ્રી **લાડુદાનજી** પાલીતાણા રાજ્યની સરહદે પહોંચ્યા. ત્યાંના રાજવીએ ઘણા દિવસથી મહાકવિશ્રીના આગમનની રાહ જોવા રસ્તા ઉપર કવિશ્રીના સન્માન સત્કાર માટે માણસો ગોઠવેલા હતાં તેમના આગ્રહને માન આપી ભાવનગર બે દિવસ મોડું જવાનું રાખી પાલીતાણા પધાર્યા. ત્યાંના રાજની રાજમીજમાની લઈ શંત્રુંજયગીરી ઉપર જઈ જૈનોના દેરાસરો જોઈ (મનમાં પોતાના જન્મસ્થાનના આબુગિરિરાજની યાદી લાવી) પાલીતાણા રાજવીનો યથાશક્તિ શિરપાવ લઈ ભાવનગર તરફ વિદાય લીધી.

કાયમના ધોરણે ઊંટ સવારને પત્ર સાથે અગાઉથી ભાવનગર મોકલવામાં

આવેલ હતો, તેમજ પાલીતાણા રાજ્યે ઠેઠ ભાવનગર સુધી ઉતારા વગેરેનો યોગ્ય બંદોબસ્ત કરાવેલો હોવાથી મહાકવિશ્રી આનંદ મંગળથી સોરઠ ભૂમિ ઉલંઘી ગોહીલવાડ પ્રદેશને જોતા જોતા પોતાના મહાન મોટા રસાલા સાથે **ભાવનગર** આવી પહોંચ્યાં.

પોતાની જન્મભૂમિમાં હવે જેમ બને તેમ વહેલું જવું છે, તેવું પોતાના મનમાં દ્રઢ ધારીને ભાવનગર પંદર દિવસથી વધુ નહીં રોકાવાનું વિચારી પુરમાં પ્રવેશ કર્યો.

ઈતિ શ્રી **કેશરભક્ત** વિરચિતે શ્રી **બ્રહ્મસંહિતા** મધ્યે, દ્વિતીય પ્રકરણે, ધ. ધુ. આચાર્ય શ્રી **અયોધ્યાપ્રસાદજી** મહારાજ સદ્‍ગુરૂ શ્રી **દેવાનંદ સ્વામી** સંવાદે મહા કવિશ્રી લાડુદાનજી જીણદુર્ગ રાજ્ય સન્માને શ્રી સોમનાથ, પ્રભાસ, રૈવતાચળ, શેત્રુજયગિરી આદિ તીર્થયાત્રા કરણ નામ **ચતુર્થોઽધ્યાય** સમાપ્તઃ ॥ ૪ ॥

-- // --

॥ શ્રીજી ॥

## અધ્યાય પાંચમો

## ભાવનગર રાજસ્થાન

**ભાવનગર** મહારાજશ્રી **વજેસિંહજી**એ મહાકવિશ્રી **લાડુદાનજી** માટે ખાસ ઉત્તમ પ્રકારનો રજવાડી ઉતારો આપી પ્રવાસનો થાક ઉતર્યા પછી સાત આઠ દિવસ પછી મળવાનું કહેવરાવ્યું હતું, પરંતુ મહા કવિશ્રીને પોતાની જન્મભૂમિમાં જલદી પહોંચવાનું હોવાથી તુરતમાં જ મુલાકાત લઈ વહેલી વિદાય મળે, તેવી મહારાજશ્રીની હજૂરે વિનંતી કરાવી. બીજે જ દિવસે **પાલીતાણા મહારાજા સાહેબ** રાજકવિશ્રીની અમૃતવાણી સાંભળવાને ખાસ પધાર્યા હતા. ઘણા માસથી મહા કવિશ્રીની પ્રખ્યાતિ સાંભળતા ભાવનગર મહારાજ સાહેબે પાલીતાણા નરેશ પાસેથી મહાકવિશ્રીની વિશેષ હકીકત જાણતાં, બહુજ પ્રસન્ન થઈ જલદી મળવાનો કાર્યક્રમ મહા કવિશ્રીની માંગણી ધ્યાનમાં લઈ ગોઠવ્યો અને ચોપદાર તથા રાજ્યના અમીરો સાથે રાજ્યકવિને બોલાવા પાલખી મોકલી પોતે રાજમહેલના વિશાળ સભાસ્થાનમાં ભાવાણાના ગોહેલ કુળદીપક મહારાજાશ્રી **વજેસિંહજી** મહારાજા કચેરી ભરી મખમલના મોટા ગાદી તકીયા ઉપર બિરાજ્યા.



ત્યાં ચોપદારની નેકીનો અવાજ સાંભળતાં મહા કવિશ્રીની **તાજીમ** સ્વિકારવા પોતે જાતે ઊભા થઇ સામા ચાલ્યા અને ઘણા જ હેતથી **રાજપુત ચારણ**ના મિલનની પુરાતન પ્રથાએ ભેટી પડ્યા, મહા કવિશ્રીએ પણ ધોળ નજર ન્યોછાવર કરી કુશળતા પૂછી, મહારાજાશ્રીએ પોતાની જમણી બાજુમાં નાજુક મખમલના ગાદી–તકીયા ઉપર ઘણાજ પ્રેમથી બેસાર્યા, એ વખતે મહા કવિશ્રી **'રાજબીરદાવળી'** બોલતા **'ગહલોત'** શબ્દનો કાવ્યમાં શબ્દ પ્રયોગ કરી **'સૂર્યવંશી'** કહીને બિરદાવ્યા.

મહારાજા **વજેસિંહજી** બહુ જ વિચક્ષણ અને કાવ્યરસજ્ઞ રાજવી હતા, તેથી બિરદાવાળી સાંભળીને તેઓ બોલ્યા કે 'મહા કવિશ્રી કાઠીઆવાડમાં તો અમો ગોહિલ રાજપૂતોને સહુ કોઈ **'ચંદ્રવંશી'** જાણે છે અને તમામ કવિઓ પણ ચંદ્રવંશી કહે છે, અને આપશ્રી **સૂર્યવંશી** શા આધારે કહો છો ? 'ત્યારે મહા કવિશ્રીએ ખુલાસો કરતા કહ્યું કે, 'ક્ષત્રિય મુગટમણી હિંદ્વા શાલિગ્રામ, પ્રાતઃ સ્મરણીય, મહાવીર, **મહારાણા શ્રી પ્રતાપસિંહજી**ની બિરદાવલીમાં 'ગહલોત–ગેહલોત' વગેરે શબ્દ પ્રયોગો ઘણાજ પ્રાચીન કાળથી કાવ્યમાં છે.' એમ કહીને કેટલાકએક કાવ્યો બોલી બતાવી કહ્યું કે, 'મહારાણા પ્રતાપના સમ કાલીન દિલ્હીશ્વર બાદશાહ **અકબરશાહ**ના મુખ્ય રાજકવિ **દરશાજી આઢા** કે જે મહારાણાશ્રીના પરમ મિત્ર હતા ! તેણે મહારાણા પ્રતાપસિંહ સ્વર્ગે ગયાના સમાચાર જાણ્યા ત્યારે તેનાં શોકોદ્‌ગારના કાવ્યો બાદશાહ અકબર પાસે દિલ્હી દરબારમાં સંભળાવ્યા. તે સાંભળી અકબરશાને પણ ખેદ થયેલો. એ સમયના કાવ્યના એક છપયછંદના પાંચમાં ચરણમાં કવિએ **'ગહલોતરાણ'** કહી સંબોધેલ છે. તે આપશ્રી હજૂર સાંભળો.

## દુરશાજી આઢાકૃત છપય

## (મારવાડી ડીંગળી કાવ્ય)

**અસ લેગો અણ દાગ, પાગ લેગા અણનામી ॥**
**ગો આડા ગવડાય, જિકો બહતો ધુર બામી ॥**
**નવરોજે નવગયો, નગો આતશા નવલ્લી; ॥**
**નગો ઝરોંખા હેઠ, જેથ દુનિયાણ દહલ્લી ॥**
**'ગહલોત રાણ' જીતે ગયો, દશણ મૂંદ રશણા ડશી ॥**
**નીશાશ મૂક ભરિયા નયણ, તો મૃત શાહપ્રતાપશી ॥**

(પ્રાચીન –પ્રતાપ ચરિત્ર)

**બીજુ પ્રમાણ – દોહો**

**ગોહિલકુળ તન ગાઢ, લેવણ અકબર લાલચી**
**કોડી દે નહીં કાઢ, પણ, દ્રઢ રાણ પ્રતાપસી**

**અર્થ**–રાણા પ્રતાપનું ગોહિલ રાજપૂતનું મજબુત કુળરૂપી ધન અકબર લુંટી લેવાને લાલચુ થઈ રહ્યો છે; પરંતુ રાણા પ્રતાપનું 'પણ (ટેક) એવું તો દ્રઢ છે કે તે ધનમાંથી એક કોડી પણ કાઢીને આપતો નથી. અર્થાત પોતાના **'ગોહિલ'** (ક્ષત્રિય) કુળને એબ લગાડ તો નથી.

(બિરદ છહુંતરી)

ઉપર પ્રમાણે પ્રાચીન કાવ્યોના પ્રમાણથી જ **'ગોહિલ'** શાખામાં જ **'મહારાણા પ્રતાપ'** નો જન્મ હતો, તેમ સાબીત કરી બતાવી, તેજ શાખામાંથી છુટા પડીને **સેજકજી ગોહિલ'** સૌરાષ્ટ્રમાં આવ્યા હતા; અને તે પછી **'મોખડાજી'** ગોહિલે **'પેરમબેટ'** કબજે કરી **'પેરમના પાદશાહ'** નું બીરૂદ મેળવેલ હતું. એ મહાવીર મોખડાજીના વંશમાં આપ એ બીરૂદ સાચવી રહ્યા છો.

મહારાણા પ્રતાપના ઉજવળ વંશમાં જ ભાવનગર રાજ્યના રાજવીઓ છે, એમ દાખલા દલીલથી સિદ્ધ થતાં, મહારાજાના અંગમાં એકદમ હર્ષ પ્રગટ થયો અને પોતાના પવિત્ર પૂજ્ય પિતામહ – **મહારાણા પ્રતાપ**ના કાવ્યો સાંભળવા જીજ્ઞાસા થતા મહા કવિશ્રીને વિનંતી કરી.

મહા કવિશ્રીએ પોતાની વીરવાણીમાં અને ચારણી શૈલીથી થોડાંક કાવ્યો સંભળાવ્યા.

**સોરઠા દોહા**

**અકબર ઘોર અંધાર, ઊંઘાંણા હિંદુ અવર ॥**
**જાગે જગદાધાર. પહોરે રાંણ પ્રતાપશી ॥ ૧ ॥**

**અર્થ**–અકબરશા રૂપી રાત્રી પડતા બીજા તમામ હિંદુઓને ઊંઘ આવી ગઈ; પણ જગતના આધાર રૂપી મહારાણા પ્રતાપ તે રાત્રીમાં નહીં ઊંઘતા પહોરે પહોરે જાગતા હતા.

**'અકબર પથર અને, કઈ ભૂપત ભેળા કીયા'**

**હાથ ન લાગે હેક. પારસ રાણ પ્રતાપશી ॥ ૨ ॥**

**અર્થ** – હે અકબર શાહ ઘણા ઘણાં ભૂપોને નમાવી કબજે કર્યા; પણ એ બધા પથ્થરો નિવડયા અને પારસમણી રૂપ મહારાણા પ્રતાપસિંહ તારા હાથમાં ન આવ્યા.



**કંપે અકબરકાય, ગુણપુંગીધર ગોડીઆ; ॥**
**મણિધર છાબડમાંય, પડે ન રાણ પ્રતાપશી ॥ ૩ ॥**

**અર્થ**–અકબર રૂપી ગોડીએ (વાદીએ) ઘણા ઘણા રાજારૂપી સર્પોને કરંડીઆમાં કેદ કર્યા. પણ મહારાણા પ્રતાપ રૂપી મણીધર નાગને પકડવા જતાં અકબરની કાયા કાંપવા લાગી, જેથીએ મણીધર કરંડીઆમાં આવી કબજે ન થયો.

## વાર્તા પ્રસંગ

મહારાણા **પ્રતાપ** જ્યારે અરવલ્લીના પહાડોમાં રાજ્યકુટુંબ સાથે હતા, ત્યારે **રાજકુમારી**ના હાથમાંથી સુકા રોટલાનો ટુકડો એક જંગલી **બીલાડો** આવી ઝુંટવી ગયો તે સમયનો કુંવરીશ્રીનો આર્તનાદ મહારાણાને કાને પડ્યો. બીજો રોટલાનો ટુકડો ન હતો અને કુંવરીને કકડીને ભુખ લાગી હોવાથી રૂદન આદરતા વાત્સલ્ય પ્રેમ ઉભરાતા મહારાણાશ્રીએ એ વખતે બહુજ દિલગીર થઈ બાદશાહ સાથે સમાધાન કરવાના અંતિમ વિચારો આવતાં, એકાંત સ્થળમાં બેસી અંતર વિચારનો ઉભરો કાઢવા લાગ્યા.

## મહારાણા પ્રતાપના અંતરના વિચારો–મેવાડી ભાષામાં

'કેરે ખાતર હું ઈતો કરી હું ? આજ સઘળા રાજા રહીસ મહોલમૈ બેઠાં મોજાં માણે. અરહું ભાખર ભાખર ભિટકતો ફીરૂં હું. મ્હારા ફૂલજીસા ટાબર; આજ એક ટુક રોટીને તરસે હે. દેશ દેશ સ્વતંત્રતા, સ્વતંત્રતા, જાતી જાતી સગળાંરો ભાર કાંઈ મૈં એકેલેહી લઈ રાખ્યો હે ? સહ્યો ઘણોહી સહ્યો. પણ આ નિર્દોષ બાળ ગોપાળાંરી જવાળા ક્રિયા ન સહિજે નહિ અબેં ઓર સેવણરી કોઈ જરૂરત નહીં હૈ, ક્ષમાકર મેવાડરી ભુમી, આજ ટાબરાં રે સનેહ માંને કાયર બણા દીયો હૈ, જીટુટગ્યો, આજસું હુંહી કપુતાંરી ઓળીમેં નાંવ, લીખાઉં હું.'

ઉપરના વિચારે **મહારાણાએ બાદશાહને 'સમાધાન'** નો પત્ર લખ્યો, એ પત્રથી ફુલાઇને બાદશાહે પોતાની પાસે રહેતા **'બિકાનેર**ના મહારાજ **પૃથ્વીસિંહ**ને એ પત્ર ભર કચેરીમાં બતાવીને વંચાવ્યો. પૃથ્વીસિંહજીએ પત્ર જુઠો છે એમ કહી પત્રના અક્ષરો જોઈને ફેંકી દીધો અને કહ્યું કે હું આ પત્રનો જવાબ મગાવું છું. એમ કહી ઉતારે આવી મહારાણા પ્રતાપને એ પત્ર વિષે નીચેના બે દોહાઓ રચી મહારાણાને લખી મોકલ્યા.

**પાતલ જો પતશાહ, બોલે મુખ હુતાં વયણ, ॥**
**મિહિર પછિમ દિશામાંહ, ઉગે કાશપરા ઉત ॥**

**અર્થ**- પાતાલ' (પ્રતાપસિંહ) જો પોતાના મોઢાથી અકબરશાહને 'પાતશાહ' કહેશે,તો તો હે, કસ્યપ ગોત્રમાંથી ઉત્તપન્ન થનાર મહારાણા ! સૂર્ય હવે પશ્ચિમ દિશામાં ઉગશે.

**પટકું મુછાં પાણ, કે તન પટકું નિજ કરદ ॥**
**દીજે લિખ દીવાણ, ઈણદો મહિલી બાત ઈક ॥ ૨ ॥**

**અર્થ** - હે દીવાન ! (રાજ એકલીંગજી મહાદેવનું છે અને રાણા દીવાન છે તેથી દીવાન શબ્દ સંબોધેલ છે) મને આ બે વાતમાંથી એક વાત નક્કી કરી મોકલો કે, 'હું મારા હાથને મુછો ઉપર નાખું ! કે પૃથ્વી ઉપર પછાડું ! (એટલે હાય હાય હિન્દુ ધર્મ ગયો એમ કહી હાથ પૃથ્વી ઉપર પછાડું) ઉપરના બન્ને દોહાઓનો જવાબ મહારાણા પ્રતાપસિંહજી બિકાનેરના મહારાજ પૃથ્વીસિંહજીને લખી મોકલે છે કે,

દોહા

**'તુરક' કહાસી મુખ પતો, ઈણ તન સુ ઈકલંગ ॥**
**ઉગે જ્યાં નહી ઉગસી, પ્રાચિ દીશ પતંગ ॥ ૧ ॥**

**અર્થ** - હે પૃથ્વીરાજ ! જ્યાં સુધી મારા (પ્રતાપ રાણાના) શરીરમાં 'એકલીંગજી' નો વાસ અને પ્રાણ છે, ત્યાં સુધી તો હું તમારા અકબરશાહને **'તુરકો'** જ કહીશ,અને તેથી સૂર્ય પણ જ્યાં પૂર્વ દિશામાં ઉગે છે ત્યાં જ ઉગશે.

**ખુશ હું ત પીથલ કમધ, પટકો મુછાં પાંણ ॥**
**પછટણ હૈ જે તે પત્તો, કલમાં શિર કેવાણ ॥ ૨ ॥**

**અર્થ** - હે કમધ ! (રાઠોડ) વંશમાં ઉત્પન્ન થયેલ પીથલ (પૃથ્વીરાજ) ખુશીથી તમારો હાથ તમો તમારી મૂછો ઉપર નાખો; કારણ કે કલમાં પઢવાવાળાઓના શિર ઉપર તરવારના ઘા કરનાર હજી પતો (પ્રતાપરાણો) હૈયાત છે.

ઉપરની હકીકત મુજબ મહારાણા પ્રતાપે પાદશાહ પાસેથી સમાધાની માંડી વાળી લડવા તૈયાર થઈ દેહાંત સુધી બાદશાહને નમ્યા નહીં.

એ પ્રમાણે મહારાણા પ્રતાપનો ઈતિહાસ પોતે વીરવાણીથી ભાવનગરની રાજ્ય કચેરીમાં સંભળાવતા મહા કવિશ્રી લાડુદાનજીએ વીરરસ મુર્તિમાન ખડો કર્યો.



બીજે દિવસે ફરી મીલનમાં પણ મહારાજા વજેસિંહજીએ અને પાલીતાણા નરેશ પોતાના વડીલોના (મેવાડના મહારાણાઓના) યશોગાન સંભળાવવા વિનંતી કરી.

મહા કવિશ્રી **લાડુદાનજી**એ મેવાડના મહારાણાશ્રી **રાજસી'** ની વાત કહી કે, 'મહારાણા રાજસીએ મુત્સદીઓની જાળમાં ફસાઈ દિલ્હીના બાદશાહ ઔરંગઝેબ સાથે સમાધાન કરી તેને નમવા તૈયાર થયો. એ વખતે પટાવતો, ઉમરાવો, સરદારો ભાયાતો વગેરે બહુજ દિલગીરી થયા પરંતુ મહારાણાને કોણ મના કરે ? પછી ઉદયપુર રાજ્યના વયોવૃદ્ધ ચારણ રાજકવિને સરદારોએ એ સઘળી હકીકત જણાવીને બાદશાહને 'રાણો' ન નમે તેમ વિનવવા વિનંતી કરી, આથી એ રાજકવિએ મહારાણા રાજસીને એ વિષેનું એક કાવ્ય સંભળાવ્યું કે :-

**॥ છપય છંદ ॥**

**અજોં સૂર ઝળહળે, અજોં પ્રજળે હુતાસણ,॥**
**અજોં ગંગ ખળહળે, અજોં સાબૂત ઈન્દ્રાસણ,॥**
**અજોં ધરણી બ્રહ્માંડ, અજોં ફળફૂલ ધરતી,॥**
**અજોં નાથ ગોરખ, અજોં હે માત શકતી;॥**
**ધ્રુવ અચળ મેર ચાલે પવન, વેદ ધરમ વારાણસી,॥**
**પતશાહ હું તે ચીતોડપત, રાણ મિલે કિમ રાજસી ॥ ૧ ॥**

(પ્રાચીન)

**અર્થ** - હે મહારાણા રાજસી ! તારા પિતામહ મહારાણા પ્રતાપે હાથમાં ગંગાજળ લઈ દિલ્હીના બાદશાહને નહીં નમવાની પ્રતિજ્ઞા સૂર્યની સાક્ષીએ લીધેલ છે, તેજ સૂર્ય હજી જળહળે છે, તેમજ અગ્નિહોત્રીઓના અગ્નિઓ હજુ એના એજ પ્રજળે છે, ગંગાજીનો પ્રવાહ હજુ જેમનો તેમજ (ખળહળે) ચાલુ, છે. હજુ એનાએ ઈન્દ્ર, ઈન્દ્રાસન ઉપર બેઠો છે.' એજ ધરણી અને એજ આકાશ આ બ્રહ્માંડ છે, જેમા ફળ ફુલ વગેરે રસકસો તેવા જ પાકે છે, શ્રી ગોરખનાથ, શ્રી મહામાયા શક્તિ આદિ ચિરંજીવી દેવો જેમના તેમજ અમર છે, હજુ એજ 'ધ્રુવ' અને મેરૂ પર્વત અચળ છે. તેમજ કાશીપુરીમાં હજી વેદધર્મ પણ પ્રચલિત છે, માટે ત્યાં સુધી હે રાણા રાજસી, દિલ્હીના બાદશાહને ચિત્તોડનો રાણો કેમ નમે ? ન જ નમેં.

ઉપરનું કાવ્ય સાંભળી રાણો રાજસી દિલ્હી નમવા ન ગયો અને

પોતાની આ મહાન ભુલ થતી હતી તેમાંથી રાજકવિએ બચાવ્યાનો ઉપકાર માની પોતે કવિ હોવાથી કાવ્યનો બદલો કાવ્યથી વાળવા વિચારી એક કાવ્ય રચ્યું.

### છપય છંદ મરૂભાષા

**કહાં રામ કહાં લખણ, નામ રહિયા રામાયણ ।।**
**કહાં કૃષ્ણ બલદેવ, પ્રગટ ભાગોત પુરાયણ, ।।**
**વાલમીક, શુક વ્યાસ, કથા કવતા ન કરંતા, ।।**
**કુણ રૂપ સેવતા, ધ્યાન મન કવણ ધરંતા; ।।**
**જગ અમર નામ ચાહો જિકો, સુણો સજીવન આખરાં ।।**
**રાજસી કહે જગરાણરો (તમો) પૂજો પાવ કવેશરાં ।।**

**અર્થ**–રામ અને લક્ષ્મણ હાલ ક્યાં છે ? પણ રામાયણ ગ્રંથ થતા તેઓ અમર છે; શ્રી કૃષ્ણ, બલભદ્રજી ક્યાં છે ? પણ શ્રી ભાગવત ગ્રંથ થતાં તેમાં અમર છે; વાલ્મીકી, શુકજી અને વ્યાસજીએ તેઓની કવિતા કે કથાઓ ન કરી હોત તો આજ તે પરમાત્મા કેવા હતા ? તેનું રૂપ કેવું હતું ? તે કલ્પીનેં મનમાં તેઓનું ધ્યાન કેવી રીતે ધરાત ? રાણો રાજસી કહે છે કે હે રાજનો (રાજપુતરાજાઓ) તમો સહુ કવિશ્વરોના પગ પૂજો. જેણે આપણા વડીલોને કાવ્ય રચી અમર રાખ્યા. અને આપણને (મને) પણ સંદ્‌બોધી આપણા કર્તવ્ય કર્મનું ભાન વર્તમાન કવિશ્વરો હજી પણ કરાવી રહ્યાં છે.

એ પ્રમાણે **ઉદયપુર**ના દરબારમાં મહારાણા **રાજસી**એ પોતાના રાજકવિને કોડ પશાવનો અમૂલ્ય શિરપાવ આપી, ઉપરનું છપયકાવ્ય લખી કવિચરણમાં ભેટ મેલ્યું અને પોતાનો કુળધર્મ કવિએ બતાવ્યો તેને મહાન ઉપકાર માની, તે કવિશ્રીના ચરણારવિંદની શોડષોપચારે પૂજા કરી. વળી આ હકીકત યાવદચંદ્ર દિવાકરો રહે તેટલા માટે, પોતે એક **'રાજસમુદ્ર'** (રાજસાગર) નામનું એક મોટુ તળાવ ગળાવી, ફરતી પાકા પથ્થરોની નકસીદાર પાળો બંધાવી, મુખ્ય પ્રવેશદ્વારમાં મ્હોટા આરસ પહાણમાં ઉપરનું કાવ્ય (છપયછંદ) કોતરાવીને તેમા પોતાના હસ્તાક્ષરની સહી કોતરાવીને સૌ વાંચી શકે તેમ ચોડાવ્યો હતો કે જે અદ્યાપિ પર્યત મોજુદ છે.

ઉપર પ્રમાણે 'રાણા રાજસી'ની વાત એવી તો સરભરી વીરવાણીમાં મહા કવિશ્રી લાડુદાનજીએ કહી કે તે સાંભળી સઘળી સભા દિગ્મુંઢ થઇ રહી, અને મહારાજા વજેસિંહજી ઘણાજ પ્રસન્ન થયા. આવા રાજનીતિજ્ઞ દેવ જેવા



ચારણ કવિ મારા દરબારમાં પધાર્યા તે મારૂં પણ અહોભાગ્ય છે, તેમ માની **શોડષોપચાર**થી મહા કવિશ્રી લાડુદાનજીનું તે કચેરીમાં પોતે પૂજન કર્યું.

પોતાના ખાસ **ઝવેરી સોની** કે જેઓ **'રાજુલાવાળા'** ના નામથી પ્રસિદ્ધ કારીગર હતા, તેઓ ત્યાં કચેરીમાં હાજર હોવાથી, તેઓને રૂબરૂમાં બોલાવી મહા કવિશ્રીના માટે કડાં, ટુંપીઆ, કંઠાઓ, વેઢ વીંટીઓ; બાજુબંધો, પોંચીઓ વગેરે દાગીનાઓ કવિશ્રીના અંગના માપ પ્રમાણે માપીને તુરતમાં બનાવી આપવાની વરદી આપી. તે સોની મહાજનને મહા કવિશ્રીના અંગોનું માપ કરવા મહા કવિશ્રીના આસન સન્મુખ આવી મહાકવિશ્રીને નમસ્કાર કર્યો.

## સોની હરિભક્તનો મિલાન

આ પરજીઆ સોની **'શ્રી સ્વામિનારાયણ'** સંપ્રદાયના હોવાથી તેના કપાળમાં ઉર્ધ્વપુન્દ્ર તિલક કુમકુમના મોટા ચાંદલા સહિત કરેલું હતું. તેઓ પણ દેદિપ્યમાનકાયાના ગૌરવર્ણ અને જોતા જ મહાન ધર્મવાળા રાજસી કારીગર જેવા જણાતા હતા. તેણે પાસે બેસી મહાકવિશ્રીના અંગો માપ્યાં અને મહા કવિશ્રીએ સોની મહાજન નું 'હૃદય' માપ્યું તે એવી રીતે કે, મહા કવિશ્રીએ તેની મુખમુદ્રા સામું જોતા જ કટાક્ષથી પૂછ્યું કે 'શક્તિપંથીની **આડ** હોય, શિવપંથીને **ત્રિપુંડ** હોય,વૈશ્નવો અને રામાનુજીઓને એકલું ઉર્ધ્વપુંદ્ર **તિલક** હોય; પણ આ બે પાંખડાવાળુ અને વચ્ચે કચ્છ પ્રદેશની **'કોરી'** જેવડા કુમકુમનાં ચાંદલાવાળુ આ **નવીન** ટીલું ક્યાં **પંથી**નું ! '' એમ કહી મહારાજા વજેસિંહજી સામું જોઈને તે સોનીની જરાક મહા કવિશ્રીએ મજાક (મશ્કરી) કરી. મહારાજાશ્રીને તો એટલું જ જોઈતું હતું. તેથી તેઓશ્રી સોની મહાજન તેનો જવાબ આપે તે પહેલા જ તુરત જ બોલ્યા કે, 'કવિરાજ આપ ધ્યાન દઈ સાંભળો. મારા રાજ્યમાં હમણાં હમણાં એક નવું ધતીંગ ચાલેલ છે અહીંથી થોડાજ ગાઉ દૂર ભાવનગર તાબાના **'ગઢડા'** ગામમાં ( કે જેમાં કાઠી દરબારોનો ગરાસ છે તેમાં) **ભગવાનનો અવતાર** થયો છે. કાઠીઓ તેઓની પાછળ ઘેલાતુર થઈ લુંટફાટનો ધંધો છોડી ભગત બની બેઠા છે, તે ભગવાન પણ કાઠીઓના જેવોજ વેશ પહેરી ઘોડા ઉપર બેસી તેમના સાથે જ ફરે છે. ગામો ગામ લોકો પૂજા કરી આરતી ઉતારે છે ને તેને વશ થઇ જાય છે કોઈક તો કહે છે કે તેણે **'બાબરો ભૂત'** વશ કરેલ છે; કોઈ કહે છે કે તેના પાસે જંત્રમંત્રનો જાદુઈ કામરૂદેશની વિદ્યાનો નાનો **ગુટકો** છે; કોઈ કહે છે કે તેની નજર જ બહુ કરડી છે, તેથી તેના સામો

કોઈ વિવાદ કરવા આવે કે તુરત જ ચાર આંખો મળતાં જ આવનારાને મૂર્છા આવતા બેશુદ્ધ બની જાય છે અને મૂર્છા વળ્યા પછી તે તો તેનો જ ભક્ત થઈ જાય છે. તેને કોઈ **'જીવન મુક્તા'** પણ કહે છે; કોઈ **સ્વામિનારાયણ** ભગવાન કહે છે, એટલું જ નહીં પણ એ સ્વામિનારાયણના હાથ અડેલી પ્રસાદીની ખાવાની વસ્તુને કોઈ **'ભેંસ'** ખાય, તો તે ભેંસ પણ તેના વાંસેજ ફરે છે. તેનો જે ભક્ત થાય તેની નિશાની તરીકે આ સોનીના જેવું 'ટીલુ' કરે છે. પોતે ભગવાન કઈ જ્ઞાતિના ? ક્યાં મુલકના ? ક્યા ગામના છે ? તે કોઈને જણાવતા નથી. પોતે હજી તો માંડ ૨૨ કે ૨૩ વર્ષની ઉંમરના છે, હજારો લોકો તેમના દર્શન માટે **'ગઢડા'** જાય આવે છે. મને પણ ત્યાંના કાઠી દરબારોએ તે ભગવાનના દર્શન કરી જવાનું આમંત્રણ મોકલેલ છે. પણ રાજાઓથી તેની સંપૂર્ણ ખાત્રી કર્યા વિના એકદમ કેમ જવાય ?

ભાવનગરના ચારણ કવિએ મહારાજાશ્રીની વાતને ટેકો આપી કહ્યું કે, મહાકવિશ્રી **લાડુદાનજી** મહારાજા સાહેબ સત્ય કહે છે. આપણાથી કોંઈ લોકની પેઠે ક્તુહલ ભાળીને તે જોવાને કંઈ હડી કઢાય છે ? વળી આ કળીયુગમાં ભગવાનના અવતાર કેવા ? શું કંઈ ભગવાન કોઈનો દિકરો થાય ! અને ભગવાનને કંઈ જન્મ મરણ હોય ? કળયુગમાં કેટલાંએ પાંખડો હાલશે, એમ આગમની વાણીમાં છે, તે ક્યાં તમો નથી જાણતા ? વળી **'પૃથ્વીરાજરાસામાં ચંદકવિ'** એ તો માતાજીની સ્તુતિ રચી હાથ ધોઈ નાખ્યા છે. એ છંદમાં તો ચંદબારોટે અવધિ કરી છે. કહેવાય છે ને **'ચંદ છંદ પદ સુરકે'** એ કહેવત પ્રમાણે મેં તો મારી જીંદગીમાં ચંદની કાવ્યથી બીજી કોઈ કાવ્યમાં એવા છંદો જોયા નથી. આપણે **'ચારણો'** અને **ક્ષત્રિયો ને માતાજી** જ ઈષ્ટ હોય 'મા' એ મા, અને બીજા તો જગતના 'વા' માજીના આગળ દેવ દેવતાઓ ઈશ્વરો હાથ જોડી હાજરા હજુર રહે છે. કચેરીમાં તો પછી'હા; બા નો ડાયરો, તેથી સૌએ બાપુની હાએ હા કહેવા લાગ્યા. સોની એકલો અને નવા પંથનો ઉપાસક અને રાજાની કચેરીમાં રાજા પાસે તે શુ બોલી શકે ?

એ બધુંએ સાંભળ્યા પછી મહા કવિશ્રી **લાડુદાનજી** ભાવનગરના રાજકવિ કે જેઓ પણ જ્ઞાતે ચારણ હતા, તેને ઉદેશીને કહેવા લાગ્યા કે 'કવિરાજ ! ઈશ્વર અને માતાજીનો સંવાદ પછી કરશું; પણ તમો કહો છો કે ચંદના છંદોથી કોઈ કવિનો છંદ ચડે નહીં, તો કવિ શ્રી ચંદ કોઈ નવું પિંગળ ભણ્યા ન હતા ? એના એજ પિંગળ શાસ્ત્રો છે. ભણનારામાં જેવી'



શક્તિ તેવું તે ગ્રહણ કરે. આપે કેટલાંક પિંગળો જોયા છે ! **નાગપિંગળ, કે છંદશૃંગાર'** પિંગળ ભણ્યા છો ? છંદોમાં **'અમૃતધ્વનિ' 'રેણકી' 'ચર્ચરી', ગીતો ત્રકટબંધ, વકટબંધ** વગેરે પૃથ્વીરાજ રાસામાં કેટલાંક છે ? એક તો રાસામાંથી મને ગોતી આપી ગાઈ બતાવો કે તે કેવી ઢબથી બોલાય ? એ તો દુરબીનના કાચની કિંમત છે. ઉમદા કાચ હોય તો માઈલના માઈલો સુધી દૂર નજર પડે, પણ જો આખં નિરોગી ન હોય તો લાખનું દૂરબીન તેને મન 'રાખ' ની કિંમતનું ? એમ જ આપણી બુદ્ધિ ઉપર બધો આધાર છે. ચંદબારોટનો કંઈ ઈજારો નહોતો. એ જમાનામાં બીજા સાહિત્યના ગ્રંથો પિંગળ, ડીંગળ ભાષામાં ઓછા; અને કદી હોય તોય પઢે વાંચે એવા કવિઓ ઓછા એથી કહેવત છે ને કે 'નહી' ઝાડ – ત્યાં એરંડો. રૂખ થઇ પડે.' એમ કહીને એક અમૃતધ્વનિ છંદ સ્વકૃતિનો શ્રી **લાડુદાનજી**એ સભામાં બોલી બતાવ્યો. વાતાવરણ ધણધણી ઉઠયું; શબ્દોનું વૃંદાવન ખડું થયું; રાજમહેલની દિવાલોમાં પડછંદાઓ પડતા મોરલાઓ ટહુકી ઉઠયા, કેવી શબ્દબંકી રચના, કેવા શુદ્ધ ઉચ્ચાર ! કેવી બોલવાની શૈલી ! વગેરે એ અદ્ભૂત કળા કોઈ દિવ્યકૃતિ સરખી ત્યાં શોભી રહી.

ભાવનગરી રાજકવિ ઝખવાયા અને કહેવા લાગ્યા કે, 'મહાકવિશ્રી આપતો સમર્થ વિદ્વાન પુરૂષ છો. આપશ્રી જેટલાં શાસ્ત્રો ભણ્યા છો, તેટલાનાં નામો પણ અમોને ન આવડે. પૃથ્વીરાજ રાસાના કોઇ કોઈ 'સમા' માંથી એકાદ બે કાવ્યો અમે માંડ જાણ્યા હોય. સૌ કહે કે 'ચંદથી કોઈ ન ચડે' એટલે અમો પણ તેમજ માની લઈએ. આપશ્રી જે છંદ હમણાં બોલ્યા તે બનાવવો (નવો રચવો) તો દૂર રહ્યો, પણ બીજાને તે છંદ બોલવો પણ કઠણ પડે. આપશ્રીતો **'ચારણજ્ઞાતિ'** માં જેમ **ઈશરા કે પરમેશ્વરા** કહેવાયા, તેમજ તમે કોઈ **અવતારી પુરૂષ** છો.' ધન્ય ભાગ્ય અમારા કે આજે અમારે આંગણે **'ઘેર બેઠા ગંગાજી આવ્યાં'** સાક્ષાત આપશ્રી **'સરસ્વતી'** સ્વરૂપ છો.

મહા કવિશ્રી **લાડુદાનજી**એ તે પછી મહારાજાશ્રીને ઉદેશીને કહ્યું કે, 'મહારાજા સાહેબ ! આ પૃથ્વી ઉપર જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, ત્યારે ત્યારે સદ્ધર્મની સ્થાપના માટે અને સંતોની રક્ષા માટે યુગે યુગે ઈશ્વર અવતારો ધારણ કરે છે. **'યદા યદા હિ ધર્મસ્ય,'**એ શ્રી ગીતાવાક્ય કોઈથી ખોટુ કહેવાય તેમ નથી. મેં કાવ્યશાસ્ત્રો ઉપરાંત અન્ય શાસ્ત્રો, પુરાણો અને ઈતિહાસોનો પણ મારી યથાબુદ્ધિ અભ્યાસ કરેલ છે. તેમજ મહાત્મા **'નરહરદાસજી'** રચિત **''અવતાર ચરિત્ર''** કે જેમા ચોવીસે અવતારોની સંપૂર્ણ હકીકત શાસ્ત્રાધારે વર્ણવેલી છે તે, લગભગ મને જીહ્વાગ્રે જેવો જ છે.

તથા શ્રી ઈસરદાસજી કૃત **'હરિરસ'** ગ્રંથ હમણા જ જામનગરથી મળતા વાચ્યો છે. વગેરે ગ્રંથોથી સૃષ્ટિ ઉત્પત્તિ, ચાર પ્રકારના પ્રલય, દેવતાઓના સ્થાનકો અને વૈભવો, તેમની શક્તિ, વૈરાટ નારાયણ પ્રકૃતિ-પુરૂષ, (પ્રધાન પુરૂષ) મહામાયા અને મહાપુરૂષ, અક્ષર બ્રહ્મ, અને પુરૂષોત્તમ નારાયણ વગેરેનું તત્વજ્ઞાન શાસ્ત્રો દ્વારા મે જાણેલું છે. આપણા ગઢવીજી (રાજકવિશ્રી) કહે છે કે 'માતાજીના પાસે સૌ દેવો હાથ જોડીને હાજર છે' એ ખરૂ છે; કારણ કે **દેવકોટી, ઈશ્વરકોટી,** વગેરે દેવો કોઈ એ મહા માયાથી પર નથી. ચંદકવિની દ્રષ્ટિ મહા માયા સુધી પહોંચી, તેથી તેઓ તેમ લખી ગયા; તે તેમને મન ખરૂં માન્યું. પણ મહા માયાથી પર **'અક્ષરબ્રહ્મ'**, અને પછી **પુરૂષોત્તમ નારાયણ**; કે જેનો મહિમા વેદ, ઉપનિષદો, શ્રુતિ, સ્મૃતિઓ, શાસ્ત્રો, પુરાણો, રામાયણ અને મહાભારત, જેવા ઈતિહાસો વગેરેમાં ઋષિ મુનિઓ, જે તત્વજ્ઞાન લખી ગયા છે, તેમનો મર્મ તો અધ્યાત્મજ્ઞાન વાળાઓજ જાણી શકે, આ પૃથ્વી ઉપર ભગવાન અવતારો ધરે છે એ ખરૂ છે. હવે તો એ હિસાબે છેલ્લો ચોવીસમો અવતાર **'કલ્કી'** ભગવાનનો થવાનો છે અને શાસ્ત્રોમાં લખ્યા મુજબ હળાહળ કળીયુગ વ્યાપશે ત્યારે થશે. હજી તો કળીના માત્ર ચાર હજાર વર્ષો ગયા છે, ત્યાં ભગવાન ક્યાં ? કદી એ કોઈ ચમત્કારી પુરૂષ હોય તો તેઓને **'મહાપુરૂષ'** કહેવાય; સાધુ સ્વરૂપે હોય તો **મોટા મહાત્મા** કહેવાય; પણ ભગવાન તો ન જ કહેવાય આ તો ભગવાનની ગાદી ખાલી ભાળીને સહુ કોઈને એ ગાદીએ બેસવાનું મન થાય. તેમજ કોઇ વાચાળ કે વિદ્યા કે મંત્રજંત્રવાળો થયો એટલે એ પુજાણો અને ભગવાન બન્યો, હમણાં કોઈ કહે છે કે હું **ભાવનગરનો રાજા** છું, તો તેને ખબર પડે કે, શું હાલ થાય ? પણ ભગવાનની ગાદી ખાલી એટલે સૌ કોઈ ચડી બેસે એવા આ કળીકાળમાં કંઈક પાખંડો થશે.'

મહા કવિશ્રીએ પછી સોનીમહાજન સામે જોઈને પૂછ્યું કે, 'તમારા એ ગુરૂને તમે 'ભગવાન' કહે છો, તો એ **'બુદ્ધ ભગવાન'** થયા કે **'કલકી'** (નકળંક) ભગવાન થયા છે ? તે તો કહો. તેનું નામ શું છે ! પછી સોની મહાજન કહે, 'મહા કવિશ્રી ! એ મારા ગુરૂશ્રીનું નામ તો **'સ્વામિનારાયણ ભગવાન** છે.' અને શ્રી **'સહજાનંદજી'** એવું એક બીજુ નામ પણ છે, સાંભળી મહા કવિશ્રી કહે કે, વાહ એ પણ નવું નામ અને નવો અવતાર! આજ પહેલ વહેલું જ મારે કાને એ **'સ્વમિનારાયણ'** નામ સાંભળું છું. આવું નવીન નામ ક્યાંથી ગોત્યું !' સોની મહાજન કહે 'કવિરાજશ્રી' આપતો સમર્થ વિદ્વાન છો, તેથી હું આપને કશું કહેવા



યોગ્ય લાયક પણ નથી. પરંતુ મારા ગુરૂશ્રીના મુખથી મેં સાંભળેલ છે કે, એ **સ્વામિનારાયણ** નામ નવું નથી, કેમકે **સ્વામિ** એટલે **'ધણી'** (જેમકે મીરાંબાઈનો સ્વામી નરશીનો સ્વામી, ધીરાનો સ્વામી) એટલે આ બ્રહ્માંડનો ધણી કોણ ? કે **નારાયણ નારાયણ**નો તો અનાદિનું નામ છે, વેદમાં પણ છે, માટે 'ધણી કોણ ? કે નારાયણ' એ બે શબ્દો મળીને થયું **'સ્વામિનારાયણ'** પછી તો આપ વિદ્વાન પુરૂષો જાણો એમાં અમારી નજર ન પહોંચે અમે તો સોની તે સોનાંના ઘાટ ઘડી જાણીએ. મહા કવિશ્રીએ કહે મહાજન ? આમાં તો હવે **'કંઈક ઘાટ ઘડાશે ?** તે જગત જોશે. બધા લોકો માથાંઓ ઝુકાવે, પણ અમો **'ચારણ'** એમ ન નમી દઈએ, અને માણસ જેવોને ભગવાન કહી સૌ સાથે લોલે લોલ ન કરીએ.'

મહારાજશ્રી કહે કે, 'કવિરાજ, આપશ્રી ખરૂં કહો છો. **આપ સિવાય એની ખાત્રી કોઈ નહીં કરે.** જો આપ ત્યાં જઇ તેની ખાત્રી કરી આવીને આપ એમ કહો કે, એ સઘળું ધતિંગ પાખંડ છે. તો હું તેને મારા રાજ્યમાંથી બેહાલ કરીને તુરત જ કાઢી મેલું. હું એ વિચારમાં જ હતો કે આ પરીક્ષા કોણ કરે ? બરાબર આપશ્રી તેની પરીક્ષા કરવાને યોગ્ય પુરૂષ છે, આપ ત્યાં જરૂર પધારીને તેની બરાબર ખાત્રી કરીને મને કહો, બસ એટલું સાંભળતામાં તો જેમ **ચમક લોઢાને ખેંચે** તેમ **સ્વામિનારાયણ'** નામ સાંભળતા જ અને મોઢેથી બોલતાં જ આકર્ષણ થયું. તેથી તેઓ બોલ્યા કે, 'એ **સ્વામિનારાયણ**ને હું ત્યાં જઈને જરા ચકાશી આવું, લ્યો રામ રામ છે.' એમ કહી મહારાજાની રજા માંગી ઘોડાઓ તૈયાર કરવાની વરદી આપી.

મહારાજાશ્રી કહે કે, 'અરે મહા કવિશ્રી ! આમ હાલ હાલામાં જ નથી જવાનું. પાંચ પંદર દિવસ રહી કાવ્ય વિનોદ કરી આનંદ કરીએ પછી જરૂર આપ **ગઢડે** પધારજો. એવી શી ઉતાવળ છે ? એ ક્યાં ભાગી જવાના છે ?'

મહા કવિશ્રી કહે, ના મહારાજાશ્રી, એમ નથીં બને. મારે તો આજે જ જવું છે. **ત્રણ દિવસમાં તો તેનો પરાજય કરી,** જીત, મેળવી આપ પાસે તે ભગવાનને રજુ કરીશ. પછી થોડા દિવસો આપ સાથે રહીને મારા વતનમાં (મારવાડ) જઈશ. એમ કહી ઉઠ્યા.

સોની મહાજન કચેરીના દ્વાર સુધી સાથે આવી પગે લાગી બોલ્યા કે,

'મહા કવિરાજશ્રી કહેવત છે કે,' **'મીઠાની ભરેલી કોથળી કદી ખારા સમુદ્રનો તાગ લેવા જાય તો તે પાછી આવે ખરી ?** એ પ્રમાણે સમજવાનું છે,વધુ શું કહું આપશ્રી પધારો. એ તો સાક્ષાત પ્રભુનો અવતાર છે. માટે ઓળખજો, સમાગમ કરજો ને પછી મને યાદ કરજો કે, આ બુઢો સોની, શું કહેતો હતો.' તે સાંભળીને મહાકવિશ્રી કહે કે, 'મહાજન ! એ તેનો મિલાપ થશે, પરખાશે. કે, **તે સોનું સોળવલું છે કે કથીર છે ?'**

સોની મહાજન પછી ભાવનગરના **રાજકવિ** તરફ જોઈને તેને કહેવા લાગ્યા કે, 'કવિરાજ ! દિકરો નાનકડો હોય ત્યાં સુધી તો માતાની સોડમાં જઈ ભરાઈ બેસે ! પણ જુવાન થાય અને તે પછી જો તે માતાનો થઈને રહેવા માંડે તો તે દિકરો **'માવડીઓ'** કહેવાય; માટે આપ હવે જુવાન છો, 'પ્રભુને ઓળખવા મહા કવિશ્રીની સાથો સાથ આપ પણ પધારો,' એમ કહી તે ભક્ત સોનીએ પ્રભુ મહિમા ગાયો.

મહારાજાશ્રી કહે, 'મહાજન એ તો **'ખળે ખબરૂં'** ખોટું હશે તો તમારાય ભુક્કા સમજજો, વધુ લવાન ન કરો, જાવ,મહા કવિશ્રી માટે દાગીના બનાવવા માંડો,' એમ કહી મહારાજશ્રી જમવા પધાર્યા.

મહા કવિશ્રીએ ઉતારે જઈ ઘોડાઓ માથે પલાંણ નાંખવાની વરદી આપી, સૌને જલદી તૈયાર થવાનું કહી, પોતે તૈયાર થઈને ઢોલણી ઉપર બેઠા. એટલામાં મારવાડી પોશાકના બે ચારણ ઘોડેસ્વારો, રાજકવિનો ઉતારો પુછતા પુછતા ત્યાં આવીને તે **માતાજીરી, જે માતાજીરી,** એમ કહીને ઘોડેથી ઊતર્યા તેમાં મુખી તરીકે જણાતા ચારણ તો મહાકવિશ્રી **લાડુદાનજી**ના સગા મામા થતા હતા. અને બીજા તેમના નજીકના સગા હતા. ઓળખાણ પડતા અરસપરસ મળ્યા અને પછી સૌ જમ્યા, જમ્યા પછી મહાકવિશ્રીની સાથે તેઓ પણ **'ગઢડા'** જવા તૈયાર થયા, એમ જોત જોતામાં મહા કવિશ્રી લાડુદાનજીએ, ભાવનગરની સીમ ઓળંગી **ગઢડાની** * વાટ પોતાના રસાલા સાથે લીધી, એ રાજાના જેવા રાજકવિ

* ગઢપુર આવ્યા ત્યારે મહા કવિશ્રી લાડુદાનજીને શિરપાવમાં મળેલ મિલ્કત ની યાદી- રૂા. અગિયાર હજાર નગદ રોકડા, રૂા. ૨૨૦૦૦ બાવીસ હજારની જામશાહી તથા દીવાનશાહી કોરીઊં નેવું હજાર રોકડી, સોના મહોર નં. ૧૦૧ (એકસો એક સોનાની કોરીઊં જામશાહી) સોનાના જડાવ દાગીના હીરા મોતી માણેક વગેરેના કંઠાઓ, ટુંપીઆઓ, હાર, સોનાના ત્રોડા, બેડીઓ, કડા, વેઢ-વીટીંઓ, શીરપેચો, હમેલ આશા લાકડી, વગેરે. તેમજ ઘોડા



લાડુદાનજી હવે **'બ્રહ્માનંદજી'** થવા ભગવાન સન્મુખ **ગઢડા**ની વાટે સંપૂર્ણ ઉત્સાહથી ચાલી નીકળ્યા.

ઈતિ શ્રી **કેસરભક્ત,** વિરચિતે, શ્રી **બ્રહ્મસંહિતા** મધ્યે, દ્વિતીય પ્રકરણે, ધ. ધુ. આચાર્યશ્રી **અયોધ્યાપ્રસાદજી** મહારાજ સદગુરૂ **દેવાનંદ** સ્વામી સંવાદે મહા કવિશ્રી લાડુદાનજી ભાવનગર આગમન અને શ્રી ગઢપુર ગમન નામ પંચમોઽધ્યાય સમાપ્તઃ ।।૫।।

## પ્રકરણ ૨ બીજું સમાપ્ત

---

ઊંટના સોના રૂપાના દાગીનાઓ, પોશાક પહેરામણીનાં કીંમતી સોનેરી વસ્ત્રો-પાઘ શાલ-દુશાલાઓ, વાહનોમાં ૧૬ ઘોડાઓ, ૭ ઊંટ, ૪ બળદો (એક શીગરામ ગાડી,એક બેલ ગાડી) માણસો કુલ સાથે ૫૦ પચાસ તેમા ૨૫ શીરબંધી અંગરક્ષકો, ૨૫ વાહનવાળા વગેરે અમૂલ્ય કીંમતી વસ્તુઓ હતી.

**શ્રી દલપત રામ કવિશ્રીની ટીપણી બુકમાં છે** કે, મહાકવિશ્રી દરદાગીના, રોકડ રકમ વગેરે જોખમી સામાન વાહનો, આરબોની બેરખ, અને કેટલાએક સ્વારો ભાવનગરમાં ઉતારે રાખી, માત્ર આઠ દશ ઘોડેસ્વારો સાથે **મામો ભાણેજ** ગઢડે ગયા હતા. અમુક રોકડ રકમ અને પોતે પહેરેલાં વસ્ત્રો આભુષણો જ માત્ર સાથે હતા.

### સા લ વા રી

- સંવત ૧૮૨૮ માં જન્મ (દેશ મારવાડ-ખાંણ ગામમાં)
- સંવત ૧૮૪૬ માં કચ્છ ભુજ આવ્યા ત્યારે ઉંમર વર્ષ ૧૮.
- સંવત ૧૮૫૬ સુધી ભુજ વિદ્યાભ્યાસ કર્યો ઉંમર વર્ષ ૨૮.
- સંવત ૧૮૫૮ કચ્છ ધમડકામાં રહ્યાં ત્યારે ઉંમર વર્ષ ૩૦
- સંવત ૧૮૬૦ બે વર્ષ કાઠીઆવાડમાં રાજસ્થાનોમાં ફર્યા
- સંવત ૧૮૬૧ માં ગઢપુર પધાર્યા ત્યારે ઉંમર વર્ષ ૩૨ ની આસપાસની હતી.

॥ શ્રીજી ॥

# પ્રકરણ ૩ ત્રીજું

## (દીક્ષા પ્રકરણ)

## અધ્યાય ૧ પહેલો

### દુર્ગપુર આગમન -શ્રીજી દર્શન

**માર્ગમાં મામા ભાણેજની ચર્ચા**-મામા ભાણેજ ઘણા વર્ષો પછી મળતા એક બીજા ઓળખી પણ શક્યા નહીં, ભાવનગરથી **'ગઢડા'** જતા મામા ભાણેજના ઘોડાઓ રસ્તામાં જોડા જોડ રાખી ચાલતા , મામાશ્રી વાતો કરવા લાગ્યા કે, **'ભાણુભા લાડુદાનજી !** લગભગ બે ત્રણ વરસથી સૌ સગાં વ્હાલાઓ, જેમ વરસાદની વાટ લોકો જોઈ રહે છે તેમ, તમારી વાટ સૌ જોઈ રહ્યાં છે. તમે કચ્છમાં સત્કાર પામી જે જે રાજ્યોમાં ગયા, અને ત્યાં ત્યાં પિંગળ શાસ્ત્રના શાસ્ત્રાર્થો કરી 'શતાવધાનો' વગેરે કર્યો અને ઈનામો મેળવી ઈજ્જત વધારી, એ તમામ સમાચારો ઠેઠ મારવાડ, મેવાડ વગેરે રજપૂતાનામાં પહોંચ્યા હતા. તે સાંભળી અમો સૌને હર્ષ થયો હતો તમારા **'ખાણ'** ગામનો **ગઢવી ડાયરો** (તમારા ભાયાતો) ઘણા જ રાજી થઇ મગરૂર થયા કે અમારા **'આશિયા'** કુળમાં **'લાડુદાનજી'** મહા કવિ થતાં કુળદીપક થયા છે. અને સૌ તમારા બાપુ **'શંભુદાનજી'** ને કહે છે કે, હવે તમો જલદી સામા જાવ અને તેડી લાવો. નહીં તો તેઓ કોઈક મોટા રાજસ્થાનમાં રહીને કાઠીયાવાડમાં જ લગ્ન કરીને ત્યાં જ રોકાઈ જશે. વળી તમારા **સાસરા** પક્ષ માંથી પણ સમાચારો આવ્યા કરે છે કે, 'હવે તમો જલદી લાડુદાનજીને તેડી લાવો, કારણ કન્યા ઉંમર લાયક થયાં છે. ઉપરના કારણે શંભુદાનજીએ મને બોલાવવા ઉંટીઓ મોકલતા હું મારા ગામથી '**ખાણ** ગયો. ત્યાં બે ત્રણ દિવસો રહીને, તમારા બાપુ અને હું-તેમજ તમારા પિત્રાઈ ભાઈ, જે આપણે સાથે છે, ત્રણે જણાઓ ખાણથી નીકળી આપણાં સગાઓનું ગામ શ્રી **દેવરાસણા** નામે રસ્તામાં આવે છે, ત્યાં **'રત્નુ'** ને ઘરે રાત્રી રોકાયા બીજે દિવસે મહેસાણાથી ગાયકવાડી સુબા સાહેબનો



સવાર, અમને તેડવા ખાણ જાતો હતો તે, ત્યાં મળતા અમો તે કાગળ વાંચી સૌ મહેસાણા ગયા. ત્યાં સુબાસાહેબે અમારૂ બહુ સન્માન કરી કહ્યું કે, 'વડોદરાથી શ્રીમંત સરકાર સેના ખાસ ખેલ શમશેર બહાદુર ગાયકવાડ શ્રી **સયાજીરાવ મહારાજશ્રી**નો જરૂરી ખરીતો લઈ આ રાજૂપત **'પુંવાર'** સુબેદાર સાહેબ અહીંઆ આવેલા છે; તેમા અમારા ઉપર નામદાર શ્રીમંત સરકારનું ફરમાન છે કે, 'શિરોહી રાજ્યના **'ખાણ'** નામના ગામે મહા કવિશ્રી લાડુદાનજી શંભુદાનજી આશિયા (ગઢવી) રહે છે, એ મહા કવિશ્રીને તમો ઘણા જ રાજ્ય સન્માન સાથે અમારા પાસે મોકલાવવા માટે તેઓશ્રીને **'વડોદરા'** સુધી પહોંચાડવાનો સઘળો બંદોબસ્ત કરી આપજો'' ઉપરનું ફરમાન મળતા મેં પોતે ખાણ ગામે આવવા તૈયારી કરી. ત્યાં ખબર થાય કે, શંભુદાનજી ગઢવી અહીં તાબાના ગામ **'દેવરાસણ'** માં પધાર્યા છે. તેથી મેં આપશ્રીને અહીં બોલાવ્યા છે, તો આપશ્રીના એ પુત્રરત્ન કવિરાજશ્રીને શ્રીમંત સરકારશ્રી તેડાવે છે. માટે આપ કહો કે સગવડતા કરી આપું. આપશ્રી તેઓને સાથે લઈ જલદી વડોદરા પધારો'' સુબા સાહેબની આ વાત સાંભળી અમે તેમને તમારી વાત કહી. તે હકીકત સાંભળીને તમારા બાપુશ્રીને (શંભુદાનજીને) ગાયકવાડ સરકાર પાસે વડોદરા મોકલ્યા અને મને તમારી તપાસ કરવા જ્યાં હોય ત્યાં જઈ તપાસ કરી વડોદરા તુરંત પહોંચાડવાની ભલામણ તમારા બાપુજીએ અને સુબા સાહેબે કરતા હું તમારી પાસે પૂછતાં પૂછતા ભાવનગર આવ્યો. ત્યાં વળી તમો તો ગઢડે જવા નીકળ્યા. ગઢડાવાળો બાવો **'જીવનમુક્તા'** ના નામે દેશ દેશાવરમાં પ્રસિદ્ધ છે. એ બાવો **કામણગારો** છે. ઠેઠ મારવાડ સુધી તેના ચમત્કારોની વાતો પહોંચી છે. તે જરૂર તમને કાંઈક કરી મેલશે. માટે મારૂં માની અહીંથી પાછા વળો. ને આપણે સૌ વડોદરા જઈએ. તમારા બાપુ પણ ત્યાં પહોંચી ગયા હશે. મને જેમ બને તેમ જલ્દી વડોદરા પહોંચાડવાની ખૂબ ભલામણ કરી છે. ગાયકવાડ સરકાર તો કચ્છ કાઠીઆવાડ અને ગુજરાત દેશનો બાદશાહ છે, મોટા રાજાઓનો પણ રાજા છે. તે જરૂર તમારી વિદ્યાની કદર કરી લખો કરોડોનો માલ આપી. ગામ-ગીરાસ, જાગીરો આપી કવિરાજ બનાવશે. અમો સગા સબંધીઓ અને તમારૂ કુટુંબ, એટલું જ નહીં પણ સમગ્ર **'ચારણ દેવજાતિ'**નો ગાયકવાડના હાથે તમારી મારફત ઉદ્ધાર થશે. માટે એ **ગઢડાવાળા** જાદુગર સ્વામી સાથે બાઝવાથી કાંઈ લાભ નહીં મળે, ઉલટાનું કાંઈક કરી મેલશે તો પછી અમારૂ સૌનું શું થશે ?'' એટલું કહી મામા મૌન રહ્યાં.

**લાડુદાનજી કહે**–મામાશ્રી ! આપ તેમાં ન જાણો. હું તમારી દ્રષ્ટિએ છોકરૂં છું. પરંતુ મારા મનમાં એટલી હિંમત છે કે એક વખત દેવલોકમાંથી કોઈ દેવતાઈ પુરૂષ આ લોકમાં આવી મારી સાથે વિદ્યાઓની ચર્ચા કરી શાસ્ત્રાર્થ કરે તો તેનો પણ હું જરૂર એક વખત તો પરાજય કરૂંજ, એવી મને મારા આત્મબળની સંપૂર્ણ ખાત્રી આપી શકું એવું મજબુત મનોબળ મેં કેળવેલ છે, તો બિચારા આવા સાધુ, વેરાગી બાવાઓ મને તે શું કરવાના હતા ? મેં તો ચૌદ વિદ્યા અને ચોસઠ કળાઓનો અભ્યાસ કરેલો છે. બે ત્રણ વર્ષોથી આ કાઢીઆવાડી ઘમંડી લોકોમાંના કંઈકના ઘમંડ મેં ઉતારેલ છે. સૈયદ, ફકીરો, મુલ્લાઓ, બાવાઓ, વૈરાગીઓ, સાધુ સંન્યાસીઓ, જંગમના જોગીઓ, નાગા બાવાઓનાં દંભી પાખંડો, જંત્ર, મંત્ર અને તંત્રના ઈન્દ્રજાળના અનેક પ્રયોગો મેં ખૂબજ જોયા જાણ્યા છે. એ સઘળું પાખંડ છે. શુદ્ધ ચારિત્ર્યવાન બ્રહ્મચર્ય પાળનારને તથા શુદ્ધ દેવજ્ઞાતિ ચારણ મુનિઓને એમાંનું કાંઈએ નડી શકતું નથી. ભૂત, પ્રેત, જીનાત, મઢ, ચોટ, કામણ ટુમણ, વશીકરણ વગેરે, ભોળા માણસોને ભરમાવી જાળમાં ફસાવે છે.

**દોહા**

**મંત્ર, તંત્ર મેલડી, તે તો તૂતમ તૂત ॥**
**વિશ્વ વિષે વળગે વળી, ભોળાજનને ભૂત ॥**

કેટલાએક કવિઓ, પંડિતો, પુરાણીઓ, શાસ્ત્રીઓ વગેરે મહાગર્વિષ્ટ વિદ્વાનોના ગર્વો આ તમારા **'ભાણા'** એ (ભાણેજ લાડુદાનજીએ) ઉતાર્યા છે. ભાલાં, બરછી, કટારી, પટ્ટાલકડી (લાઠી) વગેરેના દાવ પેચ તેમજ મલ્લકુસ્તી, હયસ્વારી, ઊંટસ્વારી, વગેરે શારીરિક બળથી પણ આ શરીરને ખૂબ કસીને એક અચ્છા ખેલાડી તરીકે કચ્છ કાઠીઆવાડમાં મેં સૌ કોઈને તેની ખાતરી કરાવી આપી છે.

ઉપર મુજબ કાવ્ય શાસ્ત્ર પ્રયોગ, તેમજ 'શતાવધાન' પ્રયોગ સિદ્ધ કરી, એકી એવાજે સૌને કબુલ કરાવી, તેમા પહેલો નંબર મેળવી, રાજા મહારાજાઓ જેમ પ્રભુને પુજે તેમ પુજનિક ભાવથી ચારણદેવ છે. રાજપુતોના પૂજ્ય ગુરૂ છે તેવું મનાવી, ઘણી રાજસભાઓ જીતી છે. તેમજ ઈશ્વરના સાકાર–નિરાકારના ઝઘડાઓ, દરેક પ્રકારોના બ્રહ્મજ્ઞાન, વેદાંતવાદો, તેમજ દેવ દેવીઓથી આરંભી વૈરાટ નારાયણ, અવતારો પ્રકૃતિ પુરૂષ, મહા માયા, મહા પુરૂષ, અક્ષરબ્રહ્મ પરબ્રહ્મ પુરૂષોત્તમ નારાયણ, વગેરેની સામર્થિ, મહિમા, વગેરેનું સંપૂર્ણ જ્ઞાન અને અનેક બ્રહ્મજ્ઞાનના અધ્યાત્મિક શાસ્ત્રો વાંચી ભણીને



મેં તે, તમામ સિદ્ધ કરેલ છે. આવો જે હું, તેને આ કાઠીઆવાડનો **'કાઠીઓ ભગવાન'** થઈ બેઠેલો એ **સહજાનંદ બાવો** (સ્વામિનારાયણ) શું કરવાનો હતો ?'' આપણે ચારણો તે વળી કોઈના શિષ્ય હોઈએ ખરા ? એક જ દિવસમાં તેની રમત તમને બતાવી તેનું ભગવાનપણું કેવું ભગાડી મેલું છું, તે આપ નજરોનજર જોજો. ત્યાર પછી આપણે પાછા ભાવનગર જઈને આપણો જોખમી સામાન અને મહારાજાશ્રીને સિરપાવ લઈને વડોદરા જઈશું અને ત્યાં બાપુશ્રી (શંભુદાનજી) ને મળી ગાયકવાડ સરકારના દરબારમાં મોટા પ્રસિદ્ધ શાસ્ત્રી, પંડિતોને કાવ્ય શાસ્ત્ર, શતાવધાન સહસ્ત્રાવધાન વગેરેથી મહાંત કરી ગુજરાતમાં મારવાડી ચારણ કવિનો વિજયડંકો વગાડી, મોટું ઈનામ અને ઈલ્કાબો મેળવી ઘેર જઈશું અને ત્યાં સગા વ્હાલાઓને મળી આનંદ કરશું.

મામા સાહેબ ! ખાણગામમાં મેં બાલ્યાવસ્થામાં ૭ સાત **આંબાઓ** વાવેલા હતા તે હાલ કેવાક છે ? મામા કહે, ભાણુભા એ આંબાઓ તો અત્યારે બહુ જ મોટા ઘેઘુર થયા છે. વરસોવરસ તે ખાણના તમામ જનોને કેરીઓ જમાડે છે. અને તે કેરીઓ જમનારા તમામ તમોને ખુબ જ સંભારે છે.

ઉપર કહ્યાં પ્રમાણે મામા ભાણેજ સાથો સાથ ઘોડાઓ ચલાવતા અને વાર્તાલાપ કરતા જાય છે. મામા ભાણેજનો સબંધ આ સંસારમાં બહુજ હેતાળ અને અંતરની કૂદરતી લાગણીવાળો હોય છે. એથી પોતાના આવા મહાન ભાગ્યશાળી અને પરાક્રમી **લાડુદાનજી** જેવા મહા કવીશ્વર અદ્ભૂત શક્તિવાળા ભાણેજ મળતા, મામાની છાતીતો ગજગજ ઉછળવા લાગી. એકજ દહાડામાં **'ગઢડાનો સ્વામીપંથ'** ભાણેજ વીંખી–પીંખી ઉડાડી દેશે અને પછી તેને વડોદરે સાથે તેડી જઈ શંભુદાન ગઢવી વગેરે સૌ ગાયકવાડ સરકારની રાજમિજબાની માણીશું. એમ અંતરમાં ધારી, મામા તો બહુજ આનંદમાં આવી પોતાના ભાણેજની બાજુમાં જ પોતાનો ઘોડો ખેલાવતા જાય છે અને મારવાડ પ્રદેશની નવી જુની વાતો ભાણેજને સંભળવતા જાય છે. થોડે આગળ ચાલતા દૂરથી **ગઢડા** શહેર દેખાયું, ત્યારે મહા કવિશ્રી લાડુદાનજીએ મામા સાથેનો વાર્તાલાપ છોડી પોતે જે કાર્ય માટે ગઢડા જાય છે તેનો વિચાર કરવા લાગ્યા, કે એ ઈશ્વરનો અવતાર કહેવાય છે, તો તેને મારે કઈ રીતીએ પારખવા ?

**ગઢડાના સીમાડે ધારેલા ૪ ચાર સંકલ્પો**

થોડો વિચાર કર્યા પછી મનમાં તેઓએ ૪ ચાર સંકલ્પો ધારી વિચારી નક્કી કર્યો

**(૧)** ભગવાન હોય તો તેનામાં **અંતર્યામી શક્તિ** હોય, તેથી મારા જન્મથી આરંભી અત્યાર સુધીની તમામ હકીકત મને કહી સંભળાવે તો તેમનું અંતર્યામીપણું સાચુ.

**(૨)** સામુદ્રિક શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે ભગવાનના બંન્ને ચરણારવિન્દોમાં મળી **૧૬ ચિન્હો** હોય તે મને વગર પૂછે બતાવે.

**(૩)** આ મોસમમાં **ગુલાબનાં ફુલ** મોટા શહેર પાટણ વિના નાના ગામડામાં મળે નહીં. તેથી હું ત્યા જાઊં ત્યારે તેમની ડોકમાં ગુલાબના પુષ્પોનો હાર હોય. અને તે મને પ્રથમ જ મિલાપે મારા નામે બોલાવી તે હાર પહેરાવી મારૂ સ્વાગત કરે.

**(૪)** હું ત્યાં જાઉં તે વખતે પોતે **કાળા કામળા** ઉપર શ્રીમદ્‌ભાગવતનું પુસ્તક પૂર્વમુખે બેસીને વાંચતા હોય.

ઉપર મુજબ ચારે સંકલ્પો પોતે પોતાના મનમાં ઈશ્વરાવતારની ખાત્રી કરવા માટે તેમજ અંતર્યામીપણું જાણવા માટે ગુપ્તપણે ધાર્યા. એ પછી મારી સાથે ગમે તે પ્રકારની તે ચર્ચા કરશે કે જંત્ર, મંત્રના પ્રયોગો કરશે, તે સર્વે જોયું જશે. આવી રીતના તર્ક-વિર્તક કરતા કરતા, કાવ્ય શાસ્ત્રોના વાદ વિવાદના પ્રશ્નોત્તરોની મનમાં શેતરંજ ખેલતા ખેલતા ઘોડાઓને નચાવતા કુદાવતા **ગઢડા**ની પવિત્ર ભૂમિના સીમાડામાં પ્રવેશ કર્યો.

## એક અદ્‌ભૂત ચમત્કાર

'ગઢડાની પવિત્ર ભૂમિમાં પ્રવેશ થતાં જ, પોતાનું અતિ ચંચળ મન એટલું બધું શાંત અને નિર્વિકાર થયું કે પોતાને આ શું થાય છે ? તે પોતે સમજી શક્યા નહીં. પોતાની બત્રીશ-ત્રેત્રીશ વર્ષની ઉંમરમાં કોઈ વખત આવી શાંતિ પોતે અનુભવી નહોતી. વાદવિવાદ કરી સામા પક્ષને ઉડંત શેહ દઈ ખંડન મંડન કરવાનું તર્ક-વિતર્કપણું વગરે એવા કેટલાએક મનના વેગો શાન્ત થવા લાગ્યા. વચ્ચે વચ્ચે મામા બોલવતાં કે કંઈ પૂછતા, તો પણ તેનો જવાબ તેઓ બહુ જ થોડા શબ્દોમાં આપતા. સર્વનું પારખું કરનાર પોતાનું મન આમ એકાએક કેમ શાન્ત થઈ ગયું ! તે, **'પારખી'** શક્યા નહીં. તેટલામાં **'ગઢડા'** ગામ આવી જતાં પૂરમાં પ્રવેશ કરતા પહેલા ગામની ભાગોળે ઊભેલા લોકોને જોઈને પૂછ્યું કે આ ગામમાં **ભગવાન** છે એવું સાંભળેલ છે. તો તે ભગવાન અત્યારે ક્યાં હશે ?'' લોકોએ કહ્યું કે ગામમાં **એભલ ખાચર**ના દરબારમાં આપ પધારો; ત્યાં ભગવાન તમોને મળશે. એમ જવાબ મળતાં એભલ ખાચરના દરબાર તરફ ઘોડાઓ ચલાવ્યા.



## ગઢડા શહેરનું વર્ણન

આ **ગઢડા** ગામ કાઠી દરબારોનું હોવાથી રસ્તામાં કાઠીઆવાડી ઢબની કાઠી દરબારોની **'ડેલી'** ઓમાં ઠેકઠેકાણે કાઠી દરબારોના ડાયરાઓ હકડાઠઠ જામ્યા હતા. કાવા-કસુંબાઓ અને 'ઠુંગા' (નાસ્તાઓ) થઈ રહ્યાં હતા; કોઈ ડેલીએ વીરરસની તો કોઈ ડેલીએ શ્રૃંગાર રસની વાતો સાથે કાવ્યો અને દુહાઓની રમઝટ લાગી હતી; હોકાઓના ગડગડાટોને વીર પુરૂષોના ખોંખારાઓ વચ્ચે હાકલા પડકારાઓ થતા જાય છે; વાંકડી મૂછો, થોભાઓ અને કાતરાવાળા કરડા જુવાનો * ભેઠો બાંધી, કમરમાં કટારો અને ખંભે તરવારો, હાથમાં ભાલું કે બરછી, કડીઆળી લાકડીઓ, પીઠ ઉપર ઢાલ, વગેરે અસ્ત્ર-શસ્ત્રથી સજ્જ થયેલા ડેલીઓના બહારના પડથાર પાસે આમતેમ ઘૂમતા હતા. તેઓ રસ્તે જતા કોઈ નવીન (અજાણ્યા) માણસોને 'ક્યાં રેવા ?' એમ પૂછી જવાબ મળ્યા પછી જ આગળ જવા દેતા. ડેલીઓના આંગણાઓમાં હાથણી જેવી કાઠીઆવાડી **કુંઢીભેંશો,** લાંબા કાનોવાળી **દેશાણ ગાયો,** તેમજ કાઠીઆવાડી ઊંચી ઓલાદની જાતીલી **દેવંગી ઘોડીઓ**+ઘોડાઓ, વછેરાંઓ વાંછડાં-પાડાઓ, ઊંટો, બળદો વગેરે ઉત્તમ ઓલાદનું **પશુધન** ઉભરાઈ રહ્યું હતું. કાઠીઆવાડી કામીનીઓ માથા ઉપર ત્રાંબા પીતળની હેલો (બેડાઓ) લઈ **'ઘેલા'** નદીમાં જળ ભરવા જતી આવતી હતી. દુકાનોમાં વેપારીઓ ગ્રાહકોને સમજાવી રહ્યાં હતા.

* દાઢીના વાળને ઓળીને માથા ઉપર ઊંચા ચોટલી તરફ બંને બાજુથી લઈને બાંધે છે, તેને કાતરાઓ કહેવામાં આવે છે. તેને માથે કપડાંની પહોળી અને લાંબી પટ્ટી બાંધે છે તેને 'બોકાનું' કે 'બોકાની' કહે છે. એ રીવાજ અઢારના સૈકામાં રાજપૂત, કાઠી, ચારણ, મેર , આયર વગેરેની જ્ઞાતિઓમાં (કાટીઆ વર્ણોમાં) બહુ જ પ્રચલિત હતો તેથી મોઢું કંટું ભરાવદાર લાગતું.

+ **દેવંગી, જાતીલી, કાઠીઆવાડી ઓલાદની ઘોડીઓ, ને ઘોડાની શાખાઓનાં નામો**-માણકી, તાજણ, કેશર, બેરી, બોદલી, ફુલમાળ, વાંગળી, વીંછણ, ચમરઢાળ, લખી, હરણી, હંસલી, ગંધીલી, વીજળી, જવાધ્ય, રંગીલી, છબીલી, છોગાળી, કપી; કયાડી લાડકી, લાલ મલ્લી, માછલી, રેડી, પંખાળી, પટ્ટી, માણકવર્ણી, સીંગાળી લક્ષ્મી વગેરે.

**ઘોડાઓની ઓલાદ**-મેલા, મજીઠા, નીલા, રાતા, હરડા, હંસલા, રોઝા, આકળા, ઉતાવળા, બાવળા, અબલખ, વીંછીઓ, પાણીપંથો વગેરે.

કાઠી દરબારોનાં દાસ દાસીઓ દરબારગઢ તરફ ઉતાવળે પગલે આવજાવ કરી રહ્યાં હતાં. **બ્રહ્મતેજ**ના જાણે ઓજસ ઓઢી ભગવાનને ભેટયાની જાહેરાત આપતા ભગવાં વસ્ત્રોવાળા જીવન મુક્તાના ભેખધારી **સંતવૃંદો** હાથમાં માળાઓ અને નાસિકાય દ્રષ્ટિ દાખી, કપાળમાં તિલક ચાંદલાથી **સ્વામિનારાયણના મુંડીઆ** (સાધુ) થી ઓળખાતા-કંચન કાન્તાના ત્યાગીઓ, ઉતાવળે ઉતાવળે ભગવાનના દર્શનાર્થે સંકોચાતા સંકોચાતા (કોઈ નો સ્પર્શ ન થાય તેમ) એભલ ખાચરના દરબારગઢ તરફ જઈ રહ્યાં હતા. ડેલીઓના મોખરે ઊભેલા કરડા જુવાનોએ આપણા મહા કવિશ્રીને રજવાડી પોષાકમાં અને રાજ્યના ઘોડેસ્વારો સાથે જોઈને સામે ચાલી આગળ આવીને રામ રામ રામ, કહી હાથ ઉંચા કરી સ્વાગત કરવાને લાગ્યા. મહા કવિશ્રીનો રસાલો **ગઢડા**ની બજારમાં આમ નાની સ્વારી જેવો શોભવા લાગ્યો. લોકો અરસપરસ કહેવા લાગ્યા કે 'કોઈક ગામના **રાજા** શ્રીજી મહારાજના દર્શને જતા લાગે છે. સામા મળતા **ભૂદેવો** મહા કવિશ્રીને કોઈ દેવ જેવા દીદારૂ રાજવી જાણી આશીર્વાદો ઉચ્ચારતા. સામે મળતા કોઈ **ક્ષત્રિઓ** (કાઠી દરબારો વગેરે) મહા કવિશ્રીનો મારવાડી પોષાક પારખી મારવાડી રાજા જાણી બહુજ આદર માન અને વિનયથી રામ રામ કહી પધારો પધારોના શબ્દો ઉચારી રહ્યાં **વૈશ્યો** હાટની બહાર આવી વિદેશી રાજવી જાણી એ હાથ જોડી નમન કરતા તેમજ **શુદ્રો** આદિ સામાન્ય લોકો મહા કવિશ્રીનો દમામ જોઈને નમીને કાઠીઆવાડની રૂઢી પ્રમાણે **'ખમ્મા ઘણી''** કહી નીચા નમીને મુજરો કરીને સલામો ભરતા તેવામાં કોઈ સ્વારે પૂછ્યું કે, 'અલ્યા ! **એભલ ખાચર**નો દરબાર ક્યાં છે ?' એવો શબ્દ સાંભળતાં જ એક આદમી આગળ દોડતો ચાલ્યો ને તેની પાછળ રાજકવિશ્રી અને તેમનો રસાલો ચાલતા ચાલતા મધ્ય બજારમાં પશ્ચિમ તરફ પૂર્વ દ્વારની એક મોટી **'ડેલી'** આવી ત્યાં તે માણસ ઊભો રહીને કહે કે આ એભલ ખાચરનો દરબાર. આપ અંદર પધારો.

દરબારગઢની ડેલીની અંદર જતા એક વિશાળ ચોક આવ્યો તેમા ઉત્તર બાજુ વિશાળ ધર્મશાળામાં સંત સન્યાસીઓના ભગવા વસ્ત્રો સુકાઈ રહ્યાં હતાં. ત્યાંથી દક્ષિણ બાજુ જતાં બીજો દરવાજો આવ્યો. તેમા પણ વિશાળ ચોક વચ્ચે એક કલ્પતરૂ જેવું નિમ્બ (લીંબડાનું) તરૂ શોભી રહેલું હતું. ઉત્તર દ્વારના, દક્ષિણ દ્વારના, પૂર્વ દ્વારના, અને પશ્ચિમ દ્વારના એમ ચારે બાજુના મોતીઆ મેળવેલ ઉંચી ઓશરીની કોરવાળા ઓરડાઓ શોભી રહ્યાં હતા, એની ઉપર ફરતી થાંભલીઓ, ઓસરીની



ભીંતોની ઉજ્જવળ આરસના જેવી ગાર્યો, વિશાળ રા આંગણમાં હજારો દેશી વિદેશીજનોની સામુદાયિક સભા ભરાતી એક બાજુ સેંકડો **પરમહંસો** વગેરે તમામ જનસમુદાય, જેમ ચંદ્રના સામે ચકોર પક્ષી જોઈ રહે તેમ, એકી નજરે નિંબ વૃક્ષ તળે વિશાળ પાટ ઉપર ગાદી તકીએ બિરાજી રહેલા **'શ્રી સ્વામિનારાયણ ભગવાન**ને નિરખી રહેતા.'

## પ્રથમ શ્રીજી દર્શન

તે દિવસે **ભગવાન સ્વામિનારાયણ** શ્રી સહજાનંદ સ્વામીએ એ સમયે શ્વેત વસ્ત્રો ધારણ કરી. કંઠમાં **ગુલાબ**ના પુષ્પનો મોટો હાર, ગુલાબના પુષ્પના બાજુબંધ કાન ઉપર ગુલાબના પુષ્પના ગુચ્છો, અને પાઘમાં ગુલાબના પુષ્પો તોરાઓ, હાથમાં ગુલાબના પુષ્પના ગજરાઓ ધારણ કરીને પૂર્વ મુખારવિન્દે બિરાજી, પોતે સામે બાંજોઠ ઉપર કાળા કામળા ઉપર **'શ્રીમદ્ ભાગવત'** નું પુસ્તક પધરાવી, સર્વ ઉપર કૃપાદ્રષ્ટિ કરી વચનામૃતો સંભળાવી રહ્યાં હતા. પાટ નજીક એક બાજુ સંતોમાં અગ્રગણ્ય સદ્ગુરૂ શ્રી **મુક્તાનંદજી સ્વામી.** આદિ સંતો અને બીજી બાજુએ ગૃહસ્થોમા અગ્રગણ્ય દરબાર શ્રી **એભલ ખાચર** સગીર કુમારશ્રી **દાદા ખાચર**ને પોતાના ખોળામાં બેસારી, બીજા અનેક કાઠી દરબારો અન્ય ગૃહસ્થો બેઠા હતા, પાટની પાછળ **પાર્ષદ ભગુજી, રતનજી, જાલમજી, બેચરજી ચાવડા** એ આદીક પાર્ષદ મંડળ ઊભુ હતું. ઉત્તર દ્વારના ઓરડાઓની ઓસરીએ **બાઇઓ** (સ્ત્રીઓ) ના વૃંદો શોભી રહેલ હતાં, આમ હજારોની ત્યાગી, ગૃહી-માનવ મેદની એક ચિત્તે **ભગવાન**ને નિરખી રહી હતી સહુના મનમાં તે વખતે એમજ જણાતું હતુ કે **''શ્રીજીમહારાજ મારા સામુંજ જોઈ રહ્યાં છે !''**

આવા શાન્તે વાતાવરણમાં આપણા મહા કવિશ્રી **લાડુદાનજી**એ પોતાના રસાલા સાથે અપૂર્વ 'શાન્તિ નિકેતનસમા (એભલ ખાચરના દરબારમાં) બીજી દોઢીના દ્વાર આગળ પોતાનો ઘોડો ઉભો રાખ્યો, ઘોડાઓના પગરવ તથા આંગતુક માનવીઓનો કોલાહલ સાંભળી સભામાં શાંતિ ભેદાતાં. **એભલ ખાચરે** ડેલી તરફ જોયું. તો કોઈ **રાજવી પુરૂષ** પોતાના રસલા સાથે મહારાજશ્રીના દર્શને પધાર્યા હોય તેમ જાણીને પોતાને આંગણે આવેલા રાજવી મિજમાનોનું સ્વાગત કરવાને ઉતાવળે ઉભા થઈને પોતાના માણસોને બોલાવી, આવેલ મિજમાનોનાં ઘોડાઓને યોગ્ય સ્થળે બંધાવી, ઉતારા આપવાની વરદી દેવા લાગ્યા. દરબારશ્રી એભલ ખાચરને માણસોથી વીંટાયેલા સામા લેવા આવતાં ભાળી, મહાકવિશ્રી પણ રાજનીતિજ્ઞ હોઈ ઘોડેથી નીચે ઉતર્યા, તમામ સાથેના સ્વારો પણ




"શ્રી ગઢપુર નીંબવૃક્ષ નિચે શ્રીજી રાજકવિ રત્ન લાડુદાનજીને ગુલાબનો હાર આપે છે, દરબારશ્રો એભલ ખાચર, કીશોર કુમાર, દાદા ખાચર સાથે ઉભા થઇ સનમાને છે." | પૃષ્ઠ-૧૩૬






શ્રીજી મહારાજ રેઝા ઘોડા ઉપર છે, અને રાજ્ય-કવિ-રત્ન શ્રી લાડુદાનજી લખીઆ ઘોડા ઉપર સ્વાર થઈ શ્રીજી સાથે કારીયાણીપુર જાય છે. [પૃષ્ઠ ૧૭૭)

પોત પોતાના ઘોડાથી નીચે ઉતરી ઊભા રહ્યાં અને મહા કવિશ્રીનો ઘોડો પણ તે માણસોએ હાથમાંથી લઈ લીધો.

એભલ ખાચર સામા ચાલી જાણે પૂર્વ જન્મના કેમ પીછાનવાળા હોય તેમ ઓળખાણ પાડયા વિનાજ હેતથી મળી, હાથે હાથ ઝાલી બંન્ને **શ્રીજી મહારાજ**ની સભામાં પધાર્યા, **શ્રીજી મહારાજ**ના અને મહા કવિશ્રી **લાડુદાનજી**ના ચારે ચક્ષુઓ સામા સામે મળ્યા ત્યાં તો આનંદ સાગર ઉલટયો અને ઘણા લાંબા લાંબા કાળે કોઈ ઓળખાણવાળા સ્નેહીને મળતા હોઈએ એવું મહા કવિશ્રીએ પોતાના મનમાં અનુભવ્યું.

**ા દોહા ા**

**ચાર મિલે ચોસઠ ખિલે, વીશ રહે કર જોર ા**

**જેહિ મિલન છાતી ઠરે, હરખે સાત કરોર ા૧ા**

આવી રીતનું પ્રથમ મિલન થતાં ચાર ચક્ષુઓ મળતાં જ મહા કવિશ્રીએ બન્ને હાથ જોડયા, ત્યાં શ્રીજી મહારાજ પણ સામા બંને હાથ જોડી મરક મરક (મંદ મંદ) હસ્યા ! એ જોઈ શ્રી લાડુદાનજી પણ હસ્યાં. આમ બંનેના મળી ચોસઠ દાંતો ખીલ્યાં, બંનેના મળી વીશ આંગળાઓવાળા કરો સામસામા જોડી ઊભા, ને તે જોતા જ હૃદય ઠર્યું; એટલે બંનેના મળી સાત કરોડ રોમાંચ (રોમાવાળી) ખીલી નીકળી. (હરખને પામી.) કવિરાજ સભા નજદીક આવતા શ્રીજી મહારાજ કરુણા દ્રષ્ટિ કરી બોલ્યા જે, **''એભલ ખાચર,** આ મહા કવિ શ્રી **લાડુદાનજી** (લાડુ ગઢવીશ્રી) ભાવનગરથી પધારે છે; તો તેઓની અને સાથે આવેલા માણસો, ઘોડાઓ વગેરેની બરદાસ (સરભરા) બરાબર કરો, **મુક્તાનંદ સ્વામી !** કવિરાજ મોટે એક મોટા ચાકળો (ગાદી) મગાવીને મારા નજીક પાટ પાસે નખાવો, એટલું કહીને શ્રીજી મહારાજ પધારો કવિરાજ, પધારો કવિરાજ, એમ કહેતાંકને પાટથી નીચે ઉતરી મહા કવિશ્રી **લાડુદાનજી**ને અંકભરી ભેટી પડ્યાં અને સામેના મોટા ચાકળા ઉપર કવિશ્રીને અતિ આગ્રહથી બેસાડી પોતે ધારણ કરેલો ગુલાબના પુષ્પનો નાભી સુધી હીંડાળતો મોટો હાર મહા કવિશ્રી લાડુદાનજીના કંઠમાં **શ્રીજી મહારાજે** સ્વહસ્તે પહેરાવીને પોતે પોતાને આસને બિરાજ્યા તેટલામાં મહા કવિશ્રીના **''મામા''**



પણ મારવાડી અનામી પુરૂષ હાથ જોડયા વગર ને પગે લાગ્યા વિનાજ શ્રી **લાડુદાનજી**ની બાજુમાં જ આવીને બેસી ગયા.

ઈતિ શ્રી **કેશરભક્ત** વિરચિતે શ્રી **બ્રહ્મસંહિતા** મધ્યે, તૃતીય પ્રકરણે, ધ. ધુ. આચાર્ય શ્રી **અયોધ્યાપ્રસાદજી** મહારાજ સદગુરૂ શ્રી **દેવાનંદ** સ્વામી સંવાદે **મહા કવિશ્રી લાડુદાનજી, દુગપુર આગમન** અને **શ્રીજી પ્રથમ મિલન** નામ **પ્રથમોઽધ્યાયઃ** સમાપ્તઃ ા ૧ ા

-- // --

**શ્રીજી**

**અધ્યાય ૨ બીજો**

## અંતર્યામિપણું અને સમાધી ઐશ્વર્ય

**શ્રીજી મહારાજ** આવું અતિ રાજીપાનું મોંઘેરૂ માન વિદેશી મહેમાનને આપતા જોઈ સૌ સભા વિસ્મય પામી રહી. સંતો, ગૃહસ્થો, બાઈ, ભાઈ વગેરે સૌ સભાજનો પાછાં શાન્ત થયાં. મહાકવિશ્રી લાડુદાનજી તો પોતાની વિદ્વતાનો અખતરો ક્યારે અને કેવી રીતે કરવો ? તે ભુલી જઈ શ્રીજી સન્મુખ એકી નજરે જોઈ રહ્યાં. રાજા મહારાજા, નવાબો વગેરે રજોગુણી તમોગુણી માનવીઓને ભેટી ભેટી સંસર્ગ દોષથી જે કવિહૃદય પણ **રાજમદ, ધનમદ, વિદ્યામદ** અને **યુવામદ**માં મસ્ત બનતાં ભારેખમ આડંબરી, અણનમ, અને **માનની ખુમારી** ભરેલું હતું, તે સત્વગુણી, શ્રી **સહજાનંદ સ્વામી**ના પ્રેમમિલનના સ્પર્શથી એકાએક શાન્ત થતા શ્રીજીની મૂર્તિ સામું ચકોરની પેઠે જોઈ રહ્યું, તેમના મામાશ્રી તો આ સ્વામી કહેવાતા ભગવાન મારા, એકના એક લાડીલા ભાણેજને કંઈ જંત્ર મંત્ર કે મૂઠ નાખી, અડદના દાણા છાંટી કે કંઈક નજર ચોટ નાખી કેવી રીતે ભમાવશે ? તે જોવા જાણવા ચારે બાજુ પોતાની દ્રષ્ટિ ચકર-વકર ફેરવતા જાય છે અને મનમાં મનમાં 'હે માતાજી, હે ચંડી, હે વીશભુજાવાળી, હે જોગમાયા, હે નવલાખ લોબડીઆળી, હે મારી મા, હવે તો તું અત્યારે અમારી ભેળે રહેજે.' તારા બાળકની તું લાજ રાખજે.' એવી રીતે જગદંબાનું સ્મરણ કરતા જાય,

અને ઘડીક પોતાના ભાણેજ લાડુદાનજી સામું તો ઘડીક શ્રીજી મહારાજ સામું જોતા જાય છે. આવી તેના મુખની વિહવળતા ભરી આકૃતિ જોઈને સભાના કેટલાએક લોકો આ શું ? આમ કેમ કરતા હશે ? તેવું અરસપરસ કહી આશ્ચર્ય પામ્યા.

શ્રીજી મહારાજ કૃપા દ્રષ્ટિ કરી અમૃતવાણીથી ફરી બોલ્યા કે, **'મુક્તાનંદ સ્વામી !** ' આ શ્રીમદ્ ભાગવતના પુસ્તકને તમો લઈ જાવ; હવે અમો કવિરાજ સાથે કાંઈક વાતચીત કરીશું.' એ સાંભળીને મુક્તાનંદ સ્વામીએ તે પુસ્તકને પાથરેલી કાળી કામળીમાં વીંટી બાંધી લીધું.

મહા કવિશ્રી લાડુદાનજીના આવી રીતે ત્રીજા અને ચોથા સંકલ્પો સિદ્ધ થતા ૫૦ ટકા તો મનમાં ખાત્રી થતાં હવે અંતર્યામીપણાની પૂર્ણ ખાત્રી અનુભવવા લાગ્યા.

( ૩ જો સંકલ્પ-ગુલાબના ફુલનો હાર આપે તે તથા ૪ થોસંકલ્પ શ્રીમદ્ ભાગવત કાળાકા મળા ઉપર રાખીને પૂર્વ મુખે બિરાજતા હોય તે બન્ને સિદ્ધ થયા. )

## શ્રીજી મહારાજ સાથે વાર્તાલાપ

**શ્રીજી મહરાજ કહે-** કવિરાજ લાડુદાનજી ! તમો તમારા વતન (ખાણગામ) માં થી કચ્છભુજ એક બ્રાહ્મણ સાથે ગયા હતા, તે બ્રાહ્મણ ફરીને પાછો તમો ભુજમાં રહ્યાં ત્યાં સુધીમાં કોઈ દિવસ મળ્યો જ નહીં ને ? **લાડુદાનજી કહે**-હા મહારાજ. **શ્રીજી કહે,** કચ્છ ભુજમાં રહ્યાં તેટલા વર્ષ એક વૃદ્ધ મારવાડી વણીક તમોને પાઠશાળામાં આવી તમારા બાપુએ તમારા સારૂ રૂપીઆ મોકલ્યા છે તે લ્યો, એમ કહી કોઈ વખત પચાસ રૂપીઆ તો કોઈ વખત એકસો રૂપીઆ, એમ દર વરસે આવી તમારા કુટુંબની કુશળતાના ખબર આપી જતો ? **લાડુદાનજી કહે** હા મહારાજ.

શ્રીજી મહારાજ કહે ભુજ પાઠશાળામાં ચાલતા પિંગળ ડીંગળ આદિના તમામ ગ્રંથો ઉપરાંત રામાયણ અવતારચરિત્ર, પૃથ્વીરાજરાસો, પ્રવીણ સાગર, આદિ ધાર્મિક ગ્રંથો, અને ઐતિહાસિક બીજા અનેક ગ્રંથો ગુરૂમુખથી શીખી પહેલે નંબર પાસ થઈ, ભુજના મહારાજશ્રીની કચેરીમાં ભારે અદ્ભૂત પ્રભાવ પડતા કચ્છ મહારાવશ્રીએ પોતાના **રાજ્યકવિ**શ્રી તરીકે રહેવા તમોને બહુજ આગ્રહ કર્યો. છતા તમો ત્યાં કેમ ન રહ્યાં ?



**લાડુદાનજી કહે**-મહારાજ મારે મારા વતનમાં જવાનો તીવ્ર સંકલ્પ હતો તેથી ત્યાં ન રહ્યો.

**શ્રીજી મહારાજ કહે-** પછી તમો **ભુજ**નો શિરપાવ લઈને ચાલ્યા તે વતનમાં નહીં જતા **'ધમડકા'** માં જ બે વરસો વિતાવ્યા, ત્યાં સંગીત સાહિત્ય, ચૌદ વિદ્યા, ચોસઠ કળા, અષ્ટાંગયોગ અને બ્રહ્મજ્ઞાન વગેરે મહા પંડિત પાસેથી શીખી, ભગવાનને મળવા ત્યાંના કુમારશ્રી સાથે નક્કી કરી, નદી કિનારે એક વયોવૃદ્ધ સિદ્ધ પુરૂષનો મિલાપ થતાં, તેના વચન થકી એકાદશીના પવિત્ર શુભ દિવસે ગામ બહાર એક ખીજડાના વૃક્ષ તળે વનવિચરતા શ્રી**નીલકંઠ બ્રહ્મચારી**નો મિલાપ થતાં, તેને સાક્ષાત્ પ્રભુ સમજી તમારી મનેચ્છાપૂર્ણ કરી, તે વખતે તે નીલકંઠવર્ણીએ કહેલ કે,**''આપણે હવે કાઠીયાવાડમાં ફરી મળશું.''** એમ કહી તેઓ આકાશ માર્ગો જતા અંતર્ધાન થયા. એ સઘળી હકીકત તમોને યાદ આવે છે ?

**લાડુદાનજી કહે**-મહારાજ એ તમામ જુની વાતોનું આપશ્રી સ્મરણ કરાવતા હવે મને બરાબર યાદ આવે છે.

**શ્રીજી મહારાજ કહે**-એ નીલકંઠ વર્ણી, એ ભુજમાં પાઠશાળામાં મળતો મારવાડી વૃદ્ધ વણીક, અને ખાણ ગામેથી તેડી જનાર ભુજના રસ્તાનો ભોમીયો કચ્છી વિપ્ર, એ તમામ વ્યક્તિ બીજી કોઈ નહોતી પણ **'અમે પોતે જ તમોને ખાસ અમારા જાણી તમારી સહાયતા કરવાને આવતાં.'**

**લાડુદાનજી કહે**-મહારાજશ્રી ! એ નીલકંઠવણી કે વૃદ્ધ મારવાડી વણીક અને એ કચ્છી બ્રાહ્મણ વગેરેની મુખાકૃતિ અને આપશ્રીની મુખાકૃતિમાં મારી દ્રષ્ટિએ કેમ મળતાપણું નથી લાગતું ? અને એ કેમ નથી ઓળખાતું ? વળી આપશ્રીએ કહ્યું કે, ''તમોને અમારા જાણી અમો સહાયતા કરતા હતા'' તો એવો આપ સાથે મારો કીયો સબંધ છે ? વગેરે હું કંઈ એ વિષે સમજી શકતો નથી, તો કૃપાકરી સમજાવો.

**શ્રીજી મહારાજ કહે-** કવિરાજ ! એ એની મેળે હવે પછી સઘળું આપોઆપ સમજાઇ જશે, સાંભળો તમો પછી કચ્છમાંથી **ધ્રાંગધ્રા** રાજ્યમાં પ્રથમ આવ્યા, ત્યાંથી **માળીઆ, મોરબી,** થઈને **જામનગર** રાજ્યમાં ખુબ રહ્યાં. ત્યાંથી **દ્વારિકા**નું તીર્થ કરી **ગોંડલ** થઇને **જુનાગઢ** રાજ્યમાં ગયા ત્યાં **સોમનાથ મહાદેવ** અને **રૈવતગિરી**નું તીર્થ કરી **નવાબ** સાથે બહુજ ઘાટો સબંધ બાંધી ત્યાં ઘણા માસ રોકાણા. આમ.

દરેક રજવાડાઓમાં ખૂબ સન્માન મેળવી લાખોના **'શિરપાવો'** લઈ **જુનાગઢથી પાલીતાણા** થઈને તમો **ભાવનગર** આવ્યા ત્યાં રાજાની કચેરીમાં જ અમારો પરમ ભક્ત **રાજુલાનો સોની** મળ્યો, તેને અમારા મહિમા ગાયો. તે સાંભળી અમોને મળવાની તમારી તીવ્ર ઈચ્છા થઇ, મહારાજ વજેસિંહે ત્યાં રોકવા આગ્રહ કર્યો છતાં તમો અહીં આવ્યા ? ઠીક ભલે આવ્યા. **'તમે તો અનાદિથી અમારા જ છો, અને અમારા જ થઈને રહેશો. લ્યો ઓળખો,** અંતર અજવાળો, અગમ્ય, અગોચર, અવિનાશી અક્ષરવાણી ઉચ્ચારો. એમ કહી તકીઆને ઓઠીંગણ દઈ, શ્રીજી મહારાજે કવિરાજ લાડુદાનજી સામા પોતાના બન્ને **ચરણારવિન્દો** લાંબા કર્યા. તે એવી રીતે કે પોતાના ડાબા પગના અંગોઠા આંગળી ઉપર જમણો પગ (ઉંચો) કવિશ્રીની દ્રષ્ટિ સન્મુખ રહે. શ્રીજી કૃપાથીએ અરૂણવર્ણ ચરણારવિન્દમાં રહેલા નવ ચિન્હોનો પ્રકાશ કવિ ચક્ષુમાં પડતા જ કવિશ્રીએ તે ચિન્હો, સામુદ્રિક શાસ્ત્ર જાણતા હોવાથી પારખી લઈ દોહા બોલ્યા કે -'

**દોહા**

**કમળ, ધ્વજા, અંકુશ, જવ વજ જંબુ ઉરધરેખ,**
**અષ્ટકોણ સ્વસ્તિક નવ, દચ્છિ ન પદ ચિન્હ દેખ. ।।૧।।**

ઉપર જણાવ્યા નવે ચિન્હોનાં શાન્ત કીરણો કવિ હ્રદમાં પેઠા; ખૂબ પ્રેમથી નિરખી નિરખીને મનમાં ગણ્યાં. ત્યાં શ્રીજી મહારાજે જમણા પગના અંગોઠા આંગળીઓ ઉપર ડાબો પગ (ઉંચો) રાખતાં તે ચરણ કમળમાં સાત ચિન્હો ગણી લીધા કે-

**દોહા**

**ગોપદ, ધનુષ, ત્રિકોણ, મછ; ચંદ્ર, કળશ, નભ, સાત;**
**ચિન્હ વામ પદ ચિંતવો, પુરૂષોત્તમ સાક્ષાત ।।૨।।**

એ બન્ને ચરણારવિન્દમાં મળી સોળે **ચિન્હો,** સોળે કળાના ચંદ્ર સમા શીતળ બનીને કવિ હ્રદયને સ્પર્શતા અને અંતરમાં અજવાળુ થતાં પોતાનું મુળ



સ્વરૂપ જે (બ્રહ્મસ્વરૂપ) તે ઓળખાતાં, ગદગદ કંઠે થઇને ત્યાંને ત્યાંજ તે જ વખતે **શીઘ્રકવિ** હોવાથી ઉપરની શ્રીજી આજ્ઞા અનુસાર, અગમ્ય અગોચર અવિનાશી અક્ષરવાણીને ઉચ્ચારી એટલું જ નહીં પણ એ અક્ષર સભા સન્મુખ પોતે અતિ **નિર્માની** થઈ, સત્ય વક્તા બની, બ્રહ્મની મસ્તિમાં આવી જઈ (ચારણી સાહિત્યમાં જેને ગુજરાતી ભાષાના લાંબા ઢાળાના કાવ્યને 'ભાગવાયો' એમ કહેવામાં આવે છે. તેવો) **'ખમાચ'** રાગનો **પરજ**ના ઢાળાનો ચારણીભાવ ચારણી શૈલીથી (શ્રીજી મહારાજની મૂર્તિ સામું જોતા જાય અને એ અજાનબાહુના લટકાં કરી અભિનય સાથે) બોલવા લાગ્યા.

## પ્રથમ રચિ ગાયેલુ પદ

**(ચારણી ભાવ-રાગ ખમાચ)**

**આજની ઘડી રે ધન્ય આજની ઘડી;**
**નેણે નિરખ્યા સહજાનંદ ધન્ય આજની ઘડી. ।। ટેક ।।**
**કામ, ક્રોધ, ને લોભ, વિષય રસ ન શકે નડી,**
**માવજીની મૂર્તિ મારા રૂદીયામાં ખડી રે -**
**ધન્ય આજની ઘડી. ।। ૧ ।।**
**જીવની બુદ્ધિ જાણી ન શકે, એ મોટી અડી,**
**સદ્‌ગુરૂની દ્રષ્ટિ જોતાં, વસ્તુ એ જડી રે -**
**ધન્ય આજની ઘડી. ।। ૨ ।।**
**ચોરાસી ચહુ ખાણમાં હું તો, થાક્યો આથડી,**
**અંતર હરિસું એકતા ત્યારે, દુગ્ધા દુર પડી રે -**
**ધન્ય આજની ઘડી. ।। ૩ ।।**
**જ્ઞાન કુંચી, ગરૂગમસેં ગયા, તાળા ઉઘડી,**
**લાડુ - સહજાનંદ નિરખતાં, ઠરી આંખડી રે -**
**ધન્ય આજની ઘડી. ।। ૪ ।।**

**ભાવાર્થ** -આજની અત્યારની ઘડીને ધન્ય છે, કારણ કે મેં મારા નેત્રથી સહજાનંદ સ્વામીને નિરખ્યા, માટે આજની ઘડીને ધન્ય છે (ટેક)

માવજી (સહજાનંદસ્વામી) ની મૂર્તિ મારા હ્રદયમાં ખડી થતાં હવે મને કામ, ક્રોધ, લોભ કે પંચ વિષયના (ખટરસ કે નવરસ આદિ) રસ નહીં નડી શકે; માટે ધન્ય છે આજની ઘડીને (૧)

જીવની બુદ્ધિ, એ મૂળ સ્વરૂપને (બ્રહ્મને અને પરબ્રહ્મને) ઓળખી શકતી નથી એ જ મોટી **''આંટી''** (ઘાંટી) છે, પણ સદ્‌ગુરૂની કૃપાદ્રષ્ટિ થતાં મને એ અમુલ્ય વસ્તુ આજ મળી ગઈઃ (પોતાનું મુળ સ્વરૂપ અને શ્રીજીનું સ્વરૂપ ઓળખાઈ ગયું) તેથી આજની ઘડીને ધન્ય છે (૨)

આ જીવ ચોરાસી લાખ જાતના દેહ ધરી ચારે ખાણો (સ્વેદજ, જરાયું, ઉદભીજ ને ઈંડજ) માં આથડી (ભટકી) ને થાકી ગયો છે; પણ જ્યારે અતઃકરણમાં 'શ્રી હરિ' (પ્રભુ) ના સ્વરૂપની એકતા થતાં (જીવમાં સાક્ષીરૂપે ઈશ્વર અંતર્યામી પણે સદાય રહ્યાં છે, તેવી દ્રઠતા થતાં) એ જીવની **'દુગ્ધા'** (પીડા) દૂર થઇ તેથી આજની ઘડીને ધન્ય છે. (૩)

જ્ઞાનરૂપી કુંચી મળે તો પણ તેને કેમ લાગુ કરવી ? (જેમ તીજોરીની કુંચીઓનો ઝુડો મળે પણ તે કુંચીઓ કેમ લાગુ થાય છે તે તો તેનો કોઈક માહિતગાર બતાવે તોજ તે તીજોરીની કળ ખુલ્લે) તેમજ જીવ, ઈશ્વર માયા બ્રહ્મ અને પરબ્રહ્મ વગેરેના સ્વરૂપોને કેમ ઓળખવાં ? એ રીતિતો 'ગુરૂગમ' થી જ સમજાય તેવી છે. આજે સદ્‌ગુરૂની કૃપાદ્રષ્ટિ થી એવી સત્ય સમજણ પડતાં મારા અંતરના અજ્ઞાનતા રૂપી તાળાં ઉઘડી ગયાં. **લાડુદાનજી** કહે કે આજે **સહજાનંદજી** સ્વામીજીના દર્શન થતાં મારા ચક્ષુઓ ઠર્યા માટે આજની ઘડીને ધન્ય છે ! ધન્ય છે ! (૪)

રાજા મહારાજા જેવા અનમી રાજપુરૂષ સારાએ સૌરાષ્ટ્રમાં કાવ્યની વિજય ધ્વજા ફરકાવનાર શીઘ્ર ચારણ કવિ આવા નિર્માની બની બે હાથ જોડી, દીન આધીન થઈ, પોતાના અંતરની અજ્ઞાનતારૂપી તાળાં ઉઘડી ગયાંનું (અનેક વિદ્યા, સંગીત, સાહિત્યનું જ્ઞાન હોવા છતાં અજ્ઞાનતાનું આમ ખુલ્લી રીતે) સભા સમક્ષ કબુલ કરી, તે ઘડીને ધન્ય માનતાં, સહુ સભાજનો અતિ આશ્ચર્ય પામતા દિગ્મુઢ થઈ ગયા.

**શ્રીજી મહારાજ કવિરાજ** સામું જોતા જાય છે. અને મંદ મંદ હસ્તા જાય છે. સાથે આવેલા અને પાસે જ બેઠેલા કવિશ્રીના **'મામા'** તો મનમાં વિચાર કરે છે કે, 'મારો ભાણો કહેતો હતો કે એ કાઠીઓનો ભગવાન થઇ બેઠેલો બાવો મને શું કરવાનો હતો ? પણ આ તો એથી ઉલટું થયું - પોતે આવો મહા પંડિત કવિ થઈને પોતાની અજ્ઞાનતા કબુલ કરીને ધન્ય ઘડી, ધન્ય ઘડી, કહેતો કહેતો બે હાથ જોડી એ **જીવનમુક્તા** સામું (જેમ ચંદ્રમાં સામું ચકોર પક્ષી એક જ નજરે જોઈ રહે છે તેમ) મટકું માર્યા વિના એકી નજરે જોઈ રહેતાં તાણ (વાઈ-ખેંચ) આવે તેમ શરીર ખેંચાતાં



કે થતો જાય છે ? અ રે રે, હાય હાય, હું આ શું જોઉ છું ? કાળોકેર થયો ! જાદુગરા જીવન મુક્તાએ જરૂર ભુરકી નાખી મારા ભાણાને ભરમાવ્યો, પણ એને એ કેમ કરી ભૂરકી (મુઠ) નાખી ? એ હું ખુબ જ કાળજીથી જોતો હતો. પણ મારી ચપળ આંખને આંજી આ બાવે એના કરતુક કર્યા. હું કાઠીઆવાડમાં આવ્યો ત્યારથી જ સાંભળતો આવતો હતો કે, એ જીવન મુક્તા પાસે **ઈન્દ્રજાળનો ગુટકો** છે; તેમ જ એને **બાબરો** ભુત વશ કરેલો છે; બહુજ કામણગારો છે એ વાત ખોટી નહીં, પણ ખરેખરી છે. એમ મનમાં સંકલ્પો કરતા **શ્રીજી મહારાજ** ઉપર ક્રોધ ચડયો; મૂછો ભમરે ભટકવા લાગી, હોઠ ફરકવા લાગ્યા, નેત્રો લાલ અંગારા જેવા થયાં, દાઢીના કાતરાઓ (મોવાળાઓ) જાડા સૂયા જેવા થી ઠરડાવા લાગ્યા. આમ વિરૂપ થઇ પોતે ઊભા થઈને કંઈક કહેવા જાય છે, તે પહેલા તો શ્રીજીએ તેના ઉપર દ્રષ્ટિ કરતા તેઓ બેઠા હતા ત્યાં જ **સમાધીવાન** થઈ ગયા.

## રાજકવિની સમાધિ

મહાકવિશ્રી તો એ કીર્તનની છેલ્લી કડી **'લાડુ, સહજાનંદ નિહાળતા ઠરી આંખડી રે, ધન્ય આજની ઘડી'** એમ બોલતા બોલતા જ તેજ ઘડીએ સમાધિમાં ચાલ્યા ગયા.

ઉપર પ્રમાણે આમ જોત જોતામાં બન્ને દેવીપુત્રો (મામાભાણેજ) ને સમાધિ લક્ષ થઈ ગયો. તે સૌ સભાજનો, સંતો વગેરે એ બધી અલૌકીક ઘટનાને જોઈ રહ્યાં. એભલખાચર કવિશ્રીના ઘોડાઓ માણસો વગેરેના ઉતારાનો બંદોબસ્ત કરી જ્યારે સભામાં આવ્યા, ત્યારે અનેક રાજ સભાઓ જીતનાર, કાઠીઆવાડમાં ને કચ્છમાં જેની કવિત્વ શક્તિની હાક વાગતી હતી તેવા દેશ પ્રસિદ્ધ રાજકવિ રત્ન મહા કવિશ્રીને શ્રીજી સન્મુખ સમાધિસ્થ થયેલા જોઈ શ્રીજી મહારાજને વિનંતી કરી પૂછ્યું કે, મહારાજશ્રી ! આવા મહાન રાજનીતિજ્ઞ મહા કવિશ્રી ઉપર આપે ઘણીજ વહેલી કૃપાદ્રષ્ટિ કરીને આપશ્રીના મુળ સ્વરૂપનું જ્ઞાન થવા સમાધિ લક્ષ કરાવ્યો, એ તો આપની અપાર દયા કહેવાય.

શ્રીજી મહારાજ કહે **એભલખાચર !** એ મહા કવિ **લાડુદાનજી** તો અમારા મહા અનાદિ અક્ષર મુર્તિ છે. તેઓ માતાના ગર્ભમાં હતા ત્યારથી જ તે પ્રગટ ભગવાનના ગુણ ગાવા સાંભળવા ઉત્સુક હતા, અને અમો પણ તેના હૃદયકમળમાં સદાય રહીએ છીએ; પણ આ પંચ ભૂતના દેહધારી લાડુદાનજી આજે અમોને પ્રત્યક્ષ મળતા જ તેને પૂર્વનું જ્ઞાન થયું, તેથી તેઓ આ સ્થિતિને

પામ્યા, તમો તેમના તમામ માણસો ઘોડાઓ વગેરેની બરોબર બરદાસ કરજો. મોટા રાજા મહારાજાઓ તેમની પધરામણી પોતાના રાજ્યમાં કરવા મારગ આડા માણસો ઊભા રાખી વિનંતી કરાવતા,ત્યારે તેઓ તેના રાજ્યમાં જતાં. તેઓ મહા પ્રતાપી અદ્‌ભૂત પ્રભાવ વાળા શુદ્ધ બાળબ્રહ્મચારી ચારણ મહાત્મા તમારા દરબારમાં વગર તેડયા, ઘેર બેઠા ગંગાના જેમ, આવ્યા છે, તો તમારી રાજરીનિએ તેમની આગતા સ્વાગતા બરાબર કરજો; અને અમો અમારી પ્રભુ રીતે, તેની આગતા સ્વાગતા કરીને (પરચોઆપીને) જગ પ્રસિદ્ધ કરશું'

મહા કવિશ્રી લાડુદાનજી ભુજની પાઠશાળામાં ગુરૂ મુખે 'અવતાર ચરિત્ર' નામનો ગ્રંથ ભણેલા હતા; તેથી તેઓને આધ્યાત્મિક જ્ઞાન સાથે પ્રગટ પ્રભુના અવતારોની લીલાઓથી પરમાત્માના * ચોવીસે અવતારોનું જ્ઞાન હતું. તે અવતારો શા માટે થયા ? તેનું શું શું કાર્યો કર્યા ? વગેરે તમામ પ્રક્રિયા પોતે જાણતા હતાં. પણ ચોવીસે અવતારોના સ્વરૂપો કેવા હશે ? તેના દર્શનની પોતાને બહુજ અભિલાષા રહેતી હતી. તેથી જ્યારે પોતાને લક્ષ થયો ત્યારે, સમાધિમાં પણ એ દર્શનની અભિલાષા થતાં પ્રભુએ તેમની તે ઈચ્છા પૂર્ણ કરી. સમાધિમાં તેઓને અક્ષરધામમાં દિવ્યતેજના દર્શન થયાં. તે તેજ 'શીતળ શાન્ત છે રે કે તેજની ઉપમા નવ દેવાય' એવા મહા તેજસાગરમાં પૂર્ણ પુરૂષોત્તમનારાયણ' ના સાક્ષાત દર્શન થયા એ અલૌકિક દિવ્ય બ્રહ્મતેજમાં શ્રી ગઢડાના 'એભલખાચર' ના દરબારમાં નિંબવૃક્ષ નીચે બિરાજેલા એવા 'શ્રી સહજાનંદ સ્વામી' ના સ્વરૂપનું ત્યાં દર્શન થયું. એ સ્વરૂપમાંથી શ્રી ધમડકા ગામે ખીજડા નીચે મળેલા નીલકંઠવર્ણીનું, અને ભુજની શાળામાં મળતા વૃદ્ધ વણીક ગ્રહસ્થનું તથા 'ખાણ' ગામે તેડવા આવનાર ભુજની વાટના ભોમીઆ વિષનું પણ દર્શન થયું, અને તેણે સ્વરૂપો શ્રી સહજાનંદસ્વામીના સ્વરૂપમાં લીન થઈ ગયાં. શ્રી લાડુદાનજીએ ચારે સ્વરૂપો ાા મુખાકૃતિ એક જ છે તેમ ઓળખી આનંદ મગ્ન થયા. ત્યાં શ્રીજીની મૂર્તિમાંથી એક તેજનું મોટું ચક્ર દેખાયું ને તે ચક્રમાંથી મહા તેજસ્વી ૧૦ દશ કિરણો નીકળ્યા તેમાં

* સનાતન વેદ ધર્મમાં ૨૪ અવતારો, શ્રી જૈન ધર્મમાં ૫-૫ ચોવીશ તીર્થકરો. શ્રી ઈસ્લામી ધર્મમાં ૨૪ ચોવીસ પેગંબરો, પરમાત્મા ૨-૨ સ્વરૂપે થયા છે. પરમાત્મા શબ્દોન સરવાળો બાજુના લખ્યા પમાએ ૨૪ ચોવીસ સંખ્યાનો થાય છે, એટલે ૨૪ નો આંક તેજ 'પરમાત્મા'૪ાા - ૪ાા ૮-૮ 'ભગવાન', 'પ્રભુ' ખુદા જે કહો તે સર્વ ધર્મમાં 'ઈશ્વર' ના નામનો છે ૪ાા - ૪ાા - ૨૪ (સંપાદક)



પ્રથમના કીરણોમાંથી શ્રી'મચ્છ' અવતારનાં દર્શન થયાં; તેણે તે સ્વરૂપે શું શું કાર્યો કર્યા તે બતાવીને પાછા શ્રીજી સ્વરૂપ તેકીરણમાં લીન થઈ ગયા. પછી બીજા કીરણમાંથી 'કચ્છ' પ્રભુ, ત્રીજામાંથી 'વરાહ' ચોથામાંથી 'નૃસિંહજી', પાંચમાંમાંથી 'વામનજી', છઠ્ઠામાંથી 'પરશુરામજી' સાતમામાંથી શ્રી રામચંદ્રજી; આઠમામાંથી કલ્કી ભગવાન, એમ એ મહા દશ અવતારોએ પોતાના દિવ્ય સ્વરૂપોના અને અવતાર ધરી જે કાર્યો કર્યા, એ સઘળાનાં દિવ્ય દર્શન આફી શ્રીજીની મુર્તિમાં એ દશે સ્વરૂપો પાછા લીન થી ગયા. તે પછી એક સાથે ચોવીસ કીરણો નીકળતા ચોવીસે અવતારો મૂર્તિમાન થી શ્રીજીની સ્તુતિ કરવા લાગ્યા, જોત જોતામાં એ દિવ્ય તેજમાં, લાખો અવતારો, લાખો મુક્તો, દિવ્ય સ્વરૂપે શ્રીજી મહારાજના દિવ્ય સિંહાસન સન્મુખ હાથ જોડી સ્તુતિ કરતા જણાયા; તેમ જ અનંત અવતારો, અનંત મુકતો, અનંત ઈશ્વરો, અનંત દેવો, અનત શક્તિઓ અને અનંત પાર્ષદોતે અનેક પ્રકારની સ્તુતિ કરતા શ્રી લાડુદાનજી એ સમાધિમાં જોયા. એ મહા તેજોમય 'બ્રહ્મધામ' (અક્ષરધામ) ના સુખનો ખુબજ અનુભવ લઈ પૂર્ણ પુરૂષોત્તમ શ્રી સહજાનંદ સ્વામીની મૂર્તિને ખૂબ ખૂબ નિરખી, તેટલામાંતો એ અનંત અવતારો, વગેરે શ્રી સહજાનંદ સ્વામીના દિવ્ય સ્વરૂપમાં લીન થઈ ગયા; માત્ર એક જ શ્રીજી મહારાજની દિવ્ય મૂર્તિ રહી. તેને પોતે નખ શીખા પર્વત વારંવાર, નિરખી, 'ધન્ય આજની ઘડી, ધન્ય આઝની ઘડી,' એ મંગળ વાક્ય સમાધિ અવસ્થા ઉત્તરવાની તૈયારી થતાં કવિશ્વરના મુખારવિન્કમાંથી ધીમે સ્વરે કંઠ સ્થાનમાંથી ઝીણે સ્વરે સહુ સભા સાંભળવા લાગી.

## મહા કવિશ્રીના મામાની સમાધિ

શ્રી લાડુદાનજીના મામા તો હરેડ દેવી ઉપાસક (શક્તિપંથી) હતા તેથી શ્રીજીએ કૃપા કરીને તેઓને તેના ઈષ્ટદેવ મહામયાં વગેરે અનંત શક્તિઓના સમુહોના દર્શન થતાં, તે મારવાડી કવિરાજ તો, શક્તિનાં અનંત સ્વરૂપો જોઈ,પોતાને જે જે નામો યાદ આવે તે તે નામો બોલી કહેવા લાગ્યા કે હે મા હિંગોળ, હે મા અંબાજી, હે મહા માયા, હે આદ્યશક્તિ, હે જોગમાયા, હે મહાકાળી, હે સરસ્વતી, હે મહાલક્ષ્મી, હે ભવાની, હૈ ચંડી, હે નવલાખ લોબડીયાળી, મારી મા, મને આજ આપના સાક્ષાત દર્શન થયાં. માજી આપ તો આદિ અનાદિ જોગમાયા સર્વ કર્તા હર્તા છો.' એમ કહી

સ્તુતિ કરવા લાગ્યા. ત્યાં તો તેઓને પણ મહા દિવ્યિ અને તેજોમય બ્રહ્મમ્હોલના દર્શન થયાં. ત્યાં દિવ્ય સિંહાસન ઉપર ‘ગઢડા’ માં નિંબ વૃક્ષ નિચે બિરાજેલા શ્રી સહજાનંદસ્વામીને જોયા. થોડી વારે પ્રથમ દર્શન કરેલી અનંત શક્તિઓ (દેવીઓ) ત્યાં સેવામાં હાજર થી. તેમા કોઈ દેવીઓ બ્રહ્મમ્હોલના મુક્તો માટે કંચન કળશોમાં સુધા જળો ભરી લાવે છે. કોઈ દેવી તોપ્રભુના કંચન પાત્રોને માંજે છે. કોઈ શાન્તિ પારિજતક આદિ દિવ્ય પુષ્પોના હારો ને ગજરાઓ ગુથી રહેલ છે; કોઈ શક્તિ હિંડોળા ઉપર બિરાજી રહેલા શ્રીહરિજીને ઝૂલાવે છેઃ કોઈ શ્રીહરિજીના ચરણ ચાંપે છે, કોઈ દેવીઓ એ બ્રહ્મમ્હોલની શેરીઓ બજારો વાળે છે; તેમજ બીજી અનંત દેવીઓ હાથ જોડી મસ્તક નમાવીને સ્તુતિ કરી રહેલ છે. આવું દિવ્ય દર્શન થતાં એ શક્તિ ઉપાસક મારવાડી ચારણને (દેવીપુત્રને) ક્રોધ ચડયો. ક્રોધ ચડતા સમાધિ ઉતરવા લાગી ગઢવી મનમાં કહેવા લાગ્યા કે, આ સિંહાસન ઉપર ચડી બેઠેલો ગઢડાવાળો કાઠીઓ ભગવાન મારી ‘મા’ પાસે આવા હલકાં કામો (વાસીદા) વગેરે કરાવે છે ! આ બધુ જાદુ છે એવો સમાધિમાં સંકલ્પ (ક્રોધ) થતાં તેઓશ્રી લાડુદાનજીથી પ્રથમ સમાધિમાંથી જાગૃત થયાં.

જાગૃત થતાં બાજુમાં જોતા પોતાના ભાણેજ શ્રી લાડુદાનજીની ‘શબાકાર’ કાયા જોતાંજ ગઢવી બોલવા લાગ્યા કે, ‘સ્વામિનારાયણ ?’ તમે મારા ભાણેજને આ સું કરી નાખ્યું ? અંતે જાદુગરાએ જાદુ કર્યુ ખરૂ ? મને પણ ભૂરકી નાંખી ભરમાવવા મૂર્છા ખવરાવી. મારી દેવીઓ (માતાઓ) ને સ્વર્ગના વાસીદા વાળતાં મને દેખાડી ? બોલો ? હવે મારા ભાણાને જલદી બોલતો કરો. આવી રીતે તેઓ પોતાની મારવાડી ભાષામાં તોડું ગુજરાતી સાથે બોલવા લાગ્યા.

શ્રીજી મહારાજ કહે ‘‘ગઢવી અમે તમારા ભાણેજને કાંઈ કરેલું નથી; તેમને એવું કોઈ વાર થી જતું હશે. તેમ જ તમોને જે દેવીઓના દર્શન થયા તે ઠીક થયું તે તો જેવું હતું તેવું જણાયું હશે.’’

ગઢવી કહે, મહારાજ કાપ્યા ઉપર લુણ લગાડો માં. અમારી મશ્કરી ઝાઝી નહીં સારી. એમ કહી તે એક પ્રાચીન દુહો બોલ્યા :

ચારણને ચકમક તણી, ઉઝી ન ગણે આગ,
ટાઢી તો યે ત્યાગ, લાગે લાખણ શીયા ઉત્ત.

ભાવાર્થ – ચારણમાં અને ‘ચકમક’ (નામના પથ્થર) માં અગ્નિ નજરે દેખાતી નથી તેથી તેને ઓલાઈ ગયેલી ન માનવી, કારણ કે તેને



જરાક ટપોરો મારતાં તેમાંતી તુરત જ અગ્નિના તણખા ઝરવા માંડે છે. ભલે એ ઠંડી લાગે છે છતાંએ તેનો ત્યાગ કરવો; તેને ટકોર મારવી નહીં. માટે હવે તમો અમારી મશ્કરી નહીં કરતા મારા ભાણેજને બેઠો કરીને બોલતો કરો; નહી તો હું ચારણ છું. તે મારી ભેઠમાંથી ‘કટાર’ કાઢી ‘ત્રાગુ’ કરીને તમો સહુને મારૂ ચારણનું લોહી છાંટીશ. એમ કહેતાંકને પોતાની ભેઠમાંથી રૂપે મઢેલો મારવાડી મોટો ‘કટાર’ મ્યાનમાંથી કાઢી, જેવો પોતાના ગળામાં ઘા કરી સોંસરો કાઢવા જાય છે તેટલામાં શ્રીજી મહારાજે તેના નાડી પ્રાણ ખેંચતા હાથ જેમનો તેમ મુઠીમાં કટાર સોતો અધર સજ્જડ રહી ગયો ગઢવીએ બીજો હાથ બદલાવી કટાર ઝાલ્યો; ત્યાં તે પણ જેમનો તેમજ રહ્યો. તેથી ખીજાઈને ગઢવી કહે છે કે, સ્વામિનારાયણ ! તમારોવશ કરેલો આ બાબરો ભુત મારા બન્ને કાંડાઓ ઝાલી રાખે છે; પણ હવે તો હું જીભ કરડીને મરીનેતમને ‘ચારણહત્યા’ ચડાવીશ.

શ્રીજી મહારાજ કહે, ‘ગઢવી ! તમને ઠીક લાગે તેમ કરો મરવું, જીવવું એ તમારા હાથમાં નથી. તે તો ભવાનના જ હાથમાં છે’ તે સાંભળી ગઢવું વધુ ખીજાયા; તેથી પોતાનું મોઢું ઉઘાડી જીભને બે દાંતો વચ્ચે હાથથી ખેંચીને કચરી ખાઈ મારવાનો ઈરાદો કર્યો. વળી શ્રીજીએ તેના નાડી પ્રાણ ખેંચ્યા, એટલે ગઢવીના હાથ ઠેકાણે હાથ રહ્યાં. એક હાથમાં કટાર રહ્યો અને મોંઢું તો ગોંખલાના જેમ પહોળું રહ્યું, (ઉઘાડુંજ રહ્યુ ભેળુ ન થયું), તેથી બોલી પણ શકાય નહિં. એટલે ચારે બાજુ રૂદ્રરૂપ ધારણ કરી આંખોના લાલ ડોળાઓથી ચકરવકર જોયા કરે. એટલામાં શ્રીજી મહારાજની ઈચ્છાથી મહા કવિશ્રી લાડુદાનજી પણ સમાધિ અવસ્થામાંથી જાગૃત થયાં.

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિત્તે શ્રી બ્રહ્મ સંહિતા મધ્યે તૃતીય પ્રકરમે ધ. ધુ. આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદગુરૂ શ્રી દેવાનંદ સ્વામી સંવાદે મહા કવિશ્રી લાડુદાનજીએ અંતર્યામીપણું બતાવી બન્ને મામા ભાણેજને સમાધિનું ઐશ્વર્ય બતાવ્યું તે નામે દ્વિતીયોઽધ્યાય સમાપ્તઃ ।। ૨ ।।

-- //--

...

॥ શ્રીજી ॥

અધ્યાય ૩ ત્રીજો

# શ્રીજીનો સર્વોપરીપણાનો નિશ્ચય

મહા કવિશ્રી લાડુદાનજીએ સમાધિમાં બ્રહ્મમ્હોલમાં જે મૂર્તિ દિવ્ય સિંહાસન ઉપર ભાળી હતી અને જેમાંથી અનંત અવતારો નીકળીને પાછા તે મૂર્તિમાં જ લીન થયા હતા, એજ આ શ્રી સહજાનંદ સ્વામી સર્વ આવતારના અવતારી, સર્વ કરણના કારણ, પરબ્રહ્મ, પુરૂષોત્તમ નારાયણ સાક્ષાત નરદેહ ધરી, આ પૃથ્વી ઉપર પ્રગટ થાયા છે, ને પોતે જે તે પ્રગટ પ્રભુ મને આજે મળ્યા, છે તેવો દઢ નિશ્ચય થતાં, ત્યાં જ તે વખત સ્વસ્થ થઈ પોતે ચારણી કાવ્યનો એક છપય છંદ રચી શ્રીજી મહારાજને સંભળાવે છે કેં-

છપય છંદ

એહિ મચ્છ, એહિ કચ્છ, એહિ સૂકર તનું ધાર્યો
એહિ બને નરસિંહ, દુષ્ટ હરનાકંસ માર્યો,
એહિ વામન વપુકીન, લીન પદંતીન ભુવ ત્રય,
એહિ ફરશીધર રામ એહીં રઘુપત કિંય જગજય,
એહિ કૃષ્ણ, બુદ્ધ નિકળંક એહિ, તેહી ભેટત ભવભ્રમ ટલે,
કિતનેક રૂપ 'લાડૂ' કહે, 'સો યહ સજાનંદ મિલે.'

ભાવાર્થ - આ મૂર્તિમાંથી જ મચ્છાવતાર, કચ્છાવતાર, નૃરસિંહવતાર, (હરિણ્યકસ્યપુને માનરા) વામનાવતાર, અને પરશુરામવતાર, તથા બુદ્ધાવતાર થયા છ; અને એમાંથી જ હવે કલ્કી (નકળંક) અવતાર થશે. કવિ લાડુદાનજી કહે છે કે તેમનાં હું કેટલાંક રૂપો કહું ? જેમના મિલાપથી આ ભવાટવીની ભ્રમણા (જન્મ મરણ) ટળે છે, એવા આ પ્રગટ પ્રભુશ્રી સહજાનંદ સ્વામી મને આજે મળ્યા !



ઉપર મુજબ સ્તુતિ છપયબોલી સાષ્ટંગ દંડવત પ્રણામ કર્યા, અને શ્રીજી મહારાજના સ્વરૂપને વારંવાર નમી નમી તે ઘડીને ધન્ય માનવા લાગ્યા.

મામા તરફ જોતા જ હાથમાં ખુલ્લો કટાર ભાળીને કહેવા લાગ્યા કે, ''મામા, મામા, આ શું કરો છો ? કોના સામા તમે આટલા ક્રોધ કરો છો ? એમ કહી શ્રીજી મહારાજ સામા હાથ જોડીને કવિ લાડુદાનજીને કહેવા લાગ્યા કે, હે મહારાજ ! જીવના સ્વભાવ સામું નહીં જોતા આપ આપના બીરદ સામું જો જો ! એમ સ્તુતિ કરી મામાના હાથમાંથી કટાર છીવનવી લઈ, શ્રીજીનો મહિમા સમજાવી શાન્ત કર્યા. પછી શ્રીજી મહરાજે ભોજનનો સમય થતાં મહા કવિશ્રીને ભોજન વિધિ કરવાને ઉતારે આજ્ઞા કરી. મહા કવિ શ્રીજી મહારાજાના ચરણસ્પર્શ કરી, પગે લાગી અને સર્વ સભાને પણ પગે લાગી 'જય સચ્ચિદાનંદ' કહી દરબાર શ્રી એભલ ખાચર સાથે પોતે તથા મામા ઉતારે ગયા.

## દરબાર શ્રી એભલ ખાચરની મનુવાર

દરબાર શ્રી એભલ ખાચરે બાજુના એકનાના દરબારગઢના વિશાળ ઓરડામાં કવિશ્રીનો ઉતારો ગોઠવી રાખેલ હતો, જ્યાં દરેક પ્રકારની સગવડતા કરી હતી. ગામમાં રહેતા જીવા ખાચર આદિ કુટુંબીજનો અન્ય કાઠી દરબારો, મહા કવિશ્રીની પ્રખ્યાતિ સાંભળી, સૌ ત્યાં આવી મળ્યા. પરસ્પર ક્ષેમ કુશળતા પુછી રાજરીતિએ બેઠા. જમવાનો સમય થયો હોવાથી દરબારશ્રી એભલ ખાચરે મહા કવિશ્રીની સાથે જમવા બેસવાને જીવા ખાચર આદિ સહુને આગ્રહ કરી જમવા રોક્યા.

જમવાનો વિશાળ ઓરડો, તોરણ, ચાકળા, કાંધીઆં, ધ્રાણીઆ, સાખીઆં, સુરજમુખી વગેરે હિરાના ભરત ભરેલા, મોતી ભરેલા,નાના કાચના આભલાં ભરેલા ભરત ચિત્રોથી તથા ગાદલાં, ગોદડાની મળીઓ, ત્રાંબા પીત્તળના ઠામ વાસણો શણગારેલો હતો. એ ઓરડામાં કાઠી દરબારોની રાજરીતે તેમા પતિઓ, પાથરી માથે ગાદલીઓ, સફરા ચાકળાઓ, નાખી તેન ી આઘળ ઘુઘરીઊં અને ટાચકા જેડલા બાજોઢની રંગીન મોટા અને લાંબા બાજોઠો ઢાળ્યા. તેના ઉપર સફેદ પાથરણાં (ચાદરો) પાથરી બાજુમાં ત્રાબાંપિત્તળની પાંદડીવાળી 'પડદીઓ' ઉપર જળથી ભરેલી ઝારીઓ, શીરાઈઓ, કળશીઆઓ, પ્યાલાઓ, આબખોરાઓ વગેરે મેલ્યા અને હાથ ધોવા માટે સુંદર પાળાંઓ રૂમાલો સાથે રાખ્યાં. ઔર -

ડાની જાળીએ બારીએ અગરના ધુપોનાં પીત્તળના દીવેલીઆંઓ સુગંધી બ્હેકાવતાં મેલ્યા. ભોજન તૈયાર થતાં અનેક જાતના પકવાનોથી ભરેલા મોટા મોટાથાળો અનેખુમચાઓમાં મોટી મોટી 'તાંસળીઓ' અધોલીઓ, આબખોરાઓ, ગંજીઆ વાટકાઓ, ગરમલીઓ, વગેરેમાં અનેક વ્યંજનો, શાક, પાન, ચટણી, મશાલાઓ, અથાણાંઓ, પાપડ, ફરફર, વગેરે ફરસાણો આદિ ભોજન સામગ્રીની અનેક વાનીઓ પીરસેલી હતી તેના ઉપર સફેદ ધોયેલા મોટા રૂમાલો ઠાંકી અનેક દાસદાસીઓ હાજર થયાં. દુધના દેગડાઓ, દહીના ડાબરીઆંઓ 'ઘી' ની વાઢીઓ વગેરે ભોજન સામગ્રી ઓરડામાં હાજર થતાં. 'છાશું પીવા પધારો' (એટલે જમવા પધારો) એમ હજુરીઆઓએ આવીને કહ્યું એટલે સૌ કાઠી દરબારો સાથે મહા કવિશ્રી, તેમના મામા સાહેબ સાથે જમવા ઉઠયા.

પહેરેલા પોશાંગથી સજ્જ થયેલા સૌની યોગ્યતા પ્રમાણ સામાસામી પંક્તિ કરી જમવા બેઠા. માણસોએહાથનાં પાળાંઓ ઝાલી જળથી હાથ ધોવરાવી, હાથ લુવા રૂમાલો આપ્યા. બાજોઠ ઉપર આગળ ધરેલા મોટા મોટા ખુમચાઓ ચાર ચાર જણાઓ એકેક થાળમાં સામાસામા જમવા બેઠા. માંગલિક કાર્યમાં મોટા જમણ તરીકે ગણાતા 'કંસાર' ને ખોબે ને ધોબે પીરસી, ઉપર ધારે ખૂબ 'ઘી' પીરસવામાં આવ્યા. હજુરીઆ માણસોએ 'કહણાઓ' કર્યા (હાથેથી બધું મીલાવીને ચોળવું તે) પછી 'જે સુરજદાદા' કહી જમવાનું શરૂ કરતા પહેલા, મિજમાનોને કોળીઆઓ દેવાયા મિજમાનોએ દરબારોને કોળીઆઓ આપ્યા. એવી રીતે આમા સામા કાઠી દરબારો રીવાજ પ્રમાણે જમવાની સાથો સાથ અનેક પ્રકારની વાતો અને હાસ્ય વિનોદ કરતા કરતા સૌ દાયરો જમવા લાગ્યો. તાણ્યું કરી કરી (આગ્રહ કરી કરી) ફરી ફરીને અનેક પ્રકારની વાનીઓ પીરસાણી, અને છેટવ અન્ય વર્ણમાં જેમ ભાતદાળ પીરસાય છે તેમ કાઠી, ચારણ, રાજપૂતોમાં છેલ્લે ભાત અને સાકર દળેલી પીરસવાનો ચાલ હોવાથી, કાઠીઆવાડી (ભગરી; સાકરડી, કુંઢી, ધ્રાખડી, નવચાંદરી, નાગલી, કાળુડી, ભુરી વગેરે જાતની ) ભેંસના દૂધ કે જે જમતા (પીતાં) જીભ તાળવે ચોટલી જાય એવાં) ઘાટાં સ્નિગ્ધ, અને સ્વાદિષ્ટ દુધોના બોગરણા, ત્રાંબાડી અને દેગડીઊંની ધારે મોટી મોટી તાંસળીઓમાં રેડાયાં (પીરસ્યાં) તેમા દળેલી સાકર સાથે ઉમદા ચોખા (ભાત) ચોળી સૌ જમવા લાગ્યા. જેણે પોતાની મુછોને વળ દઈ ત્રણ ત્રણ આંટાઓ વાળી ઉંચી ચડાવેલી હતી તેઓ તો



બહુ જ સુંદર રીતે દુધ સાકર ચોખા પી શકતા હતા. પણ હાથની આળસે મૂછો મોઢામાં આવે, એ કહેવત પ્રમાણે મૂછોવાળાઓમાંના કેટલાકની મૂછો તાંસળીઓમાં દૂધમાં બોઈ જતાં (વરસાદથી મકાનના નવાં ચૂવે તેમ) દૂધથી ત્રબકતી જોઈને બીજા હસવા લાગ્યા. કેટલાક જમનારાઓ તો પોતાની મુછો એક હાથે ઉંચી ઝાલી પછી દૂધાનો ઘુંટડો ભરતા. છેવટે સૌ ઈચ્છા મુજબ 'દહી', છાશ વગેરે પીને * જમણ અંતે ચળુ કરી, મુખવાસ લઈ, હોકા પાણી પીને કાઠી દરબારો ''રામ રામ'' કરી, સૌ સૌની ડેલીએ ગા. અને મહા કવિશ્રી લાડુદાનજી પણ પોતાનો પોશાક ઉતારી પલંગ ઉપર આરામ કરવા પધાર્યા. મામાશ્રીને તો કાઠી દરબારોએ જમણ જમ્યા પહેલા ખુબ અફીણની મનવાર કરતા (કસુંબો પોતાં) આજના અને અફીણના નશાથી બીજા પલંગ ઉપર સુતા વેંતજ ઉંઘ આવી ગઈ. કવિશ્રીના સાથે માણસોએ પણ જમી ઘોડાઓ વગેરેને 'ચંદી' ઘાસ આપી પોત પોતાને આસને આરામ કર્યો.

મહાકવિશ્રી તો પલંગ ઉપર આરામ કરતા શ્રીજી મહારાજનું અંતર્યામીપણું સામર્થિ તેમજ સમાધિમાં થયેલા દિવ્યદર્શનનું મનન, ધ્યાન કરવા લાગ્યા. સમાધિમાં થયેલા મુખ્ય દશ અવતારોએ શું શું કર્યો ? અને એ સર્વ અવતારોનું મુળ સ્વરૂપ મને પ્રગટ મળ્યા તે જ આ સહજાનંદ સ્વામી પોતે જ સાક્ષાત છે, તે સર્વ હકીકત કાવ્યામાં ગુંથવા લાગ્યા. એ દશ અવતારોની સ્તુતિના રૂપમુગુંદ છંદ નું કાવ્ય પુરૂં થયે, સ્વચ્છ લખી ખરડો તૈયાર કરી, પછી થોડો આરામ કરી, બપોર પછી જાગ્યા. જળપાન કરી નૂતન કાવ્ય વિચારી વાંચવા લાગ્યા.

## સાંજની સભા

સાંજે નિંબવૃશ્ર તળે શ્રીજી મહારાજે સભા ભરી હતી ત્યાં.

---

* દાયરાઓમાં બેસી, આ જમણ જોયું હોય તેને જ આ વાતનો ખ્યાલ આવે તેમજ ચાલુ યુગના કલીનશેવ કરનારા અત્યારના નવયુવકને પાશેર દૂધ પણ ન પચાવી શકે, તેને ઉપરથી વાત પણ નવાઈ જેવી લાગશે. આ તો અડારના સૈકાની મરદ મૂછાળાઓની વાત છે. (સંપાદક)

ગામ પરગામનાં ઘણાંયે લોકો મહા કવિશ્રી લાડુદાનજી આવ્યાની વાત સાંભળીને તેમને જોવો સારૂ ત્યાં આવ્યા હતા. શ્રીજીમહારાજ અને સંતો સભામાં આવી બીરાજ્યા પછી એક હજુરી પાર્ષદ (બેચરજી ચાવડા) મહા કવિશ્રીને ઉતારે તેડવા આવ્યા; તેથી મહા કવિશ્રી પણ રજવાડી પોષાક સજી ભેઠમાં સોનેરી મૂઠનો કટાર, ખંભે સોનેરી મૂઠની તલવાર (રૂપીઆ જડેલી લાંછ (પટ્ટા) સાથે) અને હાથમાં 'શ્રી અવતાર ચરિત્રનો ગ્રંથ લઈ સભામાં આવ્યા એભલ ખાચર તથા જીવાખાચર આદિ દરબારો સામા લેવા ગયા. શ્રીજી મહારાજના પલંગ પાસે જ કવિરાજ માટે મોટો ગાદી તકીઓ નખાવેલ હતો. કવિશ્રીએ આવી સૌ સભાને બે હાથ જોડી નમસ્કાકર કર્યા અને શ્રીજી મહારાજના ચરણનો સ્પર્શ કરી, સૌને પગે લાગી, શ્રીજીના સન્મુખ પોતાને બિરાજ્યા.

શ્રીજી મહારાજે શ્રી 'લાડુદાનજી' સામુ જોઈને કહ્યું જે, ''કેમ કવિરાજજી ! રાજસ્થાનોમાં રાજ્યોના ઈતિહાસો શોધી જેમ રાજાઓનાં યશોગાન કરો છો તેમ તેમ પ્રભુના અવતારોનાં ચરિત્રોનો ઈતિહાસ શોધી આજે જે નવીન કાવ્ય રચેલ છે; તે સંભળાવો જોઈએ?'' લાડુદાનજી તો શ્રીજીની આવી અંતર્યામી શક્તિથી વિસ્મિત થયા, અને નવા રચાએલા છંદોનો ખરડો (કાગળ) અવતાર ચરિત્રના પુસ્તકમાંથી કાઢી શ્રીજી મહાજ સન્મુખ ચારણી હલકથી બોલવા લાગ્યા. મેઘપડછંદા સામો પહાડી અવાજ, ગંગાની ધારા જેવી અસ્ખલિત વાણી પ્રવાહ, સુકો મળ અને ચિત્તાકર્ષક મધુર કંઠ, ચારણી ભાષામાં રચેલા ''રૂપમુકુંદ છંદ'' માં યથા નામો તથા ગુણાની પેઠે, મુકંદોનાં રૂપો (ઈશ્વર સ્વરૂપો)નું વર્ણન કરવા લાગ્યા, એ સમયે મોરલાઓ બોલાવા લાગ્યા, સૌ સભાજનો, છંદ સાંભળાં મંત્ર મુગ્ધ થયા કેમ કે અત્યાર સુધીમાં મહા કવિશ્રીએ માત્ર એક ગુજરાતી ભાષાનું કીર્તન અને એક છપય જ સંભળાવેલ હતા. તેમની એ અમૃતવાળી સાંભળવા આખું ગઢડું ગામ ત્યાં આવેલ હતું.

કવિરાજ એ છંદની એકેક કડી બોલી તેનું વિવરણ કરી બતાવે ન ફરી ને જ છંદ બોલે, ત્યાં તો એ સર્વ સભાને શ્રીજીની મૂર્તિમાંથી તે તે અવતારના પ્રત્યક્ષ દર્શન થાય અને પાછો તે છંદ પુરો થાય ત્યારે એ સ્વરૂપ શ્રીજી મહારાજમાં સમાઈ જાય. આવી રીતે છંદ બોલતા દશે અવતારો અનુક્રમે પ્રગટથઈ ને શ્રીજીની મૂર્તિમાં લીન થતા દેખાયા.



શ્રી દશ અવતારો રૂપે શ્રીજી મહારાજની સ્તુતિ

॥ દોહા ॥

મચ્છ,કચ્છ વારાહમણ, નરસિંઘ, વામન, નામ
કર ફરશી, રઘુપતિ, કૃષ્ણ, બુદ્ધ નિકળંક પ્રણામ. ॥ ૧ ॥

અર્થ – મછ, કચ્છ અને વારાહ કહીએ, તથા નરસિંહજી અને વામનજી જેના નામ છે, તથા હાથમાં ફરશી ધારી એવા ફરશુરામ, રઘુનાથજી, શ્રીકૃષ્ણ, બુદ્ધ, તથા નિકલંકને પ્રણામ કરૂં છું.

વેદ શંખાસુર લે વટે, વાણી ઘટે સો બ્રહ્મ,
તોય ઉદધિ ચાડણ તઠે, પ્રગટે મચ્છ પ્રથમ, ॥ ૨ ॥

અર્થ – શંખાસુર નામનો દૈત્ય વેદ લઈ ને વટી ગયો તેથી તેની બ્રહ્માની વાણી ઘટી ગઈ, ત્યારે સમુદ્રને ચાળવવા વાસ્તે તેને કાંઠે પ્રથમ મચ્છરૂપે ભગવાન પ્રગટયા.

## રૂપ મુકુંદ છંદ

પ્રથમ ધરૂ રૂપ અનૂપ પ્રથી પર, કાયમ મચ્છ સ્વયં છકલા.
જલ લોધ કરે મહા જોથ પતિ જગ, કારણ સોદ લઈ કમલા,
શિરછેદ શંખાસુર વેદ લિયે સબ, મેટણ ખેદ વિરંચિ મહી,
અતિ આનંદ કંદ મુનિંદ, આરાધત, સો સહજાનંદ રૂપ સહી ॥ ૧ ॥

કચ્છ ધાર વપુ અવતાર રમાકજ, સાર લહિ મથયા સગરં,
કરતાર ચક્રંધર રાહ કપેશર, અમ્ર અમી વિષદે અસુરં,
વડવાન ખટં બંધિવાન કિયોબળ, ત્રિસધિરૂપ અનૂપ તહિ.
અતિ આનંદ કંદ મુનિંદ આરાધત, સો સહજાનંદ રૂપ સહી. ॥ ૨ ॥

હરિ હોય વરાહ હણ્યો હરણાયક, નાયક લાયક નુરનલં,
ધરવાળ લઈ પ્રતિપાળ દઠાંધર, ખ્યાત વિશાળહ કાળખલં
જગનાથ નમો સમરાથ જગો જગ, આથ જનં ગુન ગાથ અહી.
અતિ આનંદ કંદ મુનિંદં આરાધત, સો સહજાનંદરૂપ સહી. ॥ ૩ ॥

પ્રગટે નરસિંઘ અબહી પ્રથપર, ત્રાસ નિવારણ દાસતણં,
પ્રલ્હાદ હતિં અસુરાંણાં પ્રહારણ, વેશ કરાર ભયાળ બણં;
હરણાકંસ માર ઓધાર જનં, હરિ કે જશવાર ુચાર કહી,
અતિ આનંદ કંદ મુનિંદ આરાધ, સો સહજાનંદ રૂપ સહી ॥ ૪ ॥

સુરરાજ ક્જં અવતાર સુ-ધારણ, વામણ અંગ સુચંગ બણં,
દ્વિજ દીન ચલં બલ, આગલ દાખત, તીન ક્રમં ધરદેત્રિપણ;
વર લે વધ વ્યોમ, સુભોમ ભરે બલ, દાબ રસાળ રાજદહી,
અતિ આનંદ કંદ મુનિંદ આરાધત, સો સહજાનંદ રૂપી સહી. ॥ ૫ ॥

ધન ધામ દ્વિજં ફરસરામ તનંધર, હેત પિતા નિજ માત હણું,
કરપાણ ફ્રસી, નક્ષત્રાણ કરે, ધર ત્રોડભુજા સહસ્ત્રાણ તણં ;
કરતાર અપાર પ્રકાર બહૂકર, વારકેહી અવતાર લહી,

અતિ આનંદકંદ મુનિંદ આરાધત, સો સહજાનંદ રૂપ સહી. ॥ ૬ ॥
હોય નાથ નરં રઘુનાથ સુરાહિત, ઈશજગં દશશીશ અરં,
શુધ શીતલઈ જાુધ જીત નિશાચર, ક્રીત જગં સપ્રબિત કર;
ધનુષંધર ભાર ઉતાર સબેધર, નાર રૂષી અવિધાર લહી,
અતિ આનંદકંદ મુનિંદ આરાધત, સો સહજાનંદ રૂપ સહી. ॥ ૭ ॥

કૃષ્ણ અવતાર ઓધારજનં, હરિ કંસ સંહાર વિહાર કિયં,
વછબાલ વયાલ નથે વિસવેસર, રીઝત બાલ ગોપાલલિયં;
વસુકોપ અનોપ કિયો વ્રજપે, તબગોપ રખે ગિરિરાજગ્રહી,
અતિ આનંદકંદ મુનિંદ આરાધત, સો સહજાનંદ રૂપ સહી. ॥ ૮ ॥

પ્રગટે બુધ સો શુધ બોધ પ્રકાશણ, જોધ મનં અવરોધ જગં,
સબ મતસરં ઉપરાં વ્રતંશન ભૂર ઉમંત અસંત ભગં;
નિસપ્રેહ, નકામ, નસ્વાદ, નલોભિય, માનવિના વૃતમાન મહીં,
અતિ આનંદકંદ મુનિંદ આરાધત, સો સહજાનંદ રૂપ સહી. ॥ ૯ ॥



જબહોસિય રોળ કરોળ મહાજગ, હોય કળુ ધ્રમ લોપ હાસી,
અસુરાણ જાુરાણ ભયાણ વધે, અળ દ્વેષ શુશેષ દિખે ધરસી;
ધજરાજ ચઢે નિકળંક ચક્રંધર, ભે હરસી જયકાર ભહી;
અતિ આનંદકંદ મુનિદ આરાધત, સો સહજાનંદ રૂપ સહી. ॥ ૧૦ ॥

અવતાર અનેક લિયા અવિનાસિય, લાખ અલેખ અબે લયસી,
સહજાનંદરૂપ અનૂપ સબેહિય વ્યાપક રૂપ રયો વિલસી;
નિતનીમિત્ત રૂપ અનૂપ નિરંજન લાડુય તાહિકી ઓટલહી
અતિ આનંદકંદ મુનિદ આરાધત, સો સહજાનંદ રૂપ સહી. ॥ ૧૧ ॥

છપ્પ્ય

એહી મછ એહી કછ, એહી શુકર તનુ ધાર્યો,
એહી બને નરસિંઘ, દ્રષ્ટ હરનાકંસ માર્યો;
એહી વામન વપુનકીન, લીન પદ તીન ભુવનત્રય;
એહી ફરશી ધર રામ, એહી રઘુપતિ કિય જગ જય.

એહી કૃષ્ણ બુદ્ધ નકળંક એહી, તેહી ભેટત ભવભ્રમ ટળે,
કીતનેક રૂપ લાડુ કહે, સો યહ સહજાનંદ મળે ॥ ૧ ॥

અર્થ – પૃથ્વી ુપર (સમુદ્ર પૃથ્વી ઉપર છે માટે પૃથ્વી ઉપર) પ્રથમ મચ્છની કાયાનું રૂપ, ઉપમાન આપી શકાય તેવું ધર્યુ ; તે પોતાની ઈચ્છાથી કળાનો અવતાર કહેવાય. મોટા યોદ્ધાઓના સ્વામી એવા મચ્છદેવે સમુદ્રના જળતું આલોડન એટલે મંથન કર્યુ; અને જગતના વાસ્તે પૃથ્વી રૂપી દોલત શોધી લીદી, અને શું ખાસુર દૈત્યનું માથું કાપીને તેની પાસેથી બધા વેદ પાછા લાવીને બ્રહ્માનો તથા પૃથ્વીનો ખેદ મટાડયો, એવા અનિશય આનંદના મુળરૂપ અને મુનિના ઈન્દ્ર જેનુ આરાધન કરે છે, તે આજ સહજાનંદ સ્વામી રૂપે નક્કી થયા છે. (૧)

દુર્વાસા ઋષિના શ્રાપથી લક્ષ્મી સમુદ્રાં પડી હતી, તે લક્ષ્મીને વાસ્તે કાચબાના દેહનો અવાર ધર્યો; અને સાગર મંથન કરીને લક્ષ્મીની શુદ્ધ લીધી, તે જગતકર્તાએ હાથમાં ચક્રધરીને રાહુનું માથુ કાપ્યું, અને દેવોને અમૃત પાયું; અને અસુરોને ઝેર જેવી મદીરા પાઈ; વળી તે સમે બળે કરીન વડવાનળ અગ્નિને ઘડામાં બંધીવાન કર્યો, એવા ત્રણ પ્રકારના અનુરૂપ ધરીને ત્યાં કામ સાધ્યા એવા અતિશય આનંદના મુળરૂપ, અને

મુનિના ઈન્દ્ર જેનું આરાધન કરે છે તે આજ સહજાનંદ સ્વામી રૂપે નક્કી થયા છે. (૨)

ભગવાને વારાહ રૂપ થઈને હિરણ્યાક્ષ દૈત્યને માર્યો, તે ભગવાન સર્વના લાયક ઉપરી અને તેજના નળ રૂપ બન્યા; તેમણે પૃથ્વીને વાળી લઈને પ્રતિપાલન કરનારા ભગવાને દાઢ ઉપર ધરી તે વાત પ્રખ્યાત છે તે મોટા દુષ્ટના કાળરૂપ છે. એવા હે જગતના નાથ, તમોને નમસ્કાર કરૂં છું. તમો જાુગે જાુગમાં સમર્થ છો; તમે હરિભક્તિની આથ (પુંજી) રૂપ છો, અને શેષનાગ તમારા ગુણની ગાથા ગાય છે, એવા અતિશય આનંદના મુળરૂપ મુનિના ઈન્દ્ર જેનું આરાધન કરે છે તે આજ સહજાનંદસ્વામી રૂપે નક્કી થયા છે. (૩)

પોતાના દાસ પ્રહલાદના ત્રાસ નિવારણ કરવાને, જેના જેવો બીજો કોઈ નથી એવા, નૃસિંહરૂપે પૃથ્વી ઉપર પ્રગટયા પ્રહલાદને હિતને વાસ્તે મદમાં અંધ થયેલા અસુરને મારવા સારૂ મહા વિક્રાળ ભયંકર વેષે બની હિરણ્યકશ્યપને મારી જનનો (ભક્તનો) ઉદ્ધાર કર્યો, એવા ભગવાનનો જશ વારે વાચે ઉચ્ચારીને કહું છું કે, એવા અતિશય આનંદના મુળરૂપ મુનિના ઈન્દ્ર જેનો આરાધન કરે છે, તે આજ સહજાનંદ સ્વામી રૂપે નક્કી થયા છે. (૪)

ઈન્દ્રમહારાજનું કાજ સુધારવાને વાસ્તે પવિત્ર વામન અંગે બન્યા અને ગરીબ બ્રાહ્મણ થઈને ચાલ્યા, બળી રાજા આગળ જઈને કહ્યું કે ત્રણ પગલાં પૃથ્વી આપવાની પ્રતિજ્ઞા કર, પછી એવું વરદાન લઈને આકાશમાં વધીને પૃથ્વી ભરી લીધી, અને બળી રાજાને રસાતળમાં દાખ્યો, ને ત્યાંનું રાજ્ય સોપ્યું આવા અતિશય આનંદના મુળરૂપ મુનિના ઈન્દ્ર જેનું આરાધન કરે છે તે આજ સહજાનંદ સ્વામી રૂપે નક્કી થયા છે. (૫)

જે બ્રહ્માણને ઘેર ફરશુરામ રૂપે દેહ ધર્યો તે બ્રહ્માણના ઘરને ધન્ય છે. તે પરશુરામે પિતા ઉપર હેત રાખીને પોતાની 'મા' ને મારી નાખી, અને હાથમાં કિરપાણ (તરવાર) જેવી ફરશી ધરીને નક્ષત્રી પૃથ્વી કરી અને સહસ્ત્રાર્જુનના હજાર હાથ ત્રોડી નાખ્યા. તે જગતકર્તાએ બીજા પણ કેટલાએક અવતાર લઈને અનેક પ્રકારથી ઘણીવાર, એટલે બહુ પ્રકારે, સહાયતા કરી છે. એવા અતિય આનંદના મુળરૂપ અને મુનિના ઈન્દ્ર જેનું આરાધન કરે છે, તે આજ સહજાનંદ સ્વામી રૂપે નક્કી થયા છે. (૬)



દેવતાઓના હિતના વાસ્તે તે નાથ નરરૂપે રામચંદ્રજી થયા; તે જગતના ઈશ્વર દશ માથાવાળા રાવણના શત્રુ થયા, તેમણે સીતાજીની શુદ્ધ લીધી; અને રાક્ષસ સાથે યુદ્ધ જીત્યા; અને જગતમાં કીર્તિ વિરતાવાળી કરી, ધનુષને ધરીને પૃથ્વીનો બધો ભાર ઉતાર્યો; ગોતમઋષિની સ્ત્રી અહલ્યાનો ઉદ્ધાર કર્યો; એવા અતિશય આનંદના મુળરૂપ મુનિના ઈન્દ્ર જેનું આરાધન કરે છે તે આજ સહજાનંદસ્વામી રૂપે નક્કી થયા છે (૭)

વળી કૃષ્ણાવતાર ધરીને સ્વજનોનો (ભક્તોનો) ઉદ્ધાર કર્યો; અને તે હરિયે કંસનો સંહાર કર્યો; અને વ્રજમાં વિહાર કર્યો; તે વિશ્વેશ્વરે વાછઠાં અને બાળકો સાથે જઈને વ્યાલ (સર્પ) ને નાથ્યો; તેથી ત્યાં રહેલા ગોવાળના બાળકો રીઝયાં, વળી ઈન્દ્રે વ્રજ ઉપર અતિશે કોપ કર્યો, ત્યારે ગોવર્ધન પર્વતનું ધારણ કરીને ગોવાળીઆઓનું રક્ષણ કર્યુ; એવા અતિશય આનંદમાં મુળરૂપ મુનિના ઈન્દ્ર જેવું આરાધન કરે છે તે આજ સહજાનંદસ્વામી રૂપે નક્કી થયા છે (૮)

શુદ્ધ જ્ઞાનનો પ્રકાશ કરવા સારૂ બુદ્ધ રૂપે પ્રગટ થયા અને જગતમાં 'માન' રૂપી જોદ્ધાનો અવરોધ કર્યો; મતલબ કે મનને વશકર્યુ. બીજા સર્વ મતને માથે સર્વોપરી વ્રત ધારણ કર્યા; એ સાચા સાધુઓને ખૂબ ઉન્નત કર્યા, અને અસંતને ભગાડી મૂક્યા, ને તે સાધુઓ એવા કર્યો કે 'નિસ્પ્રેહી', નિષ્કામી, નિર્સ્વાદી, અને નિર્લોભી થઈને, અભિમાન તજીને , વર્તમાન પાળવામાં ખબરદાર રહ્યાં, એવા અતિશય આનંદના મુળ રૂપ મુનિના ઈન્દ્ર જેનું આરાધન કરે છે, તે આજ સહજાનંદસ્વામી રૂપે નક્કી થયા છે. (૯)

હવે જ્યારે આ જગમાં ક્રૂર 'રોળ' વર્તશે અને કળીયુગ હોવાથી ધર્મનો લોપ થશે, અને (અળ) પૃથ્વીમાં ભયાનક જોરાવર અસુરો વધશે, અને તેઓ સારા ભેખ ધારીને દેખીને દ્વેષ ધરશે ત્યાં નિકળંક રૂપે ચક્ર ધરીને, વાવટો લઈને, મહારાજ ચડશે, અને ભય હરિને પૃથ્વીમાં જય જયકાર કરશે, એવા અતિશય આનંદના મુળરૂપ અન મુનિના ઈંદ્ર જેવું આરાધન કરે છે, તે આજ સહજાનંદ સ્વામી રૂપે નક્કી થયા છે. (૧૦)

તે અવિનાશી ભગવાને અનેક અવતાર લીધા અને હવે વળી ગણી ન શકાય એટલા લાખ અવતારો લેશે, તે સર્વેમાં ઉપમા ન આપી શકાય એવા શ્રી સહજાનંદ સ્વામીનું રૂ વ્યાપક રૂપે શોભી રહ્યું છે; અર્થાત્ ''શ્રીજી મહારાજ સર્વ અવતારના અવતારી છે.'' અને તે અંજન જે માયા તેણે રહિત એવા, જે ઉપમા આપી શકાય નહીં એવા

વળી નિત્યરૂપ અને નૈમિત્તિરૂપ ધરનારા એવા શ્રીજી મહારાજનું (કવિરાજશ્રી) લાડુદાનજીએ શરણ લીધું'' એવા અતિશય આનંદના થડ રૂપ અને મુનિના ઈન્દ્ર જેવું આરધન કરે છે તે આજ સહજાનંદ સ્વામી રૂપે નક્કી થાય છે (૧૧)

ઉપરના છંદો અર્થ સહિત બોલી સભાને છેલ્લે છેલ્લે તો, જેમ 'લેખાવટીઓ નવડી ભાંગી, લાખનાં લેખાં ગણી, એક પાઈથી પાછો લાખનો સરવાળો માંડે તેમ, મહા કવિશ્રી લાડુદાનજીએ છંદનો સરવાળો ગણી છેલ્લા ૧૧ માં તાળો મેળવ્યો. એ તાળો એટલો જ કે, 'સર્વ અવતારના અવતારી આ શ્રી સહજાનંદ સ્વામી પ્રગટ બિરાજે છે,

ઈતિશ્રી 'કેસરભક્ત' વિરચિતે, શ્રી બ્રહ્મસંહિતા મધ્યે તૃતીય પ્રકરણે ધ. ધુ. આચાર્યશ્રી અયોધ્યા પ્રસાદજી મહારાજ સદ્‌ગુરૂ શ્રી દેવાનંદ સ્વામી સંવાદે મહા કવિશ્રી લાડુદાનજી એ શ્રીજી મહારાજને સર્વ અવતારના અવતારી સ્વરૂપે વર્ણવ્યા એ નામે તૃતીયોऽધ્યાયઃ સમાપ્ત ॥ ૩ ॥

-- // --

## ॥ શ્રીજી ॥

## અધ્યાય ૪ ચોથો

## શ્રીજીએ આપેલો પ્રથમનો 'વર' અને હૃદયપલટી

'સર્વ અવતારના અવતારી સર્વોપરી મહારાજ, શ્રી સહજાનંદ સ્વામી સાક્ષાત અહીં પ્રગટ બિરાજે છે તે, પોતે જ છે' આવું અપૂર્વ જ્ઞાન જે ઘણા વરસો સુધી તેમની સાથે રહે છે તેમને પણ થતું નથી, એવું જ્ઞાન એકજ દિવસના અને એક જ વખતના દર્શનથી, થયું હતું. *

---

કેટલાક અધુરા ઘડાઓ જેવા કહે છે કે, 'બ્રહ્માનંદ સ્વામીને સર્વોપરીપણાનો સંપૂર્ણ નિશ્ચય નહોતો, અને શ્રીજીને કૃષ્ણાવતાર જેવા જાણી કાવ્યો–કિતનોમાં તે રૂપે વર્ણવ્યા છે.' આવું કહેનારાઓને શું કહેવું ?



શ્રી લાડુદાનજીએ તો પ્રથમ દર્શનેજ જેમ મહાન ઝવેરી હીરાને જોતાંવેજ પારખે છે તેમ, સર્વોપરી પ્રભુને પારખી ઉપરનો દશ અવતાર છંદ રચી, જેઓ શ્રીજીને નહોતા ઓળખતા તેઓએ આ છંદથી, સર્વોપરી ઓળખાવ્યા. એ રૂપમુકુંદ છંદમાં શ્રીજીનું સર્વોપરી પણું બતાવ્યું છે, તેવું જ એ કાવ્યને પણ પિંગળશાસ્ત્રના નિયમાનુસાર ઝાડ ઝમક વાપરી સર્વોપરી બનાવેલ છે. એ કાવ્યમં આવેલા અંતરની ઉર્મિના શબ્દો પિંગળ, ડીંગળ, ચારણીભાષા, તથા વ્રજભાષા મિશ્રિત મરૂભાષાના શબ્દો પણ ગુંથેલા છે. છંદે અવતારોના લીલા ચરિત્રો વર્ણવ્યા છે. કોઈ કથાકાર ધારે તો અકેક અવતારના અકેક છંદ ઉપર વ્યાખાયન આપી ઉત્તમ રસની જમાવટ કરી ગંબીર વિવેચન કરવા યોગ્ય ઉમદા ચારણી સાહિત્યનો આ છંદો છે, પૂર્વાશ્રમના શ્રી લાડુદાનજીના નામાચારણવાળો આ એક જ છંદ અને ગુર્જર ભાષાનું 'ધન્ય આજની ઘડી' નું એક જ પદ (કીર્તન), તેમજ હિંદી ભાષામાં ''મં બુબન મેં ક્યા રહું'' એ એક પદ છે.* એવી રીતે પૂર્વાશ્રમની નામાવાળીવાળા ઉપર લખ્યાં ત્રણ કાવ્યોનો સત્સંગને વારસો મળેલ છે.

એ દશ અવતારનો શ્રીજી સ્વરૂપના વર્ણનવાળો છંદ અર્થ સહિત સભા સમક્ષ સંભળાવતાં શ્રીજી એ પ્રસન્ન થી ને પોતાની નાભી સુધી હીંડળતો ગુલાબના પુષ્પનો હાર મહાકવિશ્રી લાડુદાનજીના ગળામાં ઊભા થઈ સ્વહસ્તે પહેરાવી, પોતાના બંને હસ્તકમળથી વાંસો થાબડી કહ્યું કે, ''ધન્ય છે કવિરાજ ! ધન્ય છે કવિરાજ ? તમેં તો એમો જેવા છીએ તાવા આવતાં વેંત જ ઓળખ્યા. અને વર્ણવ્યા'' એમ કહી બહુ જ પ્રસન્નતાથી વર આપ્યો કે આ દશ અવતારોનો છંદ અર્થાનુ સંધાન જે કોઈ દરરોજ બોલે તેને ''અમારો સર્વોપરી નિશ્ચય થશે'' બીજે દિવસે તે છંદોની સેંકડો હસ્તલિખિત નકલો સૌ લખી ગયા ને સર્વ સભાજનો શ્રીજીના સર્વ અવતારના અવતારીપણાનો નિશ્ચય સમજી કૃતાર્થ થયા. અને કવિરાજની જેવી પ્રખ્યાતિ સાંભળી હતી તેવી સૌને એ છંદ સાંભળતાં જ ખાત્રી થઈ. આવા મહાશીઘ્ર કવિને પ્રગટ ભગવાન ઓળખાણા એ સત્સંગની ઉન્નતિ સમજી સૌ એકી અવાજે ધન્યવદ આપવા લાગ્યા. શ્રીજી તો મહાકવિશ્રી સામુ જોતા જાય અને મંદ મંદ હસતા જાય. કવિશ્રી પણ ચંદ્ર ચકોરની પેઠે શ્રીજી સ્વરૂપને નિરખી નિરખી તૃપ્ત થવા લાગ્યા.

સાયં આરતીનો સમય થતાં સૌ ઊભા થીને આરતી, ધુન, સ્તુતિ વગેરે

---

* આ પદ આજ અધ્યાયમાં આગળ આવે છે.

બોલી શ્રીજી મહારાજના ચરણ સ્પર્શ કરી પોતપોતાના આસને સૌ સંતોને વંદન કરી બેઠા. શ્રીજી સન્મુખ બે મશાલો બળતી હતી. અને વાજીંત્ર બજાવીને કીર્તનકારો કીર્તનનો ઉત્સવ કરી રહ્યાં હતા. તે પછી કથા વંચાણી અને ઉપદેશની વાતો થી. આમ નિત્ય વિધિ પૂર્ણ થતાં સભા વિસર્જન થઈ. અરસપરસ પગે લાગી, સૌ સૌને સ્થાનકે ગયા. મહા કવિશ્રી પણ પોતાને ઉતારે ગયા; અને સૌ કાઠી દરબારો સાથે વાળુ કરી સૌએ આરામ કર્યો.

હૃદય પલટો

મહા કવિશ્રીને આખી રાત દિવ્ય તેજોમય ધામના અને શ્રીજી મહારાજની મૂર્તિનાં (માવજીની મૂર્તિ રૂદીયામાં ખડી, એમ પોતે ગાયા પ્રમાણે) અલૌકિ દર્શન થતાં, કોઈ નવા ક્ષેત્રમાં પ્રવેશતા હોય તથા પોતાનું મુળ સ્વરૂપ ઓળખાયું હોય, ઘમા કાળથી પોતાના પ્રાણ સ્નેહીથી વિખુટા પડયા હોઈએ; અને પછી જેમ તેનો ઓચીંતો મિલાપ થાય તેમ, આખી રાત્રી હર્ષમાં અને શાંતિમાં ગુજારી પ્રાતઃકાળે પોતાના શુદ્ધાત્માએ નિશ્ચિય કરતાં હૃદય પલ્ટો થયો.

કવિશ્રીના મામાશ્રી જાગૃત થઈ કસુંબા પાણી પી સ્વસ્ત થતાં તેમની પાસે લાડુદાનજીએ જઈને કહ્યું કે, 'મામા ! ગઈ કાલનાં શ્રીહરિનાં સમાધિમાં દર્શન થયા પછી આ અસાર સંસાર ઉપરથી મારૂ મન તદ્દન ઉદાસ થી ગયું છે; તેથી હું તો હવે અહીં જ રહીને પ્રભુ ભજન કરવાનો છું. સાક્ષાત ભગવાન પ્રગટ પુરૂષોત્તમ નારાયણ મળ્યા પછી હવે હું શા માટે જ્યાં ત્યાં ભટકું ? મારી વિલા અને ગુણવાનપણાનું ફળ મને આ દેહે અહીં જ મળતા હવે શા માટે હું બીજી જગતની ઉપાધી કરૂં ? તમો ભાવનગર પધારો; મારો પત્ર મહારાજા વજેસિંહજીને આપજો; અને ત્યાં રાખેલો આપણો તમામ જોખમી સામાન, તેમજ ઘોડાઓ વગેરેનો રસાલો સંભાળી લઈ, મારા બાપુશ્રીને આપી, મારા કુશળ ખબર દેજો; અને પ્રગટ પ્રભુના દર્શન કરવા તેઓ સહકુટુંબ એક વખત અહીં પધારે, તેમ મારાવતી અજ કરજો મામા ! તમારા પણ ધન ભાગ્ય કે સાક્ષાત્ નારાયણનાં દર્શન થયાં.'

મામાનું અંતર પણ શ્રીજી મહારાજની કૃપા દ્રષ્ટિથી કંઈક નિર્મળ થયું હતું. તેમજ આવા મહા અનાદિમુક્તરાજ પોતાના ભાણેજના પૂણ્યબળે તેમનું



અંતર પણ અજવાળ્યું હતું તેથી ભાણેજના વચન ઉપર વિશ્વાસ લાવી તેઓએ વડોદરા તરફ જવાની તૈયારી કરી. મહા કવિશ્રીએ ભાવનગરના મહારાજાશ્રી ઉપર એક પત્ર લખી આપ્યો કે, 'આવા હળાહળ કળીયુગમાં પુરૂષોત્તમ નારાયણ પ્રગટ થતાં ગઢજામાં તે પ્રત્યક્ષ બિરાજે છે. એ મારૂ વચન શ્રુતિવાક્ય માનજો હું તો તે સોની મહારાજના કહેવા પ્રમાણે જ મીઠાની કોથળી થી, ખારો સમુદ્રનો તાગ લેવા જતાં તેમાંજ ઓગળી ગયો છું. મારો તમામ જોખમી દરદાગીના, રોકડ રકમ વગેરે કિંમતી સામાન તથા ઘોડાઓ ઊંટો, સીગરામ ગાડીઓ, માણસો વગેરેનો રસાલો મરા મામાશ્રીને સોંપી આપજો. તેઓ દેશમાં મારા પિતાશ્રી પાસે લઈ જશે. જોખમી સામાન છે તો તેના રક્ષણ માટે હથીયારબંધી શિરબંધી સિપાઈઓ સાથે આપજો.

બીજો પત્ર પોતાના પિતાશ્રી ઉપર નીચેની મતલબનો લખી આપ્યો કે, 'પૂ. બાપુશ્રી, આપશ્રીની કૃષ્ણ ભક્તિના પ્રતાપે અને સદગુરૂ શ્રી રામાનંદજી સ્વામીને આપે શુદ્ધ મનથી સેવ્યા, તેના પૂણ્ય પ્રતાપે મને સાક્ષાત ઈશ્વર મળ્યા છે. ગુરૂશ્રી પૂજ્ય રામાનંદસ્વામી'' નામ પાડી પોતે અક્ષર નિવાસી થયા છે. આપશ્રી અને ''શ્રીજી મહારાજ એક જ ગુરૂશ્રીના શિષ્યો છો, તેથી હું ભુલો પડીને ય ઘરે જ આવ્યો છું તેમ માનજો. એટલે હું હવે અખંડ બ્રહ્મચર્ય પાળી અહીં પ્રભુશ્રીના શરણમાં જ રહી મારૂં જીવન વિતાવીશ, આપશ્રી પણ ફુરસદ મેલવી મારા પૂજ્ય માતુશ્રી સાથે તેમજ આપણા સહકુટુંબીઓ આવે તો તેઓને પણ સાથે લઈને પ્રગટ ભગવાનના દર્શન કરવા જરૂર જરૂર ગઢડા પધારજો. મરા મામાથી સાથે રજવાડાઓમાંથી મળેલા પોશાકો, શિરપાવના સોના જડીત દાગીનાઓ, રોકડ રકમો, ઘોડા, ઉંટ વગેરે મોકલેલ છે, તે સંભાળી લેશો અને યોગ્ય લાગે તેમ તેનો સદ્‌ઉપયોગ કરજો મારી જરાપણ ચિંતા કરશો નહીં. શ્રીમંત ગાયકવાડ સરકારશ્રીને મારા તરફથી કહેો કે, મેં જે મોઢે ઈશ્વરના ગુણાનુવાદરૂપી નાગરવેલના પાન ચાવ્યા છે, તે મોઢે હવે જગત જીવોના મનુષ્યના ગુણ ગાવારૂપી કોલસા નહીં ચાવું. (મતલબ કે લાલ મોઢું મટાડી હવે કાળું મોઢું નહીં કરૂં)

મહા કવિશ્રી લાડુદાનજીએ તે પછી શ્રીજી મહારાજ પાસે જઈ વિનય પૂર્વક બે હાથ જોડી કહ્યું કે, ''મહારાજ શ્રી ! મને કાયમ આપશ્રીના ચરણમાં રાખો. મારે હવે અખંડ બ્રહ્મચર્ય પાળી''

આપશ્રીની આજ્ઞામાં જ રહી આપને રાજી કરવા ઈચ્છો છે.'' તેમ કહીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી, બન્ને હાથેથી શ્રીજીના ચરણારવિન્દો પકડી પોતાને મસ્તકે, ચક્ષુએ અને છાતીએ અડાડી, શ્રીજીની આજ્ઞા મેળવી આજ્ઞા મળતા જ કવિશ્રીએ પોતાના મામાને તથા સાથે આવેલ અન્ય ઘોડેસ્વારોને વિદાયગીરી આપી. તેથી તેઓ સૌ ભાવનગર ગયા. ને ત્યાં જઈ મહારાજા સાહેબને કવિશ્રીનો પત્ર આપતાં તેમણે શ્રી લાડુદાનજીનો તમામ સરસમાન ઘોડાં, ઉંટો વગેરે તેમના વતનાં સહી સલામત પહોંચી જાય તેવો સઘળો રાજ્ય તરફથી બંદોબસ્ત કરી આપ્યો. તેમ જ મહા કવિશ્રીના મામાશ્રીને પણ યથા યોગ્ય રાજ શિરપાવ આપી વિદાય કર્યા.

થોડાએક દિવો પછી ભાવનગર રાજ્ય તરફથી મહા કવિશ્રીનો શિરપાવ લઈ ત્યાંતો અમારો, સરદારો મુત્સદીઓ વગેરે સૌ ગઢડા આવ્યા. સોનાના દાગીનાઓ, જરીયાની સાચા રેશમી વસ્ત્રો, સાલ દુશાલાઓ, વગેરે સાથે પાંચહજાર રોકડા નગદ રૂપીઆ અને સોના રૂપાના સાજથી શણગારેલો એક લખીયો ઘોડો+ વગેરે ભેટ મહારાજાના પત્ર સાથે સમક્ષ રજું કરી. મહા કવિશ્રી લાડુદાનજીએ તે બધું નહી લેતાં પાછું લી જવાનું કહ્યું. પરંતુ તે અમીરોના અતિ આગ્રહથી અને મહારાજાશ્રીના પત્રના વિનય વચોનોથી એ બધું સ્વિકારી લીધું. અને કહેવરાવ્યું કે ''આપશ્રી હવે એક વખત પ્રગટ પ્રભુના દર્શન માટે જરૂર પધારો.'' આવેલા મિજમાનોનું દરબારશ્રી એભલ ખાચરે તથા જીવા ખાચરે ઘણું જ સન્માન કર્યું.

તે દિવસ સાંજની સભામાં દરબારશ્રી એભલ ખાચરે તથા જીવા ખાચરે શ્રીજી મહારાજ પાસે પ્રાર્થના કરી કે, ''મહારાજ શ્રી ! મહા કવિશ્રી લાડુદાનજી તો શતાવધાની અને સહસ્ત્રાવધાની છે, તેવું અમે સાંભળેલ છે, એ વખતે ભાવનગરથી આવેલા અમીરોમાંના રાજખર્ચ ખાતાના ઉપરી દક્ષિણી વિપ્ર શ્રી લક્ષ્મણરાવ પણ કહેવા લાગ્યા કે, મહા કવિશ્રીએ ધ્રાંગધ્રા, જામનગર, જુનાગઢ, વગેરે, રાજસ્થાનોમાં એ કળાનો ચમત્કાર બતાવીને ભાવનગર પધાર્યા, પરંતુ ત્યાંથી તેઓને આપશ્રીએ, લોહને ચુંબક ખેચે, તેમ ખેચ્યા; તેથી ભાવનગરની જનતા પણ એ કળાનો લાભ લઈ ન શકી. હવે જો આપશ્રી આજ્ઞા આપો તો એ

+ દિક્ષા લીધી તે વખતે ભાવનગરથી આવેલા વસ્ત્રો, આભૂષણો તેમજ પોતા પાસે જે ઘરેણાં, રૂપીઆ હતો તે શ્રીજી ચરણમાં ધર્યા હતા અને લખીઓ ઘોડો એભલ ખાચરની બધાવ્યો હતો.



અદભૂત કળાનો લાભ અમો સૌ લઈ શકીએ અને ભાવનગર પણ ખબર મોકલાવીએ કે જેને જોવા આવવું હોય તે ભલે ખુશીથી આવે.''

ગઢપુર–લક્ષ્મીબાગમાં કાવ્ય રસામૃતની વ્હાણ અને છેલ્લો શતાવધાન પ્રયોગ

શ્રીજી આજ્ઞા મળતાં ભાવનગર પણ ઘોડસ્વારથી સમાચાર મોકલ્યા, અને ગઢડામાં શતાવધાન પ્રયોગની સઘળી તૈયારીઓ થવા લાગી. દરબારગઢમાં સાંકડ પડે તેમ ધારીને દરબારશ્રી એભલ ખાચરની ફુલવાડી (હાલના લક્ષ્મીબાગ) માં એક વિશાળ અને ઊંચો ઓટો બનાવી, તે ઉપર શમિયાણો ઊભો કરીને, બિછાત બિછાવી, ગાદીતકીઆઓ ગોઠવાવ્યા. વચોવચ શ્રીજી મહારાજશ્રીના માટે રંગત ઢોલીઓ ઢાળીને ગાદલું પાથરી તે ઉપર સફેદ ઓછાડ બિછાવી તકીઓ રાખ્યો. તેની બાજુમાં જ એક પાટ ઢાળી તેના ઉપર ગાદી તકીઆવાળું આસાન મહા કવિશ્રી માટે ગોઠવ્યું આજુબાજુ ચારેતરફ નાના નાના શમિયાણાઓ નાખી, જાજમો પાથરી, સૌ બરાબર જોઈ શકે તેવી ગોઠવણ કરી હતી. જેમા એક શમિયાણો ખાસ સ્ત્રીઓના માટે જ ઈલાયદો રાખવામાં આવેલો હતો.

કેટલાએક કાઠી દરબારોએ મહા કવિશ્રી લાડુદાનજીને કહ્યું કે, કવિરાજ ! અમે તો કાઠી કોમ છીએ. ચકોરમાં ચકોર જાતી છીએ, તેથી અમો પણ અમારી કાઠીકળા અનેક પ્રકારની જાણીએ છીએ. માટે અમારા આગળ જે વિદ્યાનો કરવાં, તે જરાક તમોને આકરાં પડશે.'' તે સાંભળી મહા કવિશ્રી કહે કે 'આપાઓ ! આપે કહેવત તો સાંભળી હશે કે 'રીત રાજપૂતાં ને ચતુરાઈ ચારણાં'' એટલે અમારી ચતુરાઈનું પારખું આપ જેવા જ પુરૂષો કરી શતે, 'ભેંશ આગળ ભાગવત ન વંચાય' કળા જાણે તેજ કળા પારખે. માટે જેવી આપની ઈચ્છા હોય તેવી રીતે શતાવધાન પ્રયોગ વખતે આપશ્રી જેવા જેવા સવાલો મને પૂછશો, તેના તેવા જવાબો હું મારી યથામતિ આપીશ. આટલા દિવસો તો હું મારા મનોબળના જોરથી કામ કરતો હતો; પણ હવે તો મને સાક્ષાત પ્રભુ મળ્યા છે તેથી તેઓશ્રીના આશીર્વાદ બળથી હવે તો મને કદી ભવ બ્રહ્મા કે બ્રહસ્પતિ આદિ દેવોનો પણ ભય નથી, તો મૃત્યલોકના માનવીઓનો શો ભાર છે ? માટે આપ સૌ કોઈ બાઈભાઈ, સંતો ગૃહસ્થો, સૌ મારી આકરામાં આકરી કસોટી કરીને પરીક્ષા લેજો.''

ખબર મળાત ભાવનગરથી પણ ઘણા લોકો આવ્યા. તેમજ ગઢડાની આસપાસ રહેતા દશ દશ ગાઉ સુધીના ગામના પણ સેંકડો માણસો એ કબર સાંભળી આવ્યા. આવો અદ્ભૂત પ્રયોગ ગામડાની પ્રજા ક્યારે જુવે ? તેથી

છે કે, 'મહ વેચતાં હરિ મીલે-એક પંથ દો કાજ,'' એ રીતે અનેક સ્ત્રી પુરૂષો મહા કવિશ્રીની કળા જોવા અને શ્રીજી મહારાજના દર્શન કરવા ત્યાં હજારો માણસો એકઠાં થયા. એ હજારોની માનવમેદની માનવ ફુલવાડી થઈ ખીલી રહી હતી.

દરબારગઢમાંથી શ્રીજી મહારાજ ઘોડેસ્વારીથી પધાર્યા તે સાતે મહા કવિશ્રી પણ ભાવનગરવાળા લખીયા ઘોડા ઉપર સ્વાર થઈ પધારતાં સૌએ ઉભા થઈ પ્રણામ કરી સત્કાર કર્યો. મોટા ઓટલા ઉપર શ્રીજી મહારાજ ઢોલણી ઉપર બિરાજ્યા અને મહા કવિશ્રી પાટ ઉપર બાજુમાં જ બીરાજ્યા આસપાસ કાઠી દરબારો અને ભાવનગરથી આવેલા રાવસાહેબ લક્ષ્મણરાવ વગેરે અમીર ઉમરાવો અને સંતો ઓટલા ઉપર બેઠા, ચારે બાજુ શમિઆણામાં જનસમાજ, કીડીઆરૂં ઉભરાય તેમ, આવી મળ્યો. તે પછી શ્રીજી મહારાજના અધ્યક્ષ સ્થાનેથી શતાવધાન પ્રયોગ ચાલુ કરવાની આજ્ઞા મળી. તેથઈ મહા કવિશ્રી લાડુદાનજીએ શ્રીજી મહારાજને નમસ્કાર કરીને સહુ કાઠી દરબારો પંડિત પુરાણીઓ તમામ બાઈ ભાઈને ઉદેશીને કહ્યું કે ''જેને જે જે વિષય ઉપર પ્રશ્નો પૂછવા હોય તેઓ મને ખુશીથી પુછી શકે છે. માટે દરેકને મારી સાથે સંવાદે (ચર્ચા) કરવાની છૂટ છે.'' એમ જણાવી શતાવધાન પ્રયોગના સાધનો સાથેતે કાર્ય કર્તાઓને સૂચનાઓ આપી શ્રીજી સન્મુખ એ પ્રયોગ શરૂ કર્યો.

કાઠીદરબારોએ (બાઈ ભાઈ મળી સૌએ એકમત કરી) કાઠીકળા રચી. મહા કવિશ્રીની આજે આકરી કસોટીથી પરીક્ષા લેવાનું નક્કી કરેલું હતું. તેથી પ્રથમ તે સૌએ અનેક પ્રકારોના જાત જાતના હથિઆરો ગોઠવ્યા હતાં, તેનાં નામો, જાતી, બનાવટ, અને કેમ, ક્યારે કેવી રીતે તે વપરાય, તેનું વર્ણન કરાવી, દાવપેચ કરી બતાવવાની પરીક્ષા લીધી. તે સિવાય ઘોડાઓની જાતી, નામાવળી, તેની એબ, બિમારી અને મંત્ર વિદ્યા વગેરેની પરિક્ષાના પ્રશ્નો પૂછયા. તે ઉપરાંત એક તોફાનીમાં તોફાની મસ્ત ઘોડાની સ્વારી કરી તેની ચાલની બાજી, લંગુરી, વારકુ, (રેવાળ), ઠેંક (ઝપ), વગેરે કરી બતાવવા કહેતાં, મહા કવિશ્રીએ તે વિશાળ ફુલવાડીમાં તોફાની ઘોડે સ્વારી કરી તેના તમામ પ્રકારોની કળાઓ બતાવી ઘોડાને ખુબ ખેલવી પસીને રેબઝેબ કર્યો. તે પછી ભેંશું. ગાયું વગેરેની ઓલાદનાં નામો. પાડા, આખલાઓ, શીંગલા ઘેટાઓ, અને કુર્કટો (કુકડાઓ), વગેરેની કુસ્તીની કળાઓના ભેદો, તેમજ હાથીની સાઠમારીના, ભેદો વગેરે અનુભવ કળાઓ ઓળખાવિ કાઠીઆણી બાઈઓ તરફથી પુછાયેલાં



પ્રશ્નોમાં ભરત સીંવણ, ગુંથણ કળા, ગૃહલીં પણ, ભીંતભૂષણ, અને લગ્ન ગીતોની માર્મિકતાઓના ભેદો પૂછી, કંઠસ્થ અને લોકસાહિત્યના અણ ઉકેલ કોયડાઓ ઉકેલ્યા. કાઠી દરબારોની શીખવણીથી તેઓના કોળી લોકોએ ચોરી કરવાની કળા વિષે પૂછયું, તેથી મહા કવિશ્રીએ પ્રશ્ને ઓળકી લઈ એક દુહાથી જવાબ આપ્યો કે :-

## ત્રિઅર્થી દોહો

**ચરન ધરન ચિંતા કરત, ચાહત સોર ન ભૌર**
**સુવરનકું ઢુંઢત ફિરત, કવિ, કામી અરૂ ચોર ।। ૧ ।।**

(૧) ચોર પ્રત્યે-ચરન (પગલાં) ભરતાં ચિંતા કરે છે કે કદી કોઈ અવાજ સાંભળાશે તો ? સોર (અવાજ) અને ભોર (સવાર) ને ચાહતો નથી એટલે બધા શાન્ત (ઊંઘમાં) હોય ને સવાર મોડું થાય તો મન માન્યું ધનમાલ લેવાય સુવર્ણ (સોના) ને ગોતે છે.

(૨) કામી પુરૂષ પ્રત્યે અર્થ :- કોઈ અવાજ ન સાંભળે તેવી ચિંતાથી ધીમેથી પોતાના પગલાં ભરે છે. અવાજ તથા પ્રભાતને ચાહતો નથી. અને સુવરણ (સારા વર્ણ વાળી સ્વરૂપવાન સ્ત્રી) ને ચાહે છે.

(૩) કવિ પ્રત્યે અર્થ :- કાવ્યના ચરણો રચતાં ચિંતાતુર (વિચાર-વાન) જણાય છે. અવાજને તેમ પ્રભાતને ચાહતો નથી. કેમ કે વહેલી સવારે કાવ્ય લખવા બેસે છે જો સૂર્યોદય થઈ જાય તો નિત્યકર્મ વગેરે કરવા ઉઠવું જોઈ એ એટલે લખવા માંડેલું કાવ્ય અધૂરૂં રહી જાય, તેથી મોડો સૂર્યોદય ચાહે છે. અને સુ વરન (સારા શબ્દો કાવ્ય પંક્તિમાં ગોઠવવા) ને શોધતો રહે છે.

કાઠીદરબારો તો ચોરીના કામનો ત્રણ અર્થ વાળો એક જ દોહો સાંભળી મહાકવિશ્રીને કોઈ દૈવી પુરૂષ જાણી નિર્માની થઈને પગે લાગ્યા. સંતો તરફથી પૂછાયેલા પ્રશ્નોમાં, રામાયણ, મહાભારત, ભાગવત, ગીતા, વગેરેના અધ્યાત્મિક જ્ઞાન, ના તેમજ યોગ્ય ધારણા (અષ્ટાંગ યોગ) ના, તથા અષ્ટ પ્રકારના બ્રહ્મચર્ય વગેરેના કોરડાઓ ઉકેલ્યા. શાસ્ત્રી, પુરાણીઓ, ને પંડિતો તરફથી પૌરાણિક કથાઓ ઈતિહાસો,વેદાંતવાદ, અને સંગીત, સાહિત્યના રસ સાગરે ઉલેચાવવા. હરજી ઠકર અને લાધા ઠકર જેવા અનુભવી લેખાંવટીઆઓએ લાખથી કોડીના અને કોડીથી લાખાના લેખાઓ

પૂછી વગર લખ્યે મોઢેથી ગણિતો ગણાવી નવડી ભંગાવી, એ ગણિત શાસ્ત્રીઓનો ગર્વ ગાળવા પોતે એક ગણિતની બુદ્ધિકળાનું કાવ્ય સંભળાવી કાવ્યમાં વર્ણવીલી રીતિથી ચૌદહબશીઓને વીણી લીધા. વાંચો આ નીચેનું એ કાવ્ય.

ફુટ કોયડો

દોહા

અઠાવીસ એક નાવમેં, બિલદાન હબસાન, ।।
ભાર ગુરાબ બુડન લગે, તબ કિન બુદ્ધ સુજાન. ।। ૧ ।।
ફિરત બિઠાવત નાવમેં, કરતહિ બાત બિચર; ।।
નવ ગીનીકે ઈક નાવસેં, દીજે સમુદ્રમેં ડાર. ।। ૨ ।।

સવૈયો

૧ ૨ ૩
એક શામ સદા દોઉ લાલ મુદા, તિન કાળ સ્વરૂપ સદા ચિત્તઆનો
૧ ૨ ૨
ઉજવલ એક, ઉભૈ પુનિ શામરૂ, દ્વેતહિ શ્વેતહિ, હાત ભુલાનો.
૧ ૪ ૪ ૧
એકહિ શામ રૂ. ચારહિ ઉજવલ ચાર વિક્રાલહિ, એક ધુલાનો,
૨ ૩ ૧ ૧
દોનુહી શામ રૂ લાલ ત્રીહું ગિન, એકહિ શામરૂ એક ઉજાનો.
(૧+૨+૩+૧+૨+૨+૧+૪+૪+૧+૨+૩+૧+૧-૨૮)

કાવ્ય હકીકત સહ અર્થ– મહા કવિશ્રી કહે લેખાંવટીઆઓ, બરાબર ધ્યાન દઈ સાંભળજો, આ દ્રષ્ટાંતિક ગણિત ફુટ કાવ્ય છે.

દરિઆમાં ચાલ્યું જતું વ્હાણ ડુબવા લાગ્યું, નાવિકો કહે કે, આમાં બેસારેલા ૨૮ માણસોમાંથી અરધા માણસો એટલે ચૌદ માણસો ઓછા થાય તો બાકીના ચૌદ સામે કીનારે પહોંચ્યા; નહીં તો સૌ ડુબી રમવાના છીએ. એ સાંભળી ૧૪ હબસી લોકોએ બાથ ભરી ભરી ૧૪ શ્વેત માણસોને દરિઆમાં નાંખવા હિંમત કરી, તે વખતે ગૌરવર્ણવાળા એક આદમીએ પોતાની બુદ્ધિથી હબસીઓને સમજાવીને કહ્યું કે તમો સૌને એક ગોળ કુંડાળું કરી બેસારૂ પછી ગણતા ગણતા ૯ મો નંબર જેનો આવે તેને દરીઆમાં નાંખવો. એમ ચૌદ વખત ગણતા દરેક વખતે ૯ મો નંબર જેનો આવે તેને દરીઆમાં પડવું સૌએ કબુલ કર્યુ.

પોતે પ્રથમ એક (હબસી) કાળા માનવીને બેસાડી પછી ૨ શ્વેત આદમી બેસાડયા પછી ૩ કાળા, ૧ ધોળો, ૨ કાળો, ૨ શ્વેત, ૧ કાળો, ૪ ધોળા, ૪ કાળા, ૨ કાળા, ૩ ધોળા, ૧ કાળો, ૧ ધોળો,



એમ ગોળચક્ર કુંડાળું સવૈયામાં કહ્યાં પ્રમાણે બેસાડયા, પછી પ્રથમ બેસાડેલ કાળા માનવી ઉપરથી ગણત્રી કરતા ૯ માં નંબરે એક કાળો આદમી આવ્યો તેને દરીઆમાં નાંખ્યો પછી ૧૦ માં નંબરથી ગણતા ૯ નંબરે એક કાળો માણસ આવ્યો તેને દરીઆમાં નાખ્યો. આવી રીતે ૧૪ વખત ગણતાં ચૌદ કાળા માવીઓને દરીઆમાં નાખ્યા. એમ તેના બુદ્ધિબળથી પોતાના ચૌદ જાતી (દેશ) બંધુઓ જીવતા રહ્યાં. એવી એ અદ્દભૂત ગણિત કળાનો આ દુર્ઘટ કોરડો છે. * ન સમઝાય તેને લાવો ૧૪ ધોળા કાંકરાઓ અને ૧૪ કાળા કાંકરાઓ, પછી ઉપર લખ્યા પ્રમાણે તે કાંકરાઓને ગોળાકારમાં ગોઠવ્યા ને ૯ મો નંબર આવતા પાટ ઉપરથી નીચે ફેંકવા લાગ્યા. તેમ ૧૪ કાળા કાંકરાઓ વીણાઈ ગયા. આ ચતુરાઈથી સહુ આશ્ચર્ય પામ્યા; અને લાધાઠકર તથા હરજીઠકર તેમજ અન્ય વેપારી વર્ગ એ બુદ્ધિબળની તારીફ કરવા લાગ્યા.

દરબાર શ્રી એભલ ખાચરના દરબારમાં રહેતા ચાર મિત્રો છએક માસથી પોતપોતાના ઉદ્યમના અનુભવોની વિચારમાળા ગોઠવતા હતા. તેમાના (૧) કાઠી નાગમાલો જેટલી જાતના હાથીઆરો છે તેની નામાવલી ગોઠવતા હતા. (૨) જોધો ભરવાડ કેટલી જાતની જાનવરો છે તેની નામાવલી ગોઠવતા હતા. (૩) ઉકો ખાચર કેટલા પ્રકારના ધાન્યો (અનાજ) છે તેની નામાવલી ગોઠવતા હતા. (૪) નાગજણ રાવળ કેટલી જાતીના વાંજીત્રો છે તેની નામાવલી ગોઠવતા હતા અને એ નામાવલી દરરોજ રાત્રે એ ચારે જણા મળતા ત્યારે વારા ફરતી બોલી બતાવતા, એ કંઠસ્થ સાહિત્યની પરીક્ષા આવતી દીવાળીના પડવાદિને મોટા દાયરામાં થવાની હથી, આ શતાવધાન પ્રયોગ વખતે તે ચારે હાજર હતા. તે ચારેને ઉર્મી આવતાં મહા કવિશ્રીને એ ચારેએ મળી ચાર પ્રશ્નો પૂછયા.

પ્રશ્ન : (૧) નાગમાલો કહે તમામ હાથીઓના નામો અને પ્રકારો કહો
(૨) જોધો ભરવાડ કહે તમામ જાનવરોનાં નામો અને પ્રકારો કહો.
(૩) ઉકો ખાચર કહે તમામ ધાન્ય (અનાજ)નાં નામો અને પ્રકારો કહો.
(૪) નાગાજણ રાવળ કહે તમામ વાંજીત્રના નામો અને પ્રકારો કહો.

* આ કાવ્ય સદગુરૂ બ્રહ્માનંદ સ્વામી પાસેથી સદગુરૂ શ્રી ગુણાતિતાનંદ સ્વામીએ લખેલું તેમની પાસેથી સદગુરૂ શ્રી બાળમુકુંદદાસજી સ્વામીએ ને તેમની પાસેથી શ્રી નારણદાસજી સ્વામીએ લખેલું. તેઓશ્રીએ મને લખાવી ગણિત સમજાવેલ.

ઉપરના ચારે પ્રશ્નો સાંભળીને મહા કવિશ્રીએ તે લોકોને છ, છ, માસથી તૈયાર કરેલી નામાવલીને માત્ર એક જ ઉખાણાના રૂપમાં વર્ણવતા ઉત્તર આપ્યાં કે,

(૧) ધાર, અણી, અને ધુબાકો; તેમા તમામ મથિઆરોની જાતિ અને નામોનો સમાવેશ થઈ જાય છે, તેથી બહાર કોઈ હથિઆરનું નામ નથી. તેમા ન આવતું હથિઆર બતાવો ? પણ જવાબ ન મળ્યો.

(૨) નોર, ખરી અને ડાબલો; તેમા તમામ જનાવરોની જાતિ અને નામોનો સમાવેશ થાય છે.

(૩)શિંગ, સરાડી અને પોપટો; તેમાં તમામ ધાન્ય (અનાજ) ની જાતિનો સમાવેશ થાય છે.

(૪) વા, ધા, અને ઘસરકો; તેમા તમામ વાઘોનો સમાવેશ થાય છે.

તમો ચારે જણાઓ આ ચારે ઉત્તરો, વિચારી, તેનાથી બહારૂં કોઈ નામ હોય તો કહો, એ સાંભળી વિચારી જોતા એ ચારે જણાને, (જેમ કોઈ એક વરકસ સુધી ગઢ (કિલ્લો) ચણે અને પછી તેને કોઈ મંત્રીશાસ્ત્રી એકજ કાંકરીના ઘાથી પાડી નાંખે ને આશ્ચય થાય તેમ) તે ચારેને થયું હતું. આ પ્રસંગથી ચારેને જીંદગી પર્યત સ્વામી શ્રી ઉપર ગુરૂભાવ રહ્યો હતો.

તે પછી એ સભામાં ભાવનગરથી એ મહા કવિશ્રીમાટે દરબારશ્રીએ આપેલો શિરપાવ લઈ આવેલા શ્રી રાજ્ય ખર્ચ ખાતાના અધિકારી રાવસાહેબ લક્ષ્મણરાવ સાહેબ સંગીત સાહિત્યના અભ્યાસી હોવાથી મહા કવિશ્રી હિંદી સિવાય કોઈ બીજી ભાષાઓના કાવ્યો જોણે છે કે નહીં ? તેની પરીક્ષા માટે કહ્યું કે, ''મહા કવિશ્રી હિંદી સિવાય અન્ય ભાષામાં કાવ્યો સંભળાવો''

એ સાંભળી મહા કવિશ્રીએ વિચાર કરી તુરતજ કહ્યું કે, એક મોટા રાજાના કુંવરી બીમાર થતાં તેમી દેશાવરોમાંથી છ સખીઓ આવી રહેલી હતી. તેઓએ પોત પોતાના દેશની ભાષામાં કુંવરીની બીમારી વિષેની વાતો પૂછી, તે સાંભળો. એમ કહીને તે કાવ્યો બોલ્યા :-



**શ્રી ખટ ભાષા કાવ્ય - કવિત**

## (૧) ગુર્જર દેશની સખી પૂછે છે.

કહે ગુજરાતિ તારી પીડાતો કળાતી નથી, મનમાં મુંઝાતી ડીલે દુબળી દેખાતી છે,
નાતીનથી ખાતી નથી ગીતમુખે ગાતી નથી, બોલતી લજાતી બાધા જેવી તું જણાતી છે;
રાતીરાંણ જેવી હતી દિસે છે સુકાતિજાતિ, આંખો રાતી રાતી તારી છાંતી તાતી તાતી છે,
પ્રવિણ પંકાતિ તુંતો ગુણીમાં ગણાતી પણ, ભાંસેએ વિભાંતિ જાણેભ્રમાંતિમાં ભમાતી છે.

## (૨) કચ્છી સાહેલી પૂછે ચે.

સભર કરને સુંણ ગાલ ભલી ભેંણ મુંજી, મનમ મુંઝાય મુંજો ચોંણાનાઈ ખિલજો,
દુખ તોજો ડીર જીવ જેડલેજો દુઃખડીએ, મુલાજો મકર દર્દ ચઈવિઝ દિલજો;
ખેણપીણ મીંડે છંડી રાતડીં રુવેતિ વિઠી, નતોની જણાજે મતલભ તોજે મિલજો,
ચેત આડી અવરી પુછાંસ ભુઈંકે કુઠાઈ, બર્ત રાથીધી હવે તો ખણાં પંખો ફૂલજો.

ભાવાર્થ :- હે બેન, સબુર કર, મારી વાત સાંભળ, તુ મનમાં મુંઝામાં હું તારી મશ્કરી કરતી નથી. (મારી વાત હસીકાઢવા જેવી નથી.) તારૂં દુઃખ જોઈને બેનપણીઓને દુઃખ થાય, માટે મર્યાદા ન રાખતાં તારા દિલના દર્દની વાત કરી દે. ખાવું પીવું છોડી, રાત દિવસ રોયા કરે છે; તેથી તારા દિલની મતલબ (ઈચ્છા) અમો જાણી શકતા નથી. કોઈ આડી અવળી મૂઠ ચોટ લાગી હોય તોકોઈ ભુવા ભરાડીને બોલાવીને પૂછીએ અને આતસ થતી હોય તો ફુલના પંખાથી પવન નાખીએ.

## (૩) મહારાષ્ટ્રીય સાહેલી પૂછે છે.

પ્રવીણે મી તુઝે તોંડ પાહુનાં સાંગતી આતાં, કુઠે ગેલી ફારબરી કાન્તિ તુઝી કાયાચી,
ચાંગલી મુલીલા આતા કાંઈ અસા રોગ ઝાલા, આહે ગતિ હૈ વિચિત્રઈશ્વરાંચી માયાચી
યેન ઉંધા વૈદ્યા લાઉં પાહુનઘા નાડી તુઝી, તે તુલા દેઈવ ફારબારી ગોલી ખાયાચી,
ત્યાંપાસુન તુઝા રોગ જાહુન હોઈલ સુખ, સાંગીતલી તુલા ગોષ્ટ હિમી બરી ન્યાયાચી.

ભાવાર્થ :- હે પ્રવીણ, તારૂં મુખ જોઈ કહું છું કે, તોરો ચહેરો ખુશનુમા નથી.તારા શરીરની ઉત્તમ કાન્તિ હતી તે ક્યાં ગઈ ? હે વ્હાલી રાજકુમારી તને આવો શું રોગ થયો છે ? આ તો કોઈ ઈશ્વરની માયાની વિચિત્ર જણાય છે. તો અમને તેના ઉપાયો કરવા દે, વૈદ્યને બોલાવા દે,

આપશ્રી હજૂર હાજર થાઉં. પછી શ્રીજી મહારાજે મંદ હાસ્ય કરી સામું જોઈને કહ્યું કે, 'જાવ તમારૂ' ફતેહ થશે એમ કહી પ્રસન્ન થી હાર આપી થાળીની પ્રસાદી બે પાર્ષદ સ્વારો સાથે આપી મહાકવિશ્રીને ગઢપુર જવાને વિદાય કર્યા.

મહા કવિશ્રી ગઢડા આવી એભલ ખાચરને મળ્યા. અને પોતે તથા પાર્ષદોએ શ્રીજી મહરાજની આજ્ઞા સંભળાવી. એભલ ખાચરે અતિ હર્ષથી એ શ્રીજી આજ્ઞા માથે ચડાવી બાશ્રી જીવુબા તથા લાડુબા વગેરેને તે ખબર દરબારમાં મોકલ્યા. આજ્ઞા મળ બોલાવજો એમ કહી કવિશ્રી જમીન આરામગ્રહ્મમાં ગયા. પછી એભલ ખાચર દરબારમાં ઓરડે જઈ કુંવરીઓને કહ્યું કે,તમે (જીવુબા (મોટીબા) લાડુબા) કુટુંબી સિવાય કોઈ પુરૂષ વર્ગ સાથે વાતચીત તરતા નથી. પરંતુ આ મહા કવિશ્રી મહા સમર્થ યોગીરાજ જેવા બાળબ્રહ્મચારી છે. તેમજ ચારણદેવ છે, તે આપણા પૂજનિક ઝે. અને શ્રીજી મહારાજનો આદેશ સંભળાવવા ખાસ અહીં આવ્યા છે. માટે તેઓ સાથે વાતચીત કરવામાં કોઈ દોષ નગણાય. તેને સમજાવવાથી સાંજના પાંચ વાગ્યે મહા કવિશ્રી લાડુદાનજીને ઓરડે તેડી લાવવા (બાપુશ્રી) સાથે સંગમ થયા.

## અનાદિ મુક્તરાજ બાશ્રી જીવુબા લાડુબા સાથે મહા કવિશ્રી લાડુદાનજીનો વાર્તાલાપ.

ઉતરાદાબારના ઓરડાના બારશાખ પાસે ઓસરીમાં મહા કવિશ્રી લાડુદાનજી માટે આસન નખાવ્યું. અને તમામ બાઈયું ઓરડાની અંદર આડો ચક બંધાવી બેઠા; અને બારણાની સાખ પાસે બાપુશ્રી અને દાદા ખાચર માટે આસનો નખાવ્યા, તેવામાં બાપુશ્રી એભલ ખચાર સાથે મહા કવિશ્રી દરબારમાં પધાર્યા. ઓરડાની ઓસરી ઉપર આવી ઓરડાની સામે ઉભા રહી 'બા જય સ્વામિનારાયણ' શ્રીજી મહારાજે સૌ બાઈઓને જય ''જય સ્વમિનારાયણ'' કહ્યાં છે. તેમ કહી નમસ્કાકર કરી પોતાને આસને બેઠા. એભલ ખાચર પણ દાદાને ખોળામાં તેડી પોતાને આસને બેઠા. બાશ્રી જીવુબાબા આદિ સૌ બાઈઆએ મહા કવિશ્રીને જય સ્વામિનારાયણ કહિ આશિષ ફરમાવી, નમસ્કાર કરી શ્રીજી મહારાજની કુશળતા પૂછી પોતે પધાર્યા તેમા ખૂબ રાજીપો જણાવી, શ્રીજીનો આદેશ સાંભળવા ઈચ્છા જણાવી, વાર્તાલાપ શરૂ કર્યો.

લાડુદાનજી બોલ્યા : શ્રીજી મહારાજે મને સર્વ હકીકતથી વાકેફ કરી આપ



(૬) બનારસી બ્રહ્મકન્યા સંસ્કૃતમાં પૂછે છે.

વચનં વદામી તે હિતાય ત્વત સુખાય ચાહં, ભુત્વા સાવધાના તતૃશ્રણુ ભાગ્યશાલિકે
કેયં કૃતાભિના ભુત્વા ત્વય. ત્યં ચાક્રંદતા, માં વદસ્ય કારણં તન મૃદલમૃણાલિકે;
ત્વમસિ વિદ્યાવતિ પ્રભાવતિ ક્ષમાવર્તિંચકિવાદામિત્વામહં સદગુણીં મણીમાલીકે,
ધૈર્ય ધુત્વા ભુત્વા સ્થિરા તું વિનષ્ટં કરૂ, બુદ્ધિ મતિં ભવત્વં પ્રવીણે ભૂપબાલિકે;

(૬)

ભાવાર્થ – હું તને હિંતના અને સુખ થાય તેવા વચન કહું છું; મોટે હુ મોટા ભાગ્યશાળી ! તે તું સાવધાન થઈને સાંભળ, હે કમળના જેવા નેત્રવાળી, તું શા માટે ભીતિવાળી થઈ અતિશેં આક્રંન્દ કરે છે, તેનું કરાણ તું મને કહે ? તું વિદ્યાવાળી છો, પ્રભાવશાળી છો, ક્ષમાવાળી છો, અનેક સદગુણો રૂપી મણીની માળા જેવી છો, તેથી તને હું બીજાું શું કહું ? તું સ્થિર થીને ધીરજ ધર; તારૂ કષ્ટ જરૂર નાશ થશે. હે પ્રવીણ રાજ્યકુમારી ! તુ તો બુદ્ધિશાળી છો આવું કરવું તેને ન ઘટે (પ્રવિણસાગર)

ઉપરના ખટભાષાનાં કાવ્યો સાંભળી રાવસાહેબ તો પોતાની મહા રાષ્ટ્રીય ભાષાનું કાવ્ય પારખી બહુ જ રાજી થયાં. તે સિવાય જનસમાજની માનવમેદનીમાંથી પણ સૌ સૌના દેશની ભાષા સાંભળતા હર્ષના પોકારો થવા લાગ્યા.

પછી આજુ બાજુના ગામડામાંથી આવેલા કોઈ 'ગઢવી' એ મનમાં ઉર્મી આવતાં, મહા કવિશ્રીને પૂછ્યું કે, 'મહા કવિશ્રી !' અમારા કચ્છ કાઠીઆવાડમાં ચારણોના લગ્ન પ્રસંગે જાન જમવા બેસે ત્યારે, ચારણ કન્યાએ પડદામાં બેસી જાનમાં આવેલ કવિરાજોને 'હરિયાળી કાવ્યો' સંભળાવે છે. એ કાવ્યનો અર્થ જ્યા સુધી જાનવાળા ન આપે ત્યાં સુધી જમણ જમવાની 'રામદુહાઈ' આપે છે. આમ કવિરાજોની પરિક્ષા અમારા દેશમાં ચારણકન્યાઓ લીએ છે. આપના દેશના રિવાજ પ્રમાણે આપ એ હરીયાળી કાવ્યનો અર્થ (ઉત્તર) આપો તો સંભળાવું. એ સાંભળી મહા કવિશ્રી એ તેને હરિયાળી કાવ્યો બોલવા કહેતા તે બોલે છે કે :–

હરિયાળી કાવ્ય દોહા

હું સમાણી હું જેવડી, મૂઠીમાં સમાય;
સુતા વખતે સાંભરે, મને મોકલ જો માય. ।। ૧ ।।

રાજકવિ અર્થ કહે છે કે – 'ચુંદડી' નારી જાતી છે, સ્ત્રીના જેવડીજ લંબાઈ છે, ઝીણા મલમલની હોય, તે મૂઠીમાં સમાઈ જાય છે. સુવા વખતે ઓઢવા માટે સ્ત્રી તેની માતા પાસેથી માગે છે. (૧)

જળમાં બેઠી ઘર કરે, જળમાં બેઠી નાય,
માથું કાપે નવ મરે, આંખે ફોડે જીવ જાય ાા ૨ ાા

અર્થ - શેરડી'. શેરડીને ખેડૂતો જળભરેલા ક્યારડાઓમાં દાટે છે, તેથી તે જળમાં ઘર કરી રહે છે ને નિત્ય જળથી નાયક છે. તેનું માથું (થડીઉં) કાપો તો તે મરતી નથી. પણ તેની આંખો (કોતળી ઉપર આંખ જેવી ફુટ હોય તે) કાપો તો ઉગતી નથી; મતલબ કે મરી જાય છે. તેમાંથી કોંટો ફુટે નહિં. (૨)

પિત્તળ પેરે પદમણી, હાલે ઝાક ઝમાળ,
વસવાયાં ઘેર નીપજે, સોહે રાજદરબાર ાા ૩ ાા

અર્થ - રથવહેલ. રથવહેલ પૈડામાં પિત્તળની ઝાંઝો જડી હયો છે. તેથી તે વહેલ ચાલતી વખતે બોલતાંની સાથે ઝગમગાટ ઝગારા કરે છે. સુતાર પોતાને ઘેર ઘડી તૈયાર કરે છે અને તેને રાજ્યમાં (દરબારશ્રીને) આપે છે. (૩)

પડી પડી પણ ભાંગી નહીં, કટકા થયા છે ચાર,
વગર પાંખે ઉડી ગઈ, પંડિત કરે વિચાર ાા ૪ ાા

અર્થ - 'રાત્રી' રાત્રી પડી પણ ભાંગી નહિ. ચા પ્રહરરૂપી ચાર કટકાઓ થયા પ્રભાત થતાં વગર પાંખે ઉડી ગઈ એ. જોઈ ડાહ્યાજનો વિચારવા લાગ્યા. (૪)

ઘણ પંખો ઘણ ઉડણો, ગીરમાં જેના ગામ,
વર પહેલા તોરણ ચડે, તે કારીગરના કામ ાા ૫ ાા

અર્થ - 'મયુર' મોરલાને મોટીં પાખો અને ઘણા પીછા હોય છે, બહુજ ઉડી ઊંચે બેસે છે, જ્યાં ઝાઝા ઝાડો (ગીર જેવાં) હોય ત્યાં તે રહે છે, ઘણી જ્ઞાતિમાં રીવાજ છે કે, પ્રવેશ દ્વાર માથે લાકડાનો મોરલો ઘડીને તોરણ બાંધવાની જગ્યા ઉપર રાખે છે, તેથી વરના પહેલો તે તોરણે ચડે છે. તેને કારીગર (સુતાર) બનાવે છે. (૫)

અઢી માસની ઈસ્ત્રી, જેની કુડમાં નાના બાળ
માને માથે મોડીઓ, બાળક હોય મૂછાળ. ાા ૬ ાા

અર્થ - 'મકાઈનો છોડ' મકાઈનો છોડ અઢી માસે પાકી જાય છે. તે નારી જાતી છોડના મધ્યમાં મકઈનો ડોડ ફુટે છે તે તેનું બાળક મૂંછવાળુ છે અને છોડને માથે ઠોંગા મોંડીઆરૂપ હોય છે. (૬)

વેંત જેવડી વરખડી જેનાં ઢાલ જેવડા ફુલ,
કાંચા કમળ ઉતરે, એનાં પાકે થાયે મુલ. ાા ૭ ાા



અર્થ - 'કુંભારનો ચાકડો' ચાકડાનો મધ્યભાગ વેંત જેવડો જ હોય છે. અને ફરતું ચકર જેવડું હોય છે. તેના માથે કમળ જેવાં કાંચા વાસણો (ઘડો-ગોળો વગેરે) ઉતરે છે. પણ તેની કિંમત તો નીંભાડામાં પાક્યા પછી જ થાય છે. (૭)

સુકુ સરોવર બોતજળ, ન બુડે ટાંક કે રાઈ,
ઘોડાં પીવે હસ્તિ પીવે, પીવે સબ લોકાઈ,
એક ન પીવે પંખજાત, જેને ચાંચ તણી ચતુરાઈ ાા ૮ ાા

અર્થ - 'સ્તન' સ્ત્રીઓના સ્તનરૂપી સરોવરમાં જળ ઘણું છે, પણ તે જોવામાં આવતું નથી. સુકુ દેખાય છે, પણ તે જળમાં ટાંક કે રાઈનો દાણો પણ બુડી શકતો નથી. છતાં એટલું બધુ છે કે તે જળ ઘોડાઓ, હાથીઓ અને તમામ મનુષ્યવર્ગ પીયે છે, પણ ખુટતું નથી માત્ર જેને ચાંચ છે તેવા પક્ષીઓ એ જળ પી શકતા નથી (એટલે પંખી ધાવી શકતા નથી; ઘોડા હાથી મનુષ્યો તેની માતાને ધાવી શકે છે). કહેવત છે કે, 'ઈંડાને મીંડા અને કાનને થાન' ઈંડા મલે તે પક્ષીને કાનની જગ્યાએ મીંડા જેવું ગોળ ચિન્હ હોય છે અને જે પ્રાણીઓને કાન છે તેની મતા થાન (સ્તનથી ધાવે છે.) (૮)

ઉપરના હરિયાળી કાવ્યાષ્ટકના ઉત્તર કરી, મહા કવિશ્રી ગઢવીજીને સંબોધીને કહે છે કે, અમારા દેશમાં (મારવાડમાં) પણ એવોજ રીવાજ છે. અમો તે કાવ્યોને ''ગૂઢોક્તિ'' કાવ્યો કહીએ છીએ. સાંભળો એક ગૂઢોંકિત કાવ્ય.

છપય છંદ

અંબર બિન ત્રિય એક, ચડી પુરૂષ પર ચાલે,
નૈન અને ભુજ ન્હોય, શ્રવણ એકાક્રતવાલે,
સદા કુંવારી સોય, હોય સંગમ હાથીસે,
રહે અશ્વ પલ ઘરવાસ, તહીં રહત ગ્રભ તાસેં,
જણ વખત નાર છોરૂ જણે, મુખ ચડે સોઈ મરે,
કવ રૂપક ગુણ યું કથે, કવણ અરથ આણરો કરે, ાા ૧ ાા

ભાવાર્થ - કપડા પહેરેલ વિનાની એક સ્ત્રી પુરૂષના ખંભા ઉપર ચડી બેઠી હતી. તેને આંખોકેહાથ પગ ન હોતા, માત્ર એક કાનજ હતો. તે સદાને માટેકુંવારી જ રહે છે. પણ સંગમકાળે તે હાથીથી સંગમ માત્ર અરધી પળ કરે છે. ત્યાં તેને ગર્ભ રહી જાય છે. જ્યારે તેને પ્રશવ

થાય છે,ત્યારે તેના મોઢા સામે જે આવી ચડે છે તે મરણ પામે છે. આ કવિના રૂપકનો હવે કોણ-અર્થ કરે છે ?

ઉપરનું કાવ્ય અને ભાવાર્થ સાંભળીને તે ગઢવીજી કે બીજા કોઈ અર્થ કરી શક્યા નહીં; તેથી મહા કવિશ્રી તેનો અર્થ કરીને વર્ણન કરે છે કે, એ સ્ત્રીનું નામ 'બં' ધુક' છે. તે પુરૂષના ખંભે ચડી બેસે છે હાથ, પગ આંખો નથી; પણ એક 'કાન' છે. (જે માથે કેપ ચડાવે છે.) તે કુંવારી છે; પણ જ્યારે તેમાં દારૂગોળી ભરવામાં આવે છે ત્યારે લોઢાના ગજથી તેને ધ્રબવામાં આવે છે. તે માત્ર અરધી પળ ધ્રબાતા ભરાઈ જાય છે.જ્યારે તે ભરેલી બંધુક ફોડવામાં આવે છે ત્યારે તે બંધુકની નળી સામે જે આવી ચડે છે તેનો જીવ જાય છે. આવું બંધુકનું રૂપક ગૂઢાર્થ કાવ્યનું થતા અર્થ કરવો મુશ્કેલ લાગે છે. આવા ગૂઢોક્તિ કાવ્યો અમારા દેશમાં બોલાય છે.

એવી રીતે અનેક પ્રકારના એક સો વિધાનો નક્કી કરેલા સમયમાં કવિરાજે સિદ્ધ કરી બતાવ્યા. છેલ્લે છેલ્લે પ્રમુખપદે જે હોય તે જેમ ઉપસંહાર કરે છે તેમ, પ્રમુખસ્થાને બિરાજેલા શ્રીજી મહારાજે પણ અમૃતવાણી ઉચ્ચારી. મહા કવિશ્રીના કીર્તિમંદિર ઉપર ત્રણ સુવર્ણ કળશો ચડાવવા રૂપી ત્રણ પ્રશ્નો પૂછયા કે, 'તમો કોણ છો ?' ''ક્યાંથી આવ્યા ?'' અને હવે તમો 'ક્યાં જવાના છો ?'

એ સાંભળી સૌ સભાજનો શ્રીજીના વચનામૃતોનો જવાબ સાંભળવા શાન્ત થી એક સોઈ નીચે પડે તો પણ અવાજ સંભળાય તેવી શાન્તિ થતા મહાકવિશ્રીએ સહુ સાંભળે તેમ ઉંચે અને ગંભીર મધુર સ્વરે શ્રીજીને નમસ્કાર કરી ઉત્તર આપ્યો કે, ''હું બ્રહ્મ છું'' બ્રહ્મધામમાંથી આવ્યો છું. અને બ્રહ્મધામમાં જવું છે.'' એમ કહી ચાર 'રેખતા' કાવ્યની નવીન શિઘ્રકૃતિ ગાઈ સંભળાવી;-

રેખતા

મેબુબન મેં ક્યા રહું, મેરા દિલ લુભાનાવે,
અંતર દીઠું દેખતાં, જાહીર જનાના વે (ટેક)
મોજ કરી મુજ ઉપર, અઢળક ઢળ્યો હે વે,
આસ લગીઆં ઉનસેં, મહાશુક (ખ) મીલાહેવે,
મે બુબન મં ક્યા રહું... (૨)
ગુંમેકું જબ ગુડ મિલ્યા, તબ ક્યા બખાને વે,
અંતર જામી અંતરે, સબ બાત જાને વે.
મેં બુબન મેં ક્યા રહું.... (૩)



ગુલતાન ચઢયા રંગ ગેબકા, અલમસ્ત અલ્લાહિવે,
'લાડુ' કહે હરદમ સેં, અબ 'લે' લગાડી વે;
મૈં બુબન મેં ક્યા રહું, મેરા દિલ લુભાના વે... (૪)

ભાવાર્થ- અંતરમાં આત્મપ્રકાશનું અજવાળું થતા મેં જાહેરમાં તે સ્વરૂપ જોઈને ઓળખ્યું; તેથી મારૂં દિલ તેમા લોભાયું હવે હું શા માટે ભુવનમાં (સંસારી ઘરમાં) રહું ? (૧) મને જેની આશા લાગેલી હતી, તે માશુક મારા ઉપર મોજ કરીને, ખુશી થઈને અઢળક ઢળ્યા છે. મતલબ કે તે મને મળ્યા છે. (૨) ગંગા (મુંગા) ને જેમ ગોળ મળતાં તે ખાઈને તેના સ્વાદને (ગળપણને) તે કેમ વર્ણવી શકે ? તેમ, હે મહારાજ ! આપશ્રી અંતર્યામી છો અમારા અંતરની સઘળી વાત આપ જાણો છો કે હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? ક્યાં જવાનો છું ? તે તો મુંગા માણસની પેઠે હું શું કહી શકું ? (૩) લાડુદાનજી કહે છે કે, મને તો ખુદાઈનો (અલ્લાહનો) 'ઈશ્વરનો' કોઈ ગૈબી રંગ ચડી જવાથી હું તેમા ગુલતાન થતા અલમસ્ત થયો છું. હવે તો મેં હરદમ (કાયમ) માટે તેનીજ લ્હે (ધૂન) લગાડી છે. (૪)

લાડુદાનજીનો મનમાન્યો જવાબ અને પ્રભુ મહિમાની મસ્તીનું ઉપરનું કાવ્ય સાંભળી શ્રીજી મહારાજે માથે બાંધેલી સોનેરી પાઘ સહિત સર્વ પોષાક, ઘરેણા વગેરે ઉતારી પ્રસાદીના વસ્ત્ર આભુષણો મહા કવિને બક્ષિસ કરી, મોટો મોગરાના પુષ્પનો હાર લાડુદાનજીની ડોકમાં પોતે પહેરાવી, 'બોલો બ્રહ્મપુરૂષકી જય', એમ શબ્દ ધ્વનિ કરી, લાડુદાનજીના જ્ઞાન મંદિર ઉપર ત્રણ કીર્તિ ચડાવી, તેના માથે બ્રહ્મપુરૂષકી જયના નાદ રૂપી વિજય ધ્વજ ફરકાવ્યો ત્યાં તો અનંત લોક સમુદાયે પણ 'જય હો ! જય હો !' ના નાદો કર્યા, આમ એભલ ખાચરની ફુલવાડી (લક્ષ્મી બાગ) માં મારવાડી ચારણ કવિએ અનેક રાજ્ય સભાઓ જીતી બ્રહ્મસભામાં બ્રહ્મરૂપ બની, તેમાં ભળી જતાં છેલ્લો શતાવધાન પ્રયોગ ગૃહસ્થ વેશે ભજવ્યો. જ્યાંજુવો ત્યાં એજ વાત, એજ આશ્ચર્યતા, અને એજ મહા કવિશ્રીના યશોગાન ગઢપુરની શેરીએ અને ગલીએ સ્ત્રી-પુરૂષો ગાવા લાગ્યાં.

દરબારશ્રી એભલ ખાચરે શ્રીજીની આજ્ઞા મેળવી એક 'મલ્લી' જાતીની ઘોડી સોનેરી સાજ સહિત તથા સોનેરી મૂઢની તલવાર, એક સોનાનો ટુંપીઓ અને રૂા. ૫૦૧) પાંચસો એક રોકડા સાથે સોનેરી છોડાનું 'મદીલ' મહા કવિશ્રીને ભેટ આપ્યો. તેમજ દરબારશ્રી જીવા ખાચરે પણ એક રોઝો ઘોડો સોનેરી સાજ સહીત, સોનાની મૂઠવાળો જમૈયો અને કટારી, સોનાની ઉતરી, કડાની

જોડી ૧. સોનેરી છેડાનું 'મદીલ' સાથે રૂા. ૫૦૧) પાંચસો એક રોકડા ભેટ ધર્યા; મહા અનાદિ મુક્ત બાશ્રી જીવુબાબા તથા લાડુબાએ સોનાની કંટી એક, તુલસીના પારાની શ્રીજીની પ્રસાદીની ભેટ મોકલાવી શુભાશિષો કહેવરાવીને ખુશાલી જણાવી. આ સમારંભના અંતે સૌ પોત પોતાને સ્થાને ગયા. અને ભાવનગરના મિજમાનો બીજે જ દિવસે ભાવનગર રવાના થયા.

ઈતિ શ્રી 'કેશરભક્ત' વિરચિતે, શ્રી બ્રહ્મસંહિતા મધ્યે તૃતીય પ્રકરણે ધ. ધુ. આચાર્યશ્રી અયોધ્યા પ્રસાદજી મહારાજ સદ્ગુરૂ શ્રી દેવાનંદ સ્વામી સંવાદે મહા કવિશ્રી લાડુદાનજીએ ગઢપુરમાં કાવ્ય ચર્ચા અને છેલ્લો શતાવધાન પ્રયોગ કરણ નામ ચતુર્થોઽધ્યાય; સમાપ્તઃ ॥ ૪ ॥

-- // --

## શ્રીજી

## અધ્યાય ૫ પાંચમો

# બાશ્રી જીવુબાનો ઉપદેશ અને દીક્ષા ગ્રહણ

કારીયાણી દરબારશ્રી વસ્તા ખાચરના અતિ આગ્રહથી શ્રીજી મહારાજ મહાકવિશ્રીને સાથે લઈ સંત મંડળ સંહિત કારીયાણીએ પધાર્યા.

સદ્ગુરૂ પ્રેમાનંદ સ્વામીએ ગાયું છે કે ''સદાશ્વેતાંબર શ્રીજી ધારતારે'' એ કીર્તન મુજબ શ્રીજી તો શ્વેત વસ્ત્રો ધારણ કરી શ્વેત રોઝા ઘોડા ઉપર બિરાજ્યા. અને પોતાની બાજુમાં જ સાથો સાથ ભાવનગરવાળા 'લખીઆ' ઘોડા ઉપર રાજદ્વારી પોશાકમાં વસ્ત્રો ઘરેણાંથી વિભૂષિત અસ્ત્ર શસ્ત્રથી સજ્જ થયેલા માથે મારવાડી બત્તી પાઘ, ખંભામાં હમેલ, તેમાં સોનેરી મૂઠની તરવાર; કરમબંધ (ભેઠ) માં કટાર, વાંકડી, નવયુવાન શ્રી લાડુદાનજી અશ્વ નચાવતા કાઠી સ્વરોથી ઘેરાયેલા, શ્રીજી સાથે ચાલતા હતા.

ગામોગામના પાદરમાં શ્રીજીના દર્શનાર્થે સૌ ભક્તો અને અન્ય જનો આવી મળતાં, તેઓ શ્રીજી મહારાજના દર્શન કરી, મહા કવિશ્રીને પણ



રાજા જાણી, કોઈ ભગવાનના ભાઈ જાણી, કોઈક મહાન ઓજસ્વી દૈવી પુરૂષ જાણીને નમસ્કાર કરતા હતા.

કારીયાણીમાં મહા કવિશ્રી લાડુદાનજી શ્રીજી મહારાજને કચ્છ કાઠીઆવાડ, મરવાડ, મેવાડ વગેરે દેશોની ભાષાઓ બોલી અનેક અનુભવોની વાતો કહીને બહુજ હસાવતા તેમજ કોઈ સમયે વેરાગીઓ, સન્યાસીઓ, ખાખીબાવાઓ, માર્ગીબાવાઓ, જૈનોના જતીઓ, મુસ્લીમ ફકીરો વગરે અનેકના મતપંથો પોતે જોઈ અનુભવ કરેલો, તેની વાતો અભિનય સાથે એવા હાસ્યરસ વાળી કહેતા કે, શ્રીજી તો એ વાતો સાંભળી આ સંસારમાં રહેતા સંત-અસંતના ભેદ સૌ સંતોને સંભળાવવા કવિશ્રી પાસે દરરોજ એની એ વાતો કહેવરાવતા, દરરોજ પોતાના થાળની પ્રસાદી પોતાની સન્મુખ બેસાડી જમાડતા અને આસન પણ પોતાની પાસેજ રખાવતા. આમ સખાભાવથી શ્રીજી મહારાજ શ્રી લાડુદાનજી ઉપર સંપૂર્ણ પ્રસન્ન રહેતા.

એકાદ અઠવાડીઉં વીત્યે, શ્રીજી મહારાજને આ 'રાજઋષિ' ને બ્રહ્મઋષિ બનવાની ઊર્મિ આવતાં મહા કવિશ્રીને નીચે મુજબ શ્રીજીએ આજ્ઞા કરી, 'કવિરાજ લાડુદાનજી ! તમો એક અમારૂં ખાસ કામ કરો.' એ કામ તમારા જેવા વિદ્વાન ચારણ કવિ વિના કોઈથી થઈ સકે તેવું નથી, એભલ ખાચરના દીકરીઓ જીવુબા, લાડુબા, વગેરે ઉમર લાયક થયા છે, છતા ગૃહસ્થાશ્રમ કરવાની (પરણવાની) ના પાડે છે. આવી સ્ત્રી હઠ પકડી, કોઈનું તો શું પણ, અમારૂ પોતાનું કહ્યું પણ માનમાં નથી, કોઈ પુરૂષનું મોઢું પણ જોતા નથી. તેમ પુરૂષના મુખની વાત પણ સાંભળતા નથી. તમો મહા વિદ્વાન, મહા શીઘ્ર રાજ્ય કવિ છો, રાજનીતિજ્ઞ હોવાથી મહાન રાજાઓના મનને હરી લ્યો તેવા મહા ચતૂર તેમજ બુદ્ધિશાળી ચારણ મહાત્મા પુરૂષ છો. જેથી અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિથી તેઓને સમજાવી, જેમ બને તેમ હવે તેઓ જલ્દી ગૃહસ્થાશ્રણ કરે તેવી 'હા' પડાવી અહીં પાછા વ્હેલા પધારો. અમો ત્યાં સુધી અહીં જ રોકાશું. તમરા વિના આ કામબીજાથી થશે નહીં. માટે આજે જ પધારો'' મહા કવિશ્રી કહે, બહુ સારૂં મહારાજ એમાં શું ? એ તો અમારૂં જ કામ છે. સ્ત્રી હઠ, હાળહઠ, રાજહઠ, જોગીહઠવગેરે અનેક પ્રકારની હઠના હું સર્વ ભેદોજાણું છું, તેથી મોટા રાજા મહારાજાઓની હઠને પણ મેં હટાડેલ છે; તેમજ દુરાગ્રહી વિદ્વાનોની હઠને પણ મેં હટાડી છે; તો આ સ્ત્રી હઠ, અને તેઓ તો હજી બાળકીઓ કહેવાય, તેવા ભોળા અને અભણ કાઠી ભાઈઓને સમજાવવાં. તેમાં શું મોટી વાત છે ? આપશ્રી શુભાશીર્વાદ બાઈઓને આપો કે, જેથી હું આપે સોંપેલું મારૂં કાર્ય પૂર્ણ કરી જલ્દી વહેલો



રાજકવિશ્રી લાડુદાનજી બાશ્રી લાડુબા તથા જીતુબાશ્રીને
ગ્રહસ્થાશ્રમ કરવાનો ઉપદેશ આપે છે.
( પૃષ્ઠ-૧૭૯ )



શ્રીરંગદાસ સ્વામી સીતાર બજાવે છે.





શ્રીરંગદાસમાંથી બ્રહ્માનંદ સ્વામી થયા

આપશ્રી હજૂર હાજર થાઉં. પછી શ્રીજી મહારાજે મંદ હાસ્ય કરી સામું જોઈને કહ્યું કે, ''જાવ તમારૂ કાર્ય ફતેહ થશે'' એમ કહી પ્રસન્ન થઈ હાર આપી થાળની પ્રસાદી જમાડી બે પાર્ષદ સ્વારો સાથે આપી મહા કવિશ્રીને ગઢપુર જવાને દિવાય કર્યા.

મહા કવિશ્રી ગઢડા આવી એભલ ખાચરને મળ્યા. અને પોતે તથાપાર્ષદોએ શ્રીજી મહારાજની આજ્ઞા સંભળાવી. એભલ ખાચરે અતિ હર્ષથી એ શ્રીજી આજ્ઞા માથે ચડાવી બાશ્રી જીવુબા તથા લાડુબા વગેરેને તે ખબર દરબારમાં મોકલ્યા, આજ્ઞા મળે બોલાવજો એમ કહી કવિશ્રી જમીન આરામગ્રહમાં ગયા. પછી એભલ ખાચર દરબારમાં ઓરડે જી કુંવરીઓને કહ્યું કે, તમે (જીવુબા (મોટીબા) લાડુબા) કુટુંબી સિવાય કોઈ પુરૂષ વર્ગ સાથે વાતચીત કરતાં નથી, પરંતુ આ મહા કવિશ્રી મહા સમર્થ યોગીરાજ જેવા બાળબ્રહ્મચારી છે, તેમજ ચારણદેવ છે, તે આપણા પૂજનિક છે. અને શ્રીજી મહારાજનો આદેશ સંભળાવવા ખાસ અહીં આવ્યા છે. માટે તેઓ સાથે વાતચીત કરવામાં કાંઈ દોષ ન ગણાય. તેમ સમજાવવાથી સાંજના પાંચ વાગ્યે મહા કવિશ્રી લાડુદાનજીને ઓરડે તેડી લાવવા (બાપુશ્રી) સાથે સંમત થયા.

## અનાદિ મુક્તરાજ બાશ્રી જીવુબા લાડુબા સાથે મહા કવિશ્રી લાડુદાનજીનો વાર્તાલાપ.

ઉતરાદાબારના ઓરડાનાબારશાખ પાસે ઓસરીમાં મહા કવિશ્રી લાડુદાનજી માટે આસન નખાવ્યું. અને તમામ બાઈયું ઓરડાની અંતર આડો ચક બંધાવી બેઠા; અને બારણાની સાખ પાસે બાપુશ્રી અને દાદા ખાચર માટે આસનો નખાવ્યા, તેવામાં બાપુશ્રી એભલ ખાચર સાથે મહાકવિશ્રી દરબારામાં પધાર્યા, ઓરડાની ઓસરાની ઉપર આવી ઓરડાની સામે ઉભા રહી 'બા જય સ્વામિનારાયણ' શ્રીજી મહારાજે સૌ બાઈઓને જય ''સ્વામિનારાયણ'' કહ્યાં છે. તેમ કહી નમસ્કાર કરી પોતાના આસને બેઠા. એભલ ખાચર પણ દાદાને ખોળામાં તેડી પોતાને આસને બેઠા. બાશ્રી જીવુબાબા આદિ સૌ બાઈઓએ મહા કવિશ્રીને જય સ્વામિનારાયણ ક્હી આશિષ ફરમાવી, નમસ્કાર કરી શ્રીજી મહારાજની કુશળતા પૂછી પોતે પધાર્યા તેમ ખૂબ રાજીપો જણાવી, શ્રીજીનો આદેશ સાંભળા ઈચ્છા જણાવી, વાર્તાલાપ શરૂ કર્યો.

લાડુદાનજી બોલ્યા : શ્રીજી મહારાજે મને સર્વ હકીકતથી વાકેફ કરી આપ



સૌને ગૃહસ્થાશ્રમના ધર્મો સમજાવવા આજ્ઞા કરતાં, હું શ્રીજીના આદેશથી જ આપની પાસે વિનંતિ કરવા આવેલ છું. આપશ્રી સ્ત્રી જાતિ હોવાથી કેટલાક પ્રકારની સમજણમાં ખામી હોય તો, અમારો ચારણ કવિઓનો ધર્મ છે કેતમોને તમારા સ્ત્રી ધર્મ સમજાવી વાકેફ કરી અમારી ફરજ બજાવવી જોઈએ. જુઓ, સાંભળો :-

''આ સંસારમાં ઈશ્વરે આપણને ઉત્તમ કુળમાં અવાતાર આપ્યો છે, રૂપ, ગુણ, ચાતુરી આપી છે, યુવાવસ્થા પ્રાપ્ત થઈ છે. નિરોગી શરીર છે. માટે ગૃહસ્થાશ્રમમાં રહી ગૃહસ્થ ધર્મ પાળી, આપણું જીવન સુખમ બનાવી, સાથો સાથ પ્રભુ ભજન પણ કરી, ધર્મ પાળી,બન્ને પક્ષને (પિતા પક્ષ અને શ્વસુર પક્ષને) ઉજવળ કરી શોભાવવો જોઈએ. આપ તો સાક્ષાત્ જગદંબા જેવા શક્તિ અવતાર છો; માટે ગૃહસ્થાશ્રમ કરીને પતિવૃત ધર્મ પાળી આ સંસારમાં આક્ષયકીર્તિ પ્રાપ્ત કરી, કાઠી કુળને દિપાવો. માતા-પિતા, કુટુંબ, જ્ઞાતિ આપશ્રીને વારંવાર એ બાબતમાં વિનવે છે. અરે છેવટે ખુદ શ્રીજી મહારાજે પણ ગૃહસ્થાશ્રમ આચરવાની આપને આજ્ઞા આપી છે. છતાં પણ તમે નહીં કરતાં અને કોઈનું વચન નહીં માનતાં, રાજહઠ અને સ્ત્રી હઠ એમ બંને હઠ રાખી બેઠાં છો,એ અતિ કેવળ દુરાગ્રહ જ કહેવાય, મને શ્રીજી મહારાજે ખાસ એટલા માટે જ આજ્ઞા કરી આંહી આપને સમજાવવાને મોકલેલ છે. માટે ચારણોના વાક્યો પ્રભુવાક્ય માની, આપણા ભગવાનની આજ્ઞાને શીરે ચડાવી, આપ આપનો સ્ત્રી-હઠ છોડીને ગૃહસ્થાશ્રમ કરવાની કૃપા કરીને 'હા' કહો, એજ મારી આપ પાસે નમ્ર વિનંતી સાથે શુભાશિષ છે. એટલું કહી થોડો વખત મૌન રહ્યાં.

પછી બાશ્રી જીવુબા કહે કે, - કવિરાજ ! આપ શ્રી સત્ય કહો છો; પણ આ નશાવંત અને અનેક દરદોની વખાર જેવો ક્ષણભંગુર દેહ છે. તેમાં પણ અનેક અનર્થો રહ્યાં છે તેમા અમારો નારીના દેહન તો નિંદવા લાયક હલકો, માલીન, બીકણ નમાલો, બાયલો, બુદ્ધિહીણો એવો ગણ્યો છે. તે શું કામનો છે ? કેટલું જીવવું છે ? માટે, તે તો જેમ વહેલો પડે તેમજ ઠીક છે; પણ તે દરમ્યાન ભગવાનનું ભજન કરી લેવું તેજ તેનું ઉત્તમ સાર્થક છે,

લાડુદાનજીએ સઘળું સાંભળી પોતાની કવિત્વ ચાતુરીથી કવિભાષામાં મોહ ઉત્પન્ન થાય તેવા દાખલા દ્રષ્ટાંતો આપી, પોતાની જીત કરવાને નીચેના કાવ્યો પોતાની છટાદર વાણીથી મધુર કંઠે

વાણીથી મધુર કંઠે આકર્ષક ભાવથી બોલી, એ મુક્ત સભાને ઘડીક કાવ્ય રસસાગરમાં તરબોળ કરી દીધી. પોતે મહા કવિશ્વર હોવાથી નવે પ્રકારના રસને મૂર્તિમાન ખડા કરવાનું પોતામાં સંપૂર્ણ જોર હતું; પરન્તુ જનાનામાં બોલવું તે તો મર્યાદામાં જ શ્રૃંગાર રસનું વર્ણન થાય, અને તે પણ બહુજ ઉંચકોટીના વૈરાગ્ય મૂર્તિ બાઈઓની સભામાં બોલવામાં બધી વાતોનો ખ્યાલ રાખીને તથા રાજનીતિને અનુસરીને કેટલાક પ્રકારના દ્રષ્ટાંતો શાસ્ત્રના આધારવાળી આપી કાવ્યમાં પોતાની વિદ્વતા બતાવવા પ્રયાસ કર્યો.

લાડુદાનજી કહે - માજી ! આપશ્રી નારિદેહની નિંદા કરો છો, પણ તેમા થોડી સમજ ફેર છે, નારી તો મહા રત્નની ખાણ છે, એમ શાસ્ત્રો અને વિદ્વાનો પણ કહે છે.

દોહા

નારી નૌતમ રત્ન હૈ, નારી તે સબ હોય,
નાર વિના યહ વિશ્વમેં, સુખદાયક નહિં કોય;

ચોપાઈ

સોહત હૈ યહં આલમ માંઈ, સાર રૂપ ઈક નારી સદાઈ.
નારી વિના નવ હોવત યાગા, નારી વિના નવ પાયે રાગા.
નારી વિના નવ સોહે ઓક, નારી વિના નહિ રાજે લોક,
નારી વિના નવ કરે વિસાસા, નારી વિના નવ રાખે પાસા. ॥ ૧ ॥
નારી વિના નહિં પિતૃ પ્રસન્ન, નારી વિના કો રાંધે અન્ન
નારિ વિના નહી સંતતિ હોત, સંતતિ બબિન નહિં બોઢે ગોત.
ગોત વિના નહીં સ્વર્ગે જાય વિબુધ વદતયું શાસ્ત્ર બતાય,
ઐસિ અપૂરવ નારી કહાય, કલ્પલતા સમ ભવમેં ભાય;
(પ્રવિણ સાગર)

ભાવાર્થ - આ સંસારમાં નીરંતર એક સ્ત્રી જ સાર રૂપ શોભે છે; કેમકે સ્ત્રી વિના એકલા પુરૂષથી યજ્ઞ થાય નહીં. સ્ત્રી વિના રાગ એટલે પ્રેમ (ગાયન) પામીએ નહીં. જેમ સ્ત્રી વિના ઘર શોભે નહીં, તેમ સ્ત્રી વિના જગત પણ શોભા પામતું નથી. સ્ત્રી વિનાનાનો કોઈ વિશ્વાસ કરે નહીં, તેમજ સ્ત્રી વિનાનાને (વાંઢાને) કોઈ પાડોશમાં રાખે નહીં. સ્ત્રી વિના પિતૃઓ પ્રસન્ન રહે નહીં. સ્ત્રી વિના ભોજન કોણ રાંધી આપે ? સ્ત્રી વિના સંતતિ, અને સંતતિ વિના વંશ વધે નહીં. તેમ વંશ



વિના સ્વર્ગે જવાય નહિં. એવી રીતે શાસ્ત્રોના આધારોથી પંડિતો કહે છે, માટે એવી સ્ત્રી સાર રૂપે જ કહેવાય છે, અને તે જગતમાં કલ્પલત્તા જેવી શોભે છે. નારી નૌતમ પ્રકારનું રત્ન છે. નારીથી જ બધુ થાય છે. એથી નારિ વિના આ જગતમાં કોઈ સુખી નતી. વળી સાંભળો :-

કવિત

ગિરિજા કાં ગોદધરી, રાખત હે રુદ્ર પુનિ,
રમાકોં રમશ નિત્ય, સેવે છોહ ધારકે;
સાવિત્રી કોં ચાહ ધરી, સેવત સ્વયંભૂ પુનિ,
શચી કોં ચહત શક, નેહતેં નિહારકે,
યાતેં ઉર જાને હમ, મનમેં વિચાર કરી,
સેવન કે યોગ્ય મહ, સબહી સંસારકો,
નારી હોય નિંધ્ય તો, વ્રજમેં વિહારી બની,
કહાન કર્યો કરત સંગ, સોરહ હજાર કે.

પાદાકુલછંદ

આદિ શક્તિ ઈક નાર કહાવે, શક્તિ બિના નહીં કોઉ રહાવે,
શક્તિ ઘટત હે જીનકે ગાતે, ગર્મ કછુ નહિીં હોવત તાતે;
બોલત ચાલત જે મુત નીકે, સોઈ પ્રતાપ માનો ઈનહીકે,
યાકે રૂપ અનેક કહાવે,યથા યોગ્ય સબ ઠૌર રહાવે ॥ ૧ ॥

બ્રહ્મ સંગાથે માયા રાજે, શંકર સે પુનિ શક્તિ બિરાજે,
પૂર્ણ પ્રકૃતિ પુરૂષાહિસંગે, દેખહં 'ચંડી' દાન દંગે,
અન્નપૂણા વ્હે નિજ અંગે, પોષત સબહી જીવ ઉમંગે,
ધરા ઉપ બનિ સબ ધારે, જનની વ્હેકં જેને આપારે. ॥ ૨ ॥

બનિતા બનીકે તરત વિહારા, પ્રેમ પ્રસારી સર્વ સંસાર,
સોઈ સ્નાતન શક્તિ કહાવે, સચરાજ મેં સોઈ સુહાવે,
રોવત હરિ, હર બ્રહ્મા જાકો, તદપિ પાર ન પાવન વાકો,
એસી અપૂરવ નારી કહાવે, જાતે સર્વ સંસાર સુહાવે ॥ ૩ ॥
(પ્રવિણ સાગર)

કવિતા ભાવાર્થ - પાર્વતીને શંકર ખોળામાં ધરી રાખે છે, લક્ષ્મીને વિશ્નુ હમેંશા પ્રેમ ધરી સેવે છે; સાવિત્રીને ચાહના ધરી બ્રહ્માજી ઈચ્છે છે; ઈન્દ્રાણીને ઈન્દ્ર પ્રેમથી જોઈ મોહાય છે. એથી મેં મનમાં વિચાર કરીને જાણ્યું કે સર્વ સંસાર ને એ (સ્ત્રી) સેવવા યોગ્ય છે. જો સ્ત્રી નિંદવા યોગ્ય હોત તો આ વૃજમાં વિહારી થઈને શ્રી કૃષ્ણ સોળ હજાર સ્ત્રીઓનો સંગ કેમ કરત ?

છંદ - ભાવાર્થ પ્રથમ સર્વથી આદિ શક્તિ એક 'સ્ત્રી' કહેવાય છે. અને શક્તિ વિના કોઈ રહી શકે જ નહીં. જેના શરીરમાંથી શક્તિ ઘટે છે તેના થકી કાંઈ કામ થતુ નતું નથી. સહુ કોઈ બોલે છે, ચાલે છે, તે તેનોજ પ્રતાપ છે, એમ જાણો. વળી તે શક્તિના અનેક રૂપ કહેવાય છે. જ્યાં જેવું ઘટે ત્યાં તેવા રૂપે, અમ સર્વત્ર વ્યાપક છે. જુવો-બ્રહ્માની પાસે માવા રૂપે તે શોભે છે, શંકરની પાસે ઉમીયા રૂપે તે શોભે છે, આદિ પુરૂષની સાથે પૂર્ણ પ્રકૃતિ રૂપે રહે છે, દેત્યો સાથે યુદ્ધ કરવા 'ચંડિકા' રૂપે શોભે છે, અને પોતાને અંગે અન્નપૂર્ણા થઈને સર્વજીવને ઉમંગધરી પોષે છે. પૃથ્વીરૂપે થઈને સર્વ સંસારમાં પ્રેમ ફેલાવીને વિહાર કરે છે. તેજ સનાતન શક્તિ કહેવાય છે, અને તે સ્થાવર જંગલમાં શોભે છે, જેને વિશ્નુ, મહાદેવ, અને બ્રહ્મા સેવે છે, તો પણ તેનો પાર પામતા નથી, એવી અર્પૂવ સ્ત્રી શક્તિ કહેવાય છે, જેનાથકી સર્વ સંસાર શોભે છે. વગેરે (૧ થી ૩)

ઉપર પ્રમાણે અનેક દ્રષ્ટાંતિક કાવ્યો વગેરે બોલી સ્ત્રી શક્તિના ખૂબ વખાણ કરી, ગૃહસ્થાશ્રમ કરવાને અનેક વિધિઓ શ્રી લાડુદાનજીએ સમજાવી એ મુક્તકોટીની સ્ત્રી સભામાં પોતાનો કવિ તરીકેનો પ્રભાવ બતાવી આપ્યો. પછી શાંત થઈ શો જવાબ મળે છે. તે સાંભળવા ઉત્સુક થયા.

મહા એકાંતિક મહા મુક્તરાજ બાશ્રી જીવુબાબાએ સર્વ સાંભળી મહા કવિશ્રીને ઉદેશીને કહેવા લાગ્યા કે, કવિરાજ ! આપ તો મહા શીઘ્ર કવિરાજ છો, રાજ્ય નીતિજ્ઞ છો, એથી આપશ્રીને એમ વધુ શઉં કહી શકીએ ? પરંતુ જેમ દહીં જમાવવા માટે એકઠા કરેલા દુધમાં જેમ મેળવણ નાંખતા ઉત્તમ પ્રકારનું દહીં જામી જતાં, તેમાંથી માખણ, ઉંચ કુળાભિમાન, અને દેહાભિમાન, વગેરે સદ્દગુણો રૂપી 'દૂધ' મા માત્ર એક 'વિજાત્માન બ્રહ્મરૂપ' એ બ્રહ્મજ્ઞાન રૂપી મેળવણની જરૂર છે. આપે શ્રીજી મહારાજને સર્વ અવતારના અવતારી



જાણ્યા, છતાં અર્જુનની પેઠે ''વ્યામોહ'' કેમ થાય છે ? શું સ્ત્રીઓનો દેહ ? કે શું પુરૂષનો દેહ ? તેનો જરા મનની વૃત્તિ પાછી વાળી વિચાર કરશો તો જણાશે કે, માંસ, મજ્જા, મેદ લોહી, હાડકાં, ગુંગા, યુંક, લાળ ચીપડા અને ઉદરમાં આંતરડાઓ, મળ મુત્રના કાયારડાઓ. અસંખ્યાત કૃમિ પસીનો. વગેરે અનેક દુર્ગંધી ભરેલી વસ્તુઓની અને અનેક રોગોની તે મોટી વખાર છે. આ ક્ષણભંગુર અને નશાવંત દેહ માટે માત્ર રૂપાળું ઓળું ચામડું મઢેલું છે. મોઢામાં હાડકાઓ (દાંત)ની હાર છે; જીહ્વા તે ચામડું છે; કે જે અનેક ગળ્યા ચીકણા મિષ્ટાન ખાધાં છતાં કોરીને કોરી જ રહે છે ને રસાશક્તિ વધારનાર સર્વ ઈંદ્રિઓની સખી જેવી છે. એમ ઈંદ્રિઓ અને અંતઃકરણો, માયિક પંચવિષયમાં ડુબી રહ્યાં છે. શબ્દ સ્પર્શ, રૂપ, રસ અને ગંધમાં જેમ એક એક વિષયમાં, હરણ, હાથી, પતંગીઆ, માછલાં, અને ભમરાઓ અનુક્રમે આસક્ત થઈ, પોતાના જ પ્રાણ ગુમાવે, છે પરંતુ મનુષ્યને તો એ પાંચે વિષય દેહમાં સાથે જ રહેલા છે. તેની વાસના જ જીવને ચોરાશી યોનીમાં ભટકાવે છે. આ જીવ સમુદ્રના પાણી જેટલું માતાનું દૂધ ધાવ્યો છે. અને દરેક સ્ત્રી પેટે અવતર્યો છે. તેમજ દરેક સ્ત્રીને પોતાની પત્નિ કરી છે, એવા શ્રીજી મહારાજના વચનામૃતો જો વિચારીએ, અંતરમાં ધારીએ, તો ત્રણ કાળે પણ આ નાશવંત દેહમાં કે ત્રણ અવસ્થામાં ક્યારેય મોહ થાય જ નહીં. સારા વ્યંજનો ખાઈ, સારા સારા વસ્ત્ર આભુષણો પહેરી આ દેહને તાજીઆ (ડોલા) જેવો શણગારી ફેરવવામાં શું શોભા છે ? હું આવો છું. હું તેવો છું, એ દેહાભિમાન, અને બ્રહ્મરૂપ થયા વિના પરબ્રહ્મનો સબંધ થતો નથી. ઈંતરડી સો વર્, ગાયના આંચળ પાસે રહે તો પણ તેનું દુધનું સુખ જરાએ આતું નથી. તેમજ આપણને આવા શ્રી પૂર્ણ પુરૂષોત્તમ નારાયણ પ્રગટ ભગવાન સાક્ષાત મળ્યા અને હજી દેહાભિમાન રાખીશું તો, તે પોપટીઊં જ્ઞાન જ કહેવાય. પણ જ્યારે જાગ્રત સ્વપ્ન સુશિપ્તિ, એ ત્રણે અવસ્થામાં, સ્થુળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે દેહથી પોતાના આત્મા ને જુદો જાણી, શુદ્ધ ચૈતન્ય બ્રહ્મરૂપ માની, પરબ્રહ્મ પુરૂષોત્તમ નારણની શુદ્ધ ઉપવાસના ભક્તિ કરે, ત્યારે જ આ જીવ અક્ષરધામનો અધિકારી થાય છે, અને પોતે બ્રહ્મસ્થિતિને પામે છે. એવી બ્રહ્મસ્થિતિ પ્રાપ્ત થયા પછી કોણ સ્ત્રી ? ને કોણ પુરૂષ ? કોણ નાત ? ને કોણ જાત ? એ વાત તો માયા પરની છે. તમે તો માયામાં રહેલી સ્ત્રી જીવનનું વર્ણાન કર્યુ. આવા મહાન વિદ્વાન મહા કવિ થઈ, સર્વ શાસ્ત્રોના જાણકાર શ્રીજીને

સર્વોપરી જાણ્યા છતાં હવે ક્યાં સુધી આ ‘રાજસી ઠઠારો’ રાખશો ? ક્યાં પુરૂષોત્તમ નારાયણ અને ક્યાં આપામર જીવ ! મોટા દેવો અને અવતારોને પણ પુરૂષોત્તમ નારાયણ પાસે બેસવાની જગ્યા મળતી નથી. * ક્યાં કીડી કંજરનો મેળાપ ? આવી રીતે અંતરમાં વિચારી આવા પ્રગટ ભગવાન આપણને ઘેર બેઠા મળ્યા, તે આપણા જેવા બીજાં કોના ભાગ્ય કહેવાય ? શું પુરૂષોત્તમનો સંબંધ મેલી માયાના જીવડા સાથે, સંબંધ બાંધી હથેવાળો જોડાવો ? આપ આવા સમજુ રાજનીતિજ્ઞ મહા કવિશ્વ થઈને શું અમને નરક ચોરાશીના ફેરા ફરવાનો ઉપદેશ આપો છો ? કવિરાજ હવે ‘તો ! અર્થ સાધયામિ કે દેહ પાતયામિ’ એ પ્રમાણે છેલ્લો જન્મ કરી શ્રીજી મહારાજને રાજી કરી લેવા. માટે આ દેહને તુચ્છ અને નાશવંત જાણી અમારી પેઠે આપશ્રી પણ હવે રાજ્યવંશી વ્યામોહ (ઠઠારો) છોડી સદ્‌ગુરૂશ્રી મુક્તાનંદ સ્વામ જેવા મહારાજશ્રીને સર્વોપરી જાણીને બીજા જીવોને સમજાવો અને શ્રીજી મહારાજ સાથે આપનું નામ પણ આ દેવભૂમિ પાંચાળમાં અને જગત બધામાં અમર કરી, બ્રહ્મરૂપે આપ બ્રહ્માનંદની મસ્તીમાં બાકીનું આયુષ્ય પુરૂ કરો. સદ્‌ગુરૂશ્રી નિષ્કુળાનંદસ્વામી કહે છે તમે ‘ઘરની ગોલીનો ગાલો × થવા હવે પાછા ઘરે (ખાણગામે) ન જતાં, શ્રીજી ચરણ સમીપ દેહાભિમાન અને વિદ્યાના મદનો ત્યાગ કરીને રહો. અમો અભણ કાઠીઆણી બાઈઓ, ગામડામાં રહેનારા આપ જેવા સમર્થ ધુરંધર રાજકવિશ્રીને શું કહી શકીએ ? પણ અમોને શ્રીજી મહારાજ પ્રગટ ભગવાન મળતા ‘કીટભરી’ ન્યાયે જે કંઈ જણાયું છે અને અનુભવ્યું છે તે તમોને કહીએ છીએ. અને આપશ્રી પણ અમારી સિદ્ધ દશાને પારખી શકો છો. હીરાઓને તો ઝવેરીઓ જ પારખે. આપ પણ અમારી જ પંક્તિના, મુક્તકોટીના, મોટા મુક્તરાજ છો; પણ માયાના આવરણથી આપ આપનું મુળ સ્વરૂપ નથી ઓળખી શકતા. શ્રીજીના પ્રથમ દર્શને જ આ દરબારગઢના આંગણામાં આ નિંબવૃક્ષ તળે તમોને સમાધિલક્ષ થતાં, તમે તમારૂં મુળ સ્વરૂપ જાણ્યું હતું. તેમજ શ્રીજીને પણ સર્વોપરી ભગવાન જાણી દશ

* ‘ભવબ્રહ્માદિકને નિશ્રેમળતી નથી, પુરૂષોત્તમ પાસે બેઠાની જાગ્ય જો.’ (શ્રી મુક્તાનંદસ્વામી)

× ‘ઘરની ગોલીનો ગાલો થયો; ર્‌હયો હાથ જોડીને હજુર.
રાત દિવસ રાજી રાખવા, અતિઆખેપ રાખે છે. ઉર.
(શ્રી નિષ્કુળાનંદ સ્વીમી વચન વિધી ૪૨)



અવતારનો છંદ–અને કીર્તનમાં હૃદયની વાત કરી હતી; પણ પાછું દેહમાં આવ્યા પછી અનેક વિધાનોના અને વિદ્યાના અભિમાનમાં તમારૂં મુળસ્વરૂપ પાછું ભુલી ગયા જણાવ છો. માટે હવે શ્રીજીનો મહિમા જાણી વિચારી, આપ આપના અંતરમાં આપનાં સ્વરૂપને જોશો, તો જરૂર આપ આપના મુળ સ્વરૂપને ઓળખશો, એવી અમો શ્રીજીને સંભારીને તમોને આશિષ આપીએ છીએ. લ્યો જય સ્વામિનારાયણ, કંઈ અઘટિત બોલ્યોં હોય તો ક્ષમા કરજો; અને જેમ બને તેમ હવે વહેલા શ્રીજી મહારાજને તેડીને પાછા જલદી ગઢપુરમાં પધારજો, એમ કહેતાંકને બાશ્રી જીવુબાએ ચકનો પડદો ઊંચો કરાવી મહા કવિશ્રી લાડુદાનજી સામી યોગદષ્ટિ સાંધી તેથી વિજળીનો કરંટ લાગે તેમ દેહાભિમાન રૂપી મહા કવિશ્રીનો વ્યામોહનો પડદો ભેદાઈ ગયો. મહા કવિશ્રીને પણ એ મહા મુક્તરાજ બાશ્રી જીવુબાના સાક્ષાત ‘મહા લક્ષ્મીજી’ રૂપે દિવ્ય દર્શન થતાં, તુરત જ ત્યાં શીર ઝુકાવી નિર્માની થઈ અનંત નમસ્કારો કર્યા, અને પોતાનું અહો ભાગ્યમાની જ્ઞાનરંગમાં રંગાઈ વિદાયની રજા લીધી.

ચારણોના તો માતાજી જ રક્ષણ કરે છે ને ? કારણ કે નિજ સંતાનના જનની જતન ન કરે, તો બીજુ કોણ સહાય કરે ? એ ન્યાયે જકત જનની માતાજી શ્રી જીવુબાબાએ શ્રી લાડુદાનજીને સત્ય વચનો કહી માર્ગ ભુલેલા બાળને માર્ગે ચડાવી, ઉદ્ધવજીને જેમ ગોપીઓ એ જ્ઞાનનું ભાતું બંધાવ્યું. અંતરમાં તે જ્ઞાનને પચાવતાં પચાવતા કવિરાજ મોટી મુક્તરાજની દશામાં તેઓ કારીઆણી ગામે શ્રીજી મહારાજ પાસે આવ્યા.

## રાજકવિ મટી દેવકવિ થતા દીક્ષાગ્રહણ

આંબો અંત કેરીઓના ભારથી જેમ ઝુકી પડે છે, તેમ ભરસભામાં શ્રીજી સન્મુખ લાડુદાનજી આવી શીર ઝુકાવી, અતિ ગદગદ કંઠે થી પ્રાર્થના કરી કે, હે કૃપાનાથ ! આપશ્રીના પ્રથમ દર્શને જ મે મારૂ બ્રહ્મસ્વરૂપ જાણી, આપશ્રીને પણ સર્વ અવતારના અવતારી જાણી ઘરે (દેશમાં વતનમાં) નહીં જતાં આપશ્રીની ચરણ સેવામાં રહ્યો, પણ માયાના ગાઢ અંધકારમાં પાછો રસ્તો ભૂલી જતાં શ્રી કૃષ્ણભગવાને જે ઉધ્ધવજીને ગોપીઓ પાસે સંદેશો લઈ (જ્ઞાનદેવાને) ગોકુળ મોકલ્યા હતા પણ તે જ્ઞાન લઈને પાછા મથુરામાં આવ્યા. તેજ પ્રમાણે આપશ્રીએ મારા ઉપર અનહદ કૃપા કરીને મને

ગઢપુરમાં સંદેશો પહોંચાડવા મોકલી મારામાં જે કંઈક અપૂર્ણતા હતી તે દૂર કરાવી મહા મુક્તરાજ બાશ્રી જીવુબાબા મારા જ્ઞાનગુરૂ થતાં, હવે આજ દિવસથી મારો નવો જન્મ થયો છે. હવે હું કવિરાજ લાડુદાનજી ગઢવી નથી રહ્યો. હું તો આપશ્રીના રંગમાં સંપૂર્ણ રંગાયો છું. માતાજી શ્રી જીવુબાબાના મને મહાલક્ષ્મી સ્વરૂપે અલૌકિક દિવ્ય દર્શન તેમની કૃપા દ્રષ્ટિથી થતાં, મને હવે સાચો અને પાકો જ્ઞાન-વૈરાગ્યનો રંગ ચડતાં, આ દેહ અને આ અસાર સંસાર ઉપરથી વૈરાગ્ય ઉત્પન્ન થતાં, હું મારા દેહ પર્યંત આપશ્રીના ચરણારવિન્દની સેવામાં દાસનો દાસ બની હજુરમાં રહીશ.'' એમ કહીને માત્ર એક શ્વેત ધોતી પહેરી, તમામ વસ્ત્રો અલંકારો ઉતારી શ્રીજીના ચરણમાં ઢગલો કરી, સાષ્ટાંગ દંડવતપ્રણામ કરી, બે હાથ જોડી, શ્રીજી સન્મુખ મૌન ઉભા રહ્યાં. શ્રીજી મહારાજ મંદમંદ હસતા થકા પોતાના દેહના પડછાયા રૂપ એ પરમ સખા સ્વરૂપ, મહા કવિશ્રી લાડુદાનજીને પોતાની બન્ને ભુજાઓમાં ભીડી ભેટી પડ્યાં. બસ; ત્યારથી જ જેમ ''જ્યોતિથી જ્યોતિ પ્રગટ'' એ ન્યાયે, ''ચારણદેવ-બ્રહ્મદેવ'' બન્યા, ''રાજર્ષિ બ્રહ્મર્ષિ બન્યા'' ''કવિરાજ મુક્તરાજ બન્યા'' શ્રીજી મહારાજે તેજ શુભ પળે દીક્ષા દેવાનું વિચારી, મહા કવિશ્રીના માથે મુંડન કરાવી, વાંકડી મુછોના મારવાડી થોભા, માથા ઉપર વાંકડીઆ વાળના ઓડીઆં (જુલ્ફો) કઢાવી, સ્નાન કરાવી, વસ્તા ખાચરને આંગણે અક્ષર ઓરડીની પૂર્વ દિશાની ઓસરીમા નાની વેદિ રચાવી, પોતાને સ્વહસ્તે વિપ્રોથી વેદ વિધિ કરાવી, ભાગવતિ દીક્ષા આપી, શીખા સૂત્ર ધરાવી, ભગવા વસ્ત્રો પહેરાવી, કર્ણમાં ગુરૂમંત્ર આપ્યો અને 'શ્રી' (લક્ષ્મીજી)ના ઉપદેશથી રંગાયા, તેથી તમારૂ નામ આજથી 'શ્રી રંગદાસજી' છે, એમ કહીને સર્વ સભાને વંદન કરાવી, સદ્‌ગુરૂ શ્રી મુક્તાનંદજી સ્વામીની જોડમાં બેસાડી, પોત પોતાના આસને બિરાજીને તેમના સામું ચેકી નજરે જોઈ રહ્યાં. તે સમયે શ્રીજી મહારાજના શરીરમાંથી બ્રહ્મતેજ છૂટી. શ્રીરંગદાસજીમા સમાઈ જતા એ વખતે સભાસ્થાન મહા તેજોમય બની ગયું. આમ શ્રીજીની કૃપા દ્રષ્ટિ તે દિવસથી શ્રીરંગદાસજી સ્વામી ઉપર અઢળક ઢળી ગઈ હતી.

ભગવાં વસ્ત્રોમાં પણ એ દેવાંશી ભવ્ય ચહેરો ચંદ્ર અધિકો શોભી રહ્યો હતો. દેવ સમાન કાન્તિવાળા દેવજ્ઞાતિ શ્રી લાડુદાનજીને દેવોના દેવ શ્રીજી મહારાજે વસ્તા ખાચરના દરબારમાં દિવ્ય દિક્ષા આપી સૌને મિષ્ટાન જમાડીને, પોતે જમી પ્રસાદીનો થાળ નવા પરમહંસ



શ્રી રંગદાસજી સ્વામીને સ્વહસ્તે આપ્યો; એટલું જ નહીં પણ તે થાળમાંથી એક કોળીઓ સ્વામીશ્રીના મોઢામાં પોતે મેલી, હાથ ધોઈ આસને બિરાજ્યા. આવી રીતે આપણા મારવાડી ગઢવી શ્રી લાડુદાનજી, રાજ્ય કવિ મટીને દેવકવિ થઈ શ્રીજી મહારાજના ચરણ સમીપે રહ્યાં.

મહા કવિશ્રી લાડુદાનજી કાયમના માટે દરરોજ રજવાડી પોશાકમાં જ બણીઠણી રહેતા. તેથી તે પોશાકનાં જે આભૂષણો સૂવર્ણના હીરા જડિત હતાં તે તેમામ તથા દરબારશ્રી એભલ ખાચર અને જીવા ખાચરે ગઢપુરમાં કરેલા શતાવધાન વખતે આપેલી ભેટો તથા ભાવનગર રાજ્યથી આવેલ શિરપાવની પેટીઓમાના હિરામોતીથી જડિત સુવર્ણના દાગીનાઓ સાથે કુલ રોકડ રકમ પાંચથી છ હજાર રોકડા નગદ રૂપીયા, ચાર જાતવંત ઘોડાઓ, રેશમી જરીઓની વસ્ત્રો, ઢાલ, તરવાર, કટાર, જમૈયો આદિ અસ્ત્ર, શસ્ત્રો એ સર્વ મળી લગભગ લાખની મિલકત શ્રીજી ચરણમાં ધરી, પોતે તદ્દન નિષ્કંચન થયા. (વિ. સં. ૧૮૬૧)

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે, શ્રી બ્રહ્મ સંહિતા મધ્યે તૃતીય પ્રકરણે, ધ. ધૂ. આચાર્ય શ્રી અયોધ્યા પ્રસાદજી મહારાજ સદ્‌ગુરૂ શ્રી દેવાનંદ સ્વામી સંવાદે મહા મુક્તરાજ બાશ્રી જીવુબાબા કૃત ઉપદેશાંતે મહા કવિશ્રી લાડુદાનજી દીક્ષાગ્રહણ નામ પંચમોઽધ્યાયઃ સમાપ્તઃ ।। ૫ ।।

## પ્રકરણ ૩ ત્રીજુ સમાપ્ત

શ્રીજી

# પ્રકરણ ૪ ચોથું

## (કાવ્ય - સાહિત્ય પ્રકરણ)

### અધ્યાય ૧ પહેલો

## શ્રી રંગદાસજીનું કીર્તન-કાવ્ય સાહિત્ય

શ્રી રંગદાસજી તો જેમ કોઈ પૂર્વના યોગી હોય તેમ દીક્ષા પછી મહાન યોગી સમાન દીપવા લાગ્યા. પોતાના હૃદયમાં આનંદ ઉભરાવવા લાગ્યો. રાક્ષી આખી વૈરાગ્યની મસ્તીમાં વીતાવી, પોતાના દિલમાં થયું કે, 'હું' સંસારી સુખનો ત્યાગ કરી એક સાચો સંત થયો છું, તો હવે દુનીઆ દારીઓને ધન, સ્ત્રીનો ત્યાગ કરનાર સાચો ત્યાગી (સંત) કેવો હોય ? તે મારે આ જગતને બતાવવું જોઈએ 'વેશ લેવો તો ભજાવવો' એ જુની કહેવતને સત્ય કરવા પોતે વહેલી પ્રભાતે ઉઠી, શ્રીજીના મહિમાની પ્રભાતી તથા યોગીના અતિતનાં ફકીરના અને વૈરાગ્યના મહિમાનાં પદો રચી હવે શ્રી રંગદાસજીની નામાવાળી દાખવી પછી નિત્યકર્મથી પરવારીને શ્રીજીની સભામાં સદ્દગુરૂશ્રી મુક્તાનંદજી સ્વામીના જોડે બેસી શ્રીજીને પસન્ન કરવા પ્રથમ પહેલી સ્વામિનારાયણ મહિમાની પ્રભાતી સંભળાવીઃ

**રાગ પ્રભાતી**

સ્વામિનારાયણ, સ્વામિનારાયણ, સ્વામિનારાયણ સત્યરે,
રટરે મન રેન દિન, ઔર સબ અસત્યરે ટેક
નારદ શુક આદિ ગાય. નગમ ધ્યાન ત્યિરે,
શિવ, વિરંચી, ઓર શેષ, ધ્યાન સૌઊ ધરતે ।। સ્વામિ ।। ૧ ।।
ધરત ધ્યાન મહા મુનીંદ્ર સુરેન્દ્ર સમસ્તરે,
સહજાનંદ જગતવંદ આનંદ ધન અતરે ।। સ્વામિ. ।। ૨ ।।
એક આપ વિશ્વવ્યાપ, પાપકું હસ્તરે,
જાકો જીવ જપત જાપ, ટલત પાપ તરતરે ।। સ્વામિ. ।। ૩ ।।
જગતપાસ હોત નાસ, જોગધ્યાસ જતરે,
સમરત શ્રીરંગદાસ વાસ ઉપર વસતરે ।। સ્વામિ. ।। ૪ ।।।



સદ્દગુરૂશ્રી મુક્તાનંદસ્વામી સારંગી (સરોદો) અને શ્રીરંગદાસજી પોતાનો સીતાર બજાવવા લાગ્યા અને શ્રીજીની મરજી પારખી નીચેના પદો અનુક્રમે સંપૂર્ણ આલાપ સહ ગાવા લાગ્યા. ત્યાં તો કારીઆણઈી અક્ષર ઓરડીના આંગણામાં ગામ આખું એ દિવ્ય ગાવણું સાંભળવાને ભેળું થયું. એટલે પહેલી પ્રભાતી પુરી કરીને કચ્છ દેશની રૂઢીએ જે કીર્તનો રચેલા હતાં તે ગાવા લાગ્યા.

કચ્છી કાફી

સાંવરી સુરત લાગે મોય પ્યારી, રે નવ મેલું આલી ।। ટેક ।।
ભાલ વિશાલ લલિત છબી લોચન, વદન કમલ પર વારી ।। નવ મેલુ (૧)
અંગ અંગ છબી નિરખી પિયા મોય, લોચન લોભ લગારી ।। નવ મેલુ (૨)
અબ તો રહ્યો ન જાય યાંહી બીનું, કીધા કોટ વિચારી ।। નવ મેલુ (૩)
શ્રીરંગ લાગો રંગ પીયા સંગ, અંગ દીયા અરપારી ।। નવ મેલું (૪)

શ્રીજી મહારાજની મૂર્તિ નિરખ્યા પછી તેને એક પળ દુર મેલવાનું મન થતું નથી, તેવું થોડીએક મૂર્તિનું વર્ણન કરી પોતાને પોતાના ઈષ્ટદેવનો રંગ આરપાર લાગી ગાયો છે. તેમ આ પદમાં કહી નામાચરણ વાળે છે.

પોતાનું અહંપદ હવે ટળી ગયું છે. અને નિરવાણ પદને પોતે પામ્યા છે, તેવું નીચેની કાફીવી જણાય છે કે :-

કાફી

પીયુડા સંગે પ્રીત બંધાણી રે, નવ છૂટે આલી ।। (ટેકઃ
કીધા કોટી ઉપાય ન છુટે, પુરવને લેખે હું અરપાણી રે નવ છુટે (૧)
આ સુખ ક્યાંયે ન કહેવાય એવું, જેવું છે તેવુ મન જાણી રે નવ છૂટે (૨)
નવલ પીયાસે નેહ કીયા રે, પંથ લીયા હે નિરવાણી રે નવ છૂટે (૩)
શ્રી રંગ લગન કીન શામસેં, હો ગઈ 'હું પદહાણી' રે નવ છૂટે (૩)

આવી ઘણી કાફીઓ છે પણ તે લખવાથી ગ્રંથવિસ્તાર થાય. માટે તેમાંથી કેટલાએક પદોની નામાવલીની છેલ્લી પંકતિઓ જ નીચે આપવામાં આવી છે, તે ઉપરથી સ્વામીશ્રીના મનના ભાવો, જાણકાર પારખી શકાશે.

(૧) શ્રીરંગ-કાજ સુધાર લીયા હે પાર કીયા ભવ બેડાવે,

(૨) શ્રીરંગ-ચરન કમલ ચિત લાય કે, જન્મ સુફલ કર લીતાવે.

(૩) શ્રીરંગ-અંતરકી જાનન, પ્રીતમ પ્રાન પીયારાવે.

(૪) શ્રીરંગકી અરજી સુન લીજે. નૈનુ સે દૂર-ન હુ ના વે.

આવાં અનેક પદો ગાતા જાય અને શ્રીજી મહારાજની મૂર્તિને હૃદયમાં ધરતા જાય, શ્રીજી મહારાજ પણ મંદ મંદ હસ્તા જાય અને શ્રી રંગદાસજી સામું અમૃત દ્રષ્ટિથી જોતા જાય છે આવી રીતે સવા પહોર દિવસ ચડતા સુધી શ્રીરંગદાસજીએ પોતાની સંગીત કાવ્ય કળા એ અક્ષર સભામાં રજુ કરી.

શ્રી રંગદાસજીએ તે દિવસમાં સાંજ સુધી જે જે ક્રિયા કરી તેમાં શ્રીજી મહારાજની મૂર્તિ પોતાની માગણી મુજબ (નૈનુંસે દૂર ન હું નાવે) સન્મુખ ને સન્મુખ મુર્તિ દેખાવા લાગી. જેમ કોઈને કોઈએ જાદુ કરેલ હોય તેવી સ્થિતિ થવા રાવે ચાંદનીમાં શ્રીજી સન્મુખ એક જાદુ કર્યા વિષેની નવીન કાફી રચીને ગાઈ બતાવી.

## કાફી

જાદુજા તેરા જોરવે જાદુડા તેરા જોરવે, નેન સંભાર ભલા મોહીવારે ટેક૦
જાદુવે કીના વારી પ્રાન હરલીના, શામલીયા ચિત ચોરવે-જાદુડા તેરા-૧
સુંદરબદન કમન દલ લોચન, નાગર નવલ કિશોરવે-જાદુડા તેરા-૨
તેરે નૈનું મન ઘાયલ કીના, ચિતવની ચલની મરોરવે જાદુડા - તેરા -૩
શ્રીરંગ કુ જાદુ કીયા ભારે, જગસેંડારી તોરવે-જાડુદા તેરા - ૪

એ સુફી સાંભળી શ્રીજી મહારાજે બહુ જ પ્રસન્ન થઈને ખંભે રાખેલો ‘ગુઢો રેંટો’ પ્રથમ પ્રસાદીમાં આપ્યો સ્વામીશ્રીએ તે પૂજવાને રાખ્યો. પોતે હવે ગૃહસ્થ મટી સાધુ થયા છે, તો સાદુતાનાં શુ લક્ષણ છે ? તે ધર્મશાસ્ત્રના આધારે જોગીને સંબોધીને, જોગીની રહેણી કહેણી વિષે તેમજ અતીતને સંબોધીને, ત્રીગુણાતીત થઈ-બ્રહ્મરૂપ બનીને ભક્તિ કરવા વિષે, તથા ફકીર બની ફીકરની ફાકી કરી, ફફડ બની (નિષ્કામી રહી) દેશપરદેશમાં ફરવા વિષે તેમજ વૈરાગી બની જગતના અનુરાગોને ત્યાગી વૈરાગ્યનો ખરો વેશ ભજવવા વિષે, ચાર પદો એવા તો ઉપદેશી અને સાધુતના ધર્મ વિષેના રચી સંભળાવ્યા કે, દરેક સાધુઓ પોત પોતાના ધર્મમાં સાવધાન રહેવા તત્પર થયા; અને તે પદોના ખરડાઓ ઉતારી લીધા તેમાનું પ્રથમ પદ અહીં આપેલ છે. બીજા ત્રણે પદોની માત્ર ટેકજ લખી છે એ ચારે પદોને મહાત્મા શ્રી રંગદાસજીએ વૈરાગ્યના રંગથી ભરપુર રંગેલાં છે, એમ જણાય છે.

## જોગી વિષે રાગ જંગલો પદ ૧

હાંજી ભલા જોગી હરિસે જોગ, જગવે ભોગ તજ કે જોગી ટેક.
જોગી વાંકુ જાનીએ, જાકા હરિસે જોગ;
રહે નિરંતર રામ મેં અંતર સદા આરોગ જગ (૧)



પકડ કરે વસ પંચકું, ચલેન મનકે સંગ,
નેજા રોપે નામકા અનભે અચલ અભંગ જગઃ (૨)

પ્રેમ રતા સમતા પ્રબલ, જ્ઞાન રતા ગંભીર,
ચિત નિર્મલ વિરાગતા, ધરતા, ધ્યાન સુધીર જગઃ (૩)
લાગી સુરતી લાલસે, મતિ જોગી મજબૂત,
શ્રી રંગ-વડભાગી સોઈ, ધન ત્યાગી અબધૂત જગઃ (૪)
(પદ બીજું) - હાજીભલા સુના સંત સુજાન, રીત અતિતનકી ।ટેક ।।
(પદ ત્રીજું) - હાંજીભલા ફીરના ફકડ ફકીર દેશ પ્રદેશમાંઈ સો ફિરતાં ।। ટેક ।।
(પદ ચોથું)-હાજી વૈરાગી સોઈરે સુજાન, જગ અનુરાગ તજે સૌ વૈરાગી ।।ટેક ।।

ઉપરના ચારે પદો, ઉત્તમ કોટીના જોગીની, અતીતની ફકીરની અને વૈરાગીની રીતિમાં બનાવી બોલતાં શ્રીજી મહારાજ બહુજ રાજી થયા હતા. કારીયાણીમાં ઘણા એ દિવસો રહી શ્રીજી સંતમંડળ સહિત ગઢપુર પધાર્યા.

મહા કવિશ્રી લાડુદાનજી ગૃહસ્થ મટી ત્યાગી થયાના સમાચાર વાયુ વેગે ચારે દિશાઓમાં જતા લોકો તેઓના દર્શન માટે બહુજ આતુર હતા. અનાદિ મુક્તરાજ બાશ્રી જીવુબાબાને જાણ થતાં, એ જુગજુગના ચુના જોગંધરનું સામૈયું શ્રીજી સન્મુખ મોકલ્યું દરબારમાં પધારતાં તમામ ગઢપુર ગામ દર્શને આવ્યું. એકાદ માસ પહેલા શતાવધાન પ્રયોગ કરી પાંચાળ પ્રદેશને ઘેલો કરનાર, આજ ઘેલાકાઠે સાધુરૂપે આવી વરવા . યોગી વેશે ઓપતાં એ મહા પુરૂષના દર્શન કરી બાઈ ભાઈ શ્રીજી મહારાજનો મહિમા સમજવા લાગ્યા કે, રાજાઓ જેને સનમાને અને લાખોના શિરપાવો આપે એવા મહાન પુરૂષ વિદ્યાના વરિધિ આજ સહજાનંદ સ્વામીના છેક નિર્માની શિષ્ય થઈ સ્વામિનારાયણના મુંડીઆ થી રહ્યાં આજે સાધુવેષે ગઢપુરમાં સ્વામીશ્રી પ્રથમ પધારતા બાશ્રી જીવુબાએ બહુજ રાજીપો જણાવી શ્રીજી ગઢપુર તથા સંતોને દુધપાકની રસોઈ આપી.

કેટલાએક દિવસો પછી સર્વ સંતોને ધર્મ પ્રચારાર્થે મુમુક્ષુઓને ઉપદેશ આપવા બહાર ગામોમાં ફરવાની આજ્ઞા શ્રીજી મહારાજે કરી. સ્વામીશ્રી શ્રી રંગદાસજી અમુક સંતો સાથો બોટાદ તરફ ફરવા ગયા ત્યાં બોટાદની આજુબાજુના ગામડાઓમાં ખૂબ ફરી ધર્મોપદેશ આપી અનેક જીવોને સત્સંગમાં લાવો વર્તમાન નિયમો ધરાવ્યા.

ઘણા એક દિવસોથી શ્રીજીમહારાજના પ્રત્યક્ષ દર્શન નહિં થતાં સ્વામી શ્રી રંગદાસજી ગઢડા આવ્યા, ત્યાં સાંભળવામાં આવ્યું કે શ્રીજી મહારાજ હમણા ગઢપુરમાં (છાના) ગુપ્ત રહે છે કોઈને દર્શન આપતા નથી. ઘણા ઘણા સંતો દર્શન કરવા આવે છે, પણ દર્શન નહીં થતાં નિરાશ થઈ પાછા જાય છે. કોઈ કોઈ ઘેલા કીનારે કે વાડીઓમાં (જંગલોમાં) દર્શન આજકાલ થશે એવું ધારીને ઉગ્ર તપશ્ચર્યા કરી શ્રીજીનું ભજન કરે છે. સ્વામી શ્રી શ્રીરંગદાસજી પધાર્યા છે તો હવે શ્રીજી દર્શન આપશે, તેવી ધારણાથી કેટલાએક સંતો રાહ જોઈ રહ્યાં હતા. સ્વામીશ્રીએ એ હકીકત જાણી. ગામની નજદીક દરબાર શ્રી એભલખાચરની એક વાડી હતી. ત્યાં પધાર્યા ત્યાં જઈ તે ખેડૂતને કહ્યું કે ''તું દરબારમાં જઈને સ્વામિનારાયણ ભગવાનને કહે કે, તમારી રજા હોય તો એક સાધુ બોટાદથી મારી વાડીએ આવ્યા છે તે દર્શન કરવા આવે'' તે સાંભળી તે ખેડૂત કહે કે, મારો કોશ તમે હાંકો તો હું તમારા સમાચાર પહોંચાડું સ્વામીએ કોશ હાંકવાની હા પાડતાં તે ખેડૂત ગામમાં ગયો, પછી સ્વામીજીએ શ્રીજીની મૂર્તિનું ધ્યાન ધરી સંકલ્પ બળે શ્રી વરૂણદેવનું આરાધન કરી વાડી પાવાનું કહેતાં, વરૂણદેવે જેમ દુધ ચુલે ઉભરાય ને છલકાય તેમ કુવામાંથી પાણી ઉભરાવી દઈ થાળામાં પાડતા દરેક ધોરીયાોમાં થઈને તમામ વાડી ચારે ખૂણે પાઈ દીધી. ખેડૂતે દરબારમાં જઈ સંદેશો પહોંચાડતા શ્રીજી મહારાજે કહેવડાવ્યું કે, તારી વાડીમાં આવેલા સાધુના લુગડાં ખેંચીં ઉતારી લઈ ધક્કા મારી તારી વાડીની બહાર કાઢી મેલજે.'' ખેડૂત પાછો આવતાં આખી વાડી પાણીથી ભરપુર જેમ વરસાદ આવે ને પાણી ભરાય તેમજ નજરે જોઈ.

સ્વામી શ્રી ધ્યાનમાં બેઠા હતા ત્યાં આવી તેઓને ભગવાન જાણી પગમા પડ્યો, સ્વામીશ્રીએ ધ્યાનમાંથી જાગૃત થઈ શું જવાબ મળ્યો ? તેમ પૂછતાં તે ખેડૂત કહેવા લાગ્યો કે, ભગવાન તો તમે છો, તેને તો જરાય દયા નથી તમને તો લુગડા ઉતારી માર મારી ધક્કા દઈ મારી વાડીમાંથી બહાર કાઢી મેલવાનું મને કીધું છે. પણ આવા સાધુને મારાથી કેમ મરાય ? તેને જરાયે દયા નથી. અમારા દરબાર તેને ભગવાન કહે છે. તમે મારી વાડી કે જે હું ચાર પાંચ દીએ માંડ માંડ પાઈ શકું છું. તે ઘડીકમાં પાઈ પાણી પાણી કરી દીધી, માટે તમે જ ભગવાન છો. અહીં મારી વાડીમાં હું ઝુંપડી કરી દઉં તમે અહી જ રહો તે સાંભળી સ્વામીજી કહે કે ભગવાન તો એજ છે હું તો તેનો



દાસ છું. તને જે આજ્ઞા ભગવાને આપી છે તેમ તું ખુશીથી કરી લે, ખેડૂત કહે કે માબાપ તમારા જેવા સાધુને મારાથી ધકા કેમ મરાય ? એટલે સ્વામી કહે કે ''ભગવાનની આજ્ઞા ન લોપાય'' માટે તું મને ધક્કો મારી આ લુગડું ખેંચી લે હું તારી વાડી બારણે જઈ બેસીશ. પછી ખેડૂતે તેમ કરવાથી સ્વામી એક જ ભગવી ધોતીનો કચ્છોવાળી બીજા કપડાં તેને આપીને વાડી બાહેર એક બાવળને છાંયે બેઠો, ખેડુ પણ (કોશ નહીં હાંકવો હોવાથી) બળદને બાંધી ચાર નાંખીને સ્વામી સન્મુખ આવી બેઠો. પછી સ્વામીશ્રીએ એ વખતે એક નવું કીર્તન રચી ખરડામાં શુદ્ધ લખી ખેડૂતના હાથમાં તે કાગળ આપી ભગવા કપડા જે ખેંચ્યા હતાં તે સહીત પાછો તેને એ કાગળ દેવા દરબારમાં મોકલ્યો, તે ખેડૂત દરબારમાં આવી મોટે સાદે કહેવા લાગ્યો કે 'એ બાવાના પ્રતાપે મારી વાડીના ચારે ખુણા પાણી પાણી થઈ ગયા તેને બિચારે આ લુગડાને કાઢી આપી વાડી બહાર છેટે જઈ બેસી. આ કાગળ લખી દીધો છે. કાંઈક દયા રાખો તેને આવા તડકામાં દુઃખી શા માટે કરો છો ?'' તે સાંભળી મહારાજ હસ્યા અને કાગળનો ખરડો વાંચી તે ખેડૂતને સ્વામીના કપડા પાછાં આપી તેડી લાવવા કહ્યું સ્વામી તે ખેડૂત સાથે દરબારમાં આવી શ્રીજી મહારાજને દંડવત કરવા લાગ્યા મહારેજ આસનેથી ઉબા થઈ સ્વામીને બાથમાં ભીડી મળ્યા અને એ નવું પદ બોલવા આજ્ઞા કરી.

## માર્મિક પ્રાર્થના રાગ સોરઠ

સુણો સુંદરશામ * એમ ન ઘટે રે તમને નાથજી
મારા પ્રાણ આધાર જેમ રાખો તેમ રહીએ, વચનને સાથજી ા ટેક ા
અમેં તમ સારૂ સહ્યાં મેણાં, વાલમ મુખ સુણવને વેણા
મારા નાથ તૃપ્ત ન કર્યા નેણાં સુણો સુંદરશામ ા ૧ ા
આવી પ્રીત કરી સાને આગે ? દુધ દેખાડીને માર્યા ડાંગે
પછી તેને તે કેવું લાગે ? – સુણો સુંદરશામ ા ૨ ા
અમે લોક લજ્યા કુળની લોપી, ગીરધરના કહાવ્યા ગોપી
અમે તેમ કારણ પહેરી ટોપી × સુણો સુંદરશામ ા ૩ ા

* સુણો ચતુર સુજાણ' એમ પણ પાઠાંતર છે.

+ અઢારના સૈકાના અંત સુધી કાઢીઆવાડમાં સાધુ બાવાઓ સિવાય કોઈ ''ટોપી'' પહેરતું નહીં, ''ટોપી તો બાવા પહેરે'' એવી

તમને દયા આવે તો દર્શન દેજો, નહિ તો અખંડ અંતરમાં રહેજો,

એમ શ્રી રંગના સ્વામીને કહેજો સુણો સુંદરશમા ॥ ૪ ॥

સ્વામીશ્રીએ સીતારના સુરો ચડાવી ઉપરનું પદ આલાપી પોતાની મધુ શૈલીથી લલકાર્યુ. ગાવણાનો અવાજ સાંભળી 'શ્રીજી મહારાજ કીર્તન ગવરાવે છે. અને હવે દર્શન આપે છે, એ સમાચાર વાયુ વેગે સૌને થતાં, ગામમાંથી અને ગામ બહારથી સંતો અને ગૃહસ્થોનાં વૃંદો દરબારમાં આવી ચડયાં અને શ્રીજી મૂર્તિના દર્શન કરી કીર્તન સાંભળવા બેઠા.

ઉપરના પદની ત્રીજી અને ચોથી કડીઓમાં સ્વામી કહે છે કે, 'હે મહારાજ અમે આપના માટે લોક લાજ કૂળમર્યાદાને લોપીને આપના (ગીરધરના) ગોપી કહેવાયા અને તમારા સારૂ માથા ઉપર ટોપી પહેરી (સાધુ થઈ ભેખ લીધો) હવે દયા આવે તો દર્શન દેજો, નહીં તો મારા અંતરમાં અખંડ રહેજો. (એટલે અંતરદ્રષ્ટિ કરતા મૂર્તિ દેખાય). એ સમાચાર શ્રી રંગના સ્વામીને કહેજો. વગેરે વગેરે.

* ઉપરનું કીર્તન પદ માત્ર ૧ એક જ છે. ચાર પદ નહીં હોવાથી તે 'એકલીઉં પદ' કહેવાય છે. સદ્ગુરૂ સ્વામી શ્રીરંગદાસજીના નાંમા

લોકોકિત હતી. તેમજ 'કેમ ફલાણાભાઇને ટોપી પહેરાવી દીધી ના ?' એવી બીજી લોકકિત હતી તે પછી જ્યારથી અંગ્રેજો આ દેશમાં આવ્યા, ત્યારથી સહુ ભણેલા લોકો ટોપી પહેરવા લાગ્યા તેથી ત્રીજી લોકોકિત થઈ કે, 'ટોપી પહેર્યામાં ત્રણ ગુણ, લીયે વેરો, લીયે વેઠ, સાહેબ, સાહેબ સૌ કહે. સુખે ભરે પેટ' તેમજ ટોપી પહેર્યામાં (બાવા થવામાં) ત્રણ ગુણ, નહિં વેરો, નહિં વેઠ; બાવો; બાવો સૌ કરે અને સુખે ભરે પેટ. જેમ જુના વખતમાં લોકો પાસેથી વેઠ, વેરો સાહેબ થી અધિકારીઓ લેતા તેમજ બાવાઓ માથે વેરો વેઠ ન હતાં, પણ તેઓ વેરો લઈ વેઠ કરાવી સાહેબ કહેરાવતા જેમ કે (કબીર સાહેબ) હાલ કોંગ્રેસી રાજ્ય અમલમાં લોકો ખાકીની ટોપી પહેરી દેશભક્ત બન્યા હવે તો ટોપી કે પાઘડી કંઈ નહીં પહેરતા ઉઘાડા માથા મેલતા ઉઘાડમાં પંથની લોકોકિત થઈ છે.

* એ કીર્તન અને તેની હકીકત જામનગરના રહીશ કડીઆ જેરામ કે જેને સદ્ગુરૂ બ્રહ્માનંદ સ્વામીએ વર્તમાન ધરાવ્યા હોવાથી તેના શિષ્ય કહેવાતા તે જેરામ મીસ્ત્રી આ વાત કહેતા, અને મને જામનગરના કડીઆ, ચીતારા રૂપાકચરાએ વાત અને એકાલીઉ પદ જેરામભાઇ પાસેથી સાંભળી લખાવેલ (સંપાદક)



પરણવાળાં હિંદી અને ગુજરાતી ભાષામાં રચાયેલા પદો (કીર્તનો) કુલ ૧૮ અઢાર છે. તેમા પહેલી કારીઆણઈમાં રચી ગાયેલી પ્રભાતી અને આ છેલ્લુ ગઢપુરમાં ગાયેલું સોરઠ રાગનું પદ. એ બે કીર્તનો એકલીઆં છે. બાકી બીજા મળી ચાર ચોસાર, એટલે સોળ છે. તે મળી કુલ પદ હિંદી ગુજરાતી ભાષાનાં શ્રી રંગદાસજી સ્વામીના રચેલા અઢાર છે. શ્રી બ્રહ્માનંદ કાવ્યમાં આ પદો છપાઈ પ્રસિદ્ધ થયાં છે.

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે, શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ચતુર્થ પ્રકરણે ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદ્ગુરૂ શ્રી દેવાનંદ સ્વામી સંવાદે સ્વામી શ્રીરંગદાસજીના ગુર્જર હિંદી કીર્તન સંગ્રહે–પ્રથોઽધ્યાયઃ સમાપ્તઃ ॥ ૧ ॥

-- // --

## શ્રીજી

## અધ્યાય ૨ બીજો

## ચારણી સાહિત્ય (ભાષાકાવ્ય) માં શ્રી રંગદાસજીનો ફાળો

સ્વામીશ્રી શ્રી રંગદાસજીએ ચારણી સાહિત્યની (હિંદી, વ્રજ, મરૂ, ગુર્જર, વગેરે મિશ્રિત ભાષાની રચનાને ચારણ કવિઓ ભાષાકાવ્ય ચારણી કાવ્ય કહે છે) ભાષા કાવ્યમાં સ્વામીશ્રીએ ૨૦૪ (ચંદ્રાયણા) છંદો રચેલા છે. આજથી લગભગ પોણોસો વર્ષ પહેલા લોધીકા ઠાકોર સાહેબ ધ્યાની મુક્તરાજ શ્રી અભયસિંહજી બાપુએ કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ અને (મારા પિતાશ્રી) જામનગરના રાજ્ય કવિ ભીમજીભાઇ બનાભાઇ રત્નુને લોધીકા તેડાવી 'શ્રી પુરૂષોત્તમ ચરિત્ર' એ નામનો ગ્રંથ રચાવ્યા પછી સદ્ગુરૂ બ્રહ્માનંદ સ્વામીના અપ્રસિદ્ધ છંદો મેળવી શોધાવી, તેનો સંગ્રહ 'છંદરત્નાવલી' નામના પુસ્તક રૂપે છપાવી પ્રસિદ્ધ કરેલ હતો.

જેમાં શ્રી રંગદાસજી સ્વામીના નામાચરણવાળી, ૨૦૪ છંદો સાત વિભાગમાં વ્હેંચેલા છે તેમાંથી ગ્રંથ વિસ્તારના ભયથી માત્ર ૧૨૬ છંદો નીચેની વિગતે લેવામાં આવેલ છે. તે એટલા જ કારણે કે જો આમાં ત્રીજી પ્રસાદીનાં તે કાવ્યો હું પ્રસિદ્ધ ન કરૂં તો આજથી ૫૦ વર્ષ પછી તે કાવ્યની એકે પંકિત કોઈ કવિ કે સાહિત્ય પ્રિય સજ્જનના મોઢે સંભળાશે કે નહીં ? તે એક વિચારવા જેવી વાત છે. તેથી જેમ મંદિરોનો જીણોદ્ધાર થાય છે, તેમજ એ કાવ્યોનો આજે રચના પછી દોઢસોક વર્ષ જીણોદ્ધાર થાય છે.

| નંબર | વિભાગ | છંદ સંખ્યા | અત્રે લીધેલ સંખાય |
|---|---|---|---|
| ૧ | સાર અસાર કો અંગ | ૯ | ૯ |
| ૨ | અસંતકો અંગ | ૯૭ | ૫૧ |
| ૩ | ફકીરકો અંગ | ૧૦ | ૧૦ |
| ૪ | સાધુકો અંગ | ૧૧ | ૧૧ |
| ૫ | સુરમાકો અંગ (શુરવીરનું અંગ) | ૧૦ | ૧૦ |
| ૬ | ગુરૂદેવકો અંગ | ૨૦ | ૧૦ |
| ૭ | ઉપદેશ ચિંતામણી | ૪૭ | ૨૫ |
| | સરવાળો | ૨૦૪ | ૧૨૬ |

## (૧) સાર અસાર કો અંગ

### છંદ ચંદ્રયણા

શ્રીરંગ કહે શ્રી રંગ કહે, બે, અદલ બાત હૈ એક વિવેકી વિચારકી,
જવ, તલ, ભર નહિં જુઠ્ઠ હોન ભવપારકી,
સત્યકું નિંદા સમજ ક્રોધ મત કીજીઓ,
હરહાં શ્રીરંગ–તોલ અદલ તહેકીક ધાર ઉર લીજીઓ ॥ ૧ ॥
દધિ મય ધૃતકું લેઈ, છાશ તજી દિજીયેં,
છિલકા * દૂર બિહાય કે, ચાવલ લીજીયેં;
ઐસે સાર અસાર જગતમેં જાનિયે;
હરહાં શ્રીરંગ–અસતમો ચિત વિસરાય, સત્યકું માનીયે ॥ ૨ ॥

* કમોદના ફોતરા



સમજાવત હું રીત સો સાર અસારકી યાકું નિંદા સમજત સો નરનારકી સચ્ચિ મ્હોર શરાફ પર ખકેલહત હૈ, હરહાશ્રીરંગ ઐસે સમજા સંતબાત સત્ય કહત હૈ
સત્યકું કહિયે અસત સો નિંદા જાનિયે, અસત સત્ય એક તોલ ન કહિયે બાનિયે જાકું જૈસા કહત જથારથ બાતહૈ, હરહાં શ્રીરંગ–સારાસાર વિવેક ગ્રંથ સબ ગાત હૈ ॥
ચોર ચોરકી બાત કહે કુન બાહેરી, બજ દૈખે શાહુકાર કરે તબ જાહેરી ખટદર્શન ભયે એક, સો વિષય વિચારકે, હરહાં શ્રીરંગ–જાકું સદ્દગુરૂ બાલ કહત પોકાર કે ॥
સબેત્રિયા નહીં સતી, સબે નહિ સૂરહૈ, પારસ સબ પાષાન કહે સો કૂરહૈ ટકે શેર સબ એક વસ્તુ નહિ તોલિયેં હરહાં શ્રીરંગ સબે ભેખ નહ સંત સત્ય મુક બોલિયે ॥ ૬ ॥
સાંઈયાં પ્યારા સત્ય અસત્ય ન ભાંખહૂં, વર્ણાશ્રમ વ્હેવાર કામ નહિ રાખહૂ સુક માનો વા દુઃખ, ફરક નહ દોયસેં હરહાં શ્રીરંગ રાજી ચહિયેં રામ કામ ક્યા કોયસે ॥ ૭ ॥
જાન લેહું સંત રીત એકાદશ સ્કંધસે, ગીતા નિશ દિન ગાત રહીતાં ફંદસેં સાખી પદકે માંઈ લખે ગુન સંતકે, હરહાં શ્રીરંગ–મેં અબ કહું સુનાય પ્રકાર અસંતકે ॥ ૮ ॥
વિઘન દીપકું પ્રગટ દેખિયે પવનકા, નવ અંકુરકું વિઘન અજાકે * ગવનકા, જયુહિ અજાહકું વિઘન વ્યાઘ્ર નરવેશકા, હરહાં શ્રીરંગ–ત્યુ હી જગતકું વિઘન ભક્ત અરૂ ભેખકા ॥ ૯ ॥

ઉપર મુજબ સાર અસારના અંગમાં સ્વામી કહે છે તેમ 'સત્ય વાતને નિંદા ન સમજાવી.' અસારને તજી સાર ગ્રહણ કરવો. તેમાં છાશ, અને ફોતરાંને તજી દેવાનું દ્રષ્ટાંત આપી જગતને દાંભીક ભક્તો, ધૂર્ત ભિખારીઓ, ભેખધારી વૈરાગી બાવાઓનું કેવું વિઘ્ન છે ? તે હવે અસંતના અંગમાં ૯૭ છંદોમાં સ્વામીજી વર્ણવે છે. એ છંદોમાં અસંતોનું એવું તો સરસ ચિત્ર ઓળખે છે કે, તેમાંથી ક્યો છંદ આમાં લખવો અને કયો મેલી દેવો ? તેમ થાય છે. તો પણ તેમાંથી લગભગ અર્થાક છંદો આ નીચે લેવામાં આવેલ છે. તે વાંચતા સાહિત્ય રસિક સજ્જને જરૂર રસ આવશે.

* બકરી –

(૨) અસંત કો અંગ- (છંદ ચંદ્રાયણા)

ઝીની માલા કંઠકે અજબ ઉતાર કે, દર્પણમેં મુખ દેખ કે તિલક સમારકો ।।
કાજુ કોર કપાલ કે ચુંટત ચીપીએ, હરહાં શ્રીરંગ-વેશ્યા જ્યું મન વિકળ, હરન પધરન ત્રિયે ।। ૧ ।।

બાહર માલા તિલક કતરણી અંતરે, પરધન પરત્રિય કાજ જગતમેં વિચરે; ।।
મનમેં ચહિયે માન ખાન પુરી ખાંડકા, હરહાં શ્રીરંગ-ગાવે સુંદર ગાન, ધ્યાન ઉર રાંડકા ।। ૨ ।।

ભક્તમાલ ભન લેતા, તરૂ આવે ગાવના, શિખ્યા ગુરૂકે પાસ કે લોક રિઝાવના; ।।
જગ ચેતાવન કાજ કે પુસ્તક લે પીરે, હરહાં શ્રીરંગા-રાંડી-છાંડી દેખ, તહાં જઈ ઉતરે. ।। ૩ ।।

એ રાંડી છાંડી સ્ત્રીઓમાં પણ નીચેના છંદમાં વર્ણવેલી સ્ત્રીઓ ગોતી તેને ઘેર ઉતારો કરી તેને કેમ ભરમાવે છે. તે કહે છે :-

નવરી, રૂપનવીન, હાથપૈસા સહી, જોકે ઘેંકે બીચ ચલણ નરકા નહિ; ।।
એસી એસી દેખ નજરમેં રાખિયા, હરહાં શ્રીરંગ-તાકે આગે કહત શબ્દ ઓર સાખિયાં ।। ૪ ।।

સુન્યા તુમારા ભાવ આયે હે દરસકું, હમ હરિજીકી કથા કહત નહિ પુરૂષકું
નરકા હિયા કઠોર હિ ચલણ કુઢંગમેં, હરહાં શ્રીરંગ-પ્રેમભક્તિ અતિ હોત માઈ કે સંગમેં ।। ૫ ।।

આઓ માઈ, તોય બાત કહું એક ગ્યાનકી, આસન પર એકાંત આવનાં દાનકી ।।
દિલકે ભીતર ઘાત બાત મુખ રામકી, હરહાં શ્રીરંગ-માઈ માઈ કહ બોલે નજર હરામકી, ।। ૬ ।।

ભરતખંડમેં માઈ ભયે ધન માનવી, તામે ત્રિયકી દેહ અધિક કરજાનવી; ।।
સંતનકો અંગસંગ કરે સોઈ શ્રેષ્ટ હૈ, હરહાં શ્રીરંગ-ઐસા દે ઉપદેશ ।।
ઉપની ભક્તિ ભાવ મ્હેર કરતારકી, અબ નહિ રખિયેં લેશ લાજ સંસારકી ।।
અધરાત એકાંત સંતકું સેવના, હરહાં શ્રીરંગ-ઐસી કહવે બાતસો ગંડક ટેવના ।। ૮ ।।

ધન હે વિધવા નાર જીનુકે મનકું, જિન હરિજન કે અરથ લગાયા તનકું ।।
રસબસ સાધુ સાથ કે લેવે રાસડા, હરહાં શ્રીરંગ-એસા મહાતમ ગાત સો ખાવત ખાસડાં. ।। ૯ ।।



કામી હોવે સંત કૃષ્ણ જ્યો જાનિયે, લોગી ક્રોધી વામન નૃસિંહ પ્રમાનિયે,
ઐવા દે ઉપદેશ ત્રિયા ધન ઈચ્છ હૈ, હરહાં શ્રીરંગ કામી ક્રોધી રૂ લોભી હોવે સો નીચ હૈ ।। ૧૦ ।।

સાધુ પરમ દયાલ, દયા દિલ ધરત હૈ, તેરી ભક્તિ જાન કે સપરસ કરત હૈ
સાધૂ દાનમે ઉત્તમ તનકા દાન હૈ, હરહાં શ્રીરંગ-એસી કહવે બાત સંત નહિ શ્વાન હૈ. ।। ૧૧ ।।

ધન હૈ એસી નાર જિનુ કે જીવકું, સંતન સેવાકાજ તજ્યા જિન પીવકું
રાજ્યા ખૂબ બિઝાય સંતસંગ સૂતિયા, હરહાં શ્રીરંગ-એસા દેવે જ્ઞાન સો માગે જૂતિયાં ।। ૧૨ ।।

સંત સંગાથે કામ સો કામ ન જાનના સીત પ્રસાદી અન્નઓ અન્ન ન માનના;
સંત પ્રસાદી દેહ સો દેહ ન દેખના, હરહાં શ્રીરંગ-એસા દેવે જ્ઞાન સો પાજી. લેખના ।। ૧૩ ।।

ક્યા નારીમેં પાપ કાહેકું ત્યાંગિએ, હમ તો સંતન કાજ દ્રવ્ય બી માત્રિએ,
મહિયે મન સાબુત, દેહકું ક્યા લગે, હરહાં શ્રીરંગ એસી કહિ કહિ બાત લોશનકું ઠગે ।। ૧૪ ।।

ભક્તમાલ મેં બાત ભૂપ હરિદાસકી, વાકી કુંવરી કીન સંતસે આસકી;
દોનુ સુતે સેજ દિલભર દેખકે, હરહાં શ્રીરંગ-દીની શાલ ઉદ્રાય ભાગ્ય બડ લેખકે ।। ૧૫ ।।

એક સાધુ રહે દ્વાર કોક શાહુકારક, લે ગો ભૂષણ ચોરિ પુત્રકું મારકે.
સો વેશ્યાકુ દીન,સંત કત જાનિયો, હરહાં શ્રીરંગ-તબ લાગ્યો પીછતાન સો મનમેં બાનિયો ।। ૧૬ ।।

અપનિ ત્રિયકું કહત અપન ભુલે સહી, વિષય ભોગકી ખબર સંતકિ નાં લહી.
સેવામેં ભઈ ચૂક અબે કહા કિજયે, હરહાં શ્રીરંગ-પુત્રિ એહી પરણાય સંતકુ દીજીયે ।। ૧૭ ।।

પુત્રિકું પરણાય રાખ્યો ઘર સાધકું, માન્યો નહિ મન માંય સંત અપરાધકું,
ઐસી ભક્તિ હોત સુનો સબ બાઈયાં, હરહાં શ્રીરંગ-ભક્ત માલકી રહસ્ય, સો બાંચ સુનાઈયાં ।। ૧૮ ।।

તબ કોઈ બોલી એક ચેલિ મોય કિજયે, તુમ હો પરમ દયાલ હાય શિરદિજીયે;
જાતે હોય કલ્યાન સો મેરે જીવકા, હરહાં શ્રીરંગ-સબ સેંટલે સનેહ, પુત્ર ઓર પીવકા ।। ૧૯ ।।

ધન્ય માઈકું ચોટ લગી વૈરાગ્યકી, તેરી સૂરત ખુબ સંતકે લગકી, તેરે સપરસ સંત બોત સુખ પાયગા, હરહાં શ્રીરંગ-ઐસા દે ઉપદેશ સો જમપુર જાયગા ાા ૨૦ ાા

ગુરૂ ધનિમેં ભેદ કબુ નહિં રખના, સાધુ જનકે સંગ પ્રેમ રસ ચખના; જાુક્તિસેં જીમાય પ્રસાદિ લિજીયે, હરહાં શ્રીરંગ-અર્ધરાત એકાંત સેવ નિત્ય કિજીયેં, ાા ૨૧ ાા

ચહિયેં એક નાલિયેર રૂપૈયા રોકડા, પૂજા પત્રી કાજ પાંચ દશ દોકડા, દશ હાથન કે દોય પનાલે પોતિયે, હરહાં શ્રીરંગ-એક પીછોરી અવલ અવલ દોઉ દોતિયે ાા ૨૨ ાા

ઈતના ચહિયે અવશલ્યાયે બિન નાં ચલે, પિછે તેરી પહંચ અધિક હોય તો ભલે, રામ સુ તારક મંત્ર કહેંગે કાનમેં, હરહાં શ્રીરંગ-ઔર રહસ્યકી બાત સમઝનાં સાનમેં ાા ૨૩ ાા

માઈ યાં બેસે પાસ ગાત તબ નાનમેં, બાબુ આવત દેખકે બેસે, ધ્યાનમેં પુરિ શીરા ખાય બને રહે પટ્ઠીયે, હરહાં શ્રીરંગ-લોક હોય નહિં કોય, તો આવે લટ્ઠીયે ાા ૨૪ ાા

વિરકતકાંડી રીત કહી વિસ્તાર કે, બગલા જ્યું રહે બેસ ધ્યાન દ્રઢ ધારકે, વાકા ભુલેઈ સંગ કબુ નહીં કીજીયે, હરહાં શ્રીરંગ-અબ ખાખીકી રીત કહું સુન લીજીયેં ાા ૨૫ ાા

## ખાખી બાવાઓ વિષે

રૂંડ મુંડ અતિરિસકે શીશ જટૂરિયા, નિત પ્રત ખાખ લગાય કે કીની ભૂરિયાં. અબે તબેકી બાત કછુ મુખ આવડી, હરહાં શ્રીરંગ-ચાલ્યા ચેતાવન લોક હાથલે પાવડી. ાા ૨૬ ાા

એક બને મહિં સિદ્ધ સો અન્ન ન ખાવહી, દુજે સાધક હોય કે મહિમા માવહી, ભેલે હોય દશ વિશ કે ચાલે રમણકું, હરહાં શ્રીરંગ-જુકિત કરકે માલ, પરાયે જમણકું ાા ૨૭ ાા

અબે કહાં ગયા છોરા ઈંધર આઉ બે, ગાજેકી એક ચલમ તુંરત બનાઉ બે, જલદી કર ક્યા ? ઈધર ઉધર જોત હૈ, હરહાં શ્રીરંગ-તલબ લગી હૈ બોત ભજન નહિ હોત હૈ ાા ૨૮ ાા



પનિહારી કે ઘાટવાટ મેં આઈ પડે, ધુનિ દેત ધખાય ન ઓઢે લૂગડે, આસન રાખે બહિર, વૃતિ તો ગામમેં, હરહાં શ્રીરંગ-ભજન અન્નકો હોત આઠું હીજામમેં. ાા ૨૯ ાા

આબુ કે રહેનાર બડે એ સિદ્ધ હે, ભયે હે વરસ હજાર વચન મેં રિદ્ધ હે. એક ફલાને શહર ગ્રહસ્થ થા બાંઝિયા, હરહાં શ્રીરંગ-ઉસકે ઘરમેં જાય તુરત બેટા દિયા. ાા ૩૦ ાા

ધરત હે દ્રઢ કર ધ્યાન ઉઠત હે ફજરમેં, જડિ બુટિ કી બાત સબેહૈ નજરમેં મંત્ર જંત્રકી કોર કુશલ સબ કામમે, હરહાં શ્રીરંગ-સબ માનત હે લોક બડે બડે ધામમેં. ાા ૩૧ ાા

કહ ચહિયે કોઉ કહે, તો ઈતનાં ચાહિયે અધ મણ ગાંડા ભાંગ બજર મણ લાઈયે, શેર શેર ઘી-શકર પંકિતમે ફિરત હે, હરહાં શ્રીરંગ-દૂધપાકકો ભોગ બોલેકું ધરત હે. ાા ૩૨ ાા

કહત ઓરકું સંત મહાતમ બતિયાં, આવત આપસમાંહિ સો લત્તા લતિયાં. એસે એસે ધૂત જગતકું ખાત હે, શ્રીરંગ બુઠાપણમેં મેરી રાખી ચાત હે. ાા ૩૩ ાા

જ્ઞાન બિના તન મસ્ત બઠયા બલ કામકા, ઘાટ રાતદિન ઘડત દામ અરૂ વામકા. બેસે આશ્રમ બાધકે નિંદે ફરણકું, હરહાં શ્રીરંગ-તતપર ભયો તૈયાર લુગાઈ કરણકું. ાા ૩૪ ાા

નારિ તારણ તરણ યાહિમેં તન ધરે, નારિ કે પ્રતાપ સંત કે ઉદ્ધરે. સાધૂ સેવા હોત બડા ઉપકાર હે, હરહાં શ્રીરંગ-જાકું એ હિ નારિ સોતો બ્રહ્મચાર હે. ાા ૩૫ ાા

## ગૃહસ્થાશ્રમી બાવાનું કરણ ચિત્ર

બાબૂ એક ઉસ ગામ રહત હે રામકી, અંતર સાધુ અવલ હમારે કામકી હમ તુમરે આધિન તુમહિકું શરમ હે, હરહાં શ્રીરંગ-હોઈ આવે ઉપકાર તો મોટા ધરમ હે. ાા ૩૬ ાા

રૂપિયા ચહિયે પાંચ ઘઘરિયાં સાડલી, પેર દેવેગિ દુવા સંતકી લાડલી, દોનું મિલકે ભજન કરેંગે રાતમાં, હરહાં શ્રીરંગ-સુખી હોઈગી બોત સંતકી આતમા. ાા ૩૭ ાા

આયે ગયે કિ ટેલ કરેગી પ્રીતસેં, ધૂનિ પાની અવલ રખેંગી રીત સેં ॥
ઝાડ ઝૂડકે જગ્યા ખૂબ બનાયગી, હરહાં શ્રીરંગ-ગોવિંદ કે ગુન સંગ હમારે ગાયગી ॥ ૩૮ ॥
બનિ આવે તો અછા સંતકીટેલ હૈ કાજ હમારા હોય તુમારે સેલ હૈ ॥
લડકા લડકી ભજન કરેગે રામકા, હરશાં શ્રીરંગ-યામેં મેરા કહા પુન્ય સબ ગામકા ॥ ૩૯ ॥
માંગ ભીખ દશ પાંચ રૂપૈયા કલ લિયા, બાવે બાવી પાસ ઉતારા જા કિયા ॥
પાંચ વાર પરણેલી કહત મેં નાંનિયા, હરહાં શ્રીરંગ-ચોવટતાકી સંગ લગી છાનિયાં ॥ ૪૦ ॥ (કરાર કરે છે)
અન્ન વસ્ત્ર બિન દુ:ખિ કાયકું હોત હે, ચલો હમારે સંગ અબે કહા જોત હૈ
છાણાં દેઉં ગો થાપ, જલ લાઉંગો ભરી, હરહાં શ્રીરંગ સાલિગ્રામકે ભાવ કરૂંગો ચાકરી ॥ ૪૧ ॥ (સમુદ્ધિ બતાવે છે)
દો ગઉવાં એક ભેંશરૂ બહોલ આજકી, સબ વિધિ લાજ મૃજાદ મહેર મહારાજકી
ઘરકે આંગન પીપર અચ્છી ઝુક રહિ, હરહાં શ્રીરંગ-મેં સેવક હો રહૂં કમી કછૂવે નહિં ॥ ૪૨ ॥
એસે દે ઉપદેશ ઉડાઈ લે ગયો, લોકનકું કહે જનમ સુફુલ મેરો ભયો ॥
મેરે તન કીપિર સબે હી હરત હૈ, હરહાં શ્રીરંગ-આઠ પહોર ઉપદેશ ગુરૂ જયું કરત હૈ ॥ ૪૩ ॥
બાવે સાચે ભાવ કે માંડી પૂજવા આઠ, પહોર એકાંત હોત નહિં જુજવા ॥
મુખ પર મારે લાત રહે નિત શ્રાપતી, હરહાં શ્રીરંગ-બાવો જાણે ભી પરમપદ પ્રાપતિ ॥ ૪૪ ॥
ઉપજાયે દોચાર કે છોરા છોરિયાં, હિંચકાવે લે હાથ ઝુલે કી દોરિયાં,
બિયકું દેવે નિત પ્રતિ ખાટ બિછાયકે, હરહાં શ્રીરંગ-મગન રહે મનમાંય કે દર્શન પાય કે ॥ ૪૫ ॥
બાવા ઉપર હુકમ ચલાવે બાવલી, પિટયા પાટણ જાય લાય ઈક ડાબલી,
એક ઘાઘરા અવલ કાપડા હિરકા, હરહાં શ્રીરંગ-મેરે ઓઢણ લાવ પટોલા ચીરકા ॥ ૪૬ ॥
બાવી ઘરમેં મહંત રૂ બાવા ચેલકા, બાવાકે શિર હુકમ ભરન જલ હેલકા ॥
સુવે ચંપાવે પાય મંજાવે થાલિયાં, હરહાં શ્રીરંગ-યું કરતાહિ બાવી બોલે ગાલિયાં ॥ ૪૭ ॥



ક્યું બે ભડવે કામ ન ધરકા કરત હૈ, છાંણ બડયા ઘરમાંહિર ખેલત ફિરતહૈ,
મેરિ આગ્યા લોપકે ઈત ઉત જાત હૈ, હરહાં શ્રીરંગ-ધિરા રહે અબ તેરિ રાત્રીમેં બાત હૈ, ॥ ૪૮ ॥
ઉઠ છોરિકું ધોઈ, જગાકું સાફ કર, છોરિ છાનિ રાખ હુકમેં બજર ભર.
કહત હું ચોખિ બાત સમજલે મરમમેં, હરહાં શ્રીરંગ ફેલ કિયા તો ડામ દેઉંગી કરમમેં * ॥ ૪૯ ॥
આયાતા બેવફળ લુચ્ચા ક્યા જાનકે, મેરે રોયે ખ્વાર કરિ મોય આનકે,
અબ તો તેરા કાટ કલેજા ખાઉંગી, હરહાં શ્રીરંગ ધર તેરા જલજાય મેં તો ઉઠ જાઉંગી ॥ ૫૦ ॥
નહીં માઈ કિ જાત, તુમારા દાસ હું, હાજર તુમારે પાસ હું,
તેરે પગ પેજાર કરૂં મોયં ચામકી, હરહાં શ્રીરંગ-મો ચાપીકી દેહ કહો કુંણ કામકી. ॥ ૫૧ ॥
તુંમ બૈઠો મેં કપડા લાઉં ધોયકે, સબેં તુમારિ ટેલ કરૂં ખુશિ હોય કે.
ઐસે ત્રિય આધિન જનમ સબ હારિયાં, હરહાં શ્રીરંગ-દેખ ભેખકી રીત કે સંત પુકારિયાં ॥ ૫૨ ॥

## (૩) ફકીર કો અંગ

શિરપેં જટા બણાયકે તાપર સેલિયાં, હોકા લિના હાથ બજરકિ થેલિયાં,
જોરૂ સાથ જરૂર મચાવે ગંદગી, હરહાં શ્રીરંગ-કહે હમ ફકીર કરત હેં બંદગી ॥ ૧ ॥

કાલા કપડા અંગકે માલા શંખિયાં, તસબિ હાથ તૈયાર કે સુરમાં આંખમાં
દેત બાંગ તદબીર ફકીર કહાત હૈ, હરહં શ્રીરંગ-મરવીઅંડ પચાય હમેંશા ખાતહૈ ॥ ૨ ॥
હોકા ધોકા હાથ સીંગ એક કાખમેં, દિશંતા બિકરાલ ભરકુંડે રાખમેં.
બોલે કંઠ બગાડ ગલે બિચ ધરકતા, હરહાં શ્રીરંગ-ડોલે પૈસા કાજ બજારે બરકતા ॥ ૩ ॥
મુખસેં કહે ફકીર, ફકીરી કરતે હૈ, દમડિ, ચમડિ, કાજ બેહાલાં ફિરતહૈ,
ભુંડ લાગત ભેખ લેશ નહીં મેરકા, હરહાં શ્રીરંગ-પઢિયા મુરસદ પાસ કે કમલા કેરકા ॥ ૪ ॥

* કપાળમાં દામ દઈશ.

મહેરી, ધન મર માંય કે બેટા બેટીયા, ઘોડી ભેંસા ગાય કે બકરી ઘેટાયાં, ચહે બેલ દોય ચાર કહે સબ પીરકા, હરહાં શ્રીરંગ કરે હરામી કામકે નામ ફકીરકા ॥ ૫ ॥

પઢેજાું પંચ નમાજ, મસ્તવેં જાયકે, તતપર રોજા ત્રીસ રહે ચિત લાયકે, મુરઘી, બકરી મારકરે દિન ઈદકા, હરહાં શ્રીરંગ-કહે હમ મુરિદ હકીમ ફલાને સૈયદકા ॥ ૬ ॥

નામ ધરાવે શાહ, કર્મ સબ ચોરકે, કાટત ગલા કરૂર મૃગી આરૂ મોરકે, ભુંડા ક્રત ભરપુર લજાવે ભેખકે, હરહાં શ્રીરંગ=હમ ફરજન તેહકિક ફલાને (કવિવચન) શેખકે ॥ ૭ ॥

કહો બક કહ્યો ખુદાય કે રખિયો રંડીયાં, ખાનાં ખુબ પચાય મૃગીકે યંડીયાં, કરતે જીવ હલાલ, ન મનમેં ડરત હોં, હરહં શ્રીરંગ-ધર સાહેબકા ભેખ ગુના ક્યું કરત હૈ ? ॥ ૮ ॥

નેકીમેં મહજૂદ બદીસેં દૂરહૈ, મુરસદ સુકન મકાનકો હુકમ હજુર હૈ, ચઉદ તબક હે શોખ હું સે દીલગીરહે, હરહાં શ્રીરંગ-ફીકરકા ફાકા કરત ફૂલ ફકીર હૈ. ॥ ૯ ॥

પેસા થુંક સમાન કે મેહરી માત હે, ઉમહેર સદા દિલ મૂંમ ખુદા રીઝાત હૈ; ફના સમજ બે ફરકકે જકર હમેશ હે, હરહાં શ્રીરંગ-દલ ચાહે દીદાર સોઈ દર વેસ હે. ॥ ૧૦ ॥

## (૪) શ્રી સાધુકો અંગ

તન વિષયા સુખ તજન, ભજન ભરપુર હે, સુબધા સાંઈયા સાથ કે દૂબધા દૂર હે, કનક કામિની ત્યાગ લાગ મનબસ્તહે, હરહાં શ્રીરંગ-સચ્ચા એ અબધૂત, સદા અલમસ્ત હે ॥ ૧ ॥

દામ વામ દિલ નાંહિ જનુકા પારખા, કનુ રાજા કુન રંક, સબે ઈક સારખા; અનભે જ્ઞાન અખંડ સુમતા અકામકા, હરહાં શ્રીરંગ-અંતર એહિ રીત સનેહી રામકા ॥ ૨ ॥



નહિ કાહું સે પ્રીત વૈર નહિં કાહુંસે, હરખ શોક નવ હોત સો સહજ સ્વભાવસેં, અવિચલ દાંત એકાંત ઈન્દ્રીય કે સાથસેં, હરહાં શ્રીરંગ-સો જન કહિયેં મગ્ન લગ્ન જિ સાથશેં ॥ ૩ ॥

સંપત વિપત સમાન જીનુકે હે સદા; મંગલ રૂપ અનૂપ અણંકલ હે મુદા, જ્ઞાનદતા ગંભિર વિરકતા વામસેં, હરહાં શ્રીરંગ-સોઉ નમતા સંત રતા એક રામસેં ॥ ૪ ॥

સમતા શિલ સંતોષ જનું ઘટકે સહિ, કામ ક્રોધ મદ લોભ કપટ તૃષ્ણા નહિં ધન તન સબ સુખ આદ્ય જીનુકે ધૂર હૈ, હરહાં શ્રીરંગ-એસેં સંત સુજાન સો શાહ હજુર હૈ. ॥ ૫ ॥

નિસ્પ્રેહિ, નિષ્કામ, નિઃસ્વાદદિ, લોભ નાં, સો નિર્માનિ સંત જગતમેં શોભના વિષે ત્યાગ નિરવિધન મગન પરવીનહે, હરહં શ્રીરંગ-ધન હે એસે તજ્ઞ લગ્ન લાયલીન હે. ॥ ૬ ॥

વિરકત બુદ્ધિ વિશાળ, જગતમેં વીચરે, વેર સબ વિષય વિકાર કાબુના ચિત્ત ધરે, જ્યું કમલ જલ મધ્ય અપરસી નીરકો, હરહાં શ્રીરંગ-અહોનિશ સો મત જાન સુફૂલ ફકીરકો. ॥ ૭ ॥

ઈન્દ્રીય જીત અતીત જીનુંકા એમતા, મહેરી સબહી માત ધાતુ સબ ધુરતા. અહો નિશ ગુરૂ આધીન પ્રબીન અકામહે, હરહાં શ્રરંગ સોઈ જાન સુજાન સદા સુખ ધામ હે. ॥ ૮ ॥

મગન ગગન મસ્તાન લગન એક લાલસેં, વીર ધીર સુખ શીર ફકીરી હાલસે, તન મન ધન એહિ આદ્ય સકલકા ત્યાગ હે, હરહાં શ્રીરંગ-સો માહંત સુજાન બડે બડભાગ હે. ॥ ૯ ॥

એક હરિસેં આશક્ત, વિરકત વિકારથી, દિલ શુદ્ધ રૂદે દયાલ પરમારથી દેહ ઈન્દ્રી મન પ્રાન મિથ્યા ન ઉપાધી હે, હરહાં શ્રીરંગ-સમજુ સો જગમાંહી સયાને સાધ હે. ॥ ૧૦ ॥

અંતર હરિ આધીન વચનહિ વાંણ જાું દેહ ઈન્દ્રી મન પ્રાણ કિયે કુરબાણજાું, એક આસ વિશ્વાસ ભરોસા એક હે, હરહાં શ્રીરંગ-પ્રગટ પ્રભુસેં પ્રીત જીનુકી ટેક હે. ॥ ૧૧ ॥

મહાત્મા શ્રીરંગદાસજી સ્વામી સંતોને મહાન શૂરવીરની ઉપમાં આપી નીચેના દશ છંદોથી સુરવીરતાનું અંગ વર્ણવે છે.

## (૫) શ્રી સુરમાકોં ક

મન ઘોડા મસ્તાન કીયા જીન કબજમેં, નિમષ કાજ નિતનેમ ખડા રહે અબજમે,

હિંમત કિમત હાથ ભરાથ હજુરમાં, હરહાં શ્રીરંગ-સમરથ સો જગમાંઈ કે સાચા સૂરમાં ।। ૧ ।।

બગતર અંગ બનાયે શીલ સંતોષકા, બેહદ ટોપ વિવેક મિલાવન મોક્ષકા. દીરજ હંદી ઢાલ, ખડગ, ગુરૂ જ્ઞાન હે, હરહાં શ્રીરંગ-સરમથ એસે સૂર સો શામ બખાનહે ।। ૨ ।।

પેટકટારી પેર ગયા રન ખેત હે, નિરભે હોઈ નિશંક લડાઈ લેત હે, મરણ ચાલ્યા મેદાન સે પીછા નાં વલે, હરહાં શ્રીરંગ-ટૂંક, ટૂક, હો જાય ધનીકે આગલે ।। ૩ ।।

સૂર એકેલા હોય રીપુદલ કોટ હે, પીછા ધરેન પાવ સનમુખ ચોટ હે, લિયા રહે ઉછાવ અહોનિશલરનકા, હરહાં શ્રીરંગ-મનમેં એહિ સિદ્ધાંત કે મારન મરનકા ।। ૪ ।।

સુરા રન તરવાર રખે નહિં મ્યાનમેં, મમતા તનકી મેલ ખડા ચોગાનમેં; દિયા અપના શિર હાથ ઓરકા ક્યું રખે ? હરહાં શ્રીરંગ એસા સૂર અડોલ કોઈક પૃથ્વી વિષે ।। ૫ ।।

અંત બાહેર અડગ ડગમગે નહિં કદા, મરણ તે તરણા માત્ર જીનુકે હે સદા હિંમત હકમ હજુર ધનીકે લૂનસેં, હરહાં શ્રીરંગ-શીરબિન સો નર ધીર ડરે મન કોનસેં ।। ૬ ।।

ધનઘટ મિલ ધમસાન જાુડે જુદ્ધ જાહરા, શૂરા મન આનંદ કંપે મન કાયરાં * જીવન આશા છોડ સંસાર સમેતકું, હરહાં શ્રીરંગ-તન પુરજા હો જાય ન છાંડે ખેતકું ।। ૭ ।।

સમતા શિલ સંતોષ શસ્ત્ર સબ અંગ ધરે, તનમન ધન કુરબાન કીયા ગુરૂવાક્ય પરે કામ ક્રોધ મદ મોહન ઈનુસેં મામલા, હરહાં શ્રીરંગ સૂર લેત તન ઘેર અવિધાકા કીલ્લા ।। ૮ ।।

યા દુનિયા કા ભાર બીચારી ક્યા કરે, લે અપના શિર હાથ જગતમેં જો ફરે, જગત મતસે જાુકત નિવાસી ધામકા, હરહાં શ્રીરંગ ન્યારા જગસે સૂર સો પ્યારા રામકા ।। ૯ ।।

શીશ વડે જગદીશ લિયે સો શુર હૈ ઔર સૂરજગમાંહી સો લાજ મજુર હે, ખાવન દિલ ખુશીયાલ કરન મન ખંત હે, હરહાં શ્રીરંગ-અનભે ઐસે સુર જગતમેં સંત હે ।। ૧૦ ।।

* સંસાર સહિતની તથા જીવવાની આશા છોડીને શરીર ચૂરે ચૂરા થઈ જાય તોપણ રણક્ષેત્રને છોડે નહીં.



## (૬)ગુરૂદેવકો અંગ કેવા ગુરૂ કરવા, તે વિષે.

ગુરૂ દેવનકે, દેવ અભેવ અખંડ હે. ઈનહિકે આધારપિંડ બ્રહ્માંડ હે, તારણચંત અનેક જીનુંકી ટેક હે, હરહાં શ્રીરંગ-એસે પરમ દયાલ જકતમેં એક હે. ।। ૧ ।।

શ્રીરંગ કહે, શ્રીરંગ કહે ગુરૂ પુરન અદ્વિત, દ્વિત નહિં દેખઈ. વિશ્વાધાર અપાર ઉદાર વિશેષએ, અનભે બચન સુનાય બતાવત આપકું, હરહાં શ્રીરંગ-અવિચલ સો ગુરૂ કરત હરત ત્રય તાપકું ।। ૩ ।।

ગુરૂ ગોવિંદ દોઉ નામ વસ્તુ તો એક હે, જાને સંત મહંત વિશાલ વિવેક હે, ભય ટાલન મન શોક મીટાવત કર્મકું, હરહાં શ્રીરંગન્સો ગુરૂ સત્ય સ્વરૂપ મીલાવત પર્મકું. ।। ૩ ।।

કરણા સિંધુકૃપાલ સોઈ ગુરૂ દેવ હે, સુર નમ મુનિવર શરણ ચરણ નિત સેવ હે નરતનું ધરિ નિત નેમ, જગતમેં બીચરે, હરહાં શ્રી રંગ અપના તન કુરબાન ઐસે ગુરૂ ઉપરે ।। ૪ ।।

સદગુરૂ શબ્દાતીત અદ્વિત અમેદ હે, ત્રિવભૂન તારન તરન હરન ઉર ખેદ હે, અનભે જ્ઞાન અખંડ વિજ્ઞાન વિશેકતા, હરહાં શ્રીરંગ-વા ગુરૂકી બલહાર કરેબ્રહ્મે કતા ।। ૫ ।।

જગત ગુરૂ જગદીશ મીલે જબ ચંતકું, તન સબ તાપ નશાય આય ભવ અંતકું. જાકે વચન પ્રતાપ તિમિર અદ વાસ હી, હરહાં શ્રીરંગ-અંતર આત્મ અકલ અખંડ પ્રકાશહી ।। ૬ ।।

ગુરૂ સમ દાતા નાંહી જગતમેં ઔર જાું; દીયા પરમ પદ દાન અખંડિત ઠોર જાું, જન્મ મરન જંજાલ મીટે સબ જીવકા, હરહાં શ્રીરંગ-સદ્દગુરૂ સરજણહાર સો કારણ શીવકા. ।। ૭ ।।

બાવ બહાર બુઝ, ગૂઝકું ગ્રહિ સકે, અનહદ અકલ અભેદ વેદ ભી તહા થકે; મવાણી કે પારધાર તનું ફિરત હે, હરહાં શ્રીરંગ-હિર ગુરૂ રૂપે હોય કર્મકું હરત હે, ।। ૮ ।।

સદગુરૂ જગતમે એક તાહિ પહેચાનસી, મહા મુક્ત પદ મોજ સોઈ જન માનસી; ઓર બાતનકે પકવા કિયે કહા હોત હે, હરહાં શ્રીરંગ-ડાંભ ફુંક દેનાર ગુરૂ જગ મેં બોત હે ।। ૯ ।।

સર સર હંસન હોય ન તરૂ તરૂ ચંદના, પારસ સમ પાષાન હોત નહિ કુંદના,
ઘરઘર ગુરૂ ન હોય સમઝકે લીજીયે, હરહાં શ્રીરંગ-સહજાનંદ સુજાન ચરન રસ પીજીયેં ાા ૧૦ ાા

સદગુરૂ શ્રીરંગદાસજી સ્વામીએ સંત અસંતોના લક્ષણો વર્ણવી જે પ્રકાશ પાડ્યો છે, તેવી જ રીતે મુમુક્ષુઓને જ્ઞાન થવા સદ્દબોધ આપેલ છે. જેનું નામ 'ઉપદેશ ચિંતામણી છે.' જેના છંદો લગભગ ૪૭ ચિંતામણી જેવા છે. તેમાંથી એક છોડવો ગમતો નથી. પરંતુ ગ્રંથ વિસ્તારના ભયથી પચ્ચીસ છંદોઆ નીચે આપવામાં આવેલ છે.

## (૭) શ્રી ઉપદેશ ચિંતામણી

સુંદર પાઈ દેહ નેહ કર રામસે, ક્યા લબ્ધાવે કામ ધરા ધન ધામસે ।
આતત રંગ પતંગ, સુંગ નહિ આવસી, હરહાં શ્રીરંગ-જમહું કેદરબાર માર બહુ ખાવીસી ાા ૧ ાા

ગાફલ મુઢ ગમાર અચેતન ચેતરે, સમજુ સંત સુજાન શિખામન દેત રે. ાા
વિષયા માંહિ બેહાલ, લગા દિન રેન રે, હરહાં શ્રીરંગ-શિરવૈરી જમરાજ ન સુજે નેન રે ાા ૨ ાા

દિલહિ યુંકર દેખ કે તેરા કોન હે, ચલે ન ભેલા સાથ અકેલા ગોન હૈ ાા
દેહ ગેહ ધન દાર ઈનુંસે ચિત દિયા, હરહાં શ્રીરંગ-રટયા ન નિશદિન રામ કામ તેં ક્યા કિયા ાા ૩ ાા

કેતિ તેરી જાન કેતા તેરા જીવના, જૈસા સ્વપ્ન વિલાસ મૃષાજલ પીવના ાા
એસે સુખકે કાજઅકાજ કમાવતાં, હરહાં શ્રીરંગ-વારવાર જમદ્વાર માર બહુ ખાવના ાા ૪ ાા

નહિં હૈ તેરા કોપ, નહિં તે કોયકા, સ્વારથકા સંસાર બન્યા દિન દોયકા, ાા
મેરિમેરિ માન ફિરત અભિમાનમેં, હરહાં શ્રીરંગ-અવરાને નરમૂઢ એહિ અજ્ઞાન મેં ાા ૫ ાા

વાર વાર નર દેહ કહો કિત પાઈએં, ગોવિંદ કે ગુન ગાન કહો કબ ગાઈએં ાા
મત ચુકે અવસાન અબે તનમાં ધરે, હરહાંશ્રીરંગ-પાની પેલી પાલ અજ્ઞાનિ બાંધ રે. ાા ૬ ાા

મુખઉંધેઉર્ધ પાઉં, રહ્યો દશમાસરે જઠર અજ્ઞી કીઝાલ મહા તન ત્રાસ રે ાા
કિના કોલ કશર રટણ નિત રામકા, હરહાં શ્રીરંગ-ભુલ ગયા ગર્ભવાસ દાસ ત્રિય દામકા ાા ૭ ાા



છકે રહંતે છેલ મલમંતે મોબતાં, તાન ઝડંતે તાસ સલુની સોબતાં ાા
સુભટ બજાર સાજ હજારાં હૈ દલાં, હરહાં શ્રીરંગ સો નર હાથ ઘસંત વસંતા જંગલા ાા ૮ ાા

મંદિર માલ વિલાત ખજાનો મેડીયા, રાજ અરૂ સુખ સાજ કે ચંચલ ચેડિયાં ાા
રહતા પાસ ખવાસ હમેસ હજુર મેં, હરહાં શ્રીરંગ-ઐસે લાખ અસંખ ગયે મિલ ધૂરમેં ાા ૯ ાા

સુખમેં કરતે શોખ કે ગોંખે ઝાંખતા, દેખ પરાઈ નાર નજારા નાખતા ાા
લોચન રહતે લાલ અભલમેં આકરે, હરહાં શ્રીરંગ-સો બી ગયે વિલાઈ ગઈ ઉડ ખાખરે ાા ૧૦ ાા

બંકી પાઘ બનાય કે છોંગા મેલતે, છકે રહંતે છેલ ખુશિ દિલ ખેલતે ાા
ઝુલંતે ત્રિય સંગ કે આઠું જામરે, હરહાં શ્રીરંગ-કેતે મર ગયે કોય ન જાનત નામ રે ાા ૧૧ ાા

જમતે રોજ જરૂર ચીજાં તાજીયાં, ચોસર ચોપડ ઢાલ રમંતા બાજીયાં ાા
છલ બલ ચતુરા છેલ અવિચલ નાં રયાં, હરહાં શ્રીરંગ-જૈસે આતસ ખેલ ફટાકા હો ગયા ાા ૧૨ ાા

જો કે મુંછાં શીશ કેલીંબુ ઠેરતે, વિકટ થટાંકે બીચ કે ભાલાં ફેર તે ાા
જુદ્ધ વેળે ઝુંઝાર નમાતે જરદમેં, હરહાં શ્રીરંગ-એસે જોધ અસંખ ગયે મિલ ગરદમેં ાા ૧૩ ાા

રહેતે ભીને છેલ સદા રંગ રાગમેં, ગજરા ફુલાં ગુંચ ધરંતા પાગમેં ાા
નામ નહિ જાનતા ાા ૧૪ ાા

ગાદી તકીયા નાખ રહંતે ગમર મેં , રેશમ ધોતિ પહેર કંદોરા કમર મેં ાા
જાકા ચલતા હુકમ સબેહી મલકમેં હરહાં શ્રીરંગ-કોટી ધ્વજ સાહુકાર વિલાને પલકમેં ાા ૧૫ ાા

સબ દિન ચાકર પાસ રહંતે સાસ્તે કામકાજ કરનાર કે બોત ગુમાસ્તે ાા
લેખાં ગીનતે રોજ હજારાં લાખ કે, હરહાં શ્રીરંગ-હો ગયે છીન એકમાંય કે ઢગલે રાખકે ાા ૧૬ ાા

રાજ કચેરી માંય કે આદર પામતે, કરતે હુકમ કરૂર પટેલી કામ તે ાા
પાઘ ધનીકિ બાંધ કે રહતે અકડીકે, હરહાં શ્રીરંગ-રહે ધરે ધનમાલ ગયે જમ પકડકે ાા ૧૭ ાા

ઈન્દ્રપુરી સમાન બસંતિ નગરિયાં, ભરતિ જલ પનીહારિ કનક શિર ગગરિયાં ॥
હરિ લાલ, ઝવેર વિકાતા તાં સહિ, હરહાં શ્રીરંગ–એસી પુરી ઉજાડ ભયંકર હો રહી. ॥ ૧૮ ॥

હોતિ જોકે શીશ કે છત્રે છાંઈયાં, અદલ ફિરંતીઆણ દેશો દિશ માંઈયાં ॥
ઉદે, અસ્તલું રાજ જીનુકા કાવતાં, હરહાં શ્રીરંગ હો ગયે ઢેરી ધૂર નજર નહિ આવતા. ॥ ૧૯ ॥

નિત જાકે દરબાર ઝડતિ નોબતાં, મંત્રિ પાસ પ્રબી કરંતા મોબતાં ॥
ચતુરા ઝીન ચોજ તરફ અતિ સુજતા, હરહાં શ્રીરંગ–તિનહુકા જગમાંહિ નામ નહિં બુજતા ॥ ૨૦ ॥

જોકે આગે મલ્લ અખાડા મંડતે ખગ–બલ ખાતે ખંડ ઉડંડા–ડંડતે * ॥
થટા કચેરી થાટ છટા રંગ છાંયકે, હરહાં શ્રીરંગ–સુતા તાણી સોડ મસાણું જાય કે ॥ ૨૧ ॥

બંકે કિલા બનાય કે તોપાં સાજીયાં, મતે મેંગળ દ્વાર કે તતા તાજીં ॥
નિત પ્રતિ આગે આય નચિંતિ નાયકા, હરહાં શ્રીરંગ યાકુ થાકુ ગયે ઉપાડ દૂત જમરાયકા ॥ ૨૨ ॥

માણેક, હીરા, લાલ ખજાના મોંતિયાં સજે રાણી સણગાર કે સનમુખ જોતિયાં ॥
દિન દિન અધિક સુગંધ લગાતે દેહ મેં, હરહાં શ્રીરંગ–એસે ભોગી ભુપ મિલે સબ ખેહમેં ॥ ૨૩ ॥

જોગી  કરતે જોગ કે આસન સાધતે, અખંડ ભભૂત લગાય જટા શિર બાંધતે ॥
સાધે કપલ કેદારકે તતપર હોય રે, હરહાં શ્રીરંગ–કાલ વ્યાલકી ઝપટ બચ્ચાં નહિં કોયરે ॥ ૨૪ ॥

આ તન રંગ પતંગ કલ ઉડ જાયગા, જમ કેદ્વાર જરૂર ખત્તા બહુ ખાયગા ॥
મનકિત તજ દે ધાત બાત સત માન લે હરહાં શ્રીરંગ–મનુષાકાર મોરાર તાહિકૂં જનલે ॥ ૨૫ ॥

ઉપર પ્રમાણે છેલ્લા છંદમાં સ્વામી કહે છે કે ''મનુષાકાર મોરાર તાહિ કું જાન લે'', એટલે આ મનુષ્ય રૂપે થયેલા પ્રગટ ભગવાન શ્રી સહજાનંદ સ્વામીને તું ઓળખી લે, એમ છેલ્લા છંદની છેલ્લી કડીમાં સર્વ છંદોનો સાર ખેંચી પોતે સત્ય લખી ગયા  છે એવી રીત ચંદ્રાયણા છંદો, કીર્તનો, વગેરે શ્રીરંગદાસજી સ્વામીનું જે સાહિત્ય

* દંડાય તેવોને તવારના બળથી દંડતા



મેળવીને ઉપર આપવામાં આવેલ છે. હવે પછી શ્રી બ્રહ્માનંદજી નામ ધારણ કરી જે જે સાહિત્ય સજેલું છે. તેની હકીકત કહેવામાં આવશે.

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ચતુર્થ પ્રકરણે ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યા પ્રસાદજી મહારાજ સદગુરૂ શ્રી દેવાનંદસ્વામી સંવાદે સ્વામી શ્રી રંગદાસ ચારણી સાહિત્ય (ભાષા કાવ્ય) સંગ્રહે દ્વિતીયોઽધ્યાયઃ સમાપ્તઃ ॥ ૨ ॥

-- // --

**શ્રીજી**

**અધ્યાય ૩ ત્રીજો**

# પિતા પુત્ર મિલન પ્રસંગ

શ્રીજી મહારાજે દિક્ષા * આપ્યા પછી સ્વામી સદાયે બ્રહ્મસ્વરૂપના જ મશ્ત રહેતા હતા. બ્રહ્મસ્વરૂપે પોતે રહી પરબ્રહ્મ ભગવાન સ્વામિનારાયણને સદા પોતાના અંતરમાં અને બહાર નેત્ર સન્મુખ પણ તે મૂર્તિને રાખતા હતા. અનેક કાવ્યોમાં અને કીર્તનોમાં સ્વમુખે એજ માગ્યું છે કે, ''હે મહારાજ મારા નેણામાં રહેજો, અંતરમાં રહેજો.'' એથી શ્રીજીની મૂર્તિ તેઓશ્રીને અખંડ દેખાતી હતી અને તે સ્વરૂપની મસ્તીમાંજ ચોવીસ કલાક પોતે 'બ્રહ્મનંદે' માંજ રહેતાં.

એક સમય વહેલી પ્રભાતે અક્ષર છોડી ઓરડીની ઓસરીમાં સીતાર લઈ સ્વામીજી પ્રભાતિઆ બોલવા લાગ્યા. સ્વામી તો આંખો વીંચી મૂર્તિમાં ચિત્ત પરોવી કીર્તનો ગાતા જાય અને ડોલતા જાય. સદ્દગુરૂ મુક્તાનંદસ્વામી

પ્રસિદ્ધ થયેલ 'બ્રહ્મનંદ કાવ્યની' પ્રસ્તાવનામાં સ્વામીને શ્રીજીનો મિલાપ પ્રથમ ભુજમાં થયાનું લખેલ છે. તેમજ સિદ્ધપુર પાસે જેરીતા ગામમાં દીક્ષા આપ્યાનું લખેલું છે. પરંતુ એ હકીકત સદ્દગુરૂ શ્રી દેવાનંદ સ્વામીએ કવિ શ્રી દલપતરામને લખાવેલી નોંધપોથીમાં મળતી નથી.

ત્યાં આવીને પાસે બેઠા . તેની પણ સ્વામીને ખબરનહીં. એ તો કીર્તન ભક્તિમા અને બ્રહ્મસ્વરૂપની મસ્તીમાં જ આલાપ કરી રહ્યાં હતા. એ દ્રશ્ય શ્રીજી મહારાજ જોઈને પોતે પણ સાથે ગાવા લાગ્યા અને ડોલવા લાગ્યા; એટલું જ નહીં, પણ સ્વામીના મસ્તકે હાથ મેલી 'વાહ બ્રહ્માનંદ, વાહ બ્રહ્માનંદ' તમે તો ખૂબ જ બ્રહ્મનો આનંદ માણો છો ! એમ કહ્યું . એથી સ્વામી કહે, 'હા મહારાજ મને પણ શ્રીરંગદાસજી * નામ કાવ્યોમાં ગોઠવતા રાબર અનુકુળ આવતું નથી. આજે આપશ્રીએ મારૂં નામ બરાબર આપને જેવું જણાયું તેવું જ બોલ્યા આ સાંભળીને શ્રીજી મહારાજે એજ વખતે સ્વામીશ્રીનું નામ 'બ્રહ્માનંદજી' + પાડી દીધું. એ સાંભળી સદગુરૂ મુક્તાનંદ સ્વામી પણ રાજી થયા હતા.

## પિતા પુત્રનો પહેલો અને છેલ્લો મીલાપ

મહાકવિ શ્રી લાડુદાનજીનો પત્ર લઈને તેમના મામા ભાવનગરથી સર્વ માલ મિલકત સંભાળી લઈને, રાજ્યના શિરબંધીના (આરબીની ટુકડીના) માણસો સાથે ચાલતા ચાલતા ચારેક માસે વડોદરા પહોંચયા કાઠીઆવાડમાં જીવન મુક્તાનો નવો પંથ ચલાવે છે તે માણસોને ભરમાવી મુંડીઆ (સન્યાસી) બનાવે છે, તેવી વાતો ગુજરાતમાં ઘેર ઘેર થતી હતી. ગાયકવાડ સરકારની કચેરીમાં જે વખતે એજ વાત ચાલતી હતી તેજ વખતે બરાબર લાડુદાનજીના મામા આવી પહોંચ્યા અને કહેવા લાગ્યા કે, કવિ

શ્રી રંગદાસજીના નામના માત્ર અઢાર કીર્તનો અને બસો છંદો રચાયેલ મળેલછે.; તે ઉપરથી જણાય છે કે એજ વર્ષમાં જ બ્રહ્માનંદજી નામ ધારણ કરતાં તે પછી એ નામનાં જ કાવ્યો રચાયેલાં હતાં.

---

+ શ્રીજીએ નંદ પંક્તિના પાંચસો પરહંસ કાળવાણીમાં કર્યા, એ તો તે પછીઘણો સમય વિત્યે કર્યા છે. કેમકે સદ્ગુરૂ ગોપાળનંદસ્વામી સ. ગુ. ગુણાતીતાનંદ સ્વામી સ. ગુ. નિત્યાનંદસ્વામી સ. ગુ. પ્રેમાનંદસ્વામી વગેરે સંતો બહુજ મોડી દીક્ષાઓ લીધી છે. એમ જો કાળવાણીમાં જે બ્રહ્માનંદ ના મ આપ્યું હોત તો, શ્રીરંગદાસજીના નામનાં ઘણાં કાવ્યકીર્તનો હોત; પણ તેમ જોવામાં આવતું નથી. માટે કવિશ્રી દલપતરામની નોંધપોથીની હકીકત સત્ય હોય શકે.



'લાડુદાનજી તો કાઠીઆવાડમાં આવેલા ગઢડા ગામે સ્વામીએ ભરમાવતાં તેના શિષ્ય થઈ રહી ગયા છે; અને આ હીરા, મોતી, માણેક જડિત સોનાચાંદિના દાગીનાઓ તથા હજારો રૂપીઆઓ, કોરીઓ; અશરફીઓ,સોનામહોરો, ઉંટ ઘોડાઓ, સીગરામ ગાડી વગેરે સરંજામ પોતાના લખેલા કાગળ સાથે મોકલેલ છે, તેમ કહી ગઢવી શંબુદાનજીના હાથમાં તે પત્ર આપ્યો. તેમજ કચ્છ ભુજ, ધ્રાંગધ્રા,જામનગર,જુનાગઢ અને ભાવનગર વગેરે રાજસ્થાનોના રાજ ખરીતાઓ (રૂકાઓ) અને ભુજની પાઠશાળાનાં મેળવેલ પ્રમાણ પત્રો, તેમજ રાજ્યોમાંથી મળેલ શિરપાવોનું લિસ્ટ, તથા કેટલાએક કાવ્યો ખરડાઓ વગેરે સભા સમક્ષ રજું કરતી વખતે સભાજનો તથા શ્રીમંત ગાયકવાડ સરકારે દિગ્મૂઢ થી ગયા.કવિશ્રીના પિતાશ્રીના પિતાશ્રી શંભુદાનજી તો આ લાખોની મિલકત મેળવનાર પોતાના એકના એક મહા વિદ્વાન પુત્ર આવી નહીં. મળતા,સર્વ હકીકત સાંભળતા પુત્ર વિયોગે મૂર્છિત થી ગયાં રાજ્ય વૈદ્યોના ઔષધોપચારથી શુદ્ધિમાં આવ્યા પછી, શ્રીમંત ગાયકવાડ સરકાર તથા તેના મુખ્ય મંત્રીએ લાડુદાનજીને ગઢડાથી પાછા લાવવા માટેની એક નીચે લખી બે યુક્તિ અજમાવવાનું વિચારી નક્કી કરી લીધું ને શંભુદાનજી પણ તેમાં સંમત થયા.

(૧) મહા કવિશ્રી લાડુદાનજી જો વડોદરા સરકારના રાજ્યકવિ થવા અહીં આવે તો, તેને પચીસ ગામનું એક પરગણું બક્ષી, વડોદરા શહેરની હવેલી, વાડી, એક હાથી, પાલખી, ને મશાલ, પક્ષી ક્રોડ પશાવ કરી, રાજ્યના મોટા અમીરના દરજ્જાથી ડબલ તાજમી સરદારની બેઠક આપવામાં આવશે. એવો રાજ્યની મોર છાપ વાળો ખરીતો લઈને એક બે અમીર સરદાર વગેરે આમંત્રણ પત્રિકા લઈ ગઢવી શંભુદાનજી સાથે ગઢડા જાય.

(૨) લાડુદાનજીના માતા પિતા તથા તેઓનું સગપણ કરેલ કન્યા તેના માતા-પિતાઓ અને અન્ય સગા-સબંધીઓ વગેરે સહકુટુંબ ગઢડા જાય. એ સૌના મળવાથી ઘણા વરસોથી, વીખુટા પડેલા પુત્રને માતા-પિતા સગા સબંધીઓ વગેરે મળવાથી તેના હૃદયમાં પ્રેમ ઉભરાશે; વળી તેમના શ્વસુર પક્ષના અને લાયક ઉંમરની કન્યા વગેરેને જોઈને લગ્ન કરવાને તેના મનનું આકર્ષણ થશે; તેમજ લાખો રૂપીયાની આમદાની વાળુ ગુજરાતી ભૂમિનું એક (પચીસ ગામોનું પરગણ) બક્ષીસ આપવાનો મોરછાપવાળો ખરીતો (લેખ) જોતા જ એક નાના રજવાડા જેવો ગૃહસ્થાશ્રમ માણવા જરૂર લલચાશે.

ઉપર મુજબની વિચારણા પછી તેવો રાજ્ય તરફથી પત્ર લખાવી એક અમીરને આપી ગાયકવાડે કવિશ્રી લાડુદાનજીને અનેક રીત સમજાવી વડોદરા તેડી લાવવા ભલામણ કરી, અને વાટખર્ચી વાહન વગેરેનો સઘળે. બંદોબસ્ત રાજ્યથી કરાવી, શંભુદાનજી ગઢવીને ખાંણ ગામથી સહ-કુટુંબ જવાનું સૂચવી સૌને વિદાય આપી ભાવનગરથી જોખમી સામાન પહોંચાડવા આવેલા માણસોને યોગ્ય શિરપાવ આપીને પણ વિદાય કર્યા કચ્છ કાઠીઆવાડમાંથી મળેલા ઉંચ જાતીના કેટલાએક ઘોડાઓ તથા ઉંટો પાલખી વગેરે સરંજામ ખાંણ ગામે સાથે નહીં લઈ જતાં, શંભુદાનજી ગઢવીએ એ સઘળું ગાયકવાડ સરકારને નજર કરતાં, તેના બદલાની યોગ્ય કીંમતી નવાજે સાથે લઈ લાખોની મિલ્કત સાથે સરકારી માણસોના બંદોબસ્તથી વડોદરાના વાહનમાં શંભુદાનજી ખાણ ગામે આવ્યા. ત્યાં સૌ સગા વ્હાલાઓને તેડાવી સર્વ હકીકત કહી સંભળાવી. લાખોની મીલ્કત મેળવનાર કુળદીપક લાડુદાનજી કુમાર ઘરે નહીં આવતાં, કાઠીઆવાડમાં એક બાવાના શિષ્ય થઇ રહી ગયાના સમાચાર સાંભળી, માતુશ્રી લાલુબાદેવી બહુજ ઉદાસ થતાં મૂર્છિત થઈ ગયા. સગા સ્નેહીઓ પણ આ હકીકત જાણતાં હર્ષશોક અનુભવી રહ્યાં.

ખાંણથી ૨૫ કોશ દુર પેશ્વા ગામે દરશાજી આઢાના ઉત્તમ કુળમાં મહાકવિશ્રી લાડુદાનજીનું સગપણ ગઢવી સ્વરૂપદાનજી (રૂપદાનજી) નાં પુત્રી, બેલડાં ખીમબાઈ તથા મોજબાઈ, તેમાંથી મોટાં પુત્રી, ખીમબાઈ વેરે કરેલું હતું. કન્યા ઉંમર લાયક હતાં તેથી તેઓ તેમનાં માતા-પિતા સાથે ખાંણગામ આવી બહુજ કલ્પાંત કરવા લાગ્યા. મહાકવિશ્રી લાડુદાનજીને મળેલ પમાણપત્રો,રાજ્યના ખરીતાઓ, પોશાક, પહેરામણીના દાગીનાઓ, અને હજારો રૂપીઆ સાથે કાવ્યના કેટલાએક ખરડાઓ તેમજ તેમના મામાના મોઢાથી મહા કવિશ્રીની ખુબ પ્રસંસા સાંભળીને, સ્વરૂપદાનજી ગઢવીના નાના પુત્રી મોજબા × ભણેલાં અને બહુજ બુદ્ધિશાળી હોવાથી શ્રી લાડુદાનજી તરફ તેના મનનું આકર્ષણ થતાં, તે ઉંચકુળના ચારણ દેવકન્યાએ પોતાના મનથી દ્રઢ સંકપલ્પ કર્યો કે, 'વરવું તો લાડુદાનજીને જ વરવું નહિ તો કુંવારૂ રહેવું મરવું.' તેવી પ્રતિજ્ઞા લઈ પોતાના માત-પિતાને તથા સૌને હકીકત કહી સંભળાવી.

× જન્મ પહેલા ગઢવી સ્વરૂપદાનજીના પત્નિએ લાડુદાનજીનાં માતુટી લાલુબાદેવી સાથે વાકૂદન કરેલું હતું કે મારે પુત્રી થશે તો હું તમારા પુત્ર લાડુદાનજીને વરવાને તૈયાર થયા હતાં એવી પણ વાત કર્ણોપાર્ણ મળી છે.



આવી રીતે શ્રી લાડુદાનજી કવિના સાથે લગ્ન કરવા બંન્ને બેલડાંની બ્હેનો ઉંમર લાયક હોવાથી ગઢડા જવા તૈયાર થયા.

થોડા દિવસો રહીને વડોદરાથી આવેલ અમીરો સાથે રાજ્યના વાહનમાં ગઢવી શંભુદાસજી તથા મહાસતી લાલુબાદેવી (માતાજી) નાના પુત્ર અર્જુનદાનજી * તથા પુત્રી આછુબા તથા શંભુદાનજીના નાનાભાઇ હરનાથજી તથા પીતરાઈભાઇ ખીમાજી અને તેમના સ્ત્રી મોજબાઈ તથા લાડુદાનજીના સસરા સાસુ બન્ને દેવકન્યાઓ તેમજ અન્ય સગા વ્હાલાઓ પોતે પોતાના વાહનમાં બેસી સાથે ચાલ્યા. રસ્તાના જાણીતા અનુભવી શ્રી લાડુદાનજીના મામા સાહેબ પણ એ મારવાડી સંઘમાં સાથે જ હતા. ચાલતા ચાલતા કેટલાએક દિવસે એ મારવાડી ચારણદેવો ગઢડા ગામે આવ્યા. એ હકીકતની જાણ દરબારશ્રી એભલ ખાચરે તેઓના ઉતારા વગેરેનો ખૂબ સરસ બંદોબસ્ત કરાવ્યો. પરંતુ તેઓ સૌ તો લાડુદાનજીને મળવા આતુર થી રહેલા હતાં.

સ્વામીશ્રીએ પરમહંસની દીક્ષા ગ્રહણ કરી બ્રહ્માનંદજી નામ ધારણ કર્યા પછીથી ત્યાંગીઓના ધર્મપ્રમાણે પૂર્વાશ્રમના સગા સબંધીઓને, તેમ જ પોતાના માત પિતા અને સ્ત્રી સમાજને મળી શકાય નહીં. એ વિષે શ્રી સ્વામીજીનું વર્તન 'મર્યાદાચુસ્ત' હોવાથી મારવાડમાંથી મિજમાનો આવ્યાનું જાણ થતા સાધુની જગ્યામાં જ પોતાને આસને જ (ઓરડીમાં જ) પુરા બંદોબસ્તથી રહ્યાં.

પ્રવાસનો થાક ઉતર્યા પછી બીજે દહાડે સવારે શ્રીજી મહારાજની સભામાં મારવાડી મિજમાનો (ચારણકવિરાજો) કંઈક બીતાને ઝબકતા સ્વામીજીને દેશમાં પાછા લઈ જવા તે સ્વાર્થ સાધવાના હેતુંથી, સ્વામીના મામાને આગળ રાખી, દરબારશ્રી એભલ ખાચર સંગાથે સૌએ આવીને નિંબવૃક્ષ નીચે બિરાજી રહેલા શ્રીજી મહારાજના ચરણમાં મસ્તકો ઝુકાવી, મારવાડી ઢબથી સલામ મુજરો કરી, આજ્ઞા મળતાં સૌ સભામાં આવી બેઠા. પછી શ્રી એભલ ખાચરે શ્રીજી મહારાજને ગઢવી શંભુદાનજી વગેરેની ઓળખાણ કરાવીને સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીને મળવાની અરજ કરી.

આજે પોતાના સગા સંબંધીઓ શ્રીજી મહારાજની સભામાં આવવાના છે, એ હકીકત બ્રહ્માનંદસ્વામીના જાણવામાં આવતાં. પોતે તે દિઈરાદા પૂર્વક સભામાં આવ્યા ન હોતા, તેથી શ્રીજી મહારાજે પરમહંસો તરફ જોતાં સ્વામીને જોયા નહીં તેથી સદ્‌ગુરૂ મુક્તાનંદ સ્વામીને આજ્ઞા કરી કે તમે જઈ બ્રહ્મમુનિને સભામાં તેડી લાવો. તેથી મુક્તાનંદ સ્વામી સ્વામીને આસને

* લાડુદાનજી ભુજ ગયા પછીથી એ પુત્રને પુત્રીનો જન્મ થયો હતો.

ગયા અને મહારાજની આજ્ઞા સંભળાવી. તેથી સ્વામી આઠ દશ બીજા સાધુઓ અભ્યાસ કરતા હતા તેને સાથે લઈ સભામાં આવ્યા અને શ્રીજી મહારાજને દંડવત પ્રણામ કરી સહુ સંતોને નમસ્કાર કરીને પોતાને આસને બેસી ગયા.

આજે એભલ ખાચરના આંગણમાં સૂર્ય અને ચંદ્ર પોત પોતાના કિરણો વેરતા હોય તેમ મારવાડી મહેમાનોને લાગ્યું. તે સહુ શ્રીજી અને બ્રહ્મનુનિના મુખારવિન્દ સામુ એકિ નજરે જોઈ રહ્યાં હતા. શંભુદાનજી ગઢવી તો આ બ્રહસ્પતિ સમાન કાંતિવાળા મહા તેજસ્વી કાશાંબરી વેશમાં પ્રચંડકાય અને અજાન બાહુબળ યોગીરાજના મુખારવિન્દમાંથઈ ચંદ્રકિરણ જેવું શિતળ શાંત બ્રહ્મતેજ ભાળી ભેચકાઈ ગયા. તેમજ આવા પ્રભાવશાળી પુરૂષને 'લાડુદાનજી નામના મારા પુત્ર છે તેમ કહેવાય ? સભા સહુ શાંત હતી. ઉતરાદા બારના ઓરડાની ઓસરીએ બાશ્રી જીવુબા લાડુબાની સ્ત્રી સભામાં માતુટી લાલુબાદેવી પણ અતિ ઉત્કંઠાથી પોતાના વ્હાલા પુત્રના દર્શન કરવા અધિરા થી રહ્યાં હતાં સદ્‌ગુરૂ બ્રહ્માનંદસ્વામી સભામાં પધારતાં બાઈઓએ ઓળખાણ આપી. છતાં તેઓ પણ પંદર વરસ પહેલાંના કિશોર અવસ્થાના લાડુદાનજીને આજ ભર યુવાન અવસ્થઆમાં, વળી કાશાંબરી યોગીવેશમાં બ્રહ્મતેજસ્વી ભાળીને ઓળકી શક્યાં નહીં.

શ્રીજી મહારાજે પરિસ્થિતિ પારખી કૃપા દ્રષ્ટિ કરીને ખાસ આજ્ઞા કરી કે 'બ્રહ્મનુનિ ! પૂર્વાશ્રમના જનક પિતાશ્રી શંભુદાનજી ગઢવી કે જેઓ અમારા ગુરૂભાઈ છે (રામાનંદ સ્વામીના શંભુદાનજી શિષ્ય હોવાથી) તો તેમની પાસે ત્યાં જઈ દંડવત પ્રણામ કરીને મળો; તેમજ દૂર દેશથી આવેલા અન્ય વિદેશી મહેમાનોને પણ મળી; કુશળ ખબર પૂજો; એ અમારી આજ્ઞા છે, ગુરૂવાક્ય શ્રુતિ તુલ્ય માની સ્વામી પોતાના આસનેથી ઉઠી પિતાશ્રી શંભુદાનજીના પાસે જી દંડવત પ્રણામ કર્યા. શંભુદાનજીએ ઉભા થી પોતાના યોગી પુત્રના બન્ને હાથ ઝાલીને ઉબા કરી બાથ ભરી મળ્યા, છાતી સાથે ભીડીને મસ્તક ઉપર હાથ ફેરવતાં, વાત્સલ્ય પ્રેમમાં પ્રેમાશ્રુ સાથે ગદગદ કંઠે બોલ્યા 'કે, બેટા લાડુદાનજી ઘણા વર્ષે દર્શન થયા. અમો વૃદ્ધ માતપિતાને ભુલી જઈ ઘેર પણ ન આવ્યા ? પણ આજ તમને યોગી સ્વરૂપે નીરખતાં મને મારા ગુરૂશ્રી 'રામાનંદ સ્વામી' ની યાદ આવે છે. 'ગુરૂ તો મેલી ગયા અને તમો પણ અમને મેલી ગયા ને ભુલી ગયા ? પણ આજ પ્રભુકૃપાથી તમને મળતા મારી છાતી ઠરે છે.હૃદયમાં શાન્તિ થઈ છે. બાપ ! સુખી રહો ! એમ કહેતા હૃદય ભરાઈ જતાં નીચે બેસી ગયા.



બ્રહ્મમુનિ બોલ્યા 'આપ તો મહા મુકતાત્મા છો સદગુરૂશ્રી રામાનંદ સ્વામી જેવા સમર્થ ગુરૂને સેવ્યા છે તેના આશિવાદિ આપણું આશિયાકુળ અને દેવકુળ ઉજળું થયું છે. કોણ છે, લાડુદાનજી ? કોણ છે શંભુદાનજી ? સહુ બ્રહ્મસ્વરૂપ છીએ અને સામે પરબ્રહ્મ પુરૂષોત્તમ પ્રગટ નારાયણ બિરાજે છે. તેમની અપાર દયાથી આજ આપને એમના દર્શનનો અમુલ્ય લાભ થયો છે, માટે તેને ઓળખી અંતર અજવાળો.'

સભામાં બેઠેલા અન્ય મારવાડી ચારણદેવોને (સગા સંબંધીઓને) દૂરથી પોતાને નમસ્કાર કરત । જોઈ પોતે સહુને હાથજોડી પગે લાગ્યા અને કહ્યું કે. ''આજથી પ્રગટ નારાયણ પ્રભુના દર્શન થયાં છે, માટે તમો સહુ પૂર્ણ ભાગ્યશાળી છો. આ અલૌકીક લ્હાવનું તમો સહુને જીવન સંભારણું છે. આ લીંખડો નથી પણ કલ્પવૃક્ષ છે ! અને આ સભા એ અક્ષરધામ (બ્રહ્મધામ) ની દીવ્ય સભા છે; અને આ શ્રીજી મહારાજ સાક્ષાત પૂર્ણ પુરૂષોત્તમ નારાયણ પૃથ્વી ઉપર પ્રગટ થયા છે. માટે તે પ્રગટ ભગવાનનો આશારો કરી એકોતેર પેઢી ઉઝાળો ''! એટલું કહી સહુને નમસ્કાર કરી પોતાને આસને આવી બેસી ગયા.

શ્રીજી આજ્ઞા થતાં સદ્‌ગુરૂશ્રી મુક્તાનંદસ્વામીએ અને સદ્‌ગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીએ સારંગી અને અન્ય સંતોએ સીતાર, દુકડ સરોદા લઈને કીર્તનો ગાવા શરૂ કર્યા. તે અંતરીક્ષમાંથી જેમ સિદ્ધ ચારણ, વિદ્યાધર ગંધર્વદેવો દિવ્ય વાજીંત્રોથી ગગનગીરા કરી રહેલ હોય તેમ, સર્વ સભાજનો અને આવેલા મિજમાનો વગેરેને જણાયું અને અતિ શાન્તિ બ્રહ્મરસ છવાઈ રહ્યો. એ સમયે સહુના કર્ણમાં સહજાનંદ સ્વામિરે પ્રગટત ન આ સમેરે, પ્રાણી કોઈ પાવત નહિં ભવ પારરે,'' એ મુક્તાનંદ સ્વામિના કીર્તનની પહેલી કડી ગુંજી રહી. દિવ્ય સભા, દિવ્ય સંગિત દિવ્ય સંતો, દિવ્ય પાર્ષદો, સ્ત્રી-પુરૂષની અલગ અલગ દિવ્ય સભાઓ, વિગેરેના દિવ્ય દર્શન થતા સહુ મારવાડી મહેમાનોનાં અંતર શાંત થયાં. કીર્તન ભક્તિ બંધ થતાં શ્રીજીમહારાજ કહે ''શંભુદાન ગઢવી'' તમો સહુ આવ્યા તે સારૂં થયું. હમણાં આહી રોકાઈ સંત સમાગમ કરી આપણા ગુરૂશ્રી રામાનંદસ્વામિના આ 'ગુરુકુળ' નો અનુભવ લ્યો હવે જય સચ્ચિદાનંદ એમ કહીને ત્યાંથી ઉઠી પોતાની અક્ષર ઓરડીમાં પધાર્યા, એટલે બીજા સહુ પોત પોતાને સ્થાને ગયા.

મારવાડી મહેમાનો બજારમાં ફરી ઉતારે આવી અરસ પર શ્રીજી પ્રતાપની અને લાડુદાનના બ્રહ્મતેજની તેમજ દિવ્ય સભાની તારીફ કરવા લાગ્યા, અને આમાંથી લાડુદાનજીને આપણી સાથે ઘેર શી રીતે લઈ જવા

તેનો સહુ મળીને વિચાર કરવા લાગ્યા. સાથે આવેલા બન્ને દેવકન્યાઓ પણ સાક્ષાત દેવ સમાન લાડુદાનજીના દર્શન કરતાં તેની વાક્ય ચાતુરી, સંગીતકળા અને મહા તેજસ્વી શરીરકાન્તિ ભાળી, મન કર્મ, વચને તેનેજ વરવાની મનમાં પ્રતિજ્ઞા લઈ સ્ત્રીહઠને ગ્રહણ કરી બેઠી. સાંજે પછી દિવ્ય સભા થઈ સહુ દર્શને આવ્યા. તે વખતે શ્રીજીએ બ્રહ્મનુનિને આજ્ઞા કરી કે 'તમારી જન્મભુમીની મારવાડી ભાષાનાં કીર્તનો સંભળાવો કે, આવેલા મિજમાનો તે સાંભળી સમજી અને રાજી થાય.

શ્રીજી આજ્ઞા શીર ચડાવી ચાર પદોમાંથીને બે પદો પોતે સીતારમાં બોલ્યા.

રાગ સોરઠા (મારવાડી ભાષા)

પદ ૧

માંકે મહોલે આજોજી હો સુંદર શામ. ટેક
હાથ જોડુ રહું હાજર ઉભી,તન ધન વારૂં થાકે નામ ।। માકે.
પ્રાણજીવન રંગરેલ પધારો, મારે છે થાસું ઢોલાકામ ।। માકે. ૨.
થાકો મુખ દેખ્યાંસુ માંકે, અંતર હોવે આરામ ।। માકે ૩.
બ્રહ્માનંદરા પ્રીતમ પ્યારા, પુરો માંકા મનડારી હામ ।। માંકે. ૪.

પદ ૨

થારા માને લાગે છેજી ગાઢામારૂ નેણ, ટેક.
કામ કાજ દુજો કાંઈ ન સુજે, રટના લાગી, દિનરેણ ।। થારા. ૧
સુભગ સુલણી રાવરી મુરલી, સુણકે મન મારો હોઈ ગ્યો, મેણ ।। થારા ૨.
હાસ વિલાસ સહિત નહિ વિસરે, વાલાજી રંગીલા વાંકા નેણ ।। થારા. ૩
આયે એકાંત મીલો અવિનાશી, બ્રહ્માનંદરા જો સેણ ।। થારા ૪

ઉપરનાં બે પદો સીતારમાં આલાપી, શ્રીજી મહારાજની સન્મુખ બેસી, પૂર્ણ સખી ભાવથી ગાતા, જળથળ થંભી ગયા, મોરલાઓ બોલવા લાગ્યા, અને મારવાડી મિજમાનોમાંના ઘણાખરાને શ્રીજી મહારાજ શ્રીકૃષ્ણ રૂપે અને બ્રહ્મનુનિ ગોપીના રૂપે દેખાયા, કેમ જાણે ગોલોકમાં બેસી ગાવણું સાંભળતા હોય તેવો આનંદ અનુભવા લાગ્યાં શંભુદાન ગઢવી પણ ભાષાના ઉત્તમ કવિ હતા, વાતે ડાહ્યાં હતા, સદ્દગુરૂશ્રી રામાનંદસ્વામીના કૃપાપાત્ર શિષ્ય હતા. પોતાના પુત્રને યોગી વેશે બ્રહ્મરસની ભક્તિમાં તરબોળ થયેલા જોઈ પોતે આ સઘળો પ્રતાપ સદગુરૂશ્રી રામાનંદજી સ્વામીની પુર્ણ કૃપાનો અને શુભ આશીર્વાદનો છે, તેમ જાણી પોતે પોતાને કૃતાર્થ માનવા લાગ્યા. ખાણ ગામે એકાદશીની રાત્રીના



જાગરણમાં માતાના ગર્ભમાં રહેલા બાળકે ગુરૂશ્રી સાથે વાર્તા વિનોદ જે કરેલો હતો તે, અને ગુરૂએ પછી એ ગર્ભમાં રહેલો બાળકનો જે મહિમા કહેલ હતો તે, તથા 'પ્રગટ ભગવાનના ગુણ તો તમે જ ગાશો,' એમ રામાનંદસ્વામીએ તે રાત્રે કહેલું હતું, એ સઘળું પોતાને યાદ આવતા ગુરૂશ્રીની ભવિષ્યવાણી આજે સત્ય પડી અને શ્રીજી મહારાજની બાજુમાં ગુરૂ રામાનંદસ્વામીના દિવ્ય દર્શન શંભુદાનજીને થયાં. ગુરૂશ્રી જાણે બંને હાથ લંબાવી એક હાથ શ્રીજી ઉપર અને બીજો હાથ બ્રહ્મમુનિ ઉપર અભય વરદાનથી ધરી રહ્યાં થકા, શંભુદાનજી સામું જોતા હોય તેવા સાક્ષાત્ દર્શન શંભુદાનજી, બ્રહ્મમુનિ, અને મુક્તાનંદસ્વામીને, તે સબામાં થયાં.

સાયંકાળ થતાં આરતી ધુન્ય, કથા વાર્તા સાંભળી સહુ સહુને ઉતારે જઈ વાળુ કરીને આરામ કર્યો. શંભુદાનજીને તો પાતાના હૃદયમાં પૂર્ણ શાંન્તિ થી ગઈ, પણ સાથે આવેલા સગા સંબંધીઓના આગ્રહને વશ થી બીજે દિવસે શ્રીજી મહારાજની આજ્ઞા મેળવી પોતાને ઉતારે બ્રહ્મમુનિને આવી મળવાનું નક્કી કર્યું.

બીજે દિવસે શ્રીજીની આજ્ઞા થતાં મુક્તાનંદસ્વામી, અને દરબાર શ્રી એભલ ખાચર સાથે બ્રહ્માનંદસ્વામી, પોતાના પિતાશ્રીને ઉતારે જઈ મળ્યા. એ વખતે સહુ પુરૂષ વર્ગ સ્વામીને વીંટાઈ વળ્યો. સામી બાજુથી ઓસરીના ગેર ઉપરથી માતાજીશ્રી લાલુબાદેવી વિગેરે સહબાઈઓએ સ્વામીશ્રીને નમસ્કાર કર્યો. સ્વામીશ્રીએ પણ પોતાના માતુશ્રીને બે હાથ જોડી વંદન કરી જય સ્વામિનારાયણ કર્યા. પછી શંભુદાનજી સ્વામીને સંબોધીને કહેવા લાગ્યા, આપ અમારા (વૃદ્ધ માતાપિતા) ઉપર દયા લાવી અમારી સેવા કરવાને હવે ઘેર પધારો. ત્યાં રહીને પ્રભુ ભજન કરજો. વળી તમારૂ સગપણ કરેલું હોવાથી કન્યા ઉમર લાયક હોઈ ને તે અમારા સાથે અહીં આવ્યા છે તેમના સાથે લગ્ન કરી ગૃહસ્થાશ્રમ આરંભો. અમો શ્રીજી મહારાજ પાસે વિનતી કરી તમોને ઘરે તેડી જવાની આજ્ઞા મેળવી દેશું. વેવાઈના બીજા નાના પુત્રી પણ તમારા યશોગાન સાંભળી 'તમને જ વરવાની પ્રતિજ્ઞા લઈ બેઠા છે. એટલે સગપણ થયેલ કન્યા અને તેના નાના બેનની ઈચ્છા પૂરી કરવા તેમજ અમારી વૃદ્ધાવસ્થા ધ્યાનમાં લઈને તમો 'ઘેર' (ખાણ ગામે) આવવાની 'હા' કહો. એ સાંભળી સહુ સગા-વ્હાલાઓએ પણ શંભુદાનજીની વાતને પૂર્ણ ટેકો આપ્યો.

સ્વામીશ્રીને ધર્મસંકટ આવ્યું. શું જવાબ દેવો ? એક બાજું પૂર્વાશ્રમનો કુટુંબી પ્રેમ, વૃદ્ધ માતા પિતાની સેવા કરવાનો પુત્રધર્મ, પોતા પ્રત્યે પિતાનો અનહદ વાત્સલ્ય પ્રેમ, સગપણ થયેલા દેવકન્યાની પરિસ્થિતિ વગેરે, બીજી બાજુ, સાક્ષાત પ્રગટ ભગવાન મળ્યા, તેનો ત્યાગ કેમ થાય ? સહુથી શ્રેષ્ઠ એવી પરમહંસની દીક્ષા તજી શ્વેતાંબરી થવું, અભય નૃપના અક્ષર તુલ્ય આંગણાની દિવ્ય સભાનો ત્યાગ કરીને એક નાનકડા ગામના ચોરામાં ચારણ દાયરો સાથે બેસી, યાચક વૃતિની જીંગદી ગુજારવી; આવા અનેક વિકર્ત થતાં પોતાના અંતર આત્માની પ્રેરણા મળતા, એ પ્રશ્નો જવાબ પોતે નીચે લખ્યા કીર્તનથી પિતાશ્રી આદિ સહુ સંબંધીઓને સંભળાવ્યો.

બ્રહ્મમુનિ કહે છે કે ‘પિતાશ્રી ! સાંભળો, સગપણ કર્યુ સાચુ ? આ ? કે તે ? આ એક જ કાવ્ય સાંભળી લીયો તેમા મારા અંતરની ઉર્મિઓ હું વ્યક્ત કરી દઉં છું. આપ સહુ વિચાર વંત અને કવિ છો તેથી એસમજજો.’ એમ કહીને નીચેનું કીર્તન ગાયું.

**ગરબી પદ ૧**

રે સગપણ હરિવરનું સાચું, બીજું સરવે ક્ષણભંગુર કાચું. ટેક
રે સહુ સાથે પ્રીતી ટાળી, ભાગ્યું મન મિથ્યા ભાળી.
છે વરવા જેવા એક વનમાળી. રે સગપણ હરિવરનું સાચુ ૧
રે થીર નહિ આવરદા થોડી, રે તુછ જાણી આશા ત્રોડી,
મે જગના જીવન સાથે જોડી. રે સગપણ હરિવર’નું સાચું. ૨
રે ફોગટ ફેરા નવ ફરીએ, રે પર ઘેર પાણી શું ભરીએ ?
જો વરીએ તો નટવરને વરીએ. રે સગપણ હરિવરનું સાચું. ૩
રે ભૂધર ભેટયા ભય ભાગ્યો, મેં સહુ સાથે ત્રોડો ધ્રોગો. *
એ રસીક રંગીલાથી રંગ લાગ્ય. રે સગપણ હરિવર’નું સાચું. ૪
રે એવું જાણી સગપણ કીધું, રે મ્હેણું તો રિ ઉપર લીધું.
બ્રહ્માનંદ કારજ સીધ્યું. રે સગપણ હરિવર’નું સાચું. ૫

* જેમ મનુષ્યના મરણ પછી તેના બારમાને દિવસે લોકો ‘ગડહોમાળ’ ભરે છે. એટલે પાણીના ચાર ઘડાઓ ભરી તેને કાચા સુતરના દોરાની માળા વીંટી, કોડીઆમાં દીવો ળગાવી તે દોરાને દીવાથી બાળી તોડી નાંખી કહે છે કે, ‘તુટયો તાંતો ને છુટયો નાતો, એ લોકો કિતને સ્વામી એ કીર્તનમાં કહે છે.’



પિતાજી ? મેં તો શ્રી હરિના સગપણને સાચુ જાણી બધાંથી પ્રીતિ તોડી, સંસાચર મિથ્યા ભાળી, અને ભગવાન સત્ય જાણી, (જગત મિથ્યાબ્રહ્મ સત્ય જાણી) ને હું તો વનમાળીને વરી ચુકેલ છું. આ શરીરની અલ્પ આયુષ્ય, હોવાથી બધી આશા તુષ્ણાનો ત્યાગ કરી. જગતના જીવન રૂપી શ્રીજી મહારાજને જાણી, તેમના સાથે મેં મારૂ મન જોડી દીધું છે, જેથી શ્રી હરિનું જ સગપણ સાચું છે. ફોગટીઆ ફેરાફરી પારકા ઘરના પાણી ભરવા કરતા એક નટવરને જ વરવું તે સારૂ છે. હવે તો ભગવાન મળતા જન્મ મરણનો ભય ભાંગી ગયો છે, અને મેં તો સહુ સાથે એટલે આ દેહના સગા સબંધીઓનો સબંધરૂપી ‘ધ્રાગો’ (દોરો) તોડી નાખ્યો છે. માટે શ્રી હરિનું જ સગપણ સાચુ છે અને શ્રીહરિ એકજ સત્ય છે ! એમ જાણી મેં તેનાથી જ સગપણ કરેલ છે. લોકો કહેશે કે બાવો થી ગયો, એ મ્હેણું જાણવા છતાં મેં માથે લીધું છે, મારૂ તો સંપૂર્ણ કારજ સિદ્ધ થયું છે. એટલે હું તો ‘પૂર્ણકામ થયો છું., એથી શ્રીહરિનું’ સગપણ સાચુ છે, બીજુ જાુઠું છે. એમ કહીને બીજા પદની ત્રીજી ને ચોથી કડીઓમાં સ્વામી કહે છે કે–

રે શીરપર જો બીજો ધારૂં, રેતો બગડે જીવીત મારૂં
હું જીતી બાજી હવે કેમ હારૂં, રે લગની તો હવિરથી લાગી.
રે હરિ વના બીજાને વરવું, તે ગજ તજી ખર ચડીને ફરવું.
એ જીવ્યાથી રૂડું મરવું. રે લગની તો હરિવરથી લાગી.
પછી ત્રીજા પદમાં સ્વામી વીરરસમાં આવી જઈને કહે છે કે,
રે પહેલું જ મનમાં ત્રેવડીએ, હારે હારે જાુધ્ધે નવ ચડીએ,
જો ચડીએ તો કટકાજ થઈ પડીએ. રે શીટ સાટે નટવરને વરીએ.
રે રંગ સહિત હરિને રટીએ, હાક વાગે પાછા નવ હટીએ,
બ્રહ્માનંદ કહે ત્યાં મરી મટીએ. રે શીર સાટે નટવરને વરીએ.

પિતાશ્રી શંભુદાનજી એ બધુ સાંભળીને કહે છેકે, ‘હે પુત્ર આપણી ચારણ જ્ઞાતિ બહુ જ ચતુર અને વિચિત્ર છે, તે તમો કયાં નથી જાણતા ? તેથી જ્ઞાતિજનો તેમજ અન્ય લોકો આપણા ઘરને વગોવશે. મેણા દેશે, ન બોલવાનું બોલી અમો વૃદ્ધને પજવશે. વળી તમારૂ સગપણ કરેલી કન્યા ઉંમરલાયક હોવાથી કદી આપણા જ ગામમાં આપણી ડૌલ સામેની’

ડેલીમાં પરણાવી દેશે ને કહેશે કે દીકરો બાવો થી જતા કન્યા બીજે દેવી પડી,' તેમ કહી અમારી જીંદગીને ધુળમાં નાખશે એ મેણા એ લોકલાજ અમો વૃદ્ધ કેમ સહન કરી શકીશું ? એમ બોલતા તેઓ ગળગળા થઈ ગયા.

એ જોઈને સ્વામી તેનો ઉત્તર હવે ચોથા પદની કડી બીજમાં આપે છે કે.

'જેમ ગજ જાય બજારે ખુશી, શ્વાન મર બહુ ભસીરે ભસી,
તેની હાથીને નહીં શંકા રે કશી રે, ધરીઆ અંતર ગિરિધારી.

વળી સતી સ્ત્રીનો દાખલો આપીને કહે છે કે પતિ સાથે સતી બળવા જાય અને ચીતામાં (પડમાંથી) બળી જવાની બીકથી પાછી ઘરે આવે, તો તે સ્ત્રી પછી સતી મટીને કુતી વહાવે માટે હે પિતાજી ! હું તો ભગવાનને વરવા માથું હાથમાં લઈને ચાલેલ છું; મને નાત જાત લોક લાજ કોઈની લેશ માત્ર શંકા નથી; ભલે જેમ જેને કહેવું હોય તેમ તે કહે; મેં તો બધી બીકને બહાર કાઢી મેલી છે. તેમ કહીને છેલ્લા પદની છેલ્લી કડીમાં કહ્યું જે,

રે બ્રહ્માનંદ એમ વિચારી, રે બીક સરવે કાઢી બારી,
મને મળીઆ મોહનવર સુખકારી ધરીઆ અંતર ગિરિધારી,

એ રીતે મેં તો સંપૂર્ણ વિચાર કરીને, સર્વે સુખના ભાજનરૂપ એવા મનમોહન સુંદરવરને હું વરેલ ચુકેલ છું. ભગવાન સહુને સન્મતિ આપશે. માટે લ્યો, 'જય સ્વામિનારાયણ ! એમ કહીને સ્વામી ત્યાંથી ઉઠી ચાલ્યા ગયા.

શુકજી અને વ્યાસજીના સંવાદ જેવા ઉપરના ચારે કીર્તનો સાંભળી સહુના મનમાં નક્કી થાય છે કે કોઈ પણ ઉપાયે હવે લાડુદાનજી ખાણ ગામમાં ઘરે નહીં આવે.

માતાનો જીવ છે તે બાશ્રી લાડુબા તથા જીવુબાબાને કહી તેમના બાપુશ્રી એભલ ખાચરને પોતાના ઉતારે તેડાવી, માતાજી લાલુબાદેવી તથા સ્વામીજીના સાસુજી; બન્ને દેવકન્યાઓ, સસરાજી અને અન્ય કુટુંબી વર્ગ દરરોજ એભલ ખાચર મારફત સ્વામીજીને વિનંતી કરાવીને 'સગપણ થી ગયું છે. તેથી ઉત્તમ વર્ણમાં અરધો વિવાહ થી ગયો ગણાય, તેથી તમે ગૃહસ્થાશ્રમ મંડો' આવી રીતે લગભગ એક અઢવાડીઉં વિનંતિના સંદેશાઓ ચલાવે છે. સ્વામી તો એ સઘળું સાંભળીને દરરોજ તેના પ્રતિ ઉત્તરમાં પોતાના અંતરનો નાદ તેઓના અંતરમાં ઉતારવા દરરોજ નવા નવા ચોસર પદો રચી મોકલે છે. પહેલે



દિવસ રૂબરૂ ઉતારામાં જઈને ચારપદો સંભળાવી આવ્યા હતા. હવે બીજે દિવસે 'લાગ્યો મારે નટવરથી નેડો' એ કીર્તનના પદથી પ્રત્યુત્તર વાળે છે કે,

કે જીવ જીવને શું પરણું ? કે જેના શીર ઉપર મરણું,
તેથી મેં સરમથનું લીધુ શરણું, મોહી હું તો નટવરને વાને
કે અસલ વાત મુને ઓળખાણી કેથી મારે સર્વે દુ:ખની હાણી,
કે પ્રીતમ મુખ રાખ્યું પાણી, મોહી હું તો નટવરને વાને.

ત્રીજે દિવસે બન્ને દેવકન્યાઓએ સ્ત્રી હઠ લીધો, અને સંદેશો કહાવ્યો કે 'અમોને તમો નહીં વરો, તો અમો ચારણ કન્યાઓ છીએ તે મરવાથી નહીં ડરતા,અમારા બન્નેના માથા અહીં તરવારથી ઉતારી અને મરશું' સ્વામીશ્રી તો ડારાથી કંઈ ડરે તેમ નહોતો, કારણ કે તેઓશ્રી દ્રઢ નિશ્ચયી હતા, પ્રગટનો મહિમા ભરપુર હતો. તેથી ત્રીજે દિવસે ત્રીજું ચોરસપદ,

।। મેં તો સગપણ કીધું રે કે શામળીઆ સાથે ।।

એ કીર્તન રચીને મોકલ્યું. તેમા બીજા પદની ચોથી કડીમાં સ્વામી માથા ઉતારવાનો પ્રત્યત્તર વાળે છે કે :

મારે મનડે ભાવ્યારે કે-મોહન મરમાળા
સો માથા જતા રે કે, સોંઘા છોગાળા.

સ્વામીજી કહે છે કે તમારા બે માથાં તો શું ? પણ એ છોગાળા મરમાળા મોહનવરના માટે કદી એક સો માથા ઉતારી આપાવ પડે તો પણ તેઓ સોંઘા છે. આ દેહે ભગવાનને વરી લેવા એમ મેં નિશ્ચય કરેલ છે. અને તમો પણ આ અવતાર છેલ્લો કરવા તેવો ઠરાવ કરી નાંખો.

અવતાર ધર્યો છે રે કે, હરિને વરવાને
કુળની મરજાદા રે કે, ખોટી કરવાને.

તે પછી ચોથે દિવસે એ શ્રી હરિનું સગપણ સાચું, બીજું સવે જુઠું–એ પ્રથમના દિવસના કીર્તનને વિશેષદ્રઢ કરવા બે ચોસરો રચે છે.

સગપણ કીધું રે સાચું, હવે હું રંગ બીજે નવ રાચું

અખંડ એ વાતન રે મારૂ, હરિ વિના ધણી નવ બીજો ધારૂં એના બીજા પદમાં પણ ક્હે છે કે :–

એ સુખ ન શંકું રે વરણી, પુરણ પુરૂષોત્તમને વરણી,
બ્રહ્માનંદ ઉપર રે હરિ રાજી, દુરિજન છોને મરતાં દાઝી,
પાંચમે દિવસે સ્વામીએ ગાઈ સંભળાવ્યું કેઃ
હું તો ચાલી રે હું તો ચાલી, શીર લઈ કરમાંય
વરવાને નંદકુમારને
મેં તો નાંખ્યો રે મેં તો નાખ્યો. હવે છોડ શીશ
મનડું લોભાણું કાનમાં.
નવ કરશો રે તન કરશો રે, દેખી કોઈ રીશ,
તનડું વિંધાણું તાનમાં,
મનું લાગોરે મુને લાગો,રસીયા તારો રંગ,
ન વરૂં હું બીજા કોઈ ને
હું તો આવીશરે હું તો આવીશ, છેલા તારે સંગ,
કુળ મરજાદા ખોઈ ને.

છઠે દિવસે શ્રીજી મહારાજ પાસે આ સર્વ હકીકત આવતાં શ્રીજી મહારજ આજ્ઞા કરે છે કે બ્રહ્મમુનિ પૂર્વાશ્રમનાં સંબંધીઓ, અને 'દેવ કન્યારૂપી રિદ્ધ, સિધ્ધીઓ' માર્ગમાં રોકી રાખતી હોય તો તમો ત સહુને રાજી કરો અમો તેમાં રાજી છીએ.'

સ્વામી શ્રીજી મહારાજના એ કટાક્ષ વાક્યો સમજીને નવા ચોરસ નીચે પદ બોલ્યા:-

વ્હાલ લાગો છો વિશ્વ આધાર રે – સગપણ તમ સાથે
મેં તો સર્વ મેલ્યો સંસાર રે – સગપણ તમ સાથે (ટેક)
મારા નમમાં વશ્યા છો આવી શામરે – સગપણ તમ સાથે
તમ સારૂ તજ્યું ધન ધામરે – સગપણ તમ સાથે (૧)
મારૂ મનડું લોભાણું તમ પાસરે – સગપણ તમ સાથે
મુને નથી બીજાની આશરે – સગપણ તમ સાથે
મારે માથે ધણી છો તમે એકરે–સગપણ તમ સાથે
મારી અખંડ નિભાવજો ટેકરે – સગપણ તમ સાથે (૩)
મેં તો દેહ ધર્યો તમકાજરે–સગપણ તમ સાથે
તમને જોઈ મોઈ વ્રજ રાજેરે–સગપણ તમ સાથે (૪)
હું તો હેતે વેચાણી તમ હાથરે – સગપણ તમ સાથે
છો બ્રહ્માનંદના નાથરે – સગપણ તમ સાથે (૫)



હે મહારાજ મારૂં સગપણ તો આપથી જ છે, બ્રહ્માનંદ કહે છે કે આપ મારા નાથ છો. ધણી એક છો, મારી ટેક નિભાવજો, આ દેહ તમારા માટે જ ધારણ કર્યો છે વગેરે વગેરે.

સાતમે દહાડે સહુ સબંધીઓ નીચેના (ચોરસ) પદો વાંચીને હવે શ્રીલાડુદાનજી ઘરે નહીં જ આવે; એમ દીલમાં ખાત્રી થતી વિષ્ટિને સમેટી લીધી.

વર્યા મેં તો વનમાળીરે, શીરને સાટે વર્યા મેં તો વન માળી.
પરણી પ્રીતમ પ્યારો, અંખડ સોહાગ મારો,
રંડાપાની બીક ટાળીરે. શીરને સાટે વર્ષા મેં તો વનમાળી રે.
જેનું છે એવાતન કાચું, પરણી રંડાવું પાછું;
તેને ઘેર શું પાણી ભરીને રે, વરીએ તો શામળીયો વરીએ રે.

ઉપર મુજબ સાતે દિવસના સાત ચોરસ પદો સ્વામીના રચેલા સાંભળીને સહુના દિલમાં વૈરાગ્ય ઉપજ્યો અને પ્રભુ પદનું શરણ સત્ય છે, અને મિથ્યા છે, એવી સહુ સબંધીજનોની મનોવૃતિ થતાં, સહુને નક્કી જણાય કે આ લાડુદાનજી હવે કોઈ પણ રીતે પાછા ઘરે નહીં જ આવે. માટે રાજીખુશીથી તેમને ત્યાંજ રહેવા દઈએ એમ નિશ્ચય કરી છેવટે આઠમે દિવસે શ્રીજી મહારાજ પાસેથી દેશમાં પાછા જવાની રજા મેળવવા ધારી, સહુ મારવાડી મિજમાો સભામાં આવ્યા. ગઢવી શંભુદાનજીએ મહારાજ પાસે દેશમાં જવાની હાથ જોડી વિનંતી કરી; એ વખતે શ્રીજી મહારાજ બ્રહ્માનંદસ્વામીની કસોટી કરવાઅને ધીરજ જોવા, તેમજ સ્વામીની ટેકની ખાત્રી સભાજનોને થાય તે માટે આજ્ઞા કરે છે, કે 'બ્રહ્મમુનિ ? તમો તમારા પિતાશ્રી સાથે દેશમાં જાવ અને ગ્રહ્સ્થાશ્રમ કરી ત્યા રહી અમારૂ ભજન કરજો.' એ આજ્ઞા સ્વામી સાંભળથા જ બહુ જ દીલગીરી થાય જ અને પોતાની સાથે કોઈ મોટી આફતનો પહાડ તુટી પડતો હોય તેમ થોડીવારે મૂર્છાવસ્થામાંથી શુદ્ધિમાં આવતાં શ્રીજી મહારાજ સન્મુખ ઉભા થઈ નીચેના પદો બોલ્વા લાગ્યા.

હૈડાનો હાર હરિ રે, મારે રંગલીનો હૈડાનો હાર હરિ;
બ્રહ્માનંદના નાથને સજની, મન કર્મ વચને વરી રે મારે.
વર નંદલાલ વરૂં રે, સખી અલબેલો, વર નંદલાલ વરૂં.
મૂરખ લોકો લાઝે છોને મરતાં, કોઈની શંકા ન ધરૂં રે સખી.

* એ આઠે દિવસોએ સ્વામીએ ચોસરી કીર્તનો રચ્યાં હતા તેમાંથી માત્ર અત્રે તો છૂટક કડીઓ જ આપી છે.

કહાન કુંવર સંગ નેહ, કરીને, જગથી તે શીદ ડરૂં રે , સખી.
પરણું તો વર પુરૂષોત્તમ પરણું, નહિ તો કુંવારી મરૂં રે, સખી
બ્રહ્માનંદના નાથ ને માથે, તન કુરબાન કરૂં રે, સખી.

સ્વામી ખરા આવેમાં આવી જઈને કહે છે કે- હું હવે બીજા જીવને વરવા સંસારમાં નહીં જાઉં વરીશ તો તમને જ વરીશ, પરણીશ તો પુરૂષોત્તમ નારાયણને જ પરણીશ કદી જો તમો ફરજ પાડશો તો કોઈને નહીં પરણતા કુંવારીજ મરીશ. તમારા માથે મારૂ જીવતર કુરબન કરીશ. એમ કહી સખીભાવના રૂપમાં આવી શ્રીજી મહારાજના બન્ને ચરણારવિંદ પકડી ઘેર પાછું જવાની ફરજ નહીં પાડવા વારંવાર વિનવવા લાગ્યા તેથી શ્રીજી મહારાજ સ્વામી ઉપર બહુજ રાજી થઈને પોતાના ચરણમાં રાખવાનો અભયવર આપ્યો.

## શ્રીજી બ્રહ્મમુનિનાં 'મા' થયા

ઓરડાની ઓસરીએથી બા શ્રી જીવુબા તથા બા શ્રી લાડુબા કહેવરાવે છે કે, 'મહારાજ ? લાલુબાદેવી બહુજ ઉદાસ થઈને કહેવરાવે છે કે, હું પુત્ર વિયોગમાં ઝુરીઝુરીને મારો દેહ છોડીશ; તેથી તમારા બ્રહ્મમુનિ 'મા' વગરના થી જશે; તો પછી મા વિના તેન કોણ લાડ લડાવશે ?' એ સાંભળી શ્રીજી મહારાજ કરણઆમય દયાળુ, માયાળું હૃદય ભાવથી સહુએ સભા સાંભળતા બ્રહ્મમુનિના શિર ઉપર હાથ મેલી મોટે સાદે કહે છે કે, 'આ બ્રહ્માનંદ સ્વામીની'મા' હું પોતે થાઉં છું.' માટે હે લાલુબાદેવી, તમે તેની જરાપણ ચિંતા ન કરશો. તેમને તમામ પ્રકારના લાડ અમે લડાવશું અને તમો નિશ્ચિત પણે ઘેર જઈ આપણા ગુરૂશ્રી રામાનંદ સ્વામીને સંભારી અમારૂં (સ્વામિનારાયણ નામનું) ભજન કરજો, એટલે તમો પણ અક્ષર ધામમાં બ્રહ્માનંદસ્વામી સાથે જ રહેશો એમ કહી પોતે ધારણ કરેલો મોગરાનો હાર બ્રહ્માનંદસ્વામીને પહેરાવી, બાથ ભરી મળી, માથે હાથ ફેરવી, વાત્સલ્ય પ્રેમથી જેમ ગાય વાછરડાને ભાળીને હીંહોરે તેમ, સ્વામી ઉપર માતાના જેવું હેત જણાવવા લાગ્યા. જગતના માતપિતા સાક્ષાત પ્રઘટ નારાયણ એ સમયે બાશ્રી લાલુબાદેવીને અને મારવાડી મિજમાનો સહુને શ્રીીજ મહારાજ 'મા' જગદંબા સ્વરૂપે જણાયા. શ્રીજીની દ્રષ્ટિથી મારવાડી સ્ત્રી પુરૂષોનો હૃદય પલટો થતાં સહુએ પોત પોતાને કુતાર્થ માન્ય; શ્રીજી મહારાજે ખંભે રાખેલો 'ગુઢો રેંટો' લાલુબાદેવીને પ્રસાદીનો પૂજવા મોકલી આપી, ઉંચે સાદે



ફરીને કહેવા લાગ્યા કે, ''તમોએ સદ્‌ગુરૂશ્રી રામાનંદસ્વામીનો શુભાશીર્વાદ મેળવેલ છે. તમારા લાડુદાનજી તમારા ઉદરમાં હતા ત્યારે ગુરૂશ્રી રામાનંદ સ્વામી તેમના વિશે જે ભવિષ્યવાણી ભાંખી હતી, તે યાદ કરો. કેમ ભુલી જાવ છો ? એમ પણ રામાનંદ સ્વામીના જ છીએ. આ સંપ્રદાય પણ રામાનંદ સ્વામીનો (ઉદ્ધવી પ્રદાય) છે. તેથી તમારા આ લાડુદાનજી બીજે ઘેર નથી ગયા. ઘરમાં જ છે માટે તમે ચિંતા કરશોમાં. તેની 'મા' હું પોતે જ છું *

ઉપર પ્રમાણે લગભગ દસ બાર દિવસની વિશિષ્ટ વિનવણીની બધી ધમાલને ગાયકવાડ સરકારના સાથે આવેલા અમીરો જોઈ રહ્યા હતા. તેમણે આજ છેલ્લે દિવસે શ્રીજી મહારાજ સામે ઊભા થઈ અરજ કરી કે, શ્રીમંત ગાયકવાડ સરકારે કહેવરાવ્યું છે કે 'મહા કવિશ્રી લાડુદાનજી જો અમારા રાજ્યના રાજ્યકવિ તરીખે વડોદરા આવી અમરા પાસે રહે, તો પચીસ ગામનું એક પરગણું, વડોદરા શહેરમાંની એક પણ હવેલી, વાડી (બાગ), એક હાથી, એક પાલખી સાથે 'કરોડપશાવ' ના વચનનો રાજ્યની મોર છાપવાળો ખરીતો આમંત્રણ પત્રિકા અમારી સાથે મોકલેલ છે. તે વાંચીને શ્રીજી ચરણમાં મેલ્યો.

શ્રીજીએ આમંત્રણ પત્રિકા અને રાજ્ય નવાજેશનો ખરીતો સ્વામીને બોલાવી તેમના હાથમાં આપ્યાં.

## ગાયકવાડી પચીસ ગામનું પરગણું અને રાજ્યકવિની પદવીત્યાગી શ્રીજીના યાચક થવું.

કંચન કામીનીના સાચા ત્યાગી જેમ કામીની (દેવકન્યાઓ) માં ન લલચાયા, તેમજ કંચનને ક્રોડરૂપીઆની આમદાની, ગામ ગરાશ, ઈજત વગેરે ગાયકવાડી રાજસભાસનમાનને) ઠોકર મારી, ભરસભામાં અતિ, નિરમાની થઈ, યાચકમાં છેલ્લામાં છેલ્લે પંક્તિ ઢાઢીઓની ગણાય છે. તે ઢાઢીનું પદ

* વાંચો પ્રકરણ પાંચમું શ્રી વડતાલ મંદિર પ્રસંગમાં સ્વામીએ પ્રભાતીમાં શ્રીજીને આ સભાની યાદી આપીને 'અધમોધારણ અવિનાશી તારા બિરદની બલહારી રે,' એ પ્રભાતિ બનાવી છે.

સ્વામીએ સ્વીકારી, જાગીરદાર બનવા કરતા શ્રી હરિના ઢાઢી બનવામાં નીચેના દોહાઓ બોલ્યા :

મેં ઢાઢી મહારાજકો, હાજર હુકમ હજૂર,
ગાયો જશ ગોવિંદકો, પાયો ધન ભરપૂર. ૧.
મેં બંદીજન રાવરો એક આશ વિશ્વાસ.
ઈન્દ્રાદિક બ્રહ્માદિ ભવ, તાતેં નિપટ નિરાશ. ૨.
શ્રી હરિકો જાચક અહં, શામ નાથ સમરથ,
નર સુર આગળ જાય કેં, (મે) કબુ ન ઓડૂં હથ્થુ. ૩,
દાસનકો મૈં દાસ હું, હરિ કે સદા હજૂર.
બ્રહ્માનંદકી વિનંતી, નિમખ ન રાખીઓ દૂર. ૪
શ્રી ગુરૂ સહજાનંદ પ્રભુ,મમ ઉર ઈષ્ટ અનૂપ.
નિશ દિન બ્રહ્માનંદ કહે રહો દ્રગન મેં રૂપ. ૫

ભાવાર્થ – હું પુરૂષોત્તમ નારાયણનો જ યાચક છું; તેમના ગુણગાન ગાતા હું ભરપુર ધન પામ્યો છું, જેને પામવા ભવ, બ્રહ્માદિક ઈન્દ્રાદિક દેવો નિરાશ થયા છે, તે પ્રગટ ભગવાનને હું પામવા મને તેમનો સંપૂર્ણ વિશ્વાસ છે કે 'હું તેનો છું તે મારો છે.' તેથી હવે હું તેવા મહાન સમર્થ ધણીનો ત્યાગી કરી જગતમના (જીવો) પુરૂષો આગળ કે દેવતાઓ આગળ મારો હાથ કોઈ દિવસ લંબો કરીશ નહી. મહા સમર્થ સદ્‌ગુરૂ શ્રી સહજાનંદ સ્વામી મારા ઈષ્ટ દેવ રૂપે મેં મારા હૃદયમાં ધારણ કર્યા છે. હું તેમને વિનંતી કરીને કહું છું કે, આપનું સ્વરૂપ રાત્રી દિવસ મારા નેત્રમાં રહો.

ઉપરનું કાવ્ય બોલી શ્રીજી મહારાજને દંડવત પ્રણામ કરી રાજ્ય ખરીતાનો પત્ર રાજ્યના અમીરોને પાછો સોપ્યોં અને કહ્યું કે 'આપશ્રી ગાયકવાડ સરકારન કહેજો કે, હવે તે રાજકવિ મટી દેવકવિ થયા છે, માટે માફ કરજો; ને આપે મારી કદર કરી તે ખાતે આભીરી છે; ને સરકારને મારા જય સ્વામિનારાયણ કહેજો'

ઉપરની રીતે ''કંચન અને કામીની'' ના પ્રલોભનમાં નહીં લોભાતાં, તેનો ત્યાગ કરી સત્સગંની મર્યાદા સાંચવતાં શ્રીજી મહારાજે બહુજ પ્રસન્ન થઈને પોતે ઓઢેલો બુરાનપુરી રેંટો સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીને ઓઢાડી, બહુજ પ્રશંસા કરી. સ્વામીએ તે રેંટો આંખે–માથે અડાડી પોતાની પૂજામાં રાખ્યો.



શંભુદાનજી આદિ સહુ મારવાડી મિજમાનોને આ દિવ્ય સભાના દર્શન થતાં, શ્રીજી મહારાજનો મહિમા સમજીને સર્વે જનોએ મહારાજના હાથથી વર્તમાન ધરાવવાનાં નિયમો લેવાની અરજ કરતાં શ્રીજીએ સહુ નાનામોટાં ભાઈઓને વર્તમાન ધરાવી માળા ફેરવવાના નિયમો આપ્યાં; તથા ગુરૂબંધુ શ્રી શંભુદાનજી ગઢવીને પોતે જે માળા ફેરવતા તે પ્રસાદીની માળા આપી તેમજ ભાવનગર વાળો લખીઓ ઘોડો રૂપેરી સાજતી શણગારી, શંભુદાનજી ગઢવીને અપાવ્યો. દરબારશ્રી એભલ ખાચરે એક રૂપેરી કટારી સાથે રૂા. પાંચસો એક અને દરબારી જીવા ખાચરે ચાંદીની મુઠવાળી તરવાર સાથે રૂા. પાચસો એક કવિશ્રી શંભુદાનજીને આપ્યા. અનાદિ મુક્તરાજ જીવુબાએ સોનાની એક ઉતરી શ્રી લાલુબાદેવીના ડોકમાં પહેરાવી. તેમજ બન્ને દેવકન્યાઓને હેમના બલોયાં પહેરાવી ભગવાન ભજવાની ભલામણ કરી વિદાય આપી.

ગઢવી શંભુદાનજી છેવટે શ્રીજી આજ્ઞા મેળવી સદ્‌ગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામીને ઘણા હર્ષથી ભેટી. 'બાપ ! તમે તો આપણી આશિયા કુળની એકોતરે પેઢી ઉજાળી છે.' સદા સુખી રહેજો અને ભગવાનને રાજી કરજો'' એવો અંતરથી આશિર્વાદ આપ્યો, અન્ય સગાવ્હાલાઓએ પણ બ્રહ્મમુનિને ભેટી પોતાને કૃતાર્થ પૂર્ણકામ માની દેશમાં જવાની વિદાય લીધી.

બા શ્રી જીવુબા–લાજુબાના સ્વહસ્તથી લાલુબાદેવી, પુત્રી આછુબા દેરાણી મોજબાઈ તથા બન્ને દેવકન્યાઓ, તેમના માતુશ્રી વગેરે બાઈઓએ વર્તમાન ધરાવ્યા. શ્રીજીનો મહિમા સમજ્યા અને શ્રી લાડુદાનજી જેવા મહાન અક્ષર સ્વરૂપના સબંધથી પોતાનું કુળ કુતાર્થ થયું માની સહુને હળી મળી છેટેથી શ્રીજીની દેવ સભા (બ્રહ્મમુનિ વગેરે) નાં દર્શન કરી દેશમાં જવાને પ્રસ્થાન કર્યુ.

ગાકવાડી અમીરોને પણ શ્રીજીએ હારતોરા વગેરેની પ્રસાદી આપીને ગાયકવાડ સરકારને સર્વ હકીકતથી વાકેફ કરવા ભલામણ કરી. શ્રી બ્રહ્માનંદસ્વામીએ શ્રીજી પાસે જે પાંચ દોહાઓની બંદીજન બીરદાવળી ગાઈ હતી તે લખી આપી અને પ્રગટ ભગવાનના દર્શન કરવા ભલામણ કરી આશીર્વાદ આપ્યા.

મારવાડી દેવ ડાયરો પણ શ્રીજી તથા એભલ ખાચર અને જીવા ખાચરના શિરપાવનો સત્કાર મેળવી કાઢીઆવાડની, ગઢપુરની શ્રીજી મહારાજના; દિવ્ય સભાની, અને બ્રહ્મમુનિની વાતો કરતા કરતા, ગઢપુરની લીલા સંભારતા

સભારતા, અંતરમાં ટાઢું થતા, આનંદ અને શાંતિ અનુભવતાં, (જેમ સ્નાન કરવાથી શરીર હળવું થાય છે. તેમજ પભુમળતા અનંત જન્મોનાં પાતક ટળી જતા ત્રિવિધ તાપના ભારથી મુક્ત થતાં) શ્રી સ્વામિનારાયણની મૂર્તિનું હૃદયમાં ધ્યાન ધરતાંપોતાના વતનમાં પહોંચ્યા. ઘેર જઈને સહુ ચારણદેવોએ શ્રીજીએ ધરાવેલા વર્તમાન નિયમોનું જીંદગી પર્યંત પાલન કરી એ મારવાડ જેવા શુષ્ક દેશમાં પ્રસિદ્ધ પણે સત્સંગ રાખ્યો હતો. જેની ખાત્રી સદ્‌ગુરૂ શ્રી નષ્કુળાનંદસ્વામીએ જ્યારે ભક્ત ચિંતામણી ગ્રંથ લખ્યો ત્યારે તે ગ્રંથના પ્રકરણ ૧૨૦ માં તેઓશ્રીની નામાવળી નીચે પ્રમાણે લખી પ્રસિદ્ધ કરી હતી.

ચોપાઈ

ખરા ભક્ત કહિયે ખાણ ગામે, દેવ જાતિ શંભુદાન નામે *
ઘેર લાલુબાઈ હરિજન, જેને જનમ્યા લાડુજી પાવન.
રૂડા ભક્ત છે ખીમોજીભાઈ ઘેર મોટાં જન મોજબાઈ;
એહાદિ બીજાં જન ગણી જે, ભલાં ભક્ત ખાણમાં ગણી જે.

ગઢવી શ્રી શંભુદાનજીના મોટા પુત્ર શ્રી લાડુદાનજી (બ્રહ્માનંદજી) ત્યાગી થયા, પરંતુ શંભુદાનજીના નાના પુત્ર અર્જુનદાજીનો વંશ ચાલ્યો હતો જે હાલ ખાંણગામમાં

* શ્રીજીના લાડીલા પાંચસો પરમહંશમાં, કોઈ પરમહંસના માતા પિતાના નામો ભક્તચિંતામણીમાં હોય તો માત્ર એક જ સદ્‌ગુરૂશ્રી બ્રહ્માનંદજી સ્વામીના જ માતા પિતાના જ નામો છે.

હું (માવદાનજી રત્નુ) જ્યારે જામનગરના વિદ્યમાન જામસાહેબ શ્રી દિગ્વિજયસિંહજીના શુભ લગ્નમાં શિરોહી જાનમાં ગયેલો ત્યારે મને શિરોહી મુકામે રામઝરૂખામાં સ્વામિશ્રીના કુળના કવિશ્રી નવલદાનજી આશિયા મળેલા હતા. તેઓ મહાન અનુભવી જ્ઞાનવદ્ધ અને વયોવૃદ્ધ સમર્થ કવિ હતા. તેઓ હાલ થોડા વરસો પહેલાં જ અક્ષર નિવાસી થયા છે. જેના સુપુત્રથી દોલતદાનજી આશિયા પણ સત્સંગના ગુણગ્રાહી સજ્જન કવિ છે. અને તે દીર્ઘાયુ પૂજ્ય લાલજીમહારાજ શ્રી તેજેન્દ્રપ્રસાદજીના યજ્ઞોપવિત સમારંભમાં અમદાવાદ મને મળ્યા હતાં.

બંન્ને દેવકન્યાઓએ પણ અખંડ બ્રહ્મચર્ય પાળી સાંખ્ય યોગ પાળ્યો હતો અને સ્વામીના રચેલા બે ચોરસ બોલીને દરરોજ સુતાં. તે (૧) રે સગપણ હરિવરનું સાચુ (૨) હૈડાનો હાર હરિ એ આઠ કીર્તનો બોલાનું તેઓએ નિયમ હતું.



મોજુદ છે. જાણવામાં આવ્યું છે કે સ્વ મીશ્રીના જન્મસ્થાનમાં હાલ મંદિર ચણવાનું કામ થયું છે. અને તે ધ. ધુ. આચાર્યશ્રી દેવન્દ્રપ્રસાદજી મહારાજ શ્રી (અમદાવાદ ગાદી) ની શુભેચ્છાનું પરિણામ છે.

ઈતિશ્રી કેસરભક્ત વિરચિતે, શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ચતુર્થ પ્રકરણે ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ-સદ્‌ગુરૂશ્રી દેવાનંદ સ્વામી સંવાદે ગઢપુરમાં પિતાપુત્ર મિલન ગાયકવાડ સરકાર સત્કાર સભારંભનામ તૃતીયોઽધ્યાયઃ સમાપ્તઃ ।। ૩ ।।

-- // --

**શ્રીજી**

## અધ્યાય ૪ ચોથો

# શ્રી બ્રહ્માનંદસ્વામીનું ચારણી સાહિત્ય

## (શ્રી ગઢપુર મધ્યે વાસુદેવ નારાયણની સ્થાપના)

શ્રીજી મહારાજે સંવત ૧૮૬૨ ના ફાગણ વદી-૩ ના દિવસે શ્રી ગઢપુર મધ્યે દાદા ખાચરના દરબારમાં ઉતરાદા બારાના (પૂર્વ તરફના) ઓરડામાં પહેલ વહેલથી પ્રથમવાર સ્વહસ્તે 'શ્રી વાસુદેવ નારાયણ' ની મૂર્તિ પધરાવી તે વખતે વેદવિધિથી પ્રતિષ્ઠા-યજ્ઞ કરીને સ્વહસ્તે શ્રીજી મહારાજે આરતી ઉતારી અને શ્રી વાસુદેવ નારાયણો ખુબ વિવાહમાં વર્ણવી કહ્યું. કે આ મુર્તિમાં હું અખંડ વાસ કરીને રહી પુજા અંગીકાર કરીશ' એવું ગઢપુર વાસીઓને વચન આપ્યા પછી સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીને આજ્ઞા કરી કે દેવની પ્રતિષ્ટા થતા તે દેવનું સ્તુતિ કાવ્ય રચવું જોઈએ' એ ઉપરથી સ્વામીએ શ્રી વાસુદેવ નારાયણને સ્તુતિ છંદ રચીને સાયંકાળની આરતી પછી શ્રીજી મહારાજ તથા ગઢપુર વાસીઓ બહુજ રાજી થયાં હતાં અને તે જ વખતે તે છંદોના કેટલાએક પરડાઓ ઉતારી, સહુ એ પ્રાસાદિક કાવ્ય શીખવા લઈ ગયા હતા.

## શ્રી વાસુદેવ નારાયણ સ્તુતિ કાવ્ય

॥ દોહા ॥

શરદ પુનમ શશિ મુક કમલ વિવિધ પુષ્પ કે હાર.
કેસર ચંદન અર્ચતનું, દિવ્ય વસ્ત્ર અલંકાર. ૧
એહિ કરિ શોભા નવલ અતિ, નિરખત રહી સમીપ,
મંત્ર કહિ મુખ કહત હે, અર્પ હું આરતિ દીપ. ૨
'શ્રી કૃષ્ણાય નમઃ' કહી, પ્રીત આધિક ઉર ધાર.
દેત હું નાથ પ્રદિછના, કીજ હું અંગીકાર. ૩

## હરિગીત છંદ

ગોવિંદ માધવ દયાલય પ્રભુ, દીન હિત નર તનુ ધરી,
શ્રીમંત મનદ્રગ હરખદાયક, દિવ્ય મૂર્તિ શ્રી હરિ.
મણી નીલ ઈન્દ્રસુ અંગ મનહર, વીનતી અબ ધારીએ,
શ્રી વાસુદેવ શ્રી રૂકમણી વર, મોય નાથ ઉગારીએ ॥ ૧ ॥

કંસાદિ દુષ્ટન દમન કારક, પ્રણત્ત બંધુ એક જું,
કૌમોદકી કર કમલ સુંદર, શંખ ચક્ર પ્રવેદ જાું.
શ્રી દ્વારિકાપુર ઈન્દ્ર પૂરન, કામ કમુદ્ધિ નિવારીએ.
શ્રી વાસુદેવ શ્રી રૂકમણીવર, મોય નાથ ઉગારીએ. ॥ ૨ ॥

સુખ હરખ કંદ સ્વછંદ દ્વંદ ફંદ વિનાસ હૈ,
રૂતુ શરદ ચંદ સુબીબ, મુખમે મંદમંદ સુહાસ હૈ;
ભુવભાર નૃપ બલ નાશકારક, બંધુ અહિ દુઃખ ટારીએ,
શ્રીવાસુદેવશ્રી રૂકમણીવર, મોય નાથ ઉગારીએ. ॥ ૩ ॥

ભામાનું રંજન ઈન્દ્ર મદહર, લાય પારીજાત જાું,
જેહી પુત્ર પ્રદ્યુમ્ય યજ્ઞ બહુકત, સભા મુગટ સુહાત જું
ત્રિય બોલ સહસ્ત્ર કે કાન્ત સુંદર, કામ મમ અરિ મારીએ,
શ્રી વાસુદેવ શ્રી રૂકમણીવર, મોય નાથ ઉગારીએ. ॥ ૪ ॥



વસહેત પારથ સારથી ભયે લીન પાંડવ પક્ષ જાું,
કૃષ્ણા + મનોરથ ઈષ્ટ સુખપ્રદ. બને હો સુર વ્રક્ષ જાું;
દેવેન્દ્ર વંધ્ય સુ ગુરૂડ ધ્વજ, કર ધનુષ ક્રોધ પ્રહારીએ,
શ્રી વાસુદેવ શ્રી રૂકમણીવર, મોય નાથ ઉગારીએ ॥ ૫ ॥

શુભ ધર્મ પંથ પ્રજાદ રચના, કરન તતપર હો સદા,
નિત દાન દ્વિજકું કરન-પૂરન, હરન સંકટ આપદા,
ગુણ કોષ તોય અદોષ ગિરીધર, રોષ દોષ બિસારીએ,
શ્રીવાસુદેવ શ્રી રૂકમમીવર, મોય નાથ ઉગારીએ. ॥ ૬ ॥

કરૂના મહેદધિ ઉદધી ભવકે, પાર કરન અપાર હો,
સુકલ્યાન જનક્રત પતિત પાવન, નામ પરમ ઉદાર હો,
તતખેવ મમ અહંમેવ હર, દ્વિજદેવ દરદ વિદારીએ,
શ્રીવાસુદેવ શ્રી રૂકમણીવર, મોય નાથ ુગારીએ. ॥ ૭ ॥

સંસાર કરિ કે ખીન નર, ચલિ ચરન આયો રાવરી,
તેહી કરન રક્ષન સદા તતપર, ઉધ્ધવ પ્રતિનિજ બુદ્ધિ ધરી,
પ્રતિપાલ * બ્રહ્માનંદકું હરિ કીપા નજર નિહારીએ,
શ્રી વાસુદેવ શ્રી રૂકમણીવર, મોય નાથ ઉગારીએ. ॥ ૮ ॥

ઉપરના છેલ્લા છંદમાં સ્વામી વિનતી કરે છે કે હે મહારાજ સંસારના સુખો ક્ષણિક જાણી આપના શરણમાં હું આવ્યો છું, માટે હે મહારાજ ! મારા ઉપર આપ કૃપા નજર કરજો.

+ દ્રૌપદી

* શ્રી વાસુદેવ નારાયણની મૂર્તિ પ્રતિષ્ઠા સં. ૧૮૬૨ ના ફાગણ માસમાં કરી, તે વખતે આ સ્તુતિકાવ્ય નવું રચી સ્વામીએ 'બ્રહ્માનંદ' નામાચરણ વાળેલ છે. તેથી સિદ્ધ થાય છે કે શ્રી રંગદાસજી નામ થોડોક સમય રહેલું હશે અને સં. ૧૮૬૧ માં સ્વામીએ દીક્ષા લીધી તે પણ સિદ્ધ થા છે.

## સિદ્ધપુરનો દિગ્વિજય
## (ખટવિધાન-અષ્ટવિધાન કાવ્યો)

શ્રીજી મહારાજ ગઢપુરથી પરહંસો, પાર્ષદો અને કેટલાએક હરિભક્તો સાથે સિદ્ધપુર પાટણ પધાર્યા. એ સમૈયાની અગાઉથી જાહેરાત થતા કચ્છ, કાઠીઆવાડ અને ગુજરાત આદિ અનેક દેશદેશાન્તરના હજારો મનુષ્યો દર્શને આવ્યા. સિદ્ધપુર શહેરમાં ઘણાક વિદ્વાન બ્રાહ્મણો પણ રહેતા હતા. તેથી ત્યાંના બ્રહ્મસમાજનું એક 'બ્રહ્મપુરી' નામના મોટા મકાનમાં કાવ્ય શાસ્વના અચ્છા અભ્યાસી કાશીના ભણેલા એક મહાન વિદ્વાન વિપ્ર ચંદીલાલ ઉર્ફે ચંદ્રમણી શર્મા નામના શાસ્ત્રીજી આવેલા હતા. વિદ્વિતાનો થોડોક ઘમંડ પણ હતો, તેઓ સાંજે દરરોજ ત્યાં થોડાએક દિવસોથી (બ્રહ્મપુરીમાં) કથા પ્રવચન કરતા હોવાથી ગામમાંથી લોકોના ટોળેટોળા વ્યાખ્યાન સાંભળવાને દરરોજ આવતાં. પણ જ્યારથી સ્વામિનારાયણ ભગવાન શહેરમાં પધારતા ત્યાં દેશવરનાં હજારો સત્સંગીઓનો સમૈયો ભરાયો અને શ્રીજીની છાવણીમાં કથા વાર્તા સંગીત સમારંભ સાહિત્ય પ્રવચનો રાસ મંડળ વગેરે વિવિધ કળા મહોત્સવ થતાં, શહેરની માનવ મેદની ત્યાં જોવા સાંભળવા જવાથી શાસ્ત્રીજીના વ્યાખ્યાનમાં માત્ર ગણ્યા ગાઠ્યા માણસો જતા હતા, શહેરના વિદ્વાન જનો પાસેથી શાસ્ત્રી ચંદીલાલે તારીફ સાંભળતા એક દિવસ એ બ્રહ્મ સભાના દર્શન કરવા કેટલાએક વિદ્વાન વિપ્રો અને પોતાના શિષ્ય વર્ગ સાથે તેઓ શ્રીજી સભામા આવ્યા, શ્રીજીને નમસ્કાર કરતાં શ્રીજી મહારાજે એ વિદ્વાન ભુદેવોનું સન્માન કરી સભામાં આગળ પોતા સામે બેસાર્યા.

સિધ્ધપુરની સભામાં દરરોજ એ વખતે સદ્ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી ઉપદેશની વાતો કરતા હતા. આજે એ વિદ્વાન મંડળ આવતાં પરસ્પર ઓળખાણ વિધિ થયા પછી સ્વામીશ્રીએ ''આ નાશવંત દેહ હોવાથી પ્રગટ ભગવાનને ઓળખી વિજળીના ઝબકારામાં મોતી પરોવી લેવાના દ્રષ્ટાંતે જીવનું કલ્યાણ કરવાનું કહી; દેહ ક્ષણભંગુર છે, તેને પડતા વાર નહીં લાગે, માટે હે જીજ્ઞાસુઓ, ચેતો ચેતો ! એવા ઉપદેશી દ્રષ્ટાંતોથી ભરપુર 'યામકા અલંકાર' ના ચારણી સાહિત્ય કાવ્યો સંભળાવ્યા જે આ નીચે આપવામાં આવ્યા છે.

### નાશવંત દેહ વિષે-સવૈયા

જ્યું જલમીંહિ લકીર પીરસો, ટલીકે ટલીકે ટલીકે ટલી હૈ,
જ્યું મિસરી પયમાંઈ પરીસો, ભલીકે ભલીકે ભલીકે ભલી હે,



દેવલ શીશ ચઢાઈ ધજા સો, હલીકે હલીકે હલીકે હલી હૈ,
બ્રહ્મમુની ત્યાં હિત દેહકી આયુ, અલીકે ચલીકે ચલી હૈ. ॥ ૧ ॥

ભાવાર્થ - જેમ પાણીમાં લીંટી કરીએ તે ટળી ગઈ ટળી ગઈ છે, દુધમાં ખાંડ પડી તે ભળી ગઈ ભળી ગઈ છે; અને જેમ દેવળનાં શિખર ઉપર ધજા ચઢાવીએ તે હાલી છે કે હાલી છે; (મતલબ ફરકે છે;) તેમજ બ્રહ્માનંદ સ્વામી કહે છે કે, આ શરીરની આવરદા ચાલી ગઈ કે ચાલી ગઈ છે.

કષ્ટ ચિત્તા મહીં બૈઠી સતીસો, જરીકે જરીકે જરી હૈ,
સિંહ કે અગ્ર ખડી બકરી સો, મરીકે મરીકે મરી હૈ,
જ્યું ઘરીયારિકે પાસ કટોરી, ભરીકે ભરીકે ભરીકે ભરી હૈ,
બ્રહ્મમુની કહે તૈસેંહિ દેહ, પરીકે પરીકે પરીકે પરી હૈ. ॥ ૨ ॥

ભાવાર્થ - લાકડાની ચીત્તામાં સતો સ્ત્રી બેઠી તે બળી છે બળી જ છે. સિંહની આગળ બકરી આવી ઉભી તે મરી કે મરી છે. અડીઆલીની પાસે ઘડી માપવાની નાની (વાટકી) ક્ટોરી+પાણીમાં સુકી હોય તે ભરી કે ભરી છે. તેમજ બ્રહ્માનંદ સ્વામી કહે છે કે આ કાયા પડી છે કે પડી (આવા બીજા સવૈયાઓ-છે પણ સ્થળ સંકોચના લીધે લેવામાં આવ્યા નથી.)

ઉપરના ઉપદેશી કાવ્યો સાંભળ્યા પછી આવેલા વિદ્વાન વિપ્રો બોલ્યા કે ''સ્વામીજી ! આપ સત્ય કહો છો. સત્પુરૂષનાં સત્સંગ કર્યા વિના આવી વાત સમજાતી નથી. આજ તો આંહી સત્સંગીરૂપી સમુદ્ર ઉભરાયો છે અમો ન આવ્યા હોત તો જરૂર પસ્તાવો થાત.'' ત્યારે બીજા વિદ્વાન વિપ્ર

---

* ઘડીઆળો હીત નહિ ત્યારે અમુક માપની કટોરીમાં તળી છીદ્ર પાડી તેને પાણી ભરેલા વાસણમાં તરતી મેલે. પછી તે ઝીણા છીદ્ર વાટે તેમા પાણી ભરાવા લાગે તેથી એ કટોરીમાં પાણી ભરાતાં તે વાસણમાં બુડી જાય, ત્યારે એક ઘડી ચોવીસ મિનિટ થતી. એમ વખતની ગણના થતી. પછી તે કટોરી ઠાલી કરી પાછી તરતી મેલવામાં આવતી આવી રીતે અઢારના સૈકા સુધી તે સમયનું માપ ચાલતું હતું. અને ઘટીકાયંત્ર એવું નામ આપ્યું હતું.

કહે કે, ''અત્યારના સત્સંગનો પ્રતાપ તો સૂર્ય સમાન જણાય છે. તેથી અજ્ઞાન રૂપી તિમિરનો જરૂર નાશ થશેજ.'' ત્યાં ત્રીજા વિદ્વાન વિપ્ર કહે કે, ''સ્વામીજી ! આ સત્સંગ તો ચંદ્ર સમાન શાંતિદાયક જણાય છે.'' એ સાંભળીને ચોથા વિદ્વાન વિપ્ર કહે કે આ સત્સંગ તો કમળદળ જેવો વિકસી રહેલ છે; તેની સુવાસ બધે પ્રસરી રહી છે.'' એ સાંભળી શ્રી બ્રહ્માનંદ સ્વામી કહે કે, ''ભૂદેવો આપ સહુયથાર્થ કહો છો, આવ સત્સંગ તો તેવો જ છે. એટલું જ નહીં પણ વિશેષ માં તો આ સત્સંગ કલ્પવૃક્ષ તુલ્ય છે. જેવી નજરે જે નિરખશે તેને તેવો જ જણાશે. અને જેવું જે ચિંતવન કરશે તેને તેવા ફળની પ્રાપ્તિ થશે.'' એમ જવાબ આપતા પોતે સહસ્ત્ર વિધાની હોવાથી વાતો કરતા કરતા એ પાંચે વિશેષણો ઉપર પાંચ કાવ્યો (સવૈયાઓ) શીઘ્ર રચી કહેવા લાગ્યા કે, ''ભૂદેવો, આપે જુદી જુદી વ્યક્તિએ સત્સંગ વિષે અભિપ્રાયો પિંગળમાં રૂપક અલંકારના ભેદ જણાવેલા કાવ્યમાં ઘટાવું છું, એ આપશ્રી સહુ ધ્યાનપૂર્વસ સાંભળજો.

(૧) સત્સંગ રૂપીસમુદ્ર

નેમ રૂ પ્રેમકી પાળ નિરંતર, સુંદર નીર ભરે સુબુધી હૈ,
મલ કલોલ કરે મિલકે મુનિ, ત્યાગ, ઉમંગ તરંગ વૃધી હૈ;
ધીર તહાં સુખમેં વિલસે નિરજીવ નિકાસ દિયે કુબુધી હૈ,
બ્રહ્મમુનિ કહે આ જગમેં, સત્સંગસો અમૃત કો ઉદધી હૈ. ॥ ૧ ॥

ભાવાર્થ – નિયમ અને પ્રેમી રૂપી અખંડ પાળ છે, ત્યાં સુબુદ્ધિ રૂપી સુંદર જળ ભરેલું છે, અને સંતરૂપ મધર મળીને તેમા કલ્લોલ કરે છે. અને ત્યાગ તથા આનંદ રૂપી મોજાં વધ્યાં છે, દીરજવાળા પુરૂષો તેમાં સુખેથી સેહલ કરે છે (હરેફરે છે) અને ધર્મરૂપી જીવ જેનામાં ન હોય તેને બહાર કાઢી નાખવાની મતિ તે સાગરની છે બ્રહ્મમુનિ કહે છે કે આ જગતમાં જે સત્સંગ છે તે તો અમૃતના સમુદ્ર જેવો છે.

(૨) સત્સંગ રૂપી સૂર્ય

ઉદ્ધવ ઊર સો પુરવકી દિસ, નૂર હંસે તમ દૂર નિકાસા,
દુષ્ટ રહે સકુચાય કુમુદની સજ્જન સંત સરોજ વિકાસા,



દુક્તિ લીન ભઈ રની ડરી, સુક્રિત પાત વિખ્યાત ઉજાસા,
બ્રહ્મમુની કહે આ જગમે, સત્સંગ સદોદિત સૂર પ્રકાસા. ॥ ૨ ॥

ભાવાર્થ – રામાનંદ સ્વામી (શ્રી ઉદ્દ્વજી) ના અંતઃકરણ રૂપી પૂર્વદિશાના જ્ઞાનના અજવાળાથી, અજ્ઞાનરૂપી અંધારાને વેગળું કાઢયું, તેથી દ્રષ્ટરૂપી કુમુદનીઓ સંકોચાઈને રહી, અને સજ્જન તથા સાધુ રૂપી કમળ પ્રભુલિત થયાં, અને પાપરૂપી રાત્રી ડરીને લીન થઈ ગઈ, અને પુણ્યરૂપી પ્રભાતનો પ્રકાશ વિખ્યાત થયો. એ રીતે બ્રહ્માનંદ સ્વામી કહે છે કે સત્સંગ રૂપી સૂરજનો પ્રકાસ દા ઉદય થયો.

## (૩) સત્સંગ રૂપી ચંદ્ર

સુખપૂર પીયૂષ મયૂખ દયા, સુબુધિ સમતા, સુલતા વિલસી હે.
પ્રેમી ચકોર સો જોર રહે, દ્રગ, વ્રંદમુનિ નલિની વિકસી હે,
પ્રોઢ પ્રતાપ પ્રકાશ હું તે, તમનાશ ભયો રૂ ઉજાશ દિસી હે,
બ્રહ્મમુની કહે યા જગમેં, સત્સંગ મનુ નિકળંક શશી હે ॥ ૩ ॥

ભાવાર્થ – ભગવાનની દયારૂપી ચંદ્રની કિરણોથી પૂર્ણ સુખરૂપી અમૃત ઝર્યું, તેથી સારી બુદ્ધિ અને સમતારૂપી વેલ સુશોભિત થઈ અને પ્રેમીજન રૂપી ચકોર તે શ્રીકૃષ્ણ રૂપી ચંદ્ર સામી દ્રષ્ટિ જોડીને રહ્યાં અને મુનિઓના મંડળરૂપી કુમુદનીઓ પ્રભુલિત થઈ છે, અને તે ભગવાનના મોટા પ્રતાપરૂપી પ્રકાશતી અજ્ઞાનરૂપી અંધારૂ નાશ પામ્યું અને સર્વ દિશાઓમાં જ્ઞાનરૂપી અજવાળું થયું, બ્રહમાનંદ સ્વામી કહે છે કે આ જગતમાં જાણીએ કે સત્સંગ કળંક વગરનો ચંદ્ર છે.

## (૪) સત્સંગરૂપી કમળ

ઉધ્ધવ અંતર પ્રેમ તડાગમેં, કૃષ્ણ અંકુર વિખ્યાત ભયો હૈ,
નાલ બઢયો અવતાર નિરંતર, સુંદર મોક્ષ સુગંધ છયો હે;
વૃંદ અલી મકરંદ પિયો મુનિ, દાદુર મંદને નાહિ લહ્યો હે,
બ્રહ્મમુનિ કહે યા જગમેં સત્સંગ સરોજ વિકાસ રહ્યો હે. ॥ ૪ ॥

ભાવાર્થ– ઉદ્ધવજીનો અવતાર એવા જે રામાનંદસ્વામી તેમના અંતઃકરણના પ્રેમરૂપી તળાવમાં અક્ષરધામના નિવાસી શ્રી હરિકૃષ્ણ ભગવાનના

સ્વરૂપનો અંકુર ઉગીને પ્રખ્યાત થયો છે અને તે ભગવાનના અવતારરૂપી કમળની અખંડ સુંદર દાંડી વધી અને તેમાં મોક્ષરૂપી મુગંધ છાઈ રહ્યો તેથી બ્રહ્માનંદસ્વામી કહે છે કે આ જગતમાં સત્સંગરૂપી કમળ પ્રફુલિત થઈ રહ્યું છે અને મુનિના મંડળ રૂપી ભમરાઓએ તેના સુગંધનો રસ પીધો પણ મંદબુદ્ધિના દેડકાઓએ તે રસ લીધો નહીં.

(૫) સત્સંગ રૂપી કલ્પવૃક્ષ

કોમલ ભૂમીસો ઉદ્ધવ કે ઉર, કૃષ્ણ કૃપાનિધિ બીજ દ્રઢયો હે,
ભક્તિ રૂ ગ્યાન વિરાગ પિયોજલ, ધર્મ કે રક્ષણ પેડ ગઢયો હે,
પ્રીત સુ નીત ભુજા મુગતીફલ, આગમ બેદસે પત્ર મઢયો હે,
બ્રહ્મમુની કહે યા જગમેં, સત્સંગ સુરતરૂ જોર બઢયો હે.

ભાવાર્થ-શ્રી રામાનંદસ્વામીના અંતઃકરણ રૂપી કોમળભુમિમાં અક્ષરધારમના વાસી, દયાના સાગર શ્રીહરિકૃષ્ણ ભગવાનના સ્વરૂપી બીજ મજબુત રોપાયું; તેણે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય રૂપી જળ પીધું, તેથી ધર્મની રક્ષા કરનારૂં ઝાડ ફલ્યું ફાલ્યું અને તે ઝાડના મુળી યાંધ્રઢથયાં તેથી પ્રેમ અને સારી નીતિ રૂપી ડાળો થઈ, અને તેને મુક્તિ રૂપી ફળ થયું તે ફલ વેદ અને શાસ્ત્રો રૂપી પાંદડામાં વીંટાયેલું છે. એ રીતે સ્વામી બ્રહ્માનંદ કહે છે કે આ જગતમાં સત્સંગી રૂપી કલ્પવૃક્ષનું જોર વધ્યું છે.

ઉપરના મુજબ પાંચે બોલનાં સ્વામીની સભાજનો બહુજ તારીફ કરવા લાગ્યાં; અને શ્રીજી મહારાજે પ્રસન્નતા દાખવી કંઠમાં પહેરેલો પુષ્પહાર બ્રહ્મમુનિના કંઠમાં પહેરાવી ખુબ રાજીપો જણાવ્યો.

## સદ્‍ગુરૂ શ્રી મુક્તાનંદસ્વામીએ, એ પાંચે રૂપક કાવ્યોને સ્વામી બ્રહ્માનંદજીમાં ઘટાવ્યાં.

સદ્‍ગુરૂ શ્રી મુક્તાનંદ સ્વામી તો ઉપરનાં ઉત્તમ કાવ્યના મર્મને જાણીને અને સદગુરૂશ્રી રામાનંદજી સ્વામીશ્રીના મહિમાનું વર્ણન થતાં સભા સમક્ષ વિના સંકોચે બોલ્યા કે, આ સત્સંગમાં જ્યારથી બ્રહ્મમુનિ આવ્યા છે ત્યારથી સત્સંગરૂપી 'સમુદ્ર' ના તરંગો વધ્યા છે અન સત્સંગ રૂપી 'સૂર્ય' નાં કિરણો ચારે દિશામાં પ્રસરી રહ્યાં છે; તેમજ સત્સંગ રૂપી 'ચંદ્ર' ની કળા દિન પ્રતિદિન વૃદ્ધિ થતી જાય છે; અને સત્સંગ રૂપી 'કમળ' ની સુવાસ ભરતખંડમાં ફેલાઈ રહી છે, તેમજ સત્સંગ રૂપી 'કલ્પવૃક્ષ' તો આ બ્રહ્મમુનિ પોતે જ મૂર્તિમાન છે. તેઓના પાસે જે જીજ્ઞાસુઓ આવી



જેવું ચિંતવે છે, તેવા ફળને તે તુરત જ પામે છે, આમ એ પાંચે વસ્તુઓનું રૂપક સ્વામીના ઘટાડી સભાને રંજન કરી હહી.

કાશી ક્ષેત્રના ભણેલા હિંદુસ્તાની પંડિત ચંદીલાલ ઉર્ફે ચંદ્રમણીશર્મા કાવ્ય ભણેલા હતા, તેથી તેઓ આ સ્વામીશ્રીની ઉત્તમ કૃતિ સાંભળી બહુજ પ્રસન્ન થયા હતા. તો પણ સ્વામીશ્રીના કાવ્ય જ્ઞાનની વધુ ચકાસણી કરવા કસોટી કરતા કહ્યું કે 'સ્વામીજી ! અમોએ સાંભળેલ છે કે આપશતાવધાન અને સહસ્ત્રાવધાન કરી શકો છો, તે તો યાદશક્તિ અને ધારણશક્તિ કેળવી હોય તો થાય, પણ કાવ્ય શાસ્ત્રમાં ખટવિદ્યાની અષ્ટવિદ્યાની કાવ્યના ભેદો છે, એટલે એક વસ્તુને છ અથવા આઠ પ્રકારના વિશેષણોથી કાવ્યમાં ગુંથી લોકો સમજી શકે તેવું ભાષંતર કરી સમજાવવાની એક મહાન કળા પિંગળશાસ્ત્રીની છે. એ કળા આપશ્રી જાણો છો ? સ્વામી શ્રી કહે કે 'પંડિતજી મેં એ કાવ્ય શાસ્ત્રોના અનેક ભેદોનો તથા સંગીત વિદ્યાનો તેમજ કળાઓનો અભ્યાસ પ્રભુ કૃપાથી સંપૂર્ણ પણે કરેલો છે. તમે જે ખટવિધાન અને અષ્ટવિધાની કાવ્યોના ભેદો કહ્યાં તે ઘણાજ કઠીન ભેદ છે તેને કોઈ ક જ તમારા જેવા વિદ્વાન સમજી શકે છે. જો શ્રીજી મહારાજ આજ્ઞા આપશે તો હું તે વિદાની કાવ્યો રચીને સાંજની સભામાં બોલી બતાવીશ. તે સાંભળી શ્રીજી મહારાજે સાંજે સભામાં એ કાવ્ય ચર્ચા કરવાની આજ્ઞા આપી અને સભાજનોને 'જય સચ્ચિદાનંદ' કહીને સભા વિસર્જન કરી.

સાંજની સભામાં વિધાની કાવ્યની ચર્ચા થવાનું જાણ થતાં હેરમાં વસતા ઘણા એક વિદ્વાનોની વિદ્વ મંડળીઓ આવવા લાગી. પંડિતજી વગેરે વિદ્વાન ભૂદેવો આવ્યા. પછી શ્રીજી મહારાજને નમસ્કાર કરી સ્વામીજીએ રાધિકાજીના અંગને છ પ્રકારની ઉપમાઓ આપી, આઠ પ્રકારના વિશેષણોવાળા ખટવિધાની અને અષ્ટવિધાની એમ બ કવિતાઓ ચારણી શૈલીમાં બોલી બતાવ્યા. સ્વામીશ્રીનો મદુરકંઠ, અને સપ્ષ્ટ ઉચ્ચાર, બોલવાની શૈલી અને તેના અર્થો કરી, મજાવવાની ઉત્તમ કળાથી સહુનો દિગ્મુઢ થઈ ગયા. પંડિત ઘડીભર વિચારી રહ્યાં કે આવા વિદ્વાન અને પ્રભાવશાળી સન્યાસીઓ કે સાધુઓમાં મેં ક્યાંયે કાશી સુધી તો જોયેલા નથી સ્વામીીની અદ્‍ભૂત કાવ્ય સમર્થી અને ભવ્ય યોગી સ્વરૂપની આકર્ષણ શક્તિથી આકર્ષાઈ પંડિત ચંદીલાલજી તો ઉભા થઈ તે સભા મધ્યે સ્વામીજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરવા લાગ્યા. તેથી સ્વામીશ્રીએ ઉભા થી પંડિતને તેમ કરતા અટકાવી કહેવા લાગ્યા કે, પંડિતજી ! દંડવત પ્રણામ

તો આ શ્રીજી મહારાજને કરો, હું તો તેઓશ્રીના કોટીમાં ભાગના ઐશ્વર્ય પ્રતાપને લાયક નથી.

## ખટ વિધાની કાવ્ય––મનહરછંદ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| પિક | કંજ | કીર રૂ | કુરંગ | ભૃંગ | શશિ શોભા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| કંઠ | મુખ | નાક | નૈન, | ભ્રોહ | ભાલ લેખિયે; |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| વસંત | શરદ | હિમ | શિશિર | મધુપ | દુજ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| અંબ | અંબુ | બિંબ | પબ્બ | કંજ | સંજ પેખિયે; |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| વ્રહી | વાત | વીડ | વક્ર | વાદ સ્વાદ | રાહ આગ્રહ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| જોર | ભોર | ઠોર | દોર, | કોર | ગોર રખિયે; |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ક્રીડ | ક્રાંત | કુંજ | કૃષ્ણ, | કોશ રૂ | સદોશકીન |

બ્રહ્માનંદ રાધેતન સ્વાદે ખટ દેખિયેં ાા ૧ ાા

ભાવાર્થ – રાધિકાજીના છ અંગોને છ પ્રકારના વિશેષણવાળી ઉપમાઓ આપી હોય તે ખટ વિધાની કાવ્ય કહેવાય, (૧) કોયલ (૨) કમળ (૩) પોપટ (૪) હરણ (૫) ભ્રમર અને (૬) કપાળ ગણાય તે, (૧) કોયલ વસંત ઋતુની (૨) કમળશરદ ઋતુનું (૩) પોપટ હેમંત ઋતુનો (૪) હરણ શરીર રૂતુનું (૫) ભમરો વસંત રૂતુનો અને (૬) ચંદ્ર બીજા પખવાડીઆનો અરધો અને જેના સીંગા નીચા હોય એવો વળી તે (૧) કોલ આંબામાં રહેલી (૨) (૩) કમળ પાણીમાં રહેલું (૫) ભમરો કમળમાં રહેનારો અને (૬) ચંદ્ર સાંજની વખતનો દેખીએ એવો વળી, તે (૧) કોયલ વિરહી એટલે ટોળાથી વિજોગી થયેલી (૨) કમળ વાયુથી હાલતું (૩) પોપટ લજ્યા પામેલો અને (૪) હરણ વાકી દ્રષ્ટિ કરતું હોય (૫) ભમરો ગણગણાટ કરતો તથા સ્વાદ લેતો હોય તેવો અને (૬) ચંદ્ર અરધો રાહુએ ગળેલો હોય તેવો વળી



(૧) તે કોયલ જોરથી બોલતી હોય તેવી (૨) કમળ પ્રભાતના પ્રહરનું (૩) પોપટ એક ઠેકાણે બેઠેલ ો (૪) હરણ દોડતું (૫) ભમરો કમળની કોર ઉપર ભમતો અને (૬) ચંદ્ર ચિતરેલા અર્ધગોળ જેવો, અને તે (૧) કોયલ ક્રીડા કરતી, એટલે રમતી હોય તેવી, (૨) કમળ મનોહર (૩) પોપટ ઝાડના ઝુંડમાં રહેલો (૪) હરણ કળીયાર જાતનું (૫) ભમરો કમળના  દાંડા ઉપર ભમતો હોય તેવો (૬) ચંદ્ર દોષારાત્રી સહિત હોય એવો. બ્રહ્માનંદ સ્વામી કહે છે કે શ્રી રાધીકાજીના શરીરમાં ઉપર કહેલા 'છ' વાના સ્વાધીન કરેલા દેખાય છે.

### ખટ વિધાની કોષ્ટક

| નંબર | ૧ કોયલ | ૨ કમળ | ૩ પોપટ | ૪ હરણ | ૫ ભમરો | ૬ ચંદ્ર |
|---|---|---|---|---|---|---|
| ૧ | કંઠ | મુખ | નાક | નેત્ર | ભંમર | કપાળ |
| ૨ | વસંતની | શરદનું | હેમંતનો | શશીરનું | વસંતનો | રજાપખ–વાડીયાનો |
| ૩ | આંબામાં રહેલી | પાણીમા રહેતું | બીંબફ ઉપર રહેલો | પર્વતમાં રહેલું | કમળમાં રહેલો | સાંજની વખતનો |
| ૪ | વીરહી ટો–ળીમાંથી વિખુટી પડેલી | વાયુથી હાલતું | લજ્યા પામેલો | વાંકી દ્રષ્ટિવાળું | ગણગણ–તો સ્વાદલે તો એવો | અરધો રાહુએ ગળેલો |
| ૫ | જોરથી બોલતી હોય તેવી | પ્રભાતના પ્રહરનું | એકજ ઠેકાણે બેઠેલો | દોડતું | કમળની કોર ઉપર ભમતો | ચિત્રેલા અર્ધ ગોળ જેવો |
| ૬ | ક્રીડા કરતી (રમતી) | મનોહર | ઝાડવાના ઝુંડમાં રહેલો | કાળીઆર જાતીનું | કમળના દાંડીપર ભમતો | દોષા રાત્રિ સહિત |

## ખટ વિધાની કાવ્ય––મનહરછંદ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ગંજ | હંસ | રંભ | સિંધ, | શુક | મુગ | અલિ | વ્યાલ, |
| ૧ – ૨ | | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ગતિ | | જંઘા | લંક | નાક, | દ્રગ | ભ્રોંહ | બેની હૈ. |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| મદ | માન | મધ્ય | મારૂ | મુન | મંજુ | મત | મિલે, |
| ૧ – ૨ | | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ધીર | | ઢલ | વલ | ફલ | ચલ | દલ | ફેની હૈ. |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| શામ | સ્વેત | સ્થૂલ | શૂર, | શોભ | શંક | વંક | છેલ, |
| ૧–૨ | | ૩ | ૪ | ૫ | ૬ – ૭ | | ૮ |
| રૂપ | | રસ | રોસ | તોષ | ફલવં | | સુરભેની હૈ |
| ૧–૨ | | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| નીક | | નમ્ર | છોટ | શુદ્ધ, | મોદ | મકરંદ | મની, |

બ્રહ્માનંદ રાધે બ્રજચંદ સુખદેની હૌર ॥

ભાવાર્થ :– રાધિકાજીના આઠ અંગને છછ પ્રકારના વિશેષણવાળી ઉપમાઓ આપી હોય તે અષ્ટવિધાની કવિત કહેવાય. (૧) હાથી (૨) હંસ (૩) કેળ (૪) સિંહ (૫) પોપટ (૬) હરણ (૭) ભમરો (૮) સરપ, ના જેવા શ્રી રાધિકાજીના અંગો છે. તેમા (૧) હાથી (૨) હંસ એ બેના જેવી ચાલ (૩) કેળના જેવી જાંઘ છે. (૪) સિંહના જેવો કેડનો લાંક (૫) પોપટના જેવું નાક (૬) હરણનાં જેવાં નેત્ર (૭) ભમરાની પાંકો જેવી, ભ્રમરો, અને (૮) સર્પના જેવો ચોટલો છે. તે (૧) હાથી મદમાં આવેલો, (૨) હંસ માન સરોવરનો (૩) કેળ મધ્ય ભાગની (૪) મારવાડ દેશનો (૫) પોપટ મૌન એટલે બોલ્ય વગર રહેલો (૬) હરણ સુંદર (૭) ભમરો ઉન્મત્ત થયેલો (૮) સર્પ તે મલીયાચલ પર્વતમાં રહેનારો. વળી તે (૧) હાથી (૨) હંસ ધીરે ધીરે ચાલતા હોય તેવા (૩) અને કેળ લગારેક વળેલી, (૪) સિંહ હાલતા પાછવાળ કરતો હોય તેવો (સિંહહાવલોકન કરતો ) (૫) પોપટ ફળ ઉપર બેઠો હોય તેવો (૬) હરણ ચંચળ હોય તેવું (૭) ભમરો કમળની પાંખડી પર ભમતો હોય તેવા (૮) સર્પ ફેણ ચડાવેલ હોય તેવો. વળી તે (૧) હાથી કાળો (૨) હંસ ધોળો (૩) કેળ જાડી (૪) સિંહ શુરો (૫) પોપટ શોભાયમાન (૬) હરણ શંકા પામેલું એટલે ત્રાસ પામેલું હોય તેવું (૭) ભમરો પાંખો જરા વાંકી રાખી હોય તેવો (૮) સર્પ છેલાઈમાં ડોલતો હોય તેવો વળી તે (૧) હાથી (૨) હંસ રૂપાળા હોય તેવા (૩) કેળ રસ ભરેલી (૪) સિંહ ક્રોધિત થયેલો (૫) પોપટ સંતોષ પામેલો (૬) હરણ અને (૭) ભમરો ફરતા હોય તેવાં, (૮) સરપ સુરભી (ચંદનના ઝાડ) માં રહેલો હોય તેવો વળી તે (૧) હાથી અને (૨) હંસ મનોહર હોય તેવા (૩) કેળ નમેલી (૪) સિંહ નાની ઉંમરનો (૫) પોપટ શુદ્ધ જાતીનો (૬) હરણ આનંદમાં હોય તેવું(૭) ભમરો સુગંધ લેતો હોય તેવો. અને (૮) સર્પ માથે મણી હોય તેવો. બ્રહ્માનંદ સ્વામી કહે છે કે એવા અંગવાળા રાધિકાજી શ્રીકૃષ્ણભગવાનને સુખ દેવા વાળા છે.



## અષ્ટ વિધાની કોષ્ટક

| નંબર | ૧ હાથી | ૨ હંસ | ૩ કેળ | ૪ સિંહ | ૫ પોપટ | ૬ હરણ | ૭ ભમરો | ૮ સરપ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ચાલ | ચાલ | જંઘા | કેડનો લાંક | નાક | નેત્ર | ભ્રમર (નેંણ) | ચોટલો |
| ૨ | મદમાં આવેલો | માન સરોવરનો | મધ્ય ભાગની | મારવાડ દેશનો | મૌન રહેલો | સુંદર | ઉન્મત થયેલો | મલાયાચલ પર્વતનો |
| ૩ | ધીરે ચાલનારો | ધીરે ચાલતો | લગાર વળેલી | ચાલતો પાછવાળ કરે તેવો | ફળ ઉપર બેઠેલો | ચંચળ | કમળની પાંખડી પર ભમતો | ફેણ ચડાયેલો |
| ૪ | કાળો | ધોળો | જાડી | શુરો | શોભીતો | ત્રાસ પામેલું | વાંકી પાંખો રાખેલો | છેલાઈમાં ડોલતો |
| ૫ | રૂપાળો | રૂપાળો | રસ ભરેલી | ક્રોધીત થયેલો | | ફરતું | ફરતો | ચંદનના ઝાડમાં રહેલો |
| ૬ | મનોહર | મનોહર | નમેલી | નાની ઉંમરનો | શુદ્ધ જાતીનો | આનંદી | સુગંધ લેતો | માથે મણીવાળો |

## સિદ્ધપુરની છેલ્લી સભા અને શાસ્ત્રી ચંદીલાલનું સત્સંગી થવું

આજે સવારે ત્રીજા દિવસે સિદ્ધપુરની છેલ્લી શભા હતી. ત્યાંથી શ્રીજી સ્વારી અમદાવાદ પધારવાની હતી, તેથી ગામન લોકોએ છેલ્લો લ્હાવો લેવા તીડની જેમ ટોળામાં આવતા હતા. પંડિત ચંદીલાલ શર્મા આજે વહેલા આવી સભામાં વિદ્વદ મંડળમાં બેઠા હતા. શ્રીજી પધારતાં સહુએ ઊભા થીને નમસ્કાર કર્યા,સદગુરૂ મુક્તાનંદસ્વામી તથા સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીએ શ્રીજીનું પૂજન અર્ચન કર્યુ, આરતી ઉતારી પંડિત ચંદીલાલ શર્મા તો સ્વામીજીની ભવ્ય મનોહક દેહાકૃતિ, વાક્ય ચાતુર્યતા, કાવ્યકળાની કૌશલ્યતા અને અદ્દભૂત આકર્ષક મનોહર મુખારવિંદ વગેરે જોઈને છક થઈ ગયા હતા. તે સમયે ગંભીર મેઘગર્જનાએ સ્વામી સભા પડકારો કરીને કહ્યું કે, ''મુમુક્ષુઓ બીજકે ઝમકે મોતી પ્રોઈલેશો પ્રોઈલે'' સમય ચૂક્યા પછી માણસોને પસ્તાવો થાય છે. શ્રીજી સનાતન ધર્મની ભાગેલી પાળોને સમારવા (જીણોદ્ધાર કરવા) આવ્યા છે. માટે મુમુક્ષુઓ પ્રગટ પુરૂષોત્તમ નારાયણને શરણે આવી, વર્તમાન ધરાવી જીવનું કલ્યાણ કરો.''

સાંભળતાજ સરસ્વતીના કિનારે–ગંગાકિનારેથી આવેલા પંડિતરાજનો ગર્વ ગળી ગયો. કહેવત છે કે શંખ અને વળી દૂધ ભરેલો'' એમ દેવ જાતિમાં જન્મેલા સાક્ષાત બ્રહ્મની મૂર્તિ બ્રહ્પતિના જેવી કાન્તિવાળા બ્રહ્મમુનિના સરસ્વતી પ્રવાહમાં ચંદીલાલજી રંગાઈ ગયા અને ઊભા થઈને બોલ્યા કે, 'સ્વામી, આજથી હું આપનો શિષ્ય છું, મને સત્સંગના નિયમો આપો.' પછી સ્વામીએ શ્રીજી મહારાજ પાસે તેડી જઈ શ્રીજી હસ્તે વર્તમાન ધરાવી, તુલસીની કંઠી પહેરાવી, તેમજ ગંગા પારના રહેનારા મહાન વિદ્વાન પંડિત જાણી શેલા પાઘ અને શાલજોટા સાથે થાળ ભરી રૂપીઆઓ આપી પંડિતનો સત્કાર કર્યો. એ પંડિતજી સાથે પોતાના મંડળના (પોતાના જ ગામના) બીજા ચાર વિપ્રો પણ હતા તેને પંડિતે શ્રીજી પાસે બોલાવી વર્તમાન ધરવા શ્રીજી પ્રસાદીની તુલસીની બેવડી માળાઓ (કંઠીઓ) ધારણ કરાવી. તેમનાં નામો ખુશાલદાસ, ઠાકુરદાસ, ચુડામણી, રામદીમણી હતાં. ચંદીલાલજી ગંગાપાર આવેલા હિન્દુસ્થાન દેશમાના 'લથિપનગર' નાવતની હતા અને કાશીમાં ઘણા વર્ષો રહી પંડિત થતાં, તેઓ ચંદ્રમણીશર્માના નામે તે દેશમાં પ્રસિધ્ધ થયા હતા. તેઓ સત્સંગી થતા સદ્દગુરૂ



શ્રી નિષ્કુળાનંદસ્વામીએ હરિ ભક્તોના નામના પ્રકરણમાં તેઓના નામો શ્રી ભક્તચિંતામણી ગ્રંથમાં દાખલ કરેલા છે.

દ્વિજ ભક્ત કહિએ ચંદિલાલ, ભજી નારાયણ થયો નિહાલ,
હરિજન ખુશીયાલદાસ, રામદીને થયો સમાસ,
છાકુરદાસ અને ચુડામણ, રહે, 'લથિપનગર' બ્રાહ્મણ.
(ભક્ત ચિંતામણી–પ્રકરણ ૧૨૭ કડી ૪૫–૪૬)

આવી રીતે સિદ્ધપુર પાટણમાં ઘણાકને સત્સંગી કરીને શ્રીજી સ્વારી શ્રીનગર તરફ સીધાવી હતી. આ સિદ્ધપુરનો સામૈયો. વિ. સ. ૧૮૬૨ માં થયો હતો. * અને સ્વામીએ દીક્ષા લીધા પછી શ્રીજી સાથેનો આ પ્રથમ પ્રવાસ હતો.

ઈતિ શ્રી કેશરભક્ત વિરચિતે, શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ચતુર્થ પ્રકરણે ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદ્દગુરૂશ્રી દેવાનંદ સ્વામી સંવાદે, સિદ્ધપુર દિગ્વિજય નામ ચતુર્થોઽધ્યાયઃ સમાપ્તઃ ॥ ૪ ॥

-- // --

## શ્રીજી

## અધ્યાય ૫ પાંચમો

## સ્વામીશ્રીનું ચારણી કાવ્ય સાહિત્ય

## અમાદાવનો દિગ્વિજય

સિધ્ધપુરના કાવ્ય શાસ્ત્રની ચર્ચાની વાતો ઠેઠ અમદાવાદ પહોંચે છે તેથી જ્યારે શ્રીજી મહારાજ મુકામ કરતા કરતા અમદાવાદ પધારે છે, ત્યારે સદ્દગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીની પ્રખ્યાતિ સાંભળી શહેરમાંથી ટોળેટોળે માનવ સાગર ઉભરાય છે. શ્રીજી મહારાજ છાવણીમાંની વિશાળ ચંદણી

* જુવો, સદ્દગુરૂશ્રી 'ભૂમાનંદસ્વામી' ની વાતોની હસ્ત લિખિત પ્રત પાને ૩.

વચ્ચે ઉત્તમ કારીગરીવાળા સુશોભિત સિંહાસન ઉપર બિરાજે છે. અને સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી સભા વચ્ચે ખુરશી ઉપર ભગવત વાર્તા કરી સભાજનોને પુરૂષોત્તમ નારાયણ પ્રગટ થયા છે તેની પીછાન કરાવે છે. એવામાં વૈશ્નવાચાર્યના એક પ્રખર વિદ્વાન શાસ્ત્રીજી સભામાંથી બોલે છે કે, સ્વામીજી ! આપની વાતોમાં ભાષા કાવ્યને વખતો વખત સંભળાવો છો, એ તો બીજા નંબરનું કાવ્ય છે. પ્રથમ નંબરે તો સંસ્કૃત કાવ્ય આવે છે, અને તે તો સર્વભાષાનું મુળ છે.

સ્વામી જવાબ આપે છે કે, શાસ્ત્રી મહારાજ, આપ તે ખરૂં કહો છો સંસ્કૃત ભાષાતો દેવ ભાષા છે. સર્વનું મુળ છે. પરંતુ ભાષા શાસ્ત્રીઓ કહે છે કે

દોહો

ભાષા સો શાખ જ હૈ, સંસ્કૃત હૈ મૂળ.
મૂળ રહતહૈ, ધૂળમેં, શાખમેં ફળફૂલ.

મૂળીઆ તો ગમે તેવા હોય તો પણ તે ધૂળમાં જ રહે છે. અને શાખામાં જ ફળ ફુલ વગેરે આવતા લાખો મનુષ્યો તેનો લાભ લીએ છે. પણ આપ જેવા વિદ્વાન પુરૂષને તે ભાષા કાવ્ય જરૂર નિરસ લાગે; પણ લોકભાગ્ય તો તે ભાષા કાવ્યો જ હોય છે. તેથી તેનો લાખોનો જન સમાજ રવાદ લઈ શકે છે, વિદ્વદ ભોગ્ય કાવ્યો તો માત્ર વિદ્યાનોજ સમજી શકે છે. ભાષા કાવ્યોમાં પણ કઠીન કાવ્યો, ગૂઢર્થો, અને યમકવાળા અલંકારી ઘણા કાવ્યો હોય છે. હવે હું એ ભાષા કાવ્યના શબ્દાલંકાર અષ્ટકનો એકજ સવૈયો અત્યારે બોલું છું. તેનો અર્થ આપ શાસ્ત્રી છો તે સમજી શકશો; પણ બીજાથી તે નહીં સમજાય.'' એમ કહી પછી શબ્દલંકારનો એક સવૈયો કાગળ ઉપર લખીને બોલી બતાવે છે. એ સવૈયામાં યમક ઉપર યમક (યમકાલંકાર) અને માર 'ર' અક્ષર ઉપર જ શબ્દ પ્રયોગ થતો જોઈ, શાસ્ત્રીજી વિસ્મય પામ્યા. સ્વામીશ્રીએ સવૈયાનો કાગળ શાસ્ત્રીજીને આપી કહ્યું કે, ''શાસ્ત્રીજી ! એ સવૈયો શું વિષય ઉપરનો છે ? અને તેની શું મતલબ છે ? એ આ જીજ્ઞાસુ સભાજનોને જરા વિગત પાડી સમજાવો જોઈએ ?'' શાસ્ત્રીજીએ બે ત્રણ વખત એ કાવ્ય વાંચ્યું, વિચાર્ય, ઘડીક સભા સામું જોવે. તો ઘડીકમાં સ્વામી સામે જાુવે, પાછું તે ખરડા સામું જુવે; પણ એ સવૈયાનો ભાવાર્થ કહી શક્યા નહીં. એ કુતુહલથી શ્રીજી મહારાજે મંદ મંદ હસ્તા થકા



સ્વામીશ્રીને તેનો અર્થ કરી બતાવવાની આજ્ઞા કરી, એટલે સ્વામીએ તેનો અર્થ કર્યો.

શબ્દાલંકાર-સવૈયા

યા મગરી મગરી તગરી, નગરી નગરી સગરી બગરી હૈ,
વાટ પરી ડગરી ડગરી, ખગરી ખગરી કગરી અગરી હૈ;
શીશ ભરી ગગરી ગગરી, પગરી ઘુઘરી ઉગરી ભૂગરી હૈ,
બ્રહ્મમુનિ દ્રગરી ફગરી, લગરી લગરી રગરી રગરી હૈ. ।। ૧ ।।

હકીકતમાં એમ કહે છે કે, એક સમયે ગોપીઓએ માતાજી જશોદાજીને આગળ જઈને ફરીયાદ કરી કે, તમારા કાનજી વૃંદાવનમાં અમને હેરાન કરે છે, માટે તમો તેને ઠબકો આપો. ત્યારે કૃષ્ણચંદ્રે ગોપીઓનો વાંક કાઢીને જે ખુલાસો કર્યો, તે એ સવૈયાના કાવ્યમાં સંપૂર્ણ છે.

ભાવાર્થ – આ મારગે મારગે મેં તેઓને તગડી તોયે તેઓ નગરીમાં પેઠી નહીં; તે સઘળી (બગડી) ખોટી છે; તે ત્યાંથી રસ્તે પડીને ડગલું ડગલું ભરતી હતી; પણ તે પંખીણી માંની પંખીણી જેવી અને કાગડીઓમાં આગલી એટલે આગળ વધે એવી છે; માથે ગાગર ભરેલી હતી અને ધીમે ધીમ પગલીઓ (પગલા) ભરતી હતી; તેના પગના ઝાંઝરની ઘુઘરીઉં ઉછળીને (તુટી જવાથી) 'ભૂ' ભોય ઉપર પડી ગઈ છે, (તે અમો વાણીએ છીએ) બ્રહ્માનંદ સ્વામી કહે છે કે, ભગવાને કહ્યું કે, નેત્રની દગાખોરી મન ફગી જતા લગાર મેં (રગડી છે) હેરાન કરી છે.

ઉપર પ્રમાણે સવૈયાનો અર્થ સભા જાણતા શ્રોતાજનો સ્વામીશ્રીની વિદ્વતા ઉપર બહુજ આકર્ષાયા. વૈશ્રવાચાર્યના શાસ્ત્રીજી પણ મનમાં વિચારી રહ્યા. તેટલામાં શ્રીજી મહારાજે સ્વામીને 'અમૃતધ્વનિછંદ' બોલવાની આજ્ઞા કરી. સ્વામીજીએ હજી એ ત્રણ દિવસ પહેલા જ એ શ્રીજી મહિમાનો છંદ સિધ્ધપુરમાં રચાયેલો હતો . પ્રભુ આજ્ઞા શીર ચડાવી બ્રહ્માનંદ સ્વામી શાસ્ત્રીજીને ઉપદેશી કહેવા લાગ્યા કે, 'શાસ્ત્રીજી પિંગળ શાસ્ત્રમાં અનેક છંદો (વૃતો) છે; પણ આ અમૃતધ્વની છંદ તો ' છંદોનો સમ્રાટ છે.' એ છંદ મેઘ ગર્જનાએ ચારણી શૈલીથી સ્વામીએ શ્રીજીને વંદન કરી બોલવો શરૂ કર્યો.

શ્રી હરિ મહિમા – અમૃતધ્વનિ છંદ

કમલ મુખક્ક કર કમલ, કમલ નાભિ અતરક્ક
કરજગબંધુજન શાન્તિકર, કુશશુભ, ધર્મતિલકક;
કુલધર્મ તિલકક, કમઠ ધરકક, કમશુભકક ક્રોધકરકક,
કમર ક્રસકક, કંસવધકક કથન અથકક કૌલનશક્ક;
કપટ હરકત કીર્તિધરકક કત અતરકક, કલિજાગુઢકક,
કૌક લખકક, કરન અરકક, કહે બ્રહ્મકક, કમલમુખકક
કર કમલ જીયે કમલ મુખકક કરકમલં.

ભાવાર્થ – ભગવાનનું કમળના જેવું મુખ અને કમળના જેવા હાથ છે, અને અતર્કીય એટલે વિચારમાં આવી શકે નહીં એવી કમળના જેવી નાભી છે. જગતને બોધ કરનારા અનેક હરિભક્તોને શાન્તિ કરનારા, અને ધર્મકુળના તિલકરૂપ છે. ધર્મકુળના તિલક એજ કાચબાનું રૂપ ધરનાર અને શુભ કામ કરનારા અને ક્રોદ કરીને કેડ બાંધીને કંસને માર્યો; અને જે ભગવાન અપાર વાક્ય છે; અને વામ વર્ગનો નાશ કરનાર અને કપટને હરનારા અને કીર્તિવાળા અને જેના કૃત્ય અતર્કચ છે, એટલે તર્કમાં આવી શકે નહીં. એવા છે, કળીયુગને ઢાંકી નાખનારા તે ભગવાનને કોઈ ક જ ઓળખ્યા અને સૂર્યોદિક ને ઉત્પન્ન કરનારા છે. બ્રહ્માનંદ સ્વામી સાચું કહે છે કે, ભગવાનનું મુખ, હાથ, અને નાભી, કમળ જેવા છે. (૧)

આવા આઠ છંદોમાંથી અત્રે પહેલો અને આઠમો જ આપેલ છે. *

છંદ આઢમો

ધર્મ ધુરંદ્ધ ધરનીધર, ધર્મનંદ વપુ શુદ્ધ
ધરવ્રત દઢ ઉર ધ્યાનધર, ધન ધન તનુ ધર બુદ્ધ,
ધન ધન તનુ બુધ્ધ, ધર્મ વિશુધ્ધ, ધરની પ્રબુધ્ધ,
ધ્વંસ વિરૂધ્ધ, ધ્વેસી અબુધ્ધ, ધ્યાત વિબુધ્ધ;

* આ છંદોના અર્થ સદ્દગુરૂ શ્રી દેવાનંદસ્વામીએ પોતાની ટીપણીમાંથી કવિશ્રી દલપતરામને લખાવેલ છે; તે તેથી જ એ છંદો (છંદરત્નાવલીમાં) અત્રે સહિત પ્રસિદ્ધ કરવામાં આવેલ છે.



ધાવઉરદ્ધ, ધોતપટદ્ધ, ધડક અધદ્ધ,
ધ્રત મતઉદ્ધ, ધ્વનિત અધદ્ધ ધરઉર સિદ્ધ,
ધનુષ ધરદ્ધ, ધસત ગમદ્ધ ધરબ્રહ્મમદ્ધ
ધર્મ ધુરંદ્ધ ધરનિધર, જીયે ધર્મ સુરંદ્ધ ધર નિધર ॥ ૮ ॥

ભાવાર્થ–ધર્મનું ધરાવનાર અર્થાત ધર્મના આગેવાન તથા પૃથ્વીના ધારણ કરનાર અને ધર્મ દેવના પુત્ર જેનું શરીર શુદ્ધ એટલે અમાયિક છે એવા ભગવાન, અને દ્રઢ વ્રતને ધરનારા, જોગીઓ જેનું ધ્યાન મનમાં ધરે છે, એવા અને બુદ્ધાવતાર ધારણ કરનાર ધન્ય છે ધન્ય છે, જેનો વિશેષ શુદ્ધ ધર્મ છે. પૃથ્વીના લોકોને બોધ આપ્યો અને વિરૂદ્ધ મતનો નાશ કર્યો અને જે અજ્ઞાની છે તે તે ભગવાનના દ્વેષી થયા છે, અને જે જ્ઞાની છે તે ધ્યાન કરે છે અને તે ઉંચી ગતિયે ધાય છે, એટલે જાય છે, તે ભગવાને ધોયેલાં વસ્ત્રો પહેર્યા છે, અને જેનાથી અઘ એટલે પાપ ધડકે છે, અર્થા બીએ છે; તે ભગવાને ઉદ્ધ મતનું ધારણ કર્યુ છે. અને જગતમાં જેને વિષે (અધધધ) એવી આશ્ચર્ય ધ્વનિ કહેવાય છે, અને સિદ્ધ પુરૂષો અંતઃકરણમાં જેનું ધ્યાન ધરે છે, રામ કૃષ્ણ રૂપે ધનુષ ધારણ કરીને (ગો) પૃથ્વી મધ્ય ધસ્યા એવા ભગવાનનું બ્રહ્માનંદ સ્વામી ધ્યાન ધરે છે. ધર્મનું ધુંસરૂં ધરનારા ઈત્યાદિ (૮)

ઉપર પ્રમાણે અમૃતધ્વનિ છંદ બોલી અર્થ કરી, શ્રીજી મહારાજનો અલૌકિક દિવ્ય મહિમા સભાજનોને સંભળાવતા શ્રોતા જનો સૌ હર્ષ પામ્યા, અને શાસ્ત્રીજી તો ભાષા કાવ્યની અતિ તારીફ કરવા લાગ્યા; અને કહ્યું કે, ‘સંસ્કૃત કાવ્યની જોડે ઉભું રહે તેવું જ આ ભાષા કાવ્ય પિંગળશાસ્ત્રના નિયમ પ્રમાણેનું મેં તો મારી ઉમરમાં આજે જ સાંભળ્યું’ એમ કહી ધન્યવાદ ઉચ્ચાર્યા, બૃહસ્પતિ સમાન કાન્તિવાળા અને ગંગાના પવાહ જેવા અસ્ખલિત સ્વામીનો વાણી પ્રવાહ સાંભળી સો સ્વામીશ્રીને કોઈ મહાન અવતારી પુરૂષ માનવા લાગ્યા, એટલું જ નહીં પણ આવા સમર્થન વિદ્વાન પુરૂષ સ્વામિનારાયણના શિષ્ય થઈ રહ્યાં છે, માટે જરૂર સ્વામિનરાયણ ભગવાનનો અવતાર છે, તેમ સહુ કોઈ શ્રીજી મહારાજનો મહિમા સમજવા લાગ્યા. ઘણાયે મુમુક્ષુઓ ત્યાં વર્તમાન ધરાવી સત્સંગી થયા. શાસ્ત્રીજી પણ સત્સંગનો ગુણ ગ્રહણ કરી વિનયથી શ્રીજી મહારાજની તથા સ્વામીશ્રીનો સ્તુતિ વાક્યો ઉચ્ચાર્યા.

અમદાવાદમાં શ્રીજી છાવણીની બાજુમાં જ જૈન મતના જતીનો

(ગોરાજી શ્વેતાંબરી જતી પુજોનો) ઉપાશ્રય હતો, ત્યાં રાત્રી દિવસ ચોપાટ બાજી ખેલાતી હતી. સ્વામીશ્રીના ઉતારાની રાવટી તે ઉપાશ્રયની નજીક હોવાથી એ સઘળો કોલાહલ (પાસાઓના ખખડાટ, સોગઠાઓની ચાલબાજી,થતાં લોકોની તકરારો વગરે) બ્રહ્માનંદ સ્વામીના સાંભળવામાં આવતાં તપાસ કરાવતાં એ સ્થાનની સઘળી હકીકત પોતાના જાણવામાં આવી. એક વખત સાંજની સભામાં શ્રીજી મહારાજના દર્શન કરવા અને સ્વામીશ્રીનો ઉપદેશ સાંભળવા શ્રીનગરના રહીશનો માનવ મહેરામણ ભરાયો હતો, તે વખતે તે ઉપાશ્રયના * યતીશ્રી (શ્રીપુજ) પણ નજીક હોવાથી સભામાં આવ્યા. સ્વામીશ્રીએ તેઓને દુરથી જોતાં બોલાવી પોતાની સન્મુખ બેસારી કુશળતા પુછી સત્કાર કર્યો ને કહ્યું કે, હું કચ્છ ભુજમાં હતો ત્યારે ઘણા ઘણા વિદ્વાન શ્રીપુજો સાથે મારે સબંધ હતો, તેમ કહી તેઓનાં નામો બોલવા લાગ્યા તેમા 'શ્રી રામજીરખ' એવું નામ આવતાં તે અમદાવાદવાળા શ્રીપુજ કહે કે, તે તો મારા ગુરૂશ્રી છે. એમ પરસ્પર વાતો કરતા પોતાના વિદ્વાન ગુરૂશ્રી સાથે સ્વામીશ્રીનો ઘાટો સબંધ છે. એવું જાણી તેઓ સ્વામીને પણ ગુરૂ સમાન પૂજ્યભાવથી માનવા લાગ્યા. તે પછી સ્વામીશ્રીએ સભામાં વાત કહેવી શરૂ કરી કે, 'આ જીવને પોતાના સ્વરૂપની પીછાન નથી, તેમ તેનો મહિમા પણ નથી. કારણ કે દેવને દુર્લભ એવો મનુ,ય દેહ મળેલ છે. છતાં પ્રભુ ભજન વિના બીજી અનેક જાતની સસારની બાજીઓ ખેલી અમૂલ્ય અવસર એળે ગુમાવે છે. ગાઈના આઉંમા ઈતરડી આંચળના નજીકજ ચોંટી હોય છે, છતાં તેને દૂધનો સ્વાદ મળતો નથી. અરે દૂધ શું વસ્તુ છે, તેનો પણ તેને ખ્યાલ નથી. તેવી જ રીતે લોકો પોતાના જીવના કલ્યાણનો ઉધમ નહીં કરતાં, ન ખેલવતા ખેલો ખેલી આ અમૂલ્ય દેહ વૃથા ગુમાવે છે. જતી મહારાજશ્રી ? આ સંસારની પણ એક બાજી છે. એ બાજીના ખેલાડીઓ જ એ વાતને સમજી શકે છે. (રમી શકે છે) કેમ કે ઉત્તમ ખેલાડી વિના સંસારની એ જ્ઞાનબાજી જીતી શકાતી નથી. એમ કહી આ નીચે લખ્યું કાવ્ય બોલી સ્વામીશ્રી તેનો અર્થો સમજાવવા લાગ્યા.

* ઈતર લોકો એમને ધોળીઆ પુજથી ઓળખે છે. તેઓ ગૃહસ્થ જેવા કપડાઓ પહેરે છે. ફક્ત માથું ઉઘાડું રાખે છે. (ટોપી કે પાઘડી પહેરતા નથી) સુગંધી તેલો અત્તરો વાપરે છે, બુટ છત્રી અને જાુજ ઘરેણા પણ પહેરે છે. કચ્છ પ્રદેશમાં હજારો કોરીઓની ધીરધાર કરી જમીન જાગીરો પણ રાખે છે. તેવા પુજ તે હતા.



જ્ઞાનરૂપી બાજી વિષે–કુંડળીયા છંદ

બંદે બાજી બેશ હૈ ખૂબ જાુકિત કરી ખેલ
સાર અકેલી મરત હે, તાતે તું રખ બેલ,
તાતે તું રખબેલ દાવ દે સમઝ વિચારી,
તીન, ચાર, કું ત્યાગા, પંચ, ખટ જીત ખેલારી
દાખત બ્રહ્માનંદ સપ્ત, આઠ, નવ દશ ખંદે
સબ તજી નિજ ઘર આય, બેશ હે બાજી બંદે ।। ૧ ।।

ભાવાર્થ – હે બંદા જ્ઞાન રૂપી બાજી (બેશ) સરસ છે માટે તું ખુબ જુક્તિ કરીને ખેલજે. તેમા (સારા એટલે)સોગઠી એકલી હોય તે મરે છે; પણ જાુગ (જોટો બે સાથે) હોય તે મરતી નથી. તે માટે તું સદ્‌ગુરૂની બેલ (બબંધ) રાખીને સમજી વિચારીને દાવ દેજે કામ, ક્રોધ લોભ, એ ત્રણને તથા ચાર અંતકરણની માયિક વૃતીઓને તજીને પચવિષય છ ઊર્મિ (ભુખ, તરસ, મોહ, શોક, જરા, મૃત્યુ) રૂપી ખેલાડીઓને તું જીત,બ્રહ્માનંદ સ્વામી કહે છે કે, જેમ ચોપાટની બાજીમાં ૯૬ (છનુ) ખંડ (ઘર) છે, તેમ જ્ઞાન બાજીમાં સોના આદિક સાત ધાતુની વાસના તથા આઠ પ્રકારની સિધ્ધિની અને ન પ્રકારની નિધિની વાસના તથા દશ ઈન્દ્રિયો રૂપી ખંડ છે. તે બધાને ઉલંઘીને પોતાને ઘેર આવ્યા. અર્થાત આત્મજ્ઞાન પામી ભગવાનના ધામને પામ હે બંદા એવી જ્ઞાનની બજી બેશ છે.

ઉપરના સ્વામીશ્રીના ઉપદેશથી જતીએ ઉપાશ્રયમાં ગયા પછી ચોપાટની બાજી ફેંકી દીધી હતી. અને દરરોજ શ્રીજી મહારાજ બિરાજ્યા ત્યાં સુધી સ્વામીશ્રીનો સમાગમ કરવાને અને કથા વાર્તા સાંભળવા આવતા હતા.

## સિંહાવલોકન કાવ્ય પ્રસંગ

શ્રીજી મહારાજે સદ્‌ગુરૂ બ્રહ્માનંદસ્વામી મંડળે સહિત લુણાવાડા * પ્રદેશમાં ફરવાની આજ્ઞા કરી, પોતે ગઢડા પધાર્યા સ્વામીશ્રી અમદાવાદથી સાબર મહી નદી ઉલંઘી વાડાસીનોર–ગોધરા થી ફરતા ફરતા લુણાવાડા ગયા લુણાવાડાના ડુંગરાળ પ્રદેશમાં છેક પછાત

*શ્રીજીએ સ્વામીશ્રીને લુણાવાડ જવાની આજ્ઞા કરી–વાંચો સદ્‌ગુરૂ ભૂમાનંદસ્વામીની વાતુ હસ્ત લિખીત–પ્રત પાને ૩.

જાતિના માનવીઓમાં પોતાનો પ્રભાવ જણાવ્યો અને ભીલ લોકોનેડુંગરાઓ ન સળગાવવાના નિયમો આપ્યા. લુણાવાડા તળપદા નાગર ગૃહસ્થો મહાન ધર્મશીલ તેમજ ઉત્તમ નીતિ રીતિવાળા હોવાથી તેમને મળી ખુબ સંગીત, સાહિત્ય સાથે જ્ઞાનોપદેશ આપી સત્સંગમાં વૃદ્ધિ કરી, ત્યાંના પ્રાચીન લુણેશ્વર મહાદેવના દેવાલયમાં સભાઓ ભરી જનતાને ધર્મોપદેશ કરી સ્વામિનારાયણ ધર્મની પ્રસિદ્ધિ કરી ત્યાં લાંબો સયમ રહ્યાં બાદ ચાલવાની તૈયારી કરવા લાગ્યા ત્યારે ત્યાંના ભાવિક સત્સંગીઓ આગ્રહ કરી રોકાયા એક દિવસે એકાદશીના દિવસે ગામથી દક્ષિણ દિશાએ અર્ધોક માઈલ દૂર ‘પહાનમ’ નામની નદીમાં સંતો સહિત નહાવા ગયા તે જળમાં જળક્રિડા કરતા થકા શ્રીજીનું અને ઘેલાનદીનું સ્મરણ થયું સ્મરણ થતા જ પોતાથી એ શ્રીજી વિયોગ સહન થોય નહીં. ગામમાં આવી રાત્રે જાગરણ કર્યુ. ઘણા માસથી શ્રીજી દર્શન નહીં થતાં તેમજ ગઢડાથી ઘણો દૂર પરદેશમાં (ઠેઠ ઉત્તર ગુજરાતના છેડે) હોવાથી સ્વામી વિરહ વેદનામાં અકળાયા એ એકાદશીની તે રાત્રીમાં પોતે શ્રીજી વિરહનું ચારણી સાહિત્યનું જાણે હું રાધિકાજી છું એવો ભાવ લાવી રાધાકૃષ્ણના વિયોગનું વર્ણન પિંગળ શાસ્ત્રના નિયમ મુજબ સિંહાવલોકી સવયામાં એક કાવ્ય રચ્યું સિંહાવલોકન એટલે સિંહ જેમ ચાલતા ચાલતા વારંવાર પાછળ જુએ છે, તેમ કાવ્યની તૂક (કડી) પુરી થતાં છેલ્લો શબ્દ જે આવે તેને બીજી તકમાં પ્રથમ લાવવો. પરંતુ તે કાવ્ય રચનામાં વધુ ખુબી તો એ છે કે, જે શબ્દ તેનો તે આગળ મુકવામાં આવે છે. તેનો અર્થ ફરી જવો જોઈએ એવા સિંહાવલોકન સવૈયાઓ લુણાવાડમાં સ્વામીએ ૧૩ રચેલા છે પરંતુ સ્થળ સંકોચને લીધે અત્રે છ જ સવૈયા આપ્યા છે.

સિંહાવલોકકી સવૈયા

પિયસેં એહિં જાય કહો મુખસેં, સહિ જાત ન પીરે વહા હિયસેં ।
હિયસેં બિન ભેટ ન મેટ વ્યથા, સબ જાનસેં કાહ કથા જીયસેં ॥
જીયસેં અબ જાનકી ઘાત બની, કહા બાત ધની મુખસેં કિયસે ॥
કિયસે નહ બેર બને બ્રહ્માનંદ, ટેર સુનાય કહો પયિસેં ॥ ૧ ॥

ભાવાર્થ- રાધિકાજી પોતાની સખીને કહે છે કે હે સખી ! તું મારા સ્વામી પાસે જઈને મોઢેથી કહે કે મારા હૈયાથી વિરહની પીડા



સહી જાતો નથી. અને છાતીએ ભેટયા ગર પીડા મટતી નથી, તમે સર્વ વાત જાણો છો માટે જીભે કરીને શી વાત કહીએ ? હવે તો જીવથી જવાની ઘાત બની છે. ઘણી વાતો મોઢેથી શી કહીએ ? બ્રહ્માનંદ સ્વામી કહે છે કે કોઈનાથી (બેર-વાર) મદદ બની શકે તેમ નથી, માટે બોલવાની સંભળાવીને સ્વામીને કહે. (૧)

પિયરા નહીં જાનત પીર સખી, મોય ધીર ધરાત નહીં હિયરા ॥
હિયરા બિન ભેટ ભયે અબ તો, વિધિ કુન કટે દુઃખે દિયરા ॥
દિયરા દિલ ઘોત નહીં તબલું, જબલું નહિ તાપ મિટે જીયરા ॥
જીયરા બ્રહ્માનંદ ચાહ જગી, રટ એક લગી પિયરા ॥ ૨ ॥

ભાવાર્થ - હે સખી મારી પીડા ભગવાન જાણતા નથી. અને મારાથી હૈયામાં ધીરજ ધરાતી નથી. હવે તો હૈયું ભગવાનને મળ્યા વગરનું થયું માટે હવે દુઃખના દહાડા કયે પ્રકારે કાપીએ ? જ્યાં સુધી જીવમાંથી આ વિરહનો તાપ મટે નહિં ત્યાં સુધી દિવસ મનમાં પ્રકાશ કરતો નથી (દિવસે પણ અંતઃકરણમાં બેશુદ્ધિરૂપી અંધારૂ રહે છે ) ભ્રહ્માનંદ સ્વામી કહે છે કે, જીવમાં એવી ચાહના જાગી રહી છે અને હે સ્વામી ! હે સ્વામી ! એવી રટના લાગી રહી છે. (૨)

ઘટમેં ઘન ડંસ લાગ્યો સજની, નહિં નંદ કિશોર પિયા ષટમેં ॥
ષટમેં ભર ામસ ઉદાસ રહું, લગી સ્વાસ ઉદાસ વાહિ રટમેં ॥
રટમેં ગતિ ચત્રિક કી જાુંભઈ, નહિં સીતલ શામ ભુજા તટમેં ॥
તટમેં વટમેં મગ ઢુંઢત હું, બ્રહ્માનંદ ક્ષીન ભઈ ઘટમેં ॥ ૩ ॥

ભાવાર્થ - હે સખી મારા શરીરમાં ‘ધણ’ નાણના જીવડાઓ જેવા વિરહનો ડંખ લાગ્યો છે, કેમકે નંદના પુત્ર શ્રી કૃષ્ણ સ્વામી (ખાટમાં) પલંગમાં નથી, તેથી હું છ મહિનાના થયા ઉદાસ રહું છું, અને શ્વાસોચ્છાસે તેમની રટના લાગી રહી છે. તે રટનામાં ‘બાપૈયા’ ના જેવી મારી ગતિ થઈ છે, અને શીતલ એવા શ્રી કૃષ્ણ ભગવાન મારા હાથ પાસે નથી. અને જમનાજીના કાંઠામાં તથા રસ્તામાં તે ભગવાનનો માર્ગ ગોતું છું, અને બ્રહ્માનંદ સ્વામી કહે છે કે, હું શરીરમાં ક્ષીણ થઈ ગઈ છું. (૩)

કુબર સંગ જાય વિલંબ રહે, હમતો દુઃખ ઝુર ભઈ દુબરી,
દુબરી ઈનકી સબ બાત સખી, ઈન બાતન તે કરિ કે તંબુરી,
તંબુરી જયું હી ખાર કછુ ન તજ્યો, ઉન સંગ કરી લગની ખુબરી,
ખુબરી તન દાસી વિલાસી ભયે, કહે બ્રહ્મમુનિ વિલંબે કુબરી ॥ ૪ ॥

ભાવાર્થ – કુબજાની સાથે રોકાઈ રહ્યાં, હું તો દુઃખે ઝરીને દુબળી થઈ ગઈ. હે સખી હવે એની એ વાત દબાવી રાખ એની વાતો કરવામાં તું બડી છો (ચાલાક છો) અને તંબુડી જેમ લગારેય કડવાસ તજે નહિ, તેવા ગુણવાળી કુબજા સાથે તેમણે ખુબ પ્યાર કર્યો અને તે દાસીના શરીર સાથે ખુબ વિલાસ કરનાર થયા, અને બ્રહ્માનંદસ્વામી કહે છે કે, તું કુબજા પણ (વિલંબે) રોકી રાખવામાં બડી હોશિયાર છે. (૪)

દુઃખમે દુઃખ એહી વિદેશ પિયા; ભર અત્તહિયા પિયરી મુંખમેં,
મુખમેં વૃહતાપ વિલાપ કરૂ, પિય આપતો જાય રહે સુખમેં,
સુંખમેં એહી પીર સો ધીર છતી, નહિં સૂજ ગતિ ન પતી રૂખમેં,
રૂખમેં રહતો સો ભલો બ્રહ્માનંદ, જાન બુરો દહનો દુખમેં, ॥ ૫ ॥

ભાવાર્થ – સ્વામી પરદેશમાં હોય એજ મોટું દુઃખમાં દુઃખ છે, અને એજ મુખ્ય પીડામાં ભરાઈ આવે છે. તેથી મુખમાં વિરહના તાપનો વિલાપ કરૂંછું અને સ્વામી પોતે તો સુખમાં જઈને રહ્યાં છે અને મારી છાતી ધીરજ ધરીને તે પીડા શું ખમી શકશે ? મને કાંઈ ગતિ સુજતી નથી. કેમકે મારો સ્વામી મારી રૂખમાં એટલે મારી મરજીમાં ચાલતો નથી બ્રહ્માનંદ સ્વામી કહે છે કે, (રૂખ) ઝાડીમાં રહેવું તે સારૂ, પણ આ દુઃખમાં બળવું તે મહા ભુંડું જાણવું (૫)

જરિહું દિનરેંન ન ચેન હિયા, પરદેશ પિયા અબ ક્યા કરિહું,
કરિહું તન જાર કે ખાખ સખી, એહિ પીરસે ધીર કેસેં ધરિહું,
ધરિહું શિર જોગન ભેખ અબેં, ભગવાં કરીકેં જગમેં ફિરિહું,
ફિરિહું કબ દૈખીહું નૈનનસે, કહે બ્રહ્મમુનિ વ્રહમેં જરીહું, ॥ ૬ ॥



ભાવાર્થ – દિવસને રાત્રી બળુ છું; હૈયામાં ચેન પડતું નથી. જાણું છું કે સ્વામી પરદેશમાં છે હવે હું શું કરીશ ? હે સખી, આ શરીર બાળીને રાખ કરીશ; કેમકે આવી પીડાથી ધીરજ શી રીતે ધરી શકું ? હવે તો માથે જોગણનો વેશ ધરીને ભગવા વસ્ત્ર કરીને, જગતમાં ફરીશ, બ્રહ્માનંદસ્વામી કહે છે કે, હું વિરહમાં બળી મરીશ માટે ભગવાનને આ આંખે ફરીથી હવે ક્યારે દેખીશ ? (૬)

## શ્રી ભીમનાથમાં કાવ્ય ત્રિપુટી

લુણાવાડાથી સ્વામી નીકળી મહી સાબર ઉલંઘી ભાલમાં આવ્યાં ત્યા ભીમનાથ મહાદેવના દર્શન કરી રાત્રી રહ્યાં. ત્યાંના મહંતે બહુજ બરદાસ કરી સ્વામીને મહાન સમર્થ યોગીરાજ જાણી પોતાના દિલમાં એક પ્રશ્ન ઘણાક દિવસથી મુંઝવતો હતો તેનો સ્વામીને ખુલાસો પુછયો.

મહંત કહે ‘સ્વામીજી ! કોઈ પ્રભુની ભક્તિ નિરંતર કરતો હોય; પણ તેનું અવશાન અચાન (અકાળ મૃત્યુ) થાય (વીજળી પડે, વહાણ ડુબે, ધરતીકંપમાં કે કોઈ ઉંઘમાં મારી નાખે, એવું અપ મૃત્યુ થાય) ત્યારે તે વખતે તેને પ્રભુના નામનું સ્મરણ તો થી શકે નહીં. અનો લોકકિત છે કે, ‘‘અંતકાળે મતિ–સો ગતિ’’ તો એ ભકતની શું ગતિ થાય ? એ પ્રશ્ન મને ઘણો મુંઝવે છે. તો આપશ્રી મને તે સમજાવી સંતોષ પમાડો’’

સ્વામીશ્રી કહે, મહંત સાહેબ ! આપ વયે વૃદ્ધ મહાદેવજીના અનન્ય ભક્ત છો, તેથી જ આવો પ્રશ્ન પુછવા ઈચ્છા થી આવી. સાંભળો, હું તેનો એક જ કાવ્યાં જ ખુલાશો કરૂં છું. એમ નીચેનું કાવ્ય સ્વામી ત્યાં રચીને સંભળાવે છે.

## અંતકાળે શ્રી હરિનું નામ ન લઈ શકાય તે વિષે સવૈયો

શ્રી ઘનશ્યામ કે અંઘ્રિસરોજમેં, દેહ છતે જીન નેહ કર્યો હે,
લોકનકી તજી લાજ નિરંતર, અંતર મેં દ્રઢ પક્ષ ધર્યો હે,
અંતકી બેર જો નામ લીયો નહિ, તો પુનિસો નિશએ ઉગાર્યો હે,
બ્રહ્મમુનિ ધન ચીઠ્ઠી ગઈ ઘર પીછે લુંટાય કહા બિગર્યો હે.

ભાવાર્થ – શ્રી ઘનશ્યામ (ભગવાન) ના ચરણ કમળમાં જેને દેહ છતાં

* સદગુરૂ દેવાનંદ સ્વામી આ સવૈયાને સ્વામીશ્રીનું ‘ હુંડી કાવ્ય’ કહેતા, તેમ કવિશ્વર દલપરામભાઇ પોતની ટીપણીબુકમાં એ કાવ્ય નીચે લખે છે.

જ સ્નેહ કર્યો છે, એટલું જ નહીં પણ લોક લાજનો ત્યાગ કરી ભગવાન ભજવાનો અચળ પક્ષ જેના અંતરમાં દ્રઢ ધર્યો છે, તે ભક્તને કદી અંતકાળના વખતે ભગવાનનું નામ લઈ શકાયું નહીં તો પણ, તે ભક્ત જન્મ મરણથી તો ઉગરી ગયો છે એમ સમજવું. બ્રહ્માનંદ સ્વામી કહે છે કે, જેમ કોઈક પરદેશમાંથી કમાઈને પોતો ઘેર તે હજારો રૂપીઆની 'હુંડી' (મનીઓર્ડર) પહોંચાડે અને પાછળથી રસ્તે ચાલતા કોઈ ચોર ડાકુથી તે લુટાયો તો. તેને શું બગડયું છે ? (શું ગયું છે ?) કંઈ નહીં. તેના રૂપીઆ તો પહેલેથી જ ઘરે જમા થી ગયા છે તેમ સમજવું.

મહંત આવા ખુલાસાથી બહુજ રાજી થયા તે પછી સ્વામશ્રીએ પોતાની સ્વઈચ્છાથી નીચેના બે કાવ્યો પણ મહંતને * અને ત્યાંની સભાને સંભળાવ્યા.

## પ્રભુમાં વિશ્વાસ રાખવા વિષે
## (સવૈયો)

દેવતરૂવર કી છઈયાં, ફલિહે ફલિહે ફલિહે ફલિહે રી,
જ્યું ઉધ્ધી જલમેં નદિયાં, ભલિહે ભલિહે ભલિહે ભલિહે રી;
જ્યું હરિ સેવત પાપ સબેં, જલિહે જલિહે જલિહે જલિહે રી,
બ્રહ્મમુની અનપાન સદા. મિલિહે મિલિહે મિલિહે મિલિહે રી,

ભાવાર્થ–કલ્પવૃક્ષની છાંયા ફળસે ફળશેને ફળશે; તમે સમુદ્રના પાણીમાં નદીઓ ભળશે ભળશે ને ભળશે. અને ભગવાનની સેવા (ભકિત) કરતાં પાપ બળશે બળશે અને બળશે; તેમજ બ્રહ્માનંદ સ્વામી કહે છે કે, અન્ન, અને પાણી સદાય મળશે મળશે અને મળશે. માટે પ્રભુમાં વિશ્વાસ રાખવો.

પછી સ્વામી સહુ સભાજનોને કહે છે કે ઉપર કહ્યાં પ્રમાણે પ્રભુમા વિશ્વાસ હશે. અને પ્રભુ ભક્તિ કરતો હશે તો પણ તે જીવ જો સાચા સંતોનો અપરાધ કરશે, એટલે સાધુ પુરૂષોને કોઈ પ્રકારે પીડશે, તો તે નરકમાં જશે, એમ શ્રીકૃષ્ણ ભગવાને નારદને કહેલ છે.

* ભાલ પ્રદેશમાં શ્રી ભમનાથ મહાદેવજી પ્રાચીન છે. હું (સંપાદક ) સં. ૧૯૭૪ માં જ્યારે ત્યા ગયેલો ત્યારે ત્યાના વયોવૃદ્ધ મહંત સાહેબે (નામ યાદ નથી) મને શ્રીજી પ્રસાદીની મોઢમેડીના દર્શન કરાવી તેના પાટડામાં શ્રીજી પધાર્યાની સાલના અક્ષરો વંચાવ્યા અને તેમના પહેલાં ત્રીજા મહંત સાહેબે સ્વામીશ્રીના કાવ્યો લખી લીધેલ જુનો ખરડો (કાગળ) બતાવેલ. આ કાવ્યો 'છંદરત્નાવલી' મા પ્રસિધ્ધ છે.



## સંતને પીડા કરે તેના ફળ વિષે સવૈયો
## સવૈયો

શ્રી ઘનશ્યામ કહે સુન નારદ, અંતર શુદ્ધ મેરો મત એ હે,
મો સંગ પ્યાર ઉદાર સદા મન, નામ ઉચ્ચાર અહોનિશ લૈ હે,
સંત સચ્ચે જગમી ફિરે, તિનકું દુખ આય નિરંતર દૈ હે,
બ્રહ્મમુની ભગવંત કહ્યો સોઈ, મોય ભજે પુનિ નર્કમેં જૈ હે,

ભાવાર્થ – શ્રી કૃષ્ણ કહે છે કે નારદજી; સાંભળો, શુદ્ધ અંતઃકરણથી મારો મત એ છે જે, કોઈ માણસ મારી સાથે પ્રીતિ રાખે તથા મન ઉદાર રાખે અને દિવસ ને રાત્રી મારા નામનો ઉચ્ચાર કરે, પણ જો તે જગતમાં મારા સાચા સંતો ફરતા હોય તેને જઈને નિરંતર તે દુઃખ દીયે તો બ્રહ્માનંદ સ્વામી કહે છે કે, ભગવાને કહેલું છે કે, મને ભજતો હે તો પણ નરકમા જશે.

## સમશ્યા પ્રશ્નોત્તર કાવ્ય

ભાલ પ્રદેશ વીંધી ઝાલાવાડ ઉલંઘી પાંચાળ ભૂમી તરફ સ્વામી વર્ષાઋતુમાં પલળતા પલળતા ગામોગામ મુકામ કરતા કરતા ચાલ્યા આવે છે. રસ્તામા મુળી ગામે રાત્રી રહે છે અને ગામના પ્રખ્યાત માંડવરાયના મંદિર (માર્તન્ડરાયના સૂર્ય મંદિરમાં) રાત્રી રહે છે. મુળીએ ચારણ કવિઓની છોટીકાશી કહેવાય છે. એ વખતે ત્યાં ઘણાક વિદ્વાન ચારણો રહેતા હતા. મુળીના પરમાર દરબારો અને દેવડાયરો (ચારણદેવ) સરવામાં માંડવરાયના દર્શને આવ્યા. ત્યાં જાણ થઈ કે ધ્રાંગધ્રામાં શતવિધાન કરનાર મહાકવીશ્વર શ્રી લાડુદાનજીએ સન્યાસ લીધો છે ને તે માંડવરાયજીના મંદિરમાં પધાર્યા છે, સહુ આવી મળ્યા તે વખતે સ્વામીશ્રી ચાલવાની તૈયારી કરતા હતા; પણ દરબારશ્રીના આગ્રહથી રોકાઈ જતા ત્યાંના મુખ્ય વિદ્વાન ચારણ કવિએ સ્વામીને પ્રાર્થના કરી. કે આપશ્રીની કીર્તિ અમે ખુબ સાંભળી છે. આજ અનાયાસે દર્શન થયા છે, તો અમને જીવન સંભારણા જેવું એક અમુલ્ય કાવ્ય સંભલાવવા કૃપા કરો. આપશ્રીની વિદ્વતા પાસે અમને તો શું, પણ કચ્છ કાઠીઆવાડ, ગુજરાતના કોઈ પણ ચારણ કવિને સરખાવી શકાય તેમ નથી એમ ઘણા જ વિનય અને વિવેકથી પ્રાર્થના કરતા સ્વામીશ્રી શીઘ્ર કવિ હોવાથી ત્યાં તેઓ હુના રૂબરૂ થોડાક કાવ્યો કાગળમાં બોલ્યા.

સ્વામીશ્રી કહે, દરબારો અને કવિરાજો ! શ્રીકૃષ્ણ પરમાત્માની અતિ પ્રિય એવી આઠ સખીઓ ગીષ્મઋતુના અંતમાં અને વર્ષાઋતુના પ્રારંભ સમયે

તે સંધિકાળમાં ભગવાનન આવી મળી. મળતા જ પ્રભુ પાસે પોતાની ઈચ્છા મુજબની માંગણી કરી, શ્રીકૃષ્ણચંદ્ર એ આઠેની માંગણી સાંભળી એ સહુનો જવાબ પોતે એક જ શબ્દમાં આપે છે. આ કાવ્યને પિંગળ શાસ્ત્રમાં 'ગુઠાર્થ સમશ્યા પ્રશ્નોત્તર કાવ્ય' કહે છે. તે વિષેનું કાવ્ય આપને સંભળાવું છું.

છપય છંદ

આઈ મીલી સખી અષ્ટ કૃષ્ણકું જાઈ કહાઈ,
પ્રથમ કહત મોી પુષ્પ દૂજી સજ્યા સુખદાઈ,
આવત ત્રીજીય ગોદ, ચોથિ નક ભૂષન ચાહત
પંચમ બીડીપાન ષષ્ટ કહ શ્યામતૃષાવત,
શીત લગે કહ સપ્તમી, અષ્ટમિ ચઢિ દેખન અટા,
મુનિબ્રહ્મ હરિ, ઈક શબ્દમેં, ઉત્તર દીયે બારિનઘટા,

ભાવાર્થ – વ્રજવિહારી શ્રી કૃષ્ણચંદ્રની સાથે વિહાર કરનારી આઠ સખીઓએ શ્રીકૃષ્ણચંદ્ર પાસે જઈને પોતાની ઈચ્છા પ્રમાણેની માંગણી કરી તેમા પહેલી સખી કહે છે કે મને પુષ્પોની ઈચ્છા છે. બીજી સખી કહે છે કે મને એવા પુષ્પો વાળી સુખદાઈ સેજ (સજ્યા) પ્યારી છે. ત્રીજી કહે મને એ પુષ્પવાળી શૈયામાં તમારી ગોદમાં આવવું છે. ચોથી કહે કે મારા નાકની નથમાં જે કળાયલ મોરનું ચિત્ર છે તેવી કળા ચડાવી, નાચતો હોય તેવો મોર જોવાની ચાહના છે. પાંચમી સખી કહે છે કે મને એ સજ્યામાં આપના મુખારવિન્દમાંથી પ્રસાદીની પાનબીડી આપો. છઠ્ઠી સખી કહે છે કે પ્રભુ મારા હૃદયને આપના પ્રેમ વંચિત તૃષાતુર ન બનાવો (હું એ શૈયામાં આપને મળવા ઘણી જ આતુર છું) સાતમી સખી કહે કહે છે કે, હે શ્યામ મને આપની એ સુંદર પુષ્પની શૈયાની શીતળ હવા લેવા આપો. એ સાતે પ્રેમ સખીઓની માગણી સાંભળી બ્રહ્મમુનિ કહે છે કે ભગવાન શ્રી કૃષ્ણચંદ્રે માત્ર એકજ શબ્દમાં ઉત્તર આપ્યો કે 'વારીન ઘટા' એટલે વારી નામ વર્ષાદની ઘટા ચડી આવી દેખાતી નથી વર્ષા આવશે ત્યારે તમારી દરેકના ઈચ્છા મુજબ મુખે માંગ્યું મળી રહેશે. એ જવબા સાંભળી આઠમી સખી અધીરી બની અગાસી ઉપર ચઢી મેઘરાજાની આવવાની નિશાની રૂપે કાળી ઘટા આકાશમાં નિહાળવા લાગી.

આવું શ્રીકૃષ્ણચંદ્ર અને સખીઓના મિલાપનું શ્રીંગાર રસયુક્ત ગૃઢાર્થ સમસ્યા કાવ્ય સાંભળી સહુ આશ્ચર્ય પામ્યા અને એ કાવ્ય લખાવી



આપવા માંગણી કરતા સ્વામી કહે છે કે કવિરાજો એ કાવ્યના શીખર ઉપર બીજા ત્રણ દોહરા સમશ્યા પ્રશ્ના સુવર્ણ કળશ રૂપે છે, તે સાંભળો, અને પછી એ છપય શીખર ઉપર એ ત્રણે દોહાઓના કળશ સહિત કાવ્ય લખી અમારા સંભારણા તરીખે શીખજો અને સાચવજો. ચારણોનો ધર્મ સમજી શામધર્મી રહીને અધર્મને, આળસને અને અવળા વ્યાસનોનો ત્યાગ કરજો, સંતાનોને ધર્મનો માર્ગ બતાવી કેળવજો. એમ કહી એ ત્રણે દોહાઓ સંભળાવે છે.

એક વખત રાધકાજી સખીઓના મંડળ વચ્ચે ઉભા રહી પોતાના હાથમાં દર્પણ (આરીસો) લઈ પોતાનું મોઢું જોવે છે. તં શ્રી કૃષ્ણચંદ્ર આવી ચઢયા ત્યારે કૃષ્ણની એક વ્હાલી સખીએ પ્રશ્ન પૂછયો.

દોહા

રાધેકર દરપન લિયો, નિજ મુખ કૌતક જાન;
તબ પ્યારી શ્રી કૃષ્ણકું પૂછત પ્રશ્ન સુઆન, (૧)

ભાવાર્થ – રાધિકાજીએ પોતાના મુખારવિન્દ વિષે કંઈક કૌતક જેવું જાણીને તે જોવા સારૂ હાથમાં દર્પણ લીધુ; ત્યારે (આન) અન્ય એટલે બીજી વ્હાલી સખીએ શ્રીકૃષ્ણચંદ્રને પુછ્યું કે,

ભક્ષ વદન, દો નિકટ હે, અંતર ક્ષુધા સરોસ;
ચાહ અતિ ખાવત નહિં, કહો શામ કુણ દોષ ? (૨)

ભાવાર્થ– ખાવાનો ખોરાક અને મુખ બેય પાસે છે. એટલે મોઢા સામે જ ખોરાક છે) અને મનમાં ભુખ અને તેથી થેયલી રીસ પણ છે, તેમજ ખાવાની ચાહના ઘણી જ છે; તોપ ણ હે ભગવાન, કહો કે શા દોષથી તે ખોરાક ખાતું નથી.

ઉત્તર દોહા

બિંબ અનાર તિયાર દો, કીર અધીર સુહાત;
બંસ ભક્ષં બિંબ ભાનસે, નિજ ભ્રખ નાંહિ ચખાત (૩)

ભાવાર્થ – ત્યારે ભગવાને ઉત્તર અપ્યા કે– પાકુ ધોલું (ટીંડોરૂ) અને દાડમ એ બે તૈયાર છે; અર્થાત પાકો ઘોલા જેવા રાતા રાધિકાજીના હોઠ છે, અને દાડમના બીજ જેવા દાંત છે, જેની પાસે નાક રૂપી

પોપટની ચાંચ છે, અને તે પોપટ ભુખ્યો તેમજ અધિરો સ્થિર થઈને રહેલો શોભે છે. પણ તે બંન્ને હંસનો ભક્ષ હોય એવું ભાન આવવાથી પોતાનો ભક્ષ છતાં ચાખી શકાતુ નથી. અર્થાત હોઠને રાતા કમળથી પાંખડી જેવા દેખે છે, અને દાંતને મોતી જેવા દેખે છે, અને કમળની પાંખડી તથા મોતી એ બન્ને હંસનો ખોરાક છે, મારો નથી તેમ જાણીને પોપટ તે ખાતો નથી.

ગઢવી ડાયરો એ સ્વામીની પ્રાદીના કાવ્યો લખી લીધા. તે પછી સ્વામી ત્યાંથી જમી અને ગઢડે પધાર્યા.

## શ્રી ગઢપુર મહા અન્નકુટ મહોત્સવ
## (શ્રી છ૫ ન્નભોગ – મહાથાળ – ભાષા કાવ્ય)

એક સમય ગઢપુરમાં અનાદિ મુક્તરાજ બા શ્રી જીવુબા તથા શ્રી લાડુબા બન્નેએ મળી મહા અન્નકુટોત્સવ કરાવ્યો હતો. તે વખતે દેશદેશાવરમાંથી સર્વ સાધુ હરિભક્તોને આમંત્રણો આપી ગઢડે તેડાવેલા હતા. મહોત્સવની સામગ્રી તૈયાર થતાં લગભગ એક માસ ઉપર થયો હતો, સહુ બાઈઓ વડી–પાપડી–ખેરો, સેવો વગેરે કરતા ચાર્તુમાસના વિશેષ નિયમોના કીર્તનો વગેરે બોલી ભક્તિ કરી રહ્યાં હતાં. તે સમયે ઉતરદાબારના ઓરડામાં શ્રી ભક્તિદેવીએ દર્શન આપ્યાં. સહુ તેજમા અંજી ગયા. એટલે શ્રીજી મહારાજને અક્ષર ઓરડીથી બોલાવી. બાશ્રી જીવુબા કહે કે, મહારાજ કોઈ બહુજ તેજસ્વી દેવી પ્રગટ થયા છે. શ્રીજી કહે તમે પુછો કે કોણ છો ? પુછતા કહે, હું ભક્તિદેવી છું. મહારાજ કહે પુછો કે તમે આંહી રહેશો ? એટલે તે કહે કે હું તો પતિવ્રતા છું, તે જો મારા પતિશ્રી ધર્મદેવને (ધર્મને) રાખો તો હું તો તેની પાસે રહી શકું. એટલે સહુ કહે અમો ધર્મને જરૂર રાખશું. એ સાંભળી શ્રીજી મહારાજ કહે છે કે, અમારા માતાપિતા (ધર્મ–ભક્તિ) જ્યાં રહેશે, ત્યાં અમો પણ રહેશું અને જ્યાં અમો હઈશું ત્યાં લક્ષ્મીનો સહેજે અમારા ચરણમાં રહેશે. માટે સહુ તમો ધર્મપાળી ભક્તિ કરો. એટલે બા શ્રી જીવુબા કહે કે, મહારાજ અમારા સ્ત્રીઓના ધર્મ આપ કૃપા કરી કહો. તેથી શ્રીજી મહારાજે સ્ત્રીઓના ધર્મો એ સભામાં કહી સંભળાવ્યા જે 'સતીગીતા' નામે પ્રસિદ્ધ છે. તેમજ સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીએ પણ તે ઉપરથી એક નાનું પુસ્તક ''સતીગીત'' નામ આપી રચ્યું હતું.

* ''સતીગીતા'' આ સૂચક પ્રસંગ હતો.



અન્નકુટના શુભ દિવસે શ્રી ભગવાન સન્મુખ અન્નકુટોત્સવ કરી તમામ સામગ્રી ધરી, આરતી ઉતારી, સ્તુતિ કરવા બાશ્રી જીવુબાએ સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને કહેરાવ્યું એટલે સ્વામીએ અન્નકુટોત્સવમાં જમાડેલી સર્વ સામગ્રીઓના વર્ણનનો એક મહાથાળ રચી સંભળાવ્યો અને શ્રીજી મહારાજ જમી તૃપ્ત થતાં આરતી સ્તુતિ કરી. એ થાળની શ્રીજીને સંભળાવતાં શ્રીજી બહુજ પ્રસન્ન થયા અને પોતાના થાળની પ્રસાદી સ્વામીને આપી હાર પહેરાવ્યો.

એ મહાથાળનો પ્રથમ દુહાઓથી આરંભ કરતા સ્વામી કહે છે કે, જે ભગવાન અશ્વમેઘાદિ યજ્ઞથી પણતૃપ્ત થતાં નથી તે ભગવાન ગોપીઓની પ્રેમલક્ષણા ભકિતથી તેની ''છાશ'' ને સ્વાદિષ્ટ સમજી પીતા હતા. પણ આજ તો એ પુરૂષોત્મ નારાયણ ભક્તના મનરંજન કરવા માટે કામદેવના રૂપના મદને હણીને અલૌકિક રૂપ ધારણ કરી મંજન કરીને અનેક પ્રકારોન વ્યંજન પાકો જમવા બીરાજે છે. સંતો પીરસે છે. અને ભગવાન વ્યંજનો વખાણતા જાય છે. અને સંતોના હાથથી પીરસેલું જમતા જાય છે. એ થાળમાં અનેક પ્રકારના લેહ્ય, ચોશ્ય, ભક્ષ્ય, ભોજ્ય, એ ચારે પદાર્થો હાથા થાળ જમી તપ્ત થયા પછી બાશ્રીની આપાથી સદ્‌ગુરૂ બ્રહ્માનંદ સ્વામી એકસોને એકવીસ દીપ પ્રગટાવી આરતી ઉતારી સ્તુતિ કરી થાળના છેલ્લા છંદમાં કહે છે કે, હે મહારાજ ! હું આપના ચરણમાં આપનો દાસ થઈ દંડવત પ્રણામ કરૂ છું. એ થાળ ''નારાચ છંદ'' માં રચેલો છે. શબ્દ રચના અને ભાવ ભરપુર અર્થ રચના કરી કડીએ કડીએ પોતાના સ્વામીને પોતે સુંદર રીતે જમાડે છે. ચારણી સાહિત્યનો એ ઉત્તમ થાળ આપણા માટે એ મહા પ્રસાદી પીરસી (મેલી) ગયા છે.

## અથ મહાથાળ પ્રારંભતે

॥ દોહા ॥

જાતે મનવાતી થકે; શકે ન ગુણ કહિ શેષ ॥
સો પ્રભુ દ્રગ ગોચર ફીરે, વપુ ઘર નટવર વેશ ॥ ૧ ॥
રહે જાકે એક રોમ મેં, કોટિ કોટિ બ્રહ્માંડ ॥
હરિ વૃજ મેં લઘુ બાલુ હુય, ખેલત રહત અખંડ ॥ ૨ ॥
અશ્વમેઘાદિક આદિ લે, યજ્ઞે તપ્ત ન હોય ॥
આહિરણી કી છાશ' કું સ્વાદ પીવત સોય, ॥ ૩ ॥
સજ્જ મનરંજન સખા, રતિ પતિ ગંજન રૂપ ॥
કરમજંન જીમત કુસન વ્યંજન પાક અનુપ ॥ ૫ ॥

અનુપ ચિત્રકે અવાસ, નેકવાસ નિર્મલી,
હરંત ત્રાસ વક્રહાસ, દાસ પાસ મંડલી
સુગંધ નિર સ્નાનધીર, ભક્ત ભીર ચહું ભરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે ॥ ૧ ॥

પવિત્ર પાક શાલભાલ; પાટ ઢાલ પ્રિતસે,
વિશાલ હેમથાલમેં, રસાલ પ્રીતરીતસે;
ચત્વારઅ ન્ન, લેહ્ય ચોશ્ય, ભક્ષ, ભોજલેભરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે ॥ ૨ ॥

તળેલ લડુકા તયાર, સાર ધોત સર્કરા,
કંસાર સ્વાદ મેં અપાર, પાર ધૃત ફાફરા,
વિલોક લોક વાર, વાર દયા ધાર નજરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે ॥ ૩ ॥

સુ સ્વાદુ સેવ સુક્ષમા, પુપા તળેલ પુરિયાં
પુનિત મિષ્ટ દુધપાક, લે ખડે હજૂરિયા;
ગિરિષ્ટ શિષ્ટ ઈષ્ટ કે અનેક ભાંતિ આપરે
જીમંત નાથ સમરાથ સંત હાથ સુંદરે ॥ ૪ ॥

બરંજ ખાતસે બનાઈ પ્રેમજુકત પીરસે,
ખુ આસુ ગાઢ માલપૂડ, ખાત ચાત ખીરસે;
મહાન અનુપ મોતિયા, શિરા કરે ઘિ શક્કરકે
જીમમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે ॥ ૫ ॥

લજંતદાર લાફસ ી બની અછી જલેબીયાં
ગલે ગગન ગાંઠિયે રખે મેવા રકેબિયાં
પ્રચૂરકે ગુલાબપાક પૂરવાસ પ્રવરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે ॥ ૬ ॥



મેસુબ ખૂબ મિષ્ટતા, સુ સ્વાદ લાડુ સેવરા,
ખરે ગિરિષ્ટ ખાજલે, ઘિયાલ શ્રેષ્ઠ ઘેબરા;
પુનિત દૂધ પેંડકા, ગિરિષ્ટનંત દૈંથરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે ॥ ૭ ॥

બને અનૂપ બરફીયાં, પતાસ સક્રપારીયાં,
વિવિધ સ્વાદ વેષ્ટિતા, સુગંધ સે સમારીયાં;
થિરા ખરા તળેલ ઠોર, ઓર નેક દૂસરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ॥ ૮ ॥

મૃદૂ અનૂપ મરકિયાં, સુ, કોમલી સાબેણિયાં,
સુગુંધ મિક્ષ સુખડી, પુનિત સુત્રફેણિયાં;
તળેલ પાક ટોપરા, કલેવ સાકરે કરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદર. ॥ ૯ ॥

સાટા દ્રિભાંત શોભિતા, પ્રસિચ તૂપ પોળિયાં,
રસાળ નમ રોટલી, બહુ ધ્રતેણ બોળિયાં;
ભોજન નેક ભાત ભાત, ખાત પીરસે ખરે,
જીમંતનાથ સમરાથ સંત હાથ સુંદરે. ॥ ૧૦ ॥

રૂચી રૂચી સુલેત ગ્રાસ હાસ જુકત હે રહે,
પુનીત નીર હેમ પાત્ર, દાસ પાસ લે રહે;
પુનિ પુનિ પિવંત શામ, વામ પ્રીત સેલરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદર ॥ ૧૧ ॥

હવેજ ખૂબ ડારકે, ભુંજેલ ધૃત ભુજીયા,
વિવિધ ભાત કા વડાં, રસીક શામ રજીયાં;
પકેલ દી પકોડીયા, ફસાણ નક સરફરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ॥ ૧૨ ॥

ગરમ સ્વાદુ ગાંઠીઆ, કળી તળેલ આકરી,
પુરે હવેજ પૂડલે, વડી સમુશ્ર પાકરી;

વિશાળ કેસુ ફુલવડી, ચમા તળેલ ચરપરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે ॥ ૧૩ ॥

ટકા સુવા તાંદુલજા, વિવધિ ભાત ભાજીયાં,
વઘારકે લવંગસે, તળેલ ધૃત તાજીયાં;
અળવી સુ પાન પાનલી, લુણી તળેલ લાલરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ॥ ૧૪ ॥

સુનીલ ચીલ સુંદરા, પણંજ કુંજ પતીયાં;
ગંભીર સ્વાદ ગોહલી, તળેલ ખૂબ તતિયાં;
નવીનકે નિલોતરી અનેક ભાંત ઈતરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ॥ ૧૫ ॥

મુળી વિંતાક મોઘારી, વાલોળ ઘી વઘારીયાં,
રસાળહી રતાળુવાં, કે સુરણાં સમારીયાં;
ફલી નવીન ગ્વારકી ચોળાફળી અનુસરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ॥ ૧૬ ॥

ભિંડી ડોડી દ્વિભાંતિકી, કંકોડ કે કારેલીયાં,
કાજુ નવિન કોચલાં, માસુક પાસ મેલિયાં;
ભડથ્થ શાક ચીભડાં, સિંચેલ ધૃત શેલ રે,
જીમંતનાથ સમરથ સંતહાથ સુંદરે. ॥ ૧૭ ॥

નિરાટ સ્વાદુ નીલવા, તળેલ ખૂબ તૂરીયાં,
રસાળ નેક રાયતાં, કરે તળે કચૂરીયાં;
પ્રચૂર તિક્ષ પાપડે, કડી મથે દધી કરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ॥ ૧૮ ॥

કેળાં કંણક કુંભિયા, બહુ વિધી બણાય કે,
ધરે તળેલ દૂધીયાં, ચુકાર ધૃત ચાય કે;



તમંકદાર તાજીયા, ત્રકરિયાં તરે તરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ॥ ૧૯ ॥

પ્રસિધ્ધ કે પ્રકાર કે, અચાર નેક આનકે,
રસાલ અંબરાયતી, અબોલ બોલ ઠાનકે;
કાજુ આથેલ કેરિયા, સથુલ મૂલ ગરમરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ॥ ૨૦ ॥

અછાં અદ્રક આંથમા, કાજુ તળેલ કાચરી,
લિજંતદાંર લેંબુવા, મ્રચાં ધમંક આકરી;
વિવિધ કેર વાંસકે, સવાદ લેતા સાદરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ॥ ૨૧ ॥

તાજે ખારેક રાયતાં, કળી તળે કટેરિયાં
તિખી તમંક ચટણી, કેળાં સુ પકવ કેરિયાં,
મેવા મૈરૂક માખણં, અનેક સ્વાદ અંતરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ॥ ૨૨ ॥

અવલ્લદાલ ઉર્દકી, ચણા ચોર મટોરિયાં,
ખાસી ચડેલ ખીચડી, કેસલ ઘી કટોરિં,
વઘાર મુંગ જર્દવાન, તાન માન સત્વરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ॥ ૨૩ ॥

સસૂત્ર અંબ સાલકે, બનાય ભાત ભાતસેં,
અનેક રંગ રંગકે, ખાસે પકાય ખાંતસે,
અપાર શાક ઉમદે, વિવિધ પાક વિસ્તરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદર. ॥ ૨૪ ॥

અનુપ દૂધ આવટેલ, ધોત મિસરી ધરી
ભોજનનૈક ભાંતસે હસંત લેત શ્રી હરિ,
કરંત દાસ વાર વાર મનુવાર આદરે,
જીમંતનાથ સમહાથ સંતહાથ સુંદર. ॥ ૨૫ ॥

સુ આચમન લેતશામ ખૂબ તૃપ્ત હોય કે,
નવિન નીર જમુનાં, પુનિત હસ્ત ધોયકે;
કરે * કુરલ્લા બહુ પ્રકાર, વક્ર અંબુજે વરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ।। ૨૬ ।।

અવલ્લલૂંગ એલચી, કાથો ચુનો સુપારિયાં,
બનાય પાન બીડીકા, સુ મુખવાસ ધારિયાં;
મહાપ્રસાદ લેતદાસ, ત્રાસ પાસ સોટરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ।। ૨૭ ।।

ચરચ્ચ અંગ ચંદનં, કરેસુ આડ કેસરે,
આરોપ કંઠ ફૂલમાળ, અગ્રબત્તિયાં ધરે;
ઉતાર દ્રીપ આરતી, અહો કૃપાલ ઉચ્ચરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ।। ૨૮ ।।

અજબ્બ ખાટ ઊપરે, રસીક શામ રાજહી,
છબી સ્વરૂપ દેખકે, અનેક કામ લાજહી;
નિજ ગુલામ બ્રહ્માનંદ પાય આય કે પરે,
જીમંતનાથ સમરાથ સંતહાથ સુંદરે. ।। ૨૯ ।।

છપય
એવિ વિધ જમે અધાય, બને ઘનશ્યામ બિરાજે,
પ્રતિદિન અધિક પ્રતાપ, છબી સુંદર અતિ છાજે;
હરખ મનોહર હાસ, દાસ ુર ત્રાસ નિવારન,
પ્રફુલિત વદન પ્રકાશ, વિવિધ જન મોદ વધારન,

સજઅંગ વસન ભુષન સુભગ, વપુ નર ઘર જગ વીચરે,
એહિ છબી આય નિશદિન બસો, બ્રહ્માનંદ કે અંતરે,

**ઈતિ છપનભોગ – મહાથાળ સંપૂર્ણ.**

* કોગળા



ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે, શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ચતુર્થ પ્રકરણે ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદ મહારાજ સદ્દગુરૂ શ્રી દેવાનંદસ્વામી સંવાદે ચારણી કાવ્ય સાહિત્ય નામ પંચમોઽધ્યાયઃ સમાપ્તઃ ।। ૫ ।।

-- // --

**શ્રીજી**

**અધ્યાય ૬ છઠ્ઠો**

# શ્રી સુરત દિગ્વિજય

એક સમય શ્રીજી મહારાજે શ્રી બ્રહ્માનંદ સ્વામીને આજ્ઞા કરી કે તમો સુરત જાવ ત્યાં મુનિબાવા નામના મહાન વિદ્વાન મહાત્મા છે તેના પાસે રહીને તમો 'સિદ્ધાંત કૌમુદિ' નો અભ્યાસ કરી વ્હેલા આવો.

ગુરૂ આજ્ઞા શિર ગડાવી સ્વામીએ જેરામ બ્રહ્મચારી આદિ ત્રણ ચાર સાધુઓ સાતે લઈને ભાવનગરથી વહાણમાં સુરત ગયા. સુરતમાં સત્સંગી ઓએ કથાવાર્તા, કરવા એક નાનો ઓરડો (ખડકીબંધ) રાખેલો હતો તેમા સ્વામી ઉતર્યા; અને ભાઈચંદ શેઠ આદિ હરિભક્તોને મુનિબાવાને મળવાની અને તેમના પાસે ''સિદ્ધાંત કૌમુદિ'' ભણવાની શ્રીજી આજ્ઞાની હકીકત કહી સંભળાવી. એ સાંભળી સુરતના સર્વસત્સંગીઓ કહેવા લાગ્યા કે, સ્વામી ! એ મુનિબાવા તો મહા સમર્થ વિદ્વાન 'ખટદર્શનચાર્ય' અને વેદાંતાચાર્ય છે; વ્યાકરણના તો તે મહાન પંડિત છે. તેણે આબુ પહાડમાં પચીસ વરસ રહી મૌનવૃત પાળવાથી તેઓ મુનિબાવાના નામથી પ્રસિદ્ધિ પામ્યા છે. વળીવચન સિદ્ધ યોગી પુરૂષ છે અને અહીંના નવાબ સાહેબના માનીતા પારસી (શહેર)કોટવાળ શ્રી અરદેશરના તો તે ગુરૂ છે. તેના વચનથી અરદેશરજીને ત્યાં પુત્ર જન્મ થતાં તેઓ મુનિબાવાને ભગવાન માની પૂજે છે. તેઓ ગામ બહાર રાજ્યમહેલ જેવા આશ્રમમાં રહે છે. ત્યાં સંસ્કૃત ભણવાની એક વિશાળ પાઠશાળા પણ છે; તેમાં વિદ્યાર્તીઓને અને સંન્યાસીઓને પોતે જાતે ભણાવે છે અને સાંજના પાંચ બજે દરરોજ પોતે આશ્રમના વિશાળ ચોકમાં મોટા મંચ ઉપર બેસી જાહેર વ્યાખ્યાન આપે છે. હિંદુ, મુસ્લિમ અને

તેના ધર્મગુરૂઓ; પણ તેવ્યાખાન સાંભળવા જાય છે કોઈ કોઈ વખતે ખુદ નવાબસાહેબ અને અહીનીં બ્રિટીશ કોઠીના એજન્ટ સાહેબો (યુરોપીયનો ) પણ ત્યાં આવે છે, સંસ્કૃતામાં, ને હિન્દીમાં ગુજરાતીમાં વ્યાખાન આપે છે, ધર્મના વાદવિવાદમાં કોઈ તેને આજ દિવસ સુદીમાં પહોંચેલ નથી. તેઓ વયોવૃદ્ધ એટલે એકસો વરસ ઉપરના હોવા છતાં આર્યુવેદના જ્ઞાનથી તેમજ યોગીકળાથી એક જુવાન આદમીના જેવા દ્રઢ બાંધાવાળા શરીરના દેખાય છે. પ્રભાવશાળી પુરૂષ છે. મંત્રો ઔષધિઓ આદિ અનેક કળાઓના તે નિપુણ છે સુરતની રાજા પ્રજાના તેઓ ગુરૂ તરીકે પ્રસિદ્ધ હોવાતી મોટા મોટા અમીર ઉમરાવો, શ્રીમંતો, હિંદુ મુસ્લીમો, જૈનૌ પારસીઓ, સહુ તેને પુજે છે, સન્માને છે. તેઓ અદ્વૈતવાદી હોવાથી ઈશ્વરના સાકારપણાનું ખંડ ન કરે છે, ‘કાઠીયાવાડમાં જીવન મુક્તા નામે ભગવાનનો અવતાર થયો છે,’ એવું સાંભળ્યા પછી તો એ વિષે જાહેર સભામાં વખતો વખત બોલી બહુજ ચોખ્ખુ ખંડન કરે છે કે, જીવન મુક્તાનો પંથ એક પાખંડી પંથે છે.’’ વળી સત્સંગીઓના કપાળમાં તીલક ચાંદલા ભાળી તેમને વચન બાણ મારી શ્રીજીના અવતારની વાતને હસી કાઢે છે. ત્યારથી અમો કોઈ પણ સત્સંગીઓ તેનુ વ્યાખ્યાન સાંભળવા જતા નથી. માટે તેના પાસે જવાથી કદી આપનું અપમાન થવાનો મોટો ભય રહે છે, કારણ કે આપ સ્વામિનારાયના (જીવનમુક્તાના) સાધુ છો, તેવું તેના જાણવામાં આવતા તુરત જ શ્રીજી મહારાજની નિંદા કરશે. અને તમોને અભ્યાસ પણ નહીં કરાવે તેથી આપ ત્યાં ન પધારો તો ઠીક. આપ કહો તો એક વિદ્વાન પંડિતને (શાસ્રીને) અહીં તેડી લાવીએ, તે આપને જે કહેશો તેનો અભ્યાસ કરાવશે. આ સુરત શહેરમાં ઘણા ઘણા કાશીના ભણેલા વિદ્વાનો છે તેને અમો આપ માટે તેડી લાવીએ.’’ સ્વામીએ સર્વ હકીકત સાંભળી કહ્યું કે, ‘‘ભલે આપણે સહુ એ વિષે વિચાર કરીને ગોઠવણ કરશું.’’

એકાદ બે દિવસ પ્રવાસનો થાક ્તારી, વિચાર કરી, સ્વામિશ્રીએ એક દિવસ સાયંકાળના સમયે પોતે એક સંત સાથે લઈ પરમહંસ (સન્યાસી)ના વેશે સાંજની સભામાં મુનિબાવાના આશ્રમે ગયા. ત્યાં સત્સંગીઓના કહેવા મુજબ સઘળુ નજરે જોયું. પછી જ્યાં સહુ સન્યાસીઓ બેઠા હતા ત્યાં તેના સાથે શ્રોતાજનો તરીખે બેસી મુનિબાવાનું વ્યાખાયન સાંભળ્યું. એવી રીતે ત્રણ ચાર દિવસો સુધી બોતે વ્યાખ્યાન સાંભળવા ગયા અને સભામાં આવતી જતી વખતે મુનિબાવાની સમીપે જઈ તેને નમસ્કાર કરતા હતા તેથી મુનિબાવો કોઈ પરદેશી સ્વામિ છે, તેમ જાણી પોતે પણ સોમો નમસ્કાર કરતા હતા.



ચોથે દિવસે શ્રવણ પુરૂ થયા પછી સહુ શ્રોતા વર્ગને જવા દઈ સ્વામિ શ્રી મુનિ બાવાને મળ્યા, તે વખતે તેણે વતન વગેરેનું પૂછતાં સ્વામિશ્રીએ હિન્દીકા કહ્યું કે ‘‘આ શરીરનો જન્મ મરૂભૂમિ આબુ ડુંગરની તળેટીમાં ખાણગામમાં થયો છે, આબુ, દ્વારિકા, સોમનાથ, રૈવતાચળ વગેરે તીર્થાટન કરી અહીં આવું છું. થોડું સંસ્કૃત જાણું છું. ભાષા કાવ્યોનો અભ્યાસ પૂર્ણ કરેલ છે, પરંતુ વિશેષ સંસ્કૃત જ્ઞાન મેળવવાની ઈચ્છા છે. આપશ્રીની પાઠશાળામાં આજ્ઞા આપો તો ગામમાં રહી ભિક્ષાવૃતિ કરી આપશ્રી પાસે અનુકુળ સમયે પાઠ લેવા આવું’’ સ્વામિનો મનમોહનક ચ્હેરો, નમ્રતા વિનયવાન અને મિલનસાર સાધુવૃતિની પ્રકૃતિ જોઈ મુનિબાવે અભ્યાસ કરાવવાની ‘હા’ પાડી. એટલે સ્વામિ કહે કે, ‘‘હું સ્વયં પાકી હોવાથી સારે ભિક્ષાવૃતિથી કાચું સિધું લાવીને પકાવીને એક વખત ભોજન કરૂ છું. તેથી વખત નહીં મળતા જો બપોર પછી સાંજના વખતે પાઠ આપો તો મને વધારે અનુકુળ થશે, અને મને આપના શ્રવણનો પણ લાભ મળશે. તે સાંભળી મુનિબાવો કહે કે, ‘‘અછ્છા, ઐસા હિ કરો, મને પચીશ વર્ષ આબુ કે પહાડ પર રહી ઈસકી તલેટી કે સબ ગામો ઔર શિરોહી સબ દેખા હૈ. ખાનગામ આરનોકા હૈ હમને સબ દેખા હૈ.’’ વગેરે વગેરે.

બીજે દિવસે સાંજના ત્રણે બજે સ્નાન કરીને * પુસ્તકો લઈને એક સાધુ સાથે સ્વામિ મુનિબાવાને આશ્રમે ગયા. સ્વાી તો એકવખત જે પાઠ લેતા તે તેમને કંઠે તરત જ થઈ જતો; તેથી બીજા વિદ્યાર્થીઓ જ્યારે એકેક પાઠ લેતા ત્યારે સ્વામિ મુનિબાવા પાસેથી કૌમુદિ,કાવ્ય અને ન્યાય એ ત્રણના પાઠો એકઠા લેતા; અને તે સર્વ પાઠો બીજે દિવસે કંઠે કરી બોલી બતાવતા, તેઓની આવી ઘણીજ વિશાળ બુદ્ધિ, યાદશક્તિ, તર્કશક્તિ અને શીધ્રશક્તિ ઉપરાંત રમુજી સ્વભાવ, સાહિત્ય, સંગીતકળા હાજરજવાબી વગેરેનો જેમ જે મપચિય મુનિબાવાને થતો ગયો તેમ તેમ મુનિબાવા સ્વામી ઉપર ઘણાજ પ્રસન્ન રહેવા લાગ્યા. થોડા એક દિવસો જતાં સ્વામીની ઉત્તમ રીતિ નીતિ અખંડ બાળબ્રહ્મચર્ય અને વિદ્વતા ઉપર મુનિબાવાનું વિશેષ આકર્ષણ થતાં, અને તેઓ પોતે હવે ઘણાજ વૃદ્ધ થવાથી પોતાના આશ્રમની ગાદીનો વહીવટ સ્વામીને સોંપી દેવા અને એ આશ્રમમાં જ કાયમ તેઓને ત્યાં રાખી લેવાની મનમાં ઉમેદ રાખીને કૌમુદિ વગેરે ગ્રંથોનો ખુબજ પ્રેમથી

* બપોર પછી સ્વામી સ્નાન કરીને જતા હોવાથી સાંપ્રદાયિક તિલ્લક ચાંદલો હોય નહીં તેથી મુનિબાવાને કે કોઈ બીજાઓને આ સ્વામી સંપ્રદાયના છે, તેવું જાણવામાં આવતું નહીં. દરરોજ એજ વખતે જવાનું રાખેલું હતું.

અભ્યાસ કરવા લાગ્યા. એ રીતે એક બે માસના સહવાસથી મુનિબાવાના મન ઉપર સ્વામીએ સંપૂર્ણ જીત મેળવી લીધી.

એકાદ બે વખત મુનિબાવાની અશ્વસ્થ તબીયતના કારણે મુનિબાવાના આજ્ઞાથી એ આશ્રમના મહંત મંચ ઉપરથી સ્વામીએ વ્યાખ્યાનો પણ કરેલા તેથી સુરતની જનતા પણ સ્વામીને ઘણીજ ચાહવા લાગી અને આવા ધન સ્ત્રી, ત્યાગી, વિદ્વાન પુરૂષ, મુનિબાવાની ગાદીના વારસ માટે યોગ્ય છે; તેમ શ્રોતાજનો પણ બોલવા લાગ્યા. તેમજ મુનિબાવો પણ ભર માનવ મેદનીમાં સ્વામીશ્રીની અદ્‌ભૂત શક્તિના વખતો વખત વખાણ કરવા લાગ્યા; એટલું જ નહિ, પણ મારા સ્થાનને લાયક મારા સ્થાનને દીપાવે એવા મારા તમામ વિદ્વાન વિદ્યાર્થીઓ અને ત્યાગી પુરૂષોમાં આ એક જ બ્રહ્મમુનિ (બ્રહ્માનંદજી) જ લાયક છે, એમ કહી સંતોષ જણાવવા લાગ્યા; અને તેથી દિન પ્રતિદિન સ્વામી તરફ વધુને વધુ તેમનું મન ઢળવા લાગ્યું.

## મુનિબાવાને સત્સંગા લાવ્યા

એક સમય સ્વામી સામે મુનિબાવાને ''બ્રહ્મ સત્ય જગત મિથ્થા'' એ સુત્ર ઉપર ચર્ચા થતાં સ્વામીએ જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ, અને પરબ્રહ્મ સ્વરૂપોને શ્રીજી થકી સમજ્યા હતા તેમ ભિન્ન ભિન્ન કરી બતાવી, આ જગત સઘળું માયામય છે. અને માયિક જગતમાં રહેતા જીવો લલે તે કદી અનેક સિદ્ધિને પામી ઈશ્વર જેવા એશ્વર્યવાન જણાતા હોય તો પણ પ્રઘટ ભગવાનના સબંધ વિનાના એ બધા માયાના દાસ છે તેમ કહી નીચેના સ્વરચિદ્ધ પાંચ છપય છંદો મુનિબાવાને સંભળાવ્યા.

## માયા–પંચક – છપય છંદ

કોઉ કરત અપવાસ, કોઉક અન ખાત અલૂના
કોઉ ખાત ફલ કંદ, કોઉ બોલત કોઉ મુંની
કોઉ ઢાઢે તપ કરત, કોઉક ઉંધે શિર ઝુલે,
મનકુતર્કું સત્ય માન, મોક્ષ મારગસે ભૂલે,
વાસના હૃદય ત્યાગે વિના, વિફલ કરત વનવાસ હૈ,
કાહે બ્રહ્મમુનિ હરિપ્રઘટ બિન, સબ માયા કે દાસ હૈ,
જડિયા બુટિ જોય, કોઈ કીમિયા બનાવે.
કાહુકે વશ વીર, કોુ સમશાન જગાવે
કોઉક મનકી કહત. કોઉ કહે હુઈ રૂ હૂની



ધરિ ભેખ પાયે બિના, મરત ભૂખ અરૂ પ્યાસ હૈ ॥
કહે બ્રહ્મમુનિ હરિપ્રઘટ બિન, સબ માયા કે દાસ હૈ ॥ ૨ ॥

અગ્રી, બાજિ, કરત ઘોર કોઉ હોત અઘોરી
કોઉક વાચા સિદ્ધ, દેત ધન, છોરા, છોરી;
કોઉક કરત જલ સેન, કોઉક પાવક મહિ પેસે,
કોઉક પીવત પૌન; ગુફા ગિરિવર મહિ બેસે;
પેસંત કોઉક પાતાલમહિં, ઉડ કોઉ આકાશ હૈ ॥
કહે બ્રહ્મમુનિ હરિપ્રગટ બિન, સબ મયાા કે દાસ હૈ ॥ ૩ ॥

કરત સરોદાકૂટ કાળ કષ્ટકનું બાધે,
ઈંડા પિંગલા આદિ, પંચ ભૂતન સ્વર સાથે;
મ્રતક જીવાવત કોય, કોય વિધા સબ જાને,
નિકટ દિખાવત દૂર, દૂરકું નિકટહિ આને;
નવનિધિ અરૂ અષ્ટ હી સિધિ, રહત નિરંતર પાસ હૈ ॥
કહે બ્રહ્મમુનિ હરિપ્રગટ બિન, સબ માયા કે દાસ હૈ ॥ ૪ ॥
કરામાત કોઉ કરત, કોઉક જગસિદ્ધ કહાવે,

કોઉક સાધત કલ્પ, જીરણ જોબન દરશાવે;
કોઉ હિમાલય ગલત, કોઉક ગિરિવર તે ગિરહી,
કોઉક કાશી જાય, ધરિ કરવત શિર મરહી;
મુખ ચાર વેદ અરૂ શાસ્ત્ર ખટ, અહો નિશ રખત અધ્યાસ હૈ ॥
કહે બ્રહ્મમુનિ હરિપ્રગટ બિન, સબ માયા કે દાસ હૈ ॥ ૫ ॥

વાચક ! મુનિબાવે ઉપરના છંદોમાં કહ્યાં મુજબ અલુણું જમી, મૌન સાધેલ હતું; આબુ જેવા અદ્રિમા રહી તપ કરી, અનેક જડીબુટીઓ જાણી હતી; અને કિમીયો પણ કરી જાણતાં; થઈ થવાની પણ કહી દેતા; અષ્ટાંગયોગ સિદ્ધ કર્યો હતો; વચન સિદ્ધિ વડે અનેકને ધનવાન, પુત્રવાન બનાવેલા હતા; જળાસન અને અનિવઆસન (પંચધૂણી) તાપેલ હતાં, અને સ્વરોદય જ્ઞાન તો સંપૂર્ણ સિધ્ધ હોવાથી પંચભૂતના સ્વરોને પીછાનતા હતા તેના આશ્રમમાં

માણસોને અન્નવસ્ત્રો મળતા એમ ત્યાં અષ્ટસિદ્ધ અને નવનિદ્ધિ હાજર રહેતી. પોતે કાયાકલ્પ કરી જીર્ણ અવસ્થાને તજી સદા યુવાન જેવા જણાતા તેમજ ચારવેદ ખટશાસ્ત્રો વગેરેનો અહર્નિશ આશ્રમમાં અભ્યાસ થયો કરતો આમ સર્વ વિદ્યાના વારિધિ હતા, સંપૂર્ણ ગુરૂપદને લાયક હતા. માત્ર નિરાકાર બ્રહ્મની ઉપાસના રૂપી ઢાંકણ હૃદયના પ્રકાશને ઢાંકી રહેલ હતું શ્રીજી વચનામૃતમાં કહે છે કે, ''જેના પાસે એક શ્લોક શિખ્યા હોઈએ તેનો ઉપકાર કદી ભુલવો નહીં.'' તેથી સદ્ગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામી મુનબાવા પાસેથી કૌમુદિ વગેરે ભણ્યા હોવાથી ગુરૂદક્ષિણામાં 'પંચામૃત' જેવા ઉપર પાંચ છપય છંદો મુનિબાવાને ભેટ ધરે છે. 'પરમાણાના ડગલા' જેવા પાંચે વર્ણવેલ વસ્તુ મુનિબાવાને બરાબર બંધ બેસતી થઈ ગઈ. સ્વામીરચિત એ છપય કાવ્યો સાંભળી એકાગ્ર વૃતિથી વિચારી. પોતે સંપૂર્ણ બુદ્ધિશાળી યોગ્યભ્રષ્ટ આત્મા હોવાથી, તેઓ તરત જ તે સઘળું સમજી જતાં. અંતર આત્મામાં વિચાર કરતા જણાયું કે, ''જીવનું આત્યંતિક કલ્યાણ પ્રગટ ભગવાનને મળ્યા વિના થાવું મુશ્કેલ છે. સિદ્ધાઈ મળવાથી કે અને વિદ્યા સંપાદનકરવાથી જગતમાં કીર્થિ વધે છે. તેમ માયાનું બંધન પણ વિશેષ વધતું જાય છે, પરંતુ આ કળીયુગમાં પ્રગટ ભગવાન હવે ક્યાંથી મળે ?

સ્વામીશ્રીએ પ્રથમ તો ''પરિત્રાણાય સાધુનાં'' વગેરે ગીતાવાક્યો અને શ્રુતિ સ્મૃતિનાં અનેક પ્રમાણોથી ઈશ્વર પૃથ્વી ઉપર અવતાર ધારણ કરે છે. તેવી માન્યતા, અભ્યાસ કરતા કરતાં પ્રસંગો પાત ચર્ચાઓ થતાં, મુનિબાવાને કરાવી હતી એ હૃદય બીજ ઉપર છપય છંદોરૂપી જળસિંચન થતાં પ્રગટ ભગવાનને મળવાની આકાક્ષારૂપી અંકુરો ઉગી નીકળ્યા. તેમના તપોબળે કે પૂર્વના બલિષ્ટ મહાન સંસ્કારોથી પ્રગટ ભગવાનને મેળવવા મુનિમહારાજને તાલાવેલી લાગી, તેથી તેઓ સ્વામીને કહેવા લાગ્યા કે. ''બ્રહ્મમુનિ ! પ્રઘટ ભગવાન આ પૃથ્વી ઉપર હવે મારી ઉત્રાઅવસ્થામાં મને ક્યાંથી મળે ? એ દિશામાં મેં પ્રથમ પ્રયાસ ન કર્યો, તેનો મને હવે ઘણો જ પસ્તાવો થાય છે. આ વતાર તો હું એકસો વર્ષ જીવ્યો, છતાં એળે ગયો, દશ દાયકાઓની ઉંમરમાં હું જે ન્હોતો જાણી શકયો તે માત્ર ત્રણ માસમાં જ તમારા સત્સંગ સમાગમથી જાણી શક્યો છું. પણ હવે શું ઉપાય ? એમ કહી ઉદાસી થયા. સ્વામીએ તે વખતે નિધડક થઈ મુનિબાવાને કહ્યું કે મુન મહારાજ ! આ પૃથ્વી ઉપર પ્રઘટ ભગવાન અને તેના સંતો



કાયમ વિચરે જ છે. પણ તેને ઓળખવા જોઈએ. એ ભગવાન કેવા છે ? જન્મ દરતે થકે પણ અજન્મા છે. અને દેહને મુક્તે થકે પણ અજર અમર છે. નિરંજન છે; કહેતા માયાના અંજન થકી રહિત છે, ને મુર્તિમાન છે,સ્વપ્રકાશી છે, પરબ્રહ્મ છે, અક્ષરાતીત છે, અને અનંત કોટી બ્રહ્માંડના આધાર છે. અને મનુષ્યદેહ જે ધરવું અને મુકવું તે તો નટવાની પેઠે ઈન્દ્રજાળ સરખું છે. એ અનંત કોટી અક્ષરાદિ મુક્તના નિયંતા છે, અને તે સર્વના સ્વામી (ધણી–માલિક) છે તેઓ હાલમાં કાઠીઆવાડ (સૌરાષ્ટ્રમાં) ''સ્વામિનારાયણ'' સહજાનંદસ્વામિ – નારાયણમુનિ જીવન મુક્તા'' વગેરે નામોથી ઓળખાય છે. એ સાક્ષાત પરબ્રહ્મ પુરૂષોત્તમ નારાયણ અવતાર ધારણ કરી ગઢડા ગામે બિરાજે છે અને તેમનો જ હું શિષ્ય છું, એ પ્રગટ ભગવાનની આજ્ઞાથી જ હું અહીં આપના પાસે અભ્યાસ કરવા આવ્યો છું.

વાંચક ! ઉપરનું વિવેચન થતાંમાતો શ્રીજી મહારાજે તે મુનિબાવા ઉપર કૃપા કરી પોતાનું પુરૂષોતત્મપણુ બતાવવાને એ ઓરડામાં દિવ્ય તેજનો પ્રકાશ (શીતળ શાંત છે કે તેજની ઉપમા નવ દેવાય, તેવું તેજ) રેલાવી દીધો હૃદયમાં ટાઢું થયું અને આખી જીંદગીમાં ન અનુભવેલો આનંદ અનુભવવા લાગ્યા, એ બ્રહ્મતેજમાં એ પ્રગટ ભગવાનની મૂર્તિની, લીલાની, તેમજ મહિમાની વાતો સ્વામી પાસે દરરોજ કરાવા લાગ્યા. સ્વામીશ્રીનો કૌમુદિ વગેરે અભ્યાસ પૂર્ણ થવા આવ્યો ત્યાં મુનિબાવાને પણ પ્રગટ ભગવાની પીછાણનો અભ્યાસ પૂર્ણ થયો.

આજે ગુરૂપૂર્ણિમાનો મહાન પર્વણીનો દિવસ હોઈ હજારોની માનવ મેદની મુનિબાવાના આશ્રમમાં ગુરૂપુજન માટે એકઠી થી હતી. તે સાથે અનેક સંન્યાસીઓ, વૈરાગીઓ, જંગમના સાધુઓ, જતીઓ, ફકીરો, પંડિતો, જોગીઓ, ભક્તો, રાજ્યના અમીર ઉમરાવો, (અરદેશર કોટવાળા વગેરે) શ્રીમંતો અને અન્ય વર્ણો, ''ખટદર્શનાચાર્ય'' (મુનિબાવા)ના આશ્રમમાં આજે મુનિબાવા જેવા ધર્મ ધુરંધર મહાત્માના દર્શન પુજન અર્ચન માટે આવી મળ્યા હતા.

આજે બ્રહ્મમુનિને શ્રીજી આજ્ઞાનું પાલન કરીને શ્રીજી સિદ્ધાંતોને સુરતના તાપી કિનારે રેલાવવો હતો. તેથી પોતે કોણ છે ? કોના શિષ્ય છે ? અને જગતમાં હાલના (વર્તમાન કાળમાં) ખટદર્શનીઓ કેવા છે ? તેનો

ઉઘાડો ઈતિહાસ સત્યવકતા રૂપે વર્ણવવો હતો, સાત આઠ માસથી શ્રીજીના દર્શનનો વિયોગ સાલતો હતો. તેમજ આશ્રમમાં રહ્યાં ત્યાં સુધી બગાસુ ખાતા કે છીંક ખાતા 'સ્વામિનારાયણ' બ્દ મનમાં જ બોલવો પડતો હતો. આજે પ્રસિદ્ધ થઈને સહજાનંદસ્વામીના નામનો વિજયધ્વજ મુનિબાવા અને અરદેશર આદિ અન્ય મુમુક્ષુઓ હૃદયમાં રોપવો હતો. ઉપરના કારણથી પોતે એ સત્ય હકીકત કહી સમજાવી ચારણી સાહિત્યનો એક 'ત્રિભંગી છંદ-ખટદર્શન' વિષેનો રચેલો હતો. તે આ સભામાં સંભળાવીને સ્વામિનારાયણના એક સાચા ધર્મ પ્રચારક સાધુ તરીકે (સદ્‌ગુરૂના બંદા સત્યવકતા હોય છે તેમ) પ્રસિદ્ધ થવું હતું.

મુનિબાવાના વ્યાખ્યાન પછી તેમની સંમતિ મેળવી સ્વામીશ્રીએ સભામાં વ્યાખ્યાન કરવા મુનિબાવાની બાજુમાં મંચ ઉપર પધારતા સર્વ સભાજનો પણ સ્વામીની અમૃતવાણી સાંભળવાને ઉત્સુક હોઈ હર્ષાવેશમાં આવી જઈ જયઘોષ કરવા લાગ્યા.

સ્વામીએ પ્રથમ તો પોતાની મનોરંજક શૈલીથી કેટલાંએક ઉપદેશી કાવ્યો વગેરે સંભળાવ્યા. પછી કહ્યું કે, ''આ જગતના કેટલાએક પામર જીવો પાખંડપાશમાં સપડાઈ ગયા છે; તેથી તેઓને સત્ય હકીકત સમજાવવા આ કાળીકળાના ખટદર્શન વિષેનું એક ભાષા કાવ્યનું નવિન કાવ્ય આજ તમોને સંભળાવું છું, તે આપ સહુ શાન્તિથી સાંભળજો અને કોઈને તે વિષે કંઈ ચર્ચા કરવી હોય તો તે કાવ્ય પુરૂ થયે ખુશીથી મારા સાથે ચર્ચા કરજો હું મારી યથા બુદ્ધિ ઉત્તર આપીશ'' એમ કહી નીચેનો ત્રિભંગીછંદ પોતાના બુલંદ સ્વરથી અને ચારણી શૈલીથી લલકાર્યો અને સભા સર્વ એકાગ્ર ચિત્તે સાંભળવા લાગી.

## ખટ દર્શન વિષે છંદ

## દોહા

દેખ્યા સબ દુનિયામેં, ખટ દર્શન કુ ખોજ
વર્ણાશ્રમ વેવાર કે, સબ ડોલત લે બોજ ાા ૧ ાા

અર્થ–બ્રહ્માનંદ સ્વામી કહે છે કે બધી દુનિયામાં છ દર્શનને મેં ખોળી જોયાં. પણ તે સર્વે પોતપોતાના વર્ણના અને આશ્રમના વહેવારનો ભાર ઉપાડીને ભમે છે.



૧ ૨ ૩ ૪
પંડિત સન્યાસી પ્રસિદ્ધ જોગી જંગમ જાણ
૫ ૬
શેખ ભક્ત એરૂ સેવડા, સબમેં ખેચા તાન ાા ૨ ાા

અર્થ – પંડિતો (બ્રાહ્મણો) સંન્યાસીઓ, જોગી, કાનકટા બાવાઓ, જંગમ જે શિવના ઉપાસકો, ઘંટા બજાવતા ફરે છે તે, શેખ ભક્ત, એટલે ફકીર અને સેવડા એટલે જૈનોના ગોરાજી વગેરે ને સર્વેમાં તાણખેંચ રહી છે; મતલબ કે તે સર્વે પોત પોતાનો મત ખેચે છે.

## ત્રીભંગી છંદ

ભટ વેઢ પઢંદા, સંખ્યાવંદા,કર્મનફંદા, ઉર્ઝંદા,
ઓંકાર જપંદા, મુન્ય રહંદા, અંતરમંદા મુંઝદા;
પુનિ કથા કહંદા, લોક ઠગંદા, વિકળ ફિરંદા, વર્તંદા;
સદ્‌ગુરૂકા બંદા, બ્રહ્માનંદા, સાચ કહંદા, સબહંદા ાા ૧ ાા

સન્યાસ સહુતા, ખિનન થરૂતા, ફિરત વગૂતા જગખૂતા,
માયાકે પૂતા, નગન રહૂતા, ધરત વિભૂતા ધનધૂતા;
ભૈરવ અરૂ ભૂતા, જપત જૂતા, રંડીરૂતા, ન તરંદા,
સદ્‌ગુરૂકા બંદા, બ્રહ્માનંદા, સાચ કહંદા, સહબંદા. ાા ૨ ાા

જગકાવતજોગી, સબવિધીભોગી, અતરરોગી, અધઓધી
મદ, માંસભખોગી, ભૂત જપોગી, લજ્યાખોગી, કામોધી;
તનકાન ફટોગી, બેશુધ્ધ હોગી, ફરતહે પૂંગી ફૂકંદા,
સદ્‌ગુરૂ કા બંદા, બ્રહ્માનંદા, સાચા કહંદા, સબહંદા. ાા ૩ ાા

અરૂ જઁગમ કહાવે, લિંગ લટકાવે, ઘંટ બજાવે, શિવગાવે,
પૂનિ ભીખ મંગાવે, પૈસા પાવે, વપત ન આવે, તનતાવે;
ફિર શ્વાન ભસાવે, લોક હસાવે, ભેખ લજાવે ભરમંદા,
સદ્‌ગુરૂકા બંદા, બ્રહ્માનંદા, સાચા કહંદા, સબહંદા ાા ૪ ાા

અરૂ ફકિરા ફરતા, કલમા પરતા, અંતર જરતા નહિં ઠરતા,
જીવનકું મરતા, શંક ન ધરતા, જૂહર કરતા નહિં ડરતા;
બોલત બરબરતા, કંઠ હુંકરતા, પછીમ ધરતા ધૂમંદા,
સદ્‌ગુરૂકા ખંદા, બ્રહ્માનંદા, સાચા કહંદા સબહંદા ।। ૫ ।।

આખત અરિહંતા, જંતા જંતા, કર્મ કંથા ભરમંતા,
વિષયે વરતંતા,કચંન કાંતા, અંતર શાંતા, નહિં અંતા;
અરૂ કર્મ કરતા, નહિં ડર પંતા, નહિં ભગવંતા ઉચરંદા,
સદ્‌ગુરૂકા બંદા, બ્રહ્માનંદા, સાચા કહંદા, સબહંદા. ।। ૬ ।।

કહાવત વૈરાગી, ઢબધા લાગી, અંતર આગી ત્રિયરાગી,
જવાલા વિષ જાગી માયા પાગી, અકલ વિકાગી નિરભાગી;
બાંધત પરબાગી, લજ્યા ત્યાગી, ધન અરૂ ઢોંગી ધારંદા,
સદ્‌ગુરૂકા બંદા, બ્રહ્માનંદા, સાચ કહંદા, સબ હંદા; ।। ૭ ।।

ભગતી કે ભગલા, બાત ન ફગલા, અંતર દગલા, વિષ ઢગલા,
દેખત ટગટગલા, ડોલત થિર ઠવ પગલા જગ ઠગલા,
બાહર ગતિ બગલા, અંતર ઠગલા, વાકા રૉંગલા છાંડંદા,
સદ્‌ગુરૂકા બંદા, બ્રહ્માનંદા, સાચ કહંદા, સબ હંદા ।। ૮ ।।

ગલ ધારત માલા, અંતર કાલા, વિષે બિહાલા ચિત ચાલા,
મજબૂત મસાલા તૃપ્ત રસાલા, ઠાકુર થાલા પંડપાલા;
મન ક્રોધ કરાલા, જરત જંજાલા, અંતર ટાલા મુરઝંદા,
સદ્‌ગુરૂકા બંદા, બ્રહ્માનંદા, સાચા કહંદા, સબ હંદા ।। ૯ ।।

વૈરાગી ઝાડી, દેખત ભંડી, આતમખંડી, કર્મકંડી,
ઉર જડતા ઉંડી, મમતા મંડી, ડીલાટુંડી, પાખંડી,
રાખત ઘર રંડી, સબવિધી છંડી પથરાપીડી પૂંજંદા,
સદ્‌ગુરૂકા બંદા, બ્રહ્માનંદા, સાચ કહંદા સબ હંદા; ।। ૧૦ ।।



નાવત જલનીકા, ધારત ટીકા ગલ કંઠીકા તુલસીકા,
અરૂ મીઠા જીહકા, કપટી હિયકા, નાહિન ઠીકા મુરધીકા;
બાના હરજીકા, બિકલ બિલ્લીકા, કિકર ત્રિયકા વિષકંદા,
સદ્‌ગુરૂકા બંદા, બ્રહ્માનંદા, સાચ કહંદા સબહંદા. ।। ૧૧ ।।

ભેખનકે ધારી સબમેં ખ્વારી અંતર ભારી અહંકારી,
બોલત મુખ ગારી, રાખન નારી, માયા યારી, વ્યાપારી;
જબ મંગલકારી, ગુરૂ મિલ્યારી (તબ) ભ્રમના ટારી, જગફંદા,
સદ્‌ગુરૂકા બંદા બ્રહ્માનંદા, સાચ કહદા સબહુંદા ।। ૧૨ ।।

।। છપય ।।

ગુરૂ પૂરન અદ્વૈત, મિલે જબ ભર્મ મિટાયે
ગુણાતીત દે જ્ઞાન, અસત અગ્યાન નસાયે;
કરૂણા સિંધુ કૃપાલ, હાથ જબ શિર પર દીનો,
કાળ વ્યાલ વિક્રાલ તાહિંસેં નિર્ભય કીનો;
સંસાર વિઘન સબ મેટકે, પાર કિયા ભવ ફંદસે,
કહે બ્રહ્માનંદ મમતા ટરી, સદ્‌ગુરૂ સહજાનંદસે ।। ૧ ।।

અર્થ – બ્રાહ્મણો વેદ ભણે છે. સંધ્યા વંદન કરે છે, અને કર્મની જાળમાં લટકી રહે છે. કોઈતો ઓકાર જપે છે, અને મૌન રહે છે. પણ તે મુરખ અંતઃકરણમાં મુંઝાય છે. વળી કથા મહીને લોકોને ઠગે છે. અને વૃત્તિ એટલે આજીવિકાને વાસ્તે ગાંડા જેવા થઈને ફરે છે. સદ્‌ગુરૂનો બંદો બ્રહ્માનંદ સર્વની સાચે સાચી વાત કહે છે. (૧)

સન્યાસીઓ જે હોય છે તેના મન ક્ષણમાત્ર સ્થિરતા પામતા નથી, અને તે જગત રૂપી કાદવમાં ખૂંચી જઈને વગોવાતો ફરે છે. તેઓ નાગા રહે છે, પણ માયાના પુત્ર છે. એ વિભૂતિ ધરે પણ ધનનાં ધુતારા જ છે ભૈરવ અને ભૂતમાં મંત્રો ભેળા જપે છે, અને રાંડની (રતિ) પ્રીતિને તરી શકતા નથી. સદ્‌ગુરૂનો બંદો બ્રહ્માનંદસર્વની સાચી વાત કહે છે (૨)

જગતમાં જે જોગી કહેવાય છે તેઓ સર્વ પ્રકારના ભોગી હોય છે. એના અંતઃકરણ વિષયાદિકના રોગી, અને પાપના (ઓઘ) ઢગલા જેવા હોય

છે. મંદિરા અને માંસનો ભક્ષ કરે ચે, અને ભુતનો જપ કરે છે, અને લાજ ખોઈ નાખે છે. તેમજ કામના ઢગલા છે. શરીરે કાન ફડાવે છે. અને બેભાન થી શીંગડી ફુંકતા ફરે છે. સદગુરૂનો બંદો બ્રહ્માનંદસ્વામી સર્વની સાચે સાચી વાત કહે છે. (૩)

જે જંગમ કહેવાય છે ને પોતાના માથા ઉપર શિવનાં લિંગ લટકાવે છે, ખંટ બજાવીને શિવના ગુણ ગાય છે, વળી ભીખ માગે છે, પૈસા પામે છે. પોપણ તૃપ્તિ થતી નથી. તેથી શરીરને તપાવે છે, વસ્તીમાં ફરીને કુતરાં ભસાવે છે. લોકોને હસાવે છે. અને તે પોતે ભરમાએલા પોતાના ભેખને લજાવે છે. સદગુરૂનો બંદો બ્રહમાનંદ સર્વની સાચે સાચી વાત કહે છે. (૪)

ફકીરો ફરે છે, તે કલમો ભણે છે; પણ તેમના અંતઃકરણ બળતાં હોય છે, પણ ઠરતા નથી. અને જીવડા મારતા શંકા ધરતા નથી. જેમ હર એટલે શિવ સંહાર કરે, તેમ સંહાર કરતા બીતા નથી. (જાુહર એટલે વ્યભિચારી કરતા પણ ડરતા નથી.) અને કંઠે ઘોઘરો કરીને બબડતા બોલે છે, અને પશ્ચિમ દિશાએ માથુ ધરીને ઘુમે છે, અર્થાત પશ્ચિમ દિસાને નમે છે. સદ્દગુરૂનો બંદો બ્રહ્માનંદ સર્વની સાચે સાચી વાત કહે છે. (૫)

જતિઓ અરિહંત, અરિહંત એમ બોલે છે; તથા અરે ચંદુ મરશે અરે જંતુ મરશે, એમ પણ કહે છે, અને કર્મની મુખ્ય વાત કહીને લોકોને ભરમાવે છે, પંચ વિષયમાં વર્તે છે; તથા સોનું અને સ્ત્રીથી અંતઃકરણમાં શાન્તિ પામતા નથી. તેમજ ભગવાનનું નામ ઉચ્ચારતા (બોલતા) નથી. સદ્દગુરૂનો બંદો બ્રહ્માનંદ સર્વની સાચે સાચી વત કહે છે. (૬)

વળી કેટલાક વૈરાગીઓ કહેવાય છે પણ તેમને લોભ લાગેલો હોય છે. અને સ્ત્રીઓ ઉપર પ્રીતિવાળા હોય છે, તેથી તેમના અંતઃકરણમાં કામની આગ સળગતી હોય છે. તેમને પંચ વિષયની ઝાળ લાગેલી અને માયામાં ભીંજાયેલ હોવાથી. તે અભાગીઆઓની અકલ વેચાઈ ગય હોય છે. તેઓ ઘર અને બાગ બનાવે છે, અને લાજ તજીને પૈસા તથા ઢોંગ પણ કરે છે. સદ્દગુરૂનો બંદો બ્રહ્માનંદ સર્વની સાચે સાચી વાત કરે છે. (૭)

ભક્તિનો વેશ ધરનાર, અને વાતવાતમાં ફગી જનારા, અંતઃકરણમાં દગાવાળા, તથા વિષયના ઢગલા જેવા, નાગા થઈને ફરતા ફરે છે; પણ સ્ત્રીઓના સામું ટગ ટગ જોઈ રહે અને તે જગતને ઠગનારા થીર ઠરાવીને પગલાં માંડે, તેમની બાહેરની ચાલ ચલગત બગલા જેવી અને અંતઃકરણ



કાળા કાગડા જેવો હોય છે. તેથી એવોનો સંગ છોડી દેવો જોઈએ. સદ્દગુરૂનો બંદો બ્રહ્માનંદ સર્વની સાચે સાચી વાત કહે છે. (૮)

ગળે માળા ધરે, અને તેનું અંતઃકરણ કાળુ હોય છે. અને પંચ વિષયથી બેહાલ થયો હોય એવા ચિત્તના ચાળા હોય, અને ખૂબ મસાલા અને તૃપ્ત થાય એવી રસવાળી રસોઈથી ઠાકોરજીના થાળને બ્હાને પોતાના પંડને પાળનારા (પોષનારા તેના) મનમાં તો વિક્રાળ ક્રોધ હોય, અને સંસારની જંજાળમાં બળતો હોય, અને અંતઃકરણ જ્ઞાન વિનાનું ઠાલું મુંઝાતું હોય છે. સદ્દગુરૂનો બંદો બ્રહ્માનંદ સર્વની સાચે સાચી વાત કહે છે. (૯)

વળી કેટલાક વેરાગીઓ ઝુંડ દેખાવમાં ભાંડ જેવા હોય, અને આત્મજ્ઞાનનું ખંડન કરીને કર્મકાંડમાં લાગેલા હોય છે. એના અંતઃકરણમાં ઉંડુ અજ્ઞાનપણું હોય; મમત્વમાં મડેલા તે પાંખડીઓ ટીલા ટપકા કરે છે; અને શાસ્ત્રમાં કહેલી બધી વિધી છોડીને ઘેર રાંડ રાખીને પથારી પીંડીને પૂજે છે. (મતલબ કે જેમ ઢેઢનો રોટલો ખાય ત્યાં બ્રાહ્મણપણુ રહે નહીં, તેમ વ્યભિચારી અને વ્યસની પુજા કરનારા હોય ત્યાં દેવ રહે નહીં) માટે એવા દેવને માનવા તે તો પથ્થરને માનવા બરાબર છે. સદ્દગુરૂનો બંદો બ્રહ્માનંદ સર્વની સાચે સાચી વાત કહે છે. (૧૦)

નદીએ જઈને સારા જળમાં ન્હાય, અને ટીલા કરે તથા ગળે તુળશીની કંઠી રાખે, તેઓ જીભના મીઠા પણ હૈયાની કપટી કુકડીના બચ્ચા જેવા અપાની ઠીક વર્તતા નથી. તે હરિનું બહાનું ધરે, પણ બીલાડીના બચ્ચાની પેઠે વિકળ થીને ફરે, અને સ્ત્રીના ચાકર તથા પંચવિષયના થડરૂપ હોય છે. સદગુરૂનો બંદો બ્રહ્માનંદ સર્વની સાચી વાત કહે છે. (૧૧)

એવી રીતે ભેખના ધરનારા સર્વ પ્રકારે ખુવાર મરેલા છે, તો પણ અંતઃકરમાં ભારે અહંકારી છે. મોઢે ગાળો બોલે, સ્ત્રીઓ રાખે, માયાના યારી અને કેટલાએક વેપારી પણ હોય છે. મને જ્યારે કલ્યાણકારી ગુરૂ મળ્યા, ત્યારે જગતનો ફાંસો તથા ભ્રમણા ટાળી નાખી સદગુરૂનો બંદો બ્રહ્માનંદ સર્વની સાચે સાચી વાત કહે છે. (૧૨)

છપય અર્થ :- પૂરા અદ્વૈત એટલે તેમના જેવો બીજો કોઈ નહીં., એવા ગુરૂ જ્યારે મળ્યા, ત્યારે ભ્રમણા મટાડી, ભાવિક ત્રણ ગુણથી જુદા એવા પરમેશ્વરનું જ્ઞાન આપીને, અસત્ય અને અજ્ઞાનનો નાશ કર્યો. દયા સાગર હોય એવા દયાળુંએ જ્યારે માથા ઉપર હાથ મુક્યો

ત્યારે વિકાળ કાળ રૂપી સરપથી નિર્ભય કર્યો, અને સંસારનું વિઘ્ન બધું મટાડીને ભવના 'ફાંસાથી પાર ઉતાર્યો. બ્રહ્માનંદસ્વામી કહે છે કે એવો સદ્ગુરૂ શ્રી સહજાનંદ સ્વામીના પ્રતાપથી સંસારની મમતા ટળી ગઈ.

------

ઉપરના છંદ શ્રીજી મહારાજને સંભારી સદ્ગુરૂ બ્રહ્માનંદ સ્વામીએ એક પછી એક ખટદર્શનનું વિવેચન કરી, ચારણી શૈલીથી બોલી બતાવ્યો ત્યારે સહુ સભાજનોના મસ્તો; મોરલી ઉપર જેમ નાગ ડોલે તેમ ડોલવા લાગ્યાં, સદ્દગુરૂનો બંદો સત્ય કહે છે, સત્ય કહે છે, તેમ સહુ કોઈ કહેવા લાગ્યા મહાત્મા મુનિબાવો તો ખટદર્શન વિષેના કાવ્યમાં ગુંથેલા સત્ય શબ્દો સાંભળી ''વાહ બ્રહ્મમુનિ વાહ બ્રહ્મમુનિ'' સદ્દગુરૂના બંદા રૂપે સત્ય કહેનારા તમે અલમસ્ત સાચા ત્યાગી છો, ધન્ય છે તમને ધન્ય છે.'' તેમ હિન્દી ભાષામાં વારંવાર કહેવા લાગ્યા. મુનિબાવાના મુખથી તારીફ સાંભળી શ્રોતાજનોને પણ આ કળીયુગના ખટદર્શનનો સાચો ખ્યાલ થતા સાચા સદ્દગુરૂઓ તો ધન સ્ત્રીના ત્યાગી, ઉત્તમ ચારણવાળા બ્રહ્મમુનિ જેવા કોઈ ક જ સમર્ત પુરૂષો હોય છે, તેવો સ્વામિનો મહિમા સમજી નમસ્કાર કરી; પગમાં પડવા લાગ્યા. એ દિવસથી આખા સુરત શહેરમાં ભગવાન સ્વમિનારાયણ પ્રગટ થયા છે, તેના આ બ્રહ્મમુનિ સાધુ છે. એમ જાહેર થઈ ગયું.

મુનિબાવાને સદ્દગુરૂ બ્રહ્માનંદ સ્વામી ઉપર ખસાધારણ હેત થતાં, તેના મનમાં થયું કે, ''આવા મહાન શીધ્ર કવિ સમ્રાટ સાક્ષાત દેવ જેવા બ્રહ્મમુનિ જેના શિષ્ય થતા હોય, તે તો સાક્ષાત ભગવાન જ હોય,'' માટે મારે તે ભગવાનના દર્શન કરવા અને નિશ્ચય કરી લીધો.

ચાર્તુમાસ વીત્યા પછી એક કોટવાળ અરદેશરજીને મુનિબાવે કહ્યું કે, ''મારે આ બ્રહ્મમુનિના સાથે સૌરાષ્ટ્ર ભુમિની યાત્રા કરવા જાવું છે. માટે આ આશ્રમની સંભાળ રાખજો'' એમ કહી તેઓ સ્વામિશ્રી સાથે સુરતથી વાણમાં બેસી મહુવા બંદરે ઉતર્યા. સ્વામિશ્રીએ બે સાધુઓને અગાઉથી (મુનિબાવો શ્રીજીના દર્શન કરવા મારી સાથે આવે છે તેવા ખબર આપવા) ગઢડે મોકલવાથી દાદા ખાચરે મહુવે સીગરામગાડી એ બે ઘોડેસ્વારો સામા મોકલેલ હતા તેમા બેસી મુનિબાવા સાથે સ્વામિ



ગઢપુર આવીપહોંચ્યા. હરજીઠકરના ફળીયામાં નવા ઓરડાઓવાળા એકાંત વાસમાં મુનિબાવાના માટે ઉતારાની ગોઠવણ કરાવી હતી, તેથી ત્યાં તેઓને ઉતારો આપ્યો અને પ્રવાસનો થાક ઉતાર્યા પછી બીજે દિવસે શ્રીજી મહારાજશ્રીના દર્શન કરવાનું ધાર્યુ.

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે, શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ચતુર્થ પ્રકરણે ધ. ધું. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદ્દગુરૂશ્રી દેવાનંદ સ્વામી સંવાદે, મુનિબાવાનું ગઢપુર આગમન નામ છઠો અધ્યાય સમાપ્તઃ ॥ ૬ ॥

-- // --

## શ્રીજી

## અધ્યાય ૭ સાતમો

## શ્રી મુનિબાવાને દીક્ષા, અને વચનામૃતના પશ્નોત્તરો

દાદાખાચરના દરબારમાં ઉગમણા બારના ઓશરીમાં સવારના પ્રહરમાં શ્રીજી મહારાજ સભામાં બિરાજ્યા હતા. તે વખતે સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી પ્રથમ એકલા આવ્યા અને શ્રીજી મહારાજને તથા સદગુરૂશ્રી મુક્તાનંદસ્વામીને કહ્યું કે ''મુનિબાવો તો રાજર્ષિ, વિદ્વાન પંડિત અને સુરત શહેરનો ભગવાન છે; તો તેના આદર સત્કાર માટે ફુલના હારતોરા, થોડો મેવો ફળફુલ, વગેરે હું મહુવેથી લાવેલો છું. તે વડે સત્કાર કરવો અને શ્રીજીની રંગત પાટની બાજુમાં એક મોટો ગાદી તકીયો નાખી તેને માનપાન દઈ ત્યાં બેસારી કુહળતા પૂછવી. એવી બધી સુચના પોતે મુનિબાવાને તેડવા તેના ઉતારે ગયા.

## મુનિબાવાનો મિલાપ અને શ્રીજીનું મનુષ્ય ચરિત્ર

મુનિબાવાએ બદામી રંગની (આછા ભગવા રંગની) એક મોટી અલ્ફી પહેરી હતી. તેના ઉપર જરીયાની બુટાવાળી આસમાની રંગની શાલ ઓઢી હતી ગળામાં ઝીણા રૂદ્રાક્ષ અને સાચાં પરવાળાંની સોને મઢેલી માળા પહેરી હતી. બંને કાનમાં સોનાનાં તંગલ હતાં; બંને હાથમાં સોનાના બે કડાઓ પહેરેલા હતાં, જમણા હાથમાં મોટો બેરખો અને ડાબા હાથમાં કાનની બુંટ

સુધી પહોંચતી કાળા રંગની મોટી લાકડી હતી. માથે સફેદ અને ભુરા રંગના જુલફા હતા. મોઢા ઉપર સફેદ વિશાળ દાઢીને મૂછો હતી ભવ્ય વિશાળ ભાલ, વિશાળ અને તીક્ષ્ણ આંખોવાળો પ્રભાવશાળી તેજસ્વી ચહેરો હતો મહા કદાવર હાથી જેવી કાયા અને સિદ્ધ પુરૂષની આકર્ષક મુખમુદ્રા હતી. પગે ચાંખડીઓ પહેરી હાથીના જેવી મંદ ગતિએ ચાલતા જોઈ સન્મુખ આવેલી વ્યક્તિ તુરત જ નમસ્કાર કરતી. આમ ગઢડાની બજારમાં બન્ને મુનિબાવાઓ (બ્રહ્મમુનિ અને મુનિબાવા) નમસ્કાર ઝીલતા ઝીલતા દાદાના દરબારમાં ઉગમણા દ્વારના ઓરડાની ઓસરીએ આવી ઉભા સ્વામીએ તથા મુનિબાવે સભામા આવી બન્ને હાથ જોડી શ્રીજી મહારાજને નમસ્કાર કર્યા. પરંતુ શ્રીજી કંઈ બોલ્યા નહિં અને તેઓના સામું પણ જોયું નહીં એટલે બ્રહ્માનંદ સ્વામી કહે છે કે, ''મહારાજ ! આ મુનિબાવાશ્રી સુરત શહેરથી આપશ્રીના દર્શન કરવા પધાર્યા છે ! શ્રીજી મહારાજ કહે કોન હૈ મુનિબાવા ?'' એટલું જ કહી તેઓ સામી દ્રષ્ટિ પણ નહિં કરતાં સભાજનો સાથે લૌકિક વાતો કરવાલાગ્યા. ત્યાં તો સદ્દગુરૂ મુક્તાનંદજીસ્વામી ઊભા થઈ મુનિબાવાના કંઠમાં પુષ્પનો હાર પહેરાવી,હાથમાં ગજરો આપી તેઓનો હાથ ઝાલીને મોટા ગાદી તકીયે બેસારી કુશળ સમાચાર પૂછીને મેવા ફળફૂલનો થાળ ભેટ ધરી ખૂબ જ વિનયથી સ્વાગત કર્યુ, બ્રહ્માનંદસ્વામી પણ મુનિબાવાની પાસે જ આવી બેઠા તેટલામાં શ્રીજી મહારાજ કહે છે કે ''દાદા ખાચર'' અમોને ભુખ લાગી છે માટે જે કંઈ વસ્તુ તૈયાર હોય તે અહીંયાજ જલ્દી લાવો.

આજ્ઞાકિંત ભક્તરાજ દાદા ખાચર, શ્રીજી આજ્ઞા સાંભળી તુરત જ રસોડામાંથી એક થાળીમાં બાજરાનો રોટલો અને એક કાંસાની મોટી તાંસળીમાં ગોરસ (દહીં) લાવ્યા. એટલે શ્રીજી મહારાજ પણ એ રંગીત પાટ પર બેઠા બેઠા ગાદલા ઉપર થાળી રખાવીને જમવા મંડયા. જમણા હાથની આંગળીઓમાંથી દહીના રેગાડા ચાલે તેને જીભથી ચાટતા જાય અને ડાબે હાથે રોટલો ભાંગી જમતા જાય, ને વાતો કરતા જાય. બ્રહ્માનંદસ્વામી તો શ્રીજીનં આ મનુષ્ય ચરિત્ર જોઈ નમમાં વિચરવા લાગ્યા કે, ''હું મહા પરિશ્રમે આ મુનિબાવાને શ્રીજીનો અપૂર્વ અને દિવ્ય મહિમા સમજાવીને ભગવાનના દર્શન કરવા ઠેઠ સુરતથી લાવ્યો, ત્યાં તો મહારાજે આવું મનુષ્ય ચરિત્ર કર્યુ'' હવે શું થાય ?'' આમ વિચારે છે તેટલામાં તો મુનિબાવા એ બધી લોકિક ક્રિયા જોઈને બીલી ઉઠયા કે, ''બ્રહ્મમુનિ ચલો ઉતારે પર''



એટલું કહીને 'જયસચ્ચિદાનંદ' કહી ઉભા થઈ ચાલતા થયા. શ્રીજીને નમસ્કાર પણ કર્યા નહિ, તેમજ શ્રીજીએ પણ તેમના સાયું જોયું નહીં બ્રહ્માનંદસ્વામી પણ તેના પાછળ પાછળ તેને ઉતારે પહોંચાડવા ગયા મુનિબાવો કહે, 'બ્રહ્મમુનિ ! તુમને હમકુ બડા ધોખા દીયા હૈ. કોઈ અચ્છા સજ્જન મનુષ્ય બી ઐસા આચરન નહી કરતા, જૈસા તુમારા ભગવાન આચરન કરતા હૈ, યે કાઠીઆવાડી લોકો સબ 'ભેડ' હે, તુમ જૈસે મહાન વિદ્વાન કવિ ઈસકી ઈન્દ્રજાલ મેં કૈસૈ ફસા ગયે ? ચલો ચલો હમેરી સાથ અપના સુરતકા આશ્રમકા તુમ અધિકારી બનો અબ જલ્દી ચલો ઈશ્વર જયાદા ઠહરને કી કોઈ જરૂરત હૈ નહીં.'

સ્વામી શું કહે ? અપુર્વ ધીરજ ધરી વિનય પૂર્વક વિનંતી કરી કે, મુનિ મહારાજ ! ઈશ્વર બે પરવાઈ બાદશાહ હૈ, કીસકી અદબ નહીં રખતે કબુ દિવ્ય ચરિત્ર તો કુમક મનુષ્ય શરીરસે મનુષ્ય ચરિત્ર કરતે હે એતો 'મનુષાકાર મુરાર હૈ' મહારાજ ગભરાવ મત, ઠેરો, સબ અચ્છા હોગા,

મુનિબાવો તો રાજર્ષિબાવો હતો પ્રભુ અવતાર ધરે છે તે પણ જુઠાણું છે, તમે માનનાર શ્રીજીનું આવું મનુષ્ય ચરિત્ર જોઈને જ ભડકી ગયો; અને તેથી સ્વામીને કહેવા કે, નહીં બ્રહ્મમુનિ, હમ ઈશ્વર નહીં ઠેરેંગ જલ્દી ગાડી કા બંદોબસ્ત કરો, સ્વામીશ્રીએ પણ સમય પારખી જમ્યા પછી થોડો આરામ કરી ચાલવાની ગોઠવણ કરાવનું કબુલીને માંડ શાંત પાડયા. તે પછી મુનિબાવો જમી આરામ કરતા સ્વામી મુક્તાનંદ સ્વામીને મળ્યા. એટલે શ્રી મુક્તાનંદસ્વામીએ જીવા ખાચરને તેડાવી મુનિબાવાનું રાજરીતીથી સ્વાગત કરી ગમે તે પ્રકારે તેઓને રાત્રી રોકાવા (કાઠીકળા) નો પ્રબંધ ગોઠવ્યો. તે પછી કાઠીકળામાં સંપૂર્ણ કાબેલ જીવાખાચર સાથે બંને રાજનીતિજ્ઞ સદ્દગુરૂઓ વગેરે મુનિબાવાને ઉતારે જઈ તેઓને મળ્યા ''આ જીવાખાચર નામના ગઢડાના દરબાર (રાજા) છે, તેમજ આપશ્રીની કીર્તિ ઠેઠ કાઠીઆવાડ સુધી સાંભળી હતી તેથી ઘણા વખતથી આપશ્રીના દર્શનની ચાહના રાખતા હતા. દરબારશ્રી મહાન ભક્તરાજ અને ઉદાર મનના શૂરવીર રાજવી છે.'' વગેર વેગેર વચનોથી સદ્દગુરૂશ્રી મુક્તાનંદ સ્વામીએ ઓળખાણ કરાવતાં, મુનિબાવા પણ પોતાનો મહિમા સંભાળી આનંદથી મળ્યા જીવાખાચરે મુનિબાવાના ચરણમાં સાકરને મોટો પડો, શ્રીફળ, અને મેવો ધરી, ડોકમાં હાર પહેરાવી નમસ્કાર કર્યા, વિનય પૂર્વક કહ્યું કે, 'મારા દરબારગઢમાં મેં અનાજનો સંગ્રહ કરવા મોટા કોઠારો (કોઠારીઆંઓ) ચણાવેલા છે તેમાં'

દાણા નાંખવાનું મુર્હૂથ આપશ્રીના પવિત્ર હસ્તથી આજે કરાવવુ છે કે જેથી આપ સિદ્ધપુરૂષના હાથના સ્પર્શથી કોઠાર, ભંડાર કાયમ ભરપુર રહે. માટે કૃપા કરી મારૂ આંગણું પાવન કરવાને આપ પધારો, શીગરામ ગાડી હાજર છે. દરબારે જીવા ખાચરના અતિ આગ્રહથી અને બંને સદ્દગુરૂઓના અનુમોદનથી, તેમજ પોતાને માન મરતબો મળતા રાજી થઈ રાત્રી રોકાવા કબુલ કરીને સહુ સાથે જીવા ખાચરના દરબારમાં ગયા.

જીવાખાચરે મુનિબાવાની પધારામણી કરી, વિધિપૂર્વક કોઠાર તેમના હસ્તે ખોલાવી, બધા ઓરડામાં પગલા કરાવી, ચંદન અર્ચન વગેરે કરીને હારતોરા પહેરાવી, એક ઉમદા શાલ ઓઢાડી, પગે રૂપીઆનો થાળ મેલી, આવતી કાલે મારા તરફથી થાળ જમી પધારવાનું કબુલ કરાવ્યું તે પછી અનેક પ્રકારના વાંજીત્રો વગડાવી થોડુંક સંગીત સંભળાવી પ્રસન્ન કર્યા.

શ્રીજીની સાંજની સભાનો ટાઈમ થતાં સદગુરૂ મુક્તાનંદસ્વામી વગેરે સહુ ત્યાંથી ચાલ્યા, રસ્તામાં દાદાખાચરના દરબારની ડેલી આવતા સહુએ શ્રીજીના દર્શને પધારવાની મુનિબાવાને વિનતિ કરી. મુનિબાવો કહે કે ''ઉધર જાનેકી કોઈ અબી જરૂરત નહીં હે. અપને ઉતારે પર ચલો'' તે સાંભળી જીવાખાચર કહે મહારાજ, સાયંકાળનો સમય છે, તેથી ત્યાં ગોડી સંધ્યા, આરતી ધુન ભજન, કથા વાર્તા સંતસભા વગેરે થશે. તેના દર્શન કરી તુરત જ આપણે સહુ ઉતારે જઈશું. અને પછી રાત્રીમાં આપના ઉતારે અમારી કાઠીઆવાડી ભજનમંડળીને હું તેડાવી આપને અમારા ભજનો અને સ્ત્રી પુરૂષોના રાસમંડળો વગેરે બતાવીશ. આથી સહુના આગ્રહને માન આપી મુનિબાવો સહુના સાથે દાદા ખાચરના દરબારમાં શ્રીજી સભામાં આવ્યા.

## -- શ્રીજીનું દિવ્ય દર્શન --

ઉતરાદા બારના ઓરડાની ઓસરીએ શ્રીજી મહારાજ પગથીઆ પાસે થાંભલીને અડીને ઉભા હતા, નિંબવૃક્ષ નિચે પરમહંસો અને હરિભક્તોની સભા ભરાઈને બેઠી હતી, શ્રીજી મહારાજને બિરાજવાનો ગાદીવાળો પલંગ નિંબ વૃક્ષના ચર્ડને અડાડી પૂર્વ મુખે બિછાવેલો હતો, તેના ઉપર મોટો ગોળ તકીયો રાખવા ભગુજી વાસુદેવ નારાયણના ઓરડામાં લેવા ગયા. સહુ સભા શ્રીજી પધારવાની રહા જોઈ રહેલ હતી, અને શ્રીજી મહારાજ પણ થાંભલીને હાથ અડાડી પગથીઆ ઉતરવાની તૈયરીમાં હતા તેટલામાં ભગુજી મોટો ગોળ તકીઓ (મણ સવા મણ રૂનો ભરેલો) ખંભે ઉપાડી ઢોલીયો



મેલવાને લઈ જતા હતા. પરંતુ શ્રીજી મહારાજ બરાબર પગથીઆ ઉપર જ હતા. ભગુજી ઓસરીની કોર ઉપર આવ્યા કે તરત જ શ્રીજી મહારાજે એ તકીઓ તેમના ખંભેથી લઈને ફુલનો દડો હાથમાં કોઈ ઉછાળે તેમ એ મોટો લંબગોળ તકીઓ હાથમાં ઉછાળી સુદર્શન ચક્ર ફેરવે તેમ ફેરવી, લીંમડા તળે પલંગ ઉપર ફેક્યો, બરાબર તકીઓ જેવી રીતે ગોઠવવો જોઈએ તેવીજ રીતે પલંગ ઉપર લીંબડાને થડીએ જ પડીને સરખો ગોઠવાઈ ગયો. અને ઓછાડની પણ કડચલી પડી નહીં, ઉપરનું દિવ્ય ચરિત્ર થયું તેજ વખતે આગળ મુનિબાવા અને જરા પાછળ સદ્દગુરૂ મુક્તાનંદ સ્વામી સદ્દગુરૂ બ્રહ્માનંદસ્વામી અને જીવા ખાચર દરબારગઢના ફળીઆમાં દાખલ થયાં, શ્રીજી મહારાજને ઓસરીની કોર ઉપર ઉભા રહી તકીઓ હથેલીમાં ફેરવતા સન્મુખ જોયા સ્વામીએ અને જીવા ખાચરે શ્રીજી મહારાજને નમસ્કાર કર્યો. મુનિબાવો તો એ તકીઓ ઉછાળવાની અને સરખો ગોઢવાઈ જવાની લીલા ભાળી લાકડીના ટેકે સ્થિર જ થી રહ્યાં. તેઓને તો હાથમાં સુદર્શન ચક્ર ફેરવતા શ્રીકૃષ્ણ સ્વરૂપે શ્રીજીનાં તેજસ્વી દર્શન થયાં.'' એ એકજ શ્રણના દિવ્ય બનાવથી આ સાચુ કે તે ? (સવારની સભામાંની ક્રિયા) એવો ભ્રમ થયો. ત્યાં તો શ્રીજી સભામાં આવી બિરાજતા સહુ ઉભા થયા. સહુ સાથે મુનિબાવાએ પણ શ્રીજી સન્મુખ જઈ 'જય સચ્ચિદાનંદ' કહ્યાં. શ્રીજીએ પણ તેમના ઉપર કૃપા દ્રષ્ટિ કરી 'પધારો મુનિબાવા જય સચ્ચિદાનંદ' કહીને સન્માન્યા, પોતા સન્મુખ ગાદીતકીએ બેસાર્યા, પુષ્પનો મ્હોટો હાર મુનિબાવાના કંઠમાં પહેરાવ્યો, અને મુનિબાવા આસને બેઠા તેટલામાં તો હારની ખુશબો મુનિબાવો જેમ જેમ લેતા ગયા તેમ તેમ (હાલ જેમ ડોક્ટરો કલોરોફોર્મ સુંઘાડે છે તેમ) સમાધિસ્થ થતા ગયા. થોડીવારમાં તો તેઓ તદન જડ જેવા થીને ઢળી પડયા, ત્યારે શ્રી બ્રહ્મમુનિ હાથ જોડીને બોલ્યા કે, ''મહારાજ, કૃપાળુ બહુજ કૃપા કરી, નહીં તો મારો છ છ માસનો બધો પ્રયત્ન નિષ્ફળ જાત, સવારની મનુષ્ય લીલાથી તેઓ ઘણા જ ઉદાસ થી ગયા હતા. પરંતુ સદ્દગુરૂ મુક્તાનંદસ્વામીની દયાથી જીવા ખાચરના દરબારમાં મુનિને તેડી જવાથી ત્યાં તેમના સન્માનાથી ઉદાસી ટળી જતા રાત્રી રોકાયા. અને અહીં સભામાં અત્યારે લાવતા આપશ્રીના અલૌકિક દર્શનથી એ રાજસી બાવાનો ઉદ્ધાર થયો, આપશ્રી તો મહા દયાના સાગર છો, જીવની અવળાઈ સામું.

જોતા નથી પણ આપ આપના બિરૂદ સામું જુવો છો એમ ખૂબ પ્રાર્થના કરી સ્વામીએ મહારાજને બે હાથ જોડી નમસ્કાર કર્યો.

શ્રીજી મહારાજ કહે ''એ જીવ સાત સાત જન્મથી અમોને પામવા યોગી આદિ તપશ્ચર્યા અને બીજા સાધનો કરે છે; તેથી આ જન્મે તેને આજે અમારો યોગ થયો. પરંતુ તેને (૧) દેહાભિમાન (૨) વિદ્યાભિમાન (૩) અને યોગસિદ્ધિનું અભિમાન એ ત્રણ અભિમાનથી તેનો જીવ નાસ્તિક ભાવને પામી ગયો હતો; તેથી તમોને સુરત મોકલીએ તમારા દ્વારા તેનો ઉદ્ધાર કરાવ્યો, જેમ હાથી ખુંચી જાય ત્યારે તેને હાથી જ ખેંચીને બહાર કાઢે છે.'' તેમ તમો તેને માયારૂપી કીચડના ખાડામાંથી 'માયાપંચક' સંભળાવી, ખેંચી લાવ્યા અને અમારો સબંધ કરાવ્યો ધન્ય છે તમારી ચતુરાઈને અને વિદ્યાને કારણ કે તમો ભણવા ગયા પણ તેને બ્રહ્મવિદ્યા ભણાવી આવ્યા ''ચતુરાઈ ચારણાં ઔર રીત રાજપૂતાં'' એ તમારી મારવાડી કહેવત તમોએ આજે સાચી કરી બતાવી.

ઉપર પ્રમાણે વાતચીત ચાલે છે, તેટલામાં મુનિબાવાની સમાધી ઉતરી જતાં મુનિબાવે ઉભા થી શ્રીજી મહારાજને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા સમાધીમાં તેઓએ પ્રથમ તો બ્રહ્મતેજમાં ખૂબ ખુબ ફાંફા માર્યા. સમુદ્રની છોળોની જેમ બ્રહ્મતેજની મોટી મોટી લ્હેરીઓ ભાળી ખુબ અકળાયા. પછી ગોલોકમાં શ્રીકૃષ્ણ પરિબ્રહ્મ સ્વરૂપે શ્રીજીના દર્શન થયા. ગાયો, ગોપીઓ, અસંખ્ય પાર્ષદો જોયાં, અને તે બધું ઐશ્વર્ય શ્રીજી મહારાજની મૂર્તિમાં લીન થયું. તે પછી શ્રીજીની મૂર્તિ સન્મુખ અવતારો આદિ અસંખ્ય અક્ષરમુકતોને શ્રીજીની સ્તુતિ કરતા જોયા, આમ બ્રહ્મ સુષુપ્તિમાંથી નીકળી ગોલોક જોઈ અક્ષરધામમાં પૂર્ણ પુરૂષોત્તમ નારાયણના દર્શન થયાં અને તે ગઢડા ગામે નિંતબરૂ નીચે બિરાજેલા શ્વેત વસ્ત્રોધારી પ્રગટ ભગવાન પોતે જ છે, તેવા દર્શન થતાં પોતે કૃતાર્થ થયા. સમાધિમાંથી જાગૃત થતાં તંડવત પ્રણામ કર્યા, પછી સહુ સાથે તેઓ વાસુદેવ નારાયણના ઓરડામાં જઈને સયંકાળની આરતી ધુન્ય કરી કથા વાર્તા વગેરે નિત્ય નિયમ સાંભળી ઉતારે ગયા. ત્યાં જઈને સદ્ગુરૂ બ્રહ્માનંદ સ્વામીનો પોતે મહાન ઉપકાર માનીને પોતાને થયેલો સંતોષ જાહેર કર્યો.

લગભગ એક એઠવાડીઆ સુધી શ્રીજી સમાગમ કર્યો પછી પોતે શ્રીજી આગળ દીક્ષા લેવાથી વિનંતી કરી. તેથી શ્રીજી મહારાજે તેમના ઉપર દયા લાવીને શ્રી વાસુદેવ નારાયણના સમીપે ભગવતી દીક્ષા આપી



પરમહંસ બનાવ્યા કર્ણમાં મંત્ર કહી, કંઠમાં તુલસીની સંપ્રદાયની બેવડી કંઠી પહેરાવી અને નવી ઉપવિત (જનોઈ ધારણ કરાવી. પછી શ્રીજી મહારાજ મુનિબાવા પ્રત્યે બોલ્યા કે ''મુનિબાવાજી ! અમારે તમારા દ્વારા હજી ઘણાં કાર્યો કરાવવા છે. માટે તમો અમારા સાધુઓના જેવો વેશ નહીં રાખતાં; તમો જે વેશે રહો છો તેજ વેશ કાયમ રહીને જે રીતે કથાવાર્તા તમારા આશ્રમમાં કરો છો, તેજ રીતે એટલે તેજ સ્થિતિમાં અને તેજ વેશમાં તમો રહેજો. તેમજ નામ પણ તેનું તેજ 'મુનિબાવા' નું રાખી અમારૂ ભજન કરી અમારો મહિમા જેવો તમે જોયો, જાણ્યો હોય, તેવો સહુને કહેજો એ અમારી આજ્ઞા છે.''

શ્રીજી અ.જ્ઞા પ્રમાણે જ મુનિબાવો સુરતમાં પોતાના આશ્રમમાં તેજ નામે અને તેજ વેશે જીવ્યા ત્યાં સુધી રહ્યાં હતા એ મુનિબાવો એકસો વરસ ઉપર જીવ્યા હતા. અને વિ. સં. ૧૯૦૪ માં ધામમાં ગયા હતા.

એ મુનિબાવા વિષે પારસી ભક્તરાજ અરદેશરના વંશમાં ધનબાઈએ લખેલી ''આહેવાલે અરદેશર કોટવાલ બહાદુર'' નામની બુકમાં ઉલ્લેખ છે કે,

## મુનિસ્વામિ

શહેરનું નાકુ પુરૂ જે થાય, થાણાની ચોકી તેનું નામ કહેવાય રહેતા હતા ત્યાં એક ઈશ્વરીભક્ત, ઉમર હતિ તેઓની એકસો વર્ષ (ટીપણી-૩૦)

એવણ મુનિબાવાના નામે ઓળખાતા હતા, એવણ સ્વામિનારાયણના ભગત હતા (પાને ૭૪) *

ગઢપુરમાં મુનિબાવો આવ્યા પછી શ્રીજી મહારાજ બે માસે સર્વ પરમહંસો સહિત પાંચાળ પધાર્યા તે વજતે મુનિબાવા પણ સાથે જ હતા તે વિષે શ્રી પાંચાળના બે વચનામૃતો કે જે, સં. ૧૮૭૭ ના ફાગણ સુદી ૮ અને ફાગણ વદી ૩ ત્રીજના દિવસવારના છે, તેમાં મુનિબાવો સદ્ગુરૂ બ્રહ્માનંદ સ્વામીને પ્રશ્નો પુછેલા છે. અને શ્રીજી મહારાજે તે પ્રશ્નોના ઉત્તર કર્યા છે.

(૧) પંચાળા (૩) 'પછી શ્રીજી મહારાજ બોલ્યા જે, સર્વ પરમહંસ માંહોમાંહી પ્રશ્ન ઉતર કરો, ત્યારે મુનિબાવે બ્રહ્માનંદ સ્વામિને પ્રશ્ન પુછ્યો જે 'આવો સત્સંગનો અને ભગવાનનો યોગ મળ્યો છે, ને બીજા વિકાર સર્વે ટળી ગયા છે. તથા સત્સંગનો ખપ છે તો પણ માન-ઈર્ષા

* વાંચો સંપાદક તરફથી સં. ૨૦૨૧ માં પ્રકાશિત 'ખાનબહાદુર અરદેશરજી શેઠ' (કોટવાલ- સુરત) પા. ૩૩

કેમ રહી જાય છે ? પછી એનો ઉત્તર બ્રહ્માનંદ સ્વામીએ કરવા માંડયો પણ થયો નહીં, પછી શ્રીજી મહારાજ બોલ્યાને જે.

(૨) વ. પંચાળા ૪. મુનિબાવે બ્રહ્માનંદ સ્વામીને પ્રશ્ન પુછયો જે 'પ્રથમ તો ભગવાનનો નિશ્ચય હોય ને ભજન સ્મર્ણ કરતો હોય, અને પછી ભગવાનના મનુષ્ય ચરિત્ર દેખીને તે નિશ્ચયમાં સંશય થઈ જાય છે. તેનું શું કારણ છે ? પછી એ પ્રશ્નોનો ઉત્તર બ્રહ્માંદ સ્વામી કરવા લાગ્યા પણ થયો નહીં પછી શ્રીજી મહારાજ ઝાઝીવાર સુધી વિચારી રહ્યાં, ને પછી બોલ્યા જે એ પ્રશ્નનો ઉત્તર એમ કરીએ છીએ.

ઉપરના બન્ને વચનામૃતોમાં મુનિબાવે સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીને પોતાનું જેવું અંગ હતુ તેને અનુસરીને પ્રશ્નો પુછ્યા છે, તેથી તે મુનિબાવાને સ્વામી સાથે હેત હતું તેમ જણાઈ આવે છે. તે પછી કેટલેક દિવસે પંચાળેથી ગઢડે આવી મુનિબાવા સુરત ગયા હતા.

સુરતમાં શ્રીજી મહારાજની પધરામણી

મુનિબાવે સુરત ગયા પછી અરદેશર આદિ પોતાના શિષ્યોને કહેલ કે, 'સાક્ષાત પૂર્ણ પુરૂષોત્તમ નારાયણ હાલમાં કાઠીઆવાડમાં (પ્રગટ ભગવાન) બીરાજે છે. હું જાતે ત્યાં જઈ તેને રૂબરૂમાં મળી દર્શન કરીને ભગવાનપણાની ખાત્રી કરીને તેનો આશ્રિત થયો છું. માટે આ હળાહળ કળીકાળમાં પ્રગટ ભગવાનનો આશ્રય કરી છેલ્લો જન્મ કરી લેવો હોય તો એ નારાયણસ્વામી (સ્વામિનારાયણ) નો આશ્રય કરો. તેઓ સાક્ષાત ભગવાનના અવતાર રૂપે પ્રગટ બીરાજે છે. આંહી આવેલ શ્રી બ્રહ્માનંદજી (બ્રહ્મમુનિ) એ મને તેમને ઓળખાવ્યા; અને હું પણ ત્યારથી હવે તેમના નામનું જ ભજન સ્મર્ણ કરૂં છું. તેઓની મનમોહન મૂર્તિ મારાહૃદય કમળમાં ચોટી રહેલ છે. મારો દેહ આંહી છે. પણ જીવ ને મૂતિમાંજ છે. તેમના અલૌકિક એક ક્ષણના દર્શન આપણી આખી જીંદગીનું અમુલ્ય જીવન સંભારણું, બની રહે છે.

ઉપરના વચનો સાંભળી અરદેશર આદિ શિષ્યવર્ગ ગુરૂવચન ઉપર શ્રધ્ધા રાખી શ્રીજી મહારાજના દર્શન કરવા આતુર થયા અરદેર પારસી શહેર કોટવાલ હતા. એ ઈ. સ. ૧૮૦૦ સૌકામાં એ હોદો સર્વ શ્રેષ્ટ હતો તેઓ છ ભાષાઓ જાણતા હતા. બ્રીટીશ ગર્વેમેન્ટના બહુજ માનીતા



જાણતા હતા. બ્રીટીશ ગવર્મેન્ટના બહુજ માનીતા હતા, તેમજ ખાનબહાદુરનો તે સરદાર તરફથી તેને ઈલ્કાબ મળયો હતો. સુરતના નવાબ સાહેબની તેમના ઉપર સંપૂર્ણ મહેરબાની હતી. પોતાને પુત્ર હતો. નહીં પણ મુનિબાવાના વચનથી પોતાને ત્યાં * પુત્ર જન્મ થયો હતો, તેથી મુનિબાવાને તેઓ ઈશ્વર તુલ્ય માનતા હતા. પણ મુનિબાવો શ્રીજી મહારાજના આશ્રિત થતાં, તેમનાં મનમાં ખાત્રી થઈ કે જરૂર તેઓ ઈશ્વરનો અવતાર હશે; નહીં તો મુનિબાવા વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, વચનસિદ્ધ, સિદ્ધપુરૂષ, તે કોઈને નમે નહીં, ને જેવા-તેવાના શિષ્ય થાય નહીં. અરદેશરે એ વિચારથી શ્રીજીનો પ્રગટ મહિમા સમજી એ ભગવાનને જલદી મળવા આતુરતા થયા અને મુનિબાવા મારફત શ્રીજીને સુરતમાં પધારવાનું આમંત્રણ મોકલાવ્યું.

શ્રીજીએ મુનિબાવાને આશ્રિત કર્યા પછી સ. ૧૮૭૮ થી મંદિરો ચણાવવાનો આરંભ કરતા સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી અમદાવાદ. વડતા, વગેરે સ્થાને મંદિરો સંબંધના કામમાં રોકાઈ રહેતા, લગભગ ત્રણચાર વરસો સુધી સુરત જઈ શક્યા નહિ. છેવટે મુનિબાવે અને કોટવાલ અરદેશરે સદગુરૂ બ્રહ્માનંદ સ્વામી ઉપર શ્રીજીને પધારવાની આમંત્રણ પત્રિકાઓ લખી, અતિ આગ્રહ ભર્યુ આમંત્રણ મોકલ્યું તેથી સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી વગેરે પરમહંસો સાથે શ્રીજી મહારાજ વિ. સં. ૧૮૮૧ના કાર્તિક વદી ૭ શનિવારે સુરત પધાર્યા હતા. +

* મુનિબાવે પુત્ર થવાનો આશીર્વાદ આપેલ ત્યારે અરદેશરે કહેલું કે એ પુત્રના લગ્નમાં તમારે સાથે આવી વરઘોડીઆઓને આશીર્વાદ આપવો તેવું વચન હોય તો પુત્ર આપો, તેથી રાજી થઈ તેને તથાસ્તુ કહેલ, એ પુત્રનું નામ જહાંગીરશા હતુ ને તેના લગ્નમાં જઈ આશીર્વાદ આપ્યા પછી મુનિબાવો ચોથો દિવસે ધામમાં ગયા હતા, જ તેટલા માટે આયુષ્ય ટકાવેલ.

+ સદગુરૂશ્રી સિદ્ધાનંદમુનિ એ ''શ્રી હરિચરિત્રામૃતસાગર'' નામના ગ્રંથમાં સુરત શ્રીજી પધાર્યા તેનું વર્ણન ઘણું જ સુંદર અને સંપૂર્ણ લખેલ છે. તેમાં શ્રીજી સાથે સંતો, વર્ણિ પાર્ષદો, હરિભક્તો જે હતા તેમાં મુખ્ય સદગુરૂશ્રી મુક્તાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામી, ગોપાળાનંદસ્વામી, નિત્યાનંદત્રીશુકમુનિ, ચૈતન્યાનંદજી, વાસુદેવાનંદજી આનંદાનંદ, સ્વપ્રકાશાનંદજી, મહાનુભાવાનંદજી, વર્ણિઅખડાનંદજી વૃદ્ધાત્માનંદજી, અખાડાનંદજી, કૃપાનંદજી, મોટા પરમાનંદજી, નંદરામજી મહારાજ, ગોપાલ મહરાજ, દાદા ખાચર, ઝીણાભાઈ, શાસ્ત્રી શોભારામ, રઘુનાથજી, વૈદરાજ, રામચંદ્રીદીનાનાથ ભટજી વગેરે હતા. વધુ વિગત માટે વાંચો સંપાદકે પ્રકાશ કરેલ ખાન બહાદુર અરદેશર શેઠ.

સુરતમાં શ્રીજી મહારાજનું ભવ્ય સ્વાગત

સુરત શહેરમાં પરમહંસો અને પોતાના માનીતા કાઠી પાર્ષદો સાથે શ્રીજી મહારાજ નવ દિવસ સુધી રોકાયા હતા અને ત્યાં શું શું લીલા કરી એ સર્વ હકીકત સદ્‌ગુરૂ સિદ્ધાનંદસ્વામીએ રચેલા 'હરિચરિત્રામૃતસાગર' માં સવિસ્તર લખેલી છે. એ ગ્રંથ હજી અપ્રસિદ્ધ છે. પરંતુ સુરત મંદિરનો શતવાર્ષિક પાટોત્સવનો અહેવાલ સં. ૧૯૯૩ માં છપાઈને પ્રસિદ્ધ થયેલ છે. તેમાં પા ૭ થી ૨૬ ઉપર આ નીચેની હકીકત લખવામાં આવેલ છે. :-

શ્રીજી મહારાજ સર્વ શ્વેત વસ્ત્રો ધારણ કરીને માણકી ઘોડો ઉપર અસ્વાર થયા હતાં; પોતાના ડાબા હાથ તરફ સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી રોઝા ઘોડા ઉપર બેઠા હતા. દાદો ખાચર અને પંચાળના દરબાર ઝીણાભાઇ પોત પોતાના ઘોડા ઉપર બેસી શ્રીજી મહારાજને ચંમર કરતા હતા. કુબેરસંગ ચોપદાર આગળ ચાલતા છડી પુકારતા હતા. લાલકૃષ્ણની વાડીમાં શ્રીજીનો મુકામ હતો. ત્યા સભા થતી વખતે દરરોજ પાંચ મણ ફુલના હારો સુરતના ભાવિક ભક્તો લાવીને શ્રીજીને ધરાવતા અને સંતોના કંઠમા પહેરાવતા તેમજ સર્વ હરીભક્તિોને પણ હાર પેહરાવતા હતા. એમ આખી સભા ફુલવાડી સમાન શોભતી હતી. નવ દિવસમાં દરરોજ નવીન નવીન પોશાક શ્રીજીને ધારણ કરાવવામાં અને નવીન નવીન રસોઈઓ શ્રીજી અને સંતોને જમાડવામાં આવતી હતી. અસંખ્ય લોકો સાગર ઉમટે એમ શ્રીજીના દર્સને આવતા. સુરતના નવાબ અફઝુલ્લાખાને પોતાના દીવાન આત્મારામને અને શહેર કોટવાલ અરદેશરને નિમંત્રણ કરવા મોકલી, રાજ્ય સ્વારીથી લાવી શ્રીજીને રાજમહેલમાં પધારાવ્યા હતા. ત્યારે શ્રીજી સ્વારીમાં રાજયનીતિજ્ઞ સંતો સદગુરૂશ્રી મુક્તાનંદ સ્વામી, બ્રહ્માનંદસ્વામી, શ્રી ગોપાળાનંદ સ્વામી, શ્રી નિત્યાનંદ મુકુંદાતાનંદ સ્વામી, શ્રી મુનિબાવાજીઅને શ્રી આનંદસ્વામી વગેરે હતા, રાજ્ય મહેલના દ્વાર સુધી નવાબે સામા આવીને શ્રીજીને કનક સિંહાસન ઉપર પધરાવી, બ્રાહ્મણોથી પુજન અર્ચન કરાવી પોતો શ્રીજીની પાઘમાં નંગ જડિત શિરપેચ ધરાવી સોનેરી બુટ્ટાવાળી કાશ્મીરી લાલ રંગની શાલ ઓઢાડી, બે હાથ જોડી પગે લાગી, રૂપીઆ તથા મેવા વગેરેના થાળો ભેટ ધર્યો હતા.



શહેર કોટવાલ અરદેશરને બંગલે શ્રીજી પધરામણી થઈ ત્યારે ઘોડાઓને શણગારી ચારોટ (વિકટોરીયા) ગાડીમાં શ્રીજી મહારાજને પધરાવી ખુદ અરદેશર કોટવાલ પોતે કોચમેન બની કોચબાંક ઉપર બેસી ગાડીને હાંકતા હતા. તે જોઈ શહેરના લોકો આશ્ચર્ય પામ્યા હતા. * સદગુરૂ મુક્તાનંદસ્વામી, સદગુરૂ બ્રહ્માનંદસ્વામી, સદગુરૂ નિત્યાનંદસ્વામી અને શ્રી મુનિબાવાને મ્યાનામાં (પાલખીમાં) બેસાર્યા હતા, અન્ય સંતો ફેટીન ગાડીઓમાં બેઠા હતા. શહેરની બજાર શણગારી હતી અને રસ્તે ગારદીઓની પલટણ ખંભે બંધુકો લઈ ખડે પગે ઉભી હતી. બંગલામાં મોટા મેજ ઉપર શ્રીજીને મખમલના ગાદી તકીઆ ઉપર પધરાવી, ચંદન ચર્ચી, હાર પહેરાવી, જરી ભરેલી ઉમદા શાલ શ્રીજીને ઓઢાડી પોતે આરતી ઉતારી હતી. એ વખતે શહેરના નગરશેઠ કોટી પતિ આત્મારામ ભુખણદાસે (જેની પેઢીઓ ગુજરાતમાં ઘણી હતી તે) તથા નવાબશ્રીના મુખ્યમંત્રી આત્મારામ દીવાન વગેરે ઘણા ઘણા હાજર હતા અરદેશરના મોટાભાઈ પીરૂશાએ પણ પોતાને ત્યાં પધરામણીકરાવી હતી. વળી બ્રીટીશ ગવર્મેન્ટના એજન્ટ શ્રી અંડરસન અને એરન સાહેબના બંગલે (બ્રીટીશ કોઠીમાં) શ્રીજીને પધરાવ્યા હતા. સુરતના પ્રખ્યાત ચિતારા દુલેરામે અરદેશરના ગુરૂ શ્રી સુનિબાવાનું મોટું એક ચિત્ર ચિતરેલું હતું, તે શ્રીજી મહારાજને બતાવવા લાવવા શ્રીજી તેમની કળા જોઈ રાજી થયા હતા અને તે ચિતારને પોતે ખંભે રાખેલ બુરાનપુરી, સોનેરી કોર છેડાવાળો કસુંબલ રંગનો રેંટો બક્ષિશ આપીને શ્રી વાસુદેવનારાયણની મૂર્તિ ચિનરી આપવા આજ્ઞા કરી હતી. સુરતના નવાબ સાહેબ પોતાના રાજ્ય ચિતારા મીઠેરામને શ્રીજી મહારાજની મૂર્તિ ચિતરી લાવવાની આજ્ઞા કરતા. તે ચિતારો સદ્‌ગુરૂશ્રી આધારાનંદસ્વામી (જેઓ ચિતારાનુ

* 'અરદેશર અહેવાલ' ના કર્તા તે બુકમાં લખે કે, ''અરદેશર બહાદુર શહેર કોટવાલ હોવાથી સારાએ સુરત શહેરમાં તેનો રૂઆબ એટલો બધો હતો કે તેઓ પાલખીમાં બેસી રાજ્ય કચેરીમાં જાતા તે વખતે તમામ લોકો તેને ઝુકી ઝુકી સલામો ભરતા; એટલું જ નહીં પણ તેની પાલખી જ્યારે ખાલી (અરદેશર વિનાની) તેના મકાન ઉપર જતી ત્યારે પણ તે ખાલી પાલખીને લોકો સલામો ભરતા ચોર, ડાકું, લુંટારા અને આગ, તેમજ તાપીનો જળપ્રલયમાં અરદેશર રાત્રી દિવસ ખડે પગે પ્રજાનું રક્ષણ કરતા. તેથી પ્રજા તેને પોતાનો માલીક માની નમતી હતી.'' એવા અટંકી અનમી અરદેશર સ્વામિનારાયણની ગાડી હાંકવા કોચમેન થયા તે જોઈ પ્રજા તો આશ્ચર્ય પામી ગઈ હતી. વધુ વિગત માટે વાંચો ''ખાનબહાદુર અરદેશર શેઠ'' પુસ્તક.

કામ કરતા તેને મળી તે) ની સાથે આવી શ્રીજી મહારાજનું મુખારવિન્દ નિરખી નિરખી શ્રીજી મુર્તિનો ભાવ બરાબર કાગળ ઉપર ઉતારી (ખહરો કરી) ઘેર લઈ જઈને મૂર્તિ પુરી ચિતરી નવાબને આપી હતી; અને એક તેની નકલ અરદેશરજીને આપી હતી.

છેલ્લે દિવસે વિદાયગીરી લેતા મોટી સ્વારીમાં શ્રીજી પોતાની માણકી ઘોડી પર બીરાજ્યા હતા અને સદગુરૂ બ્રહ્માનંદસ્વામી તથા સદગુરૂ આનંદસ્વામી ઘોડાઓ ઉપર બેસી શ્રીજીને બન્ને બાજુએથી ચંમર કરતા હતા એમ સુરત શહેરમાં દર્શન દઈ શ્રીજી સ્વારી રૂસ્તમબાગમાં આવી. ત્યાં કોટવાલ અરદેશરે શ્રીજી મહારાજના ચરણારવિન્દમ પોતાની મુગલાઈ પાઘ ઉતારી મસ્તક નમાવી. પ્રાર્તના કરી, શિર ઝુકાવતાં શ્રીજી મહારાજે પોતાના મસ્તક પર ધારણ કરેલી * 'પાઘ' ગુલાબના ફુલના હારતોરા યુક્ત પાઘ ઉતારીને અરદેશના મસ્તક ઉપર પહેરાવી હતી. અરદેશરે તુરત જ તે પાઘને અ છાબડીમાં પધરીવ બહુજ જતનથી તેનો એક પણ આંટો ઉખેળવા (છુટવા) નહીં દેતા પોતાને ઘેર આળીઆમાં પધરાવી દીધી.

---

* એ પાઘ સુરતમાં હજી સુધી અરદેશરના વારસદારોના કબજામાં શ્રીજીએ બાંધેલી અકબંધ જેમની તેમ સ્થિતિમાં (કાચના કબાટમાં ) મોજુદ રાખી છે, અને એક વિપ્ર પાસે દરરોજ ઘીનો ધુપ દીવો કરાવી પુજે છે. કાર્તિક સુદી ૧, બેસતા વર્ષને દિવસે, સુરતના હરિભક્તો, બાઈ ભાઈ, સંતો પાર્ષદો, વગેરેને દર્શન કરવા એક ત્રાંસમાં તે છાપડી મેલી મોટા ટેબલ ઉપર પધરાવી, સહુને ક્રમવાર દર્શનનો લાભ આપે છે. તેમજ કોઈ યાત્રાળુ હરિભક્ત દર્શને આવે ત્યારે તેના કુટુંબીજનો બહુજ પ્રેમથી સત્કાર કરીને તે પાઘના દર્શન કરાવે છે. મે પોતે (માવદાનજીએ) પાંચ છ વખત દર્શન કરેલ છે. કવીશ્વર દલપતરામના પરમ મિત્ર બ્રીટીશ અમલદાર શ્રી કીન્લોક ફાર્બસ સાહેબ જ્યારે સુરતમાં ડીસ્ટ્રીક જજ હતા, ત્યારે કવીશ્વર દલપતરામભાઇ સાથે તેઓ તે પાઘના દર્શન કરવા ગયા હતા. તે વખતે કવીશ્વર એક સવૈયો રચી સાહેબને સંભળાવી અરદેશરની અને સ્વામિનારાયણની મહિમા સંબંધી વાત (પાઘટી બક્ષીસ આપ્યાના પ્રસંગની) કહી સંભળાવી હતી. એ સવૈયો કવિશ્રીનો નોંધપોથીમાં નીચે મુજબ અર્થ સહિત લખેલો છે.'



સુરત શતવાર્ષિક પાટોત્સવના અહેવાલમાં એ સુરતની શ્રીજી સ્વારીની સર્વહકિકત વિરતાપૂર્વક વર્ણવેલી છપાઈ પ્રસિદ્ધ કરેલી છે. તે વાંચવાથી જીજ્ઞાસુઓને ઘણું જ જાણવા મળશે. એ વાંચીને જેમ વડોદરાની સ્વારીની લાવણીઓ સદગુરૂ શ્રી પ્રેમાનંદ સ્વામીએ રચેલી છે, તેમ સુરતની સ્વારીની લાવણી રચવાની ઈચ્છા થતા મેં (માવદાનજીએ) પણ મારી યથામતિ તેર પદો લાવણીમાં એ લીલાના રચી મારી કવિકીર્તનાવલીમાં પ્રસિદ્ધ કરેલ છે. તે વાંચવા વિનંતી છે.

ઉપર મુજબ બ્રહ્મસંહિતાના અધ્યાય છઠ્ઠા અને સાતમામાં સુરત શહેરમાં સદ્‌ગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીએ શ્રીજી આજ્ઞાથી જઈને શ્રી મુનિબાવાને સત્સંગનો અને પ્રગટ ભગવાનનો મહિમા સમજાવી શ્રીજીના દર્શન કરાવી તેના દ્વારા અરદેશર અને બીજા ધનાઢ્ય ગૃહસ્થોને સત્સંગ કરાવી શ્રીજીની અમુલ્ય સેવાઓ સુરતના સંઘથી કરાવી હતી. જે સત્સંગમાં પ્રસિદ્ધ છે.

સુરતથી મુનિબાવાને સત્સંગમાં લાવનાર સદગુરૂ નિત્યાનંદ સ્વામી અથવા સદગુરૂ મુક્તાનંદ સ્વામી હતા, તેમ કેટલાએકનું માનવું છે. પરંતુ કવીશ્વર શ્રી દલપતરામભાઈની નોંધપોથીમાં સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી એ સત્સંગ કરાવેલ તેમ લખેલું છે તેમજ સદગુરૂશ્રી સિદ્ધાનંદ સ્વામીના ગ્રંથ 'હરિચરિત્રામૃતસાગર' માં પણ શ્રીજી સાથે સ્વારીમાં

---

## સવૈયો

પદયાત્રાન દિયે પ્રભુ પુજનકું, જબ ભ્રાતકિ ભક્તિ ભલિ લગિયાં,
હનુમંતકું તેલ, કટોરી દિયે, જબ સીયકિ શુદ્ધ લિની બગિયાં,
મહેતા નરસૈયકું હાર દિયો, જબ જીભમેં ભક્તિ ભલી જગિયાં,
અરદેશકું દલપત કહે, પરમેશ્વર રીઝ દિની પગિયાં.

ભાવાર્થ–ભરતજીની ભક્તિથી પ્રસન્ન થઈ રામે ભાઈ જાણીને પોતાની પાદુકાઓ પૂજવા આપી; હનુમાન સીતાજીની બાતમી આપતાં લોકો શનિવારે તેલની કટોરી ચડાવશે, તેવો વર આપ્યો, નરસીમહેતે આખી રાત્રી ભજન કીર્તનો ગાયો, ત્યારે ભગવાને અદ્રશ્ય રહી હાર આપ્યોં; પરંતુ અરદેશરજીને તો ભગવાન સ્વામિનારાયણે, રાજી થઈને પોતાના મસ્તક ઉપર બાંધેલી 'પાઘ' સ્વહસ્તે આપેલ હતી. એટલે પોતે માથાનો તાજ મુગટ આપ્યો. કોઈ અવતારે પોતાના ભક્તને મુગટ નથી આપ્યો પણ સ્વામિનારાયણે ભક્તવત્સલ પણું બતાવી પાઘ પૂજવા આપ્યો.

સદ્‌ગુરૂ બ્રહ્માનંદ સ્વામીનો ઘોડા ઉપર બેસારી શહેરમાં બહુજ માનથી ફર્યાનું લખેલ છે કેમકે સુરતના લોકોની અને મુનિબાવાની સ્વામીશ્રી બ્રહ્માનંદજીએ બહુજ ચાહના મેળવી હતી. વળી પંચાળા શ્રીજી વચનામૃત ત્રીજા અને ચોથામાં બન્ને પ્રશ્નો મુનિબાવે સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને જ પૂછેલા છે જો તેમનાથી વિશેષ સંપર્કમાં કોઈ અન્ય સંતો આવ્યા હોત તો તે પ્રશ્નો તેઓને જ પુછત. પણ એવું બનેલ જણાતું નથી, તે સિવાઈ એક કીર્તન કે ''વાલીડા વેરો કીધો રે, કુંજવિહારી'' એ પણ તેની સાક્ષી પુરે છે. કવીશ્વર દલપતરામભાઇ પોતાની નોંધમાં લખે છે કે, ''સદ્‌ગુરૂ'' શ્રી બ્રહ્માનંદ સ્વામીને સુરત પહોંચ્યા પછી શરૂઆતમાંએ રાજર્ષિ મુનિબાવાના સમાગમાં આવતાં પોતાને ઘણીજ તકલીફ વેઢવી પડી હતી.'' (જાહેરમાં તિલક ચાંદલો કરાય નહીં છીંક બગાસું આવાત સ્વામિનારાયણ નામ બોલાય નહિં, નિરાકાર નાસ્તિક સમાજમાં સાથે રહી પોતાના ઈષ્ટદેવની છાની ભક્તિ કરવી, વગેરે વગેરે)

વળી શ્રીજી મહારાજના પ્રત્યક્ષ દર્શન થયે પણ એક માસ વિત્યા પછી સ્વામીને શ્રીજી વિયોગ વસમો લાગતા, ગઢપુર જવા તીવ્ર સંકલ્પ થયો પણ ગુરૂ આજ્ઞા વિના પાછુ ન જવાય એવી ધર્મ મર્યાદાના પાલક સ્વામીશ્રી બહુજ મુંઝાતા એક પ્રાર્થનાનું પદ રચી તેમાં પોતાની અરજી શ્રીજી હજૂર મોકલવાનું વિચારી સાથે આવેલા શ્રી જેરામ બ્રહ્મચારીને એ કીર્તનનો રાગ ઢાળ શીખવી ગઢપુર મોકલેલા હતા. જેરામ બ્રહ્મચારીને ગઢપુર આવી શ્રીજી મહારાજને સર્વ હકીકત કહીને સ્વામીની અરજીનું પદ પોતે ગાઈ સંભળાવ્યું. 'વાડીલા વેરો કીધોરે કુંજવિહારી, એ કીર્તનની છેલ્લી કડીમાં સ્વામીશ્રી કહે છે કે -'

।। નિર્મોહીનાથ, વ્હેલા પધારી દર્શન દેજો, નહિં તો તેડાવી લેજોરે કુંજ વિહારી,

।। નિર્મોહી નાથ બ્રહ્માનંદની એ છે અરજી સાંભળજો હોય મરજી રે, કુંજ વિહારી.

એ કીર્તન સાંભળીને શ્રીજી મહારાજ જેરામ બ્રહ્મચારીને કહે છે કે, ''તમે જઈને બ્રહ્માનંદ સ્વામીને કહેજો કે હમણા મરજી નથી.'' તેમ કહી સ્વામીને ધીરજ રાખી સંપૂર્ણ અભ્યાસ કરી ગઢડે આવવાની આજ્ઞા કરી, જેરામ બ્રહ્મચારીએ પાછા સુરતમાં આવી સ્વાીશ્રીને સર્વ હકીકત કહી. તેથી સ્વામીશ્રીએ ગુરૂ આજ્ઞા શિર ચડાવી અને ઘણી ઘણી મુશ્કેલીઓ વેઠીને પોતે શ્રી મુનિબાવા પાસેથી કૌમુદિ આદિ ગ્રંથો ભણી મુનિબાવાને સત્સંગ કરાવી ગઢપુર તેડી લાવ્યા હતા, એ હકીકત આપણે આગળ વાંચી ઉપરનું કીર્તન, મયાપંચક,



અને ખટદર્શનનો છંદ, એ ત્રણ કાવ્યો સુરતમાં જ સ્વામીએ રચ્યાં હતા, તેમ સદગુરૂ શ્રી દેવાનંદસ્વામી પોતાની ટીપણી બુકમાંથી કવિશ્વર દલપતરામભાઇને લખાવે છે અને એ આધારે આંહી લખવામાં આવેલ છે. આથી સિદ્ધ થાય છે કે મુનિબાવાને સત્સંગમાં લાવનાર સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી જ હતા. મુનિબાવા તેમના દેહાંત સુધી સુરતમાં જ રહેલા હતા અને સમૈયા ઉત્સવો ઉપર શ્રીજીના દર્શને આવતા જતા રહેતા.

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે, શ્રી બ્રહ્મસંહિતા મધ્યે, ચતુર્થ પ્રકરણે ધ.ધુ. આચાર્ય શ્રી આયોધ્યાપ્રસાદજી મહારાજ સદગુરૂ દેવાનંદ સ્વામી સંવાદે મુનિબાવો દીક્ષાગ્રહણ ને શ્રીજી સુરત વિચરણ નામે સાતમો અધ્યાયઃ સમાપ્તઃ ।। ૭ ।।

-- //--

## શ્રીજી

## અધ્યય ૮ આઠમો

## વડોદરા દિગ્વિજય

શ્રી વડોદરાના સેનાખાસ ખેલ સમશેર બહાદુર શ્રીમંત ગાયકવાડ સરકારશ્રી સયાજીરામ મહારાજે જ્યારે વડોદરા પધરાવ્યા, ત્યારે પણ સદગુરૂ બ્રહ્માનંદસ્વામી સાથે જ હતા. ગાયકવાડ સરકારના દરબારમાં એ વખતે લખનૌના એક પ્રસિદ્ધ ગવૈયાએ ગૂઢાર્થની બેચાર સાખીઓ આલાપથી ગાઈ બતાવી હતી, પછી તેનો અર્થ કરવામાં તેને સભાક્ષોભ લાગતા તે ગભરાઈ જવાથી સંતોષકારક અર્થ કરી શકયો નહીં એટલે તુરત જ સ્વામીશ્રીએ જવાથી સંતોષકારક અર્થ કરી શક્યો નહીં. એટલે તુરત જ સ્વામીશ્રીએ તે ગૂઢાર્થ કાવ્યના અર્થો કરી બતાવી કહ્યું કે, ''ઉસ્તાદજી ! આપે ગાયેલી ત્રણચાર સાખીઓ સાધારણ ગૂઢાર્થની છે. પણ ખરા ગૂઢાર્થવાળા કાવ્યો, સંગીતના સૂમેળ સાથે સાંભળવા હોય તો આવતી કાલે શ્રીજી મહારાજની છાવણીમાં તમો જરૂર આવજો'' તેવું આમંત્રણ મળતાં તે ગવૈયાઓ અને રાજ્યાશ્રિત બીજા કેટલાએક ગવૈયાઓ અમીર ઉમરાવો સાથે બીજે દિવસે શ્રીજીની છાવણીમાં આવ્યા. સ્વામીએ

તેઓનો સત્કાર કરી શ્રીજી આજ્ઞા લઈ મહારાજશ્રી સન્મુખ બેસીને સીતારમાં 'કનડા રાગ' માં ચાર પદો (ચાર કીર્તનો) સંપૂર્ણ આલાપ સાથે સંગીત નિયમ મુજબ ગાઈ સંભળાવીને પછી અકેક પદની કડીઓના ગૂઢાર્થો ઉકેલવા માંડયા સભામાં બેઠેલા પંડિત પુરાણીઓ, કવિઓ, ગવૈયાઓ તથા અન્ય શ્રોતાજનો. સંગીત પ્રિય સજ્જનો, નેતા અર્થ સાંભળી સહુ મંત્રમુગ્ધ થયા. સંગીત દ્રષ્ટિએ જેમ સર્પ ડોલે તેમ બેઘડી સભાને ડોલાવી દીધી શ્રીજીએ ગુલાબનો મોટો હાર સ્વામીની ડોકમાં પહેરાવ્યો; તેમજ અન્ય ગવૈયા વગેરેના યથાયોગ્ય સન્માન કર્યા.

શ્રીમંત ગાયકવાડ સરકારને ઉપરની હકીકત જણાવામાં આવતાં તથા તે બ્રહ્માનંદ નામે સંત છે, તે જ મહા કવિશ્રી લાડુદાનજી પોતે છે એ વાતની જાણ થતાં સ્વામીશ્રીને તેડવાને ગાડી મોકલી, શ્રીજી આજ્ઞા લઈ સ્વામીશ્રી ગાયકવાડની કચેરીમાં પધાર્યા સરકારે બહુજ સુંદર રીતે સ્વાગત કર્યુ. બરાબર એક કલાક કાવ્ય, સાહિત્ય ને સંગીતનો જલસો સાંભળી અતિ પ્રસન્ન થઈ ને હજારો રૂપીઆ સાથે વસ્ત્ર અલંકારોના થાળો સ્વામીને ભેટ આપવા મંડયા સ્વામીશ્રીએ સ્ત્રીધનના અમો ત્યાગી છીએ માટે હવે અમને તે ન ખપે,'' તેમ વિનય પૂર્વક કહી તે થાળોને સ્વિકાર કર્યો નહિં તેથી ગાયકવાડ સરકાર બહુજ પ્રસન્ન થઈ સ્વામીશ્રીનો અપૂર્વ મહિમા સમજી કહ્યું કે, ''મારા તરફથી એક પરગણાંનો રૂકો અને શિરપાવ ગઢડે મોકલાવેલ તે પણ તમે નહીં લેતા પાછું મોકલેલ અને આજે પણ શિરપાવ ન લીધો માટે કંચન કામીનીઓમાં ન લલચાય તેવા સાચા ત્યાગી તમો એક જ છો.'' વળી આવા મહાન શીઘ્રકવીશ્વર જે પુરૂષના શિષ્ય હોય તે પુરૂષ જરૂર ભગવાન હોય, તેવો શ્રીજીનો મહિમ સિમજી બહુજ માનભરી વિદાય આપી હતી. સ્વામી સાથે કચેરીમાં ગયો સદ્ધાનંદસ્વામી વગેરે સંતોએ છાવણીમાં આવી શ્રીમંત ગાયકવાડ સરકારની સ્વામીની મુલાકાત વિષેની સર્વે વાત શ્રીજીને કહી સંભળાવી. તે સાંભળી શ્રીજી મહારાજ સ્વામી ઉપર બહુજ રાજી થયા, ને સભામાં સ્વામીશ્રીજી ઘણીજ પ્રશંસા કરીને અપુર્વ પ્રેમ જણાવ્યો હતો. * વડોદરામાં ગયેલા ગૂઢાર્થ કાવ્યના ચાર કીર્તનો નીચે મુજબ છે.

---

* સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી શ્રીજી મહારાજ સાથે વડોદરા ગયા હતા. તે હકીકતનો પુરાવો ''સ્વામિનારાયણ ચરિત્ર ચિંતામણી'' નામનોગ્રંથ



ગૂઢાર્થ કીર્તનો – રાગ કાનડો

પદ ૧

સમુદ્ર લક્ષ્મિ કૃષ્ણ કપાસ હિમ પાર્વતી શિવ કામદેવ
સિંધુ સુતા પતિ કયું ન સંભારે, જગ ઢંકન રીપૂ તનયા પતિ રિપુ
તામે તું નિશ દિન ચિત ધારે, સિંધુ સુતાપતિઃ (૧)
મેઘ મોર કાર્તિકસ્વામી શિવ કામ મન
જગકો મિત્ર મિત્ર પતિ પિતુ અરિ તાકો પિતા તેરો ખેલ બીગારે,
પૃથ્વી મંગળ રૂડું ઈન્દ્ર અર્જુન કૃશ્ર
અવનિ સુત તરે જીયે કો ચહેતો, સુરપતિ સુત મિત્ર કાહે બિસારે સિંધુ. (૨)
મૃતકા સુત સુત પાનકિ તનયા, તાહિ સપત્નિ સદન બિચારે
જલ કમલ બ્રહ્મા મરિચી કશ્યપ સૂર્ય ધર્મ જમ
વારિ સુત સુત સુત, તાકો સુત, તેહિ સુત સુત કીંકર જખ મારે મારે ।। (૩)
કમલ બ્રહ્મા અધર્મ પાપ
જલકો સુત સુત તાહિ પ્રષ્ટ સુત, તેહિ ફલ હરિબિન કાન નિવારે,
અર્જુન સુભદ્રા શ્રીકૃષ્ણ
નિદ્રાજીત ત્રિયાકો બંધન, બ્રહ્માનંદ સુખકંદ હમારે ।। સિંધુ (૪)

પદ ૨

આકાશ પંખી ગરૂડ કૃષ્ણ આશરો આકાશ વાયુ તેજ જલ અન્ન
નભ ગતિ પતિ પતિ શરનો લેરી, નભ સુંત સુત સુત તેહી સુંક કે સુતકું,
ધર્મ મૂળ અંતર ધરિ દેરી ।। નભ ગતિ પતિ પતિ ।। (૧)
ભગવાન
સમુદ્ર લક્ષ્મી નારાયણ કમળ બ્રહ્મ શિવ કામદેવ પ્રીતિ
સિંધુ સુતા પતિ સુત સુત સુત તેહી, શતુમે હૈ રતિ તેરી,
લક્ષ્મી પદાર્થ રાજી સૂર્ય ધર્મ જમ
હરિ પ્રિયા કારજ મદમાતો, તમ રિપુ ક્ષુત ચાકર શિર વૈરી ।। નભઃ (૨)

---

* તે હકીકતનો પુરાવો ''સ્વામી નારાયણ ચરિત્ર ચિંતામણી'' નામનો ગ્રંથ વડોદરામાંથી પ્રસિધ્ધ થયેલ છે. તેમા પ્રકરણ ૩ ત્રીજાના અધ્યાય છઠ્ઠામાં શ્રીજી મહારાજ પાસે સુરાખાચરે અને સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીએ જે રમુજ ક્રી હતી તે પ્રસિદ્ધ છે. તેનો ઉતારો આ ગ્રંથમાં છેલ્લે વાર્તા પ્રકરણ છઠ્ઠામાં

અર્જુન શ્રીકૃષ્ણ પ્રદ્યુમન દૈત્ય સંત પોકારી
નિંદ્રાઈશ સખા સુત મોયો, દિતીસુત દ્વેષિ કહત તોય ટેરી,
સ્વામી કાર્તિક મોર સર્પ ગરૂડ શ્રીકૃષ્ણ ચંદ્રમાં સ્ત્રી પાસે
ષડ મુખ, વાહન ભ્રખ રિપુ પતિતજી, મનપતિ મુખી રાખતનિત નેરી
કાગડો બોલે કા–ઘેટો બોલે મ (કામ) નભઃ (૩)
વાયસ મેષ શબ્દકી ઘટના, તામે લબ્ધ વૃતિ ચિત કેરી,
તાગી (ત્યાગી દઈને)
ગીતા શબ્દ ઉલટા કરી વરતત, તપ બ્રહ્માનંદ શામ રિઝોરી ાા નભઃ (૪)

પદ ૩

પર્વત નદી સમુદ્ર શ્રીકૃષ્મ બલભદ્ર (સંકર્ષણ) શ્રીકૃષ્ણ પ્રદ્યુમન
શૈલ સુતા પતિ તાતકું ગાયે, શંકર-ઈષ્ટ અનુજ કે સુતકું.
કામ
સબ વિધી કરી તાકું વિસરાયે, શૈલ સુતાપતિ (૧)
યમુના સૂર્ય ધર્મ જમ
હરિકિ ત્રિયા તાત સુત અનુસર તાકે, હાથ કબહુ નહિ જાયે,
ગાય નંદીશ્વર શિવ સ્વામિ કાર્તિક મોર સર્પ ગરૂડ શ્રીકૃષ્ણ
સુરભિ સુત પતિ સુંત વાહન ભ્રખ, અરિ પતિમેં નિત લગની લગાયે,
સમુદ્ર લક્ષ્મી કમળ કમળ બ્રહ્મા અધર્મ પાપ ાા શૈલઃ (૨)
નદિ પતિ સુતા તાહિકો આસનઃ તેહિ સુત સુત કૃત ચિત નહિ આયે,
કામદેવ મન પ્રદુમ્ન કૃષ્ણ
રતિ પતિ તાત હુંકો કૃત તજકે, રતિ પતિ તાત ફલ પાયે ાા શૈલઃ (૩)
વૃષ-ભાનુ રાધા કૃષ્ણ
બેલ રવિ દૌ શબ્દ એક કારકે, તેહિ તનયા પતિ છબી ઉરલાયે; ાા
બ્રહ્માનંદ સોઈ એક સત્ય હૈ. ઔર સબ જંજાલ બહાયે ાા શૈલઃ (૪)

પદ ૪

સુર્ય યમુના કૃષ્ણ
તમરીપુ તનયા પતિ ક્યું ન ગાવે, ક્યું તેરો ઉલટો ભયો હૈ, રમાસન
મન કામ
ઈન્દ્ર પતિ સુત મેં લપટાયે તમ રીપુઃ (૧)



કામદેવ મન ચંદ્ર શિવ નાગ ગરૂડ કૃષ્ણ
રતિ પતિ પતિ પતિ ભૂષણ, તાકે અરી પતિ નું બિસરાવે;
ઈન્દ્ર અર્જુન કૃષ્ણ યમુના સુર્ય
ઓતુ સુત સખા ત્રિયા જનકસો, સૂરખ તેરી આયુષ હરાવે ાા તમ રીપુ (૨)

સમુદ્ર મોતિ હંસ બ્રહ્મા અધર્મ લોભ
સિંધુ સુત ભક્ષક પતિ તેહિ સુત, તાકો મૂર સો તોઈ ભમાવે,
વાયુ અગ્નિ સોનું પર્વત બ્રહ્મા ધર્મ સંતોષ
મારૂત સખા મળ મેરૂ મીલે તો, વિધિ સુત સુત તેરે મન નહિં આવો ાા તમઃ

કમલ લક્ષ્મી શ્રીકૃષ્ણ ગરૂડ સર્પ શિવ ઝેર (૩)
જલજ સુતા પતિ વાહન ભ્રખ પતિ તાકો પાન જગત અતિ ભાવે,
યમુનાં શ્રીકૃષ્ણ સુભદ્રા અર્જુન ઈન્દ્ર-અમૃત
રવિ નંદની પતિ ભગનિ પતિ પિતુ, બ્રહ્માનંદ તેહિ પાન બહાવે તમઃ (૪)

ઉપરના ચારે પદો સ્વામી રચિત છે ને પ્રશ્નોના ઉત્તર પણ તેમાં જ સમાયા છે. પિંગળશાસ્ત્રમાં અને 'ગૂઢોત્તર કાવ્ય ભેદ' કહે છે. ઉત્તર કવિતામાં જ હોય, પણ સમઝાય નહિં તેને ગૂઢોત્તર કહેવાય વળી એવા કાવ્યોમાં અક્ષરો (શબ્દો) ઘણા હોય પણ તેનો સારાંશ થોડો હોય તે કાવ્યને ન્યૂનાર્થ પણ કહેવાયમાં આવે છે. ઉપરના ચારે પદોને પિંગળ શાસ્ત્રના નિયમે તેને ''ગૂઢોત્તર ચર્ચરી આદિ છંદો ચારણી ભાષાનું ડીંગળ કાવ્યનું શ્રી મહાદેવજીનું સપાખરૂ ગીત,'' વગેરે કાવ્યોના અર્થની ટીપણી લખી લઈ, ગુરૂમુખથી સિદ્ધ કરેલી હતીઃ અને એ ટીપણી ઉપરથી જ કવીશ્વર દલપતપામભાઇ છંદ રત્નાવલીમાંના છંદો સવૈયાઓ, પ્રશ્નોત્તર કાવ્યો વગેરેના અર્થો કરેલા છે.

## સ્વદેશી શુદ્ધ ખાદીની ધોતલી મહિમા

સોરઠ દેશમાં ગામનાં રહીશ જેઠામેરના પત્નિએ ધોતલીનું સુતર પોતાને હાથથી રંટીએથી ઝીણું કાંતીને પોતાના ગામના જ

વણકર પાસે વણાવીને એક રંગરેજ પાસે તેના ઉપર છુટી છુટી છાપો છપાવી તેનું પાણ પાડી (ધોઈ) ને ઘડી કરી પટારામાં મેલી એવો સંકલ્પ કર્યો કે, મારા ધણી જેને ભગવાન કહે છે, તે ભગવાન વગર તેડે મારે ઘરે આવે અને આ ધોતલી પોતે ઓઢવા મારી પાસેથી માંગી લીએ, તો હું તેને સાચા ભગવાન માનું. આવો સંકલ્પ કરી મે મેરબાઈએ ધોતલી પટારામાં મુકી રાખી. કેટલાએક માસ વિત્યે શ્રીજી મહારાજ અગત્રાઈથી મઢડા પધાર્યા. પણ તે વખતે જેઠો મેર ત્યાં નહોતા. ફક્ત તેના સ્ત્રી જ હતાં. તેની પાસે શ્રીજીએ જઈને કહ્યું કે, ''તમે અમારા માટે સુતર ઝીણં કાંતી ધોતલી વણાવી ધોઈને સંકેલી પટારામાં રાખી છે, તે અમને ઓઢવા આપો.'' પછી તે બાઈએ અતિ હર્ષથી પટારો ઉઘાડીને ધોતલી બહાર કાઢી; શ્રીજીના કપાળમાં કંકુનો ચાંદલો કરી તે ધોતલી ઓઢાડી હતી અને બાઈએ સાક્ષાત ભગવાન માની તેની ભક્તિ કરવા માંડી હતી.

ગઢડે આવીને ઉનાળાનો સમય હોવાથી શ્રીજી સવારે ન્હાઈને તે ધોતલી ઓઢીને પછી પોતાનું નિત્ય કર્મ કરવા બીરાજતા. શુદ્ધ ખાદીની શુદ્ધ હૃદયથી શુદ્ધ ભાવથી કાંતેલી તે ધોતલી જયારે શ્રીજી ઓઢતા ત્યારે અલૌકિક દિવ્ય તેજના દર્શન થતાં અને એ તેજમાં શ્રીજીની મૂર્તિ ઘનશ્યામ સ્વરૂપે સહુને ધ્યાન કરવા યોગ્ય જોવામાં આવતી એ અલૌકિક દર્શનનો લાભ લેવા દાદાના દરબારમાં રહેતા સ્ત્રી પુરૂષો શ્રીજી નિત્યવિધિ કરવા બીરાજે ત્યારે દોડદોડ કરી દર્શન કરી જતાં અને સંતોને પણ એ વાત જાણવામાં આવતાં તેઓ પણ વહેલી સવારે અક્ષર ઓરડીમાં ધોતલી સહિત મહારાજના દર્શન કરી ધ્યાન ધરવા બેસતા. એક વખત વહેલી સવારે શ્રીજી એ ધોતલી ઓઢી નિત્યકર્મ કરતા હતા તે વખતે સદગુરૂ શ્રી મુક્તાનંદસ્વામી તથા સદગુરૂ શ્રી પ્રેમાનંદસ્વામી દુકડ સરોદા બજાવી પ્રભાતીનાં પદો આલાપતા હતા. ઘણા પ્રેમી બાઈ ભાઈ હરિભક્તો એ અલૌકિક દર્શન છેટે ઉભા રહી કરતાં હતાં. તેવામાં સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી આવ્યા અને મનમાં સમજ્યાકે શ્રીજી આ પ્રભાતીઆં સાંભળી સંતોને કે કોઈ અન્ય હરિભક્તને એ ધોતલી જરૂર આજ આપી દેશે કારણ કે શ્રીજીનો સ્વભાવ એવો હતો કે, ''ક્યારેક આપરે અંગના વસ્ત્ર ઉતારી વગેરે'' પછી બ્રહ્માનંદસ્વામી શ્રીજીને દંડવત કરી નમસ્કાર કરીને સામા બેઠા, ત્યારે શ્રીજી મહારાજ સ્વામીને જોઈને પોતાના મૂખારવિન્દ ઉપર ધોતલી ઓઢીને ધ્યાનમાં બેસી ગયા એટલે બ્રહ્માનંદસ્વામી કહે કે ''મહારાજ આ ધોતલી પને (પહોળાઈમા બહુજ ટુંકી છે, તેથી આપના હસ્તકમળ ઉઘાડા દેખાય છે,'' એ સાંભળી શ્રીજી મહારાજ કહે કે, ''તેની



તમારે શી ફીકર ? તમારે લેવાની મરજી થઈ લાગે છે.'' એટલું કહી ધ્યાનમાં બેસી ગયા. સહુ સંતો પાર્ષદો–હરિભક્તો એ અલૌકિક દિવ્ય તેજમાં શ્રીજીનું એ ધોતલી સહિત દર્શન કરતા હતા. સદગુરૂ બ્રહ્માનંદ સ્વામીને એ ધોતલી પ્રસાદીમાં લેવાની તીવ્ર ઈચ્છા થઈ અને લેવા માટે શ્રીજીને રાજી કરવા એ ધોતલીના મહિમાનો એક છપય છંદ ત્યાં (અક્ષર ઓરડીમાં બેઠા બેઠાં) જ રચી લીધો. શ્રીજી ધ્યાનમાંથી જાગ્યા એટલે સ્વામીએ ધોતલી મહિમાં છપય સંભળાવ્યો.

છપય છંદ

ધન્ય ધન્ય તેરો સૂત, ધન્ય તોય કાંતણ હારી,
ધન્ય તોય વણકર વણી, ધન્ય તોય છાપ સમારી;
ચતુર હસ્ત પરમાણ, ધ્યાન સંતન મન ભાઈ.
અનંત કોટિ બ્રહ્માંડ તેહ કર નેક ઢંકાઈ.
વ્રજ ત્રિયા હરખ વિલસી ફિરે, નિશદિન જાવત જોતલી,
કહે બ્રહ્મમુનિ ઓઢત કૃષ્ણ, ધન્ય ધન્ય તોય ધોતલી. ॥ ૧ ॥

ભાવાર્થ ધન્ય છે તારા સુતરને, ધન્ય છે તે કાંતનાર બાઈને, ધન્ય છે તુને વણનારા વણકરને, અને ધન્ય છે તારા ઉપર સુંદર છાપના બીબા છાપનારને લંબાઈમાં તુ ફક્ત ૪ ચાર હાથના પ્રમાણની છો, પણ અનંતકોટી બ્રહ્માંડના કર્તા જેને રૂષાડે અનંતકોટી બ્રહ્માંડ અણુના પેઠે ઉડે છે તે, તારાથી ઢંકાઈ રહ્યાં છે. શ્રીજી મહારાજ તેને ઓઢે છે ત્યારે સંતો (શ્રીજી મૂર્તિ સહીત) તારૂં ધ્યાન ધરે છે. તેમજ રાત્રી દિવસ વ્રજની ગોપાંગનાઓ તને 'ઓઢીને' બેઠેલા એવા ક્રશ્નને જોવા માટે હરખથી પ્રેમભરી દોડાદોડ કરી જોતી રહે છે, એવી અલૌકિક લીલા નીરખી બ્રહ્માનંદ સ્વામી કહે છે કે, જેને હંમેશા કૃશ્ન (શ્રીજી) ઓઢે છે, તેવી હે ધોતલી તને ધન્ય છે ! ધન્ય છે. !

એ છપય છંદ સાંભળી શ્રીજી મહારાજ મંદ મંદ હસ્તાથકા બોલ્યા : સ્વામી ! તમારે ક્યાં એ ધોતલી પુરી થાય તેમ છે ?' (સ્વામી શરીરે ઘમાજ પુષ્ટ હતા) ત્યારે સ્વામી કહે ''કૃપાનાથ હું એને દરરોજ પૂજા કરી આંખોને મસ્તકે અડાડીશ.'' એ સાંભળતા જ શ્રીજી મહારાજે ઉભા થઈને એ ધોતલી બ્રહ્માનંદસ્વામીને માથે ઓઢાડી અને બાથમાં લઈને ખુબ

પ્રેમથી મળ્યા. સ્વામીએ તેને તુરત જ સંકેલી આંખે, માથે અને છાતીએ અડાડી. શ્રીજીને નમસ્કાર કરી જેમ કોઈ મોટો મુલક કબજે કર્યો હોય ને લડાઈમાં વિજય પ્રાપ્તિ થઈ હોય તે હર્ષ થાય, તેવા હર્ષથી સેંકડો હરિભક્તો ત્યાગી સંતોને વિજયનાદથી જયસ્વામિનારાયણ કહીને પોતાના ઉતારે પધાર્યા હતા. ઘણા વર્ષો સુધી સ્વામીએ તેને પુજામાં રાખી હતી. અને પછી એ અમુલ્ય પ્રસાદી પોતાના મુખ્ય શિષ્ય સદગુરૂ દેવાનદસ્વામીને આપેલી હતી. કવિશ્વર દલપતરામભાઇ જ્યારે મુળીમાં શ્રી દેવાનંદસ્વામી પાસે પિંગળ ભણતા હતા ત્યારે સ્વામીએ કવિશ્રીને પોતાની પૂજા વખતે દર્શને આવતા એ ધોતલીના દર્શન કરાવી મહિમા કહેતા અને એ મહિમાનો છપય પણ સ્વામીએ તેમને લખાવેલો. હાલ એ ધોતલી મુળી મંદિરમાં સજ્યામાં મોજુદ છે.

એ ધોતલી વિષે એક બીજી હકીકત પણ લખાઈ આવી છે કે, ‘‘કોઈ એક ભાવસાર હરિભક્તે ચાર હાથ લાંબી એક પનાની દેશી વેજાની ધોતલી છાપીને શ્રીજી મહારાજને ભેટ કરી હતી. તે ધોતલી શ્રીજીએ છ માસ સુધી ઓઢેલી હતી પછી ભગુજીના શિષ્ય દેવાભક્ત ગુજરાતમાં ગયા ને ત્યાંથી કેરીઓના ગાડા ગઢડે ભરી લાવ્યા હતા, તેથી તેના ઉપર શ્રીજી બહુ જ પ્રસન્ન થી તેને બાથમાં લઈ મળ્યા અને ધોતલી આપી. એ ધોતલી લઈ દેવોભક્ત સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી પાસે જ્યાં ભગુજી બેઠા હતા ત્યાં જઈને બતાવી, એટલે એ ધોતલી જોઈ સ્વામીએ ઉપરનો છપય બનાવ્યાનું એક સ્થળેથી લખેલ છે. પરંતુ ઉપરની હકીકત જોતા એ કોઈ બીજી ધોતલી ભાવસાર હરિભકતે કદિક ઓઢાડી હશે. પરંતુ મઢડા * વાળા જેઠામેરના પત્નિએ જે ધોતલી ઓઢાડી હતી તેના જ આ છપય છે તેમ સોરઠ દેશના જુના સંતોથી મેં (માવદાનજીએ) જાણેલ છે.’’

* અગત્રાઈના સીમાડે આવેલ એ મઢડા હાલ ‘‘માતાજીનું મઢડા’’ કહેવાય છે ત્યાં તુંબેલ ચારણ જ્ઞાતિમાં બાઈશ્રી સોનબાઈઆઈના નામે માતાજી પ્રગટ થયાનું કહેવાય છે હું તે સોનબાઈ માતાજીને સં. ૨૦૧૬ ના ફાગણ માસમાં મળેલો હતો તે પણ પોતાના ગામના જેઠામેરના સ્ત્રીએ શ્રીજી મહારાજને ધોતલી ઓઢાડયાની વાત મને કહી હતી. હાલ પણ મેર લોકોની ત્યા વસ્તી છે. સોનબાઈ આઈશ્રી બ્રહ્માનંદ સ્વામીના છંદો કાવ્યો સુકંઠથી ગાય છે.



## શ્રીજીના હજૂરી પાર્ષદ ભીમભાઈનો હડુલો

ભીમાભાઈ (ભીમભક્ત) નામના હજુરી પાર્ષદ શ્રીજીની સ્વારી વખતે બંદુક લઈ સાથે ચાલતા, એ ભીમભાઈ સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીની પણ સેવા ચાકરી કરતા હોવાથી સ્વામીનો તેના ઉપર પૂર્ણ રાજીપો હતો.

એક સમય શ્રીજી મહારાજ બહારગામથી ગઢપુર પધાર્યા ત્યારે ભક્તોએ મહારાજનું સામૈયું કર્યુ. ભીમભાઈએ સામૈયામાં માણકી ઘોડીની બાજુમાં બંધુક સહિત ચાલતા હતા. દાદા ખાચરના દરબાર નજીક શ્રીજીની સ્વારી આ્તા ભીમભક્તે અતિ હર્ષમાં આવી જઈ શ્રીજી સ્વામરીની વધામણી આપવા પોતે બંધુક વછોડી, બંધુકમાં ભરેલો દારૂ અને કાગળનો લતો બરાબર ઘોડીના કાન પાસેથી પસાર થતાં, ઓચિંતો અવાજ સાંભળી શ્રીજીની માણકી ઘોડી ચમકી. એ બનાવથી શ્રીજી બહુજ નારાજ થયા અને ભીમભાઈના હાથમાંથી બંધુક લઈને દરવાજા પાસેના મોટા પાણા ઉપર પછાડી અને ભીમભક્તને ગુસ્સે થઈને કહ્યું કે, ‘‘તમો આહીથી ચાલ્યા જાવ તમારૂ કામ નથી. ગઢડામાં તમારે આવવું નહીં જંગલમાં જઈ રહો. જંગલી જેવા છો’’ એથી એ ભક્ત શ્રીજી આજ્ઞા શીર ચડાવી દરબારગઢના દરવાજેથી જ પાછા વળી ગઢડા બહાર નીકળી ઘેલા નદીને સામે કિનારે એક ઝુપડી બાંધી રહ્યાં. અને શ્રીજી સંતો ઘેલે નહાવા આવે ત્યારે છેટે ઉભા રહી દર્શન કરે. જે દિવસ શ્રીજીના દર્શન ન થાય, તે દિવસ અનાજ ખાય નહીં. એવા બે ચાર ઉપવાસ પણ થયેલા સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી એક વહેલી સવારે ઘેલે નહાતા હતા ત્યાં ભીમભક્તે આવી શ્રીજીના દર્શન કરવાની અરજ કરી કહ્યુ કે, આજ ત્રીજો ઉપવાસ છે. તેથી સ્વામીને દયા આવી અને કહ્યુ કે ‘આજે સાંજ વખતે હું શ્રીજી મહારાજને તેડી આંહી ખળખળીઆમાં ન્હાવા લાવીશ હું અને મહારાજ ખળખળીઆમાં જળક્રિડા કરતા હોઈએ, એવે વખતે તમો આવી મહારાજના દર્શન કરી માફી માગજો ને દંડવત કરવા મંડજો, એટલે શ્રીજી મહારાજની મરજી હશે તેમ થશે.

સાંજના વખતે સ્વામીશ્રી અને શ્રીજી મહારાજ અન્ય સંતો વગેરે ઘેલે ન્હાવા પધાર્યા, શ્રીજી સાથે બ્રહ્માનંદસ્વામી ખળખળીઆમાં સ્નાન કરતા કરતા એક બીજાને સામાસામા ખેંચતા હતા અને પૂર્ણ આનંદથી જળક્રિડા કરતા હતા તે જ વખતે ભીમભક્તે આવી જયસ્વામિનારાયણ કહીને ખળખળીઓના કાંઠા ઉપર શ્રીજીને દંડવત કરવા લાગ્યા એ જોતાંજ

સ્વામીએ ડાબે હાથે શ્રીજીનું કાંડુ પકડી કિનારા તરફ લાવીને કાંઠા ઉપર પાણીથી ભરેલું પોતાનું મોડું તુંબડું જમણા હાથે ઉપાડીને ભીમભક્તના માથે ફેંક્યું તે ફુટતા તોપના જેવો ભડાકો થયો અને સ્વામીએ તેના તરફ જરા કરડી નજર કરી ડારો કર્યો અને નીચેનો હડુલો જોરથી બોલી શ્રીજીનું કાંડુ મેલી ભીને પોતીયે તેને પકડવા દોડયા સ્વામીનું કદાવર શરીર અને દોડીને ભીમભક્તને પકડી લાવી શ્રીજી સનમુખ ઉભા રાખી નીચેનો હડુલો બોલ્યા.

## હડુલો દુહો

ભીમ ભડકા કિયા ઘોડિકે કાનમે,
તબ ખીજે કરતાર આયે બહુ તાનમેં,
લીનિ હાથ બંધુક પછાડી પાનમેં,
ભીમ તેરા નહિં કામ ચલ્યા જા રાનમેં,
ચલ્યા જા રામનમે ? ચલ્યા જા રાનમેં ? ચલ્યા જા રાનમેં, ?

એમ ત્રણ વખત બોલી કોઈ સંતનું તુંબડું ત્યાં પાણી ભરેલુ હતું તે લઈને છીપરીમાં ફોડતાં મોટા અવાજ થોય આથી શ્રીજી મહારાજ હસ્યા ને કહે કે, ''હજી ભીમને પકડી લાવી હડુલો સંભળાવી તુંબડું ફોડો'' પછી સ્વામી ફરીને તેના પાછલ ભીને પોતીએ દોડી પકડી લાવી, શ્રીજી સનમુખ મેલા કાંઠે ઉભા રાખી, ઉપરનો હડુલો સંભળાવી તુંબડું ફોડયું એ તુંબડું ફોડતા સ્વામીની કરડી મુખાકૃતિ અને હડુલાની હાકલથી ને તુંબડાના અવાજથી સહુ થડકી ગયા ને ઘેલા નદીના કાંઠાના પડછંદો પડતા મોરલા બોલવા લાગ્યા. સ્વામીની મહા કાય ભીમભક્તને પકડવા દોડતી, એ જોઈ શ્રીજી બહુ જ હસતા એમ ત્રણ વખત તે ખેલ કરાવી મહારાજ બંનેને મળ્યા, અને ભીમભક્તુને દરબારમાં સામે લઈ જઈ મહા મુક્તરાજ શ્રી જીવુબાને કહી તેને ખુબ જમાડી પારણું કરાવ્યું અને દાદા ખાચર પાસેથી તેને બીજી નવી બંદુક અપાવી. ત્યાર પછી જ્યારે શ્રીજી મહારાજ ઘેલે નહાવા પધાર્યા ત્યારે સ્વામી આગળ ભીમભક્તનો હડુલો બોલાવે. સ્વામી તે હડુલો બોલી જે તુંબડું હાથ આવે તે પાણીનું ભરી ફોડી મોટો અવાજ કરે. પછી સંતો ત્યાંથી પોતપાતાના તુંબડાઓ લઈ આઘાં સંતાડી આવે એટલે મહારાજ અને સ્વામી જ્યાં સંતાડેલ હોય ત્યાંથી ગોતી ગોતી જળમાં ભરી ભરી એક પછી એક ફોડતા જાય. આવી અનેક રમુજ કરાવી લીલા કરતા



ઉપર મુજબ સ્વામીશ્રીનું વ્રજભાષાનું ચારની સાહિત્ય જે મળ્યું છે, તે લખ્યું છે અને તે વિશેષ તો ''મંદિર પ્રકરણ'' માં મૂર્તિઓની સ્થાપના વખતે દેવોની સ્તુતિ કાવ્યો જે આવશે, તે આગળ લખવામાં આવશે. આ પછીના આધ્યાયમાં આપણે સ્વામીજીના ગુજરાતી કાવ્ય સાહિત્ય (કીર્તન-પદો) વગેરે જોઈશું.

સ્વામીશ્રીના ગુજરાતી પદો લગભગ 'અઢી હજાર' છપાઈ (બ્રહ્માનંદ કાવ્યના નામે) પ્રસિદ્ધ થયેલ છે. એ કીર્તનમાં ઘણાએક કીર્તનો પ્રસંગને અનુસરીને જ લખાયેલ છે. જેનો ઈતિહાસ ગુરૂપરંપરા સત્સંગમાં કંઠસ્ત સાહિત્ય તરીકે જળવાઈ રહેલ છે. મેં એ હકીકત મેળવવા માટે આજથી નવ વર્ષ પહેલા ''સુધા માસિક મારફત વિનતિ પત્ર છપાવી છુટાંછવાયા જેમ મલ્યા તેમ એકઠાં કરી અત્રે આપેલ છે. પણ હું ઘોરૂ છું કે હજી ઘણાએ પ્રસંગો અજાણ્યા રહ્યાં હશે, તે ભવ્યિમાં જેમ જેમ મળે અને આ ગ્રંથની બીજી આવૃતિ શ્રીજી કૃપાથી પ્રસિદ્ધ થાય ત્યારે એ પ્રસિદ્ધ થવાં ઉપર રાખી, હાલ તો જે મારા જાણવામાં હતા તે તથા અન્ય સંતો હરિભક્તો દ્વારા જે મળતા ગયા તે હવે પછીના આધ્યાયમાં હકીકત પ્રસિદ્ધ કરવામાં આવશે.

ઈતિ શ્રી કેસર ભક્ત વિરચિતે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ચતુર્થ પ્રકરણે ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદગુરૂશ્રી દેવાનંદસ્વામી સંવાદે, શ્રી વોડદરા દિગ્વિજયે અને બ્રહ્મમૂનિ ભાષાકાવ્ય નામ અષ્ટમોઽઅધ્યાયઃ સમાપ્તઃ ॥ ૮ ॥

-- // --

## ॥ શ્રીજી ॥

## આધ્યાય ૯ નવમો

## સ્વામીશ્રીનું ગુજરાતિ કાવ્ય સાહિત્ય

આપણા સંપ્રદાયમાં શ્રી કૃષ્ણલીલાના વર્ણનના જે કીર્તનો છે, તેને ગાનારા અને સાંભળનારા બંને તે કીર્તનો શ્રીકૃષ્ણના છે તેમ સમજે

છે; પરંતુ એ ભીલા વણનમાં ઘણા ઘરા પદોમાં તો પ્રત્યક્ષ શ્રી હરિની લીલાને જ ગાયેલી છે. કોઈ કીર્તનો પ્રસંગાનુસાર છે; તો કોઈ કિર્તનનો રાગ ઉત્તમ જણાતા શ્રી હરિની તેવા રાગમાં કીર્તન કરવાની આજ્ઞાથી રચાયેલા છે, તો કોઈ શ્રીજીના દર્શનનો વિયોગ થતા એ વિરહ દુઃખના વર્ણનના છે આવી રીતે ઘણા પદો પ્રસંગાનુસારના છે. આ સબંધી જે હકીકત મને મળી છે તે મેં અહીં લખી છે. :-

## અમે એકલા રહીએ છીએ

એકવખત કીર્તન ગવાતા હતા તયરે ગઢડામાં સભમાં મહરાજે વાત કરી જે, ''જ્યારે શ્રી કૃષ્ણની લીલાના પદો ગવાય છે, ત્યારે ગોપ અને ગોપાંગનાઓ તથા ગોકુળ અને વૃંદાવન વગરેના વર્ણન આવે છે, તેમજ શ્રી કૃષ્ણ ની લીલાની વાતો આવે છે. ત્યારે સર્વનું મન તે સ્થળે જતુ રહે છે; તેથી અમો એકલા સભામાં બેસી રહીએ છીએ તેવું લાગે છે. પણ કીર્તન બનાવનારે તોપ્રત્યક્ષ ભગવાન, પ્રત્યક્ષ સંતો, હરિભક્તો ગઢડા, ઘેલો નદી, વડતા, અમદાવાદ, જેતલપુર, વગરે સ્થળોના તથા અમારી લીલા ચરિત્રો કીર્તનમાં ગાયા છે, માટે પરોક્ષભાવ નહિં લાવતાં પ્રત્યક્ષ ભાવ સમજવો. એમ ન સમજાય તો અમો એકલા સભામાં બેસી રહીએ છીએ.''

## અમારે છાના ગાવા પડે છે

એક સમયે બ્રહ્માનંદ સ્વામી અક્ષરઓરડીમાં જઈ શ્રીજી મહારાજના ચરણમાં મસ્ત મુકી રૂદન કરવા લાગ્યા; એટલે શ્રીજી મહારાજ કહે કે ''સ્વામી ! શા સારૂ રૂવો છો ? '' ત્યારે સ્વામી બે હાથ જોડી પ્રાર્થના બોલ્યા જે, ''સાક્ષાત્ અક્ષરધામ પતિ એવા તે તમો, તમને (છુપાડીને) છાના ગાવા પડે છે, તેનુ અમને અંતરમાં બહુજ દુઃખ થાય છે.'' એમ કહી સ્વામીશ્રી ગદ ગદ કંઠે બહુજ દિલગર થયા. તેથી શ્રીજી મહારાજ સ્વામીને ધીરજ આપી કહેવા લાગ્યા કે, ''સ્વામી ! આપણે તો અનંત જીવોના કલયણ કરવાનો રૂદ્ર સંકલ્પ કરી ઠેઠ અક્ષરધામમાંથી સહુ સાથે આવ્યા છીએ; તો જેમ ઘણા જીવોને સમાસ થાય અને તે જીવોનું કલ્યાણ થાય તેમ વર્ણવીને ગાવું. અને જેમ છે તેમ યથાર્થ મનમાં સમજવું અને જો કોઈ મુમુક્ષ સુપાત્ર હોય તો તેને યથાર્થ સમજવાવવું પણ જગતના જીવોને તો જેમ પથ પડે તેમ જ તમારે ગાવું એવી અમારી''



તમને આજ્ઞા છે.'' એમ કહી વર આપ્યો કે, ''તમરા રચેલા ૧૦૦ એકસો કીર્તનો કોઈ પ્રતિદીન (દરરોજ) ગાશે, તેને હું પ્રત્યક્ષ દર્શન આપીશ. એ અમારો વર છે !'' ઉપર પ્રમાણે વર મેળવી સ્વામી પોતાને આસને ગયા.

## જે કિર્તનો ગાયને શ્રીજી મહારાજને સ્વામીએ રાજી કરેલા તે કીર્તનોની હકીકત

(૧) એકવ વખત ગઢડામાં શ્રી બ્રહ્માનંદસ્વામી ધર્મવંશના મહિમાના કીર્તનો બાનાવી શ્રીજી સન્મુખ સભામાં બોલ્યા. તેથી મહારાજે રાજી થઈને નવો ચોફાળ સ્વામીને ઓઢાડયો, ત્યારે સ્વામી કહે કે, 'મને જુનો ચોફાળ આપો અને જે નવો છે તે તમો ઓઢવાને રાખો.' પછી મહારાજે તો નવી અને જુનો એમ બેય ચોફા આપીને અયોધ્યાપ્રસાદજી મહારાજ તથા રઘુવીરજી મહરાજ એ બંન્નેને શ્રીજી મહારાજ કહેવા લાગ્યા કે, ''આ તમરા કુળના દેશાંદી છે, (જેમ મોટા રાજપૂત રાજાના રાજ્યમાં દેશાંદી ચારણો રાજકવિ તરીખે રહી રાજાનો દસમો હિસ્સો મેળવતા અને રાજાઓનાયશોગાન ગાતા હતા.) તેમ તમારા જ કુળના જશ તે ગાય છે. માટે મે વસ્ત્ર આપ્યાં. અને તમો બન્ને તેમને દુધને સાકરની તાંસળી ભરીપાજો તથા ભાતમાં સાકર નાખી ખૂબ ઘી રેડી તાંસળી ભરી આપજો, એ કીર્તન ગાયું તેના છેલ્લા પદની છેલ્લી કડીમાં જેગાયુ છે તે વસ્તુજમાડજો.'' બન્ને આચાર્ય મહરાજશ્રીએ શ્રીજી મહારાજની આજ્ઞા ચડાવી. સ્વામીશ્રીને પોતાના કુળના દેશાંદીમાંની સ્વામીશ્રીની હૈયાતી સુધી સ્વામીનું જાળવી ખૂબ રાજી રાખતા. અને તે દિવસે શ્રી આચાર્ય મહારાજશ્રીએ ધર્મકુળના રસોડે સ્વામીને તેડાવી દહીંવડા, દૂથ, ઘી, ચોખા, સાકર વગેરે ખૂબ જમાડયા અને ધર્મ કુળના મહિમાના પદોની છેલ્લી કડીઓ છે કે,

બલિહારી ઘનશામકુંવરની, અક્ષર ધામના સ્વામી રે,
ધર્મ તણે પ્રગટ થયા હરિ, જગપતિ અંતર જામી રે,
બહુનામી જેના બાળકડાને, રાજી થઈને રમાડે રે,
બ્રહ્માનંદ કહે ભાભીઉં હરિને, 'દહીંવડાં' જમાડે રે.

(પદ ૪ બ્રહ્માનંદ કાવ્ય- પાને ૧૮૬)

(૨) એકવખત ગઢડામાં શ્રીજી મહારાજ ઉગમણા બારના ઓરડાની ઓશરીએ સભા કરી બિરાજેલ હતા. એ વખતે સ્વામીએ સોસર કીર્તન સંભળાવ્યું. એના બીજા પદમાં બીજી કડી

''માવા તારી મોરલી, મારે ખુબ પડી છે ખેધ,
કીધાં એણેં કારમાં, મારી છાલતડીમાં છેદ;
લગાડી તે પ્રીતલાલ, પ્રીતલડી તેં તો લગાડી''

સાંભળીને મહારજ બહુજ રાજી થઈને બોલ્યા કે ''આ બ્રહ્મમુનિને જેવી અમરા ઉપર પ્રીતિ છે તેવી સંસારમાં બીજે ક્યાંય નથી.'' એમ કહી રાજી થઈને મસ્તક ઉપર ધારણ કરેલી પાઘ ઉતારીને ભેટ આપી. તથા વસ્ત્રો પણ આપ્યા.

(૩) એક વખત ગઢડામાં હુતાસનીનો ઉત્સવ થયો તે વખતે સ્વામી 'ખેલો રાધા માધો ફાગ' એ ચાર પદો રચી ગાઈ સંભળાવ્યા હતા. શ્રીજીની આજ્ઞાથી સદગુરૂ મુક્તાનંદ સ્વામીએ પણ 'પકરે વ્રજજન ગીરધારી' તથા સદગુરૂ પ્રેમાનંદસ્વામી એ 'સખી પીયારી દેખત શામ રે, પીયા ખેલત હોરી' એ રચેલ એમ ત્રણે સદગુરૂઓએ ચાર ચાર પદો રચી સંભળાવતા શ્રીજીએ રંગવાળા વસ્ત્રો અને ફુલના હાર ત્રણેને આપ્યા હતા.

(૪) એક વખત આદ્રજમાં શ્રીજી મહારાજ પરમહંસો સહિત પધારતા, રતુખાટ આદિ પ્રેમી ભક્તો શ્રીજી મહારાજને રાજી કરવા રમવા આવ્યા. મહારાજે તેનું રાસ મંડળ જોઈને બ્રહ્માનંદસ્વામીને સાંન કરી. એટલે સ્વામીએ જુવાન જુવાન સંતોને લઈ રાસમંડળ રચી ''ગોરસ લઈને ગોપકા, ચાલી વેચવા કાજે'' એ કીર્તનનો સંવાદ કાન–ગોપીના રૂપે (એક સાધુ કાનજી થયા અને એક સાધુ ગોપી થયા ને કીર્તનોની કડીઓ સામ સામા લટકાં કરી) બોલવા લાગ્યા. ત્યારે ગામના હરિભકતો બોલ્યા જે 'આ સંતોની આગળ તો અમારી રતમ કાંઈ લેખામાં નહીં.', પછી શ્રીજી મહારાજની મરજી જોઈ સદગુરૂ મુક્તાનંદસ્વામી તથા બીજા સંતો પણ નીચેનાં પદો બોલીને રાસમંડળ રમ્યા હતા.

(૧) હરિ હૈયાના હાર છો જીરે, તમે હરિ હૈયાન હાર છો
(૨) સખી જોને આ બાળક નાનો, તેનું નામ કોડીલો કાનો
(૩) ચાલ સખી જોવાને જઈએ, ખાંતિલો વનમાં ખેલે રે
(૪) મારે આજ પ્રીતમ ઘેર આવશે,

આ પદો સાંભળી મહારાજ બહુજ રાજી થયા અને સવારે થાળજમી સ્વમી વગેરે સંતોને થાળની પ્રસાદી આપી હતી, પછી આદરજથી ચાલતા રસ્તામાં મહારાજે બ્રહ્માનંદસ્વામીને કહ્યું કે, ''એવાં દાણલીલાના હજી



કીર્તનો બનાવો.'' આથી સ્વામીશ્રીએ એ ચાર પદોને વધારી બીજા આઠ પદો રચી, કુલ બાર પદો (દાણલીલાના) શ્રીજી મહારાજને સંભળાવતા, મહારાજ સ્વામીને કહે છે કે, ''સ્વામી ! આ કૃષ્ણ રાધાજીની વડચડ વખતે જાણે તમો તે વખતે તેના પાસે જ કેમ હો !, એવો ભાવ જણાય છે'' ત્યારે સ્વામી કહે 'એ બધું મેં અને તમે (અક્ષર ધામમાં બેઠા) નજરો નજર જોયું છે, એટલે તેવું મેં આમાં ગાયું છે.' એ સાંભળીને શ્રીજી મહારાજ બહુ જ હસ્યા.

(૫) ગઢપુરમાં 'નિમની એકાદશી' વખતે શ્રીજી મહારાજ બ્રહ્માનંદ સ્વામીને કહે કે, ''તમારે દરરોજ ચાર કીર્તનો નવા કરવા એવું નિયમ લીઓ'' ત્યારે સ્વામી કહે કે, 'તે કીર્તનો તમો સાંભળવાનું નિમ રાખો હું દરરોજ નવા કરૂં' પછી મહારાજે તેની હા પાંડતા, સ્વામીએ ચાર્તુમાસમાં દરરોજ નવા ચાર કીર્તિનો રચી શ્રીજી મહારાજને સંભળાવેલા હતા, દરરોજ ૪ પદોલેખે ચાર માસના કુલ ૪૮૦ પદો થયા, ૫ પણ સ્વામીશ્રીએ કાર્તિક સુદી ૧૫ પૂર્ણીમાં સુધી દરરોજ એક ચોસાર રચી મહારજને સંભળાવેલ તેથી કુલ ૫૦૦ પાંચસો કીર્તનો એ ચાતુર્માસમાં પોતે નવા રચ્યા હતાં તેમાંથી જે મળ્યા તેની એકેક કડી તથા સંખ્યા આ નીચે લખી છે.

## સ્વામીશ્રીએ ચાતુર્માસમાં રચેલા કીર્તનો

### (શ્રી રથ જાત્રાના પદો)

| સંખ્યા | કીર્તનની કડી | સંખ્યા | કીર્તનની કડી |
|---|---|---|---|
| ૪ | રથ બેઠે બળવીર દેખોરે માઈ, | ૪ | બેઠો રથમાં સુંદર શ્યામળો, |

### (અષાઢી એકાદશીના પદો)

| | | | |
|---|---|---|---|
| ૪ | ઓછવની પ્યારી કેસની | ૪ | એકાદશી આજનો દિન સારોરે |
| ૪ | કોડે કોડે એકદશી કીજીએ રે | | |

### હિંડોળાના પદો

| | | | |
|---|---|---|---|
| ૪ | પિય નવલ હિંડોરે નટવર નાગર | ૪ | ઝુલત શ્યામ સુજાન હિંડોરે |
| ૪ | માઈ ફુલન હિંડોરે ઝુલે | ૪ | ઝુલત પિતમ પ્યારી હિંડોરેમે |
| ૮ | હારે મારો નાથ હિંડોરે ઝુરેલે | ૪ | ઝુલત હે નંદલાલ પ્રીતમ |
| ૪ | ઝુલે નવલ પ્રીતમ બલવીર હો | ૮ | નવલ હિંડોરે શ્રીનાથજી ઝુલે |
| ૪ | હારે ઘનશ્યામ મંદિર મોરે રે | ૪ | આવો ઘનશ્યમ ઝુલાવરી |

પવિત્રા એકાદશીના પદો ૮ શ્રાવણ સુદી એકાદશી સુંદર
રક્ષા બંધનના પદો ૮ મોહન વરને બાંધે માતા રાખડી
જન્માષ્ટમીના પદો
૪ નંદ તણે ઘેર નોબત બજે ૪ બાવાનંદ તણે દરબાર નોબત બાજે
૪ મેં ઢાઢી ઘનશ્યામ કુંવરકે ઘરકો ૪ શ્રાવણવદની રે આઠમ બુધવારી આવી
૮ વાજે નંદ ઘર અધિક વધામણાં રે ૪ નંદજીને મંદિરએ મંદિરે
૪ વ્રજનારી વધાવા જાયરે ૪ ઝુલે શામળો (૨) પારણીએ
૪ હેત કરી જોઈ નેંણ ઠરી હરિને ગાવે ૪ સોનાના બોર ઝુલે નંદકિશોર
રાધાષ્ટમીના પદો - ૪ ભાદરવા સુદ આઠમને દિને
જળ જાત્રાના પદો - ૪ જળ મેં ઝુલત શામળો
દશેરાના પદો
૪ સખિ આજ વિજયા દશમીરે ૪ વિજયાદશમી કુંજવિહારી
ધનતેરસ, કાળી ચૌદશ, દીવાળી અને અન્નકુટના પદો
૪ સખી ઓછવનો દિન આજ ધનતેરસનો ૪ કાજુ આસુ વદની શામ ચૌદશ
૪ સર્વે જય બોલો હનુમંતની ૪ સખી હૈડે હરખન માય આજ દિવાળી
૪ ઉત્સવકો દિન આજ અન્નકુટ ઉત્સવકો
૧૭૬ ઉરક પ્રમાણએ દશ ઉત્સવોના પદો એકસો છૌતેર મળેલ છે.

(૬) એક વખત અમદાવાદમાં શ્રી નારાયણ દેવ પધરાવ્યા બાદ અમાદવાદ શ્રીજી મહારાજ પધાર્યા હતા અને શ્રી નારાયણના મંદિરના ઘુંમટમાં સભા ભરી બિરાજ્યા હતા, એ સમયે શ્રીજી મહારાજે કહ્યું કે 'સહુ સહુના અંગોના કીર્તનો બોલો' એ સાંભળી શ્રી મુક્તાનંદ સ્વામી ''પુરૂષોતત્મ વર મેં પાયો-ભાઈ મેં આજ'' શ્રી બ્રહ્માનંદ સ્વામી - ''તમે અલખેલાજી આવોને આવા'' શ્રી પ્રેમનંદસ્વામી - ''ઓ સાથીડા મારો નેહ નિભાવજો'' શ્રી નિત્યાનંદ સ્વામી - ''નેણના અગ્રથી નહિ જાવા દઉ નાથજી, તમ વિના મારૂ તન દાઝે'' શ્રી દેવાનંદસ્વામી - હરિ મેરે હાલર કી લકીર પછી બીજા સંતો બોલ્યા, મેરે તો પ્રભુ તુમ હો તુમ સંગ મેરી દોર, જૈસે કૌવા જહા જકા -ઔર, ન સુઝે ઠોર'' પછી શ્રીજી તર્જની (પહેલી) આંગળીથી સાન કરી પૂછતા સહુ સંતે સહુ સહુના અંગ હતા તે કહ્યાં, તે સાંભળી શ્રીજી મહારાજ કહે કે, અમોએ



ધારી રાખેલ તે તો કાંઈ બોલ્યા નહીં'' તે સાંભળી સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી નીચેનું પદ રચી બોલ્યા.

## રાગ કાફી

### પદ ૧

બદ્રિપતિ નરનારાયણ કો, ધ્વાલિબંધ કહાવું રી;
હુકમ હજુર ધનીકે આગે, ટૂક ટૂક ઉડ જાઉંરી ॥ ટેક ॥
મનઘોડા મસ્તાન મહાબલ, વંશ કરિ તાહી ફીરાવુંરી;
ભુલેં રંગ કરે મસ્તાઈ તો ચાબુક ચોટ લગાવુંરી ॥ બદ્રી ॥
કાયા કોટ કરૂં મેં કબજે, નામ નીશાન ચડાવુરી;
કામ, ક્રોધ મારૂ કફરાના, હરિકા હુકમ બજાવુંરી; ॥ બદ્રીપતી ॥
પાંચુ ચોર પકર વશકરે કે, સાહેધ સનમુખ લાવુંરી;
બ્રહ્માનંદ શ્યામ કે પાસે, મોજ ચરન રતી પાવુંરી ॥ બદ્ર ॥

સ્વામીએ સરોદના સુરો ચડાવી સંગિતના નિયમ મુજબ કાફીરાગમાં આલાપ કરાવી એકેકચરણના પલટાઓ લઈતાલ; સુર, ઢબ અને અંગમ રોડથી સુંદર છટાથી, ઉપરનું પદ ગાવાલાગ્યા,ત્યારે શ્રીજી મહારાજ જેમ મોરલી ઉપર નાગ ડોલે તેમ ડોલવા લાગ્યા,શૂરવીરતાના અને પ્રેમના તથા નિશ્ચયના અંગનાં વાક્યો, શ્વેત રસ, અલંકાર, સંગીત સાહિત્યના સુમેળવાળા સાંભળીને સહુ સભા થંભી ગઈ. ઉપરનું પદ પુરૂં થયે સ્વામી સરોદો હાથમાં ઝાલી શ્રીજી મહારાજના ચરણ સ્પર્શ કરવા જતા મહારાજ ઉભા થઈ સ્વામીને બાથ ભરી મળ્યા. અને કહ્યું કે, ''બ્રહ્મમુનિ તમારૂં નિશ્ચયનું, અને નિષ્કામીપણાનું અંગ સર્વોપરી છે'' આમ કહી ખંભે હાથ રાખેલો રેટો આપ્યોને સ્વામીના સરોદાને પોતે હાથમાં ગ્રહણ કરી થોડો બજાવી પ્રસાદી કરી પાછો આપી કહ્યું કે, ''એ પદોનું ઓસાર પુરૂં કરજો.'' સ્વામીએ પોતાને આસને બેસી તે પ્રસાદીના સરોદને આંખે, માથે અડાડી ખોળામાં મેલી તેને પગે લાગ્યા. એ વખતે સદગુરૂ પ્રેમાનંદસ્વામી ઉઠીને શ્રી બ્રહ્માનંદ સ્વામીના આસને આવી સ્વામીને અને સરોદને પગે લાગી ખુશાલી બતાવી. એટલે સ્વામીશ્રીએ શ્રીજી પ્રસાદીનો સરોદો સદગુરૂ પ્રેમાનંદ સ્વામીને પૂજવા દીધો એજ દિવસની રાત્રીએ સંધ્યા આરતીની સભા પછી મંદિર નાજ ઘુંમટમાં શ્રીજી આજ્ઞા મુજબ નવાં ત્રણ પદો રચીને સંભળાવ્યા હતા. એની પ્રથમ લીટી આંહી આપેલ છે.

(પદ ૨:) નારાયણ શ્યામ પિયાકો. મે સંત સીપાઈરી,

(પદ ૩) મેં ચાકર નરનારાયનકો, ધડક ન મનમેં ધારૂંરી,

(પદ ૪) કદમી નોકર નારાયણનકો, એહી નોકરી મેરી રે,

(૭) એક સમય કચ્ચમાં શ્રીજી મહારાજ પાર્ષદ નાજા જોગીઆ અને મોટા કરીમભાઈને સાથે લઈ ગામ ધમડકામાં આવી નદી કાંઠે બેસી દરબારશ્રી રાયધણજીના દરબારમાં બાશ્રી કરણીબાને પોતાના આવ્યાના ખબર બંને પાર્ષદો સાથે કહેવરાવ્યા કે, ''અમો અહીં છાંના (ગુપ્ત) રહેવા આવ્યા છીએ.'' એવા ખબર મળવાથી સુર્યાસ્ત થયે સર્વ બાઈઓનું મંડળ પાણી ભરવાના બહાને નદીએ આવ્યું અને પાણીના બેડામાં સ્ત્રીઓને પહેરવાની એક જોડી કપડાની તથા ઘરેણા વગેરે લાવેલા, તે મહારાજને પહેરાવ્યા અને માથે પાણી વિનાની છાલી હેલમેલાવી,લાંબો ઘુંઘટો કઢાવી સહુ બાઈઓની મંડળીમાં પોતાના દરબારમાં લાવ્યા, એ મહારાજશ્રીએ ધારણ કરેલા વસ્ત્રો અને ઘરેણા તમામ હાલ ભુજના મંદિરમાં સાધુઓના સભા મંડપમાં પ્રસાદીના વસ્ત્રો સાથે દર્શન થાય તેમ કાચના ઘરમાં રાખેલા છે, સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી વગેરે સંતમંડળ બીજે દિવસે ધમડકા પહોંચ્યા ત્યારે ઉપરની લીલા કરી હતી તે વાત સાંભળતા, પોતે ત્યાં એ લીલાના ૧૨ પદો બનાવ્યા. તેમાં નીચેની કડીઓ એ પ્રસંગને ખાસવધુ શોભાવી રહી છે.

**-- ગરબી --**

એક દિન જમના તટ આવીરે, કૌતુક કીધું કાનુડે;
સરવરે ગોપીને બોલાવી રે, કૌતુક કીધુ કાનુડે. (પદ ૪ થુ)

લઈ મીશ પાણી ભરવાનું રે, મળવા કાજે મોહનને;
માંહી કામ દર્શન કરવાનું રે, મળવા કાજે મોહનને (પદ ૬ ઠ્ઠું)

ત્યારે શ્વેત વસ્ત્ર ઉતાર્યા રે, ગોપી બનીયા ગીરધારી
વાલે લાલ વસ્ત્રતન ધાર્યા રે ગોપી બનીઆ ગીરધારી.



પહેંર્યો ઘાઘરીઓ ઘેરાળોરે, ગોપી બનીઓ ગીરધારી;
શોભે કંચુકો કામણગારો રે, ગોપી બનીઓ ગીરધારી. (પદ ૭ મુ)
વળી ઝાંઝર પગમાં ઝમકે રે, શ્યામ સલુણો શોભે છે;
ચાલે ચાલ મધુરે ડમકે રે, શ્યામ સલુણો શોભે છે;
ચાલ્યાં સહુ જુથ્થ કરીને રે, શ્યામ સલુણો શોભે છે;
લીધા જળ કંભુભરીને રે, શ્યામ સલુણો શોભે છે;
બ્રહ્માનંદ કે મનુડં મ્હોતા રે, શ્યામ સલુણો શોભે ચે.
વળી આડી નજરે જોતા રે, શ્યામ સલુણો શોભે છે. (પદ ૮ મું)

ઉપરના બાર પદોમાં સઘળી હકીકત કૃષ્ણ લીલાની છે; પરંતુ એ શ્રીજી મહારાજે જે લીલા કરી તેમા કૃષ્ણનો ભાવ લાવી સ્વામીશ્રીએ વર્ણવેલ છે. *

(૮) એક વખત ગામ ડાંગરવા (ઉત્તર પ્રદેશ) માં જતનબાને ત્યાં શ્રીજી મહાજ બે પાળા સાથે પધાર્યા. તે વખતે તેમના ઘરમાં કોઈ હતું નહીં. પછી મહારાજ તે ઘરમાં જઈ દૂધનું દોણું શીકેથી ઉતારી દુધ પીવા માંડયા, અને પાર્ષદોને પણ પાવા લાગ્યાં. તેટલામાં જમનાબા પાણી ભરીને આવતા પોતાનું ઘર ઉઘાડું ભાળી અંતર જતા મહારાજની લીલા જોઈ રજા થયાં. તે ઉપરથી બ્રહ્માનંદ સ્વામીએ.

ઘરમાં જઈને રે કે વાલમ વિચાર્યા

એ આઠ પદો કર્યા અને બીજા રાગના પદો પણ એ લીલાને જ મળતા 'બ્રહ્માનંદ કાવ્ય' માં છે.

(૯) એક સમય શ્રીજી મહારાજ સાધુઓ તથા કાઠીઓના સ્વારો સહિત જેરીતે પધાર્યા. ત્યાં પોતાની આજ્ઞા વિરૂધ્ધ પ્રેમી ભક્તો સામૈયું લાવ્યા, તે પોતાને ગમ્યુ નહીં. પછી ત્યાંથી છાની રીતે મુળજી બ્રહ્મચારીને સાથે લઈને ગામ 'ગવાડે' પધાર્યા અને એક શ્રાક વાણીઓને હાટે ઉતરી

* ઉપરની લીલા ગઢપુરમાં કરી હતી તેમ પણ કેટલા એક સંતો હરિ ભક્તો કહે છે. એ લીલામાં પહેરેલા વસ્ત્રો અને ઘરેણાંઓ હાલ ભુજના મંદિરમાં મોજુદ છે અને કચ્છ દેશના સંતો હરિભક્તો એ લીલા ધમડકામાં કરેલી માને છે તેથી મેં તેમ પણ લખેલ છે.

કહેવા લાગ્યા કે, ''અમને ખાવાને આપો'' તેથી તે વાણીઆએ કહ્યું કે, અત્યારે ચોવીઆર થઈ ગયા છે તેથી ખવાય નહિં, માટે ખાવા નહિ આપું ત્યારે શ્રીજીએ તે વણીકને કહ્યું કે, ''અમને બહુજ ભુખ લાગી છે, તેથી જો તું ખાવાનું આપે તો હું તને તારા ''તીર્થકર'' તબાવું'' તો પણ તે વણીકે પોતાનો દુરાગ્રહ મેલ્યો નહીં અને બોલ્યા, ''અત્યારે તો નહિ આપું કેમ કે ચોવીઆર થી ગયા છે. તેથી હવે કાલે સવારમાં તમને ભોજન આપીશ'' મહારાજ આખી રાત્રી ભુખ્યા રહ્યાં. એ ખબર સ્વામીને થતા સ્વામીએ.

**નવલ પ્રીતમ ગતિકો લખે તેરીઆં**

એ પદ ગાયું આ સંબંધી એક બીજી વાત પણ મળી છે કે, મેઘપુરમાં એક સાંખ્ય યોગી ડોશી (મા-દીકરી)એ, મહારાજ પોતાને ત્યાં ન પધારવાથી ત્રણ દિવસ ઉપવાસ કર્યા. પછી ચોથે દિવસે મહારાજ ત્યાં પધાર્યા અને તે ડોશીને ઘેર ચાર દિવસો ડાઢો રોટલો અને ગુંદાનું અથાણું, દિવ્ય સ્વરૂપે જઈને જમી આવ્યા. દરબારમાં તે દિવસે બાશ્રી જવુબાએ થાળ તૈયાર કરેલ તે ન જમ્યા તે ઉપરથી સ્વામીએ કીર્તનમાં ગાયુ જે,

**ખટરસલે કમળા કરજોરત સે અનજાચ લેત કોઉ દેરીઆ**
**નવલ પ્રીતમ ગતિકો લખે તેરીઆ**

(૧૦) ગોકુળથી ગીરધર રે, મથુરાં જઈ રહ્યાં,
કાગળ ન આવ્યો રે, બહુ દિન વીતી ગયા.

ઉપરના કીર્તનો ૯ છે. મહારાજ ગઢપુરથી વડતાલ ગયા ને ત્યાં ખૂબ રોકાવાથી ગઢડાના હરિભક્તોનો પ્રેમ વિરહ જોઈ બ્રહ્માનંદ સ્વામીએ બનાવી આપ્યાં. તે સર્વ ગાતા; અને મહારાજ ઉપર પત્ર લખી ઉપરના પદો મોકલ્યા. તે વાંચી શ્રીજ મહારાજ તુરત જ ગઢપુર પધાર્યા હતા એ પદો સ્વામીજીનો મહારાજશ્રી ઉપર કેટલો પ્રેમ હતો તે વ્યક્ત કરે છે.

(૧૧) એક સમે હરિ વનમાં ઉભા વેણ વાયરે,
લઈ મટકી ગોપકા મહી વેચવા જાય રે.

એ પદો ૨૪ છે. શ્રીજી મહારાજ દાદાખાચરના દરબારમાં ઉગમણા બારના ઓરડાની ઓસરીએ સાધુની પંક્તિમાં પીરસતા હતા. ત્યારે દહીં પીરસવા માટે શ્રીજી મહારાજ ઓરડામાં લેવા ગયા, દહીં (ગોરસ) ગોરસડામાં તૈયાર કહતું મોટીબા (દાદા ખાચરના)મોટા બ્હેન) એ કહ્યું કે, ''દહીં ઉપરની જે તરછે તે આપને જમાડવા કાઢી લઉ ; અને''



પછી તમને આપું. પણ શ્રીજી મહારાજ કહે કે, ''તર કાઢયા વિના જ આપો'' એમ હા નાનો ખુબ જ સંવાદ થયો. બ્રહ્માનંદસ્વામી ઓરડાના બારણા સામે બેઠા હોવાથી એ સઘળી હકીકત જાણી હતી. તેથી છેલ્લી કડીમાં કહે છે કે,

સામસામો સંવાદ થયો એકાંત ઠેકાણે;
એ લડાઈની વાત બ્રહ્માનંદ જાણે.

ખુબ રકઝક થતાં દહીંનું ગોરસડું મોટીબાના હાથમાંથી પડી ફુટી જતા દહીં ઢોળાઈ ગયું, તેથી ગાયું કે,

બ્રહ્માનંદ કે મહિ ન આપું, સાટે ઢોળી નાંખું રે,

એ ચોવીસ પદો (દાણલીલાના) રચી શ્રીજીને સંભળાવ્યા ત્યારે મહારાજે ક્હ્યું કે, અમરા વિષે તમને આવું ગાવાનું કોણે કહ્યું હતુ ? ત્યારે બ્રહ્માનંદસ્વામી રમુજી ઉત્તર આપ્યો કે, ''તમને કોણે ગાયા છે ? જેવુ દેખ્યું તેવું મેં તો ગાયુ છે.'' એ સાંભળી મહારાજ હસ્યાને મોટીબાને કહ્યું કે, ''આજનો અમારી પ્રસાદીનો થાળ બ્રહ્માનંદસ્વામીને આપજો'' તે પછી એકાદશી આવી ત્યારે જાગરણમાં ગઢડામાં ઉપરના ૨૪ પદો ચાર ચાર સાધુઓ મળી (રાધાકૃષ્ણના સંવાદ રૂપે) સામા સામા ગાતા હતા. તે સંવાદ સાંભળતા જાય અને મહારાજ મુખ આડો રૂમાલ દઈને હસ્તા જાય કીર્તનોનો સંવાદ પુરો થયા પછી શ્રીજી મહારાજ બોલ્યા ''જે શ્રી કૃષ્ણ ભગવાનનાં વચનો કરતા રાધીકાજીના વચન મર્માળુ છે.'' ત્યારે સંતો બોલ્યા કે રાધીકાજી કોનાં છે ? એ પણ શ્રી કૃષ્ણ ભગવાનના જ છે ને ?

(૧૨) સજ્યા શણગાર શોભતા રે, આજ સખી વ્રજરાજ;
થયા પ્રગટ મનડું લોભતા રે, વ્રજ નારીને કાજ.

ઉપરના ચારે પદો ગઢડામાં જીવુબા તથા લાડુબાએ મળી જન્માષ્ટમીનો મોટો ઉત્સવ કરાવ્યો હતો. તે પ્રસંગના છે. અષ્ટમીના પારણા કરાવતાં પરમહંસોની મોટી પંકિત વિષે, શ્રીજી મહારાજ અલૌકિક શ્રંગાર ધારણ કરી પીરસવા પધાર્યા હતા તે વખતે સંતોને અતિ આગ્રહ પૂર્વક જમાડી, સદગુરૂ બ્રહ્માનંદસ્વામીને દહી દૂધ પીરસવા જતાં, સ્વામીએ પત્તર આડા હાથ ઢાંકતા સ્વામીના મસ્તક ઉપર દૂધ દહીની વટલોઈ ઢોળી, પછી ખુબ રાજીપામાં આવી સંતોના મસ્તક ઉપર અને છાતીમાં પોતાના ચરણારવિન્દ આપ્યાં. અને બીજી અનેક લીલા ખુબ આનંદમાં આવી કરી હતી. જેનું વર્ણન સ્વામીએ ઉપરના ચારે પદોમાં કરેલું છે ત્રીજા

પદમાં એ લાવ લાવ્યા છે કે,

મારે જમતા લાડવા રે, અંગમાં ઘણો ઉછાવ,
લઈ દુધ દહીનાં ગાવડા રે, માથે ઢોળે માવ,
(૧૩) વલીડા વેરો કીદો રે, કુંજ વિહારી,

ઉપરનું પદ સ્વામીએ સુરતમાં કૌમુદિ ભણવા ગયેલ ત્યારે રચી મુળજી બ્રહ્મચારી સાથે ગઢપુર મોકલેલ એ હકીકત સાતમા આધ્યાયમાં આવી ગઈ છે.

(૧૪) વહાલા આવો અમારે ઘેરરે, વારી જાઉં વાલમજી.

એક સમય ગઢપુરમાં બાશ્રી જીવુબા બા થથા લાબુબાબાએ સ્વામીશ્રીને કહેવરાવ્યું કે, એક સારો થાળ અમો બાઈઓ ગાઈ શકીએ એવો હેલા રાગનો બનાવી આપો તો અમો દરરોજ શ્રીજી મહારાજ જ્યારે જમવા પધારે ત્યારે ગાઈએ'' તે ઉપરથી સ્વામીએ ઉપરનો થાળ બનાવી આપ્યો. અને જ્યાં સુધી શ્રીજી મહારાજ ગઢપુરમાં થાળ જમ્યા ત્યાં સુધી બાશ્રી જીવુબા વગેરે બાઈઓ દરરોજ ઉપરનો થાળ મહારાજ સન્મુખ બેસીને ગાતાં, એવો માહાપ્રસાદીનો એ થાળ છે. છેલ્લી કડીમાં સ્વામી કહે છે કે,

આપો અબળાને આનંદરે, વારી જાઉં વાલમજી,
બલિહારી બ્રહ્માનંદરે, વારી જાઉં વાલમજી,
(૧૫) હેલી જોને આ નંદકુમાર સલુણો શોભતા.

ઉપરના પદો શ્રીજી મહારાજ પંચાળમાં ઝીણાભાઇના દરબારમાં બિરાજતા હતા તે સમયમાં કચ્છના ધુંવા બરાઈના હરિભક્ત કાશીરામ (જમાદાર) દર્શને આવ્યા. તેમણે શ્રીજી મહારાજની પુજા કરી પોષાક પહેરાવી ભેઠમાં કટાર બંદાવી હાથમાં કમાન (ધનુષ) અને ખંભે બાણનો ભાથો ધરાવ્યો, મસ્તક ઉપર લાલ સોરંગી પાઘ પધરાવી. નંગ જડિત કલંગી ધરાવી, ફુલનો તોરો ધરાવ્યો, પછી મહારાજે ભાથામાંથી તીર કાઢી વીરાસન વાળી કમાન ખેંચી તીર ચડાવ્યો, એ સમયે અલૌકિક શોભાને જોઈ રામપ્રતાપભાઇ સામા બેઠા હતા તે બોલ્યા કે, ''ભૈયા ઘનશ્યામકી મૂર્તિ બહોત અચ્છિ લગતી હૈ'' ભાઈને શ્રીજીના રામચદ્રજી ભગવાનના રૂપે દર્શન થતાં ભાઈએ સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી. સ્તુતિ કરી એટલે શ્રીજી મહારાજે એ કમાન અને ભાથો મોટાભાઈને આપ્યાં. અને ભેઠે બાંધેલો મોતીનો ભરેલો કટાર ઝીણાભાઈના ભાઈ ગગાભાઇને



આપ્યો, એ સમયની મૂર્તિની અલૌકિક શોભા નિરખી સ્વામીએ ઉપરના ચારે પદો રચ્યા હતા એ ચારે પદમાં શ્રીજીની મૂર્તિનું સંપૂર્ણ પોશાકનું વર્ણન છે. પદ ૩ માં કહે છે કે,

લીધી લટકાળે નંદલાલ, કે હાથ કબાણને,
એની ચટકી રંગીલી ચાલ; હર મન પ્રાણને,
કાજુ મોતીડે જડીત્ર કટાર, કમર કસીલીધેલો,
નિરખી બ્રહ્માનંદકે જન્મ સુફલ મારો કીધલો.

(૧૬) સખી ગોકુળ ગામના ચોકમાં રે,
ખાંતે માંડ્યો રસીલો ખેલ, રમે રાસ રંગીલો રંગમાં રે,

શ્રીજી મહારાજે પંચાળમાં શરોદ્‌ત્સવનો સમૈયો કરી રાત્રે મહારાસ રચ્યો, એ સમયે સંતો, પાર્ષદો, હરિભક્તો, વગેરેના 'નવ કુંડાળાં' ગોઠવાયા હતા, એ પદોમાં જણાવ્યા મુજબ શ્રીજી મહારાજે સુંદર વસ્ત્રો આભુષણો ધારણ કર્યા હતા. અનેક પ્રકારના વાજીંત્રોના નાદ થી રહ્યાં હતા, એક સંત અને એક મહારાજ એવાં અલૌકિક દર્શન થતા સહુ રાસ મંડળમાં બ્રહ્મકલ્લોલ કરી રહેલા હતાં. શ્રીજી મહારાજ પોતે ઉંચે સ્વરે ગવરાવતા હતા, આમ રાસ રમતા ઘણા કલાક વિતી જવાથી સહુ સાધુઓ થાકી ગયા ચોથા પદમાં સ્વામીએ ''થઈ થક્તિ ન ચાલે મારા પાવ'' એમ ગાયું, પણ મહારજ ફરતા અટકાવ્યા નહીં. પછી શ્રી બ્રહ્માનંદસ્વામીએ સંકેત કરી બહારથી ખોટી ખોટી બુમ પડાવી કે, ''ચોર આવ્યો ! ચોર આવ્યો !'' એ બુમો સાંભળતા નવ કુંડાળા (ચાકરી) ના હાર તુટી ગઈ, આમ યુંક્તિ કરીને રાસ બંધ કરાવ્યો. ભાષા (ચારણી) કાવ્યમાં પણ એ રાસાષ્ટક નામે બે કાવ્ય સ્વામીના પ્રસિદ્ધ છે તેમા (૧) રેણકીછંદ અને (૨) ચર્ચરીછંદ તે આગળ અન્ય સ્થળે આપવામાં આવશે.

(૧૭) સુનમાત જશોદાગોરી, તેરે લાલ અંગુઠી ચોરી

શ્રીજી મહારાજ ઘનશ્યામ સ્વરૂપે શ્રી છપૈયામાં હતા, તે વખતે સુવાસીસીનીબાઈ (પોતાના ભાભીશ્રી) ની સોનાની અંગુઢી ચોરી છુપીથી લઈને કંદોઇ (હલવાઈની) દુકાનેથી મીઠાઈ (પેંડા–બરફી) લઈ પોતે સખા સાથે જમ્યા હતા તે પછી ભાભીએ ભક્તિમાતા પાસે ફરીયાદ કરી માતાએ શ્રી ઘનશ્યામજીને સમજાવ્યા. અને મોટાભાઈ (રામપ્રતાપ)એ

હલવાઈ (કંદોઇ) ને ત્યાં જઈને અંગુઠી પાછી લાવ્યા ને ઘનશ્યામની ચોરી છતી થઈ. વગેરે હકીકત જ્યારે ધર્મકુળ આવ્યું અને મોટાભાઈ રામપ્રતાપજી શ્રીહરિના બાળ ચરિત્રો દરરોજ પ્રેમથી સહકુટુંબ સાથે બેસીને શ્રીજીને સંભળાવે, ત્યારે એ હકીકત સ્વામીશ્રીના જાણવામાં આવતાં અગુઠી લીલાના ચાર પદો કૃષ્ણલીલામાં ઘટાવીને રચેલાં છે. એમાં ચોથા પદમાં કહે છે કે, –

મોહન ચોર અંગુંઠી મોરી, સો દીની હલવાઈયા,
સબ દૈખત હલવાઈ પાસે લીની શેર મીઠઈયાં,
તુમ છોટે અબ તે કૃત ઐસે, કહો કુન લોક પતિજે,
બ્રહ્માનંદ કહે તેરે કારન, કન્યા કહાં ગોતિજે.

(૧૮) આજ મેંતો ભેટયારે અંકભર પ્રગટ હરિ
આનંદ ઉદીયોરે નિરખી નજર ઠરી.

એ ચાર પદ છે. તે શ્રી રંગદાસજી નામ બદલીને જ્યારે શ્રી બ્રહ્માનંદજી નામ પાડ્યું, ત્યારે પહેલ વહેલું બ્રહ્માનંદજીના નામ ચરણનું સ્વામીએ રચેલું છે, પોતાનો આનંદ અને મહારાજનો મહિમા કડીએ, કડીએ ઉભરાય છે, એ કીર્તન કચ્છી રાગની કાફીમાં ગવાય તેવું છે.

(૧૯) તારો ચટક રંગીલો છેડલો અલબેલો રે
કંઈ નવલ કસુંબી પાથ રંગના રેલા રે

શ્રીજી મહારાજ એક નાની નાની સોપારીઉં વીણાવીને તેનો બેરખો બનાવ્યો હતો. તે પોતે ફેરવતા ને રાત્રે સભામાં કોઈ ઝોલું ખાય તો તેના માથે તે બેરખાનો 'ઘા' કરતાં, એટલે તે ઉઠીને મહારાજને બેરખો દેવા આવે. આવું પ્રકરણ તે વખતે ચાલતું હતું. તેમાં એક મોડી રાત્રીએ સ્વામીશ્રીએ ઝોલું આવ્યું. એ. જોઈ શ્રીજી મહારાજે તે બેરખો સ્વામીની જબરી ફાંદ ઉપર ફેંકયો, સ્વામી તે બેરખાને આંખે મસ્તકે અડાડીને શ્રીજી મહારાજ કને જઈને પગે લાગી ચરણ સ્પર્શ કરીને શ્રીજીના હાથમાં આપ્યો. ત્યારે મહારાજ કહે કે, ''કેમ સ્વામી ! ઝોલું આવ્યું કે ?'' 'સાંભળી સ્વામી કહે કે, ના મહારાજ, હું તો તમારી મૂર્તિ અંતરમાં ધારી, નવ કીર્તન રચતો હતો'' ત્યારે બીજા સંતો કહે કે, બનાવેલું નવું કીર્તન બોલો જોઈએ ?'' ત્યારે સ્વામી કહે કે, ''તમો સહુ કીર્તનના કડીઓ ઝીલો તો હું ગવરાવું સહુએ 'હા' પાડતાં સ્વામી શ્રજી સન્મુખ ત્યાંને ત્યાં ઉભા ઉભા મહરાજની મૂર્તિ નીરખતા જાય અને



કીર્તનની કડી બનાવતા જાય સ્વામી નવી કડી બોલે અને પાછળથી બીજા સંતો તે કડી (ઝીલે) બોલે તેટલી વારમાં તો સ્વામી બીજી નવી કડી (મહારાજની મૂર્તિ નીરખતાં) બનાવીને બોલતા જાય, આમ શ્રીજીની મૂર્તિના વર્ણનના એ ચાર પદો બનાવ્યા હતાં. એક પદ પુરૂ થયું એટલે શ્રીજીએ સ્વામીને પોતાની માથેથી પાઘ ઉતારીને આપી, બીજું પદ પુરૂ થયું એટલે ચોફાળ આપ્યો; ત્રીજું પદ બોલ્યા ત્યારે જામો તારીને આપ્યો અને ચોથુ પદ બોલ્યા ત્યારે શ્રીજી મહારાજ પાસે માત્ર એક જ પહેરેલું ધોતિયું હતું. બીજુ વસ્ત્ર નહોતું. તેથી પોતે ઉભા થઈને ઉઘાડે શરીરે (વસ્ત્ર વિના ખુલ્લે શરીરે સ્વામીને બાથમાં લઈને મળ્યા અને હાથમાં ધારણ કરેલો સોપારીનો બેરખો સ્વામીને (પ્રસાદીનો) ફેરવવા આપ્યો અને કીર્તનો બહુ જ વખાણ્યા. આમ સ્વામીશ્રીએ શીઘ્ર કાવ્ય રચી શ્રીજીને ખૂબ રાજી કરતા હાલ સંપ્રદાયમાં એ કીર્તનો ઝીલણીયાં કીર્તન તરીખે પ્રસિદ્ધ છે.

(૨૦) જીરે વર્તમાન પંચની વારતારે,

અમદાવાદમાં શ્રી દામોદરભાઇ ફરીને પરણવા તૈયાર થયેલ ત્યારે સ્મીએ ભરી સભામાં તેને ઉપદેશ આપી ઉપરનું પંચવર્તમાનનું કીર્તન રચીને સંભળાવતાં દામોદરભાઇએ ફરી લગ્ન કરવાનું માંડી વાળેલ હતું.

(૨૧) હારે નહિં મેલુ રે માવા, મારા નેણાંની આગેથી,

સવંત ૧૮૮૪ ની સાલમાં શ્રીજી મહારાજે મંદવાડ ગ્રહણ કરી કહ્યું કે, ''સ્વામી અમે તો હવે અક્ષરધામમાં જઈશું'' તે સાંભળી સ્વામી બહુજ દિલગીરી–ઉદાસ–થઈ ઉપરના ચાર પદો બનાવીને શ્રીજી સન્મુખ બેસીને ગાયા તેમાં ત્રીજા પદમાં કહે છે કે, ''જગતના જીવન હું તો નહં દઉં જાવા, હાંરે શીદતાણ કરાવો તમે ઝાઝી રે''તે સાંભળીને મહારાજ કહે ''સારૂં સ્વામી હમણાં રહીશું; નહિં જઈએ'' પછી શ્રીજી મહારાજ સાજા થયા હતા.

(૨૨) વાલે વજાડી છે વાંસળી રે, કાળંદ્રીને તીર,

એ સમે ગઢડેથી મહારજ વરતાલ જતા હતા તે વખતે રાધાવાવ આગળ પ્રસ્થાન કરી પડાવ નાંખ્યો હતો. ત્યાં સુરતનો સંઘ દર્શને આવ્યો. તેમને શ્રીજીની ચંદન, પુષ્પ, વસ્ત્ર અલંકાર કરીને પૂજા કરી, તથા બીજા અને પદાર્થો ભેટ લાવેલા હતા. તે મધ્યે એક સુંદર 'વાંસળી' પણ હતી. ત્યારે બ્રહ્માનંદસ્વામીએ હાસ્ય કરી કહ્યું કે, ''તમો, કૃષ્ણાવતારમાં વાંસળી બજાવતા હતા, તે આવડે છે કે ભુલી ગયા છો ? ત્યારે શ્રીજી મહારાજ કહે છે કે, આવડે છે.'' પછી સ્વામીએ કહ્યું કે ''તમે જોઆ

વાંસળી બજાવો તો અમો સહુ એ સાંભળીએ. તે સાંભળી શ્રીજી મહારાજે તે વાંસળી લઈને વગાડી, તેથી તેનો સ્વર સાંભળીને સહુ જીવ પ્રાણી માત્ર સ્થિર થી ગયા. એટલું જ નહી પણ બાજુમાં વહેતી 'ઘેલી નદી' ના જળ પણ સ્થંભી ગયા તે લીળા ઉપરના સ્વામીએ તે ચાર પદો રચેલા છે.

૨૩ ચાલો જઈએ વહાલાને વધાવવા

ડાંગવાના જતન ફઈબા શ્રીજ મહારાજને પોતાને ગામ (ડાંગરવે) પધારવાની વિનંતી કરવાને આવ્યા હતા. એ વખતે કરજીસણ ગામના ગોવિંદભાઇ પણ તે ઉત્સવ પોતાને ગામે પધારી કરવાની શ્રીજીને વિનંતી કરતા હતા. એ સાંભળી જતનબાએ કહ્યું કે ''સંતોને દુધ દહી, જમાડવા હોય તો મારે ત્યાં પધારો; અને શીરા પુરી જમાડવા હોય તો ગોવિંદભાઇને ત્યાં પધારો તે સાંભળી શ્રીજી કહે અમારે તો દુધ દહીં જમાડવા છે એમ કહી જતનબાની વિનંતિ સ્વીકારતા શ્રીજી ડાંગરવે પધાર્યા. એ વખતના આ પદો છે. એ કીર્તનના ચોથા પદમાં સ્વામી કહે છે કે ''બહેની શ્યામ સુંદર ભલે આવીયા, મારા સરીયાં રે સરવે પૂરણ કાજ'' વગેરે વગેરે.

**૨૪ મથુરાની વાટે, મથુરાની વાટે, વહાલા ન જાવું, મથુરાની રે વાટ,**

જ્યારે અયોધ્યાથી ધર્મકુળ આવ્યું અને રામપ્રતાપભાઇ વગેરેએ શ્રીજીને અયોધ્યા તેડી જવાનો બહુજ આગ્રહ કર્યો ત્યારે મહારાજે પણ હા પાડતા ગઢપુરવાસી સહુ ઉદાસ થયાં ઘણા ઘણાંએ વિનંતી કરી પણ મનુષ્યચરિત્ર કરી મહારાજે નિજ કુટુંબ પ્રત્યે બહુ જ હેત બતાવી જાવાની સઘળી તૈયારીઓ કરવા લાગ્યા. તેથી સહુ સંતો હરિભક્તો બાઈ ભાઈ દિલગીરી થતા સદ્દગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામીએ એ વખતે ઉપરના ચાર પદો બનાવી સુંદર રીતે સરોદમાં ગાતા પ્રેમ લક્ષણ ભક્તિનો ભાવ નીચે કડીઓમાં દર્શાવે છે કે–

મથુરા જાવાનું જ્યારે મુખથી બોલો છે, અનડું ન ભાવે એ ઉચાટે રે,
મથુરાની વાટ ।।
અવશ્ય હોય તો, અક્રુરને આપીએ, પ્રાણ અમરાં તમ સાટે રે,
મથુરાની વાટે ।।

* આવી જ રીતે લીલા શ્રીજી મહારાજે કરીયાણામાં કાલુભાર (કાળંદ્રિ) નદીને તીરે વાંસળી વજાડીને કરી હતી.

× કોઈ સ્થળે રતનબા નામ લખેલ છે.



સ્વામીએ આ કીર્તનો ગાયા ત્યારે સહુ સભા દિલગીરી થઈ રોવા લાગી શ્રીજી મહારાજની પ્રકૃતિ દયાળું હોવાથી દયાર્દ થઈ બોલ્યા કે, 'હવે અમો નહિ જઈએ' તે સાંભળી સહુના મનમાં શાન્તિ થઈ હતી, એ પ્રસંગના એ કીર્તનો રચાયેલા છે.

(૨૫) કનૈયા તેરે કાજ હો, જોગન હોંઉંગી

શ્રીજી મહારાજે સંતોને ખટરસના વર્તમાન આપી દરેક સંતોને વનમાં જુદા જુંદા રહેવાની આજ્ઞા આપેલી હતી. તેમજ આજ્ઞા વિના આંહી દર્શન પણ આવવું નહીં. ઉપરના કારણે શ્રી બ્રહ્માનંદ સ્વામીને શ્રીજી વિરહ સહન નહીં થતા, તેમજ શરીરમાં બહુજ અશક્તિ જણાતા, વનમાં રહેવું છોડી ઘેલા નદીના કિનારે ઝુંપડી બાંધી રહ્યાં, એટલે શ્રીજી મહારાજ જ્યારે ઘેલે નહાવા પધારે, ત્યારે દૂરથી દર્શન થાય. કોઈ એક હરિભક્ત શ્રીજીના દર્શન જતા હતા તે ત્યાં આવી મળતા સ્વામીએ ઉપરનું કીર્તન તેનો રાગ ઢાળ શીખડાવી મહરાજ પાસે જઈને બોલવાનું કહ્યું. એ હરિભક્તે પણ સ્વામીના આશીર્વાદથી ઘણીજ ઉત્તમ રીતે આલાપ કરી ઉપરનું કીર્તન શ્રીજી મહારાજને ગાઈ સંભળાવ્યું. છેલ્લી કડીમાં સ્વામી કહે છે કે,

જમુના કે તટ તકીયા બનાઈ, જલ ખેલત પિયા જોઉંગી;
બ્રહ્માનંદ મુકુન્દ તિહારી, મૂર્તિમેં અંતર પ્રોઉંગી.

આ કડી સાંભળતા જ શ્રીજી મહારાજે સ્વામીને તુરત જ બોલાવી લાવવા તે હરિભક્તને કહ્યું ને તે સ્વામીશ્રીને તેડી લાવ્યો તે વખતે મહારાજ ઉભા થઈ હર્ષભેર સ્વામીને મળ્યા અને પોતાના થાળમાંથી પ્રસાદી જમાડી.

(૨૬) નરનારાયન શ્યામ પીયાકો, મેં હું સંત સીપાઈ રી.

શ્રીજીએ વચનામૃતમાં કહ્યાં મુજબ જાણપણા રૂપ દરવાજામાં રહીને હૃદયમાં ચોર ચકોર કે માયાળાનું ટોળુ ન પેસે, માટે ઢાલ તલવાર લઈ ઊભા રહેવાનું કહી પોતાના મોટા મોટા પરમહંસો કેવી રીતે વર્તે છે તે વાત કહી છે. તે ઉપર આ કીર્તન સ્વામીએ રચેલું છે, ને કહે છે કે,

ધીરજ ઢાલ જ્ઞાન ગુરૂ ખાંડા, કેફ ધ્યાન કરડાઈ રી;
શ્યામ હુકમ શિર ઉપર ધરકે, મારૂં સર્વે અન્યાઈ રી,
(૨૭) રૂડી મંગળ રૂપ જેની મૂર્તિ રે, ચટકાળી અલૌકિક ચાલ,
છેલા ગાઈએં રંગીલા રણછોડને રે.

શ્રી સચ્ચિાનંદ સ્વામી દ્વારકાથી રણછોડરાયને ગઢડે લાવ્યા અને ત્યાંથી મહારાજે વડતાલમાં પધરાવી, ગોમતી થાત છાપું વગેરે પધરાવ્યા એ સમયના ઉરપનાં લગભગ ૩૬ છત્રીસ પદો સ્વામીએ તે સમયે રચ્યાં છે.

(૨૮) જાણ્યા જાણ્યાં રે અમે જાણ્યા,
મારા વાલીડાના જાદુ સર્વે અમે જાણ્યાં,

શ્રી જેતલપુરમાં જ્યાં હાલ મૂર્તિઓ બીરાજે છે, ત્યાં આવીને મહારાજે માણકીથી ઉતરી ઉતારો ને ત્યાં પાઘ વગેરે પોશાક ઢોલિઆ ઉપર મેલી બીરાજ્યા, પછી મહારાજે પુછ્યું કે, ''આનંદસ્વામી કહાં હૈ ? તે સાંભલી હરિભક્તો બોલ્યા કે સ્વામી તો અમદાવાદ ગયા છે. ત્યારે મહારાજ કહે ''ચલો થાવ તૈયા.'' ત્યારે ગંગામાં કહે કે ''કાલે જમીને જવાશે.'' એમ કહીને શ્રીજીનો પોશાક ઢોલિયા ઉપર હતો તે બધો ઉપાડીને પોતાના ઘરમાં મેલી આવ્યા, ત્યારે શ્રીજી મહારાજ મંદ મંદ હસીને બોલ્યા જે;-

''લાવો પોશાક અમે હવે નહિં જઈએ,'' ત્યારે ગંગામાં બોલ્યા કે ''તમે કૃષ્ણાવતાર ધર્યો તે દિવસના અમે તમને ઓળખીએ છીએ, ને રાત્રીએ વાંસળી વનમાં વગાડીને ગોપીઓને તેડાવીને પછી અંતર્ધાન થઈ ગયા તેના તે તમે છો. તમારો વિશ્વાસ કેમ આવે ?'' તે પ્રસંગનું સ્વામીએ ઉપરનું કીર્તન રચેલું છે.

(૨૯) જમોને મારા નાથજી સારૂં સારૂં;
બ્રહ્માનંદ કહે સીતપ્રસાદી દીયો તો કામ થાય મારૂં.

એક વખત શ્રીજી મહારાજ બાશ્રી લાડુબાને રસોડે જમવાને બીરાજ્યા, તે જમતા જાય અને સભા સામું જોતા જાય, તે વખતે સ્વામી ઉપરનો થાળ બોલ્યા પછી મહારાજ ચળુ કરીને કહે કે, ''સ્વામી, લીયો પ્રસાદીનો થાળ'' ત્યારે સ્વામી તે થાળ લઈને પોતાને ઉતારે આવ્યા એ પ્રસંગનું એ પહેલું પદ છે.

(૩૦) એક વાત સુણો વ્રજવાસીરે, પુરૂષોત્તમ બોલ્યા પ્રીતે.
(પુરૂષોત્તમપણાના જ્ઞાનનું-સ્વામીની સમજણનું કીર્તન)

એક દહાડો શ્રીજી મહારાજ સાધુઓની ધર્મશાળામાં પધાર્યા ને ત્યાં સહુ સંત મંડળ પાસે પોતાના પુરૂષોત્તમ વિષેની વાત અનેક દ્રષ્ટાંતો આપી સમજાવી. અને સદ્દગુરૂ બ્રહ્માનંદસ્વામીને કહ્યું



''આ વાત તમો કીર્તનમાં ઉતારજો કારણ કે એ વાત સમજણના અંગની છે.'' એથી સ્વામીએ શ્રીજી આજ્ઞા શીરે ચડાવીને પોતે એક જ કીર્તનમાં શ્રીજીએ કહેલી તમામ હકીકત દ્રષ્ટાંતો સહિત સમાવી દઈને તે કીર્તન સાંજની સભમાં શ્રીજી મહારાજને ગાઈ સંભળાવી, પગે લાગ્યા. ત્યારે મહારાજે બહુજ રાજી થઈને સ્વામીના માથા ઉપર પોતાના બે હાથ મેલી ''અમારૂં સ્વરૂપ તમે બરાબર સમજ્યા છો. બરાબર સમજ્યા છો ! એમ ત્રણ વખત કહી ફરી ફરીને મળ્યા અને એનું એ જ કીર્તન બે વાર બોલાવ્યું . કવિશ્વર દલપતરામભાઇ પોતાની નોંધબુકમાં લખે છે કે એ વખતે સંત હરિભક્તોમાં ''બ્રહ્માનંદ સ્વામીની પુરૂષોત્તમપણાની સમજણનું કીર્તન,'' એ નામતી તે કીર્તન ઓળખાતું હતું. તેમજ ઘમાકને માટે નિત્યે બોલવાના નિયમ તરીકે પણ હતું. સદગુરૂ દેવાનંદસ્વામીને અને કવિશ્વર દલપતરામભાઈને પણ દરરોજ એ કીર્તન બોલવાનું નીયમ હતું. એટલે આ કીર્તન શ્રીજીની સર્વોપરી ઉપાસનાનું હોવાથી નીચે સંપૂર્ણ આપવામાં આવેલ છે.

## શ્રી પુરૂષોત્તમપણાની સમજણનું કીર્તન
### રાગ ગરબી

એક વાત સુણો વ્રજવાસી રે, પુરૂષોત્તમ બોલ્યા પ્રીતે.
સત્ય કહું છું હૃદય તપાસી રે, પુરૂષોત્તમ બોલ્યા પ્રીતે (ટેક)
દ્રષ્ટાંતે કહી સમજાવું રે પુરૂ,મારૂં રૂપ અલૌકિક આવું રે પુરૂ. (૧)
જેમ ગગન મંડળમાં પંખીરે, પુરૂ; ઉડે દેહ સહિત અસખી રે પુરૂ. (૨)
વાદળને વિદ્યુત વારી રે પુરૂ; સહુ આકૃતિ ન્યારી ન્યારી રે પુરૂ. (૩)
સહુ સ્થિર એ શુન્ય મહીં થાયે રે પુરૂ; જેમ હીં મે નીર જમાયે રે પુરૂ. (૪)
અશ્રર તે અંબર સ્થાને રે, પુરૂ; માય શુન્ય ને અનુમાને રે પુરૂ. (૫)
પંખી તે પુરૂષ અપારા રે, પુરૂ; અષાટાવર દેહાકારા રે પુરૂ. (૬)
મહા વિશ્નુ વાદળ ડોલે રે, પુરૂ; બહુ મુક્ત વિજળી તોલે રે પુરૂ. (૭)
સ્થિર અસ્થિર ગતિયું થાય રે, પુરૂ; તે કાળ શક્તિ કહેવાય રે પુરૂ. (૮)
નિર્ગુણને સગુણ લખાય રે, પુરૂ; તે અશ્રરને કહેવાય રે પુરૂ. (૯)
સ્વે દસા સ્વતંત્ર શોભે રે, પુરૂ; કાળે કરી માયા ક્ષોમે રે પુરૂ. (૧૦)
જ્યારે અનંત બ્રહ્માંડ કરે રે, પુરૂ; ત્યારે સગુણ સ્વરૂપ ધરે છે પુરૂ. (૧૧)
જ્યારે લય કરીને સ્થિર રે છે રે, પુરૂ; ત્યારે નિર્ગુણ એને જ કે છે રે પુરૂ. (૧૩)
જેમ હું એમાં દ્રઢ રહું છું રે, પુરૂ; તેમ સમજાવીને કહું છું રે પુરૂ. (૧૪)

જેમ શબ્દ કહે નમ્ર ભીંતર રે, પુરૂ; સદા એક અનેક સ્વતંતર રે પુરૂ. (૧૫)
ભિન ભિન આકાશ રચાણો રે, પુરૂ, ત્યારે શબ્દ ભિન્નતા જાણો રે પુરૂ. (૧૬)
અક્ષર શક્તિ અનુસારી રે, પુરૂ, બ્રહ્માંડ પ્રત્યે છબી મારી રે પુરૂ. (૧૭)
બહુ અક્ષર કળા વિસ્તારે રે, પુરૂ, ધરં અનંત મૂર્તિ ત્યારે રે પુરૂ. (૧૮)
જ્યારે લીન અક્ષર મુ માંહી રે, પુરૂ, શોભે એકરૂપ સદાઈ રે પુરૂ. (૧૯)
બ્રહ્માનંદ કહે જેમ * સમજાણું રે, પુરૂ, આ પદમાં તેમ લખાણું રે પુરૂ. (૨૦)

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ચતુર્થ પ્રકરણે આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદગુરૂ દેવાનંદસ્વામી સંવાદે સ્વામીશ્રીનું ગુજરાતી કાવ્ય સાહિત્ય નામ નવમો અધ્યાય સમાપ્તઃ ॥ ૯ ॥

-- // --

**શ્રીજી**

**અધ્યાય ૧૦ દશમો**

## સ્વામીનું ગુજરાતી કાવ્ય સાહિત્ય

(૩૧) ઘનશ્યામ મંદિર મોરેરે રસિક પિયા ઝૂલોહો નવલ હિંડોરે રે.

ઉપરના ઠુમરી રાગના હિંડોળાના ચાર પદો સ્વામીએ વડતાલમાં જ્યરે શ્રીજી મહારાજ આંબાની ડાળે બાર બારણાવાળો (સદ્ગુરૂશ્રી નિષ્કુળાનંદજીસ્વામીએ ઘડેલો) હિંડોળા બાંવાને ઝુલ્યા એ સમયની શોભાનાં બનાવેલ છે.

(૩૨) કુંજ વિહારી, કુંજવિહારી રે, માયા મુને લાગેલ છે જો વ્હાલા

લોયાગામે એક સમયશ્રીજી મહારાજ પાંચસો પરહંસો સાથે પધારેલ ત્યારે ગામ બહાર નાયકે પાટના પૂતળાનો ખેલ કર્યો તેમાં તેઓ

* વાંચો ગઢડા પ્રથમ પ્રકરણનું ૩૩ મું વચનામૃત ''પછી મુક્તાનંદસ્વામીએ અને બ્રહ્માનંદસ્વામીએ કહ્યું કે અમારે તો સમજણનું અંગ છે.''



બોલે જે ''મેલ ધુતારા મેલ ધુતારા, કહુ છું ક્યારની રે પાલવડો મારો,'' તે સાંભળીને મહારાજે સદ્ગુરૂ બ્રહ્માનંદ સ્વામીને નેત્રે કરીને સાન કરી, એટલે સ્વામીએ ઉપરના ચારે પદો ત્યાંજ રચી ગાઈ સંભળાવ્યા હતાં, તેમાં પધ ત્રીજું પ્રથમ રચેલું હતું,'' કહાન કાળો રે, કહાન કાળો રે, મારી મુને નેણ કટારી રે.''

## (૩૩) વાતડલી રહોને રાતડલી, વહાલા પુછું એક વાતલડી

એક વખત મહારાજ ગઢડેથી રીસાઈને ચાલ્યા તે ગામ લીંબલીમાં સગરામ વાઘરીને કુબે જઈ રાત્રી રહ્યાં, અને ત્યાંથી પાછા દોડીને 'કાણોતર' ગામે ગયા, ત્યાં વેજો અને શાદુળ નામના ગોકળી (ભરવાડ) ને ઘેર જઈને છાના રહ્યાં. પાછલ સુરોખાચર અને શ્રી બ્રહ્માનંદસ્વામી ઘોડે ચડી શોધવા નિકળ્યા. સગરામ વાઘરીને પૂછતાં તે કહે કે મહારાજ કમોતર ગયા છે તેમ ખબર થતાં બંને કણોતર સગરામ સાથે ગયા. ત્યાં શ્રીજી મહારાજને જાણ થઈ કે સ્વામી અને સુરોખાચર આવે છે, તેથી શ્રીજી મહારાજે ગોકળી વેજાને કહ્યું કે તું અમને કોઠીમાં પુરી દે ગોકળી કહે મારા ઘરમાં કોઠી નથી, પણ મારા ભાઈ શાદુળના ઘરમાં કોઠી છે. અમારા ફળી વચ્ચે વંડી છે તો તેને ટપીને ઝટ ત્યાં જાતા રહો, એટલે મહારાજ ઉતાવળમાં વંડી ટપવા ગયા ત્યાં પગમાંથી એક મોજડી નીકળી નીચે પડી તે જોઈ વેજો કહે કે મહારાજ બીજી પણ આપતા જાવ, નહીં તો હું છતા કરી દઈશ. એ સાંભળી મહારાજે બીજી મોજડી પગમાંથી કાઢીને વેજાને આપી, તે ગોકળીએ સંતડીને દર્શન કરવા રાખી તેટલામાં સુરો ખાચર વગેરે આવ્યા. અને વેજાને કહે કે તારા ઘરમા જ મહારાજ છે, એમ કહી ઘર તપાસ્યું પણ મહારાજ મળ્યા નહીં. પણ મોજડીઉં મળીઉં તેથી વેજો માની ગયો. પછી તેના ભાઈ શાદુળને ઘેર પુછતાં કહે કે, મહારાજ મારે ત્યાં નથી ઘરમાં બૈરાઓ છે. સુરો ખાચર કહે બધા બૈરાઓને ફળીમાં લાવો પછી મહારાજ પણ બૈરાના કપડા પહેરી લાજ કાઢી સહુ સાથે ફળીમાં બૈરાનાં ઘેરામાં આવી ઉભા, પછી સુરો ખાચર તથા બ્રહ્માનંદસ્વામીએ તમામ ઘર તપાસ્યુ તેમ જ કોઠીઉં કાઠલા જોયા, પણ મહારાજ ક્યાં મળ્યા નહીં. પછી રાત્રી પડતા પહેલા વેજા ગોકળીને ઘરે જઈ સહુ સુતા, શાદુળના ઘેર રહી શ્રીજી મહારાજે તમામ રબારી વાસમાંથી બાઈઓને બોલાવી 'મટકી રમવાનું કહ્યું. તેથ સહુ બાઈઓ.'

પહેરી માથે મટુકી મેલી ફળીઆમાં રાસમંડળ રમે તેમ મટકીનું ગીત ગાય અને હીચ લઈ તાળીઓ સાથે ગરબી લે તે જોઈ મહારાજ પણ સહુ સાથે તાળીઓ બજાવી ગીત ગાવા લાગ્યા. એટલે શ્રી બ્રહ્માનંદસ્વામી શ્રીજી મહારાજનો ઘેરો સાધ ઓળખી ગયા. તેથી સુરાખાચર સાથે વેજા ભરવાડને તથા સગરામ વાઘરીને લઈ શુદુલના ફળીયામાં આવીને જોયું તો મહારાજ સ્ત્રીવેષે કરનાં લટકા કરતા જાય અને સહુ સાથે ગાતા જાય, આવી અલૌકિક મનુષ્ય ચરિત્રની લીલા નીરખી સ્વામીએ ઉપરના ચાર પદો રચીને શ્રીજીને પાર્થના રૂપે સંભળાવવા લાગ્યા.કે, -

આંગણીએ ઝાઝુ શું ભણીએ, આવો કાના મારે આંગળીએ (પદ૧)
ઓસરીએ મનડા હરિએ, આવો પ્યારા મારી ઓસરીએ (પદ૨)
ડોલરીઆ રંગના ભરિયા, હસીને બોલો હરિ ડોલરીઆ (પદ૩)
વાતલડી રહોને રાતલડી વ્હાલા પુછૂં એક વાતલડી (પદ ૪)
પીતાંબર સાટે મારા પ્રીતમ સાડી લાવ્યા નવી ભાંતલડી, વ્હાલા.
મોરલડી લઈ મન મહોન દીધું વેલણ કોને દાતલડી, વ્હાલા.
જેને ઘેર રજની તમે જાગ્યા, કોણ હતી એની જાતલડી, વ્હાલા.
બ્રહ્માનંદ કહે સંશે થયો નહી, ધન્ય છે તમારી છાતલડી, વ્હાલા.

પછી શ્રીજી મહારાજને સાથે તેડી સૌ ગઢપુર આવ્યા. ઉપરના પદો સિવાય ''કાણોતરની લીલા'' એ નામના બીજી પદો પણ છે એમ જાણવામાં આવેલ છે.

(૩૪) મુને રોકોમાં મહારાજ માણીગર માવજી,
મહારે ઘેર છે ઝાઝું કાજ, નટવર નાવજી.

ગઢડામાં બ્રહ્માનંદ સ્વામી માંદા થયા, ત્યારે શ્રીજી મહારાજ જોવા પધાર્યા, અને શ્રીહરિએ ચંદન ઘસાવીને સ્વામીના આખા શરીરે સ્વહસ્તે ચંદન આર્ચ્યું. પછી ઉતારે આવી બાઈઓ હરિભક્તોને વાત કરી તેથી તેઓ સર્વે એ પોતાની આવરદા આપી પછીબ્રહ્માનંદસ્વામી સાજા થયા. પછી એક કાગળમાં ઉપરના બે કીર્તન બનાવીને મહારાજને લખી મોકલ્યા. તે કીર્તન સાંભળીને મહારાજ બોલ્યા જે ''હવે સુજે તેટલા મેણા મારો પણ હવે તો રહ્યો તે રહ્યો જ''

(૩૫) પ્રાણસનેહી ઘરૂં આવો પિયારા
હિયરા ધીર ધરતુ નહિ મેરા



ઉપરનાં પદો શ્રીજી મહારાજ સ્વધામ ગયા પછી સ્વામીએ જુનાગઢથી ગઢપુર આવીને શ્રીગોપીનાથજી મહારાજના દર્શન કરવાને ગયા ત્યાં ગદ ગદ કંઠે ગાયા, ત્યારે શ્રીજી મહારાજ તે મૂર્તિમાંથી પ્રત્યક્ષ આવીને સ્વામીને પુષ્પનો હાર પહેરાવી ગયા. તે પછી સ્વામીને ધીરજ આવી.

(૩૬) જેઠે જીવન ચાલિયા, નિરમોહી મારા નાથ
દર્શન વિના દુઃખીઓ, સરવે વ્રજનો સાથ

ઉપરના બારમાસી પદો સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના છેલ્લામાં છેલ્લી ગુજરાતી કૃતિમાં છે. તેમા છેલ્લા તેરમાં પદની છેલ્લી કડીમાં શ્રીજી વિયોગ સહન નહિં થતા કરગરી, આર્તનાદથી પ્રાર્થના કરીકે,

બ્રહ્માનંદની વિનંતી, ઉર ધરજો અવિનાશ;
મહેર કરીને માવજી, તેડી લેજો તમ પાસ.

ઉપરની છેલ્લી કડને ફરેવવા શ્રી દેવાનંદસ્વામીએ સ્વામીશ્રીને ખૂબ પ્રાર્થના કરી, પણ સ્વામીએ કહ્યું કે, ''હવે તે નહિં ફરે.'' એ બારમાસીના પદો રચ્યા પછી સ્વામીએ ગુજરાતીમાં એક પણ કાવ્ય પંકિત લખી નથી. તેવું સદગુરૂશ્રી દેવાનંદસ્વામીના કહેવાથી કવીશ્વર દલપતરામભાઈએ પોતાની ટીપણીમાં લખેલ છે.

(૩૭) માતાજી જશોદારે મેલો ઘેર માહરે રે,
કાનજીને મૈડું વલોવા કાજ ॥ ટેક ॥

જેતલપુરવાળા ગંગામાને શ્રીજી મહારાજ પોતે 'મા' કહીને બોલાવતા. એ ગંગામાને ત્યા એક સમય શ્રીજી મહારાજ છાના રહ્યાં. ઘણા દહાડાથી શ્રીજીના દર્શનનો લાભ મળેલ નહીં. તેથી સુરાખાચરને સાથે તેડી શ્રી બ્રહ્માનંદસ્વામી ગંગામાને ઘેર ઝઈને તેની ઓસરીમાં બેસી સિતાર બજાવીને ગંગામાને જશોદામાં કહી ઉપરનું કીર્તન સંભળવતા જાય કીર્તન પુરૂં થતાં તો શ્રીજી મહારાજ ઓસરીમાં પધાર્યા અને દુધ ભાત સાકરમાખણ મંગાવી પોતે જમ્યા અને પ્રસાદી સ્વામીને તથા સુરાભક્તને આપી. પછી અમદાવાદ પધાર્યા એ કીર્તન એકલીયું છે, તે બ્રહ્માનંદ કાવ્ય (બીજી આવૃતિ)માં છે.

(૩૮) સુણ્યાં મેયા રાણીનાવચન મનમાંરે.

(પાંઠાંતર છે કે) મુક્તનાથ જઈનેં તપ કીધેલું રે,
સાધી જોકળા જગદીશ, બલિહારી નવલ ઘનશ્યામ રે ।।

ઉપરના પદ મહારાજ વનમાં ફરતા ફરતા બુટોનગરમાં મયારાણીને ત્યાં પધાર્યા અને મૈયારાણીએ ત્યાં કાયમ રહેવાની વિનંતી કરી એ પ્રસંગના સ્વામીના રચેલો છે.

૪૦ શેરી ભલી પણ સાંકડી રે, નગર ભલા પણ દુર રે.
શામળીઆ એકવાર ગઢડે પધારજો રે,

ઉપરના પદો શ્રીજી મહારાજના ધામમાં ગયા પછી સ્વામી ગઢડા ગયેલા ત્યારે બધુ શ્રીજી વિનાનું સુનુ જોઈને વિરહ છતાં બનાવેલા જણાય છે.

(૪૦) મનમાં આવે તો જમજો મેવા, દુધની રેડા રેડ,
નવરા બેઠા નાથજી કરજો, વાંક વિના વઢવેડ

એક સમયે શ્રીજી મહારાજ અક્ષર ઓરડીની ઓસરીએ ઢોલીઆ ઉપર એકલા બિરાજેલ. તે વખતે જોઘો રબારી એ ગાયું ને બે વાછડીઉં છોડીને મહારાજ પાસે દોવા આવ્યો. ત્યારે જોઘે કહ્યું કે વાઘડી ધાવે છે તે વાળી લ્યો. ત્યારે મહારાજ ઢોલીએથી ઉઠીને વાછડી વાળવા ગયા, તે સમયે ગાય મહારજને મારવા સામી આવી,ત્યારે જોઘો કહે કે, ''કાં આવોને ઓરા ? અને તમે જ્યારે કૃષ્ણઅવતાર ધર્યો હતો ત્યારે ગોપીઓને અને ગાયુંને વશ કરીઊં હતી, અને આ અવતારે તો પરહંસ, સન્યાસી, બ્રહ્મચારી કાઠી, પાળા, સત્સંગી બાઈ ભાઈ તે સહુને વશ કરી લીધાં છે. તેથી ગાયુની ગોવાળી ભુલી ગયા લાગો છો.'' એમ કહીને ગાયની વાછડી વાળી અને તાંબડીમાંથી દોયેલું ધારોણ્ય દુધ ગાલી એક મોટી તાંસળી ભરીને મહારાજને પ્રેમથી પાયું, તે વખતે એક બાઈએ તે જોયું. એટલે તે દિવસે જે બાઈનો થાળ હતો તેમને તેણે જોઈને સંભળાવ્યું કે, ''તમો તો થાળ કરાવો છો, પણ મહારાજને આજ જોઘે ખૂબ ખૂબ દુધ પાયું છે, તે થાળ હવે શુ જમશે ? તે સાંભળી તે થાળવાળાં બાઈ એ આવીને મહારાજને કહ્યું કે '' શું મને દુધ ન મળત ?'' ત્યારે મહારાજ કહે કે, અમને તો રોજથી બમણો થાળ જમશું. પછી બાઈ થાળ કરીને લાવ્યા, તે તમામ થાળ મહારાજ જમી ગયા ત્યારે બ્રહ્મચારી બોલ્યા જે જરાક તો પ્રસાદી સહુને આપવાને રહેવા



દ્યો પછી જરાકમરમવાળું હસીને ચળુ કરી ઢોલીયે બીરાજ્યા, એ પ્રસંગના સ્વામીએ ઉપરના પદો રચેલા છે.

(૪૧) કુમકુમને પગલે રે, પધાર્યા હરિ કુમકુમને પગલે,
મુખપર શોભે જળના બિંદુ, વિઠ્ઠલ મન હરિ લે,

એક સમયે મહારાજ પીપળીએથી ચાલ્યા તે નદીમાં આવીને ઘોડા પાયાં ત્યાંથી ચાલ્યા તે રાઘાવાવ પાસે આવ્યા તે વરસે વરસાદ થયો ન હતો તેથી સારંગપુરમાં એક બાઈએ પ્રાર્થના કરેલ તેથી વાયુ નિકળ્યો અને ગાજવીર થવા માંડયા તેથી મહારાજ માણકી દોડાવા. સાથે કાઠી સ્વારોએ પણ ઘોડા દોડાવ્યા અને દાદાખાચરના દરબારમાં પધાર્યા પછી ઘોડેથી ઉતરીને વરસાદે કરીને પલળેલા વસ્ત્રો કોરો વસ્ત્રો પહેર્યા, એ વખતે બ્રહ્માનંદસ્વામી બોલ્યા જે, ''ભગવાન પણ આવ્યા અને વરસાદ પણ આવ્યો,'' એમ કહી ઉપરના પદો ગાઈ સંભળાવ્યા સદગુરૂ શ્રી પ્રસાદાનંદસ્વામી લખે છે કે, ''અમો સહુ સંતો રાધા વાવ્યે પલળતા પલળતાઘડીક ઉભા; પણ વરસાદ ન રહ્યો, પછી ચાલ્યા તે દરબારમાં આવ્યા,ત્યારે ઉપરના કીર્તનો સદગુરૂ બ્રહ્માનંદ સ્વામી બોલતા હતા તે પછી શ્રીજી મહારાજ થાળ જમી અને પોઢયા.''

(૪૨) હરિજન સાચારે જે, ઉરમાં હિંમત રાખે,
વિપત્તે વરચીરે કદિ દીન વચન નવ ભાંખે,

એક કીર્તનો ભાવનગરના રાજા પાસે રૂપાભાઇ નામના એક રાજપુત સરદાર સત્સંગી રહેતા હતા. (તેઓ ધ્રાંગધ્રા તાબાના કીડી ગામના રહેવાસી હોવાથી તેની અટક કીડીઆ હતી.) તેઓને રાજા વજેસિંહજીએ સંત્સંગના નિયમો મેલી દારૂ પાવા અતિ આગ્રહ કરેલો; (તે હકીકત શ્રી હરિચરિત્ર ચિંતામણી' ના ભાગ ત્રીજામાં વિગતવાર લખાયેલી છે, જે જીજ્ઞાસુએ વાંચવી) પણ રૂપાભાઈએ દારૂ પીધો નહીં, તેથી રાજાએ જીવાઈ પગાર વગરે બંધ કરી દરબારમાં આવવા મના કરી. આમ ચેને ચાર છ માસ ઘણઉં જ કષ્ટ વેઠવું પડેલ એ હકીકત શ્રીજી મહારાજના જાણવામાં આવતાં મહારાજે સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને કહ્યું કે, રૂપાભાઇ ઉપર સંકટ આવ્યું છે તો તેને ધીરજ મળે અને હિંમત આવે તેવા વાક્યો વાળુ કિર્તન રચી મોકલીએ તેથી સ્વામી ઉપરનું કીર્તન રચી તે ચારે પદો શ્રીજી મહારાજને

ગાઈ સંભળાવ્યાં. તે સાંભળી મહારાજ કહે કે ''બ્રહ્મમુનિ !'' તમોએ આ કીર્તન બહુજ સારા કર્યા. આવાંજ ઉપદેશના કિર્તનની રૂપાભાઈને આ વખતે જરૂર હતી. એમ કહીને વર આપ્યો જે, જ્યારે કોઈ સત્સંગીને આપતકાળ આવે ત્યારે આ કીર્તનનું શ્રવણ મનન કરવાથી નિયમ નિશ્ચય, અને પક્ષનું બળ વધશે. અને અમો તેની સહાય કરી આપત્તકાળની શાન્તિ કરશું.'' એવાં આ બળનાં કીર્તનો છે. એમ કહીને રૂપાભાઈ ઉપર ધીરજ રાખવાનો એક પત્ર લખાવી, આ કીર્તનનો ખરડો તેમાં રાખી, એક સ્વાર સાથે ભાવનગર મોકલેલ તેથી રૂપાભાઈની આફત ટળી ગઈ.

''હરિજન સાચારે જે ઉરમાં હિંમત રાખે'' એ કિર્તનનો અને બીજો પ્રસંગ પણ કચ્છમાંથી લખાઈ આવેલ છે. તે નીચે મુજબ છે :

ઝાલાવાડ પ્રદેશમાં સદગુરૂ બ્રહ્માનંદસ્વામી આદિક બીજા ઘણાં મંડળો ફરવા ગયા હતા ત્યારે ધ્રાંગધ્રા મેથાણ જતાં રસ્તામાં ધર્મ દ્વેશી વૈરાગીઓએ સાધુઓએ મારી દ્વેશી તુંમડાંઓ ફોડી, માળાઓ જનોઈઓ તોડી, બીભસ્ત ગાળો આપી, ખુબ માર માર્યા. અસુરોએ મારા મારતા સાધુઓની ચાલી શકાય તેવી સ્થિતિ ન રહી, એટલે એ ગાળાગામની નદીમાં જ (જ્યાં માર માર્યો હતો તેજ સ્થળે) સંધ્યાકાળ થતાં ગોડી આરતી ધૂન વગેરે નિત્ય નિયમ કરી ત્યાં જ રાત્રી વિતાવી. પ્રભાતે સ્નાન કરી (માળા પૂજાઓ તો અસુરો લુંટી ગયા હતા. તેથી) માનસી પુજા કરી, સદગુરૂ બ્રહ્માનંદસ્વામીએ સહુ સંતોને ધીરજ રાખવા અને હિંમત દેવા માટે એ કિર્તનો ત્યાંજ રચી સદગુરૂ મુક્તાનંદ આદિ સંતોને ગાઈ સંભળાવ્યા. એથી સહુને હિંમત આવી. પછી ત્યાંથી મેથાણ ગયા મેથાણના સત્સંગી વિપ્ર દેવરામભાઈ અને પૂંજાભાઇ તથા કાકાભાઇ ક્ષત્રિય, તથા અજો પટેલ (જે મોટા પૂર્ણાનંદ સ્વામી થયા હતા તે) વગેરે ધ્રાંગધ્રા રાજા પાસે ફરિયાદે ગયા, પણ રાજા કહે, ''ગાયો ગાયો લડે તેમાં રાજા શું કરે ?'' આથી તેઓ પાછા આવ્યા અને સહુ સંતો અમદાવાદ શ્રીજી પાસે દર્શને ગયા. ત્યાં અસુરના ઉપદ્રવની મહારાજને મુક્તાનંદ સ્વામીએ વાત કરી તે સાંભળી સંતોની પરીક્ષા કરવા મહારાજ કહે કે ''એવા દુષ્ટ લોકો મારવા આવે ત્યારે તમારે તેના સામા થઈ બીવરાવવા'' એ સાંભળી બ્રહ્માનંદ સ્વામી કહે કે, ભુંડા ભુંડાઈ ન તજે, તો ભલા ભલાઈ કેમ તજે ?'' તે જવાબ સાંભળી શ્રીજી



મહારાજ બહુજ રાજી થયા. પછી મુક્તાનંદ સ્વામીએ શ્રી બ્રહ્માનંદસ્વામીએ નવા કીર્તનથી સંતોને હીંમત અને ધીરજ ધરવા ઉપદેશ કર્યો હતો તે વાત કરીને તે કીર્તનો સ્વામી પાસે ગવરાવ્યા. તે સાંભળીને શ્રીજી મહારાજે બહુજ શાબાશી આપી અને ઉભા થઈ પ્રથમ જ બ્રહ્માનંદસ્વામીને મળ્યા પછી મુક્તાનંદ સ્વામી આદ્રિ મેથાણથી આવ્યા હતા તે તમામ સંતોને મળ્યા, (આ હકીકત મુળીના પુરાણી શ્રી બાળમુકુંદદાસજી સ્વામીએ ભુજ રહેતા હોઈ ત્યાંથી અમોને લખી મોકલી હતી.

એક ત્યાગીને ધ્યાન કરતી વખતે મનમાં પાણીના ફુવારા જેમ અનેક સંકલ્પો ઉઠતા, તેથી શ્રીજી મહારાજ વડતાલથી ગઢપુર આવતા હતા ત્યારે શ્રીજી મહારાજ પાસે પ્રાર્થના કરી કે, મરા સંકલ્પો બંધ થાય તેવો ઉપાય બતાવો ! એટલે શ્રીજી મહારાજ બોલ્યા કે ''આપણે ચાલ્યા છીએ તે ગઢપુર પહોંચતા સુધી 'હરીજન સાચરે જે ઉરમાં હિંમત રાખે' એ કીર્તનો તમો બોલતા આવશો, તો તમારા બધા ઘાટ સંકલ્પો બંધ થઈ જશે'' પછી તે સાધુએ તેમ કરવાથી, તેના સંકલ્પો બંધ થયા હતા. આવા અપૂર્વ મહા પ્રસાદીના ચમત્કારી એ કીર્તનો છે.

એક વખત જેતલપુરમાં સદગુરૂ શ્રી મુક્તાનંદસ્વામીએ અને સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીએ શ્રીજી મહારાજને કહ્યું કે, હમણાં તો નવા નવા કવિઓ થયા છે. ત્યારે મહારાજ કહે કે, નવા કવિઓ ! કીર્તનો બોલો, તેથી નવા કવિએ કીર્તનો સંભળાવ્યા, તે સાંભળીને મહારાજ બોલ્યા જે, ''તમારી કાવ્ય પિંગળના નિયમ પ્રમાણે નથી, માટે તમારે કીર્તનો બનાવવા નહીં.'' ત્યારે તેઓ કહે કે, અમો શું ગાઈએ ? ત્યારે મહારાજ બોલ્યા જે, ''ચાર કવિઓનાં કીર્તનો અમે પ્રમાણ કર્યો છે. (૧) મુક્તાનંદ સ્વામી (૨) બ્રહ્માનંદસ્વામી (૩) નિષ્કૂળાનંદ સ્વામી (૪) પ્રેમાનંદ સ્વામી સહુ સંત હરિભક્તોએ તેમનાં બનાવેલા કીર્તનો ગાવા તમો નવા કવિઓ એ ચારે સંતોના રચેલા કીર્તનો શીખી રહો ત્યાર પછી પુછજો કે અમો શું ગાઈએ ! ત્યારે હું તમોને આજ્ઞા કરીશ'' ત્યારથી સહુ સંત મંડળે, એ ચારે સદગુરૂઓનાં કીર્તનો ખરડામાં ઉતારી શીખવા લાગ્યા.

## સદગુરૂ શ્રી મુક્તાનંદ સ્વામીના મહીમાનું કાવ્ય

સદગુરૂ મુક્તાનંદ સ્વામી શ્રીજી આજ્ઞાથી વડોદરા જઈ સભા

જીતી દિગ્વિજય કરીને શ્રીજીને આદ્રજ ગામે આવી સત્સંગના પ્રતાપની વાત કરી અને શ્રીજી મહિમા કહ્યો. એ સાંભળી શ્રીજી મહારાજ તથા સર્વે પરહંસો, સત્સંગી બાઈ ભાઈ સહુ રાજી થયાં. તે ઉપરથી સત્સંગના પ્રતાપનું અને સદગુરૂશ્રી મુક્તાનંદ સ્વામીનું એક કવિત રચી સભામાં સ્વામીએ ગાઈ સંભળાવ્યું.

## ।। કવિત ધનાક્ષરી ।।

દિન દિન આધિક પ્રતાપ બઢયો લોકનમેં
શોકકે સમુદ્ર પરે ભેખ ડર પાયકે,
ઔર મત પંથકી ઉખારી જડ આદ હુંસે,
ભક્તિકો પ્રતાપ રહ્યો સબ જગ છાયકે,
સનકાદિ નારદ એ સંત મહીં ડોલત હે,
અધમ ઉધારવેકું તવ ગુન ગાયકે,
ઔર હી પ્રતાપ ઊષ અધિક જનાયો સ્વામી,
મુક્તાનંદજી કે ચરન નિકટ બુલાયકે;

ભાવાર્થ - દિવસે દિવસે સત્સંગનો અધિક પ્રતાપ વધવાથી અને ભેઘધારી અસંતો શોક સાગરમાં ડુબી ગયા, તેમજ અન્ય મત પંથીઓની જડ મૂળ ઉખાડીને ભક્તિનો મહા પ્રતાપ આ જગતમાં સર્વ જાગ્યો એ છવાઈ રહ્યો, નારદ સાનકાદિક જેઓ સંત રૂપી પૃથ્વી ઉપર આવી પ્રગટ ભગવાનના ગુણ ગાઈ અદર્મીઓનો ઉદ્ધાર કરવા લાગ્યા, એમ સ્વામીશ્રી સહજાનંદજીએ, સદગુરૂ મુક્તાનંદ સ્વામી મારફત પોતાના ચરણના પ્રતાપે ઉખ (શેરડી) જેવા (અમૃતરસ જેવો) સત્સંગનો અધિક પ્રતાપ જણાવ્યો.

## સદગુરૂ શ્રી નિષ્કુળાનંદ સ્વામીનું મહિમા કાવ્ય

એક વખત શ્રીજી મહારાજ અમદાવાદ પધારેલા, તે વખતે નાથભક્ત વડોદરે રહેતા હતા. તેઓ મૂળ અમદાવાદના વતની હતા. તેઓ પણ ઉત્સવ ઉપર આવેલા, તેમણે અમદાવાદમાં પોતાનું ઘર હતું તે વેચી નાખી શ્રીજીની પ્રસન્નતા માટે સંતને ઘેબરની રસોઈ કરાવી શ્રીજી મહારાજને સ્વહસ્તે પંકિતમાં પીરસાવી સંતોને જમાડી ખૂબ પ્રસન્ન કર્યા. પછી શ્રીજી કર ચરણાદિક ધોઈને પોતાના ઉતારે (જે હાલ રંગમહેલ છે ત્યાં) જઈને ઢોલીઆ ઉપર બીરાજ્યા. સહુ સંતો જમી રહી મારાજના દર્શને આવ્યા. તેમા પ્રથમ સ્વામી નિષ્કુળાનંદજી મહારાજને પગે લાગીને



બેઠા, તે પહેલાં કોઈ એક સત્સંગીએ શ્રીજી મહારાજે સોના મ્હોરો ભેટ કરેલી હતી. તે સોના મ્હોરોને શ્રીજી મહારાજ મુઠીમાં લઈને નિષ્કુળાનંદસ્વામીને કહે કે, ''જોગી લ્યો મુખવાસ'', એમ કહી નિષ્કુળાનંદસ્વામીના મોઢા આગળ મુઠી વાળેલો હાથ, ધર્યો, ને મોઢામાં મુખવાસ નાખે તેમ, હોઠ પાસે મુઠી રાખીને અતિ હેત જણાવ્યું, પણ નિષ્કુળાનંદસ્વામીએ પોતાનો હાથ લાંબો કરી તેમાં નાંખવા કહ્યું ત્યારે શ્રીજી મહારાજ કહે અમારે તો મુખમા મુખવાસ આપવો છે. એટલે નિષ્કુળાનંદ સ્વામી કહે કે, ''હે મહારાજ કૃપા કરી મારા હાથમાં આપો.'' એવી ઘણીક વાર રકઝક હાલી. તે સમયે સંતો એક પછી એક આવી પગે લાગી મહારાજ સન્મુખ બેસતાં સભા ભરાઈ ગઈ, નાથ ભક્ત પણ મહારાજની પૂજા કરવા સારૂં સર્વ સામગ્રી લઈ ઊભા હતા. પણ ઉપરની હકીકતની રકઝક ચાલતી હોવાથી કંઈ બોલ્યા નહીં. તે જોઈ સદગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામીએ શ્રી નિષ્કુળાનંદસ્વામીને કહ્યું કે, ''જોગી ! મહારાજ કાંઈ તમને ઝહેર નહિં આપે ? ઝટ દઈને મોઠામાં લઈ લીઓ, નાથ ભક્તને પૂજા કરવી છે તે ખોટી થાય છે.'' ત્યારે શ્રી નિષ્કુળાનંદ સ્વમી કહે કે ''મહારાજ જો મને ઝહેર આપશે તો પણ તે હું હેતે કરીને લઈશ; પણ મને મુઠી ઉઘાડી બતાવીને આપે.'' તે સાંભળીને સદગુરૂ મુક્તાનંદસ્વામી બોલ્યા કે, ''હે મહાપ્રભુજી ! આ જગતમાં જોગીહઠ, રાજહઠ, બાળહઠ અને સ્ત્રી હઠ, ઘોડાહઠ ઈત્યાદી હઠું કહી છે, પણ ભગવાનની હઠ, તો અમે ક્યાંયે સાંભળી નથી., માટે હે ભક્તવત્સલ ભગવાન, હવે તેમો હઠ છોડી, દવા લાવી મુઠી ઉઘાડો કે તેથી જોગીને સંતોષ થાય.'' તે સાંભળી મહારજે મુઠી ઉઘાડી ત્યારે તેમાંથી પાંચ સોના મ્હોરો નીકળી. તે જોઈને શ્રી નિષ્કુળાનંદસ્વામીએ મહારાજને લાકડીઆ (ગામ)ની વાત સંભારી આપી કહ્યું કે, ''તમે જ્યારે દ્રવ્યને ધુળમાં દટાવી તેના માથે અમોને ઝાડ ફરાવ્યા, ત્યારે માયાએ આવી હાથ જોડી તમોને કહ્યું કે ''હે પ્રભુ તમે તો મરા ઉપર બહુ કરી.'' ત્યારે આપે માયાને કહેલ કે, ''તારો લાગ આવે ત્યારે સંતોના મુખમાં ઝાડો કરજે'' તે સાંભળી મહારજ બોલ્યા કે ''શાબાશ, નિષ્કુળાનંદ સ્વામી શાબાશ; શાબાશ, જોગી શાબાશ; અમારા છેતર્યા પણ તમો છેતરાયા નહી'' તે સાંભળી નિષ્કુળનંદ સ્વામી કહે કે ''અમારૂં કોઈ વું પ્રારબ્ધ આવી નડે તો ભલે; તો હું સ્ત્રી, દ્રવ્યમાં ક્યારેય છેતરાઉ નહીં.'' ત્યારે શ્રીજી મહારાજે રાજી થઈને આશીર્વાદ આપ્યો જે. તમારૂં પ્રારબ્ધ પણ

તમને નહિં છેતરી શકે.; એમ કહીને પાછુ મહારાજ કહે કે દ્રવ્ય સારૂ તો ત્રિલોકમાં મોટા મોટા દેવતાઓ, રાજાઓ મહારાજાઓ, જોગી જતીઓ પણ લડી મરે છે. તેનો ત્યાગ કરે એવો તો આજ આપણી પાસે જ સાધુઓ છે. એ સાંભળી સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી એ નીચેનો મનહર છંદ ત્યાં જ સભામાં રચી સંભળાવ્યો.

## મનહર છંદ

વિત સારૂ વઢી મરે, રાય રંક નારી નર.
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, જેનો જ નિવાસ છે,
જોગી, જતી, તપસી, સન્યાસીઓ જ તજે ધન,
વાસના તો વિતની ને, તેના તો તે દાસ છે,
દ્રવ્ય પર મળ મુત્ર, કરી તેનો ત્યાગ કરે,
એવા તો આ સમય સાધુ, આપણી પાસ છે,
કહત હે બ્રહ્માનંદ, શ્રી મુખે શ્રી હરિ કહે,
નિષ્કુળાનંદજીને અધિક શાબા છે. ાા ૧ ાા

શ્રી વડતાલમાં શ્રીજી મહારાજે બંને આચાર્યો સ્થાપન કર્યા એ શુભ માંગલિક પ્રસંગની સભામાં સ્વામીએ નીચે લખ્યા બે છપ્પય છંદો રચી શ્રીજીને સંભળાવ્યા હતા.

## ાા છપ્પય છંદ ાા

જેષ્ટ હી રામ પ્રતાપ, અનુજ ઈચ્છારામ જાણો,
હરિપ્રસાદ હી વાત, રામનંદ ગુરૂ વખાણો;
અવધપ્રસાદ, રઘુવીર, દોઉ આચારજ કીને,
શરણાગત સુખકાણ, અભયપદ આપહિ દીને;
શ્રી ધર્મતનય પૂર્ણેન્દ્ર પુનિ, વાર વાર વંદન કરૂં,
કહે બ્રહ્મમુની પરી બ્રહ્મસે, તિહિ ચરનનમેં ચિત ધરૂં. ાા ૧ ાા

## શ્રી મંગલ રૂપ શ્રીજી સ્વરૂપ છપ્પય,

મંગળ ચરણ મરાળ, ગતી અતિ મંગળ જાણો,
મંગળ કટી પ્રદેશ, નાભિ મંગળ હિ વખાણો,
મંગળ હૃદય વિશાળ, મંગળ કર લટકાં કહિયે,
મંગળ રૂપ અનૂપ, નિરખી, અતિ મંગળ થહિયે.



શ્રી મંગલ વાણી મુખતણી મંગલ દ્રષ્ટિ વિશાળ હૈ,
કહે બ્રહ્માનંદ મંગલ મુરત, શ્રી સહજાનંદ દયાળ હૈ. ાા ૨ ાા

ઉપર લખ્યા મુજબ ૪૨ બેતાલીસ પ્રસંગોના કીર્તનોની હકીકત મળેલી તે લખી છે. હવે બે ખરડાઓ હસ્તલખીત પ્રસાદીના કીર્તનો શ્રીજીએ સન્મુખ બેસી સાંભળેલ તેની નોંધ નીચે મુજબ છે.

(૧) સદ્‌ગુરૂશ્રી પ્રસાદાનંદ સ્વામી પોતાનાં ગ્રંથમાં નીચે લખ્યા કીર્તનોની નોંધ કરી પોતે લખે છે કે, ''આ કીર્તનો શ્રીહરિની આગળ સંતોએ ગાયેલા છે. ને તે સાંભળીને શ્રીહરિ રાજી થયેલા. તેમાં કેટલાએક તો સદ્‌ગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામીએ પોતે જે દહાડે બનાવ્યા, તે જ દહાડે શ્રીજી સન્મુખ ગાયેલા છે.

## શ્રી પ્રસાદીના કીર્તનોની મુખ્ય કડીઓની યાદી

(૧) નવલ પ્રીતમ ગતિકો લખે તેરીયાં. (૨) ઘરમાં જઈને રે કે વાલમ વિચાર્યા, (૩) એક દિન જમના તટ આવી કે કૌતકી કીધું કાનુડે. (૪) આજ આવ્યા તે કેમ ઉતાવળા સાચું બોલોને. (૫) મુને રોકે મા મહારાજ માણીગર માવજી. (૬) ઘનશ્યામ મંદિરીએ મોરે રે રસિક પીયા. (૭) ગોરસ લઈને ગોપકા ચાલી વેચવા કાજે. (૮) કાનુડો રે, કાનુડો રે, જમુનાજીને આરે, પાણીડાં વારે.(૯) મારે આજ પ્રિતમ ઘેર આવીયા. (૧૦) એજી મુકે માયા લાગી રે ભેળું મુને વાલૈડે. (૧૧) સખી જોને આ બાળક નાનો રે, (૧૨) ગૈતી ગૈતી ભરવાને નિર, કેશરીયે વાઘે રે, (૧૩) ગોકુળથી ગિરધારી રે, મથુરા થઈ રહ્યા. (૧૪) ઓરા ઓરાને આવોરે મોહન મતવાલા. (૧૫) મેં તો સગપણ કીધુ રે શામળીયા સાથે. (૧૬) રે સગપણ હરિવરનું સાચું. (૧૭) બની રાધે માધો જોડ સખી. (૧૮) નારાયણ નામ લેને તું પ્રાણી રે, (૧૯) એક સમે હરિ વનમાં ઉભા વેણ વાયરે. (૨૦) સજ્યા શણગાર શોભના રે આજ સખી વજરાજ. (૨૧) હાં રે મન લીધું મોરલડીનાં તાન મારે, (૨૨) ચાલ સખી જોવાને જઈયે, ખાંતીલો વનમાં ખેલે રે, (૨૩) ગૈતી ગૈતી ભરવાને નિર સૈયરૂં ના સંગમાં રે લોલ. (૨૪) છોગાંવાળા હો. છેલ મારા જીવન પ્રાણ છો. (૨૫) નારૂ છોગું આવીને મારા ચિત્તમાં વસ્યું. (૨૬) ઓરા આવો નટવર નાનડીયા (૨૭) હાં રે મેં તો બંદી તેરી ચરન લગાય લેરી, (૨૮) એકલાં કેમ રેવાય તમ વિણ વાલજી. (૨૯) વાલા લાગો છો વિશ્વઆધાર રે સગપણ. (૩૦) મીટડીલી મારી માવે મુને મીટલડી મારી. (૩૧) લાગ્યો મારે

નટવરથી નેડો. (૩૨) વાલે યગાડી રે વાંસળી રે, માવે વગાડી છે મોરલી. (૩૩) તમે મીઠું બોલીને મન લીધું રે મીઠડા બોલાજી. (૩૪) વાલીડા વેરો કીધો રે કુંજ વિહારી. (૩૫) બદ્રિપતિ નર નારાયન કો, મેં દ્વાલીબંધ કહાઉંરી (૩૬) વાલા આવોને મારે ઘેર રે વારી જાઉં વાલમજી. (૩૭) ચાલો ચાલો સૈયસ્નો સાથ વ્રંદાવન જઈ યે રે. (૩૮) બાવા નંદ તેણે દરબાર નોબત વાજે રે. (૩૯) રૂપાળો રંગરેલ વાલો લાગે રૂપાળો રંગરેલ. (૪૦) તમે નાના દીવાના કુંવર નંદના (૪૧) વ્રજમાં એક સમે વ્રજરાજકે ઓડો લીધેલો રે લોલ. (૪૨) હોલી જોને આ નંદકુમાર સલુણો શોભતા. (૪૩) મોરે મોલે આજોજી નંદકીશોર. (૪૪) આવનારે મેરે મનકે મેરમ સલુને સાંવરે. (૪૫)હરિજન સાચા રે જે ઉરમાં હિંમત રાખે. (૪૬) મેં તો સરવેં સંગાથે તોડી રે સાહેલી (૪૭) સખી ગોકુળ ગામના ચોકમાં રે. (૪૮) રંગીલો રંગડાને ચટકે રે, મારૂં મન લીધું. (૪૯) સનેહી શામળો મારા નેણાંનો શણગાર. (૫૦) હો અવળીલા અળવન કીજે. (૫૧) મોળીડામાં મોઈ રે છેલાજીના મોળીડામાં (૫૨) સુન માત જશોદાગોરી તેરે લાલ અંગુઠી ચોરી. (૫૩) સુણ્યાં મૈયા રાણીના વચન મરમનારે. (૫૪) આજ ગૈતી હું તો જમના પાણીરે. (૫૫) કેજો કાનાને કૂબજાને વશ થઈ કેમ બેસી રહ્યા. (૫૬) મુખડાની માયા લાગી રે મોહન (૫૭) આંગણીએ ઝાઝું શું ભણીએ. (૫૮) જાણ્યાં જાણ્યાં રે અમે જાણ્યાં. (૫૯) એની વનમારે બંસી બોલે (૬૦) આવો અલવીલા મંદિરીએ મારે. (૬૧) જમોનેં મારા નાથજી સારૂં સારૂં (૬૨) અધમ ઓધારણ એવિનાશી. (૬૩) મુને કીધેલ કાનુડે રે દીલ લઈ નેદીવાની (૬૪) કીધેલ ઘેલીરે માવે મુને મંત્ર ભણી. (૬૫) લગાડી તેં પ્રીત લાલ રે પ્રીતલડી તો લગાડી, (૬૬) મથુરામાં જાશો મથુરામાં જાશો માવરે.

ઉપરના છાસઠ પદોમાં કેટલાએક આપણે જે કીર્તનોના પ્રસંગો આગળના અને ચાલુ અધ્યાયમાં આવી ગયા તે પણ છે. હવે નંબર (૨) ના સદ્દગુરૂ શ્રી દેવાનંદસ્વામીની નોંદ પોથીના પદો વાંચીએ.

(૨) સદ્દગુરૂ શ્રી દેવાનંદસ્વામીએ કવીશ્વર દલપતરામને પોતાની ટીપણી બુકમાંથી નીચે લખ્યા પદો (કીર્તનો) સ્વામીશ્રીએ શ્રીજી મહારાજને સંભળાવીને, પ્રસાદીનાં વસ્ત્રો થાળ, ચરણારન્દિ, હાર વગેરે મેળવેલ, તે યાદીમાંથી નોંધાવ્યા હતાં. તેનું લીસ્ટ આમાં પણ ઘણાંએક પદો આપણે વાંચી ગયા તે જ ફરીને આવેલ છે, પરંતુ તે પ્રસાદીની ટીપણી બુકમાં જે નોંધ મળેલ છે તે આ નીચે આપવામાં આવેલ છે.



(૧) આજની ઘડી રે, ધન આજની ઘડી, (લાડુદાનજી)
(૨) મે બુબન મે ક્યા રહું, મેરા દિલ લુભાનાવે. (લાડુદાનજી)
(૩) માતાજી જશોદારે મેલો ઘેર માહરે રે, (જેતલપુરમા)
(૪) કાનસે નેડો. કાનસે નેડો, લગો મકે કાનસે નેડો, (કચ્છી)
(૫) નૈનુમેં સહજાનંદ વે, નૈનુમેં સહજાનંદ.
(૬) વાસુદેવ નારાયન વિશ્નુ મોહન કૃષ્ણ મુરારી (અષ્ટોત્તર શતાનામાવલી)
(૭) માઈ ફુલન હિંડોરે ઝુલે, કિવિત)
(૮)બલીહારી ઘનશ્યામ સુંદરની. (ધર્મવંશ મહિમાના)
(૯) કાંઈ હઠ રખો છો જી માંકા રાજ (મારવાડી ભાષાના)
(૧૦) નાનકડા રે નાનકડા તમે નંદકુમાર. (દાણલીલા પદ. ૯)
(૧૧) * આજ આવ્યાતા કેમ ઉતાવળા, સાચુ બોલોને.
(૧૨) + કમાણીઆ કાંઈ કુબજા જાણે, કહાન કુંવર વશ કીધારાજ કામણીઆં.
(૧૩) મોહન મહોલ પધારો રંગ ભીનારે (જેતલપુરના મહોલેં રચેલું)
(૧૪) નંદની નીંગરાડા આડોઅચી, મોકો કુરો ચેથો કહાન વહાલા. (સીંધી)
(૧૫) એક સમે દ્વારિકા નારદમુનિ આવ્યા. (સત્યબામાનું રૂસણું)
(૧૬) સલૂણી છબી સહજાનંદ સુખકારીરે. (ખૈયા ખત્રીને સંબોધીને)
(૧૭) હો સજની મંકા વાલમને બતાય. (મારવાડી ભાષા વિરહના)
(૧૮) એક વાત સુણો વ્રજવાસીરે, (બ્રહ્માનંદસ્વામીની સમજણનું)
(૧૯) હો મન હરના ત્રિયબને નહિ ચરના.
(૨૦) નરનારાયન વાસુદેવ હરિ કૃષ્ણ કૃષ્મ મુખ કહિયે. (પંચવર્તમાનનું)
(૨૧) બદ્રીપતિ નરનારાયન કો દ્વાલીબંધ કહાઉંરી.
(૨૨) કામ તજ્યા તો કયા ભયા, મન દામ વસત મન માંઈ રે,
(૨૩) સીધુસુતાપતી ક્યું ન સંભારે. (ગુઢ્ઢાર્થ પદ ૪)
(૨૩) જ્યાકીપ્રભુ પદમેં નહિ પ્રીતિ.
(૨૫) રામ ભજે સો સબ મેં ભલા હૈ.
(૨૬) હાંજી ભલા જોગી હરિસે જોગ જગવે. (અષ્ટપદી ૪ શ્રીરંગ-૪ બ્રહ્માનંદ)
(૨૭) જીરે વર્તમાન પંચની વારતા રે. (પંચ વર્તમાનનું ધોળ)
(૨૮) માયા કોઉસે તજી નહિ જાવે.
(૨૯) જગત મેં મત કીજે અભિમાન.
(૩૦) દાટયો રેને ચોર દૈવ્યના શું મુખ લઈને બોલેજી. (અષ્ટપદી)

* એ અષ્ટપદીમાં છેલ્લા ચાર પદો પતિવૃત ધર્મના છે.
+ એ કામણીઆ ચારણજ્ઞાતિના વર તોરણે ખાવે ત્યારે ગવાય છે.

(૩૧) હારે નહીં મેલુ રે માવા, મારા નેણુંની આગેથી નહીં મેલુ.
(૩૨) ઓરા આવો મારા લેરખડા લહેરી.
(૩૩) તારો ચટક રગીલો, છેડલો, અલબેલ રે. (ઝીલણીઓ)
(૩૪) જાવ નૈ દેશાંજી નંદકુમાર. (મારવાડી ભાષા)
(૩૫) મથુરાંની વાટે, મથુરાંની વાટે, વાલા નવ જાવું રે, મથુરાની વાટે.
(૩૬) કનૈયા તેરે કાજ હો જોગન હોઉંગી.
(૩૭) દુધ દહીં ઢોળે રે હો, માવો માથડલે.
(૩૮) એક સમે હરિ વનમાં ઉમા વેણ વાયરે. (૨૪ પદો)
(૩૯) મેં વારી તવ નામ પર મહેરમ મતવાલા. (પ્રાર્થના પદ)
(૪૦) અધમ ઉદારણ આવનાશી, તારા બીરદની બલિહારી રે. (બે પદો)
(૪૧) હરિજન સાચારે જે ઉરમાં હિંમત રાખે (પભાતી
(૪૨) રથ જાત્રાનાં (૪૩) અષાડી એકાદશીના
(૪૪) ઓચ્છવની પ્યારી કેશની, આજ એકાદશી ઓચ્છવની.
(૪૫) કોડે કોડે એકાદસી કીજીયે રે
(૪૬) પવિત્રા એકાદશીના (૪૭) શ્રાવણ સુદી એકાદશીના
(૪૮) રક્ષાબંધનના (૪૯) જન્માષ્ટમીના. (૫૦) રાધાષ્ટમીના.
(૫૧) જળજાત્રાનાં. (૫૨) દશેરાના. (૫૩) શરદ પુનમના.
(૫૪) ધનતેરશના (૫૫) કાળી ચૌદશના. (૫૬) દીવાળીના
(૫૭) અન્નકુટોત્સવના. (૫૮) હિંડોળાના (૫૯) ગણેશ ચતુર્થિના
(૬૦) હનુમાન જયંતિના (૬૧) સિદ્ધશ્વર મહાદેવજીના.
(૬૨) મારે મહેલેં આવો, હસીને બોલાવો.
(૬૩) જગત મેં જીવનાં થોરા મ ભુલે દેખી તન ગોરા. (ગઝલ)
(૬૪) મેં વારી પીયા પ્રાનવે, વદન દેખાય ભલાગિરધારી. (શ્રીરંગદાસ)
(૬૫) સ્વામિનારાયણ, સ્વામિનારાયણ, સ્વામિનારાયણ સત્વરે. (શ્રીરંગદાસ)
(૬૬) કાનુડે ધુતારે ઘેલી મુને કિધીરે અલબેલે વ્હાલે.
(૬૭) આજ મેં તો ભેટયારે અંકભર પ્રગટ હરિ (શ્રીરંગદાસજી)
(૬૮) નૈનુરા જોર નજારાવે પીયાતેરે, નેનુરા જોર નજારારે. (શ્રીરંગદાસ)
(૬૯) સુણો સુંદરશામ, એમ ન ઘટે રે તમને દીનાનાથજી (શ્રીરંગદાસ)
(૭૦) માંકે મહોલે આજોજી રે હો સુંદર શામ. (મારવાડી ભાષા)
(૭૧) મેં તો સગપણ કીધુરે શામળીયા સાથે.
(૭૨) સગપણ કીધું રે સાચું, હવે હું રંગ બીજે નવ રાચું
(૭૩) હૈડાંનો હાર હરિ રે, સખી અલબેલો હૈડાનો હાર હરિ.



(૭૪) હું તો ચાલીરે, હું તો ચાલી, શિર લઈ કરમાંય.
(૭૫) વર્યા મેં તો વનમાળી રે શિરને સાટે.
(૭૬) મેં ઢાઢી મહારાજકો, હાજર હુકમ હજુર.
(૭૭) જેઠે જીવન ચાલીઆ, નિરમોહી મારાનાથ *

ઉપર મુજબ શ્રીજી પ્રસાદીના કીર્તનોની યાદી અને પ્રસંગોની હકીકત જે મળી તે લખી છે બાકી તો ઘણાં ખરાં કીર્તનો શ્રીજી મહારાજે સાંભળેલા છે. અને તેથી જ વર આપેલો કે જે, શ્રી બ્રહ્માનંદ સ્વામીના એક સો કીર્તન દરરોજ બોલશે, તેને હું પ્રત્યક્ષ દર્શન દઈશ. એ વર મુજબ ઘણાંક હરિભક્તોને દર્શન આપેલા સાંભળવામાં છે.

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે, શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ચતુર્થ પ્રકરણે ધ. ધુ. આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદ્દગુરૂ દેવાનંદ સ્વામી સંવાદે સ્વામીશ્રીના ગુર્જર કીર્તનો પ્રસંગ નામ દશમો અધ્યાયઃ સમાપ્તઃ ॥ ૧૦ ॥

-- // --

**શ્રીજી**

## અધ્યાય ૧૧ અગ્યારમો

## બ્રહ્મમુનિ ભગવાનની ગાદી પર

એક સમય શ્રીજી મહારાજ ભુજ શહેરથી ગંગારામ જેઠી તથા સુંદરભાઇ અને હીરજીભાઇ આદિ ગૃહસ્થ સત્સંગીઓ, સંતો પાર્ષદો

* એ બારમાસા શ્રીજીએ દિવ્ય સ્વરૂપે સાંભળીને સ્વામીએ છેલ્લી કડીમાં કરેલી માંગણી મુજબ પોતાની સ્વધામ પધારવાની તીથીનેજ દહાડે તેજ ટાઈમે સ્વામીને પોતે દિવ્ય વિમાનમાં પધરાવી પોતાના અક્ષર ધામમાં તેડી જતાં બહુજ પ્રતાપ જણાવ્યો હતો. તેથી તે બારમાસા પણ પ્રસાદીના છે, તેમ દેવાનંદ સ્વામી કહેતા એવું કવિ દલપતરામભાઇ લખે.

સાથે માંડવી બંદર પધાર્યા. માંડવી ગામે ખૈયા ખત્રી નામના વેદાંતીનો મોટો અખાડો હતો. ત્યારે વેદાંતની ચર્ચા દરરોજ થતી, ખૈયાના શિષ્યો સ્ત્રી-પુરૂષો મળી લગભગ પાંચસો હતા અને આસપાસમાં તેની વેદાંતી તરીખેની ઉત્તમ ગણના હતી. પોતાને તેનુ અતિ અભિમાન હતું અને જે મળે તેને ચર્ચા કરી અનેક યુક્તિ પ્રયુક્તિથી પોતાનો શિષ્ય બનાવતો. ''સહજાનંદ સ્વામી કાઠીઆવાડમાં ભગવાનનો અવતાર મનાય છે અને અહીં કચ્છમાં પણ તેના શિષ્યો તેને ભગવાનનો માની પૂજે છે; પણ જો તેઆ મને એક વખત મળે તો હું તેને જીતી તેનો પરાજય કરૂ,'' તેમ કહેતો અને શ્રીજીના મિલાપની રાહ જોયા કરતો, તેવામાં શ્રીજી ભુજ પધાર્યા હતા અને એ યોગભ્રષ્ટ આત્મા પર દયા લાવી, ઘેર બેઠા ગંગા આવે તેમ, તેને ત્યાં (માંડવીમાં) પધાર્યા, ગામથી પશ્ચિમ દિશામાં તળાવના કિનારે મોટા મોટા વડ અને વાવ્ય છે, ત્યાં ઉતારા કર્યો, સદ્દગુરૂ × અદભુતાનંદસ્વામી અને સદ્દગુરૂ પ્રસાદાનંદસ્વામીને ચંદન ચચાવી. ગળામાં મોટો ફુલહાર પહેરાવિ ઘોડા ઉપર બેસારી સ્વામિનારાયણની પધામણી થાય છે, તેવી રીતે ગાજતે વાજતે માંડવીમાં સામૈયુ કરાવી ગામની શેરીઓ, ચોકમાં સંત હરિભક્તોના જુથ્થ સાથે ફેરવીને એક ધર્મશઆળામાં થોડો સમય પાટ ઉપર બેસારીને પછી તળાવને કિનારે શ્રીજી મહારાજ પાસે લાવ્યા.'' એ વાખ ખૈયાના જાણવામાં આવતાં ઘણા સમયથી રાહ જોતો હતો. તેથી સહજાનંદ સ્વામી આજ ઘેર બેઠા આવ્યા તેમ જાણી; તેને જીતવા પોતે પોતાના અનુયાયી અનેક સ્ત્રી-પુરૂષો સાથે પોતાના કુટુંબી માં, ભાઈ, પુત્ર આદિક અને ગામમાં વસતા ઘણા વેદાંતીઓને સાખે લાવી તળાવને કાંઢે શ્રીજીના ઉતારે આવ્યો. તેમાં વેદાંત ભણેલી કેટલીએક સ્ત્રીઓ પણ સાથે હતી.

× આ હકીકત દેવાનંદસ્વામીની નોંધપોથી માંથી તથા સદ્દગુરૂ અદ્દભુતાનંદ સ્વામી કૃત વાર્તા સંગ્રહમાંથી તથા સદગુરૂ પ્રસાદાનંદ સ્વામી કૃત 'સ્વામિનારાયણ વિચરણ લીલામૃત' માંથી તથા સદ્દગુરૂ રૂગનાથ ચરણદાસજી લિખિત ''હરિચરિત્ર ચિંતામણી'' માંથી અને કંઠસ્થ સંતો હરિભક્તો પાસેથી જે મળી છે તેમ લખી છે.



## શ્રીજીની ચાતુરી

શ્રીજી મહારાજ અંતર્યામીપણે એક હિકમત કરવા બ્રહ્માનંદ સ્વામીને કહ્યું કે બ્રહ્મમુનિ ! તમો આ મારા આસને ઉંચી પાટા પર હમણા બેસો, અને હું એ પાટની પાસેનીચે કામળી પાથરીને બેસુ છું કારણ કે, ખૈયો વેદાંતી સ્વવિદ્યાના અભિમાને અહીં પ્રશ્ન-ઉત્તરની ચર્ચા કરવા આવે છે, તે તમને આવીને સહજાનંદ સ્વામીની માની પ્રશ્ન પુછશે. એ વખતે તમો મારા તરફ આંગળી બતાવી, 'એ ઉત્તર કરશે' એમ કહેજો.' એટલે સ્વામીએ પ્રાર્થના કરી કે, મહારાજ આપના ઉંચે આસને આપની હજુરમાં મારાથી કેમ બેસાય ? મને પાપ લાગે.' ત્યારે શ્રીજી મહારાજ કહે કે, સ્વામી અમારે વચને બેસો, તે તો ગુરૂ આજ્ઞા કહેવાય તેમા દોષ ન લાગે. તે સાંભળી સ્વામી કહે કે, 'ઠીક મહારાજ, હું પણ બેઘડી ભગવાનની ગાદી ભોગવી લઉ' એમ કહી પાટ ઉપર બેઠા. અને મહારાજની આજ્ઞાથી સંતોએ સ્વામીને ચંદનની ચર્ચા કરી, ફુલહારો પહેરાવ્યા. અને પાટમાં પાયા પાસે શ્રીજી કામળી પાથરી તદન સાદા વેશમાં સંતો સાથે સંતસ્વરૂપે બેઠા. સ્વામીની મહા કદાવર પુષ્ટ કાયા, શ્વેત આરસ જેવો સુશભિત ગૌર વર્ણ, પ્રભાવશાળી મુખારવિન્દ માણસના ચિત્તને આકર્ષક દિવ્ય દ્રષ્ટિવાળા બ્રહ્મમુનિ પરમહંસોની સભા વચ્ચે પાટ ઉપર ભગવાન જેવા શોભતા હતા, તેવામાં ખૈયો વેદાંતી શિષ્ય મંડળથી વીંટાળાયેલો, કેટલીક શ્રુતિઓ બોલતો બોલાવતો ત્યાં આવ્યો, એટલે પાર્ષદોના કહેવાથી સ્ત્રીઓને સભામા ન લાવતાં થોડે દુર બેસારી. તે સ્ત્રીઓ પણ શ્લોકો બોલતી હતી. ખૈયાની માતા સ્ત્રી સમાજમાં બેઠી હતી. ખૈયો સભામાં આવ્યો અને પાટ નજીક ઉભો રહી પુછ્યુ કે, ''સહજાનંદસ્વામી કોણ છે ?'' તમે છો ?'' સ્વામી કહે કે હા. તમારે જે કંઈ પ્રશ્ન-ઉત્તર કરવા હોય તે મને પુછો એટલે વેદાંતી ખૈયા, કહ્યું કે હું વેદાંતનો આચાર્ય છું. ને મારે વેદાંતના પ્રશ્નો પુછી ચર્ચા કરવી છે. તો ઉત્તર આપશો ? એટલે બ્રહ્માનંદસ્વામી કહે કે, ''એવા પ્રશ્નોના ઉત્તર તો આ સભામાં બેઠા અમારા નાન સાધુ પણ કરશે. એવા ઉત્તરો હું શું આપુ ? માટે તમો ખુશીથી પશ્ન પૂછી ચર્ચા કરવી હોય તે કરો'' એમ કહી શ્રીજી મહારજ સામી આંગળી ચીંધી.

એટલે શ્રીજી કહે કે ''આવો, બેસો મારી સન્મુખ, તમારે જે જે પ્રશ્નો પુછી ચર્ચા કરવી હોય તે ખુશીથી કરો.'' પછી ખૈયા વેદાંતનો સિદ્ધાંતની જે ૧૦૮ ( જે શત પ્રશ્નોતરી છે અને તે છપાઈને પ્રસિદ્ધ થયેલ છે તે) પ્રશ્નો એક પછી એક પૂછવા માંડયા, અને શ્રીજી મહારાજ એ સર્વના ઉત્તરો એક પછી એક કરવા લાગ્યા. એમ ૧૦૮ પ્રશ્નોના ઉત્તર સાદી અને સરળ ભાષામાં સાધારણ અભણ માણસ પણ સમજે તેવી રીતે પોતે કરી બતાવ્યા. એ ઉત્તરો સાંભળી ખૈયો મનમાં વિચારે છે કે, ''આવા મહાન કઠિન તત્વજ્ઞાનના આ અધ્યાત્મિક શાસ્ત્રના જ્ઞાનપુર્ણ પ્રશ્નોના ઉત્તર આ નાના સાધુએ બહુજ સરલ અને ટુંકી રીતે કરી બતાવ્યા જેમાંના કેટલાક કઠિન પ્રશ્નો તો મને પણ સમજાતા નહોતા તે આજે હું તેમના ઉત્તરથી સમજ્યો અને તે ગહન વિષયની મને ઘેડી પડી ગઈ મને તો મનમાં થાય છે કે, આ પરાયણી (વેદવાણી)ના ઉત્તર બ્રહ્મ સિવાય આવી સરલ ગુજરાતી વાણીમાં બીજો કોઈ ન કરી શકે. આ કહેવાતા નાના સાધુમાં જ્યારે આટલું બ્રહ્મજ્ઞાન છે ત્યારે આ પાટ ઉપર બેઠેલા સહજાનંદસ્વામીમાં શું નહીં હોય ? એમ વિચારી સ્વામીશ્રીના મુખારવિન્દ સામું જોતા તેની આકર્ષણ શક્તિ અને શ્રીજીએ કરેલા પ્રશ્નોના ઉત્તરની અલૌકિક શક્તિ આ બન્નેમાં સહજાનંદ સ્વામી કોણ હશે. તેવી શંકા થતા તે મુંઝાયો, પછી પોતાની પાસે બેઠેલા પોતાના કચ્છી વેદાંતી શિષ્યોને સંબોધીને કચ્છી ભાષામાં પુછવા લાગ્યો કે, '' બેલી હેડો (સ્વામી પ્રતિ આગળી ચીંધીને) સહજાનંદ આય ? કે (મહારાજને બતાવીને) હેડો સહજાનંદ આય ?'' તે સાંભળીને તેના શિષ્યો કહે છે કે, હકડો, સહજાનંદ આય બો નાંય આંઈ ચ્યોજે બોમે સે કરે સહજાનંદ આય ? ખૈયો ઘડીક સ્વામી સામુ જુવે તો ઘડીક શ્રીજી મહારાજ સામુ જુવે, તો ઘડીક સભા સામું જોઈને પોતાના શિષ્યવર્ગ સામુ જુવે. હવે શું નિર્ણય કરવો ? થે નક્કી નહીં કરી શકતા શ્રીજી મહારાજ મંદમંદ હસવા લાગ્યા; અને બ્રહ્માનંદસ્વામી સામુ જોઈને ''આનો ભરમ હવે તમે ભાંગો.'' એમ ઈશારાથી સમજાવ્યુ, સ્વામી પણ સઘળી પરિસ્થિતિ પારખી ગયા અને વેદાંતશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, વેદવાણી વગેરેનો સાર ગ્રહણ કરી ખૈયાના એકસો આઠ પ્રશ્નના ઉત્તર સ્વરૂપે માત્ર ચાર જ કડીમાં પોતે કહીને ''આ સહજાનંદ સ્વામી છે'' તેમ અંગુલીનિર્દેશ ચાર વખત



કરી બતાવે છે. તે મેવાડી રાગનું એક પદ રચી શ્રીજી સભામાં પોતાના મધુર કંઠે અને લાક્ષણિક શૈલીથી ગાઈ સંભળાવે છે અને સભા સર્વ શાંતિથી સાંભળે છે.

રાગ મેવાડી

સહજાનંદ સુખકારી રે સલુણી છબી, સહજાનંદ સુખકારી. (ટેક)
વેદાંતી અરૂપી કહે છે, 'ન્યાય' અનુમાને લે છે.
તે આ સંતોમાં રહે છેરે; સલુણી છબી સહજાનંદ. (૧)
નિગમ કહે અનુમાને, મુનિવરને નાવે ધ્યાને;
વ્હાલો તે આ ભીને વાને રે, સલુણી છબી સહજાનંદ. (૨)
સર્વકર્તા સર્વાધારો, સર્વમા સવથી ન્યારો;
પ્રગટ રૂપ તે આ પ્યારો રે, સલુણી છબી સહજાનંદ (૩)
જગજીવન જે અંતર જામી, નામ, સર્વના છે નામી;
તે આ બ્રહ્માનંદનો સ્વામી રે, સલુણી છબી સહજાનંદ. (૪)

એ કીર્તનની ચારે કડીમાં જ્યારે 'આ' શબ્દ આવે છે ત્યારે તે શ્રીજી તરફ અંગુલીનિર્દેશ કરી ચાર વખત શ્રીજીનું પ્રગટ સ્વરૂપ સમજાવે છે. અને કહે છે કે, ''વેદાંત શાસ્ત્ર'' જેને અરૂપી હે છે, ન્યાયશાસ્ત્ર જેને અનુમાનથી ગ્રહણ કરે છે, તે પ્રભુ આ સંતો ભેળા બિરાજે છે. વેદના અનુભવમાં પણ નહિં આવતાં નેતિ નેતિ કહી મુનિઓ પણ તેનુ ધ્યાન ધરતાં દર્શન કરી શકતા નથી, તે પ્રભુ આ, ભીને વાને (ઘનશ્યામ સ્વરૂપે) બિરાજે છે સર્વના કર્તા, સર્વના આધાર સર્વમાં છે, અને સર્વથી ન્યારા પણ છે, તે પ્રગટ સ્વરૂપે પ્રેમેથી અહીં બેઠા છે. જગના જીવન પ્રભુ, તે તો અંતર્યામી છે, સર્વે નામના નામી છે તે જ આ બ્રહ્માનંદનો સ્વામી છે, એમ કહી પોતે પાટ ઉપરથી નીચે તરી શ્રીજી મહારાજને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને શ્રીજીને પોતાના હાથથી ઊભા કરી પાટ ઉપર પધરાવ્યા. ને પોતે નીચે બેઠા. એટલે સદ્દગુરૂ શ્રી મુક્તાનંદસ્વામીએ ઉપદેશની વાતો કરી. તે સાંભળી ખૈયોખત્રી શ્રીજીના વર્તમાન ધારી શ્રીજીની કંઠી બાંધવા તૈયાર થયો. તેના કેટલાએક શિષ્યો કે જેઓ ખૈયાને જ્ઞાનનો મેરૂ પર્વત કહેતા, તે કચ્છી ભાષામાં બોલ્યા કે. ''ગુરો મેરૂ ડગ્યો ?'' ત્યારે ખૈયો કહે છે કે

''હા,'' ડગ્યો આઉં બ્રહ્મ ઈયાં હી બરબ્રહ્મ આય, ઈનસે, બીયો વડો કોઈ નાઈ, હીં હકડો સહજાનંદ આય બીયો કોઈ ઈન જેડો નાંય. આઉં તો ઈન જો દાસ ઈયાં. આંઈ મહુકે મોક્ષ જો ખપ હોય તો સહજાનંદસ્વામી કે શરણે અચો.'' ઉપર મુજબ કહી ખૈયા ખત્રીએ તથા તેના પુત્ર નથુએ તથા તેના ભાઈ ટોપણે વર્તમાન ધરાવી શ્રીજી હસ્તે કંઠમાં કંઠીઓ ધારણ કરી, અને પાંચસો પરહંસ સહિત શ્રીજીને પોતાને ઘેર પધરાવી રસોઈ કરાવી સહુને જમાડયા. ખૈયાના કેટલાએક મુમુક્ષુ શિષ્યો પણ શ્રીજી પાસે વર્તમાન ધરાવી આશ્રિત થયા. આથી આખા કચ્છ ને વાગડ પ્રદેશમાં હાક વાગી ગઈ કે, ''ખૈયાવેદાંતિને સ્વામિનારાયણે શરણે લીધો. ખૈયો સદગુરૂ શ્રીબ્રહ્માનંદસ્વામીને પણ ગુરૂ માનતો હતો. કેમકે.''

ગુરૂ ગોવિંદ દોનુ ખડે, કિસકું લાગું પાય,
પ્રથમ નમુ ગુરૂદેવકું, (જીને) ગોવિંદદિયા બતાય.

એ ન્યાયે સ્વામીએ શ્રી સહજાનંદસ્વામીને ઓળખાવ્યા તેથી સ્વામી પ્રત્યે તેની ગુરૂબુદ્ધિ હતી. સદગુરૂ બ્રહ્માનંદસ્વામીએ પણ ખૈયાને ઉદેશી છ સવૈયાઓ રચ્યા હતા. ''મુખતે ીક બ્રહ્મ બનાય કહે.'' વગેરે વિપરીત જ્ઞાનીના અંગના રચેલા તે પછી બ્રહ્મવિલાસ જ્યારે (સં. ૧૮૮૩ માં) સ્વામીએ રચ્યો ત્યારે તેમા તે છંદો દાખલ કર્યો હતા. તે ઉપરાંત ગુરૂ મહિમાના બે કવિત ર્ક્યા. તે શ્રી બ્રહ્મવિલાસમાં 'ગુરૂદેવના અંગ માં છે, તે પણ તે વખતના જ બનાવેલા હતાં. તેમ કવીશ્વર દલપતરામ ભાઈ લખે છે.'

**સાચા સદગુરૂઓ કેવા હોય તે વિષેનં કવિત**

દેહકો અધ્યાસ સો મિટાત નિજ દાસકું કે,
શત્રુ અરૂ મિત્ર નાંહી, નાંહિ મેરા તેરા હૈ,
આતમાકી ગતિ સાધી, ઓર ન ઉપાઇધ કછું.
સુખ હું કે વારિધિમેં, કિયા નિત્ય ડેરા હૈ,
સિદ્ધિ રહે હાથ જોર, દેખત ન તાકી ઔર,
કામ, ક્રોધ, લોભ, મોહ, મુરસે ઉખેરા હૈ,
કહત હૈ બ્રહ્માનંદ, કાય મન બાની કરી;



એસ હે ગુરૂરાજકું પ્રમામ કોટી મેરા હૈ. ।। ૧ ।।
પારસ પલક માંહી લોહકું સુધાર લેત;
પારસ ભયે તે છીનમાંય હેમ હોી હૈ;
આક ઢાક વૃક્ષનકું, ચંદન સુધારલેત;
આપકે સમાન કીન, શીત ખુશબોઈ હૈ ;
જૈસેં ભ્રંગ કીટકું, સુધારકે ફિરાત અંગ;
ભ્રંગ સંગ ભ્રંગ હોય; કીટ જાતિ ખોઈ હૈ;
કહત હૈ બ્રહ્માનંદ, કાય મન બાની કરી;
તતકાલ શિષ્યકું સુધારે ગુરૂ સોઈ હૈ. ।। ૨ ।।

ખૈયે બીજે દિવસે શ્રીજી તથા પરમહંસોને સૌને પોતાને ઘેર જમાડી જ શ્રીજીના શુભ હસ્તે વર્તમાન ધરાવ્યા અને તે શિષ્ય થયો. પણ મનમાં શ્રીજી મહારાજ કંઈક પરચો બતાવે તેવી અંતરમાં ઈચ્છા તેથી બીજે દિવસે શ્રીજી મહારાજ પરમ હંસો સાથે જ્યારે દરિએ નાવા પધાર્યા ત્યારે દરિઆમાં સ્નાન કરીને થોડે દુર ઝીણી રેતીમાં સભા કરવા મહારાજે આજ્ઞા કરી. ત્યારે ખૈયા ખત્રીએ બે હાથ જોડી અરજ કરી, કે ''મને પાણીની તરસ બહુ જ લાગી છે માટે તળાવને કાંઠે જઈ ત્યાં સભા કરીએ તો ત્યાં પાણીની તરસ છીપાડું. શ્રીજી મહારાજ કહે, ''બહુ તરસ લાગી છે ? ખૈયો કહે મહારાજ. બહુ જ તરસ લાગી છે. એટલે શ્રીજી મહારાજ જે સ્થળે ઉભા હતા ત્યાં પોતાના જમણા ચરણારવિન્દના અંગુઠેથી એક ગોળાકાર લીંટો કર્યો અને પાર્ષદોને કહે કે આંહી વીરડો ગાળો, તેથી તુરત જ પાર્ષદોએ વીરડો કર્યો, તેનું પાણી પીવા ખૈયાને કહ્યું, ખૈયો કહે કે ''મહારાજ આ દરિઆ કાંઠે પાણી મીઠુ ન હોય ? ત્યારે મહારાજ કહે કે, 'આંહી મીઠી સર(સરવાણી) છે, બ્રહ્મમુનિ તમો તે પાણીનો લોટો ભરી ગળીને લોટો પાવ.'' એમ આજ્ઞા કરતા સ્વામીએ તુરત જ વસ્ત્રથી ગળીને લોટો ભર્યો અને શ્રીજી મહારાજને તેં મીઠું જળ પાયું, શ્રીજી પ્રસાદીનું મીઠું જળ વધેલું, તે પાછું તે જ વીરડામાં પધરાવ્યું અને તે મીઠી વીરડી પ્રસાદીની કરી. તે પછી તેમાંથી જળ ભરી તે ખૈયા ખત્રીને સ્વામીએ પાયું, પછી પરમહંસો આદિ સહુએ પીધું. ત્યાં શ્રીજી મહારાજે

સભા કરી. ''ખારા સમુદ્રમાં મીઠી વીરડી'' * થતાં શ્રીજી પ્રતાપે કૈયાને પરચો મળતા નિઃસંશય થયો, હાલ પણ તે જગ્યા 'મીઠી વીરડી' ના નામે પ્રસિદ્ધ છે ને માંડવીના મંદિરના કબજે છે. ત્યાં ઓટો ઉપર શ્રીજી ચરણારવિન્દ પધરાવી છત્રી કરી છે ને છત્રીમાના ઘુમટમાં સદગુરૂ બ્રહ્માનંદ સ્વામી ખૈયા ખત્રીને તે મીઠું જળ પાયુ છે. તેવું શ્રીજી સભાનું ચિત્ર છે. સહુ યાત્રાળુઓ ત્યાં દર્શને જાય છે. ત્યાં જ માંડવનું જાુનુ બંદર હતુ તેના નિશાનો પણ છે; અને સામે મહાસાગર ઘુઘવે છે.

ઉપર પ્રમાણે માંડવીના વેદાંતી ખૈયાખત્રીને સદ્‌બોધી શ્રીજી મહારાજે શિષ્ય કરેલો. હાલ માંડવીમાં જ્યાં ખૈયા ખત્રીનાં ઘર છે. ત્યાં શ્રીજી પ્રસાદીની જગ્યા જાણી છત્રી ચણાવી શ્રીજી ચરણારવિન્દ પધરાવી તે હકીકતનો લેખ પણ નખાવેલ છે. જગ્યા હાલ મંદિરના કબજે છે.

શ્રીજી મહારાજે મનુષ્ય લીલા કરી પોતે શિષ્ય રૂપે સંતોની પંકિતમાં બેઠા અને સદગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામીને ભગવાન બનાવી ખૈયાનું ગુમાન ઉતારી તેની અવળી સમઝણને ખંખેરી શુદ્ધ કર્યો તે વિષે.

દોહા

ખૈયા ખત્રીનું ખરૂં, ઉતારવા અભિમાન;
શિષ્ય રૂપ શ્રીજી થયા, બ્રહ્મમુનિ ભગવાન. ॥ ૧ ॥
સેવક તે સ્વામી થયા, (અને) અને સ્વામી સેવક વૃંદ;
ખૈયાને ખંખેરવા, ભેટયા બ્રહ્માનંદ. ॥ ૨ ॥

---- (સંપાદક)

* માંડવી બંદરના મંદિરના શતવાર્ષિક પાટોત્સવ વખતે સં. ૨૦૧૫ માં પ. ભ. શેઠ શ્રી કલ્યાણજી કરમશી દામજી મુંબઈથી આવેલા, તેમના સાથે અમે ત્યાં (મીઠી વીરડી) જઈ, તે વીરડીના જળે સ્નાન કરી, ખૈયાની તૃષા મટાડયાનું શ્રીજી ઐશ્વર્યનું સ્મરણ કરી ફોટો ગ્રાફ પડાવેલ હતો. (સંપાદક)



## શ્રીજી વચનામૃતમાં સ્વામીશ્રીનો ફાળો
## શ્રી બ્રહ્માનંદસ્વામિએ પુછેલા પ્રશ્નો અને શ્રીજીનાં કૃપા વાક્યો વગરે

શ્રી અમદાવાદ દેશની વચનામૃતની પ્રતમાં પાને ૬૩ મે સર્વ અવતારના અવતારી, અક્ષરાધિપતિ, શ્રી પુરૂષોત્તમ નારાયણના છ હેતુઓ આ લોકમાં પધારવા વિષેના સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીએ આઠ શ્લોકથી કહેલા છે.

## શ્રી વચનામૃતોનું તારણ

(૧) શ્રી ગઢડાના પ્રથમ પ્રકરણમાં નવ વચનામૃતો

(૧) ગ. પ્ર. પ્ર. ૧૧ સ. ૧૮૭૬ના માગસર સુદી ૧૪, તા. ૩૦-૧૧-૧૮૧૯ મંગળવાર સ્વામીશ્રીનો પ્રશ્ન-વાસનાનું શું રૂપ છે?

(૨) ગ. પ્ર. પ્ર. ૨૪- સં. ૧૮૭૬ પોષ સુદી ૬, તા. ૨૨-૧૨-૧૮૧૯ બુદ સ્વામીશ્રીનો પ્રશ્નવિષયમાં ઈન્દ્રિયો અંતઃકરણ તણાર્તા નથી. અને ભુંડા ઘાટ થાતા નથી, ને દ્રઢ નિશ્ચય છે; છતાં અપૂર્ણ પણું રહે છે, ને અંતર સુનું રહે છે, તેનું શુ કારણ છે.?

(૩) ગ. પ્ર. પ્ર. ૩૧ સં. ૧૮૭૬ પોષ વદિ ૨, તા. ૨-૧-૧૮૨૦ રવિ પ્રશ્ન યોગાનંદ મુનિએ શ્રીજીને પુછ્યુ કે ''ભગવાનના ભક્ત બે હોય તેમાં એક તો નિવૃતિ પકડીને બેસી રહે અને કોઈને વચને કરીને દુઃખવે નહીં. અને બીજો ભક્ત, પરમેશ્વરને તેના ભક્તને અન્ન વસ્ત્ર, પુષ્પે કરીને તેની સેવા કરે છે, પણ વચને કરીને કોઈને દુઃખાવાય ખરો, એ બેમાંથી કીયો ભક્ત શ્રેષ્ટ છે ?'' પછી શ્રીજી મહારાજે સદગુરૂ મુક્તાનંદસ્વામી અને સદગુરૂ બ્રહ્માનંદસ્વામી ને તેડાવી ને એ પ્રશ્ન સંભળાવ્યો.

(૪) ગ. પ્ર. પ્ર. ૩૨ માં ૧૮૭૬ ના પોષ વદ ૩, તા. ૩-૧-૧૮૨૦ સોમ ''દીનાનાથ ભટે બ્રહ્માનંદસ્વામીને પ્રશ્ન પૂછયુ જે, ''કોઈ સમયે ભગવાનનું ભજન સ્મરણ આનંદથી થાય છે, અને કોઈ સામે અંતર ડોળી જાય છે ને ભજન સ્મરણનું સુખ આવતું નથી, તેનું શું કારણ છે?''

(૫) ગ. પ્ર. પ્ર. ૩૩ - સંવત ૧૮૭૬ પોશ વદિ ૪, તા. ૫-૧-૧૮૨૦ બુધ મૂઢ, પ્રીતિઅને સમજણ તેમાં તમારૂ કીયું અંગ છે ? ત્યારે મુક્તાનંદસ્વામી અને બ્રહ્માનંદસ્વામી બોલ્યા જે ખમારે તો સમજણનું અંગ છે.

(૬) ગ. પ્ર. પ્ર. ૩૧ં. ૧૮૭૬ પોશ વદિ ૧૧, તા. ૧૧-૧-૧૮૨૦ મંગળ સદગુરૂ બ્રહ્માનંદસ્વામીનો પ્રશ્ન, સર્વ સુખના ધામને સર્વથકી પર એવા પરમેશ્વર તેમા જીવની વૃતિ ચોટલી નથી ને માયિક પદાર્થમાં ચોટે છે તેનું શું કારણ છે?''

(૭) ગ. પ્ર. પ્ર. ૪૪ - સં. ૧૮૭૬ ના મહા સુદિ ૮, તા. ૨૨-૧-૧૮૨૦ શનિ સદ્‌ગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીનો પ્રશ્ન-'એવી દ્રઢ પ્રીતિ થવાનું શું સાધન છે ?'

(૮) ગ. પ્ર. પ્ર. ૪૯ - સં. ૧૮૭૬ મહા સુદિ ૧૪, તા. ૨૯-૧-૧૮૨૦ શનિ સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીનો પ્રશ્ન - 'ભગવાનમાં જોરે કરીને રાખીએ ત્યારે વૃતિ રહે છે, ને જગતમાં એની મેળે રહે છે, તેનું શું કારણ છે ?''

(૯) ગ. પ્ર. પ્ર. ૬૧ - સં. ૧૮૭૬ ના ફાગળ વદિ ૩, તા. ૩-૩-૧૮૨૦ શુક્ર સ્વામીશ્રીનો પ્રશ્ન, ''આત્મનિષ્ટા અંતકાળે કેટલી સહાય કરે છે ?''

(૨) શ્રી કારીયાણીના ત્રણ વચનામૃતો

(૧) શ્રી કારીયાણીનું ૬ સં. ૧૮૭૭ આસો વદી ૦) તા. ૫-૧૧-૧૮૨૦ રવિ, સ્વામીશ્રીનો પ્રશ્ન - ''મત્સર ટાળવાનો શો ઉપાય છે ?''

(૨) શ્રી કારીયાણીનું ૯ સં. ૧૮૭૭ કાર્તિક સુદી ૫, તા. ૧૦-૧૧-૧૮૨૦ શુક્ર, મહારાજે નિત્યાનંદ સ્વામી તથા બ્રહ્માનંદ સ્વામીને પ્રશ્ન પૂછયું જેએવી મલિન રીસ હોય જે જેની ઉપર આંટી પડે, તે સંઘાથે આંટી મુકેજ નહિં, પાડાની પેઠે રીસ રાખ્યા જ કરે. એવો જે હોય તેને સાધુ કહીએ કે ન કહીએ ? પછી એ બે બોલ્યા જે એવો હોય તેને સાધુ ન કહેવાય.

(૩) શ્રી કારીયાણીનું ૧૦ સં. ૧૮૭૭ કાર્તિક સુદિ ૧૦, તા. ૩૦-૧૨-૧૮૨૦ મંગળ, સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામીએ બ્રહ્માનંદસ્વામીને પ્રશ્ન પુછયો જે, કેવો પુરૂષ હોય તેને દેશ, કાળ, ક્રિયા, સંગાદિકે કરીને પરાભવ ન થાય ?

(૩) શ્રી લોયાના પાંચ વચનામૃતો

(૧) લોયાનું ૨ સં. ૧૮૭૭ કાર્તિખ  વદી ૧૧, તા. ૧-૧૨-૧૮૨૦ શુક્ર, સ્વામીશ્રીનો પ્રશ્ન ''કાર્યથી કારણ મોટુ જોઈએ. વડનું બીજનાનુ કેમ ?''

(૨) લોયાનું ૧૦ સં. ૧૮૭૭ માગશર સુદિ ૮, ૧૨-૧૨-૧૮૨૦ મંગળ, સ્વામીશ્રીનો પ્રશ્ન, ત્રણ પ્રકારની સ્ત્રીને દેખીને વિકિત જણાય છે. ને વિકાર ન થાય, તેને ક્યો વેગ જાણવો ?

(૩) લોયાનું ૧૩-સં. ૧૮૭૭ ના માગશર વદી ૧૧ તા. ૩૦-૧૨-૧૮૨૦ મંગળ, સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામીએ બ્રહ્માનંદસ્વામીને પ્રશ્ન પુછયો જે, કેવો પુરૂષ હોય તેને દેશ, કાળ, ક્રિયા, સંગાદિકે કરીને પરાભવન થાય ? ''

(૪) લોયાનું ૧૫- સં. ૧૮૭૭ ના માગશર વદી ૧૩, તા. ૩૦-૧૨-૧૮૨૦ મંગળ, સ્વામીશ્રીનો પ્રશ્ન. 'જીવને કેટલાક તારા જેવો ને કેટલાક દીવો જેવો ને કેટલાક બપોરીઆ જેવો દેખે છે, તે કેમ ?'



(૫) લોયાનું ૧૬ સં. ૧૮૭૭ ના માગશર વદી ૧૪, તા. ૩-૧-૧૮૨૧ બુધ શ્રીજી મહારાજે પ્રશ્ન પુછ્યો કે, 'કપટી હોય ને તે બુદ્ધિવાળો હોય, માટે પોતાના કપટને જણાવા દે નહીં, તેનું કપટ કઈ રીતે કળાવ તે કહો ?' ત્યારે તેનો ઉત્તર બ્રહ્માનંદસ્વામીએ કર્યો જે, 'જેની બેઠક ઉઠક તે જે સત્સંગનો દ્વેષી હોય ને સંતનું ને ભગવાનનું ઘસાતુ બોલતો હોય તેણે કરીને તે ઓળખાય; પણ બીજી રીતે તો ને ઓળખાય' પછે એ ઉતરને શ્રીજી મહારાજે માન્યો ને તે પછે પોતે બોલ્યા જે, એવાનો સંગ કરતો હોય તો કેમ કળીયે ? ત્યારે બ્રહ્માનંદસ્વામીએ કહ્યું જે, 'કોઈક દેશકાળનું વિમપણું આવે ત્યારે એનું કપટ ફળાઈ જાય' ત્યારે શ્રીજી મહારાજે કહ્યું કે એ ઠીક ઉતરે કર્યો.

## (૪) શ્રી ગઢડાના મધ્ય પ્રકરણના ચાર વચનામૃત

(૧) ગ. મ. પ્ર. સં. ૧૮૭૮ શ્રાવણ સુદ ૫, તા. ૩-૮-૧૮૨૧ શુક્ર સ્વામીશ્રીનો પ્રશ્ન, અમે જાણીએ છીએ પણ અખંડ ચિંતવન થાતું નથી તેનું શુ કારણ ?'

(૨) ગ. મ. પ્ર. ૧૯ સં. ૧૮૭૮ ના માગશર વદી ૧૪, તા. ૨૩-૧૨-૧૮૨૧ રવિ કૃપા વાક્ય ''શ્રીજી કહે અમે સ્વપ્નમાં ગોલોકમાં ગયા ત્યાં કેટલાક પાર્ષદો પરમેશ્વરના કીર્તન ગાય છે, તે કીર્તન પણ મુક્તાનંદસ્વામીના ને બ્રહ્માનંદ સ્વામીના ગાય છે.''

(૩) ગ. પ્ર. પ્ર. ૧૮ સં. ૧૮૮૧ શ્રાવણ સુદિ ૪, તા. ૨૯-૭-૧૮૨૧ ગુરૂ શ્રીજીએ બ્રહ્માનંદસ્વામી તથા નિત્યાનંદસ્વામીને પણ પુછયુ કે, ''સંપ્રદાયની પુષ્ટિ ઘણા સુધી શે ઉપાયે રહે ?''

(૪) ગ. મ. પ્ર. ૬૬ સં. ૧૮૮૧ ના પોષ વદિ ૧, તા. ૫-૧-૧૮૨૫ બુધ, પછી શ્રીજી મહારાજ બ્રહ્માનંદ સ્વામીને પ્રશ્ન પુછતાં હતા જે ''આ દેહને વિષે જે જીવ છે તે સાકાર છે કે નિરાકાર છે ?''

## (૫) શ્રી વડતાલનું વચનામૃત એક

(૧) શ્રી વડતાલનું ૩. ૧૮૮૨ ના કાર્તિક વદિ ૧૧, તા. ૬-૧૨-૧૮૨૫ મંગળ સ્વામીશ્રીનો પ્રશ્ન ''એવી અસાધારણ ભક્તિ શા ઉપાયે કરીને આવે ?''

## (૬) શ્રી પંચાળાના બે વચનામૃતો

(૧) પંચાળાનું ૩ સને ૧૮૭૭ ના ફાગણ સુદિ ૮, તા. ૧૧-૩-૧૮૨૧

બ્રહ્માનંદ સ્વામીને પ્રશ્ન પુછયો જે, 'આવો સત્સંગનો ને ભગવાનનો જોગ મળ્યો છે. ને બીજા વિકાર સર્વ ટળી ગયા છે, તથા સત્સંગનો ખપ છે, તો પણ માઈ ઈર્ષા કેમ રહી જાય છે.'

(૨) પંચાળનું ૪ - સં. ૧૮૭૭ ના ફાગળ વદિ ૩ તા. ૨૧-૩-૧૮૨૧ બુધ મુનિબાવે બ્રહ્માનંદ સ્વામીને પ્રશ્ન પુછયો જે, પ્રથમ તો ભગવાનનો નિશ્ચય હોય તે ભજન સ્મરણ કરતો હોય તે પછી ભગવાનના મનુષ્ય ચરિત્ર દેખીને તે નિશ્ચયમાં સંશય થાય છે, તેનું શું કારણ છે ?

## (૭) શ્રી ગઢડાનાં છેલ્લા પ્રકરણનાં ચાર વચનામૃતો

(૧) ગ. છે. પ્ર. ૧૩-સં. ૧૮૮૪ અષાઢ વદિ ૯, તા. ૧૭-૭-૧૮૨૭ મંગળ, 'ગોપાળાનંદ સ્વામી, ચૈત્યાનંદસ્વામી, નિત્યાનંમુનિ મુક્તાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામી, શુકમુનિ ઈત્યાદિ મોટા ગોટાથી પણ શ્રીજી મહારાજના પશ્નનું સમાધાન ન થયું.''

(૨) ગ. છે. પ્ર. ૧૪ - સં. ૧૮૮૪ અષાઢ વદિ ૧૧, તા. ૧૯-૭-૧૮૨૭ ગુરૂ ગોપાળાનંદ સ્વામીએ અને બ્રહ્માનંદ સ્વામીએ શ્રીજી મહારાજના પ્રશ્નો ઉત્તર કર્યો.

(૩) ગ. છે. પ્ર. ૨૪-સં. ૧૮૮૫ ના આશો વદિ ૧૨, તા. ૪-૧૧-૧૮૨૮ બુધ, કૃપાવાક્યોમાં શ્રીજી મહારાજ સહના અંગો વર્ણવે છે તેમાં સદગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામી વિષે કહે છે કે, ''બ્રહ્માનંદ સ્વામીને સત્સંગની મર્યાદાનો કોઈ રીતે ભંગ ન થાય એવો આગ્રહ એ અંગ

(૪) ગ. છે. પ્ર. ૨૮-સં. ૧૮૮૫ ના કાર્તિક વદી ૧, તા. ૨૨-૧૧-૧૮૨૮ શનિ. બ્રહ્માનંદસ્વામી તથા શુકમુનિ તથા સુરો ખાચર એ ત્રણેને શ્રીજી મહારાજે પૂછયુ કે, ''તમો જેણે કરીને પાછા પડી જાવ એવો તમારામાં કીયો અવગુણ છે ?'' ત્યારે એ ત્રણેયે કહ્યું કે, ''હે મહારાજ ! માન રૂપ દોષ છે. માટે જો કોઈ બરોબરી આ સંત અપમાન કરે તો કાંઈ મુંઝવણ થાય.

## (૮) શ્રી જેતલપરનું ૧ એક વચનામૃત

(૧) જેતલપરનું ૨-સં. ૧૮૮૨ ના ચૈત્ર સુદિ ૪, તા. ૧૦-૪-૧૮૨૬ સોમયતિ તે કેને કહીયે ? પછી શ્રીજી મહારાજે હનુમાનજી અને લક્ષ્મણજીના દ્રષ્ટાંતો વિસ્તારીથી કહીને બોલ્યા કે, ''આ બ્રહ્માનંદ સ્વામી છે તે પણ તેઓના જેવા જ યતિ છે. એમ સર્વે સભાને સાંભળતા સંતે બ્રહ્માનંદ



સ્વામીની શ્રીજી મહારાજે યતિ પણાની બહુજ પ્રસંસા કરીને ગામ બહાર પધાર્યા.

ઉપરના પ્રમાણે આઠ સ્થળોએ મળીને કુલ ૨૯ ઓગણત્રીસ વચનામૃતોમાં સ્વામીશ્રીના કુલ ૧૬ પ્રશ્નો છે. શ્રીજી મહારાજે જેતલપુરમાં સ્વામીશ્રીની જે યતિપણા વિષેની પ્રશંસા કરી તે સત્સંગ સુપ્રસિદ્ધ છે. એ યતિ પણાની ખાત્રી માટે પાછળના મંદિર પ્રકરણમાં જુનાગઢની મૂર્તિ પ્રતિષ્ઠાની સ્વારીમાં નવાબ સરકારના વાળી ઘોડોને નિષ્કામી કર્યો, એ વાત હવે આપણે આગળ વાંચશું. તેમજ ત્યાગીઓને શિરોમાન્ય એવો જે નિષ્કામશુદ્ધિ નામનો ગ્રંથ, તે પણ શ્રીજી મહારાજે સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીને સંબોધીને જ કહેલ છે. (સત્સંગી જીવન માહિની નિષ્કામક્શુદ્ધિ પ્ર. ૩ આ. ૨૭)

## શ્રી વચનામૃતાનાં સંગ્રહ વિષેનો ખુલાસો

આજથી ૪૫ પીસ્તાલીસ વર્ષ પહેલાં અમારા મુળ વતન મુળીમાં સદગુરૂ પુરાણી શ્રી હરિનારાયણદાસજી સ્વામી, કે જેઓ મુળી મંદિરના મહંત તરીકે ઘણા વર્ષ રહ્યાં હતા, અને વયોવૃદ્ધ તેમજ જ્ઞાન વૃદ્ધ અને શ્રીજી મહારાજની સર્વોપરી ઉપવાસના વાળા હતા અને અમારા ચારણી સાહિત્યમાં પણ વિશેષ રસ ધરાવતા હતા. તેઓશ્રીએ મને (માવદાનજીને) આજ્ઞા કરી કે ''તમે કવિ છો; તે સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીનો રચેલો 'નીતિપ્રકાશ નામ આપેલ છે. તે તમોને અતિ ઉપયોગી થશે માટે ભણો, તે આજ્ઞા શિર ચડાવતાં, સ્વામીશ્રીએ તે હિન્દી ભાષાનો ગ્રંથ મંદિરના કોઠારમાંથી કઢાવીને મને ભણવા માંડયા, અને હું તે ગ્રંથનું એક બુકમાં ઉતારવા મંડયો, ને સ્વામીશ્રી સમજાવી કઠણ શબ્દોની ટીપણી કરાવે. તે ગ્રંથ પુરો થયે હું મારા હાલના વતનમાં કાલાવડ આવ્યો, એ અભ્યાસ દરમ્યાન સ્વામી મને વચનામૃતના ચોપડામાંથી ઉપાસનાના વચનામૃતો પણ વંચાવતા. એક સમયે મેં સ્વામીશ્રીને સહજ પ્રશ્ન પુછયો જે, અમારા વડતાલ દેશમાં છપાયેલા વચનામૃતના ચોપડાંં ફક્ત ચાર સદગુરૂઓએ જ વચનામૃતને સંગ્રહ કરેલ છે. તેમ લખેલ છે. તેમાં સદગુરૂ બ્રહ્માનંદસ્વામીનું નામ નથી અને અમદાવાદ દેશના ચોપડામાં બ્રહ્માનંદસ્વામીનું નામ છે. એ મળી પાંચ નામો છે તેનુ કેમ સમજવું ?'' સ્વામી બહુ જ શાન્ત મૂર્તિ અને નિખાલશ દિલના, વયોવૃદ્ધ, વચનામૃતના ઉંડા અભ્યાસી હતા. તેઓએ મને કહ્યું કે, વચનામૃતોનો સંગ્રહ કરનાર મુળ ચાર જ સદ્‌ગુરૂશ્રીઓ છે.

તે વાત સાચી છે. અને મેં ગુરૂ પરંપરાથી જે સાંભળેલ છે તે (૧) સદગુરૂ શ્રી મુક્તાનંદ સ્વામી (૨) સદગુરૂ શ્રી નિત્યાનંદ સ્વામી (૩) સદગુરૂ શ્રી ગોપાળાનંદ સ્વામી અને (૪) સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી એમ ચાર નામો છે. પછી કહે કે, વચનામૃતનું પુસ્તક લખીને શ્રીજી મહારાજને બતાવ્યું તે જોઈ મહારાજ બહુ જ રાજી થયા, તેમ લોયા, વચનામૃતમાં છે. તે પછી તો બીજા વિશેષ વચનામૃતો છે. સં. ૧૮૮૬ ની સાલ સુધીનો સંગ્રહ થયો એ બધા વચનામૃતોનો ચારે સદ્ગુરૂઓએ લખીને સંગ્રહ કરેલ હવે તેમાં જ કંઈ તફાવત ચારે સદગુરૂના ખરડાઓમાં આવતો હોય તે સુધારીને વચનામૃતનો શુદ્ધચોપડો પ્રસિદ્ધ કરવો ને તે પ્રત ઉપરથી લહીઆઓ પાસે અનેક પ્રતો લખાવવી, આપણા સંપ્રદાયમાં સદગુરૂ શ્રી શુકસ્વમી જેવા કોઈ લહીઆ નહોતા, તેમજ ઘણું ગ્રંથોનું સંશોધન કરી સરલ ટીકાઓ લખનાર, તે શુકદેવજીનો અવતાર મનાતો શ્રીજી મહારાજે જેટલા પત્રો લખાવ્યા તેમજ જે જે પ્રકરણ ફેરવી પ્રસિદ્ધ કર્યો. જે કંઈ આજ્ઞાઓ પત્રો દ્વારા કરી તે તમામ લેખન કાર્ય સદગુરૂ શ્રી શુકસ્વામીના હાથથીજ થતું. આથી શુક સ્વામી શ્રીજી મહારાજનો જમણો હાથ કહેવાતા, દેશ વિભાગનો લેખ લખાયો તે પણ શુક સ્વામીના હાથથી જ છેલ્લી પ્રત લખાણી છે ને તેમાં દરેક સદગુરૂઓ અને મોટા ગૃહસ્થોની સહી શાખો છે ને શ્રી શુકસ્વામીના લખતંગ છે; આ વચનામૃત જેવો મહાન આધ્યાત્મિક ગ્રંથ શ્રીજીની વેદવાણી, અમૃતનો, સાગર, એ બહુજ શુદ્ધ કરી શોધી વિચારી, ચારે સદગુરૂઓએ શુકસ્વામી,સાથે બેસી મળી, વિચારી દરેક ખરડાઓમાંથી ઉતારા કરી સદગુરૂ શ્રી શુક સ્વામી પાસે સંશોધન કરાવીને તે ગ્રંથની પ્રત પ્રથમ શુક સ્વામીએ લખી, એ પછી શ્રીજી મહારાજની આજ્ઞાથી તે પ્રત ઉપર સેકંડો પ્રતો નંદસાધુ- બ્રહ્મચારી, પાળા, હરિભક્તોએ લખી, તે વખતે દેશમાં છાપખાના નહોતાં, તેથી એ હસ્તલિખિત પ્રતો પરથી જ બીજી પ્રતો લખાતી, અને સુધાસિંધુ ગ્રંથમાં મુળ શ્લોકો છે. તેમાં પાંચ સદગુરૂઓના નામોના શ્લોકે છ તેમ કહી તેઓશ્રી બે શ્લોકો બોલ્યા હતા ને તેનો અર્થ કરી મને સમજાવેલ એક શ્લોકમાં પ્રથમ શ્રી મુક્તાનંદસ્વામી (૨) શ્રી ગોપાલસ્વામી (૩) શ્રી બ્રહ્માનંદસ્વામી (૪) શ્રી નિત્યાનંદસ્વામી (૫) શ્રી શુકમુનિ એમ પાંચ નામ કહ્યાં હતા. જ્યારે છાપખાના થયાં અને



વચનામૃતો છપાયાં, ત્યારે અમદાવાદ દેશમાં તો જેમ હતું તેમ છપાયું, પણ વડતાલ દેશની પ્રતમાંથી કાંઈ સમજફેર થવાથી કે બીજા કારણે સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીનું નામ કાઢી નાખેલ છે. પણ સ્વામીએ જે ફાળો વચનામૃતમાં પ્રશ્નોત્તર કરી આપ્યો છે તે કંઈ કોઈથી થોડો જ કઢાય તેમ છે ? સ્વામી શ્રી સં. ૧૮૮૫ની સાલ સુધી વચનામૃતોના પ્રશ્નોત્તરમાં છે, તેમ વચનામૃતો કહે છે. (જુઓ ગ. છેલ્લા પ્ર. નું. ૨૮ મુ.-સાં. ૧૮૮૫ ના કાર્તિક વદી ૧ ના દિવારનું) શ્રી બ્રહ્માનંદસ્વામીને તેમા શ્રીજીનો છેલ્લો પ્રશ્ન છે. માટે સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીનો ફાળો વચનામૃતમાં ઘણો છે. તમારે એવા ફંદમાં ન પડવું પણ વચનામૃતમાં શ્રીજી મહારાજે શું કહ્યું છે તે મોટાથી સમજવાનું તાન રાખજો ને ભગવાનને ભજજો'' ઉપરની હકીકત વાંચી વિચારી વચનામૃતનું તારણ વાંચી વાંચકે પોતાની બુદ્ધિ અનુસાર ગ્રહણ કરવું.

મુક્તાનંદોઽથ ગોપાલાનંદો મુનિદારધી;
બ્રહ્માનંદમુનિર્નિત્યાનંદ; * શુકમુનિસ્તથા;
તૈ; પંચભિ; સુસંગત્ય, શ્રી હર્થ્યુક્તિ સુધોદાધ;
લિખિત; શોધિતશ્ચાપિ, યથા બુદ્ધિર્યથા શ્રુતમ્ઃ
(સુધા સિંધુ)

ઈતિશ્રીકેસરભક્ત વિરચિત્તે; શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ચતુર્થ પ્રકરણે ધ. ધુ. આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદગુરૂ દેવાનંદસ્વામી સંવાદે માંડવીમાં ખૈયાખત્રીનો પરાજય અને વચનામૃતોમાં સ્વામીશ્રીનો ફાળો; એ નામે ૧૧ અગ્યારમો અધ્યાયઃ સમાપ્તઃ ।। ૧૧ ।।

* જુનાગઢના સદગુરૂ શ્રી નારાણદાસ સ્વામી પણ વાતોમાં કહેતા કે એક વખત સદગુરૂ ગોપાળાનંદ સ્વામીને શુક સ્વામી જુનાગઢ આવ્યા ત્યારે સદગુરૂ ગુણાતિતાનંદ સ્વામી વગેરે વચનામૃતો ઉપર ચર્ચા કરતા હતા તે સાંભળી શુક સ્વામી કહે છે કે મેં વચનામૃત શોધ્યાં લખ્યાં, પણ આ વાત આજે સમજાણી. જાુવો ગુણાતીતાનંદ સ્વામીની વાતું.

# શ્રીજી

# અધ્યાય ૧૨ બારમો

# સ્વામી શ્રી કૃત ગ્રંથો સારસંગ્રહ

# (ગ્રંથોનો ટુંક સાર)

## (૧) ઉપદેશ ચિંતામણી ચાંદ્રાયણ (પ્રસિદ્ધ)

આ નાનો પણ અતિ ઉપયોગી બોધદાયક ગ્રંથ સ્વામીશ્રીએ રંદાસજીના નામથી સત્સંગમાં આવ્યા પછી પ્રથમ લખેલો જણાય છે, જેમાના ઘણાંક કાવ્યો આ પ્રકરણમાં જ આવી ગયા છે અને તેની વિગતે સંખ્યા પણ ઉપર આવી ગઈ છે. કુલ ૨૦૪ ચંદ્રાયણા છે, જેનું નામ સ્વામીશ્રીએ પોતેજ 'ઉપદેશ ચિંતામણી' આપેલ છે, અને તે છંદ રત્નાવલીમાં પ્રસિદ્ધ છે.

## (૨) ઉપદેશ રત્નદીપક ઝુલણા (પ્રાસદ્ધ)

આ ગ્રંથમાં સ્વામીશ્રી પોતેજ છેલ્લા ઝુલણામાં કહે છે કે,

આદિ ત્રીસસેં માયિક જીવ હુંકી, લખિ રીત દેખાવન ત્રાસહેજી,
પિછે ભેખ લજાવન ભડુંવાંકે, લખે દ્વાદસ વાક્ય વિલાસાહેજી,
પિછે આઠમેં સંતકી રીતલખી, સોઈ સત્ય પ્રભુજી કે દાસહેજી,
બ્રહ્માનંદ વિચાર કે તોલનાંજી, યહ ઝુલુના નંગ પચાસહેજી.



સ્વામીશ્રી છેલ્લી પંક્તિમાં કહે છે કે, આ ઝુલણા છંદ નંગ પચાસ છે. તે દ્વિઅર્થિ છે. (નંગ એટલે સંખ્યા અને નંગ એટલે હીરા, માણેક, મોતી વગેરે ઝવેરાતને પણ નંગ કહેવાય છે.) સ્વામી શ્રી કહે છે, હે વાચકવ્રંદ ! અમારા ઝવેરાતના નંગોથી પણ અમુલ્ય એવા પચાસ ઝલણા છે. તેની તુલના વિચારીને સહુ કોઈ કરજો.

(૩) ધર્મવંશ પ્રકાશ (અપ્રસિદ્ધ)

આ ગ્રંથ હિન્દી ભાષામાં દુહા, છંદ, ચોપાઈ વગેરેમાં છે, અને તેના માત્ર આઠ જ અધ્યાયો છે. પહેલા અધ્યાયમાં ગોલોક ધામ વર્ણનઃ બીજામાં ધર્મ ભક્તિ શ્રાપકથન, ત્રીજામાં ધર્મ પ્રવાસકથન ચોથામાં ધર્મ ભક્તિ વરદાન પ્રાપ્તિ કથન, પાંચમાં ધર્મ ભક્તિ સ્વધામ ગમન કથન, છઠ્ઠામાં શ્રીજી વૈશ્નવી દક્ષા પ્રાપ્તિ કથન, સાનમાં શ્રી હરિપ્રતાપ અને ઈષ્ટ શાસ્ત્ર કથન, આઠમાં મંદિરો, મૂર્તિ પ્રતિષ્ટા આદિ કથન. એ પ્રમાણે આઠે અધ્યાયમાં ધર્મવંશ અને શ્રીજી જીવનચરિત્ર સુંદર અને સરલ હિન્દી ભાષામાં રસાત્મક અલંકારોથી ગુંથેલા છંદો છે.

(૪) શિક્ષાપત્રિ હિન્દી (અપ્રસિદ્ધ)

ચોપાઈ

શ્રીજીનું મંગલા ચરન કરી પ્રથમની ચોપાઈમાં સ્વામી કહે છે કે
કરૂનાનિધી સબ સુખ અતિ ચીની, શિક્ષાપત્રી પ્રગટ જેહીકીની.
પત્રી મહીં શુભ બાત લખાના, શ્રીમુખ કીન સુ આપ સમાના.

છેલ્લે સમાપ્તીમાં દોહા લખે છે કે–

સંવત અઢાર બ્યાસીસો, મહા સુદિ પાંચમી જાન,
તા દિન શિક્ષાપત્રી લખી, એહી કરી જગ કલ્યાન.
આશ્રિત કી પીડા હરન, ધર્મ ભક્તિ પ્રતિપાદન;
કૃશ્નજન વાંછિત સુખદ, મંગલ કરહું વિશાલ.
સહજાનંદ ગુરૂ એહી વિધી, પત્રી રચી નવિન,
બ્રહ્માનંદ ગિરવાન પર, સુલ્લભ ભાષાકીન.

(૫) શિક્ષાપત્રી ગુર્જર પદોમાં (પ્રસિદ્ધ)

પ્રથમ મંગલા ચરણનું એક પદ રચી, બીજા પદમાં કહે છે કે–

રાગ ધોળ

કરૂણઆના સિંધુરે કે સહુના સુખકાજે, શિક્ષાની પત્રીરે કે કીધી મહારાજે,
પત્રીમાં સુંદર રે કે સરવે વાત લખી, શુદ્ધ જાણી કીધી રે કે નિજ મુર્તિ સરખી.
ઉદ્ધવના મતનું રે કે સ્થાપન અધિક કર્યુ, જે શરણે આવ્યા રે કે તેનુ કાજ સર્યુ.
જેણે અંતર ધરિઆ રે કે, તે સરવે સુખીયા, નરત્રિય બડભાગી રેકે તેમણે ઓળખીઆ.
બ્રહ્માનંદ કે મગગુરૂ રેકે સહજાનંદ ભણું, કરે પત્રી કરવા રેકે મંગળ ઈષ્ટતણું.
છેલ્લે સમાપ્તિના પદમાં કહે છે કેઃ- વાલા રમઝમ કરતા કાન રે રાગ
શુભ સંવત અઢારમાં, વરસ સીયાસીરે, રૂડી મહા શુદી પંચમી દીન પત્રી પ્રકાશીરે.
પુત્રી ગુઢ અર્થ ગીરવાણ પોતે કીધી રે, તેને પ્રાકૃત કરવા કાજ આજ્ઞા મુને દીધી રે,
સૌને સંસ્કૃત કેરી રીત નથી સમજાતીરે, માટે પદ બાંધ્યા કરી પ્રીત ભાષા ગુજરાતી રે
હરિદાસને સંકટ માત્રા સદા ક્ષયકારી રે, વળી ભક્તિ-ધર્મ સહિત રાખણ હારી રે
નિજવાંછીત સુખ દેનાર ધર્મ દુલારોરે, તે બ્રહ્માનંદ ઉરમાંય મંગળ વિસ્તારેરો.

## (૬) નીતિ પ્રકાશ - વિદુરનીતિ (અપ્રસિદ્ધ)

## મંગલાચરન દોહા

પ્રથમ વંદૂ શુભ ધર્મપદ, પુનિપદ ભક્તિ સુ માત,
કહિ હું નીતિ પ્રકાશકું, જેહિ કરિ શુભ મતિ આત.

ચોપાઈ

નિજ બંધવકું વિદુર સુનાઈ, રાજનીતિ સબ જન સુખદાઈ;
ઓ નીતિ અબ બરન સુનાઉં, રાધાકૃષ્ણ ચરન ઉર લાઉં.

દોહા

જો યહ નીતિ પ્રકાશકું પઢે સુને કરિ પ્યાર,
મતિ ચળત નહિં ધર્મતે; જાનત દો વ્યવહાર. ॥ ૧ ॥
હૈ સાધન પરલોક કો, જગમેં દેત સુવાસ,
દ્રઢતા બાઢે ધર્મકી, પઢતે નીતિ પ્રકાશ. ॥ ૨ ॥
જો યહ નીતિ પ્રકાશકું, શિખે સુને સુપ્રીત,
લોક અરૂ પલલોકકી, સમજત સબહી રીત ॥ ૩ ॥
સંવત અઠાર ચૌરાશીયો શ્રાવણ માસ ઉદાર
ભય હૈ ગ્રંથ સમાપતી. વદ આઠમ બુધવાર ॥ ૪ ॥



જોયાકું શીખે સુને, મુઢ હોત પરબીન;
કીનો બ્રહ્માનંદ, કવિ નીતિપ્રકાશ નાવન. ॥ ૫ ॥
શ્રી ગુરૂ સહજાનંદ કે, કરીકેં નિકટ નિવાસ;
ગઢપુર ઉન્નડભૂપ ગૃહે કીનો નીતિપ્રકાશ ॥ ૬ ॥

આ ગ્રંથના આઠ અધ્યાય છે તેમાં વિદુરજીએ (મહાભારતમાં) કહેલી રાજનીતિને હિન્દી સરલ ભાષામાં રચિ છે, જે બુદ્ધિશાળી જનોને ખાસ અભ્યાસ કરવા લાયક છે. સામાજિક, ધાર્મિક અને રાજકીય નીતિનો તેમાં સુંદર ખ્યાલ આપેલ છે.

(૭) બ્રહ્મવિલાસ (પ્રસિદ્ધ છે)

એ ગ્રંથ છપાઈ પ્રસિદ્ધ થયેલ છે તેમાં વીશ અંગો છેઃ-

(૧) ગુરૂદેવીકો અંગ; (૨) ઉપદેશકો અંગ; (૩) કાળકો અંગ (૪) દેહ આત્મા વિછોહકો અંગ; (૫) તુષ્ણાકો અંગ; (૬) અધિર્યકો અંગ; (૭) વિશ્વાસકો અંગ. (૮) દેહ મલીન ત્યાગકો અંગ, (૯) નારી નિંદ્યાકો અંગ; (૧૦) દુષ્ટકો અંગ, (૧૧) મનકો અંગ; (૧૨) ચાનકકો અંગ. (૧૩) વિપરીત જ્ઞાનકો અંગ; (૧૪) વચન વિશ્વાસકો અંગ; (૧૫) ઉપાસનાકો અંગ, (૧૬) પતિવૃતાકો અંગ; (૧૭) વિરહીણીકો અંગ; (૧૮) સુરમાકો અંગ, (૧૯) શ્રી સાધુકો અંગઃ (૨૦) સાંખ્યકો અંગ આમા કુલ ૩૮૦ છંદોની સંખ્યા છે, છેલ્લે સમાપ્તિના છપયમાં ગ્રંથ રચના, સ્થળ, સંવત, ને આશીર્વચન છે.

છપય છંદ

સંવત અષ્ટા દશ શ્રેષ્ટ, વ્યાતીત ભયે વર્ષ ત્રયાસી,
દ્રિતીયા શુકલ અશાઢ, શુક્રવાર શુભ રાસી;
ઉન્મત ગંગા તીર, નગ્રપુર દૂર્ગ નિવાસા,
તહાં રહિ પૂરન કીન, ગ્રંથ યહ બ્રહ્મ વિલાસા,
યહ પઢે પઢાવેતાહિ પર, સદા પ્રસન્ન જગદીશ હૈ,
કહે બ્રહ્મમુનિ મન ક્રમ બચન, યહનિશ્ચલ આશિષ હૈ.

(૮) સંપ્રદાય પ્રદિપ (અપ્રસિદ્ધ)

આ ગ્રહણ પણ હિન્દી ભાષામાં પદ્યમાં લખાયેલો છે. અને તેમાં ઉદ્ધવ અવતાર

સ્વામી શ્રી રામાનંદજીનું અને તેમના ગુરૂશ્રી આત્માનંદજીનું વૃતાંત અને ગુરૂ પરંપરા આપેલા છે. સાં. ૧૮૭૫ કે તેની પહેલાં તે લખાયેલ જણાય છે.

(૯) શ્રી સુમતિ પ્રકાશ (પ્રસિદ્ધ)

એ ગ્રંથમાં વીશ વિશ્રામો છે, એ વીશ વિશ્રામોમાં નરનારાયણના આશ્રમથી આરંભી, દુર્વાસા શ્રાપ. શ્રી હરિજન્મ, તીર્થાટન, ધર્મધુરા ગ્રહણ સત્સંગ સ્થાપના, પંચ વર્તમાન, પ્રાયશ્ચિત, ગૃહાસ્થાશ્રમ, પતિવૃત ધર્મ, સધવા વિધવા ધર્મ, અક્ષર ધામ વર્ણન, નર્કકુંડ, યમ યાતના નિરૂપણ, શ્રી હરિ અવતાર પ્રયોજન, શ્રી હરિ મહાત્મ્ય અને શ્રી હરિ ચરિત્ર વગેરેનું વર્ણન હિન્દી છંદ છપયમાં કરેલું છે. છેલ્લે ગ્રંથ સમય વિષે દોહાઓ છે કે :-

સંવત અષ્ટાદશ સહી, વરસ અઠોતેર જાણ,
મહા સુદી પાંચમી વારબુધ, પૂરણ ગ્રંથ પ્રમાણ.
શ્રીનગર શુભ શહેરમેં, નર નારાયણ પાસ.
તહાં રહિ બ્રહ્માનંદ કવિ, કીનો સુમતિ પ્રકાશ.

(૧૦) ધર્મ સિધ્ધાંત (અપ્રસિદ્ધ)

આ ગ્રંથની હસ્ત લિખીત પ્રત એક જ જોવામાં આવી છે. મુળ મુળીના અને હાલ કચ્છ ભુજમાં બીરાજતા સદગુરૂ પુરાણી શ્રી બાળ મુકુન્દદાસજીસ્વામી પાસે આ ગ્રંથ જુનો પ્રસાદીનો છે. તેમણે મને એ ગ્રંથની એક જ ચોપાઈ અને અધ્યાયની સમપ્તિનું લખાણ લખી મોકલતાં આ નીચે લખુ છું.

ચોપાઈ

રવિમંડલ જ્યુંહી અક્ષર જાનો, ચિદાકાશ તેહિકીરન પ્રમાનો.
હિરણ્ય પુરૂષ જ્યુંહિ રવિકે માંઈ, ત્યું મેં અક્ષરમહિં દરસાઈ.

“ઈતિ શ્રી પરમ કૃપાળુ સહજાનંદ સ્વામી, શિષ્ય બ્રહ્મનુનિ વિરચિતે, ધર્મ સિદ્ધાંતે ધર્મરત્નપ્રાપ્તિ સ્થાન બ્રહ્મપુર નામા પરધામ વર્ણન નામા દ્વાદશોધ્યાય સમાપ્તઃ ।।

(૧૧) વર્તમાન વિવેક (અપ્રસિધ્ધ)

આ ગ્રંથમાં પંચવર્તમાનની હકીકત સ્વામીશ્રીએ અસરકારક શબ્દોમાં વર્ણવેલી છે. પ્રારંભના દુહામાં કહે છે કે-



દોહા

નિસ્પ્રેહી નિષ્કામ જ્યું, નિરસ્વાદી નિર્લોભ,
નિરમાની મનધારતે, મિટત જકત સબ ક્ષોભ.
વર્તમાન એહિ પંચ વિધી, કેવળ નિધી સુખકંદ,
કીયે પ્રગટ કરૂણા નિધી, શ્રીગુરૂ સહજાનંદ.

(છેલ્લા સમાપ્તિમાં પણ દોહામાં લખે છે કે)

પુરૂષોત્તમ પરબ્રહ્મજો, જેહી કર અક્ષરધામ,
નિજ ઈચ્છા ભૂપર અયે, કરન સંત નિષ્કામ. ।। ૧ ।।
નિજ જન અપનો જાનિકે, કરિ અગ્યા ગુરૂરાય,
વર્તમાન વિવેક એહી, રચહું ગ્રંથ હિતલાય. ।। ૨ ।।
ગઢપુર ઉન્નડ ભૂપ ગૃહ, યતિ હિતકરન અનેક,
પ્રભુપદ પદ્મ સમીપ ભયો, યહ વર્તમાન વિવેક. ।। ૩ ।।
સંવત અઢાર બ્યાસીઓ, જેષ્ટ શુકલ છઠ જોય,
રચિયો બ્રહ્માનંદ કવિ, સંપૂરન ગ્રંથ સોય. ।। ૪ ।।

(૧૨) શ્રી નારાયણ ગીતા (અપ્રસિદ્ધ)

આ ગ્રંથ પણ ભુજથી સદગુરૂ શ્રી પુરાણી બાળમુકુંદદાસજી સ્વામી (મુળીવાળા) પાસે હસ્ત લિખિત છે, તેમાંથી નીચેના કાવ્યો સ્વામી લખી મોકલેલ છે. આ ગ્રંથ અન્ય લેખકોની ટીપણીમાં કે સંપ્રદાયમાં કોઈ પાસે જોયો જાણ્યો નથી, એટલે સ્વામી રચિત ગ્રંથોની નામાવળીમાં પ્રસિદ્ધ થયેલ નથી. કદી તેની કોપીઓ ઓછી લખઈ પ્રસિદ્ધ થયેલ હશે. આ ગ્રંથની હસ્તલિખિત પ્રત પુરાણીશ્રી પાસે જ એક છે, તેમ તેઓશ્રી કહે છે, પ્રત જુની પ્રસાદીની જણાય છે અને કૃતિ પણ સ્વામિશ્રીની જ છે એમ તે વાંચતા જણાશે.

દોહા

શ્વેત દ્વિપ પતિ રૂપ શુભ, વાસુદેવ જગ વ્યાપ,
સો નર તન ધર ફિરત જગ, અકળ અનૂપ અમાપ ।। ૧ ।।
તૂર્યાતિત પુનિત પદ, અક્ષરધામ અનૂપ;
તેહિપર પુરૂષોત્તમ પ્રગટ, રહો સો મમ ઉર રૂપ. ।। ૨ ।।
સત્તા કરિ વ્યાપક સકળ, સ્વે સબસે વ્યતિરેક,
અચ્યુત, અજર, અખંડ, અજ, આદિ, અંત મધ્ય એક. ।। ૩ ।।

જાકી ચૈતન શક્તિ કરી, જડપુનિ ચૈતન હોત;
સો પ્રભુ તનું સુંદર સુભગ, ૂર મમ રહ ઉદ્યોત. ॥ ૪ ॥
નરનારાયન સંત નિધી, કોમળ હૃદય કૃપાળ;
તેહિપદ વંદત વિધન સબ, હોતનાશ તતકાળ ॥ ૫ ॥
ગુરૂપદ કંજ સુગંધકો, ગ્રાહક મમ મન ભ્રંગ,
તેહિતજી માઈક કુસુમકે જાત, ન કબહુ પ્રસંગ. ॥ ૬ ॥
સદગુરૂમુખ શશિ શરદકો, મો દ્રગ નવલ ચકોર
મગન રહત નિત નિરખકે, તકત ન દૂજી ઠોર. ॥ ૭ ॥
સદગુરૂ રૂપ અનૂપ રવિ, પૂરન અધિક પ્રકાશ.
પ્રગટ તાહિ કીનો પ્રબલ, જન ઉર તિમીર વિનાશ. ॥ ૮ ॥
આગ્યા સદગુરૂ શ્યામકી, હિત ધરકેં ચિત્ત ધાર;
ગ્રંથ નવલ ગિરવાન પર, કરૂં સો મતિ અનુસાર. ॥ ૯ ॥
શ્રી મુખ નારાયન કહી, ગીતા નૌતમ ગ્યાન.
નિજ જનપર ક્રીપા કરી, ગ્રંથ રચ્યો ગિરવાન. ॥ ૧૦ ॥
ગીતા નારાયન શુભગ, કહી જન પ્રતિ કીરતાર.
સબ શાસ્ત્રન કો સાર યહ, કિયો પ્રબંધ વિચાર ॥ ૧૧ ॥
સો ગીતા ગિરવાન કરી. સબકું સુલભ ન હોય
તા પર મેં ભાષા કરૂં, યથા અર્થ પદ જોય. ॥ ૧૨ ॥

સમાપ્તિ છપય

સંવત અષ્ટાદશહ, વર ઊગનાસી વિદીતા,
વદિ શ્રાવણ કી વિમળ, અષ્ટમી પરમ પુનીતા;
વરતત શુભ બુધવાર, સાર સદગુરૂ સેં ગ્રહિકે;
ગઢપુર નગર અનૂપ, ભૂપ ઉન્નડ ગ્રહ રહિકે,
જગપ્રસિધ્ધ ગંગઉન્મત જહાં, નૌતમ અતિ ભાષા નવી.
યહ નારાયણી ગીતા અજબ કીની બ્રહ્માનંદકવિ. ॥ ૧૧ ॥

(૧૩) શ્રી વિવેક ચિંતામણી (અપ્રસિદ્ધ)

આ ગ્રંથની હકીકત પણ મળવામાં નથી. મુળી કે અમદાવાદના કોઠારમાં પુસ્તક સંગ્રહમા કદાચ હોવી જોઈએ.



(૧૪) શ્રી સતીગીતા (અપ્રસિદ્ધ)

આ ગ્રંથ બહુ જ નાનો અને ખાસ સ્ત્રી ઉપયોગી છે ફક્ત તેના છ જ અધ્યાયો છે. છેલ્લા દોહાઓ.

ગ્રહિ અગ્યા ગીતા કરી, સતિયન હિત સાક્ષાત,
તેહી કરી મોપર રીઝીએ ભક્તિમાત ધર્મતાત. ॥ ૧॥
ભક્તિ સકળનિધી પાવની, સુખંદિત્ત ધર્મદેવ,
બ્રહ્માનંદકું દીજીએ, તવ સુતકી પદસેવ. ॥ ૨ ॥
સંવત અઢાર ત્ર્યાસીયો, ફાગન વદિ છટ્ઠ ભાન,
કીનો બ્રહ્માનંદ કવિ ગ્રંથ સંપૂરન જાન. ॥ ૩ ॥
નર નારી યા પ્રંથકું સુને પઢે કરી હેત,
બ્રહ્માનંદ કહે મોક્ષ પદ, પાવત કુટુંબ સમેત. ॥ ૪ ॥

(૧૫) બ્રહ્માનંદ કાવ્ય (કીર્તન સંગ્રહ પ્રસિદ્ધ)

સ્વામીશ્રીના કીર્તનો લગભગ આઠ હજારની સંખ્યાનાં જાણવામાં આવે છે. તેમાંથી માત્ર ૨૫૦૦ અઢી હજાર છપાઈ પ્રસિદ્ધ થયેલ છે. તે સાથે તેમાં બ્રહ્માવિલાસ અને સુમતિ પ્રકાશ એ બે ગ્રંથો પણ પ્રસિદ્ધ થયેલ છે.

(૧૬) શ્રી છંદ રત્નાવલી (પ્રસિદ્ધ)

આ ગ્રંથમાં સ્વામીશ્રીના રચેલા છંદોનો સંગ્રહ કાઠીઆવાડના લોધીકા તાલુકાના ઠાકોરસાહેબ શ્રી અભયસિંજી સાહેબ કે, જેઓ મહામુક્તરાજે અક્ષર મૂર્તિ શ્રી ગોપાળાનંદજીસ્વામીના હાથથી વર્તમાન ધરાવીને અક્ષર મૂર્તિ શ્રી ગુણાતીતાનંદસ્વામીના ઉપદેશથી શુધ્ધ શ્રીજીની ઉપાસના કરી છ છ કલાક ધ્યાનમાં બેસતા તેથી અભયસિંહજી ધ્યાની (દરબાર) તરીખે સત્સંગમાં પ્રસિદ્ધ થયા. હતા, જેમણે મહાકવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈને અમદાવાદથી લોધીકા તેડાવી લગભગ દોઢેક વરસ ત્યાં રાખી હિન્દીભાષામાં રામાયણના ઢાળનો એક * પુરૂષોત્તમ

* એ ગ્રંથની શરૂઆત જામશ્રી વિભાજીના રાજકવિ કાલાવાડના રહીશ કવિશ્રી ભીમજીભાઇ બનાભાઇ રત્નુ (મારા પિતાશ્રી) એ કરી હતી અને તેમના જ આગ્રહથી કવીશ્વર દલપતરામભાઇને તેડાવ્યા હતા. (વાંચો-કવીશ્વર દલપતરામ ભાગ બીજો)

ચરિત્ર'' નામનો ગ્રંથ રચાવેલ હતો. એ સમયે મુળ મુળીના રહીશને હાલ કાલાવાડના રહીશ મારા પૂ. (પિતાશ્રી) શ્રી ભીમજીભાઇએ સંગ્રહેલ સ્વામીના છંદો વંચાવતાં કવિશ્વર દલપતરામભાઈ પણ સદગુરૂ દેવાનંદ સ્વામી થકી કરેલો સંગ્રહ લાવી, તે બંને સંગ્રહમાંથી કાવ્યો લઈ ''છંદ રત્નાવલી'' ના નામે દરબારશ્રી અભયસિંહજી ઠાકોર સાહેબ સં. ૧૯૪૦ ના અરસમાં છપાવિ પ્રસિદ્ધ કરેલ છે. જેમા નીચેના છંદો કવિતો, સવૈયાઓ, ઝુલણાઓ, વગેરે રત્ન જેવા છંદોની પંક્તિઓ કરી રત્નની આવલી રૂપ છંદ રત્નાવલી પ્રસિદ્ધ કરીને ઠાકોર શ્રી અભયસિંહજી સાહેબે સત્સંગમાં ઘણો જ કિંમતી ફાળો આપ્યો છે જો તે પ્રસિદ્ધ ન થયેલ હોત તો આજે સ્વામીશ્રી રચિત પંગિળ ડીંગળનું ઉત્તમ ચારણી સાહિત્ય મેળવવું દુર્લભ થઈ પડત. હવે તો તે ગંથની પ્રતો પણ મળતી નથી અને ભવિષ્યમાં સ્વામીશ્રીનો કાવ્ય વારસો જળવાઈ રહે તેટલા માટે તે છંદ રત્નાવલી ગ્રંથમાંથી આ ગ્રંથમાં ઘણાંએક કાવ્યો લઈ તનો જીણોધ્ધાર કરવો અને મને યોગ્ય લાગ્યો છે. આ છંદ રત્નાવલી સહિત સ્વામી કૃત ગ્રંથોની કુલ સંખ્યા ૧૮ ગ્રંથોની છે.

આ બ્રહ્મસંહિતા લખવાની શરૂઆત કર્યા પછી હું મુળીએ મારા ગીરાસના કામે ગયેલ ત્યારે મુળી મંદિરના મહંત સ્વામી સદગુરૂ શાસ્ત્રી શ્રી બાળકૃષ્ણદાસજીની સહાયતાથી અમે કોઠારમાં હસ્ત લિખિત પુસ્તકોનો સંગ્રહ જોયો. જેમા નાં. ૫. નો ''સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના કાવ્યો'' એ નામનો મોટો ચોપડો છે. તેમા શ્રીજી મહિમાના નારાચ છંદ સંખ્યા ૪૫ ને એક છપય છે; (૨) જીવા (જીવ) ને ઉપદેશી ચંદ્રાયણા સંખ્યા ૧૪ ની છે; (૩) ધર્મકુલ ધ્યાન (દીક્ષાવિધિ) એક અધ્યાય છે; (૪) દશ અવતાર લીલા ચરિત્રનો એક અધ્યાય છે, (૫) સતી ગીતા છ અધ્યાયની છે. વગેરે ઘણાક છંદો તેમા લખાયેલા છે. એક ચોપડો સદગુરૂ શ્રી દેવાનંદ સ્વામી નાં કાવ્યો, એ નામે છે; જેમા ગુજરાતી ભાષાના કીર્તનો જ છે. પિંગળ સાહિત્યના સ્વામી પ્રસાદીના પણ નીચે લખ્યા ગ્રંથો છે. (૧) સંવત ૧૮૬૮ માં રચાયેલ ''પિંગળ પ્રકાર'' એ નામનો ચોપડો સાં. ૧૮૭૫ ની સાલનો ભુજના લહીયાનો લખેલ છે. તેમ જ કવિપ્રિયા મુળ તથા ટીકા સહિત બે પ્રતો છે. વગેરે અપ્રસિદ્ધ હસ્ત લિખિત સાહિત્ય સંગ્ર છે.



સ્વામિ રચિત ગ્રંથોની નામાવલી

(૧) શ્રી સુમતિ પ્રકાશ સં. ૧૮૭૮ પ્રસિદ્ધ, (૨) શ્રી નારાયણ ગીતા સં. ૧૮૭૯ અપ્રસિદ્ધ (૩) દશાવતાર ચરિત્ર અપ્રસિદ્ધ; (૪) વર્તમાન વિવેક સં. ૧૮૮૨ અપ્રસિદ્ધ; (૫) બ્રહ્મવિલાસ સં. ૧૮૮૩ પ્રસિદ્ધ; (૬) સતી ગીતા સં. ૧૮૮૩ અપ્રસિદ્ધ; (૭) નીતિ પ્રકાશ સં. ૧૮૮૪ અપ્રસિદ્ધ; (૮) ઉપદેશ ચિંતામણી ચંદ્રાવળા સં. ૧૮૬૧ પ્રસિદ્ધ; (૯) ઉપદેશ રત્ન દિપક ઝુલણા સં. ૧૮૬૨ પ્રસિદ્ધ (૧૦) ધર્મવંશ પ્રકાશ પ્રસિદ્ધ; (૧૧-૧૨) શિક્ષાપત્રિ ગુજરાતિ તથા હિન્દી સં. ૧૮૮૨ અપ્રસિદ્ધ; (૧૩) સંપ્રદાય પ્રદિપ અપ્રસિદ્ધ; (૧૪) ધર્મ સિદ્ધાંત પ્રસિદ્ધ; (૧૫) વિવેક ચિંતામણી પ્રસિદ્ધ; (૧૬) બ્રહ્માનંદ કાવ્ય પ્રસિદ્ધ; (૧૭) છંદરત્નાવલીનાછંદો પ્રસિદ્ધ; (૧૮) ધર્મકુળ ધ્યાન (દિક્ષા વિધી) અપ્રસિદ્ધ. ઉપર લખ્યા કુલ ૧૮ ગ્રંથો સ્વામીશ્રી રચેલા છે, તેમાનૌ ગ્રંથ છપાઈ પ્રસિદ્ધ થયા છે અને નૌ અપ્રસિદ્ધ છે.

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે, શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ચતુર્થ પ્રકરણે ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યા પ્રસાદજી મહારાજ સદગુરૂ શ્રી દેવાનંદ સ્વામી સંવાદે સ્વામીશ્રીકૃત ગ્રંથો સાર સંગ્રહે બારમો અધ્યાય; સમાપ્તઃ ।। ૧૨ ।।

પ્રકરણ ૪ ચોથું સમાપ્ત

**।। શ્રીજી ।।**



**શ્રી અમદાવાદ મંદિર**
( પૃષ્ઠ-૩૬૫ )

॥ દોહો ॥

સાહેબ ગૉર્ડન સ્નેહસેં દિય ભૂમિકો દાન ॥
બ્રહ્માનંદ શ્રીનગરમેં, મંદિર રચ્યો મહાન ॥
(કવિ માવદાનજી)

શ્રી વડતાલ મંદિર (પૃષ્ઠ-૩૭૮)



: દોહો :

દેશ ચરોતર મધ્યમેં, શ્રી વરતાલ વિશાલ ॥
મંદિર બ્રહ્મમુનિ મહા, રચિયો ભોમ રશાલ ॥
કવિ માવદાનજી

# પ્રકરણ ૫ પાંચમું

## ( મંદિર પ્રારંભ પ્રકરણ )

## અધ્યાય ૧ પહેલો

## શ્રીનગર અમદાવાદ મંદિર નિર્માણ

સંવત ૧૮૭૪ ના અરસામાં શ્રીજી મહારાજને જનરલ ગોર્ડન સાહેબે શ્રીનગર * (અમદાવાદ) માં પધરાવ્યા, શ્રીજી અને સંતોના મિલાપથી તેઓને સંપૂર્ણ સંતોષ થયો તેમા પણ સદગુરૂ બ્રહ્માનંદસ્વામીના શ્રીજી સન્મુખ બોલાયેલા હિન્દી કાવ્યો, (છંદ છપય) સાંભળી, સાહેબને હિન્દી ભાષાનું સારૂ જ્ઞાન હોવાથી, તેમજ સાહિત્ય કળાનો શોખ હોવાથી સ્વામી તરફ તેઓની સહજ લાગણી ઉભરાઈ આવી.

શ્રીજી મહારાજના મુકામ દરમ્યાન સાહેબે સ્વામીશ્રીને બે ચાર વખત પોતાના બંગલે બોલાવી કાવ્યો વગેરે વાતો સાંભળેલી હતી. સ્વામીશ્રીએ અરસામાં ''બંદેકો ઉપદેશી અંગ'' ના કુંડળિયા છંદો નવા બનાવેલા હતા, તે સાહેબને પોતે સંભળાવેલા. જેમાના થોડા આ નીચે છે.

કુંડળિયા છંદ

બંદે બહુત ન કીજીએ, અંતર મેં અભિમાન;
અપના કિઆ ન હોત હૈ, કરતા હક સુલતાન;
કરતા હક સુલતાન હુકમ બિન પાન ન ડોલે;
મગરૂરી મેં મૂર્ખ કાહિકં બક બક બોલે;
દાખત બ્રહ્માનંદ પલક મેં હિ કાલ ગ્રસંદે;

બંદે બહુત ન બોલિએ, અંતર ધરિ અહંકાર;
તેરા કિયા ન હોત હૈ, કરતા સરજન હાર;

* એ સમયે અમદાવાદમાં કલેક્ટર તરીકે ''સર, એન્ડયુ ડનલૉપ'' હતા અને હાઈકમીશ્નર ''જનરલ ગાર્ડન'' સાહેબ હતા.



કરતા સરજનહાર, કરક પેદા સોઈ મારે,
કરત રાવકું રંક રંક શિર છત્ર હિ ધારે;
દાખત બ્રહ્માનંદ, સોઈ ખાવન સબ હંદે,
સોઈ સહેગા નાહિ, બહુત બોલ મત બંદે ॥ ૨ ॥
બંદે બાજી જગતકી, જ્યુ સુપને કો ખ્યાલ,
નૃપતી હોયો નીંદમેં, જાગે ફેર બેહાલ;
જાગે ફેર બેહાલ, ફિરત ઘરઘર અન કાજ,
છિનમેં ગયે વિલાપ સેજ, ત્રિય સંપતિ સાજા;
દાખત બ્રહ્માનંદ રહ્યાં નહિ નાંહિ રહંદે,
જ્યું સુપને કા ખ્યાલ, જગતકી બાજી બંદે, ॥ ૩ ॥
બંદે કીજે બંદગી, તજી દે ચીજ હરામ,
ફના સમજ બે ફકર અરૂ, જકર રખું સબ જામ;
જકર રખહું સબ જામ. નામ નામી જાુત લેતાં,
સાહિબકું ૧૨ ગા, દગા કોઉકું નહિ દેના;
દાખત બ્રહ્માનંદ, છોડ દુનિયા કે ફંદે,
તજી દે ચીજ હરામ, બંદગી કીજે બંદે. ॥ ૪ ॥

ઉપર મુજબ અનેક કાવ્ય રસાસ્વાદ સાહેબને ચખાડવાથી સાહેબને સ્વામી સાથે ગાઢ પિછાણ થઈ. સ્વામીશ્રીની મા મનોહર આકર્ષક આકૃતિ સાથે ધર્મ, નિયમ, વિવેક, અખંડ બાળ બ્રહ્મચર્યનું તપોબળ તેજ આદિ દિવ્ય ગુણોથી ગોર્ડન સાહેબ તો સ્વામીશ્રીને એક મહાન ઓલીયા પુરૂષ માનવા લાગ્યા.

શ્રીજી મહારાજને હવે મંદિરો ચણાવી, દેવ પધરાવી, ભક્તિમાર્ગ પ્રવર્તાવી. જનતાને ધર્મપરાયણ કરવાની ઈચ્છા થતાં, પ્રથમ શ્રીનગરમાં મંદિર ચણાવવા માટે જમીન ખરીદવા સાહેબને સ્વામી મારફત પુછાવ્યું ત્યારે સાહેબે કહ્યું કે, ''આ કુપની સરકારના રાજ્યમાં ૯૯ નવાણું વરસને પેટે જમીન આપવામાં આવે છે. તો હું નવાણુ વર્ષના પટનો લેખ લખી આપું. શ્રીજી મહારાજને તો ''યાવધચંદ્રદિવાકરૌ'' એ જગ્યા જોઈતી હતી.

પછી ત્યાંના હરિભક્તોના આગ્રહથી શ્રી બ્રહ્માનંદ સ્વામીને અને સદગુરૂ આનંદ સ્વામીને અમદાવાદમાં રાખીને શ્રીજી મહારાજ ગઢપુર પધાર્યા.

સ્વામીશ્રી કોઈ કોઈ વખત (રવિવાર કે રજાને દિવસે) સાહેબ પાસે બેસી કાવ્ય વિનોદ કરી આવતા, સાહેબ મીલટરી લાઈનના હોવાથી તેઓ ઘોડેસ્વારી સરસ કરી જાણતા એક દિવસ પોતાની સ્વારીનો ઘોડો બીમાર થતાં ઘોડો ડોક્ટરથી તેની બીમારી નહિ મટતાં સ્વામીએ દવા બતાવેલ, તે દવાથી ઘોડો સાજો થતાં, સાહેબે તે વિષે ચર્ચા કરતા સ્વામીએ શાલીહોત્ર શાસ્ત્ર સંભળાવ્યું હતું તે સાંભળી તેણે સ્વારીમાં વિજય પ્રાપ્ત થાય તેવી જાતિનો ઘોડો પરીક્ષા કરી ખરીદવા માટે સ્વામીશ્રી પાસેથી એ શાસ્ત્રના કેટલાએક છંદો લખાવી લીધા અને તેના અર્થો જાણી એ સબંધનો થોડો અભ્યાસ સ્વામીશ્રી પાસે કરેલો હતો, કવિશ્રી દલપતરામે ઉપરની હકીકત ‘‘કીન્લોક ફાબર્સ સાહેબને પણ કહેલ કે, ‘‘તમારા જાતિભાઇ જનરલ ગાર્ડન સાહેબ અશ્વ પરીક્ષાનો અભ્યાસ મરા ગુરૂના ગુરૂશ્રી પાસે કરેલ હતો અને ગુરૂ દક્ષિણમાં અમદાવાદના મદિર માટે યાવદ્ચંદ્રદિવાકરૌ નો લેખ ઠેઠ વિલાયત સુધી લખાણ કરીને ઈસ્ટ ઈન્ડીઆ કંપની મારફત મંજૂર કરાવી આપી, સ્વામીશ્રીને રાજી કરેલ હતા. એમ મારા ગુરૂ શ્રી દેવાનંદસ્વામીએ મને કહેલું હતું.’’ તે હકીકત જાણ્યા પછી ફાબર્સ સાહેબે પણ એ અશ્વપરીશ્રાના કાવ્યોનો અભ્યાસ કવીશ્વર પાસેથી કરેલ હતો. એ શાલીહોત્રના કેટલાએક કાવ્યો સ્વામીશ્રીની પ્રસાદીના જાણી અહીં નીચે આપેલ છે,

## અશ્વચતુર્વર્ણોદભવ-પરીક્ષા ભેદ (શાલીહોત્ર)

### છપય છંદ

જલ ઉદ્ભવ, દ્વિજ પુષ્પ; ગંધ મંગલ અસવારી,
અગ્નિ ક્ષત્રિ તન અમર, કલહ ચઢિયત જયકારી
મરૂત, વૈશ્ય, કૃત ગંધ, સહજ ગમનં સુખદાઈ,
ભૂમિ શુદ્ર મધુમકર, યહે આખેટ ઉપાઈ;
મુખબોર બ્રહ્મ પાની પિવત, ખૂર લગાય ક્ષત્રિય લહૈ;
ખેંચત બાર બૈસહ અધુર, શુદ્ર સદા ઠરપત રહે;

અર્થ - બ્રાહ્મણ જાતિના ઘોડાની ઉત્પત્તિ જળમાંથી છે. અને તેના શરીરનો સુગંધ પુષ્પ જેવો હોય છે. તે માંગલિક કાર્યમાં સ્વારી કરવાથી શુભ ફળની પ્રાપ્તી કરાવે છે.



અગ્નિમાંથી ઉત્પન થયેલ ક્ષત્રિય જાતિનો ઘોડો જાણવો તેના શરીરનો સુગંધ અગરના જેવો હોય છે. અને તે લડાઈમાં વિજય દેવાવાળો છે.

વાયુથી ઉત્પન થયેલ વૈશ્ય જાતિનો ઘોડો જાણવો અને તેના શરીરની સુગંધ ‘ઘી’ ના જેવી હોય છે તે સહજ કાર્ય (વાણિજ્ય વ્યાપારાધિકમાં સ્વારી કરવાથી શુભ ફળ આપે છે.

શુદ્ર જાતના ઘોડાની ઉત્પતિ જમીનમાંથી થી છે. તેના શરીરનો સુગંધ ‘મધરમચ્છ’ જેવો હોય છે તે શીકારમાં ઉત્તમ ફળ આપે છે, એ ચારે જાતિના ઘોડાની પાણી પીવા વખતની પરીક્ષામાં બ્રાહ્મણ જાતિનો ઘોડો પાણીમાં મોઢું ડુબાડી પાણી પીએ છે; ક્ષત્રિય જાતિનો ઘોડો આગલો પગ લાંબો રાખી પગના ડાબલા ઉપર મોઢું રાખીને પાણી પીએ છે; વૈશ્ય જાતિનો ઘોડો હોઠથી ખેચી (સબડકા બોલાવતો) પાણી પીએ છે અને શુદ્ર જાતિનો ઘોડો પાણી પીતાં ડરતો રહે છે. (થોડું પાણી પી પછી આજુ બાજુ જોઈ ફરીને પાછો પીવા માડે છે.)

## અશ્વ અશુભ ભમરીના સ્થાન ભેદ

છપય

હૃદય કર્ણ કટિ ન નાભિ, કપોલહ વામ કહીજે,
કુક્ષ પાંસુ પુનિ ભાલ, ત્રિવલિ નીચે લખી લીજે,
જંઘ પુચ્છપરિ ગુહ્ય, પુચ્છ ઢંપતિ ગૂદહ ગનિ,
કુકુદિ પુષ્ટ કુર પેર, પાદુ ઉદરંતરહિ ભનિ;
કક્ષાંત ઔર આધુર અગર, બીશ ભ્રમર અશુભા કહે,
અનુમાન ખોટિ એતી સુતજી લહન હાર સિંધવ લહે.

અર્થ-છાતીમાં, કાનમાં, કટીમાં, નાભીમાં, ડાબા ગાલમાં, કુખભાલ ત્રિવાણીના નીચે જંધાપર, પુચ્છનીપર, ગુહ્યેન્દ્રી ઉપર, પુંચ્છથી ઢાંકેલ ગુદા ઉપર, કુકુદપર (કવા ઉપર), ખંભા ઉપર, આગલા પગના ઘુંટણ ઉપર, પગમાં પેટ વચ્ચે, આંખની નીચે અને હોઠની પાસે એમ વીશ સ્થાનોમાં ભમરી અશુભ છે. તેને છોડીને લેવાવાળા ઘોડા ખરીદે છે. મતલબ કે, તે સ્થાનની ભમરીવાળો ઘોડો લેતા નથી. (૧)

## અશ્વ શુભ ભમરીના સ્થાન ભેદ

છપય

ભાલ શુદ્ધ ત્રય સુભગ, સુભગ શશિકલા ભાલ મહિં
શુદ્ધ કંઠ ત્રય સુભગ, કંઠ ઈક ચિંતામણિ કહિં;
કુંધ પરત ત્રય સુભગ, સુભગ દત્તહ કપોલ પર,
શ્રવણ મૂલપેં સુભગ, સુભગ સોહત ત્રિવલી સર;
પુનિ તાલુ સેત મધ્યહ સુભગ, યહ નવ ભ્રંગ નિહારિયે,
તજી અશુભ ભેદ સુભ સંગહે, બાજ ખરીદ બિચારીયે.

અર્થ– જેના કપાળમાં ત્રણ ભમરા છે તે ઉત્તમ, કપાળમાં ચંદ્રકળા જેવા ઉજવળ ચાંદલામાં ભમરો હોય તે ઉત્તમ. કંઠમાં ત્રણ ભમરી હોય તે સારી,કંઠમાં એકજ ભમરી હોય તે પણ શુભ છે. તે ભમરીને ચિંતામણી (દેવમણી) કહે છે. કાન ઉપર ત્રણ ભમરી શુભ છે. જે ઘોડાને જમણી જાંઘ ઉપર ભમરી હોય તે શુભ છે. એજ પ્રમાણે જમણા કાન પાસેનો ભમરો પણ શ્રેષ્ઠ છે. ત્રિવળી ઉપર ભમરો પણ શુભ છે. સફેદ તાળવામાં પણ ભમરો શુભ છે એ પ્રમાણે નવ સ્થાન ઉપર ભમરા જોઈને અશુભને તજી શુભ સ્થાન પર પડેલા ભમરાઓવાળા ઘોડાઓ ખરીદ કરવા વિચાર કરવો.

## અશ્વવ્યાધિ ભેદ દોહા

બહતર વ્યાધિસુ બાજ વપુ, આનહિ આન નિદાન;
વિક્રય લહત વિચારવો, સો દ્વાદશ અભિધાન.

અર્થ–ઘોડાના શરીરમાં બહતર એટલે બહુતેર (અથવા બહુ તરહની) પ્રકારની વ્યાધીઓ હોય છે એના પ્રથક પ્રથક કરણો છે, પણ ઘોડા ખરીદનારાઓએ મુખ્ય બાર રોગોનો વિચાર કરીને ખરીદવા.

## અથ અશ્વ દ્વાદશ વ્યાધિ અભિધાન ભેદ

ચોપાઈ

પેટકીટ, પખશૂલ, કહાઈ, લોહી લઘુ પિત્ત અરૂબાઈ;
કમખુરાક, અતપુરષા ઘાંસો, આંસુઝરન વારીચલ નાશા.
ભાલ શૂલ, પુનિમુખ, જલધારા, વ્યાધિવિલોકિ ખરીદનહારા.



અર્થ – પેટમાં ક્રમી, પડખામાં શૂળ, મૂત્રમાં લોહી પડતું હોય, પીત અને બાદી, ખોરાક થોડો ખાનાર, શરીરમાં ખુજલી, ખાંસી, આંખમાં આંસુ આવતા હોય, નાકથી પાણી પડે, કપાળમાં શુળ, અને મોઢામાંથી પાણીની લાળ ટપકે, એ બાર વ્યાધિઓને પારખી ઘોડાઓ ખરીદવા.

ઉપર મુજબ ભાષા શાલીહોત્રમાંથી સ્વામીએ જનરલ ગાર્ડન સાહેબને ખોડાની જાતિ, શુભ અશુભ ભમરીઓ અને વ્યાધિ વગેરેના ભેદ સમજાવતાં, સાહેબે સ્વામીશ્રીનો ખૂબ આભાર માની (નોટમાં તે કાવ્યો હિન્દીમાં લખાવી લીધા હતા) સ્વામીશ્રી સાથે સાહેબને એથી ગાઢ મૈત્રી થઈ અને સ્વામીશ્રીની ઈચ્છા જાણી, ઠેઠ વિલાયત સુધી લખાણ ચલાવી પોતે ઉત્તમ અભિપ્રાય આપવાથી અમદાવાદના મંદિરનો લેખ ''યાવતચંદ્રદિવાકરો'' નો મંજુર કરાવી સ્વામીશ્રીના હાથમાં આપેલ હતો. તે પછી સ્વામી અને આનંદમુનિએં ગઢડા આવી શ્રીજી મહારાજને સઘળી હકીકત જણાવી લેખને ચરણમાં ધર્યો. શ્રીજી મહારાજ એ જોઈને બહુજ રાજી થયા અને તેઓ બન્ને સદગુરૂઓને અમદાવાદ પાછા મોકલી મંદિર ચણાવ્યાની આજ્ઞા આપી. તેથી બન્ને સદગુરૂઓએ ત્યાં જઈ મંદિરનો આરંભ કર્યો.

જ્યારે શ્રીજી મહારાજ વડતાલથી આવતા આમદાવાદ આવ્યા ત્યારે આનંદમુનિને બોલાવી કહ્યું કે, ''બ્રહ્મમુનિ મંદિરના કામમાં રોકાઈ રહ્યાં છે. તેથી અમારા કાવ્ય કીર્તનો કરવા બંધ રહેલ છે પ્રગટ ભગવાનની મૂર્તિનું નખશીખા પર્યતનું વર્ણન શોભા તથા ચરિત્રોના કીર્તનો કરે છે, તેથી મૂર્તિ અંતરમાં ચોટી જાય તો તેને કાંઈ કરવા પણું રહેતું નથી મંદિર કરતા કીર્તનો અધિક છે. માટે તમને અમો ગઢપુર લઈ જઈએ ને તમે મંદિરનું કામ ચાલુ રાખજો ને જરૂર જેવું જણાય તો અમને પુછીને કામ કરજો. જ્યારે પ્રગટ ભગવાન વિચરે છે. ત્યારે તેમની બધી વાતોનો (લીલા ચરિત્રનો ગ્રંથ થાય છે. અને તે ગ્રંથમાં તીર્થ, મંદિરનો મહિમા, વગેરે બધુ તેમાં આવી જાય છે.'' (આધારાનંદસ્વામીની વાત ૭૦)

ઉપર મુજબ શ્રીજીએ આનંદસ્વામીને કહીને સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીને સાથે લઈ શ્રીજી મહારાજ અને સદગુરૂ શ્રી મુક્તાનંદ સ્વામી વગેરે ગઢપુર પધાર્યા. ત્યાં શ્રીજી આજ્ઞાથી સ્વામીએ ગઢપુર રહી ''સુમતિ પ્રકાશ'' નામના ગ્રંથનો પ્રારંભ કર્યો, પરંતુ અમદાવાદથી કાગળ આવતાં.

સદગુરૂ બ્રહ્માનંદ સ્વામીને અને સદગુરૂ મુક્તાનંદસ્વામીને એ બન્ને સદગુરૂઓને અમદાવાદ પાછા મોકલ્યા સ્વામીએ ત્યાં રહી મંદિરના કામ સાથે ગ્રંથનું કામ પણ ચાલુ રાખ્યું; અને મંદિર પૂર્ણ થતા સં. ૧૮૭૮ ના ફાગણ સુદી ત્રીજના દિવસે 'શ્રી નારનારાયણ દેવી' ની પ્રતિષ્ઠા શ્રીજી મહારાજે સ્વહસ્તે કરી. તે વખતે સ્વામીએ પોતે રચેલા શ્રી સુમતિપ્રકાશ ગ્રંથ પણ શ્રીજીને અર્પણ કરી નરનારાયણ દેવના મંદિરને ઉંબરે ધરી સ્તુતિ કાવ્યો સંભળાવ્યા. એ ગ્રંથના છેલ્લા અધ્યાયમાં છેલ્લા દોહામાં ગ્રંથ સમાપ્તિ સાક્ષી પુરે છે કે આ ગ્રંથ સ્વામીએ અમદાવાદમં રહી રચેલ છે.

સંવત અષ્ટાદશ સહી, વરસ અઠોતર જાણ,
મહાસુદ પંચમિ વાર બુધ, પુરણ ગ્રંથ પ્રમાણ.
શ્રીનગર શુભ શહેરમેં, નરનારાયણ પાસ
તહાં રહિ બ્રહ્માનંદ કવિ, કીનો સુમતિ પ્રકાશ.

એટલે મહાવદી ૫ વસંત પચંમીએ ગ્રંથ પુરો થયો અને મંદિર પુમ પુરૂં થતા ફાગણ સુદી ૩ જે શ્રી નરનારાયણ પધરાવ્યા હતા એવી રીતે અમદાવાદના મંદિર બનાવવામાં સદગુરૂશ્રી બ્રહ્માનંદસમીનો સંપૂર્ણ ફાળો હતો.

## સ્વામીશ્રીના વિશેષ ભાષા કાવ્યો

## શ્રી નરનારાયણ પ્રતિષ્ટા સમય સ્તુતિ કાવ્ય

દોહા

નરનારાયણ નામ જગ, જપત કપત જંજાલ;
કરત કઠિન તપ દેહ ધાર, જનહિત દીન દયાલ.

## છંદ ત્રિભંગી

જયનાથ નિરંજન, ભવદુઃખ, ભંજન જનમન રંજન, જગ ત્રાતા,
જય કામ નિકંદન, વર સુદ વંદન, ધર્મ સુનંદન દોભ્રાત,
જય મહિતલ મંડન, ખલખલ ખંડન, વિષય વિખંડન વનવાશી,
જય સહાસક સંતન, કાલ નિક્રંતન, આદ ન અંતન અવિનાશી. ।। ૧ ।।



## પદ ત્રીજું

ઢોંગી છો થૂર્ત છો કપટી છો કુટીલ છો, કોણ થઈ દાસ વિશ્વાસ કરશે ।।
છળ કરી લોકનેં છેતરો છો તમે, મસ્તક સોંપશે તેજ મરશે. ।। ટેક ।।
ઢુંઢીયાનું હતું જોર જે ગામમાં. ત્યાં જઈનેં તમેં કપટ કીધું. ।।
મુમતિઓ બંધાવી મુનિજનને મુખેં, વશ કરી વસ્તીને નીમ દીધુ, ઢોંગી ૧
જઈ ચડયા જ્યાંહી શિવપંથીના શહેરમાં, કોઈએ અલ્પ નહિં અન્ન આપ્યું.
સર્વ સાધુને રૂદ્રાક્ષ બંધાવીયા, સ્થિર ત્યાં આપનું થાણું થાપ્યું, ઢોંગી ૨
ખત્રી ખૈયો હતો કચ્છમાં જ્યાં કણે, જૈ ચડયા નાથજી જેહ ટાંણે.
ગુરૂ કરી ગાદીએં મને બેસાડીઓ, કપટ કળી લીધું ખૈયે સુજાણે ઢોંગી ૩
વસ્તિ વેદાંતિની જોઈ જ્યાં જે સમે, વેશ વેદાંતિનો ત્યાંજ ધાર્યો.
ધીરવી દીરવી ધર્મ ઉપદેશ દઈ, પ્રગટ મત આપનો ત્યાં પ્રસાર્યો ઢોંગી ૪
કામ હીંસા તણું કોઈ કરશો નહિં, કપટથી એમ ઉપદેશ કીધો,
સાધુ લોલંગરાનો તમે તે સમે, દાસને હાથ સંહાર કીધો, ઢોંગી ૫
ક્યાંય સંતાય બેઠા તમે શામળા, ક્યાંઈ નિર્બળ પણુ ધારી નાઠા,
ક્યાંય કહ્યું કોઈને મારૂ રક્ષણ કરો, નહિ કરો તો થશે હાલ માઠા. ઢોંગી ૬
ક્યાંય ઐશ્વર્ય અતિશેંજ દેખાડીઉં,ક્યાંય તો જોયાજ જીવ જેવા
જેમ બહુરૂપી બહુરૂપ ધારી ઠગે, આવડે ઢોંગ એવાનેં એવા. ઢોંગી ૭
ઠગ તણા ઠગ થકી હુંજ ઠગાઉં નહીં, જાદુગર તણી હું તોડું જાક્ષ
વાતની વાતમાં માવમુજનેં તમેં, વશ કર્યો વિશ્વ વિહારીલાલ. ઢોંગી ૮

## પદ ચોથું

લાજનું કાજ તો કાંઈ કીધઉ નથી, હોય નિર્લજ નેં લાજ શેની,
ચોરીનું કામ તો નાનપણમાં શિખ્યો, ચીજ તું ચોરતો જેની તેની. ટેક
લાગ ફાવ્યા થકી નિત્ય લંઘન કરી, ભાભીની એક અંગુઠી ચોરી,
માનનીયો તણા ચિત્ત ચોરી લીધાં, લલચાણી બાળ વૃદ્ધ કીશોરી. લાજ. ૧
નાત કે જાતમાં નવ રહી આબરૂ, કોઈએ એક કન્યા ન દીધી,
તેથી મા બાપનું ઘર તજી નીશર્યો, થઈ વેરાગી વનવાટ લીધી. લાજ. ૨
ગરીબ મુજને ગણી આવી નથી બોલતો, વૈભવો પામી વિશેષ ફુલ્યો,
ભુખનાં દુઃખથી ઘરો ઘર ભટકતે, માંગતો ભીખ તે કેમ ભૂલ્યો. ? લાજ. ૩

જય મુનિધરવેશં, ત્યાગ તપેશ, ગ્યાન હમેશં, ગુરૂવાઈ,
જય સહિત સમાજા, ભુવનધિરાજા દિલજનમાજા,સુખદાઈ. ાા ૮ ાા
(સુમતિ પ્રકાશ)

કવિત

ભરતખંડ મેં પ્રસિદ્ધ, સિદ્ધ નર નારાયન,
બૈઠે સિધ્ધાસન, જટા જાુટ કું સમારે હૈ;
બદ્રિવત તાકો સ્થાન, કાઢે તરૂ વંદ આન,
પ્રસરે કદંબ અંબ ફલજાુત અપારે હૈ;
તપકે પ્રતાપ આપ, કીને નિષપાપ જન,
દર્શન દુરાપ નાથે, પાનન સેં પ્યારે હૈ;
બ્રહદવૃત વારે બ્રહ્માનંદ કહે મતવારે.
સૂરજ શશાંક માનુ દોનું તનુ ધારે હૈ.

## દશકોશી ચોરાસી વિષે-દોહા

નરનારાયન મૂરતિ, સ્થાપી મંદિર માંય.
તેહિ નિમિત્ત દ્વિજ ભોજકી, ચાહ કરિ જગરાય. ૧
સભા કરી સંજ્યા રસમય મિલ બૈઠ મુનિવૃંદ,
શ્રી હરિપુછયો સબનકુ કરૂણાનિધિ સુખકંદ. ૨
અમદાવાદરૂ પ્રંતકે, દશકોશી પરયંત,
દ્વિજ ચોરાસી જ્ઞાતિકે, જીમાવન મનખંત ૩
કહ્યો મુનીકર જોરકે, સુનિયે શ્રી ભગવાન.
કાલ, જીમાવન કહતહો, ક્યું હોયગો સામાન ? ૪
ચિંતા ન કરો સંત તુમ, હસિ બોલે શ્રીનાથ;
'ગહું પીસન અરૂ નૂતરા, દિજે એકહી સાથ.. ૫
શ્રીહરિ સબ દ્વિજકું કહ્યો, સીધો લેહુ પ્રભાત;
સંજ્યા પાક બનાયકે, જીમો લડુ હરખત. ૬
યું કહે ઉતારે ગયે, કોમલ ધર્મકુમાર ૭
કાંકરીએ લીલા કરી, કરિકે તિહાં મુકામ;
દીને સુખ નિજ દાસકું, સુંદર વર ઘનશ્યામ. ૮



રચ્યો, મંચ કોઉ રીતકો, તાપર બૈઠે આપ;
દીખાયો અંગરેજ કું, પૂરન પ્રગટ પ્રતાપ. ાા ૯ ાા
કાંકરીએ કે તીરકી, શોભા કહી ન જાય,
કોમળ દળ પ્રફુલ્લિત કમળ, નિરમળ નિર સુહાય. ાા ૧૦ ાા
ધૂંમર ઘોડન કી ફિરત, પાળાકો નહિં પાર;
બિચહી બ્રહ્મન જીમત હૈ, કરિ જય શબ્દ ઉચાર. ાા ૧૧ ાા
અસવારી ઓપત અજબ, તાતે તુરલ તુરંગ.
ચળકત કુંત કરાગ્રેલ, સુભટ જાુથ્થ હરિસંગ. ાા ૧૨ ાા
અગણિત દ્વિજ એહી દિવસ જીમાયે જગદીશ;
સ્થિત વિમાન કૌતકલખી, મગન ભયે અનમીશ. ાા ૧૩ ાા
નરનારાયન દેવકી, મૂર્તિ અચલ તહાં સ્થાપ;
પુનિ તેહિ સ્થળ સ્થાપન કરી; ચહુ, અક્ષર જુત છાપ. ાા ૧૪ ાા
એકાદશી પ્રબોધની, રામનૌમિ તિથિ સાર,
તહાપુનિ શ્રીહરિ આતહૈ, બરસહુંમે દો બાર. ાા ૧૫ ાા

શ્રીનગર હુતાશી ઉત્સવ કાવ્ય

દોહા

એક સમય ઘનશ્યામ પ્રભુ, ઉત્તમ અમદાવાદ;
હોરી ખેલન હેત અતિ, ઉચ્છવ કરન અગાદ.

છંદ પદ્ધરી

મનરંજન કુમકુમ ભરેમાટ, થિર હોય દેખ રવિ ખેલ થાટ;
ઘનશ્યામ ગૃહી પિચકારી હાથ, સજભયે ઔર પુનિ સખા સાથ.
ભર આય સઘન ચહું ઓર ભીર, ઉડવંત શામ સુંદર અબીર;
અતિ રચ્યો શ્યામ સુંદર સુખ્યાલ, ગહ ધૂમ ઝુમ મારત ગુલાલ.
ઈક ઔર ભયે નટવર અનંત,ભયે ઔર દ્વિતિય મિલ સર્વ સંત;

અષ્ટાદશ વાજીંત્ર નામાવલી

૧ ૨ ૩ ૪ ૫ ૬
નિશાણ બજત બાજત નફેર, શરનાઈ શ્રંગી કરનાટ ભેર;
૭ ૮ ૯ ૧૦
બાજંત તાલ સુંદર મૃદંગ, ચિત્ત ચાહ કરત ઊપંગ ચંગ
૧૧ ૧૨ ૧૩
રસવંત સરસ બાજત રવાજ સારંગિ સરોદા સરવ સાજ.

૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮
તંબૂર, ખંજરી, અરૂ સત્તાર, સં. પ્રણવ બજાવારઠાર.

## હોલી ખેલન વર્ણન

ભરપૂર રહે રગ વસન ભીજ, પિચકારી ચલાવત રીજ રીજ;
આયે જાું સખા ઝુક ચહું ઔર, હરિ પકર પકર રંગ દેત રોર,
કિલકારિ કતોહલ કરિ કલોલ, અત ગાત તાન તોરત અમોલ;
રંગભરે શામ મુખ કરત રાગ, સબ સુનત સંત બડભાગ જાગ.
કોઉકું જાું દેત શિર રંગડાર, કોઉંકું જ કહે તુમ ગયે હાર;
કોઉંકે જાુ વદન લપટત ગુલાલ, કોઉંકે જાું અલૌકિક કરત ખ્યાલ.
કોઉકું, જ પકરલે અપની ઔર, નહિ, જાન દેત ગ્રહિ જોર જોર;
નહિં પાર વહત રંગ જાુકતનીર, કહિ હોરિ હોરિ ઉડવત અબીર.
સુર ત્રિયન સહિત અપછરા આય, ગંધર્વ સર્વ ગુન હરખ ગાય.
શિવ શિવા આય સનપતિ સહીત, લખિ નવલ ચરિત ચિત વધત પ્રીત
સનકદિ આય નારદ મુનિંદ, રંગ હોરી રમત મુનિવંદ ચંદ.

## જળઝીલણ સ્વારી વર્ણન દોહા

રંગભર હરિ હોરિ રમે, અમદાપુર અતિ પ્રીત;
નૈન સુફલ નર નારી કે, ભયે પ્રફુલ્લિત ચીત.
હોરિ રમિકે શ્રીહરિ સજ ભયે ઝીલણ કાજ,
પેદલ હેદલ પ્રેમ જાુત, ચલેજાુ રહિત સમાજ.

## અશ્વવર્ણન – અર્ધ ભુજંગી છંદ

ચલે સ્નાન કાજ, લિયે હાથ સાજા, તતે સંગ તાજી, નચે રંગ બાજી;
અવંતા ઉઝાણા, વહે મૃગડાણાં, જરી સાજ જોપે, અછે અંગ ઓપે
કપી રીત ઝપે નિજં છાંય કાંપે, અતિવેગવંતા, અકાશે ઉડંતા;
તન રૂપ તાતા, કરે વ્યોમ વાતા ભરે જોર ફાલી, નચે માંહી થાલી.
છબી દાર ચંગા, કુદે જશું કુરંગા, રસીમેં કરેલા, મસાલા ચરેલા,
દિસંતા દિવાલાં છતી પુર ઢાલાં સવે વાગ સાચે, નટાં રીત નાચે.
રતે શ્વેત રોજે, સદા શીલ મોજે, પટાદાર પીલે, નલી શામ નીલે;
કિતે રંગકારે, ભુરે જોર ભારે, તિખે ખૂબ તાજા, રિઝે દેક રાજા.



## ।। શ્રીજીના હજુરી પાર્ષદો, સંતો ગૃહસ્થો ।।

વડા જોધ વંકા, ધરે નાંહિ શંકા, પ્રભુ સાથ પ્રીતી, રહે શુદ્ધ રીતી,
હરિદાસ પુરા, સદા અંગ સુરા, સબેનીમ રાખે, મિથ્યા નાંહિ ભંખે.
લિયે હાથ ભાલા, કિયે નાથવાલા, નહિં નીમ ચુકે, ઉડે ટુક ટુકે,
સદા શીલ સાચે. નહિં નીમ કાચે, હરિ કેફ માતે,રહે રામ રાતે.
હરી કે હજૂરી, પ્રિતિ અંગપુરી, પરાપારા પાલા, વ્રજાધીશવાલા;
ગુણી સંત ગ્યાની, અતંતા અમાની, ભરે પ્રેમ ભારી, બડે બ્રહ્મચારી,
ગૃહિ ત્યાગ જે તે, નિતીકે, સબેરંગભીને, હરિ સંગલીને,
કહે હોરિ હોરી, ઉડે રંગ ઝોરી, ચલે નાથ શેરી, જું જાુથ્થ ઘેરી.
ત્રિયા ગોંખ ઠાઢી, લખી પ્રીત બાઢી, ઝરૂંખે નિહારે, ધનંધામ વારે,
કબૂ આય હેરે, ત્રિયા ફુલ વેરે,વંદે જીત બાની, જગન્નાથ જાની.
છડીદાર ટેરે બહુ બેર બેર, ચલે સંમ ગાતે, મહા મોદ મોતે,
નદી તીર આયે, હરિ ચિત્ત ભાયે, તરૂ બેલી તીરા, સુગંધી સમીરા.
તહાં તીર સારી, ફુલી ફુલ વારી, અલી લે સુગંધી, રહે તાર સંધી.

## ।। શાહીબાગ વર્ણન છપય ।।

પતશાવાટિ પ્રસિદ્ધ તહાં તરૂવર ઝુક છાઈ,
અંબ કદંબ અશોક, લલિત ધરપર લપટાઈ;
પાટલ પીપલ પ્લક્ષ, વૃક્ષ નિગ્રોધ વિશાલા,
સાલવ સાગ સરેસ, તરૂ ધવ નીય તમાલા,
કંટેર કંબુ અરૂ કેવડા, ઉપજાવન અનુરાગ કે,
કહે બ્રહ્મમુનિ હરિચરન કરી, બડે ભાગ તેહિ બાગ કે. ।। ૧ ।।
કંજુ ઝઝ કણિકારિ, વ્રજે મનરંજન વેલી,
કંજ પ્રંજ બહુ કેલી, જાુથ્થિકા જાય ચંબેલી,
ગહરે, રંગ ગુલાબ, વિમલ ફૂલી સેવતીયાં,
ચંપા મોગર સરસ, લતા સુંદર માલતિયાં,
કનિહાર સુખ સંગાર કે તરૂ વેલિ બહુ વિધ કહે,
કહે બ્રહ્મમુનિ ઘનશ્યામ કે, પર્સ પ્રફુલિત હી રહે. ।। ૨ ।।
(ધર્મવંશ પ્રકાશ)

## સાભ્રમતિ સ્નાન છપય

સાભર ગંગા સરસ, અણંકલ ઓધ અપાર,
ઊઠત લહરી અતંત, વહત જલ નીરન ધારા,
તામહિં ઠાડે શામ, અધિક કર નીર ઉછાલે,
આસ પાસ નિજ દાસ, અમૃત દ્રગતાહિ નિહાલે,
કસ્તુરી રંગ કેસર કરી, જલ પ્રવાહ વ્યાપત કરે,
હે બ્રહ્મમુનિ જનવૃંદ સબ, જય જય ધુનિ મુખ ઉચ્ચરે. ॥ ૩ ॥

## સાભર ગંગા શ્રી હરિ સ્તુતિ

તબ ગંગા કર જોર, કહત નિજ મૂર્તિ ધારી,
બહુત દિવસસેં નાથ. ભવ તવ પદસે ન્યારી,
જગકે પાપી જીવ, સ્નાન કરિ અઘ દે જાઈ,
તાતે પૂરવ ત્યાગ, જાન પચ્છમ મેં આઈ.
હરિકૃષ્ણ તુમારે દર્સહતિ, અતિ અંતર અનુરાગી,
કહે બ્રહ્મમુનિ તવ પર્સ કરી, ભઈ મેંતો બડભાગની. ॥ ૪ ॥

હસિ બોલે ઘનશ્યામ, ભાગ બડ ગંગા તેરો,
સંત સહિત સાક્ષાત, ભયો તન સ્પર્શહિ મેરો.
જો અધિકાર જીવ, આય તો મેં પમ ધરહી,
હેહિ શુદ્ધ તતકાલ, વાસ મમ ચરણે કરહી.
ત્રૌલોક માંહિ તીરથ અવર, તેરી તુલ્ય ન આવહી,
કહે બ્રહ્મમુનિ તવ સ્નાન કરિ, મનવાંછિત ફલ પાવહી. ॥ ૫ ॥

ઈતિશ્રી કેસરભક્ત વિરચિતે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પંચમ પ્રકરણે ૫. પુ. અયોધ્યાપ્રસાદજી મહારાજ સદગુરૂ દેવાનંદસ્વામી સંવાદે અમદાવાદ મંદિર નિર્માણ તથા વિશેષચારણી સાહિત્યનામ પહેલો અધ્યાયઃ સમાપ્તઃ ॥ ૫ ॥



॥ શ્રીજી ॥

॥ અધ્યાય ૨ બીજો ॥

# શ્રી વડતાલ મંદિર પ્રસંગ

એક ગામ ગઢપુરમાં શ્રીજી મહારાજે સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીને વડતાલ મંદિર કરવા સારૂ જવાનું કહ્યું. ત્યારે સ્વામી કહે, મહારાજ અમારે ખરચી જોઈએ. ત્યારે શ્રીજી મહારાજ હરજી ઠાકરને કહે કે, ''સ્વામીને ખરચી માટે બાર રૂપિયા આપજો'' એમ કહી શ્રીજી મહારાજ થાળ જમવા પધાર્યા; તે જમીને અક્ષરઓરડીએ પોઢી ગયા. બીજે દિવસે સ્નાનાદિક નત્યવિધિ કરી લીંબતરૂ નીચે સભા કરી બિરાજમાન થયા. તે સમયે શ્રી બ્રહ્માનંદસ્વામી તૈયાર થઈને આવ્યા અને શ્રીજી મહારજને દંડવત કરી મળીને ચાલ્યા. ત્યારે શ્રીજી કહે કે, ''વડતાલના તળાવ ઉપર હનુમાનજીનું મંદિર છે તેવું નાનુ મંદિર કરવું'' ત્યારે સ્વામી કહે ''ઠીક મહારજ'' પછી સ્વામી પોતાના સંતમંડળ સાથે કારીયાણી થઈ પોલારપુર ગયા. ત્યાંથી કમી કમીયાળા, નાની બોરૂ ને સીંજીવાડે થી વડતાલ આવ્યા; ને વડેઉ માતાજી ! ધર્મશાળામાં ઉતારો કર્યો, પછી નારાયણગીરી બાવાજી જોબન વડતાતા, પટેલ કુબેરભાઇ, રણછોડભાઈ તથા વાસણ સુતાર એ આદિક હરિભક્તોને ભેળા કરીને કહે કે, ''અમોને તો અહીં મંદિર કરવા સારૂ શ્રીજી મહારાજે મોકલ્યા છે,'' તે સાંભળી સહુ હર્ષને પામ્યા, અને કહેવા લાગ્યા કે, ''સ્વામી ! જેમ તમે કહો તેમ અમે કરીએ, અમારૂ ધન, ધામ તમારૂં જ છે, તેમ જાણજો.'' ત્યારે સ્વામી કહે, પ્રથમ તો જેની જેની જગ્યાઓ મંદિરમાં આવે, તેનો લેખ કરી આપો, એટલે તે જગ્યાવાળાએ લેખ લખાવીને સ્વામીના હાથમાં આપ્યા. પછી સ્વામી કહે કે હવે પ્રથમ આપણે ''ઈંટો'' પડાવીએ ત્યારે જોબન પગી કહે કે ''સ્વામી હું ઈંટો પાડવા સારૂ વગર પૈસે બોલાવી લાવીશ. તમારે તે સહુને રોટલા આપવા ત્યારે સ્વામી કહે કે, અમે ઝોળી ફેરવીને પણ તેઓને જમાડશું.'' વળી જોબન પગી કહે કે, અહીં લાકડાંનો (બળતણ)નો કંઈ તોટો નથી. એમ ઠરાવ કરીને હાલ જ્ઞાનબાગમાં ઉગમણી બેઠક છે ત્યાં નવ લાખ ઈંટો પડાવીને તેના એકેક

* સદગુરૂશ્રી અદ્‌ભૂતાનંદસ્વામીકૃત ''વાર્તા સંગ્રહ'' માથી ઉધ્ધૃત.

લાખના નવ ઈંટવાડા જુદા જુદા ખડકાયા તે તૈયાર થયા છતાંયે શ્રીજીના આપેલા ખરચીના રૂા. ૧૨ બાર તો જેમના તેમજ ચીંયરીમાં બાંધેલા રહ્યાં.

હાલ શ્રી લક્ષ્મીનારાયણનું અને શ્રી ધર્મદેવનું મંદિર છે, ત્યાં સ્વામીએ બે શિખરોનો પાયો નખાવ્યો. તે પાયા બહુજ વિશાળ (પખતા) અને ઉંડા ખોદાવ્યા, ગુજરાતની ધરતી એટલે પાકો પથ્થરનો કસ ન આવ્યો; પણ જેમ જેમ ઉંડા ખોદતા ગયા તેમ તેમ પાણી આવ્યા. એથી કોશ જોડાવીને તે પાણી ઉલેચાવી અને ત્યાં પાકી ઈંટોની કમાનો વાળીને તમામ પાયા પુરવતાં લાખો ઈંટો પાયામાં જ ચણાઈ ગઈ, આ વાતની ખબર ગઢડે શ્રીજી મહારાજને થતા શ્રીજી મહારાજે આનંદ સ્વામિને વડતાલ મોકલાવીને તેની સાથે કહેરાવ્યું કે, ‘‘તમો એક શિખરનું મંદિર કરજો’’ પણ શ્રી બ્રહ્માનંદસ્વામિએ શ્રી આનંદસ્વામીને ક્હયું કે, ‘‘સ્વામિ ! આમાં તમારી નજર ન પુગે’’ આ પ્રમાણએ થયેલ હકીકત આનંદસ્વામીએ ગઢડે આવીને શ્રીજી મહારાજને કહી એટલે શ્રીજી મહારાજે સદગુરૂ શ્રી નિત્યાનંદસ્વામીને એક સાખી લખી આપીને મોકલ્યા. જે સાખી નીચે પ્રમાણે હતી.

આપની પહોંચ બિચારક, કરિયે તેતી દોડ,  
તેતા પાંઊ પસારિયે, જેતી લંબી સોડ.

ભાવાર્થ – આપણી શક્તિનો વિચાર કરી કાર્યનો આરંભ કરવો; જેમ કે આપણી સોડ (પછેડી) પ્રમાણે પગ લાંબા કરવા સદગુરૂ શ્રી નિત્યાનંદસ્વામીએ વરતાલ જઈને સ્વામીશ્રીના હાથમાં એ સાખીવાળો પત્ર આપ્યો ત્યારે તે વાંચીને સ્વામીશ્રીએ જે ઉત્તર મોકલ્યો, તેમા તેઓનું દુરંદર્શીપણું ને પોતાના ઈષ્ટદેવ ઉપરની દ્રઢ શ્રધ્ધા કેવા ઉત્તમ હતાં તે સ્પષ્ટ દેખાઈ આવે છે. તે ઉત્તર પણ એક નાની સાખીમાં જ હતો.

સાહેબ સખિયા શેઠિયા બસે નગ્રકે માંહી,  
તાકે ધનકી ક્યા કમી ! હું ડિ, ચલે નવખંડ માંહી.

ભાવાર્થ – આપશ્રી (સાહેબ) જેવા શેઠ નગરમાં બિરાજે છે. તેના



સેવકને ધનની કમી નથી. કેમકે તેના માલીકના નામની હુંડીઓ નવેખંડમાં ચાલે છે.

આ સાખી ઉપર સાંભલી શ્રી નિત્યાનંદસ્વામી પણ બહુજ રાજી થયા; ને પોતે પણ મંદિરના કામકાજમાં ઉમંગથી ભાગ લેવા માંડયા. એક દિવસે શ્રી નિત્યાનંદસ્વામી કહે કે, સ્વામી બે શિખર સારા ન લાગે તેમજ શિલ્પશાસ્ત્રના નિયમ મુજબ બે શિખર ન થાય ‘‘એકી’’ જોઈએ. તે તમો પણ ક્યાં નથી જાણતા ? માટે હવે તો ત્રણ શિખરનો આરંભ કરો એમ કહેતાં સ્વામીએ ત્રીજા શિકરનો પાયો સદગુરૂ નિત્યાનંદસ્વામીના હાથથી જ નંખાવ્યો ને પછી ત્રણે શિખરનું કામ એકી સાથે શરૂ કરી કમળાકારનું મંદિર આરંભ્યું.

નિત્યાનંદસ્વામીએ ગઢડે જઈને સાખીનો ઉત્તર શ્રીજી મહારાજને ચરણે ધર્યો; અને શ્રીજી આજ્ઞાથી સર્વ સભા સમક્ષ તે સાખી અર્થ સહિત વાંચી સંભળાવી કે, ‘‘સર્વોપરી અવતારી ને લક્ષ્મીના પતિ એવા જે તમે, તેના સેવક એવો જે હું, તેને ધનની શી કમી છે ? માટે હે હરિ ધારેલું કાર્ય થશે કે નહીં થાય ? તેવૌ મન સંદેહ નથી.’’ તે ઉતરથી શ્રીજી મહારાજ ઘણા રાજી થયા. તે સમયે ઓરડામાંથી અ. મુ. બા શ્રી જીવુબાબા બોલ્યા જે ‘‘હે મહારાજ બ્રહ્માનંદસ્વામીનો સંકલ્પ સિદ્ધ થવા દીઓ’’ તે સાંભળી શ્રીજી મહારાજ કહે કે, ‘‘આ લક્ષ્મીજી બોલ્યા તે હવે બ્રહ્માનંદસ્વામીનો સંકલ્પ સિદ્ધ થશે.’’

તે પછી શ્રીજી મહારાજ મંદિરનું કામ જોવાને પોતે વડતાલ પધાર્યાષ બધી જગ્યા જોઈને મહારાજે બ્રહ્માનંદસ્વામીને કહ્યું જે, હવે તો ત્રણે શિખરના ઘુંમટ અને મંડપ સહિત બધા પડથારનો પાયો એકી સાથે ગળાવીને ભરાવો ‘‘પછી સ્વામીએ મંદિરનો એકંદર (બધો પાયો ગળાવીને પુરાવ્યો ત્યાં તો તે તેમામ ઈંટવાડાની ઈંટુ, પાયામાં જ સમાઈ ગઈ. તેથી મહારાજ કહે ‘‘બ્રહ્મમુનિ હવે શું કરશો ?’’ સ્વામી કહે ‘‘મહારાજ ? આ ચડોતર તો ગુજરાતનો મધ્ય પ્રદેશ છે. તેમા ઘણા ઝાડવાં છે, તેમાનું એક ઝાડવું ઝંઝોડીશ (ખંખેરીશ) ત્યાં એક શિખર તૈયાર થશે. એમ ઝાડવાં ખંખેરતો જોઈશ અને મંદિરનું કામ ચલાવતો રહીશ’’ એમ કહીને સ્વામી પોતાની પર્ણકુટીમાં મહારાજને પધરાવી, અનાજની નાની કોઠીઓ, નાંદો ગોળાઓ, વગેરેમાં લોટ, દાળ, ભાત વગેરે ભરેલા હતા, તે તથા પરચુરણ પૈસાઓના ભંભાઓ ભરેલા હતા, તે સર્વ બતાવી સહુ બતાવી સહુ ઉપર શ્રીજીનો હાથ ફેરવાવ્યો; અને કહ્યું કે, મહારાજ, આપના પ્રતાપે આ સહુ સાધુઓ આસપાસના ગામમોં ઝોળી ફેરવિ આવી, કામ કરતા કડીઆ અને મજુરોને રોટલા, દાળ

ભાત જમાડવાની બહુ અંગ સેવા કરે છે. અને આ જોગી (સદગુરૂશ્રી ગુણાતીતાનંદસ્વામી) તો આ પર્ણકુટીમાં બેસી રાત્રી દિવસ તમારૂં ભજન કરીને બધા માલથાલની સંભાળ રાખે છે ને લોકો મંદિર જોવા આવે તેને ઉપદેશ આપી આપના લીલાચરિત્ર, પ્રતાપ અને સ્વરૂપનિષ્ઠાની વાતો સંભળાવી, વર્તમાન ધરાવી,સત્સંગમાં વધારો કરે છે. હું તથા જોબન પગી ઘોડે ચડી આસપાસના ગામડાઓમાં જઈને મોટા પૈસાપાત્ર પાટીદારો પાસેથી મંદિરની 'ધન' ની સેવા કરાવી કારીગરોના પગારો ચૂકવીએ છીએ. આવી રીતે મારા મંડળના સંતો અને હું આપને રાજી કરવા સેવા કરીએ છીએ.'' તે સાંભળી મહારાજ બહુજ રાજી થયા અને વર આપ્યો કે ''સ્વામી ! આ મંદિરનું કામ ચાલશે ત્યાં સુધી આ પર્ણકુટીમાંથી ધન અને ધાન્ય નહીં ખુટે તેમજ કોઈ જાતનું તમને સંકટ આવશે નહી.'' એવું વરદાન મળતા સ્વામીએ કહ્યું કે ''મહારાજ ! મને પણ એ વાતની સંપુર્ણ શ્રધ્ધા છે. એમ કહીને નીચેનું કાવ્ય બોલ્યાઃ

સવૈયો

આસન જાસુ હુતાસન કે ઢિગ, સોનર સીતકો કષ્ટ સહેના,
જાકર વાસ દિવાકર પાસ હૈ, સોનર તિમીર લેશ લહે નાં;
સાગર બીચ નિવાસ કરે, કબહુ ઈનકે તન દાહ દહે નાં,
યું પુરૂષોત્તમ કે પરતાપ સેં, સંનકુ સંકટ રંચ રહે નાં.

અર્થ :– અગ્નિ પાસે જેનું આસન હોય તેને ઠંડીનું દુઃખ રહે નહીં; સૂર્યની પાસે જેનો વાસ છે તે નરને લેશ માત્ર અંધારૂં નડતું નથી; સમુદ્ર વચ્ચે જેનો વાસ છે, તેના શરીરને કોઈ વખતે અગ્નિથી બળવાનો ભય રહેતો નથી; તેવાજ રીતે આપ પૂર્ણ પુરૂષોત્તમ નારાયણના પ્રતાપથી સંતોને રંચે માત્ર પણ સંકટ રહેતું નથી, હે કરુણાસાગર ! મને સંપૂર્ણ આપશ્રીનો ભરોસો છે. આપે આવેલો વર સત્ય જ થશે. એમ કહી સ્વામીએ દંડવત કર્યા. શ્રીજીને સ્વામીને બાથમાં લઈ મળ્યા. અને હસ્તમાં ધારણ કરેલ રેશમી કોરનો

* વડતાલના ધ. ધુ. આચાર્ય શ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજ સાથે હું, બેટ દ્વારિકા ગયો ત્યારે આ સવૈયો સદગુરૂ બ્રહ્માનંદસ્વામીએ રચી મહારાજને વડતાલમાં સંભળાવેલ તેમ કહી મને આચાર્યશ્રીએ દ્વારિકામાં લખાવ્યો હતો.



રૂમાલ સ્વામીને પ્રસાદીનો આપ્યો. તેમજ સદગુરૂશ્રી ગુણાતીતાનંદસ્વામી* આદિક સર્વ સંતો અને પાર્ષદોને માથે હાથ મુક્યો તેથી સહુ બહુજ રાજી થયા તે બીજે દિવસે શ્રીજી મહારાજ ગઢપુર પધાર્યા.

* સદગુરૂ શ્રી ગુણાતીતાનંદ સ્વામી શ્રી બ્રહ્માનંદસ્વામીના મંડળમાં રહેતા હતા, તે વિષે પોતે પોતાની વાતોમાં લખે છે કે, ''પ્રથમ મહારાજે મંડળ બંધાવ્યા ત્યારે સર્વ સાધુને કહ્યું જે, ''ગુરૂ હોય તે ઉઠીને એકકોરે બેસો,'' ત્યારે જેટલા ગુરૂઓ હતા તે ઉઠીને એકકોર બેઠા પછે મહારાજે કહ્યું કે, ''જેને જ્યાં મળતુ આવે તેમ બેસો.'' પછે જેને જેમ મળતુ હતું તેમ તે સર્વ બેઠા, પછે સ્વામી કહે ''હું બ્રહ્માનંદસ્વામી પાસે રહેતો તે ઉઠીને આત્માનંદસ્વામી પાસે જઈને બેઠો. કેમજે બ્રહ્માનંદસ્વામી ટેકો નહી ને પોતે તો મહા કવિરાજ તે ખાવાનું બહુ આવે તે જુવાન અવસ્થાવાળાને ઠીક નહીં'' પછે મહારાજ ઉઠીને જ્યાં સંતના મંડળ બેઠા હતાં ત્યા આવીને જોતે જોતે જ્યાં આત્માનંદસ્વામી બેઠા હતા ત્યાં આવીને મને કહ્યું જે, આત્માનંદસ્વામી વૃદ્ધ સાધુ છે. તેની સેવા કરનારો કોઈ નથી. તે સારૂ રહ્યો છું. પછે મહારાજે કહ્યું કે, 'ઠીક' પછે તો સર્વને જોઈને બોલ્યા જે ''ગુરૂએ મુરખ છે તે ચેલાએ મુરખ છે, કેમ જે સત્સંગના થંભ જેવા છે તેને ઓળખતા નથી, ને ઓલ્યા હિંદુસ્થાનમાં લઈ જાય એવા છે તેની પાસે જઈને રહ્યાં છે, ને ગુરૂએ મુરખ છે જે સાધુની ગરજ રાખતા નથી. માટે કાંઈક ગરજ રાખવા શીખો'' એટલી શિક્ષા કરીને ગુરૂ ગુરૂના મંડળ બંધાવ્યા'' (પ્ર–૨ વાતા–૧૮)

(સ્વામી વાતનું પ્રકરણ પાંચની, પહેલી આવૃતિ સને ૧૯૧૦ ની પ્રકરણ–૨ વાર્તા–૧૮ પાને– ૮૫)

(સંપાદક)

સદગુરૂ શ્રી પ્રસાદાનંદસ્વામીકૃત શ્રી સ્વામિનારાયણ
વિચરણ લીલામૃતમાંથી વડતાલ મંદિર વિષેની હકીકત.

એક વખત વડતાલ આવતા મહારાજ ગામ ‘મેળાવ્યમાં આવ્યાના સમાચાર સ્વામીને મળતા સ્વામી, સંતો અને પાર્ષદો મેળાવ આવ્યા, સભામાં આવી સ્વામી મહારાજને દંડવત કરી મહારાજને સહુ ભેટયા. પછી સ્વામીએ વડતાલથી ગોટા (હજારી ફુલ)ના હાર ગુંથીને લાવેલા, તે મહારાજને કંઠમાં પહેરાવ્યા તેમાંથી મહારાજે એક હાર પ્રસાદીનો સ્વામીને પહેરાવ્યો પછી બ્રહ્માનંદસ્વામી હાથ જોડી બોલ્યા જે, ‘‘હે મહારાજ ! મેં તો મંદિર અર્થે લીલાં ઝાડો બહુ કપાવ્યા છે; અને ચુનાની ભઠ્ઠીઓ પણ ઘણી કરાવી છે’’’ તે સાંભળી શ્રીજી મહારાજ કહે કે, ‘‘તે સર્વે જીવોનો સત્સંગમાં અવતાર આવશે.’’ ત્યારે સ્વામી કહે કે, ‘‘મારે પણ એમ જ ઈચ્છા હતી.’’ મહારાજ કહે ‘‘સ્વામી તમો સહુ મોડા કેમ આવ્યા ? કંઈ ખબર મોડી મળી હતી કે શું ?’’ ત્યારે સ્વામી કહે કે, ‘ખબર તો મને કાલે આવ્યા હતા, પણ હરે પહેલા આવીએ તો તમારા ભેળા જમનારા હોય, તેને પણ પુરૂં ન થાય; અને અમોને પણ પુરૂં ન થાય, એમ જાણીને સહુ જમી રહે ત્યાર પછી આપણે જાવું. એવો મનસુબો કરીને અમો સહુ જમીને આ વખતે આવ્યા છીએ.’’ પછી મહારાજ મંદિર સબંધી વાત પુછતા જાય અને સ્વામી ઉત્તર આપતા જાય પછી મહારાજ પોઢયા. અને સવારે ચાલ્યા તે ગામ રાવલી આવ્યા. ત્યાં તો વરતાલથી સામૈયું આવ્યું, તે ઢોલ શરણાઈ વગેરે વાજાં સાથે ગાજતે વાજતે વડતાલના મદિરમાં પધાર્યા; તે માણકી ઘોડીએથી ઉતારીને સ્વામીનો હાથ ઝાલી મંદિર ઉપર ચડયા. ત્યાં બ્રહ્માનંદસ્વામીએ ત્રણ મંદિરના પાયા ભરેલા તે તથા સવા નવ ગડ ઉંચો ઓટો કર્યો હતો તે મહારાજને દેખાડી કહ્યું કે, ‘‘હવે કાંઈ કામકાજ હોય તો કહો’’ ત્યારે સ્વામી બોલ્યા કે, ‘‘તમારી આગળ જે ભેટને પૂજાનો સામાન આવે તે અમારા પાળાઓ લીએ; તથા મોટા બે ઈંટવાડા છે તેમાંથી પાંચ પાંચ વખત ઈંટુ પાળા, સાધુ, બ્રહ્મચારી, સન્યાસી, હરિભક્ત બાઈ ભાઈ, સહુ અહીં’’



મંદિર સુધી લાવે.’’ પછી શ્રીજી મહારાજ એ મોટા ઊંચા ઓટા ઉપરથી તાળી પાડીને બોલ્યા જે, ‘‘સર્વે બાઈ ભાઈ ત્યાગી ગૃહસ્થ ઈંટવાડેથી પાંચ પાંચ ફેરા ઈંટુના અહીં લાવજો, અને સર્વ સંત પરમહંસ બ્રહ્મચારી સન્યાસી પાર્ષદ, બધા એક ઈંટવાડે જાય; અને બીજે ઈંટવાડે ગૃહસ્થ હભિક્ત બાઈ ભાઈ જાય, તે પણ એક છેડેથી બાઈઓ લીએ અને બીજે છેડેથી ભાઈઓ લીએ. એમ આજ્ઞા કરીને મહારાજે મસ્તક ઉપર ધારણ કરેલી જે ફુલની ટોપી અને કંઠમાંથી ફુલનો હાર કાઢી એ બન્ને બ્રહ્માનંદસ્વામીને પહેરાવ્યો અને સ્વામીનો હાથ ઝાલી હેઠો ઉતારી ઉતારે જતા સ્વામીને પુછયુ જે, ‘‘તમારા પાળા અમારી ભેટ સામગ્રી લીએ તે તમારા મંદિરમાં રહે, એટલા માટે તેમ કર્યુ ને ? ત્યારે સ્વામી કહે. હા મહારાજ’’ પછી ઉતારે જઈને મહારાજે પોશાક ઉતાર્યો. એટલે સ્વામીએ અત્તર અને સુગંધી તેલે મર્દન કરી મહારાજને ગરમ જળે સ્નાન કરાવ્યું. ત્યાં ગંગાબા અને વરીયાળીબા થાળ લઈને આવ્યા, તે જમવા બિરાજ્યા; તે જમતા જાય અને બ્રહ્માનંદસ્વામી સાથે વાતો કરતા જાય. જમી રહીને પ્રસાદીનો થાળ બ્રહ્માનંદસ્વામીને આપ્યો.’’

બીજે દિવસે સંતની પંક્તિમાં મહારાજ પીરસતા પધાર્યા, ત્યારે ભગવદાનંદસ્વામીને તથા આત્માનંદસ્વામીને તથા મને (પ્રસાદાનંદસ્વામીને) આજ્ઞા કરી કે. ‘‘જે કોઈ હરિભક્ત રસોઈનું કહેવા આવે ત્યારે તમારે (ત્રણેયે મળીને તે) નક્કી કરવી તે સાંભળી બ્રહ્માનંદસ્વામી કહે કે, ‘‘ હે મહારાજ ! રસોઈ તો અમે માનશું; પણ તમો જેને આજ્ઞા કરો છો તે ન માને ?’’ તે સાંભળી મહારાજ બોલ્યા કે, ‘‘આપણે સહુ બ્રહ્માનંદ સ્વામીના મહેમાન છીએ, તે એમની નજરમાં આવે તેની રસોઈ લીયે’’. એમ વાત કરતા જાય અને પીરસતા જાય. (વિશ્રામ ૬૧-૬૪)

સદગુરૂ બ્રહ્માનંદસ્વામીએ મદિરનું કારખાનું ચલાવવા માંડયું સંતો પાંચ છ ગાઉ ઝોળી માંગવા જાય; તે માગીને દાળ, ચોખાને લોટ તેના ગાંસડા બાંધીને લાવે, કે કોઈ સાથે મોકલાવે અને શાક અથાણાંને પાપડ તથા છાશના ઘડા ભરીને હરિભક્તોને લાવે ને કારખાનું ચલાવે (વિશ્રામ – ૬૦)

સદગુરૂ બ્રહ્માનંદસ્વામીએ, વડતાલના મંદિર માટે ગામ ‘ગાના’ ના મુખીને પુછીને એક રાંણનું ઝાડ અરધું લીલું અને અરદું સુકુ

હતું. તેને વર્તમાન ધરાવીને કપાવ્યું. ત્યારે મતદારે કહ્યું કે ''તમે તે રાણ કાપીને લઈ જાવ તો સરકારની દુવાઈ છે'' ત્યારે પાળા હતા તેમણે તે રાણને ત્યાંજ રહેવા દઈને ભીજા લાકડાંના ગાડા ભરીને લાવ્યા, ને સ્વામીને સઘળી વાત કહી. તે દિવસની અરધી રાતે રાણ મૂર્તિમાન થઈ, હાથમાં મોટું કાતું લઈને ના પાડનારની છાતી ઉપર ચડી બેઠી. અને બોલી જે, ''સ્વામિનારાયણના મંદિરના ઉપજોગમાં આવતી હતી. તે લખ ચોરાસીના ફેરા મટતા હતા; ત્યાં તુ મને આડો ફર્યો ?'' ત્યારે તે કહે કે, ''હું સવારે મંદિરમાં જઈને તને આપીશ'' ત્યારે રાણ કહે કે સારૂં, પછી તેણે તેમ કર્યુ આવી સત્સંગમાં અનેક પરચાની વાતુ છે. (વિશ્રામ – ૧૧૩)

શ્રીજી મહારાજ ગઢપુરની વડતાલ મદિરનું ચાલતુકામ જોવા જતા એક વખત રસ્તામાં પીપળાવ રાત રહીને સવારે ચાલવા તૈયાર થયા. તે સમયે મનોરભાઇ નામે પાટીદારે મહારાજને તાણ કરી કે ''મહારાજ ! સહુ કાઠી સ્વારો અને આપ, છાશું પીતા જાવ'' ત્યારે મહારાજ કહે કે, ''અમારે તો વડતાલ જઈને થાળ જમવા છે.'' ત્યારે કાઠી સ્વારોએ એમ જાણ્યુ જે વડતાલે પુગતા બહુ મોડું થાશે, તેથી આપણે મહારાજને જવા દઈએ એમ પછવાડેથી આપમે છાશું પીઈને પહોંચી જાશું. એમ કહીને તેઓ રોકાણા; અને મહારાજ ચાલતા થયા, તે પછી પાટીદારની સાથે કાઠીઓ છાશું પીવા ગયા પાટીદારે ત્રણ ચાર દિવસની ખાટી છાસ અને ચણાનો સુકલ અરધો અરધો રોટલો બધાયને આપ્યો, તે કાઠીઓએ સુકલ રોટલાનું એક બટકુ લઈ, છાશનો ઘુંટડો ભર્યો, ત્યાં તો માથામાં કોઈ ઝાટકો મારે એવુ વસમું લાગ્યુ, રોટલો સુકલ હોવાથી કરડ કરડ બોલે. પછી યુક્તથી રોટલો કુતરાને નાખી દઈ ઘોડો સ્વારથઈ સહુ વડતાલ આવી પહોંચ્યા. ઘોડાઓ બાંધી આવીને મંદિર પાછળ શ્રીજી મહારાજ સભા કરી બેઠા હતા ત્યાં દાદો ખાચર સુરોખાચર, સોમલોખાચર, મોકોખાચર, અલૈયોખાચર, વગેરે કાઠીઓ આવીને શ્રીજી મહારાજના દર્શન કરી સભામાં બેઠા . તે સહુને જોઈને મહારાજે બ્રહ્માનંદસ્વામીને કહ્યું જે, આ કાઠીઓ માટે જમવાની કોઈ ઉતાવળ કરશો નહીં કારણ કેતેઓ છાશ પીને આવય છે. તે સાંભળી સુરોખાચરે વિચાર કર્યો કે હવે આપણને મોડું જમવા મળશે તેથી કંઈ ''કળા કરીએ તો વ્હેલું મળે, એમ વિચારીને પોતાના માથેથી મોળીઉં (પાઘડી) ઉતારીને સોમલાખાચર આગળ માથું નીચું કરીને કહે કે ''એ ભણે''



સોમલા ! મોહે માથું જોને, ગધીનો વાળ છે કેમ ગરૂન ગયો છે !'' ત્યારે સોમલા ખાચરે માથેથી મોળીઉં ઉતારીને સુરાખાચર આગળ માથું નીચું કરીને કહે કે, ''ભણું સુરા ! જોને મોહે માથા ઉપર મોવાળો છે કે ગરૂન ગો છે ?'' એવી રીતે બધા કાઠીઓ માથેથી મોળીઆ ઉતારી, ઉતારીને એક બીજાના આગળ માથા નીચા કરીને પરસ્પર કહેવા લાગ્યા કે, ''ભણે તોળા માથા ઉપર મોવાળો થોડોક રીયો છે; ને બીજા બધા મુંવાળા ગરૂન ગયા છે.'' સભામાં એવું ટીખળ થતું જોઈ ને મહારાજ કહે કે, સુરાખાચર ! આ શું થયું છે ? આમ કેમ કરો છો ? ત્યારે સુરાખાચર કહે કે, '' ભણે મહારાજ ભગવાનને મેલીને અમો છાશો પીવા રોકાણા, તે પટેલ ત્રણ ચાર દિવસની ખાટી છાશ અને ચીણાનો અરધો અરધો સુકલ રોટલો આપ્યો, તે અમો ખાવા બેઠા; તે સમે બાપુ ! એવો વસમો કે જેમ કી માથામા તરવારનો ઝાટકો મારે તેવો વસમો લાગ્યો. ને ગધીનો રોટલો 'કડુક કડુક બોલે' પછી અમે સહુ તે રોટલો કુતરાને નાખી દઈને અહીં આવ્યા, ત્યાં તમે બ્રહ્માનંદસ્વામને રોટલો આપવાની ના પાડી, તેથી અમો માથેથી મોળીઆ ઉતારી એક બીજાને માથાં દેખાડીએ છીએ કે, ''માથાના વાળ છે કે ખરી ગયા છે ?'' તે સાંભળી મહારાજ મોઢે રૂમાલ દઈને ઘણું હસ્તા હતા. પછી બ્રહ્માનંદસ્વામીને કહે 'એ સહુ એને જમવા તેડી જાવ' એટલે સ્વામી કહે કે 'ભગવાનને મુકીને જુદા રહે તેમના એ હાલ થાય છે. એટલા સારૂ પ્રેમાનંદસ્વામીએ કીર્તનમાં કહ્યું છે કે, 'વાલા એ રસના ચાખણ હાર, છાશ ને નવ પીએ રે લોલ,' એમ કહી સ્વામી કહે કે બીજાં સુખ તો ખાટી છાશ જેવા છે, એમ સભામાં રમુજ કરી. પછી કાઠીઓને સ્વામી જમવાને તેડી ગયા. (વિશ્રામ-૧૯૧)

સદગુરૂ બ્રહ્માનંદસ્વામી વરતાલના મંદિરને ફરતો ઈંટુનો કિલ્લો (કોટ) કરાવતા હતા, તે વખતે મહારાજે ગઢડેથી પત્ર લખ્યો કે, સારી સારી કેરીઓ લઈને સાત આઠ ગાડા ભરાવીને ગઢડે મોકલજો.' એ પત્ર લઈને દેવોભક્ત વરતાલ આવતાં સ્વામીએ પત્ર વાંચી માથે ચડાવ્યો. અને પછી પીપળગામના પાટીદાર જે મહાત્મવાળા હતા તેમને ત્યાં જઈને પત્ર વંચાવ્યો, તેથી સર્વ હરિભક્તોને જેમ જેમ બ્રહ્મમુનિએ કહ્યું તેમ કેરીઓના આઠ ગાડાઓ ભરીને ઠેઠ ગઢપુરમાં લીંબડાના ચોક નીચે એ ગાડાઓ છોડયા દરેક ગાડામાં ત્રીશ ત્રીશ મણ કેરીઓ હતી તે જોઈ શ્રીજી મહાારજ બહુજ રાજી થયા.

## આધારનંદસ્વામી કૃત શ્રીહરિચરિત્રામૃત સાગરમાંથી
## (તરંગ - ૩૯ - પૂર ૨૮)

શ્રીજી મહારાજ એક વખત શીયાળાની ઋતુમાં કાઠીઓના સ્વારો સાથે મંદિરનું કામ જોવા વડતાલ પધાર્યા હતા. આ વખતે શીયાળામાં કાઠીઓ ઘોડાઓને રાતબ (મસાલો) નાખી પાકના મસાલાવાળા લાડવા ઘોડાને ખવરાવે. ઠંડીમાં ઘોડાને ઘી પાય તેથી ત્યાં જેવી જોઈએ એવી ઘોડાની બરદાસની સગવડતા ન થઈ અને ચંદી (જોગાણ વગેરે) ખવરાવવામાં ભંડારી સાધુએ કંઈક સંકોચ કરવાથી કાઠીઓ કોચવાઈને ગઢડે જવાની તૈયારી કરવા લાગ્યા. એ વાત મહારાજના જાણવામાં આવતા કાઠીઓને સારૂ લગાડવા માટે શ્રીજી મહારાજ પણ જવાને સાબાદ થવા લાગ્યા એ ખબર શ્રી બ્રહ્માનંદસ્વામીને થતા સ્વામીએ સઘળી પરિસ્થિતિને જાણી શ્રીજીને પ્રાર્થના કરી કે,

### રાગ સોરઠ (મારવાડી ભાષા)

જાવાનૈ દેશાંજી નંદકુમાર, માને થારા દરશનનો છે અતિ પ્યાર;
થારે વિના મેં કીણ વિધજીવાં, ચતુર પિયાહો મારા પ્રાણ આધાર ॥ જાવા ॥
હાલું હાલું કાંઈ કરે છો વારી, શ્યામળીઆજી સરદાર;
રસીયા થાનેં રોકશાં, ઠાલી કાંઈ કરાવોછોજી થેં મનુવાર ॥ જાવા. ॥
સાથીડાને જમાડશોજી, ધૃત સાકર મેવા સાર;
ઘોડલાને ઘી દેવાડશાંજી રૂડી રાતબ નીલી નીલી ચાર. ॥ જાવ ॥
જો મારો બરજ્યો નહિ કરો પીયા તો મારો ઔર વિચાર;*
બ્રહ્માનંદરા નાથજી વારીઆં શા મેંથાકી સાયબા ધુંમર લાર. ॥ જાવા. ॥

એક કીર્તન સાંભળી મહારાજ અને સહુ કાઠી સ્વારો રોકાણા સ્વામીએ ઘોડાઓને રાતબ, ચંદી (જોગાણ) લીલા ઘાસ વગેરે અપાવ્યા ઉપરાંત દરેક ઘોડાઓને 'ઘી' ની નાળો ભરી ભરીને પીવરાવી. તેમજ કાઠીઓ વગેરેને નવન જમણો કરાવીને જમાડવાથી એ સહુએ રાજી થયા હતા.

* ''ઔર વિચાર'' એટલે પ્રાર્થના કરતાં નહિં રોકાવ તો હું ત્રાગું કરીશ (મરીશ) ઘોડાની ઘુંમર આડા સુઈ જઈ કચરાઈ મરીશ એવો ડારો દીએ છે.



મંદિર સંપૂર્ણ થતાં સંવત ૧૮૮૧ ના કાર્તિક સુદી ૧૨ (એકાદશી) ને દિવસ શ્રીજી મહારાજે શ્રી લક્ષ્મીનારાયણદેવની તથા પોતાની મૂર્તિ શ્રીહરિકૃષ્ણ મહારાજ નામે તેની વેદ વિધિથી પ્રતિષ્ઠા કરી એ મહોત્સવમાં હજારો માણસો આવ્યા હતા. પ્રતિષ્ઠાને દિવસે શ્રીજી મહારાજની પુજા જેટલી આવે તેટલી મંદિરમાં આપવાની સ્વામીએ ઈચ્છા કરતા તે દિવસે શ્રીજી પૂજનના પચીશહજાર રૂપીઆ રોકડા આવ્યા તે મંદિરમાં જમા કરાવેલ હતા. એવો એ મહોત્સવ થયો હતો.

શ્રી હરિ - કાવ્યાષ્ટક - ત્રિભંગી છંદ

સુદંર છબિ પ્યારી ત્રિભુવન ન્યારી; અનંત અપારી ઉપકારી;
અગણિત નરનારી શરણ ઉગારી; ભવદુઃખવારી ઊતારી.
શિખવત બુદ્ધિ સારી, વિષયવિસારી, રટત ઉરચારી ત્રિપુરારી,
જયહરિ વૃત ધારી જનદુઃખહારી, અતિસુખકારી અવતારી. ॥ ૧ ॥

નિજ જન સુખ દાતા, સબજગત્રાતા, રહત વિધાતા ગુણ ગાતા
સમરત સુખશાતા, વિમલ વિખ્યાતા, ભક્તિમાતા ધર્મતાતાઃ
રતિ પતિ મદ હાતા, રંગ નિજ રાતા, ધ્યાન લગાતા કામારી,
જયહરિ વ્રત ધારી; જનદુઃખહારી, અતિ સુખકારી, અવતારી. ॥ ૨ ॥

સમરત જેહિ શ્વેતા, સમુહ સમેતા, સુકત નિકેતા, ઉર્ધરેતા,
હરિપદ અતિહેતા ચૈતન ચેતા, વિમલ અભેતા બ્રહ્મવેત્તા.
જેહિ અનંત અધેતા, પાર ન લેતા, ત્રિભૂવનમેં તા ગતિન્યારી,
જયહરિ વ્રત ધારી, જનદુઃખહારી, અતિ સુખકારી અવતારી. ॥ ૩ ॥

સુખ સંપતિ દરિયા, અતિરંગ ભરિયા; પદ ચિત્ત ધરિયા ઉદ્ધરીયા.
કલિ સતજુગ કરિયા, બહદુઃખ હરિયા, જનમન ઠરિયા ક્રમજરિયા;
સબ તજી અનુસરિયા, સોઈ ઉગરિયા; વિષય વિસરિયા સંસારી,
જયહરિ વૃત ધારી જનદુઃખહારી, અતિ સુખકારી, અવતારી. ॥ ૪ ॥

જય ચૈતન્ય ધામી, સબ જગ સ્વામી, ભજન અકામી શિરનામી,
જેહિ રીત ઉદામી લખિ નિજખામિ, નાશત વામી ભયપામી,

સહજાનંદસ્વામી અંતર જામી, અગણિતનામી ઉપકારી.
જયહરિ વૃત ધારી જન દુઃખહારી, અતિ શુખકારી અવતારી. ॥ ૫ ॥
મેટણ ભવમરણા અભરણા, અસરણ શરણા સુખકરણા,
દુઃખદુક્રિત હરણા વ્રહિજન વરણા, જગત ઉધરણા અતિજરણા,
જન ઉરછબિધરણા જ્ઞાન નિઝરણા, લખિદ્રગકરણા નરનારી,
જયહરિવૃત ધારી જનદુઃખહારી, અતિસુખકારી અવતારી ॥ ૬ ॥
જય ધર્મકે નંદા કટભવફંદા, વૃષકુલચંદા ગોવિંદા
કેવળ સુખ કંદા મુખ અરવિંદા નલહત ગંદા નરમંદા;
મુનિવર સમરંદા હરખભરંદા, ભ્રમનિકંદા કૃતભારી,
જયહરિ વ્રત ધારી જનદુઃખહારી અતિ સુખકારી અવતારી. ॥ ૭ ॥
નટવર નવરંગી ચલત ત્રિભંગી, લલિત કલંગી શિર ચંગી,
તનુલહર તરંકી પ્રેમપ્રસંગી અલચ અભંગી ઉમંગી;
કલિજન કુસંગી કિય સત સંગી મુનિબ્રહ્મરંગી બલિહારી,
જયહરિ વૃત ધારી જનદુઃખહારી અતિ સુખકારી અવતારી, ॥ ૮ ॥

**છપય છંદ**

જય જય હરીદિનેશ, વેશ નટવર પ્રિયબાની,
ભક્તિ ધર્મકુમાર, પારકીને ભવ પ્રાની;
વ્રત નૈષ્ટિક મહાવીર, ધીરજન ચરન ઉપાસે,
પ્રતિદિન અધિક પ્રતાપ, દરસજેહિ પાપવિનાસે;
સુખસિંધુ બંધુદીનન સદા, લીજે ચરન લગાયકે,
ઘનશ્યામ હરિ નિશદિન બસો, બ્રહ્મમુનિ ઉર આયકે.

## શ્રી વડતાલ મંદિર પ્રસંગનું વિશેષ ચારણી સાહિત્ય

દોહા

ગણિયલ ગુજ્જર દેશકે, કીનેઉ લોક પુનીત;
તહાં નિત આવત જાત હૈ, પ્રભુ ધરિ અંતર પ્રીત. ॥ ૧ ॥

+ શ્રી હરિઅષ્ટક છંદ મુળી મંદિરના કોઠારમાં શ્રી બ્રહ્માનંદસ્વામીના કાવ્યના હસ્તે લિખીત ચોપડામાંથી મળેલ છે.



વિમલ ગામ વરતાલ માહિ મંદિર રચ્યો વિશાલ;
લક્ષ્મીનારાયણ તિહાં, સ્થાપન કરે દયાલ ॥ ૨ ॥
મહા મનોપમ ધામકી, શોભા કહી ન જાય ;
સુંદર વર કમળા સહિત, અખંડ બિરાજે આય. ॥ ૩ ॥

છંદ ભુજંગી

બિરાજે જીહા નાથ આનંદકારી, પ્રલંબીત બાહુ રમા સંગ પ્યારી;
ભુજા ચારહું મેં રખે શંખ ચક્ર, ગદા કંજ નીકે નમે શીશ ચક્ર ॥ ૧ ॥
છબીધામ હું સે રહ્યો ગ્રામ છાઈ, હરિદાસ હૂલાસ ભીંજે સદાય;
તરૂ અંબ ઝંબા ઝુકે આયનીકે, લગે દેવહી કે તરૂ દેખ ફીકે ॥ ૨ ॥
બગીચે ચહુ ઔર નીકે બિરાજે, વન નંદન કી છબી પેખ લાજે;
છટા વૃક્ષહુંકી ઘટાધૂમ શોભે, લટા લુંબઝુંબી લખી ચિત્ત લોભે. ॥ ૩ ॥
ઝુકી અંબલી નિંબ કાદંબ ઝંબે, આતીકાર ભારે ઝુકે શાલ લંબેઃ
ફલી આંબલી ડાલ નિગ્રોધ ફુટે, ફલં ભાર જંબી રસે ઝુંબે તુટે ॥ ૪ ॥
છબીધાર ચંબેલિયાં જાય ચંપે, કંપીઝંપરી મોદવંતે અકંપે;
સબે પ્રેમ વંતે તહા લોક શોભે, ખમે પીરસં ભિરકી નાંહિ ક્ષોભે ॥ ૫ ॥
મુનીનાથ મંડે તહા આયમેલા, ભરે ભાવકે હોત હે દાસ ભેલા;
તરૂકે બહુ વૃંદરૂ વૃંદનારી, ભરે પ્રેમ કે નીમ કે દાસ ભારી. ॥ ૬ ॥
બિરાજે મુનિરાજ કે જોર વૃંદા, કરે પ્રેમ વિલોકનં મોહ ફંદા;
જરીયન પાટબરં પોતઝીના, ગ્રહિ દેતહે નાથકું સો પ્રવિના ॥ ૭ ॥
કડાં સાંકળાં વેઢ વીંટી હાવે, ચિતં ચાહતે આય પ્રેમી ચઢાવે;
પ્રભૂકું વિધી વેદસે વિપ્ર બુજે, બહુ પ્રેમવંતા હરિ રીઝ બૂજે ॥ ૮ ॥
રસોઈ ગ્રહી દેતહે ખૂબ રીતે, તબે પીરસે આયકે આપ પ્રીતે;
ફિરે પંગતીમેં બહૂવાર ફેરા, કરે લાડ સંપુરનં દાસ કંરા ॥ ૯ ॥
હસે આપહું ઔર હુકું હસાવે, પ્રભુકું લખી દાસ હુલ્લાસ પાવે;
જલેબી લડુ ખંડકે સક્રપારા, ગ્રહી દેતહે આય પ્રેમી અપારા. ॥ ૧૦ ॥
(ધર્મવંશ પ્રકાશ)

॥ દોહ ॥

અતિ ઉત્તમ વરતાલ મહીં, ધામ રચ્યો જગદેવ;
ચક્રાદિક કી છાપસે, ક્રરત પાપ તત્તખેવ. ॥ ૧ ॥
કાર્તિક શુદી એકાદશી, નામ પ્રબોધની જાસ;
તેહિદિન તહાં હરિ આતહૈ, કરત દરસ નિજદાસ. ॥ ૨ ॥
રામનૌમિ શુભ ચૈત્ર શુદ, આવત લોક અપાર;
તેહિ અવસર પુનિ આયકે દેત દરસ સુખકાર. ॥ ૩ ॥

## શ્રી અદ્દભુતાનંદસ્વામીકૃત વાર્તા સંગ્રહમાંથી

શ્રીજીએ વડતાલ મંદિરમાં દેવ પધરાવ્યા પછી એક વખત વહેલી સવારમાં શ્રીજી બિરાજમાન હતા ત્યારે બુરાનપુરના હરિભક્તો પૂજા કરવા આવ્યા, તે સોનેરી ભારે ભારે વસ્ત્રો, જામો, પાઘ, રેંટો,પાયજામો, રૂમાલ, કમરબંધ વગેરે રેશમી ભરતનાં ધરાવ્યાં, તેમજ સુવર્ણના ઘરેણાઓ સાથે બરાસ કપુરના હારો, પુષ્પના હારો, ચંદન ચર્ચી હાથમાં ફુલનો મોટો ગડરો ધરાવી આરતી ઉતારી એ પુજા પુરી થઈ રહી. ત્યારે શ્રી બ્રહ્માનંદસ્વામીના મનમાં એમ થયુ કે, ''આ બુરાનપુરી પોષાક શ્રીજી મહારાજ હમણાં કોઈને દઈ દેશે, માટે તે દેવને ધરાવવા આપેતો સારું'' પછી સ્વામીએ દેવની સેવામાં રહેતા બ્રહ્મચારીને બોલાવી કહ્યું કે, ''બ્રહ્મચારી ! આજે લક્ષ્મીનારાયણ દેવને દર્શન કરવા મંદિર ઉપર પધાર્યા, તે ઉતરાદી શાખ ઝાલીને દર્શન કરતા બ્રહ્માનંદસ્વામીને કહેવા લાગ્યો કે સ્વામી ! દેવને આવા સાદા શણગાર કેમ છે ? ત્યારે સ્વામી કહે મહારાજ ! દેવ અરજ કરે છે કે અમે જે તમારા આજ્ઞાકિંત સેવક તેના આવા હાલ છે, તે શોભે ? તે સાંભળીને મહારાજે પહેરેલા ઉત્તમ પ્રકારના તમામ વસ્ત્રો આભૂષણો ત્યાંજ ઉતારીને લક્ષ્મીનારાયણ દેવના ઊંબરા ઉપર મેલી દેવને અર્પણ કર્યા. અને પોતે શ્વેત વસ્ત્રો ધારણ કરી સભામાં આવી બિરાજ્યા,

(આદ્દભુતાનંદ સ્વામીની વાત - ૧૭૫)



## વડતાલથી સ્વામીશ્રીનું ગઢપુરમાં આવવું

સદ્દગુરૂ શ્રી પ્રસાદાનંદસ્વામી (વિશ્રામ ૮૪ માં) લખે છે કે વડતાલમાં મહારાજ પાટ ઉપર બિરાજ્યા તે વખતે સહુ સંત મંડળ બ્રહ્મચારી પાર્ષદ મહારાજને પગે લાગી બેઠા, ત્યારે શ્રીજી મહારાજ સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી સામું જોઈને બોલ્યા જે, ''મંદિરના કામ તો સહુ કરશે; પણ અમારા કાવ્ય કીર્તનો કોણ કરશે ? અમારે તો કીર્તનો બંધ થયાં. ને તમે તો મંદિરમાં બંધાઈ જાવ પણ ખરા. મારે કોઈને બંધાવા દેવા નથી. જેમ માતા બાળકની અગ્નિથી, જળથી અને સર્પથી રક્ષા કરે છે. તેવી રીતે માયાના શુભગુણોમાં પણ અમારે કોઈને બંધાવા દેવા નથી.'' તે સાંભળી શ્રી બ્રહ્માનંદસ્વામી હાથ જોડીને બોલ્યા કે, હે મહારાજ ! મારી પણ એમજ ઈચ્છા છે, જે તમારી પાસે રહીને તમારા, તમારા કુળના ને ભક્તના ગુણ ગાવા. મંદિર સબંધી કામ તમારે વચને કરીને કરીએ તેમાં જરાયે બાધ નથી; પણ તમારા પ્રત્યક્ષ દર્શન તે મને નથી થતાં'' ત્યારે મહારાજ કહે ''ચાલો અમારા ભેળા, '' એમ કહીને સ્વામીને ફુલના હાર આપ્યા ને મહારાજ થાળ જમવા પધાર્યા. થાળ જમીને મહારાજ પાટ ઉપર બિરાજ્યા એટલે સદ્દગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીએ પૂજાનો સામાન મંગાવ્યો ને મહારાજને ચંદનની ચર્ચા કરી ભારે પોશાંગ પહેરાવ્યો, ફુલના હાર પહેરાવ્યા, ને ચરણેચંદન ચર્ચાને છાતીમાં લીધા. પછી મુક્તાનંદસ્વામી આદિ સર્વ સંતોની પૂજા કરી, હાર પહેરાવી, વસ્ત્ર ઓઢાડયાં ને દંડવત કર્યા તે પછી મહારાજે સ્વામીને ફુલના હાર આપ્યા. બીજે દિવસે સવારે વહેલા જાગીને મહારાજ ઘોડીએ (માણકીએ) અસ્વાર થયા ને બ્રહ્માનંદસ્વામીને ચડવા માટે પણ ઘોડો આપ્યો ને ચાલનારા સંત અને પાળા તે પણ સહુ તૈયાર થયા ને વડતાલથી સહુ ચાલ્યા તે વિષે ભક્તચિંતામણીમાં પણ લખ્યું છે.

ચોપાઈ

આવતી બ્રહ્માનંદને ભાગ્ય, તે ઉપાધીનો કરાવ્યો ત્યાગ,
એવે સમાન વિધન કાપી, નિજ સમીપનીં સેવા આપી.

(પ્રસાદાનંદસ્વામી કૃત વિશ્રામ ૮૪)

હવે એક હસ્ત લિખિત પ્રતમાંથી પણ ઉપરની હકીકત થોડા તફાવતવાળી મળેલ છે તે નીચે મુજબ છે :-

મારવાડ પ્રદેશમાં ભયંકર દુષ્કાળ પડવાથી એ દેશના ઘણાંક લોકો

સાથે સ્વામીની જન્મભુમીના ખાણ ગામની આસપાસના જ્ઞાતિજનો અને કેટલાક સબંધીઓ ગુજરાત પ્રદેશમાં ગુજરાન માટે આવેલા હતા, એ વખતે મંદિરનું બાંધકામ ધમધોકાર ચાલતું હતું, તેમા કેટલાએક મજુરી કરી નિભાવ કરવા મારવાડી સબંધીઓ પણ મંદિરનું કામ કરતા હતા. સાત આઠ માસ કામ કરતા ચોમાસુ આવતા દેશમાં વર્ષાદ થયાના સમાચાર આવતા સહુ મારવાડીઓ વતનમાં જવાના હતા. પણ પ્રતિષ્ઠા ઉત્સવના દર્શન કરવાને થોડાએક (બીજા ઘણાંજનો મારવાડમાં ગયા હતા) રોકાણા હતા. ત્યારે કોઈ વિઘ્ન સંતોષીએ ઈર્ષાભાવે શ્રીજી મહારાજને કહેલ કે, ''મહારાજ બ્રહ્માનંદસ્વામી તો આ દેશમાં (ગુજરાતમાં) ભગવાન થઈને પુજાય છે, તેમના દેશ (મારવાડ) ના લોકો અને સગા-સબંધીઓને તેડાવી મંદિરમાં રાખ્યા છે, તો પાછળથી તેઓ મંદિરના ધણી થઈ બેસસે.'' ઉપરના વચના સાંભળી શ્રીજી મહારાજે અંતર્યામીપણે સઘળું જાણતા છતાં મનુષ્ય ચરિત્ર કરી સ્વામીની નિસ્પ્રેહીતા બતાવવા કહ્યું કે ''બ્રહ્મમુનિ ! તમે મંદિરના કારખાનામાં રોકાવાથી અમારા કાવ્ય કીર્તનો થતા નથી, માટે હવે તમો ગઢડા જાવ'' સ્વામીએ એ આજ્ઞા શિર ચડાવી. પોતાના આસન ઉપર પણ નહીં જતાં પોતાની પૂજા અને પત્તર તું બડાની ઝોળી એક સાધુ સાથે સભામાંજ મગાવી લીધી અને શ્રીજીના પૂજનનો સામાન મગાવિ શ્રીજી મહારાજ તથા સંતોની પૂજા કરીને કેડ બાંધી (ભેઠબાંધી) મહાજને દંડવત કરી ચાલવાની રજા માંગી. મહારાજે પણ બાથમાં લઈ મળી હાર પહેરાવી ચાલવાની રજા આપી.

ત્રણ ત્રણ વરસોથી મોટા ત્રણ શીખરો અને દશાવતારોના સ્થાનોવાળું દરીઆ જેવડું મંદિર ચણાવતા, હજારો રૂપીઆનો વહેવાર કરી, મહાન પ્રતિષ્ઠા ઉત્સવમાં આવેલા સબંધીજનો તેમજ મંદિરના અનેક વહેવારી પ્રશ્નોનો કંઈ પણ ઉકેલ નહીં કરતા, પોતે જળકમળ વત્ સ્થિતિએ અલિપ્ત હોવાથી શ્રીજી આજ્ઞા શિર ચડાવી પોતાની સાથે માત્ર પાંચ સાધુને એક પાર્ષદ લઈ સહુને ઉંચે સાદે જય સ્વામિનારાયણ કહી વડતાલથી ગઢપુરની વાડે ચાલી નીકળ્યા, તે નજીકના ગામ સંજીવાડે રાત્રી રહ્યાં, ત્યાંના જગરૂપ બારોટ વગેરે સહુ વડતાલ સામૈયા ઉપર ગયેલ હોવાથી સત્સંગીની હાજરી નહોતી, પણ ત્યાંના મંદિર તરીખે ઓળખાતા ઓરડામાં પોતે રાત્રી રહ્યાં.

સ્વામી જ્યારે જ્યારે શ્રીજીનું ધ્યાન ધરી મૂર્તિના કીર્તનો ગાતા ત્યારે શ્રીજી મહારાજના પોતાને પ્રત્યક્ષ દર્શન થતા અને તેથી તેઓ બ્રહ્માનંદ



માં કાયમ રહતા. આજ રાત્રે નિત્ય વિધિ કરી સહુ સંતો સુતા એટલે સ્વામી પોતાનો સિતાર લઈને એકાંતમાં બેસી શ્રી સ્મરણકરી કીર્તનો ગાવા લાગ્યા. બે ચાર ચોરસ પદો ગાયા પણ શ્રીજીની મૂર્તિના દર્શન ન થયાં તેથી સ્વામી બહુ અકળાયા ને મનમાં ઉદ્વેગ થવા લાગ્યો કે શું મારા ઉપર શ્રીજી મહારાજ નારાજ થયા હશે ? શું મારી કોઈક વ્હેવારિક કસુર કે અપરાધ સમજી શ્રીજી મહારાજ મારા ઉપર મનમાં ખીજાયા હશે ? અનેક તર્કવિર્તક થતાં શ્રીજી મહારાજ લીળાચરિત્રોનાં અને પ્રાર્થનાનાં અનેક કીર્તનો ગાયા પણ શ્રીજીના દર્શન થયાં નહિં પ્રાતઃકાળ થતાં પ્રભાતિઆ ગાયાં પહેલાં એક નવુ ચોરસ પદ રચી ગદ્ગદ કંઠે થી અપરાધની માફી માંગતા હોય તેમ નીચેના પદો ગાવા લાગ્યા;-

પ્રાર્થના પદ-રાગ વેળાવળ

મેં વારી તવ પર મહેરમ મતવાલા;
પીર મીટાયે દીનકી; તુમ દીન દયાલ. ટેક
સુનિએ ધાહ ગરીબકી, હો ગબીર નિવાજા,
દુઃખ દરિયા ઉતાર દેકરી મહેર જહાજા મે વારી ૧
દોષ ન દેખત દાસકો, એહિ બીરદ તું હારો,
જગપતિ આપનો જાન કે, ઉર કષ્ટ નિવારોમેં વારી.
જેસેહી તેસેહી રાવ રે, કપટી કુલહીને;
જ્યું કૌ નીગૂની કામિની, સમરથ પતિકીનો મેં વારી;
ત્રીભુવન નાયક તોરીએ, સંકટ કી બેરી મેં વારી. ૪

૨

વાસુદેવ દુઃખ વારીએ, સમરથ છોગાળા,
દુષ્ટ વિનાસન બિરદહે, સેવક રખવાળા, ટેક
દુઃખ દરિઆ સંસાર સેં, તુમ બીનું કોન તારે ?
નટવર નાવ સમાન હો, હમ શરન તુમારે. વાસુદેવ. ૧
હમહી તુમારે આશરે, તુમ હમરે નાથા;
તુમ બીન કોન મેટહી સંકટ સમરાથા વાસુદેવ. ૨
ઉંચે તંબુ તાનીએ, સબ ભાર તનીકું,
ચાકરકી મોટપ કહા, સબે લાજ ધનીકું, વાસુદેવ. ૩
સરેન બીગરે ઓરસેં, કારજ કછૂ કબહી;
બ્રહ્માનંદ સુખ હોવહી, તુમ કરી હો તબહિ વાસુદેવ. ૪

દીનાનાથ દયાલ હો, દીનન કે બંધુ;
દયા કરી જે દાસ પર, સુંદર સુખ સિંધુ. ટેક
કોઉકું બલ ગઢ ગામકો, કોઉકું પરીવાર;
હમકું બળ એકરાવરો, પુરૂષોત્તમ પ્યારા, દીનાનાથ. ૧
મન; વચન, કમ, કરીકે ગ્રહ્યો, ઈક શરન તુંહારે;
અંતર બહાર અરિન કું, તુંમ નાથ નિવારો. દિનાનાથ. ૨
અચળ ભરૂંશો આપકો, નિશ્ચે મન માંહી;
હિતકારી સંસારમેં, તુમ બીન કોઉ નાંહી દીનાનાથ. ૩
જૈસે પુતરી કાષ્ટકી, નાચત ઘર માથે;
બ્રહ્માનંદ કળ યાહીકી, કારીગર હાથે. દીનાનાથ ૪

૪

શ્યામ રંગીલે સાંવરે, સબકે સુખકારી;
આપનો બીરદ બીચારકે, કરો મ્હેર મૂરારી. ટેક
અરજી દાસ ગરીબકી, સાંઈયાં સુંની લીજે;
ભજન વિરોધી દુષ્ટકે, મદગંજન કીજે, શ્યામ. ૧
અંતર તાપ મીટાઈએ, કીજે સુખ શાતા;
કરૂણાસાગર કૃષ્ણ હો, શરણાગત ત્રાતા શ્યામ; ૨
જેહિ વિધી રાજીનાથ તુમ તેહિ વિધિ હમ રાજી;
હાર, જીત, વૃદ્ધિ હાનકી, તુમરે હથ બાજી. શ્યામ. ૩
બ્રહ્માનંદ કે નાથજી કીજે દુઃખ દુરા;
મૂર્તિમનોહર રેનદિન રહી નૈન હજુરા. શ્યામ. ૪

ઉપરના ચારે પદો પાર્થનાના આર્તનાદથી, નિર્માણિ પણે, દાસભાવથી સ્વામીએ રચી ગાયા છેલ્લા પદની કડીમાં, આપશ્રીની મનોહર મૂર્તિ રાત્રી દિવસ અખંડ મારા નેત્ર સન્મુખ રહો. એજ માંગણી કરી, શ્રીજી મહારાજ સ્વામીની ધીરજની કસોટી કરવા દર્શન દેતા નથી. આવા પ્રાર્થનાના પદો સાંભળી મહારાજ કેમ દર્શન નહીં દેતા હોય તે ચિંતામાં સ્વામી અકળાઈ ગયા. પછી પ્રાતઃકાળ થતાં પ્રભાતી રાગના નીચેના પદો રચીને વિરહશ્રુથી સીતારને ભીંજવી સ્તુતિ કરવા લાગ્યા હે, પ્રભુ ! તુ હવે તારા બિરદ સામુ જો.



પ્રભાતિ – રાગ ભૈરવ

(૧)

અધમ ઉદ્ધારન અવિનાશી, તારા બિરદની બલહારિ રે,
ગ્રહી બાહ્ય છોડો નહિ ગિરધર, અવિચળ ટેક તમારી રે, ટેક
ભરી સભામાં ભુધરજી તમે, 'માં' * થયા છો મારી રે,
બેટાને હેતે બોલાવો, અવગુણીયાં વીસારી રે, અધમ ૧
જેવો તેવો પુત્ર તમારો, અણ સમજુ અહંકારી રે,
પેટ પડ્યો તે અવશ્ય પાળવો, વાલમ જુવોને વિચારી રે, અધમ ૨
અનળ, અહી, જો ગ્રહે અજાણે, તો છોડાવે રોવારી રે,
બાળકને જનુનિ સમ બીજું, નહિ જગમાં હિતકારી રે, અધમ ૩
બ્રહ્માનંદની એજ વિનતિ, મનધારીએ મોરારી રે.
પ્રીત સહિત દર્શન પ્રશાદી, જોઈએ સાંજ સવારી રે, અધમ. ૪.

(૨)

મન મોહન સુંદર વર મારા, અવગુણીયાં વિસરાયા રે,
અધમોદ્ધારક પતિત જન પાવન, બિરદ તમારૂં ચહાવા રે. ટેક
સહુ દેખતાં શામળીઆ તમે, 'માં' * થયા છો માવારે,
છોરૂની ચિંતા રાખીને, માં દેશો મુંઝાવારે. મન. ૧
બાળક હોય તે જેમ તેમ બોલે, (ને) માગે કુટાણે ખાવારે,
જનુની દોષ ન લેખે જાણે અણસમજુ હોય આવા રે. મન. ૨
શેરડીએ રમતાં આથડતાં, છોરા રાખે દાવારે,
સબળ થઈ કોઈ લીએ ચુંટીઆ, તો માતા જાય મેલાવારે. મન. ૩
મનગમતું સરવે મેલીને, એક તમને રીઝાવારે,
બ્રહ્માનંદ કહે મન ક્રમ વચને, ગુણ તમારા ગાવારે, મન. ૪.

ઉપરનું બીજું પ્રભાતી પદ પૂરૂં થતાં ત્રીજા પદની કડી સ્વામી ગોઠવવા લાગ્યા, ત્યાં જ શ્રીજી મહારાજ પ્રત્યક્ષ આવી સ્વામીનો સીતાર હાથમાં ઝાલી, આંસુથી પલળેલા સ્વામીના ગાલોને પોતાના ખેસના છોડેથી

* સ્વામીના માતુશ્રીએ બાશ્રી જીવુબા મારફત કહેવરાવેલ કે, મારા લાડુદાનજીને 'મા' વિના લાડ કોણ લડાવશે ? ત્યારે એ ભરી સભામાં મહારાજે કહેલ હતુ કે, બ્રહ્માનંદસ્વામીની મા હું થઈશ.'' એ વચનની આજે સ્વામી યાદી આપી 'મા' ને સંબોધે છે. (જુઓ પાનુ ૨૨૦)

લુઈ, માતા જેમ બાળકના માથા ઉપર વ્હાલથી હાથ ફેરવીને પંપાળે અને ગાય જેમ હીંહોરા કરી વચ્છને જીભ વડે ચાટે, તેમ વાત્સલ્ય પ્રેમ લાવીને ''બેટા, એ બેટા ! કેમ અકળાશ હું તારી 'મા' તારી પાસે જ છું'' એમ કહી સ્વમીના બંને હાથ ઝાલી, ઉભા કરી, બાથમાં ઘાલી છાતી સાથે ચાંપી, આંખમાના આંસુ લુઈ નાંખી, અતિ ઉમળકાથી કરૂણામય નેણે સ્વામી સામે જોયું, સ્વામી અતિ આવેશમાં આવી ગયેલ હોઈ દેહની શુદ્ધિ ભુલી ગયા હતા. શુદ્ધિમાં આવતા દંડવત કરવા લાગ્યા અને પ્રેમાશ્રુથી શ્રીજીના ચરણ પલાળી દઈ, ચરણારવિન્દ પકડીને નીચે બેસી ગયા, આમ બે ઘડી શાન્ત રસનું સુખ આપ્યા પછી શ્રીજી મહારાજ બોલ્યા ''બ્રહ્મમુનિ ! મેં તો તમારી ધીરજ જોવા અને મારા સંતો કેવા નિસ્પ્રેહી છે તેવું બીજાઓને બતાવવા આ મનુષ્યચરિત્ર કરેલ હતું તમે તો એક સ્વરૂપે સદાય મારી પાસે છો, અને બીજે સ્વરૂપે બહાર જણાઓ છો. આંહી બે દિવસ રોકાજો. ત્યાં અમો સહુ આવીને મળશું. પછી સાથે ગઢપુર જઈશું.'' એમ કહી સ્વામીને પોતાના ખંભા ઉપરનું રેશમી શેલું ઓઢાડીને શ્રીજી અદ્રશ્ય થયા.

સ્વામી સ્વસ્થ થયા, આનંદના ફુવારા છુટયા અને માન્યું કે, મહારાજ તો સદાય મારા ઉપર રાજી જ છે. ખેશ પ્રત્યક્ષ મળેલ તે આંખે અડાડી સંકેલી પુજામાં મેલી, સહુ સંતોને જગાડી સ્નાનાદિક ક્રિયા કરી પછી ત્યાં બે દિવસ રોકાયા. ત્યાં તો ત્રીજે દહાડે શ્રીજી સ્વારી આવતા મહારાજ માણકી ઉપર અને સામી એક રોઝા ઘોડા ઉપર બેસી સુહ સાથે ગઢપુર આવ્યા.

બ્રહ્માનંદસ્વામીને સંજીવાડામાં દર્શન આપી વડતાલમાં સવારની સભામાં શ્રીજીએ સદગુરૂ શ્રી નિત્યાંનંદસ્વામીને વાત કરેલ જે, ''બ્રહ્મમુનિએ ગઈ રાત્રે પ્રભાતીઆ બહુજ સરસ બનાવી ગયા છે,'' એ વાતની યાદી રાખી જ્યારે મહારાજ ગઢડે પધાર્યાને બીજે દિવસે જ્યારે લક્ષ્મીબાગની બેઠક બિરાજ્યા ત્યારે સદગુરૂ નિત્યાનંદસ્વામીએ મહારાજ આગળ પહેલા પ્રભાતિઆં સાંભળવાની અરજ કરી, તેથી મહારાજે સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને તે સંજીવાડામાં બનાવેલ બે પ્રભાતીઆ બોલવાની આજ્ઞા કરી પછી સ્વામી સતારમાં એ બે પદો બોલ્યા, એટલે મહારાજે પોતાની પ્રસાદીનો થાળ સદગુરૂ બ્રહ્માનંદસ્વામીને તથા સદગુરૂ નિત્યાનંદસ્વામીને આપ્યો.

ગઢડા આવ્યા પછી મહારાજે પ્રગટ મૂર્તિના કીર્તનો રચવાની



આજ્ઞા કરી સ્વામીએ તે જ દિવસે, મૂર્તિવર્ણન અને ચિહ્નચિંતવણીના આઠ પદો રચી સંભળાવેલા હતા.

શ્રી ઘનશ્યામને, દક્ષીણ પદમાં ઉર્ધરેખા અતિ છાજે રે,
પાનીની બેઉ કોરે પ્રસરી, રૂપાળી બહુ રોજે રે.
ડાબે પડખે ઉર્ધ્વ રેખાની, પાસે બે ચિન્હ દેખી લેજો રે,
બ્રહ્માનંદ કહે એ પદ પંકજ, અંતરમાં રેજો રે.

ઉપર પ્રમાણે શ્રીજી મૂર્તિના નખશીખા પર્યતના ઘણા પદો સ્વામી એ વખતે રચી શ્રીજીને સંભળાવ્યા હતા.

ઈતિ શ્રીકસરભક્ત વિરછિતે, શ્રી બ્રહ્મસંહિતા મધ્યે ધ. ધુ. આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદીજ મહારાજ સદગુરૂશ્રી દેવાનંદસ્વામી સંવાદે પંચમ પ્રકરણે શ્રી વડતાલ મંદિર પ્રસંગે નામ બીજો આધ્યાય સમાપ્તઃ ॥ ૨ ॥

-- // --

## ॥ શ્રીજી ॥

## અધ્યાય ૩ ત્રીજો

## શ્રી જીર્ણદુર્ગ (જુનાગઢ) મંદિર પ્રારંભ પ્રસંગ

## શ્રી ભાષાકાવ્ય-દોહા

સોરઠ ધર પાવન કરન. ચાહ કરી નિજ ચિત
ગઢજીરન રઈવત ગિરી, પ્રભુ તહી આય સુપ્રિત. ૧
લખિ શોભા ગિરનારકી, આશ્રમ સિદ્ધ અનૂપ;
તીર્થ પુરાતન દેખીકે, પ્રસન્ન ભયે સુખરૂપ, ૨
પુનિ દામોદર કુંકડી, છબી સુંદર તરૂ છાઈ;
દત્તગુરૂ ગિરનારકે, ચરન કમલ પૂજાઈ. ૩
જીરનગઢ મહિ જગપતિ, મંદિર રચ્યો મુરાર;
મૂર્તિ રાધારમનકી, સ્થાપન કીન ઉદાર. ૪
પુનિ ત્રિકમ રનછોરકી, મૂર્તિ મંગલરૂપ;

સિધ્ધેશ્વર શિવ શક્તિ સુત. સ્થાપિત મુર્તિ અનુપ, ૫
કીની તહા લીલા કૃષ્ણ, બળ, પુનિ બહુત પ્રકાર;
દ્વારામતિ જયું રાતદિન, વિચરે પરમ ઉદાર. ૬
પુણ્ય તીર્થ પ્રાચિન અતિ, મહાત્મ કહત પુરાન;
તેહિ કરી કે બહુ મુર્તિકો, સ્થાપન કીન સુજાન. ૭
(ધર્મવંશ પ્રકાશ)

શ્રી ગઢપુરમાં નિમ્બવૃક્ષ નીચે સભામાં શ્રીજી મહારાજે સદગુરૂ મુક્તાનંદસ્વામી અને સદગુરૂ ગોપાળાનંદસ્વામી વગેરેને કહ્યું કે, ''અમે ઝીણાભાઇને અંતકાળ વખતે જુનાગઢમાં મંદિર કરવાનો કોલ દીધો છે, તો હવે મંદિર કરવાને કોને મોકલશું ?'' ત્યારે સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામી બોલ્યા જે, ''હે મહારાજ ! ત્યાં તો બ્રહ્માનંદસ્વામીને મોકલો. કારણ કે ત્યાં તો મુસલમાની રાજ છે. રાજ્યમાં નાગરો કર્તાહર્તા છે અને નાગરવાડા વચ્ચે મંદિર કરવું છે; તેથી ત્યાં બ્રહ્માનંદસ્વામી વિના બીજા કોઈનું કામ નથી.'' તે સાંભળી શ્રીજી મહારાજે શ્રી બ્રહ્માનંદસ્વામીને જુનાગઢ મંદિર કરવા જવાની આજ્ઞા કરી. ત્યારે સ્વામી કહે કે, ''મારી સાથે ત્યાં સદગુરૂ ગોપાળાનંદસ્વામીને મોકલો તો હું જાઉં'' તેથી શ્રીજી મહારાજે ગોપાળાનંદસ્વામીને પણ સાથે જવાની આજ્ઞા કરી. તેથી બ્રહ્માનંદસ્વામી બહુજ રાજી થયા.

શ્રીજી મહારાજ કહે કે, ''જુનાગઢમાં દરબારશ્રી ઝીણાબાઈનો ઉતારો છે. તેમા દાદાભાઈની વાડીમાં વાવ (પગથીયાવાળો કુવો) છે, તેની પાસે જ પુર્વ તરફ ઉતરાબાદરનું ત્રણ શિખરવાળુ મંદિર કરજો. પછી બીજે દિવસે મહારાજને મળી આજ્ઞા લઈને સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામી * સાથે સ્વામી પોતાના મંડળના સાધુઓ લઈને જુનાગઢ ગયા એ વખતે સદગુરૂ ગુણાતીતાનંદસ્વામી પણ શ્રી બ્રહ્માનંદસ્વામીના મંડળમાં સાથે જ હતા અને અનુવૃત્તિમાં જેમ વડતાલનું મંદિર ચણાવતી વખતે રહ્યાં હતા તેમજ જુનાગઢ મંદિરની સેવામાં પણ સ્વામી સાથે જ રહ્યાં હતા.

બન્ને સદગુરૂઓએ જુનાગઢ જઈ ઝીણાભાઈના દરબારમાં ઉતારો કર્યો.

* સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામી જુનાગઢ મુર્તિપ્રતિષ્ઠા થયા પછી પણ સ્વામી સાથે મંદિરમના કામમાં રોકાયા હતા, તેવો એ પ્રસાદીનો પત્ર છેલ્લે પ્રસિદ્ધ કરેલ છે.



શ્રીજીની આજ્ઞા મુજબ દાદાભાઇની વાવ પાસે સદગુરૂ શ્રી ગોપાળાનંદ સ્વામીના શુભ હસ્તે મંદિરનું ખાત મુર્હૂત કરાવી કામ શરૂ કર્યુ. જુનાગઢ શહેર ગિરનારની તળાટીમાં હોવાથી પાયો ખોદવાની જરૂર ન હોતી. પથ્થરાળ જમીન ઉપર જ ચણતર શરૂ કરાવ્યું. પથ્થરા પણ પાસેના ડુંગરમાંથી કઢાવી, ચુનાની ભઠ્ઠીઓ વગેરે પણ ત્યાંને ત્યાં કરાવી કામ એકદમ ચલાવ્યું, ઝીણાભાઈના દરબારની નજદીક નાગરવાડો હતો. વળી મંદિર જ્યાં થતું હતું. તે ઝીણાભાઈના દીવાનખાનાની માઢ મેડીના દરવાજાથી પશ્ચિમ દિશામાં નાગરોના કુળદેવ શ્રી હાટકેશ્વર મહાદેવનું * દેરૂ હતુ એ દેરાની નજદીક જ અને નાગરવાડા પાસે સ્વામિનારાયણનું મંદિર તેના સાધુઓ ચણાવે છે, તે કેટલાક નાગરોને રૂચતું ન હતું. તેથી તેમના ઘણાક વિઘ્નસંતોષી માણસોને ઉપાધી આદરી. ત્યાં મંદિર ન ચણાવા દેવું તેવી ખટપટ રાજદ્વારમાં પણ મુખ્ય દિવાનનાગર હોવાથી તેઓ કરવા લાગ્યા. પરંતુ શ્રીજી ઈચ્છાથી તે દિવાન રંગીલાદાસને જુનાગઢ સ્ટેટના કામે વડોદરા ગાયકવાડ સરકાર પાસે ઓચિંતુ જવાનું થયું ને તેનો ચાર્જ નાયબ દિવાન (કે તે પણ નાગર હતા તે) પાસે રહ્યો. મંદિરનું કામ તો રાત્રી દિવસ ધમધોકાર ચાલતું હતું તેમા પથરા, ચુનો લાકડા વગેરે જે કંઈ વસ્તુ શહેર બહારથી આવતી તેને નાકાચીઠી (દરવાજે જકાત ભરી પાવતી મેળવવી તો જેમ હાલ ઓક્ટ્રોય લે છે તેમ) મેળવવામાં મેલી મુસદીગીરીની ખટપટથી ઘણી અડચણો વખતો વખત થવા લાગી, કેટલીક વખત તો સરકારી શિરબંધઈના માણસો મારફત ચણતર બંધ રાખવાના ડારાઓ (મૌખિક હુકમો) મુત્સદીઓ તરફથી મળવા લાગ્યા. એમ બે ત્રણ વખત ચણતર કામ બંધ રહેલ. નાકાચીઠીમાં પણ મંદિરના માલનાં ગાડાને રજા ચીઠી સહુને છેલ્લે મોડે મોડે મળે ને તેમા પણ જકાત ચુકવવાના હિસાબ કામમાં પણ ખોટી વધારે રકમની પાવતીઓ આપી, બહુજ ઝીણી ઝીણી કનડગત અનેક વખત થવા લાગી તેથી કામ ધીમી ગતિએ ચાલવા માંડયું. ઉપર મુજબ નવા નવા ચપરાસીઓ આવી કામ બંધ રાખવાના મૌખિક હુકમો કરી વારંવાર કનડગત કરતા. તેથી એક દિવસ સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામીએ શ્રી બ્રહ્માનંદસ્વામીને કહ્યું, ''બ્રહ્મમુનિ ! તમો જઈને અહીંના નવાબ સાહેબની મુલાકત લ્યો; ને તેને કાવ્ય છંદો સંભળાવી રાજી કરો, તો ભવિષ્યમાં પછી આવી કોઈ મુત્સદીઓની ઉપાધિ

* એ હાટકેશ્વર મહાદેવ શ્રીજી પ્રસાદિત છે. શ્રીજી મહારાજે ત્યાં જઈ દર્શન કરી તેનો પુજારીને એક ખોબો ભરીને રોકડા રૂપીયા આપ્યા હતા.

પ્રાંત સુ ઝાલાવાડ કેં, પત્તિ જ્ઞાતિ પરમાર ॥
મૂળી મેં મંદિર રચ્યો, હરિ અગ્યા અનુસાર ॥૧॥



શ્રી મૂળી મંદિર-(પૃષ્ઠ ૩૮૯)

સર્વ શ્રેષ્ઠ મંદિર રચિ; મૂળી ધામ મહાન ॥
માવદાન કહે બ્રહ્મમુનિ, ભયે સુ અંતરધ્યાન ॥૨॥
(કવિ માવદાનજી)





જુનાગઢ મંદિર (પૃષ્ઠ-૩૯૮)

દોહો—જુનું નગર જૈહાં ગિરિ, સોરઠ ધરા સુજાન ॥
રચન મંદિર, અમાપ રિધિ, કરી બ્રહ્મમુનિ ધામ ॥
કવિ માવદાનજી

આપણને નહિં નડે,'' એ સાંભળી સ્વામી કહે કે ''સ્વામી ! આ જે હાલમાં નવાબ સાહેબ ગાદી ઉપર છે તેને તો મેં પૂર્વાશ્રમમાં સંગીત અને કાવ્ય સાહિત્ય વગેરેનો અભ્યાસ કરાવેલ છે. મારી સાથે તેઓની અને તેઓના પિતાશ્રી (મર્હુમ નવાબની) ઘણી જ મહોબત હતી. મને મારી જન્મભૂમિમાં જવા દેતી વખતે ફેરી પાછુ અહીં. (જુનાગઢમાં) આવવાનો કોલ મારી પાસેથી તે બંનેએ મેળવેલ હતો. તેમજ તાજમી સરદાર બનાવી સોનું બક્ષીને મને ખુદ ઉમદા શીરપાવ આપી બહુજ માનભરી રાજરીતથી વિદાય આપી હતી. આવો મારો આ રાજ્ય સાથે બહુ જ ઘાટો અને આબરૂવાળો તાજમી સરદારનો * સબંધ છે પણ એ પુર્વાશ્રમનો સબંધ સાધુએ ન રાખવો. ને આપણા ધર્મબંધનથી હું મળવા ગયો નથી.'' સ્વામી કહે ''બ્રહ્મમુનિ ! એ તમારો પૂર્વાશ્રમનો સબંધ અત્યારે તમોને ઘણોજ ઉપયોગી થઈ પડશે. માટે તમો તુરત જ નવાબને મળી પુર્વાશ્રમના સંબંધની યાદી આપી અનેક કાવ્યકાળથી તેને રાજી કરી સત્સંગની સેવા કરો. એવી મારી તમોને આજ્ઞા છે. અને સાથા શુભાષિર્વાધ પણ છે કે, તમારા તમામ શુભ મનોરથો શ્રીહરિજી હાલના નવાબ સાહેબ દ્વારા સિદ્ધ કરશે.''

સ્વામીને મહાયોગેશ્વરના આશીર્વચન મળતા હર્ષનો પાર ન રહ્યો અને બીજે જ દિવસે નવાબની કચેરીમાં જવાનું પ્રયાણ કરી, શ્રી રૂપશંકરભાઈ કીકાણી નામના સત્સંગીને બોલાવ્યા. રૂપશંકરભાઈ પાસેથી રાજ્યદ્વારની માહિતી જાણવામાં આવી કે, ''પૂર્વાશ્રમમાં મળેલ નવાબશ્રી હામદખાનજી તથા તેના વજીર તરીકે મનાતા મોટા કાજી સાહેબ મુકબુલમીયા, એ બંને ગુજરી ગયા છે, અને તે વખતના નાગર દિવાન રૂગનાથજી પણ સ્વામીના પૂર્વાશ્રમના હેતવાળા હતા તેઓ નવાબના દેહાંત પછી જામનગર ગયા હતા. હાલના નવાબશ્રી

* તાજમી સરદાર એટલે મહારાજા જેને સોનાની બેડી પગમાં પહેરાવી રાજપોષાક સાથે સોનેરી મુઠની તલવાર કમરે બંધાવા સરદાર બનાવે તે સરદારે જ્યારે રાજકચેરીમાં આવે ત્યારે તે મહારાજા અને સભા તેનો ઊભા થઈ સત્કાર કરે અને બીજા રાજ્યમાં તે બેડી પોશાક પહેરી તલવાર બાંધી જાય ત્યારે તે રાજ્યના રાજાઓ પણ તેનો ઊભા થઈ સત્કાર કરે. એ રીવાજ દિલ્હીના મોગલબાદશાહથી શરૂ થતાં રાજપુતાના, (મારવાડ) કચ્છ, કાઠીઆવાડ, ને ગુજરાત, (ગાયકવાડ)માં મોજુદ છે.



બહાદુરખાનજી પોતે બહુજ રાજ્ય કાર્યમાં બાહોશ હોવાથી પોતાની બુદ્ધિ બળથી જ રાજય ચલાવે છે. દરેક ધર્મો ઉપર ઘણી જ શ્રધ્ધા રાખી પોતે મુસ્લીમ ધર્મના હોવા છતાં દાઢી કઢાવી નાખી હિંદુ રાજવી,રાજપૂતો અને કાઠીઓ જેવો જ પોષાક પહેરે છે. સંગીત સાહિત્યનું ઉત્તમ જ્ઞાન હોવાથી ગવૈયાઓ, કવિઓ, પંડિતો દેશદેશાવરથી જે આવે છે. તેના ઉપર સદ્ભાવ રાખી તેની પરીક્ષા કરી ઈનામ અકરામ આપી પોતાની ઈજ્જત વધારે છે.

સ્વામી કહે કે ''જ્યારે આ નવાબ શાહજાદાના પદે હતા ત્યારે તેના એક મિત્ર શેખ સાહેબ (નજીમુદીન) હતા કે જેઓ રાત્રી દિવસ સાથે જ રહેતા હતા. તે શેખ સાહેબ હાલમાં ક્યાં છે ?'' શ્રી રૂષશંકરભાઈ કહે કે '' તે શેખ સાહેબ હાલમાં પણ નવાબ સરકારની હજૂરમાં જ છે. રાજ્યમાં કર્તાહર્તા (વજીર જેમ) તે જે છે. તેઓ પણ ઘણાજ સાદા અને મિલનસાર, રહેમદિના, બહુજ ભોળા અને ભલા ભાવના, ધર્મની લાગણીવાળા છે, સ્વામી કહે કે ''તેઓ બંને મિત્રો મારી પાસે સંગીત અને સાહિત્ય પૂર્વાશ્રમમાં જ્યારે હું અહી આવેલ ત્યારે છ માસ સુધી શીખ્યા હતા; અને મારા પ્રત્યે તેઓ વિદ્યાગુરૂ જાણી બહુજ પ્રેમ બતાવતા હવે તમને આજે મારો એક પત્ર આપું તે શ્રી શેખ સાહેબને તમો જાતે જઈને તેના હાથો હાથ પહોંચાડો અને તેનો જવાબ પણ તમે જ લાવજો'' એમ કહી સ્વામીએ નીચેનો પત્ર લખીને આપ્યો.

''શ્રી નજીમુદીન શેખ સાહેબની ઉમર જ્યાદા બઢો, (જુનાગઢ): ખાત્રી છે કે, આપશ્રીને અને નવાબદાર નવાબ સાહેબને (તે વખતે શાહજાદા પદે હતા) સંગીત – સાહિત્યના શીખવનાર વિદ્યાગુરૂ મારવાડી કવિ, લાડુદાનજીને તો તમે નહિ ભુલ્યા હો, લગભગ બાવીસ વરસે ફરી મુલાકાતનો 'કોલબોલ ' મને ઈશ્વર ઈચ્છાએ અહીં લાવેલ છે, તેથી નામદાર નવાબ સરકારશ્રી અને આપશ્રીની રૂબરૂની મુલાકાત લઈ, કોલબોલ પૂર્ણ કરવાની મારી ઈચ્છા છે. પરંતુ મે હવે ફકીરી (સંન્યાસ) લીધેલ છે. તેથી કોઈ પણ ઓરત લોક હોય ત્યાં હું હાજરી ન આપી શકું માટે એ બીના ધ્યાન રાખી બંદોબસ્ત થાય તે હું મળવા ઈચ્છુ છું. નામદાર નવાબ સરકારને મારા શુભાશિષ છે. પ્રજામાં આપ બન્નેની તારીફ સાંભળી મને સંતોષ સાથે સંપૂર્ણ હર્ષ થયો છે. પ્રભુ તમારી જાહોજલાલી ને તંદુરસ્તી આબાદ રાખે.

લી. વિદ્યાગુરૂ, પુરાનો મિત્ર
(કવિ લડુદાનજી) હાલ, સ્વામી બ્રહ્માનંદજીના
શુભાશિષ,

એ પત્ર લઈ શ્રી રૂપશંકરભાઈએ શ્રી શેખસાહેબને વંચાવ્યો. તેઓ બહુજ ખુશી થયા, અને સ્વામી ક્યારે આવ્યા છે ? ક્યાં ઉતર્યા છે ? વગેરેની માહિતી મેળવી, 'આજ સાંજે ચાર બજે સરકારી ગાડી તેડવા આવશે અને કોઈ ઓરતલોક ત્યાં નહિ હોય, હું સોરઠ સરકારને હમણાંજ ખબર આપી સઘળો બંદોબસ્ત કરાવું છું. પાછું આ ખબર રૂપશંકરભાઈએ * આવી સ્વામીશ્રીને આપતાં. સ્વામીએ સઘળી હકીકત સદગુરૂશ્રી ગોપાળાનંદ સ્વામીને જણાવી એ સાંભળી પોતે રાજી થયા.

* એ શ્રી રૂપેશંકરભાઇ પણ જુનાગઢના જ વતની 'કીકાણી' શાખાના નાગર ગૃહસ્થ અને શ્રીજી મહારાજના અનન્ય ભક્ત હતા અને ભગવાન સ્વામિનારાયણના શુભ હસ્તે વર્તમાન ધરાવી આશ્રિત થયા હતા. જુનાગઢમાં જેમ શ્રી નરસિંહ મહેતા એક જ વૈશ્નવ હતા. તેમ આ રૂપશંકરભાઈ પણ નાગરોમાં એક જ શ્રીજીના કૃપાપાત્ર હતા. એમને સત્સંગ થયાનો એક ઈતિહાસિક ચમત્કાર અહીં લખું તો તે અસ્થાને નહિં ગણાય. પંચાળા ઠાકોરશ્રી ઝીણાભાઈની હૈયાતીમાં શ્રીજી મહારાજ જુનાગઢમાં તેમને ઉતારે પધારેલા. શ્રીજીનો પ્રતાપ સાંભળી શહેરના હજારો મનુષ્યો દર્શને આવતાં પાડોશમાં નાગરવાડમાંથી પણ ઘણા ઘમાં સ્ત્રી પુરૂષો દર્શને આવેલા. શ્રીજીની મુખાકૃતિ કોઈ અજબ ચિતાકર્ષક હતી અને જોનારને તેમના દર્શનથી ઈશ્વરના દર્શન તુલ્ય સંતોષ થયો. નાગરજ્ઞાતિ બહુજ બુદ્ધિશાળી અને ચિકિત્સક હોય છે, નાગરવાડમાંથી આવેલા એક મુક્તાત્મા પુર્વના યોગભ્રષ્ટ બાઈશ્રી 'બાઉબા' પણ સૌભેગા દર્શને આવેલા તેને દર્શન કરતા સંતોષ થયો; પરંતુ ઈશ્વરમાં અંતર્યામીશક્તિ હોય. એની પરીક્ષા કરવા પોતે મનમાં ગુપ્ત સંકલ્પ કર્યો કે, 'આવતી કાલે સવારે વગર નોતરે મારે ઘરે શ્રીજી મહારાજ જમવા પધારે અને મેં તેઓશ્રી તૈયાર કરેલ રસોઈ પોતે પ્રેમથી જમે, તો તે સાક્ષાત, ઈશ્વરાવતાર છે, તેવી મને ખાત્રી થાય.' આમ મનમાં ધારી રાત્રી થતા ઘરે ગયા; અને વ્હેલાં ઉઠી સ્નાનાદિક કરી પોતે શ્રીજી મહારાજ માટે અનેક પ્રકારની સુંદર રસોઈ બનાવી રાખી અને સ્નાન કરવા ગમર પાણી પણ તૈયાર રાખીને શ્રીજી મહારાજની રાહ જોવા લાગ્યા.

ઠાકોરશ્રી ઝીણાભાઈના દરબારમાં શ્રીજીને જમવાનો થાળ તૈયાર કરી. શ્રી મુકુંદબ્રહ્મચારી મહારાજને જમવા પધારવા વિનંતી કરવા આવ્યા એટલે શ્રીજી મહારાજ કહે કે, ''અમારે આજે તમારો થાળ જમવો નથી.''



શેખ સાહેબે નવાબ સરકાર પાસે જઈને કહ્યું કે, ''નામદાર હજુરશ્રી ! આપણને સંગીત સાહિત્ય શિખવનાર વિદ્યાગુરૂ મારવાડી કવિ 'રાજકવિ રત્ન' તાજમી સરદાર, શ્રી લાડુદાનજીએ ફકીરી લઈ લીધી છે અને તેઓ જુનાગઢમાં આવ્યા છે. વગેરે હકીકત જણાવીને સ્વામીશ્રીનો પત્ર વંચાવ્યો. તેથી નવાબ સાહેબ બહુજ ખુશી થયા, અને એ પુરાના કાવ્ય-ગુરૂનાં દર્શન કરવાની ઈચ્છા બતાવીને યોગ્ય બંદોબસ્ત કરાવી

તે સાંભળી ઠાકોર ઝીણાભાઇ કહે કે ''મહારાજ આજે કોઈના તરફથી જમવાનું આણંત્રણ નથી આવ્યું, માટે આપ કેમ ના પાડો છો ?'' એટલે શ્રીજી કહે, ''અમારા માટે એક પ્રેમી હરિભક્ત બાઈ રસોઈ તૈયાર કરી અમારી રાહ જોતા બેઠા છે. માટે ચાલો મોડુ થાય છે.'' એમ કહી મરાહારજ ચાંખડીઓ પહેરી ચાલ્યા ને પાછળ મુકુંદબ્રહ્મચારી, ઠાકોર ઝીણાભાઈ, પાર્ષદ ભગુજી વગેરે ચાલ્યા શ્રીજી મહારાજે તે સીધા નાગરવાડામાં જઈને જાહેર રસ્તા ઉપર આવેલી ઉગમમાદ્વારની કીકાણી શ્રી અંબાશંરભાઈની ડેલીની સાંકળ ખખડાવી, એટલે બાઈ શ્રી બાઉબા કહે કે, કોણ છે ? તે સાંભળી મહારાજ કહે કે, ''અમો સ્વામિનારાયણ છીએ.'' બાઈએ તુરત જ આવી ડેલી ખોલી સહુને ઓસરીમાં લાવ્યા મહારાજ કહે બાઉબા અમારે જમવું છે, તો જલદી નાવાનું પાણી આપી થાળ પીરસો'' બાઈએ ગરમ જળ ત્રાંબાકુંડીમાં ભરી મહારાજને આપ્યું અને રંગોળી પુરી પાટલા નાખી મહારાજ સ્નાન કરી પીળું પીતાંબર પહેરી, માથે કાશમીરી શાલ ઓઢી બાજોઠ પર જમવા બીરાજ્યા અને જે વસ્તુઓ પીરસી હતી તે તમામ ભાવથી જમી, ચળુ કરી, મુખવાસ લઈ, કપડાં પહેરી તૈયાર થયા ત્યારે બાઈએ શ્રીજી મહારાજની પૂજા કરવા પોતાના પતિ અંબાશંર તથા ચાર પુત્રો (શ્રી રૂપશંકરભાઈ, શ્રી શિવશંકરભાઈ, શ્રી જટાશંકરભાઈ, શ્રી માધવરાયભાઈ) ને કહ્યું. તેઓએ મહારાજને ચંદન ચર્ચી કુંકુમનો ચાંદલો કરી, પુષ્પનો હાર પેરાવી, કપુરથી આરતી ઉતારી, તંડવત પ્રણામ કર્યા. શ્રીજી મહારાજે પ્રસન્ન થઈ પાંચેના મસ્તક ઉપર પોતાના હાથ મેલી શુભાશીર્વાદ આપ્યો. (હરિલીલામૃત કળશ ૬ ૧૮) આ રૂપશંકરભાઈએ શ્રી બ્રહ્માનંદસ્વામીને પણ ખુબ પ્રસન્ન કરેલા હતા. તેના પુત્ર ગોવિંદરાય થયા, તેના પ્રભુદાસ થયા, ને તેના શ્રી તનસુખરાયભાઈ કીકાણી હાલ વિદ્યામાન છે અને જ્યારે જુનાગઢમાં શ્રી આચાર્ય મહારાજ પધારે ત્યારે ઘેર પધરામણી કરાવે છે.

પાંચ બજે મુલાકાત લેવાનું ફરમાવ્યું . સાંજના ચાર બજતાં રાજ્યની બગી (ચારોટ-ફેટીન ગાડી) અને ચાર ઘોડેસ્વારો સ્વામીને તેડવા આવતાં શ્રી દેવાનંદસ્વામીશ્રી પૂર્ણાનંદસ્વામી તથા એક પાર્ષદ સાથે સ્વામીશ્રી દરબારમાં પધાર્યા.

જુનાગઢ નવાબના દરબારમાં સ્વામીશ્રી

બાવીસેક વર્ષ પહેલા જે રાજમહેલમાં રાજ્યકવિ તરીકે સત્કાર થયો હતો એ પૂર્વાશ્રમના લાડુદાનજીએ આજે કામસાંબરી થઈ પોતાના શિષ્યમંડળ સાથે એ રાજ્યમહેલમાં બીજીવાર પ્રવેશ કર્યો, સ્વામીને આવતા ભાળી નવાબ સાહેબ ઊભા થયા, એટલે તમામ કચેરીમંડળ ઊભું થયું તે જોઈ સ્વામીએ નવાબનો સ્પર્શ નહિ કરતા દુરથી બન્ને ભુજાઓ ઉંચી કરી અભય વરદાનની સંજ્ઞાથી આબાદ રહેવાની આશિષ આપી બેઠક લીધી. નવાબ સરકાર, શેખ સાહેબ અને બીજા કચેરીના જુના અમીર ઉમરાવો, મહાકવિશ્રી લાડુદાનજીને સાધૂ વેશે જોઈને આશ્ચર્ય પામ્યા; અને ખુદ નવાબ તો નાની ઉમરમાં જેની પાસેથી સંગીત સાહિત્ય શીખતો, એ પુરૂષને આજે કોઈ દેવતાઈ પેગાંબર ઓઇલયાના વેશમાં જોઈને હર્ષઘેલો બની જઈને સ્વામીને પુછવા લાગ્યો.

''કવિરાજશ્રી સ્વામીશ્રી ! તુમ યે દુનિયાદારીકા સબ મોજશોખ છોડકે ફકીર ક્યુ બન ગયે ? હમને બહોત દિન તુમેરી રાહ દેખી, લેકીન તુમ પીછે ઈશ્વર નહિ આયે, હમેરા બડા ભાગ્ય કે આજ બહોત વરસે આપકા દિદાર હુવા.'' શેખ સાહેબ પણ પુછવા લાગ્યા કે ''ક્યુ અપને દુનિયાદારીકા ત્યાગ કર દિયા ? ક્યા કુછ યે દુનિયાસે આપકું બુરા નાતિજા માલુમ હુવા ? ઔર લાખો રૂપૈકા કીમતી જવાબર ઔર સોનેરી રેશમી કપડેકું પહેરને વાલે બડેમેં બડે કવિરાજ આપને ક્યું ફકીરી લે લિયા ? આપ કીપાકર ઈધર સબ ઠેર જાવ. નામદાર સોરઠ સરકાર આપકું વિદ્યાગુરૂ સમજકર ગામ, ગીરાસ, વાડી, વજીફા, હવેલી, ધરતી ઓર કુછ દામ દુમાલા આપકા અહેશાન કા બદલામેં દેકે, આપકી બડી કદર કરનેકું ઈન્તેજાર હે. આપ ફરમાવ, ચાહેસો ફરમાવો, હમેરી ઉમીદ પુરી કરો. ઔર ઈધર ઠેરકે હમકું સત્ય ઉપદેશ દેકે ખુદાકા રાહ બતલાવ.''

બધું શાન્તિથી સાંભી સ્વામીજી કહે છે કે, ''નામદાર સોરઠ સરકાર ! આપકા વાલીદ નવાબ સાહેબશ્રી હામીદખાનજી બેહસ્તનશીન હો ગયે. વોહી હમેરા ખાસ જીગર દોસ્ત થે, ઈસીકી ઔર આપ સરકારકી મહોબત



સેં હમેરી પાસ જો આપને કોલબોલ લીયા થા કે, એક દફે ઔર જુનાગઢ આકે ફીર મિલના'' ઓહી સત્ય કરને કે લિયે યે ફકીરી હાલતમેં બી આજ આપકા દરબારમે આયા હું. મે દેખતાહું કે આપકી ચાહ (પ્રેમ) આજ તકભી મેરી તરફ જો પુરાનીથી ઉસીસેંબી સવાઈ માલુલ હોતી હૈ. આહી લાખો કરોડો રૂપૈયે ગામ-ગીરાસસબ હૈ, મેં તો ફકીર આદમી હું, સત્યવક્તા હું, ધર્મકા રોહ બતાનેવાલા દરવેશ હું, આપ સરકાર ખુદ ધર્મકી ચાહ રખતે હો, ઓર ધર્મકી બાત સુનને ઈન્તેજાર હો તો સુનો, સચ્ચા સાધુ પુરૂષોકા ઉમદા ઉપદેશ, સભા સહુ શાન્ત થઈ ગઈ, ખુદ નવાબ પણ ઇન્તેજાર થયા કે આ ઓલિયા શું કહેશે ? ત્યાં તો સ્વામીશ્રીએ ઉપદેશ રત્નદીપક પ્રગટાવ્યો.

## ઉપદેશ રત્નદિપક – દોહા

કુલ્યાનર નિશદિન ફિરે, શિરે ન સૂજત કાલ;
આઈ અચનાક પકરહી, જ્યું મુસેકુ * વ્યાલ ॥ ૧ ॥
જોબન ધનકે જોરસે, ઉર ધરત અભિમાન;
સબે ચવીના કાલકા, કહા ખાન સુલ્લતાન ? ॥ ૨ ॥

## ભુજંગી છંદ

કહા ખાન સુલ્તાન ઉપરમા કહાવે, સબે સંપતિ જુગ્ત જુગમેં સુહાવે;
ઉદે અસ્ત લોં આપકી આણ ફેરી, દિનં એક હોસે સખી ખાખઢોરી, ૧
બને ઈન્દ્ર જ્યુંહિ સભામેં બિરાજે, કરે અમરકે શિરે છત્ર છાજે;
છડીદાર ઉચ્ચારહી બેરબેરી, દિનં એક હોસી સબી ખાખઢેરી. ૨
દિલરંજ આગે ખડે દાસદાસી, ખમા જીહ બોલે કરંતા ખવાસી;
જયંકાર વારં હજાંર જપેરી, દિનં એક હોસી સબી ખાખઢેરી, ૩
સુખંપાલ બૈઠે ચલે જુથ્થ સંગં, રથં સુંદરં બેલ જાુતે તુરંમ;
તિખે સાદ આગે છડીદાર ટેરી, દિનં એક હોસી સબ ખાખઢેરી. ૪
હઠાળા પટાળા દંતાળા હજારં, સુંઢાળા બને મેઘમાળા સમારં:
ઝરંતા મદે ખંભઠાને ઝુલેરી, દિનં એક હોસે સબી ખાખઢેરી. ૫
તુરી વેગવંતા જરિસાજ ઠાણાં, દિયંતા ઉડાણાં જ્યુંહી મૃગડાણાં;
સચે વાગ રાગાં નટાં જાુ નચેરી, દિનં એક હોસી સબી ખાખઢેરી. ૬

* ઉંદરને સરપ પકડે તેમ.

બહૂ થાટભીડો હટાં હો બજારાં, કરે હાટ પાટં અતિ ચિત્રકારાં;
વેપારાં લખાં હોત સંજા સવેરી, દિનં એક હોસી સબી ખાખઢેરી ૭
ઝુલે ફુલ હિંડોરમેં આઠ જામં, બને હામ કામં અતિ રૂપવામં;
સદા ભૂષણં અંગ નંગ સજેરી, દિનં એક હોસી સબે ખાખડેરી. ૮
તનંસાર વારાંગના તાન તોડે, જપે ક્રિત બંદિજનો હાત જોડે;
ઘરે રાજભોમી રહે જુથ્થ ઘેરી, દિનં હોસી સબે ખાખઢેરી. ૯
પ્રથીનાં રહે, ના રહે આપ, પૌનાં, હુંતાસં અકાશં, સબે નાશ હોનાં;
સ્થિતિના રહે પિંડ બ્રહ્માંડ ઠેરી, દિનં એક હોસી સબે ખાખઢેરી. ૧૦
દિનં ચાર કા જીવના આ દુનિમેં, ભ્રમે મોહવંતા બુદ્ધિ આપનીમેંઃ
તુછં સુખમેં લુબ્ધ ભૈ વૃતિ તેરી, દિનં એક હોસી સબેં ખાખઢેરી. ૧૧
બ્રહ્માનંદ કહે ક્યું બધે મોહ પ્રાની, બિના સુઝ તેરી બુદ્ધિ ક્યા બિકાની;
લક્ષ્મી તણા નાથકી ઓટ લેરી, દિનં એક હોસી સબે ખાખઢેરી, ૧૨

## છપ્પય

ખલક મલક હોઈ ખાખ, એક દિન અંબર અવનકી,
બ્રહ્માટિક પર્યત રહે નહિ દેહ કવનકી;
કહા રાવ કહા રંક, કહા સુર અસુર કહાવે,
વિતથ પિંડ બ્રહ્માંડ, કોઉજગ રહન ન પાવે;
કહા ઈન્દ્ર, ચંદ્ર, દુડીયંદહુ, ઊંચ નીચ અંતરાલકા;
કહે બ્રહ્મમુનિ ગુરૂ ચરનબિન, સબેં ચવિના કાલકા.

ઉપરના મુજબ આવા ઉપદેશ રત્ન દિપકના ૪૦ છંદોમાંથી સ્થળ સંકોચને લીધે માત્ર ૧૨ જ આપ્યા છે. તેમા માયાના ઉદરમાંથી થયેલ આકૃતિ સર્વ નાશ (ખાખની ઢગલી) થવાની છે, એટલે કે ''જગત મિથ્યા બ્રહ્મ સત્ય'' એ વાક્ય પ્રમાણે તેમજ મુસ્લીમ ધર્મમાં પણ કયામતના દિવસે બધુ નાશ થવાનું છે, વગેરેની યાદી આપી, સાધુવેશે સુકંઠે ચાલીસ રત્નોની દીપમાલા પ્રગટતા રાજસભામાં એ ઉપદેશનો પ્રકાશ ઝળહળી રહ્યો ! નવાબ સાહેબ અને શેખ સાહેબને પોતાના વિદ્યાગુરૂથી આવો ધર્મ ઉપદેશ મળતાં વધારે સમજાયું કે, ''એક દિવસ બધુ ખાખની ઢગલી થવાનું છે.''



આ સંસાર નાશવંત છે. માટે નીતિ ધર્મમાં રહી ખુદાતાલાની બંદગી કરી, દરેક તરફ રહેમ રાખી, ''ખેર ત્યાં મહેર'' એ સત્ય જાણી, આવા ઓલીયા, મહાત્માઓને રાજી કરી તેની દુવા લેવી એજ મનુષ્ય દેહનું સાર્થક છે.

નવાબ સાહેબ બહુજ પવિત્ર હૃદયના ભોળા રાજવી હતા. વળી પોતે કાવ્યના જાણકાર અને રસજ્ઞ હોવાથી તેમજ સ્વામીશ્રી પ્રત્યે ગુરૂભાવ હોવાથી, એ કાવ્યની ખૂબ અસર થઈ, અને મનમાં થયું કે આવા ઓલિયા પુરૂષને ઉપદેશ આપી કોણે ફકીરી આપી હશે ? એ તેના ગુરૂ કેવા મહાન સમર્થ હશે ? વગેરે વિચારો દિલમાં ઘોળાતાં સ્વામીને નમન કરીને પુછ્યું કે, ''સ્વામીશ્રી ! આપકું ફકીરી કીસને દીયા ? ઔર આપકા યે ગુરૂ મહારાજ કોન હે ? અબ વો કહા હૈ ? ત્યારે સ્વામીશ્રી કહે કે, ''હમેરા ગુરૂ મહારાજ શ્રી સ્વામિનારાયણ ભગવાન હૈ, ઉસીકા દિદાર કરનેસે બહોત જન્મોકા પાપ કટ જાતે હે, ઓહી પોતે સાક્ષાત નારાયણ પ્રભુકા અવતાર હે, અબ તો કાઠીઆવાડમેં 'ગઢડા' ગામમે બિરાજતે હૈ, મેરે જેસે ૫૦૦ પાંચસો આદમીઓકો ફકીર બના દીયા હે. યે સ્વામીકા બડેમેં બડા જો ફકીર સાહેબ હૈ, વોહી હમારી સાથમેં (ઈધર ઉતારો પર હૈ. વહભી પવિત્ર આદમીકું ખુદાકા દરબાર કા દીદાર (સમાધિ) કર દેતે હે. એસે મે સમર્થ યોગી પુરૂષ હૈ.''

ઉપરની હકીકત જાણી નવાબ સાહેબ ખુશી થયા. અને મોટા ફકીર સાહેબ (ગોપાળાનંદ સ્વામી) નાં દર્શન કરવાની ઈચ્છા જણાવી પુછયું કે. ''આપ ઈધર કિતની રોજ ઠેરોગે ?'' સ્વામી કહે કે, નામદાર ઈધર હમ, હમેરા ગુરૂ મહારાજ (સ્વામિનારાયણ ભગવાન) કા બડા મકાન (મંદિર) બનાનેકા ઈરાદા રખતે હે. પંચાલા ઠાકોર શ્રી ઝીણાભાઈ કા ઈધર ઉતારા હૈ વોહી જમીનમેં મંદિરકા ખોદકામ શરૂ કરદિયા હૈ, મહારાજશ્રીકી ગુરૂ આજ્ઞા (ફરમાન) હે કે, ગિનારકે પહાડ પર જૈસા બડાબડા દેરા હૈ, વેસા વહા હો બડા શિખરરબંધ પકકા મંદિર બનવાના વહાંહી હમેરે બડે બડે ફકીર મહાત્માઓ કાયમ રહકે ખુદાકી બંદગી કરેગેં. ઔર વોહી બંદગીકા દસમાં હિસ્સા, શહેર કે રાજાકું મિલતા હૈ. એસા હમારા હિંદુ ધર્મ શાસ્ત્રકા ફરમાન હૈ. ઉસીસે આપકું બડેબડે સંતમહાત્મા ઓલિયાઓંકી રાજધાની શહેરમેં એસા બડા ધર્મકા ધામ હોતા હૈ, એ સાંભળી નવાબ

બહુજ ખુશી થયા, અને કહે કે, ''આપકા યે બડા ગુરૂ મહારાજકા દીદાર મેરેકું કબ હોગા ?''

સ્વામી કહે. યે બના રહા હે વો મંદિરકા કામ સંપૂર્ણ હોયગા, ઉસી મોકે પર ગુરૂ મહારાજ ઈધર પધારેંગે, ઓર ખુદકે પવિત્ર હાથસે બડા યાગ (યજ્ઞ) હોગા, હજારો લોકોકું ખના ખીલાકે ધર્મકી ધજા ચઢાયગે.

નવાબ કહે, સ્વામીજી, હમેરા લાયક કચ્છુ કામકાજ હોવે; તો જરૂર ફરમાના, ઔર જહાંતક આપ ઈધર ઠેરો વહાંતક ખાનેકા બંદોબસ્ત હમેરી તરફસેં હોગા.''

સ્વામી કહે, હમજો ભોજન પાતે હે વોહી આપ સકારકાજ હે, હમ સાધુ (ફકીર) કો હાથસેં રોટી પકાકે દિનેમે એક દફે ખાનેકા ગુરૂ મહારાજ કા ફરમાન હે. આપ હજૂરકી મહરબાની હે, સોઈ સબી હે, ઓર એક બાત કહનેકી હે કે, ''જો મંદરિ બન રહા હે ઉસીકે લિયે, કોઈ ચીજ બહારસેં આયાત હોતી હે ઉસકી ઉપકી ઉપર સરકારી જકાત લગતી હે, ઓ જકાત દેનેમં હાકીમકી પાસ અદાલતમેં જાનેઆનેમેં હમેરે સાધુકો બડી તકલીફ હોતી હે. તો વોહી તકલીફ કે લીયે સરકાર જો કચ્છુ બંદોબસ્ત કર દેવે તો બડી અચ્છી બાત હોવે.''

નવાબ કહે, સ્વામીજી ! મેં અબી ફરમાન ભેજતાહું કે, ''સ્વામી કે મંદિરકી જકાતકું સરકારને માફી બક્ષી હે, તો અબસેં કુછભી લાગાટકા નહિં લીયા જાયકા. એમ કહી બક્ષીને બોલાવી સ્વામિનારાયણના મંદિરની જગાતનું માફીપત્ર લખાવી પ્રસિદ્ધ કરાવી દીધું. (જેનો અમલ રાજ્યોના એકમ થથા સુધી નવાબી રાજ્ય રહ્યું ત્યાં સુધી ચાલુ રહ્યો હતો.)

સ્વામીશ્રીએ રજા માંગતા સંકેત મુજબ શેખ સાહેબે સ્વામીશ્રીના સત્કાર માટે (શીરપાવ નિમિત્ત) શાલ, દુશાલા, કડાં, વેઢ, વીંટી અને રૂપીયાના થાળો વગેરે મંગાવી સ્વામીશ્રીના સન્મુખ સ્વીકારવા વિનંતી કરી.

સ્વામીશ્રી કહે ''સરકાર ! યે કપડે, ગહને, ઔર પૈસે મેં અબ નહિ લે શકતા ક્યું કે 'ધન ઓર ઓરત' હમેરી જીંદગીકી આખીર તક ઉસકું હમેરા હાથ ભી નહિં લગાનેકા કસમ (પ્રતિજ્ઞા) હમેરા ગુરૂ મહારાજશ્રી (સ્વામિનારાયણ ભગવાન) ને હમકુ દીયા હે માફ કરો, સરકાર, મેં ફકીર બનાહું તો ફકીરી હાલતકા કાનુનસે કુછબી ઉસીસે સેં ચીજ મેં નહિ લે શકતા.''



નવાબ સરકાર ઉપરની હકીકત સાંભળી બહુજ આશ્ચર્ય પામ્યા અને સભા સમક્ષ બોલ્યા કે ''હમને કભી ઐસા આદમી નહિં દેખા કે રૂપૈયે ઓર ઔરત નહિં ચાહિયે.'' તુમને યે બડી બાત કીયા ! બાવીસ વરસ પહિલે સા આપકા રાજાઓકી માફીક ગહને કપડેકા દીમાગ હમને દેખા થા. અબ તો આપ યે તીન ચાર ભગવે કપડેમેં શરીર લપેટ કર, હાથમેં બડી તસબી ઔર તકદીરમેં બડા કુમકુમકા ટીકા કીયા હૈ, લેકીન આપકા દીદારકા નૂર (તેજ) ઓર આંખોકી ચમક જ્યાદા બઢી હૈ. આપ બડી નેકી ટેકી રખનેવાલે સિદ્ધ મહાત્મા ઓલિયા હો. હમેરે પર ક્રીપાકર ખૂબ દુવા દેના; ઔર આપકી સાથમેં જો બડા મહારાજ ગુરૂભાઈ હૈ ઉસીકું કલ સાથમેં લેકે જરૂર પધારના હમ ગાડી ભેજેંગે.'' એમ કહી ઉભા થઈ વંદન કરી બહુજ સત્કારભરી વિદા આપી.

સ્વામીશ્રી ગાડીમાં બેસી ઝીણાભાઈના દીવાનખાને (ઉતારે)આવ્યા સદગુરૂશ્રી ગોપાળાનંદસ્વામીને સઘળી વાત કહી. મંદિર માટેના આવતા હરકોઈ માલની જગાત માફી થયાનું સાંભળી ગોપાળાનંદસ્વામી બહુજ રાજી થયા, બીજે દિવસે સાંજે ચાર બજે નવાબ સરકારે ત્રણ ચાર ફેટીન ગાડીઓ મોકલતાં સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામી સહિત ગવૈયા મંડળને અને શ્રી રૂપશંકરભાઇ વગેરેને સાથે લઈ સ્વામીશ્રી નવાબ સાહેબની કચેરીમાં પધાર્યા.

નવાબે ઉભા થઈ નમસ્કાર કર્યા અને સદગુરૂ ગોપાળાનંદસ્વામી ને મોટા ગાદી તકીયા ઉપર બેસારીને પોતાની ગાદીએ બેઠા. સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામીની ચિતાકર્ષક યોગીરાજને શોભે તેવી મુખમુદ્રા યોગ કાળાવાળા તીક્ષ્ણ નેત્ર કૃશપણ તેજસ્વી શરીર વગેરે સ્વામીની આકૃતિને શેખ સાહેબ એકી નજરે નીરખતા જ તેમને સમાધી થઈ અને નવાબના ગાદી તકીઆ ઉપર ઢળી પડયા. કચેરીમાં કુતુહલ થઈ પડ્યું. નવાબ સાહેબ પણ શેખ સાહેબને શબ જેવા થઈ ગયેલા જોઈ વિસ્મય પામ્યા. હકીમે નાડી જોતા કંઈ વ્યાધિ કળાઈ નહીં. સહુ ગભરાવા લાગ્યા એ પરિસ્થિતિને પારખી શ્રી બ્રહ્માનંદસ્વામીએ કહ્યું કે ''સરકાર ! ગભરાનેકી કોઈ જરૂર નહિં હૈ. અબ થોડી દેરીસે અચ્છે હોકર શેખ સાહેબ સબી બાત કરેંગે.'' સાંભળી સહુ શાન્ત થયા. ગોપાળાનંદસ્વામીએ સર્વ સાધુ મંડળ પાસે 'સ્વામિનારાયણ' ના નામની થોડીવાર ધુન કરાવી, ત્યાં તો તેઓજાગૃત થયા. તેથી સહુના મન આનંદિત થયાં. તેણે શુદ્ધિમાં

આવી પ્રથમ પાણી માંગ્યું. પાણી પીને પછી સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામીના ચરણમાં મસ્તક નમાવી, ગળગળા, થઈ ગયા ને પછી શ્રી બ્રહ્માનંદસ્વામીના ચરણમાં મસ્તક નમાવી કહ્યું કે, ''આપકી ક્રીપાસે હમેરા અચ્છા હો ગયા. હમને સબી પેગાંબર, ઔર લાખ્ખો ઓલિઓકી સાથ ખુદાકા દીદાર કીઆ, યે આપકી મહોબતકા નતીજા હૈ,'' એમ કહી પછી સર્વસંતોને અને સર્વ સભાને નમન કરી શ્રી નવાબ સરકાર સાથે હાથ મીલાવી ચુમી કરીને કહેવા લાગ્યા કે, ''આપ સરકારના પુન્ય પ્રતાપસે યે મહાત્માઓકી નિધાસે મૈને ખુદાતાલાકો દરબાર દેખા, એક લાખ એંસી હજાર ઓલિએ ઓર ચોવીશ પેગાંબર હાથ જોડ કે ખુદા કે આગે ખડે હે કરોડો ચાંદ સુરજકા તેજ જૈસા ખુદાકા જીનતકા (મુકામ-ધામ) નૂર (તેજ) હે; લેકીન યે તેજ આગ જેસા નહિં ઠંડા બહોત ઠંડા (શીતલ, શાન્ત) હે. વહાંભી યે બડે ગુરૂમહારાજશ્રી ઔર યે અપને રાજકવિ લાડુદાનજી (કવિ સ્વામીજી) ઓર એસે બહોત મહાત્માઓ બીરાજતે થે. ઉસીકી મેં ક્યા તારીફ કરૂં ! 'સુભાન અલ્લાહ ! સુભાન અલ્લાહ ! કહી સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામી તરફ જોઈને વારંવાર શેખ સાહેબે નમસ્કાર કરવા લાગ્યા . પછી નવાબને પુછીને સ્વામીશ્રીએ થોડુંક સંગીત સંભળાવવા, દેવાનંદસ્વામી, પૂર્ણાનંદસ્વામી વગેરે સંતોને આજ્ઞા કરતાં, દેવાનંદસ્વામીએ સીતાર, પૂર્ણાનંદસ્વામી એ સરોદો અને સ્વામીએ પોતે નરઘાં (ઢુકડ) લીધાં ને જંગલા રાગનું નીચેનું ફકીરી હાલતનું સુંદર પદ સંપૂર્ણ આલાપ સહિત બોલ્યા.'''

## ફકીરી હાલત વિષે - રાગ જંગલો

હાંજી બલા ફિરનાં ફકડ ફકીર
દેશ પ્રદેશમાં સોઈ ફીરના. ટેક.
નિષ્પ્રેહી, નિષ્કામી, નિરલોભી, નિરસ્વાદ;
નિરમાની નિત્ય રહે, જતન સહિત મરજાદ. હાંજી. ૧
રાજી રહીયે રામસે, દામ વામસે દૂર;
પીયા પીયાલા પ્રેમકા,મતવાલા મગરૂર. હાંજી. ૨
એક ગુરૂકા આશરા, એક ગુરૂકી આશ,
તિનસેં રાજી રહિયે, ઓરન સેં ઉદાસ. હાજી ૨
સોઈ ફકડ ફકીર હે, સુને ગુરૂ આદેશ,
શ્રીરંગ સમજે સાંનસે, ઓ સચ્ચા દરવેશ. હાંજી. ૪



ઉપરનું સચ્ચી ફકીરી હાલતનું પદ ફકીરી મસ્તિમાં (બ્રહ્માનંદની મસ્તીમાં) આવી વાંજીત્રોના સુરો સાથે આલાપતાં ઘડીભર રાજસભામાં પણ ફકીરીની છાંયા છવાઈ જતા સહુના મસ્તકો ડોલવા લાગ્યા. જેને રાજકવિ સ્વરૂપે શતાવધાન કરીને તથા ગૂઢાર્થવાળા કાવ્યો બોલાવી એ નવાબી સભાને શ્રીંગાર અને અદભુત રસમાં બાવીસ વર્ષ પહેલા રંગી હતી, એજ રાજકવિ શ્રી લાડુદાનજી મટીને બ્રહ્માનંદજી નામના સાધુ ફકીર આજે એજ રાજસભાને ફરીને ભક્તિરસ અને શાન્તરસમાં ઝબોળી દીધી.

સ્વામીશ્રીએ જવાની રજા માગી એટલે શ્રી નવાબ સરાકેર સદ્દગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામીને બે હાથ જોડી પ્રાર્થના કરી કે, ''બડે સ્વામીજી ! યે કવિ સ્વામીજી હમેશ ઔર યે શેખ સાહેબકા સંગીત ઔર કાવ્ય સાહિત્યકા વિદ્યાગુરૂ હે, મેં ગુરૂદછીના મેં કલ જો કુછ દીયા ઓ ઉન્હીને નહીં લીયા. આપ ફમાવો કે મેરી ઉમીદ યે પુરી કરે. ક્યું કે ખુદાતાલાને આજ બરાબર મોકા દીયા હૈ, એમ કહી પોતે સાયર (કવિ) હોવાથી નીચેના એક ઉર્દુ શેર બોલ્યા કે -

નિગાહે મુંતજીર રહતીથી, જીસકી એક મુદત સેં,
દિખાયા ઓસમા અલ્લાહનેં, અપની ઈનાયતસેં,

ભાવાર્થ - જેની રાહ હું ઘણી મુદતથી જોતો હતો (રાજકવિ લાડુદાનજીને પુનઃમળવાની) એ સમય ખુદાએ પોતાની મહેરબાની આજે મને બતાવી મારી ઉમીદ પુરી કરી છે.

નબાવનું કહેવું સાંભળી શ્રી ગોપાળાનંદસ્વામીએ બ્રહ્માનંદસ્વામી સામું જોયું એટલે સ્વામીશ્રીએ યોગીરાજની યોગભાષા, ચક્ષુથી પિછાનીને નવાબ સન્મુખ જોઈ બોલ્યા કે, ''સરકાર સાહીબ ! આપ સરકારી ગુરૂદછીના હમેશ ગુરૂ મહારાજકા જો બડા તકીઆ (મંદિર) હમ ઈશ્વર (જુનાગઢમાં) બનાતે હે, ઉસી ઉપર આપકી રહેમ (કૃપા) નજર કાયમ રહે ઓહી હૈ'' તે સાંભળી નવાબ સાહેબ બહુજ રાજી થયાં. પછી શેખ સાહેબને સુચના થતા 'એક સીગરામગાડી ઉત્તમ બળદોના જુત સહિત તથા વીંછણઘોડીની ઓલાદનો શણગારેલો ક વીંછીઓ ઘોડો, ગીરની ઉમદા ઓલાદની બે દુઝણી ગાયો, અને બે હજાર જુનાગઢી કોરીઓ તથા સહુ સંતો પાર્ષદોને ઓઢાડવાની ચદરો (તાકાઓ) વગેરે, સ્વામિમંદિર માટે અર્પણ કરૂં છું. અને કંઈ કામકાજ હોય તો મને કહેજો, એમ કહી હાથ જોડીને નવાબ પગે લાગ્યા. એટલે સહુને ફુલહાર વગેરેથી રાજ સત્કાર થતાં સહુ રાજમહેલથી નીચે રાઆંગણમાં આવ્યા'

અને નવાબ મહેલ ઝરોંખામાં ઉભા રહી નીચે રાઆંગણમાં હાજર રાખેલ ગાયો, * સીગરામ ગાડી, ઘોડો વગેરેનો સ્વીકાર કરવા અને ઘોડા ઉપર બ્રહ્માનંદસ્વામીને બીરાજવા વિનંતી કરવા લાગ્યા. તેથીશ્રી ગોપાળાનંદસ્વામીએ આજ્ઞા આપતા સ્વામી ઘોડેસ્વાર થયા અને બીજા સંતો વગેરે સૌ સીગરામમાં તથા બગીમાં બેસી ઉતારે આવ્યા.

મંદિરનું કામ ધમધોકાર ચાલવા લાગ્યું. પરંતુ પાડોશમાં રહેતા વિધ્નસંતોષી લોકોથી, એ નહિં સહન થતાં કોઈ કોઈ વખત નાની નાની ઉપાધિઓ કરી, ચણતર કામ અટકાવવાના પ્રયાસો પણ કરતા. એ વખતે સ્વામી વીંછીઆ ઘોડા ઉપર સ્વારી કરી બે બાજુ બે સાધુઓને સાથે રાખી નવાબ પાસે જઈ ઉપાદિ દૂર કરાવતા. આમ ઘણો વખત બનેલ હતું.

મંદિરના ત્રણે શિખરોના કોઠાઓનું ચણતર કામ લગભગ પુરૂં થવા આવ્યું. આ વખતે હાટકેશ્વરમાં સઘળા નાગરોએ મળી વડોદરા રંગીલાદાસ સુબા ઉપર એક લાંબો પત્ર લખી મુદામ ઉંટસ્વારને (વડોદરા) મોકલ્યો. એ વાંચી રંગીલાદાસે જવાબ લખ્યો કે, ''એ સ્વામિનારાયણનું મંદિર મારા વતન જુનાગઢમાં મારે થવા દેવું નથી. હું ત્યાં આવીને તેના ચણેલા કાંકરે કાંકરો ઉડાડી દઈશ'' એ પત્ર રાત્રે આવતા સહુએ હાટકેશ્વરમાં મળી અને વાંચ્યો. વાંચીને સૌ રાજી થયાને દીવાન સાહેબના આગમનની રાહ જોવા લાગ્યા. રંગીલાદાસના પત્રની સત્સંગી નાગર ગૃહસ્થ શ્રી રૂપશંકરભાઈને પણ જાણ થી. તેથી તેણે મોડી રાત્રે મંદિરમાં આવી સ્વામીશ્રીને વાત કરી જે સ્વામી ! વડોદરેથી સુબા દીવાનનો આવી રીતનો કાગળ આવેલ છે. માટે આપણો બધો દાખડોશું એલેખે જશે ?'' તે સાંભળી સ્વામી જરા ઉદાસ થયા ને રાતે પુરી ઊંઘ પણ નહિં આવતાં, શ્રીજી મહારાજની પ્રાર્થનાના ચાર પદો નવા રચી પ્રાતઃકાળ થતાં સ્નાન વિધિ કરી શ્રીજી મહારાજને સંભારી એ ચારે પદો ગાઈ પ્રભુ પ્રાર્થના કરવા લાગ્યા.

## શ્રી હરિ પ્રાર્થના પદ રાગ કનડો

દીનનાથ દીન સુખદાઈ. (ટેક)

ધર્મદેશી અર્ધમ કે કરતા, અબ તુમ મારો દુષ્ટ અન્યાઈ - દીનાનાથ (૧)

* એ ગાયોનો કેડવા હજી જુનાગઢ મંદિરમાં ચાલુ છે; અને વીંછીઓ ઘોડો સ્વામી સવારીમાં કાયમ રાખતા તે મૂળી મંદિરમાં હતો.



જનતાપી પાપી જો જગમેં, દિન દિન પાપ કરત અધિકાઈ,
તેહિ કારન હિત મૂર્તિ ધરકેં, જુગજુગ હોતહો સંતસહાઈ. દીનાનાથ. ૨
વેદ પુરાન નિરંતર ગાવે, બહુ જનકી તુમ પીર મીટાઈ,
સુખકે ધામ શામ સુંદર વર, અબ ક્યું ઈતની બેર લગાઈ. દીનાનાથ. ૩
તુમ તો સમદર્શી હોઈ બૈઠે, બ્રહ્મરૂપ રીસ ભુલાી;
બ્રહ્મનંદ કહે હરિ તુમકું, * હજહું ચટકી લાગત નાંઈ, દીનાનાથ. ૪

૨

ભક્ત વત્સલ હરિ બિરદ તિહારો, ટેક.
કલ, બલ, છલ,ભાવેત્યું કરકે, ખળ મંડળકું,હરિ બેગે સંધારો, ભક્ત. ૧
જો હરિજન કે ભજન વિરોધી, તાકે તુમ જડ મૂલ ઉખારો,
આરત જન બંધુ અવિનાશી, સંત કો મન શોક નિવારો. ભક્ત ૨
ધનમદ અંધ ધર્મ કે વૈરી, તિનકો પ્રભુ અભિમાન ઉતારો,
આલસ તજો ભલા હોઈકે અબ, ઈતનો માનો બચન હમારો, ભક્ત. ૩
સગુણ સ્વરૂપ ધર્યો તબતો હરિ, અતિ કૃપાલુપનો નહિં સારો.
બ્રહ્માનંદ કહે દુષ્ટન પર, રોષ, કછુક અંતરમેં ધારો, ભક્ત. ૪

૩

હે મહારાજ ભક્ત દુઃખ હારી. ટેક
જબ જબ ભીર પરત સંતનકું, તબ તબ શ્યામ તનુ તુમ ધારી હે. ૧
પ્રગટ તુમ પ્રહલાદકે કારન, નાથ નૃસિંધ બિકટ થંભ ફારી,
મહા અસુર બળવંત અભિમાની, માર્યો ક્ષણ મહિં ઉદર વિદારી. હે. ૨
જબ તુમ પ્રભુ રઘુકુલ મહીં પ્રગટે, અદભુત ચરિત્ર કિયો અતિભારી
કુટુંબ સહિત માર્યો દશકંધર, ધરૂં લ્યાયે તુમ જનકકુમારી. હે. ૩
જદુકુલ તિલક ભયે જગજીવન, કંસાદિક મારે દુઃખકારી,
બ્રહ્માનંદ કહે અબ તુમ તો, કઠીન ભયે ક્યું ? બેર હમારી. હે. ૪

૪

તુમ પ્રભુ અશરણ શરણ કહાયે. (ટેક)
જો કોઈ નહિં યા જગમેં, તાકે હો તુમ નાથ સહાયે. તુમ. ૧
બહુત જતન કરકેં બહુનામી, નિજ જનકે તુમ વિઘન મીટાયે,
જૈસે હરિ * કરૂરીકે બાબક, મહાભારત મેં લિયરી બચાયે. તુમ. ૨

* હજી સુધી + ટીંટોડીના ઈંડા

શરણાગત વચ્છલ તુમ સરમથ, બેદ પુરાન કવિજન ગાયે,
દુષ્ટ વિનાસન બિરદ તિહારો, ઓ તુમ ક્યું બૈઠે બિસરાયે ? તુમ ૩
રાખ્યો તુમ પ્રલ્હાદ અગિનેં ગજકે કાજ ગરૂડ તજી ધાયે,
બ્રહ્માનંદ કહે બેર હમારી, કહો તુમ કુણને અલસાયે ? તુમ, ૪

ઉપરના ચારે પદો શ્રીજીની મૂર્થિ પાસે પુજામાં ગાયા અને પછી શ્રી ગોપાળાનંદસ્વામી પાસે ગયા. ત્યાં શ્રી ગોપાળાનંદસ્વામી શાલીગ્રામા ઉપર તુલસી પત્રો પુષ્પોની શિખર કરી રહ્યાં હતા, તે જોઈને સ્વામી પગે લાગી કહેવા લાગ્યા કે, ''હે સ્વામી ! આપ તુલસી ફુલની શિકર શાલીગ્રામ ઉપર કરો છો, પણ વડોદરાથી દીવન રંગીલદાસનો કાગળ આવ્યો છે કે, 'સ્વામીના મંદિરનો કાંકરે કાંકરો હું ત્યાં આવીને કાઢી નાખીશ. ત્યાં શિખરવાળું મંદિર નહીં થવા દઉં.'' તે સાંભળી ગોપાળાનંદસ્વામીએ કાખમાંથી એક મોવાળો તોડીને નાખી આંગળી ચીંધીને બોલ્યા કે, ''આ બીચારો રંગીલદાસ તે શું કરવાનો હતો ? આ ગામમાં જ તે નહિં આવે.'' તેમ જરાપણ ફિકર કરશો નહીં.'' તે સાંભળી બ્રહ્માંદસ્વામીએ નવા રચેલા ગોપાળાનંદસ્વામી કહે ''બ્રહ્મમુનિ ! તમારી કવિની અરજી શ્રી હરિજીએ સાંભળીને સ્વીકારી છે. માટે તમે નચિંત થઈને મંદિરનું કામ ચલાવો છો તેમજ ચલાવો. હવે કારખાને જાવ.'' એ સાંભળી સ્વામી કારખાને ગયા.

વડોદરાથી રંગીલાદાસ આરબોની બેરખ અને કેટલાએક ઘોડેસ્વારો સાથે પોતે ઘોડેસ્વાર થી સ્વારી સહિત ચાલ્યો. રાજકોટ થી જુનાગઢ આવતા રસ્તામાં ગામ વડાળ (હાલ સ્ટેશન) છે. ત્યાં રાત રોકાયો અને બીજે દિ સવારે જુનાગઢ આવતા માર્ગમાં જાળાંમાંથી સસલું નીકળતાં રંગીલાદાસનો ઘોડો ભડક્યો તેથી પોતે નીચે પડી ગયો અને પોતાના હાથમાં જે બરછી હતી તેની અણી પોતાનાજ પેટમાં જતા પેટ ચીરાઈ ગયું અને તરત જ ત્યાં જ તે મરણ પામ્યો. એ હકીકત બે આરબ જમાદારે આવી નવાબ સરકારને જાહેર કરી, નવાબે તેના કુટુંબીઓને ખબર આપી. તેઓ સહુએ તેને લાશને ઘરે લાવવા રજા માંગી. નવાબ કહે કે, 'મડાં ગામમાં ન આવે તેથી તેને મજેવડીના નાકાથી બારોબાર દામોદર કુંડ (શ્મશાને) લઈગયા. ઉપરની'



વાત કીકાણી રૂપશંકરભાઈએ આવી સ્વામીને કહી. ત્યારે ગોપાળાનંદ સ્વામી કહે કે, 'અમે તો તેને મરેલોજ દેખતા હતા.' મહારાજે સ્વામીના પાર્થનાના પદો સાક્ષાત જેમ પ્રગટ સાંભળે તેમ ગઢપુર કે બીજે સ્થાને જ્યાં તે દિવસે બીરજતા હશે, ત્યાંથી સાંભળેલ અને સદગુરૂશ્રી ગોપાળાનંદસ્વામી દ્વારા એ ધર્મ વિરોધી રંગીલદાસને ગામમાં પેસવા ન દીધો. શ્રી બ્રહ્મમુનિનના આ પ્રાર્થના કીર્તનો વિષે ગુરૂપરંપરાથી સાધુઓ કહે છે કે, ''જે કોઈ વિપતિ સમયે ગાય છે તેને શ્રીજી મહારાજ અવશ્ય મેવા સહાયતા કરે છે.''

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પંચમ પ્રકરણે ધ. ધુ. આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજી મહરાજ સદગુરૂ દેવાનંદસ્વામી સંવાદે શ્રી જીર્ણદૂર્ગમંદિર પ્રસંગ નામ ત્રીજો અધ્યાયઃ સમાપ્તઃ ॥ ૩ ॥

-- // --

## શ્રીજી

## અધ્યાય ૪ ચોથો

## શ્રી જુનાગઢ મંદિર મૂર્તિપ્રતિષ્ઠા મહોત્સવ

લગભગ દોઢેક વર્ષમાં મંદિર તૈયરા થતા સ્વામીએ પત્ર લખી ગગાભાઈને મહારાજને તેડાવાને અને પ્રતિષ્ઠા મુર્હુત નક્કી કરવાને ગઢડે મોકલ્યા. પત્ર વાંચીને શ્રીજી મહારાજે મુહુર્ત જોવરાતાં સાં. ૧૮૮૪ ના વૈશાખ વદ ૨ બીજનું આવ્યું તેથી ગગાભાઈ સાથે શ્રીજી મહારાજે કહેવરાવ્યું કે અમો મુહુર્ત પહેલા આવી પહોંચશું. બન્ને સદગુરૂઓ પ્રતિષ્ઠા મહોત્સવનો સામાન ભેગો કરાવી સઘળી તૈયારી કરાવી રાખે.'' શ્રીજી મહારાજની જે આજ્ઞા પ્રમાણે સ્વામીએ સઘળી તૈયારી કરવા માંડી.

શ્રીજી મહારાજ ગઢપુરથી પરમહંસો અને મુક્તરાજ શ્રી દાદાખાચર ના કુટુંબ સહ સર્વે કાઠી દરબારો સાથે જુનાગઢ પધાર્યા. ત્યારે બ્રહ્માનંદ સ્વામી તથા દરબાર ગગાભઇ તથા શ્રી રૂપશંકરભાઇ કીકાણી તથા ધોળકીયા અને વસાવઠા આદી નાગર ગ્રહસ્થો.

તથા રામજી મહેતા તથા ભીમજી મહેતા, નારણજી ઘડીયાળી, શેઠ મંગળજી અને લુહાર ભગાભાઈ આદિ સર્વ સત્સંગીઓ મળી શ્રી નવાબ સરકાર પાસે જઈ શ્રીજીના આગમની હકીકત કહી અને રાજ્યની રિયાસત વગેરેથી સ્વારી શણગારી સામૈયુ કરવા અરજ કરતાં, નવાબે તમામ રાજ્ય રિયાસત, હાથી, ઘોડા, પલટન, ડંકો નિશાન, છત્ર, ચામર, પાલખી, મ્યાના,રથવેલ, ગાડીઓ, આરબની બેરખ શિરબંધી સીપાઈઓની પલટન, સરકારી નગારખાનું, વાજીંત્રો, વગેરે શ્રીજી મહારાજના સામૈયામાં મોકલાવીશ અને હું, રાજમહેલના ઝરૂખામાંથી નારાયણ સ્વામીના દર્શન કરીશ અને સ્વામીશ્રીને કહ્યું.

।। મેલી મુસદ્દીગીરી ।।

રાજ્યના મુખ્ય નાગર અમાત્યે તેજોદ્વેષથી એક યુક્તિ રચી. રિયાસત ઓફિસરને રૂબરૂ બોલાવી કહેલું કે ''જે નવાબ સરકારનો મોટો અલખ અધલખીયો વાળી ઘોડો છે, તેના માથે પલાણ માંડી શણગારી, સ્વામીની સવારીમાં મોકલજો. તેમ જ તે ઘોડા ઉપર 'કવિ સ્વામીજી બ્રહ્માનંદજીને સ્વારી કરવા ખુદ નવાબ સરકારે ફરમાન કરેલ છે તેમ ખાસદાર સાથે કહેજો.' એવો હુકમ આપી તે દીવાન પણ તે સ્વારીને જોવા માટે નવાબશ્રીની પાછળ મહેલના ઝરૂખામાં બેઠો; અન કલ્પનાના ઘોડાઓ દોડાવવા માંડયો, કે હમણાં તે વાળી ઘોડો કવિ સ્વામીને બજાર વચ્ચે પછાડી લાતો મારી છુટ્ટો થઈને સ્વારીમાં ભંગાણ પાડશે. એ તમાશો જોવા લાંબી નજર નાખી વારમવાર ઉંચાનીચો થવા લાગ્યો.

સ્વારીમાં શ્રીજી મહારાજ હાથી ઉપર સોનાની અંબાડીમાં બીરાજ્યા અને મુકુંદ બ્રહ્મચારી ચંમર કરવા પાછળ બેઠા. બન્ને આચાર્ય મહારાજથી અને સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામી તથા સદગુરૂ શ્રી મુક્તાનંદ સ્વામી સુવર્ણની પાલખી, ઓમાં અને તાવાદાનમાં બેઠા, બીજા સદગુરૂઓ ફેટીન ગાડી અને રથવેલોમાં બેઠા. બાકીનું સંતમંડળ અને ઉત્સવીયા મંડળ કીર્તન ગાતુ તાલ મૃદંગ સાથે આગળ ચાલ્યું. શ્રીજીના હાથીના મોઢા આગળ કાઠીઆવાડી ઘોડીઓ ઉપર શંખલાદી પલાણઓ નાખી, હાથમાં બરછી ભાલાં ખંભે ઢાલ તલવારો રાખી, કાઠીદરબારો અને અન્ય ક્ષત્રિયો પોત પોતાની ઘોડીઓને બાજી, લંગુરી ઠેંક, ઝપ આદિ ચાલમાં નચાવતા ખુંદાવતા, ધમાલ કરાવતા ચાલતા હતા. તેની આગળ સંતો અને ઓછવ મંડળ હતું. તેની



આગળ અનેક વાંજીત્રો સહિત રાજ્યની પ્યાદલ પલટન ચાલતી હતી છેક પાછળ જોબનપગી, ભગુજી, રતનજી અને ભીમભગત, ઉંટીઆઓ ઉપર ચડી તમામ સ્વારીની જાણે દેખરેખ રાખતા હોય, તેમ મોટી પાઘો પર લાલ મધરાસીનાં બોકાનાંઓ બાંધી મોટા છોગાઓ મેલી, હાથમાં હથીયારો ધરી જુનાગઢ શહેર વચે નરબંકા બની શ્રીજીની સ્વારીને શોભાવતા હતા.

મોજેવડી દરવાજેથી સામૈયું ચડયુ ત્યારે ખુદ નવાબે પસંદ કરી પોતે ખરીદેલો અધલખીઓ, અબલખ+વાળી ઘોડાને શંખલાદી સામાનથી શણગારી કાંટાળાં જીભાળાં ડબલ ચોકડા (લગામ) ચડાવી, આગમ દોરો, જેરબંધ, તંગ ડુમચી કસી, બન્ને બાજુએ બે ગલરીઆઓ (સાંચવનારા ખાસદાર માણસો) હીરની બેવડી સરકોથી ઝાલી બ્રહ્માનંદસ્વામી પાસે લાવ્યા. સ્વારીમાંની ઘોડીઓની ગંધથી અને તેને નજરથી જોતાં પોતે આખો ઘોડો(ખસી નહિ કરેલો) હોવાથી તે વાળી ઘોડો આગલા બન્ને પગે ઝાડ થઈને વારંવર ઉલળતો હતો. તેમજ હાવળો ઉપર હાવળો નાખતો (હણહણતો) હતો. ચાર ગલરીઆઓ બન્ને બાજુની વાઘો અને સરકો જોરથી પકડી રાખતા હોવાથી જ્યારે તે ઘોડો ઝાડ થતો એટલે (આગલા બન્ને પગો ઉંચા કરી ઉભો થતો) ત્યારે તે ગલરીઆઓ ટીંગાઈ રહેતા. એટલો તે તાકાતવાળો હતો. પછી તે ગલરીઆઓ લગામો ખેંચી ખેંચી તેને નીચો નમાડતો ત્યારે તેના મોઢામાંથી (કાંટાળા ચોકડા હોવાથી) લોહી નીકળતું અને ફીણ વળતા. એવો તાકાતદાર વાળી ઘોડો ઘોડીઓને જોઈને તો વધુ ન્મત થયો.

ગલરીઆઓએ સ્વામીશ્રીએ પાસે આવી નમન કરી અને થડકતે દીલે નવાબ સાહેબનું (ખોટુ) ફરમાન સંભળાવીને તે ઘોડા પર સ્વારી કરવા વિનંતી કરી. સ્વામીશ્રીએ ઘોડાને જોતા જ બધું પારખી લઈને સાથોસાથ મુત્સદીઓનું મેલુ કાવત્રું પણ પાંરખી લીધું. પછી સ્વામીએ ઘોડાને પ્રદક્ષિણા ફરી, તેના જમણા કાનમાં શાલીહોત્ર શાસ્ત્રનો શાન્તિમંત્ર ભણી,

+ અબલખ એટલે બેરંગવાળો કાળો ઘોડો કે લાલ ઘોળો રંગના શરીરમાં ગલ હોય તેનુ નામ અબલખ કે બાવળો કહેવાય.

* વાળીઘોડો હોય તેને સ્વારીના કામમાં લેવાય નહીં, પરંતુ તેને ખાસી કરતા નથી અને તેનાથી ઉમદી ઓલાદના વછેરાઓ ઉત્પન્ન કરાવાય.

સ્વામિનારાયણનું નામ લઈને તેના જમણા કાનમાં જોરથી ફુંક મારીને જમણી તરફની કાંધરોટી થાબડી, કેશવાળી અને માણેકલટ માથે હાથ ફેરવી તેના મોઢા સામા ઊભા રહી તેની દ્રષ્ટિથી પોતાની દ્રષ્ટિ સાંધી અને ડાબી બાજુ જઈને ડાબા હાથમાં લગામ ઝાલી. જેમણે કાંડે માળા વીંટી, ગલરીઆઓને કહ્યું કે, ''હવે તમો તેને છોડી દઈ આવો ખસી જાવ'' ત્યારે તેઓ કહે કે, સ્વામીજી ! આ ઘોડાને છુટો મેલીએ તો તે સ્વારીમાં તોફાન કરી હાહાકાર મચાવે અને તેના ઉપર ભલે ગમે તેવો સ્વાર હોય તેને પાંચજ મીનીટમાં નીચે પછાડે તે પોતાની પીઠ ઉપર કોઈને સ્વારી કરવા ન આપે, માટે અમો ચારે જણાઓ બન્ને બાજુથી તેને પકડી સ્વારીમાં સાથો સાથ ચાલશું.

સ્વામી કહે, ''હુ બરાબર સમજું છું. તમે કહ્યું તે સાવ સાચે સાચું છે. પણ આ સ્વામિનારાયણ તો સાક્ષાત ભગવાનનો અવતાર છે. તેની સ્વારીમાં ઘોડો આવ્યો છે,તે હવે તોફાની નહિ કરે. જુવો, તમે આ આગળ ચાલતાં (ઘોડા ઉપર બેઠેલો) કાઠીઓ કે જે ઘોડાપાડતા, ગામ ભાંગતા, બહારવટા કરતા, પહેલો કાળાઉંટ કે જે ઘોડા પાડતા, ગામ ભાંગતા, બહારવટાં કરતા, પહેલો કાળા ઉંટ ઉપર ચડેલો અડોતરનો જોબન (વડતાલો) પગી જે ચોરનો રાજા કહેવાતો, તેવા ખુનીઓ પણ ભગવાન આગળ પોતાના સ્વભાવને મેલી, શાણા થી ચાલી રહ્યાં છે, તો આ ઘોડો પણ ઉંચી ઓલાદનો દેવાંગી છે, તે હવે તોફાન નહિ કરે, તેથી તમો હવે મારી ચિંતા કરો નહિ. સામી બાજુનું પેગડું ઝાલો એટલે હું તેના ઉપર સ્વારી કરૂં'' એ સાંભળી ગલીઆઓ સામુ પેગડું ઝાલતા સ્વામી પેગડામાં ડાબો પગ મેલી કપાડં સંકોચી 'જય સ્વમિનારાયણ' બોલી તે ઘોડા ઉપર સ્વાર થયા. સ્વાર થતાંજ પગની એડી મારી ઘોડો દોડાવી શ્રીજીના હાથીની આગળ જઈ કાઠીદરબારોની ઘોડીઓના ઘેરા વચોવચ આવી, લગામ પલાણના હનામાં ભરાવી,કાંડે વીંટેલી માળા જમણા હાતમાં લઈને નાસીકાગ્ર દ્રષ્ટિ રાખીને સ્વામી માળા ફેરવવા લાગ્યા. અને ઘોડો તો ઘોડીઓની ઘુંમરમાં બરાબર વચોવચ નીચું મોઢું કરી નીચી દ્રષ્ટિ અને નીચા કાન ઢાળી, ગરીબ ગાય જેવો થઈને, ધીમે ધીમે ચાલવા લાગ્યો. કાઠીઓની ઘોડીઓ નાચતી ખુંદતી તેની સાથે ભટકવા લાગી, છતાં ઘોડે એક હાવળ પણ ન કરી (હળહણ્યો નહિ) તેમ તે ઘોડીઓ સામું જોયું પણ નહિ. તે જોઈને સઘળા સ્વારો તથા ગલરીઆઓ તેમજ જુનાગઢના સહુ શહેરીઓ તો આવું શ્રી બ્રહ્મમુનિનું ઐશ્વર્ય જોઈને વિસ્મય પામ્યા.

શહેર મધ્યેના માણેક ચોકમાં થઈ રાજમહેલના ઝરૂખા પાસેથી શ્રીજીનો હાથી નીકળ્યો તે વખતે ઝરૂખામાં બેઠેલા નવાબ સરકારને શેખ સાહેબ કહ્યું કે,



દેખો વહ કેંસા મંદમંદ હંસતે હે, આપકી ઔર હમેરી તરફ કૌસી રહેમ નજર કર દેખતેં હે, સૂર્ય ચાંદકી માફીક ''મૂંકી'' આસ પાસ કેસા તેજકા ચકર હૈ, દેખો, દેખો, અપની નજદીક આ ગયે ! ખડે હોકર દીદાર કરો. ફીર એસાં મોકા નહિં મિલેકાં. ત્યાં તો ખુદ નવાબ સાહેબને પણ દૈવી ખુદાઈ દર્શન થતાં ઝરૂખામાંથી ઊભા થી પુષ્પની વૃષ્ટિ કરી બન્ને હાથ જોડી મહારાજને નમસ્કાર કર્યા. સહુ ઘડીભર એ દૈવી તેજમાં અંઝાઈ ગયા અને સ્વારી કરવાથી બ્રહ્માનંદસ્વામીને ઘોડો પછાડી લાતો મારી ખુંદી કચરી સ્વારીમાં તોફાન કરી સ્વારીમાં ભંગાણ પાડશે, તે ભાંગ ીપડ્યો તેવામાં એજ માણેક ચોકમાં એક અપંગ (લંગડો) લંઘો સીતાર બજાવતો હતો તેને પણ શ્રીજી મહારાજના દિવ્ય દર્શન થયાં. તેથી તેણે ખુદા જાણી અને સીતાર બજાવતાં ગાતાં ગાતાં બોલ્યો ''યે ખુદાતાલા ! મેં ગરીબ આદમી હું. મેરે પરનિધા કરો, નિધા કરો.'' એ વાક્ય સાંભળી શ્રીજીએ પોતે ઓઢેલ કાશ્મીરી દુશાલો તેના ઉપર ફેંક્યો. તેને ખંભે ઓઢી શીતાર બજાવીને ત્યાં મુજરો કર્યો. એવી રીતે શ્રીજી મહારાજે જુનાગઢમાં પોતાનું પુરૂષોત્તમપણું બતાવી, લાખો લોકોને દિવ્ય દર્શન દઈ સ્વામિનારાયણ નામનો જયનાદ શહેરમાં ગજાવી શ્રીજીની સ્વારી મંદિરમાં આવી પહોંચી. એટલે સ્વામીશ્રીએ રાજ્યમાંથી સ્વારીમાં આવેલા સર્વે નોકરોનો યથા યોગ્ય સત્કાર કરી રાજ્યની સઘળી રિસાસત પાછી મોકલી આપી.

શ્રીજી મહારાજ, સદગુરૂશ્રી ગોપાળાનંદસ્વામી અને સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીના કાંડા ઝાલી મંદિર ઉપર ચઢયા અને મંદિરના બહુજ વખાણ કરી મુહૂર્ત આવતા વેદ વિધિથી પ્રતિષ્ઠા યજ્ઞ કરી, મધ્યાલયમાં શ્રીરણછોડ-ત્રિકમરાય, પૂર્વ મંદિરમાં શ્રી રાધારમણ દેવ અને પશ્ચિમના મંદિરમાં શ્વેત આરસના સિધ્ધેશ્વર મહાદેવની મૂર્તિ તથા સતી પાર્વતીજી વિધ્નેશ અને નંદગણ સહિત પધરાવી, ત્રણે મંદિરોના દેવોની આરતી ઉતારી, લાખો જનોને અન્નદાન દઈ, અતિ ઉત્તમ મહોત્સવ કર્યો. એ સમયે શ્રી બ્રહ્માનંદસ્વામી રાધારણદેવ અને સિધ્ધેશ્વર મહાદેવની સ્તુતિના છંદો બોલ્યા. તે છંદો સાંભલી શ્રીજી મહારાજ કહે કે ''આ રાધા રમણ દેવના છંદમાં શ્રીમદ ભાગવતના દશમાં સ્કંદનો તમામ સાર આવી જાય છે, અને આ મહાદેવજીના છંદોમાં શિવપુરાણ અને શ્રી મહાદેવજીનો મહિમા કહ્યો છે.''

## શ્રી રાધારમણ દેવની સ્તુતિ
## દોહા

રહો અંતર રાધા રમન, સુંદર વર ઘનશ્યામ,
ભવજલ પાર ઉતારહી, નિગમ સાર જેહી નામ.

## હરિગીત છંદ

જેહિ નામ આધા ગયંદ સાધા જલ અગાધા અંતરે,
જબ જૂડ ખાધા, કરિય હાધા, શરણ લાધા અનુસરે.
મિટ ગઈ ઉપાધા ચેનબાધા બંધબાધા, ધાકરી,
જય રમનધારા મિત્રમાધા હરનબાધા શ્રીહરિ. ॥ ૧ ॥

વસુદેવ દ્વારે દેહધારે ભારટારે ભોમકે,
સુરકાજસારે સંત્તારે દ્વેષીમારે હોમકે;
સુરપતિ હંકારે મેઘબારે બ્રજ ઉગારે ગિરિધરી,
જય રમનરાધા મિત્રમાધા હરનબાધા શ્રીહરી. ॥ ૨ ॥

બકલીનપ્રાના સકટભાના જગતજાના જોરહે,
બ્રજહો તુફાના વ્યોમતાના કંઠઠાના દોર હે;
અતિસે મુઝાના મૃત્યુમાના કરિબિછાના શિલપરી,
જય રમનરાધા મિત્રમાધા હરનબાધા શ્રીહરી. ॥ ૩ ॥

રાધાસુગોરી વયકિશોરી સંજભોરી નિસરી,
તબ આતદોરી અંગખોરી દાનચોરી શિરધરી;
કરિદ્રગ કઠોરી જોરજોરી બાંહ મોરી બલકરી,
જય રમનરાધા મિત્રમાધા હરનબાધા શ્રીહરિ. ॥ ૪ ॥



મુરલીબજૈયા ગોપરૈયા લારગૈયા બનફીરે,
બલદેવ ભૈયા સંગલૈયા બ્રજકનૈયા બીચરે;
બલિ જાતમૈયા નૃતકરૈયા કહત થૈયા ફરીફરી,
જયરમનરાધા મિત્રમાધા હરનબાધા શ્રીહરિ. ॥ ૫ ॥

નટવર તરંગી ચાલચંગી નવરંગી નાથજાું,
લટકેકલંગી માનતંગી જીતજંગી હાથજાું.
તનતે ત્રિભંગી ગોપસંગી ત્રિયઉમંગી ઈશ્વરી,
જય રામનરાધા મિત્રમાધા હરનબાધા શ્રીહરિ. ॥ ૬ ॥

પુતના જ્યું મારી નથ્યોકારી ધેનુચારી પ્રીતસેં,
ત્રિયગોપતારી વ્રજવીહારી રમન ન્યારી રીતસે;
દ્વિજદેવનારી સમજસારી અચલયારી અનુસરી,
જય રમનરાધા મિત્રમાધા હરનબાધા શ્રીહરિ. ॥ ૭ ॥

અહિ નથ્યોકાલા જહરબાલા હિત તાલા નૃત કરે,
વિષ તોય ટાલા જીયતબાલા હરિ કૃપાલા નજ્જરે.
ગલફૂલ માલા સંગગ્વાલા બાતલાલા બંસરી'
જય રમનરાધા મિત્ર માધા હરન બાધા શ્રી હરી.. ॥ ૮ ॥

વ્રજકે વિલાસી પ્રેમપ્યાસી વદન હાંસી મંદ જ્યું,
જુધ કે અધ્યાસી દુષ્ટનાસી જન પ્રકાસી ચંદ જ્યું,
રસ રૂપ રાસી નિત હુલાસી અરણ્યવાસી ત્રિયતરી,
જય રમનારાધા મિત્ર માધા હરન બાધા શ્રી હરિ. ॥ ૯ ॥

પ્રેમી ખજીના રંગભીના તિલકદીના ભાલુજાં.
વસુ કોપકીના જાનદીના રાખીલીના ગ્વાલજાું,
જા કે અધીના લોકતીના પ્રવીના સર્વોપરી,
જય રમનરાધા મિત્રમાધા હરન બાદા શ્રીહરિ. ॥ ૧૦ ॥

વ્રજનારવાલી મુક્તમાલી નયન લાલી રેખહૈ,
ફની દમ્યોકાલી કરિબેહાલી ત્રિય ઉતાલી દેખહે,
દ્રહકીન ખાલી પીર ટાલી ચરિત ભાલી શ્રીવરી,
જય રમનરાધા મિત્રમાધા હરનબાધા શ્રી હરિ. ॥ ૧૧ ॥

બનેમેં બિલાસા હોહુલાસા રમતરાસા રંગમેં,
કલ દૈતનાસા કરીતમાસા અતિઉજાસા અંગમે,
મુનિ બ્રહ્મદાસા રખોપાસા દરશઆશા ઉરખરી,
જય રામનરાધા મિત્રમાધા હરનબાધા શ્રી હરિ. ॥ ૧૨ ॥

''છપય''

બાધા હરન બ્રજેશ, વેશનર કુંજ બિહારી,
લે મુરલી નિજહાથ, નાથ તારે નરનારી,
દિનદિન ચરિત્ર ઉદાર, ભાર મહી હરન ભુજાકર,
મનહર નંદકુમાર નાર કર, પ્યાર નિરંતર,
રસરૂપ ભુપ રાધારમન અજબ છબી બની આજકી
કહે બ્રહ્મમુનિ મમ ઉર સદા, રહો મૂર્તિ બ્રજરાજકી.

## શ્રી સિદ્ધેશ્વર મહાદેવની સ્તુતિ
## દોહા

પારવતી પતિ અતિ પ્રબલ, વિમલ સદા નરવેશ;
નંદી સંગ ઉમંગ નિત્ત, સરમત જેહી ગુન શેશ;

## ત્રિભંગી છંદ

સમરત જેહિ શેશા દિપત સુરેશા પુત્ર ગનેશાનિજ પ્યારા,
બ્રહ્માંડ પ્રવેશા પ્રસિદ્ધ પરેશા અજર ઉમેશા ઉદ્ધાર;
બેહદ નરવેશા ક્રત શિર કેશા, ટલત અશેશા અધરેશા,
જયદેવ સિધ્ધેશા હરન કલેશા મગન હમેશાં માહેશા. ॥ ૧ ॥



ભકત ન થટભારી હલક હજારી કનક અહારી સુખકારી,
શિર ગંગ સુધારી દ્રઢ બ્રહ્મચારી હરદુઃખહારી ત્રિપુરારી,
રહે ધ્યાન ખુમારી બ્રહ્મવિહારી ગિરીજા પ્યારી જોગેશા,
જયદેવ સિધ્ધેશા હરન કલેશા મગન હમેશાં માહેશા. ॥ ૨ ॥

કૈલાસ નિવાસી જોગ અધ્યાસી રિદ્ધિસિદ્ધ દાસી પતિકાસી,
ચિદવ્યોમ વિલાસી હિતજુતહાસી રટત પ્રયાસી સુખરાસી,
મુનિ સહસ્ત્ર અઠયાસી કહિ અવિનાશી જેહિ દુઃખત્રાસી ઉપદેસા,
જયદેવ સિધ્ધેશા હરન કલેશા મગન હમેશા માહેશા. ॥ ૩ ॥

ગૌરી નિત સંગા અતિ શુભઅંગા હારભુયંગા શિરગંગા,
રહવત નિજરંગા ઉઠત અથંગા જ્ઞાન તરંગા અતિચંગા,
ઉર હોત ઉમંગા જયક્રત જંગા અચલ અભંગા આવેશા,
જયદેવ સિધ્ધેશા હરન કલેશા મગન હમેશા માહેશા. ॥ ૪ ॥

નાચત નિશંકા મૃગમદ પંકા ધમધમ ધમકા ધુધરૂકા,
ઢોલૂકા ઢંકા હોવત હંકા ડમ ડમ ડંકા ડમરૂકા,
રણતૂર રણંકા ભેર ભણંકા ગગન ઝણંકા ગહરેશા,
જયદેવ સિધ્ધેશા હરન કલેશા મગન હંમેશા માહેશા. ॥ ૫ ॥

મણિધર ગલમાલા ભૂપ ભુજાલા શિશજટાલા ચરીતાલા,
જગમૂલ પ્રજાલા શૂલ હથાલા જન પ્રતિપાલા જોરાલા,
દ્રગ તૃતિય કરાલા હારફણાલા રહત કપાલા રાકેશા,
જયદેવ સિધ્ધેશ હરન કલેશા મગન હમેશાં માહેશા. ॥ ૬ ॥

ખળકત શિરનીરા અદલઅમીરા પીરનપીરા હરપીરા,
વિહરત સંગવીરા ધ્યાવતધીરા ગૌર શરીરા ગંભીરા.
દાતાર રધીશ જહાજ બુદ્ધિરા કાંતસિદ્ધિરા શિરકેશા,
જયદેવ સિધ્ધેશા હરન કલેશા મગન હમેશા માહેશા. ॥ ૭ ॥

નર રૂપ બનાયા અકળ અમાયા કાય મકાયા જગરાયા,
તનકામ જલાયા શાંબ સુહાયા મુનિરૂર લાયા મનભાયા,
સિધ્ધેશ્વર છાયા જનસુખપાયા મુનિબ્રહ્મગાયા ગુણલેશા,
જયદેવ સિધ્ધેશા હરન કલેશા મગન હંમેશા માંહેશા. ॥ ૮ ॥

## છપય

જય જય દેવ સિધેશ, શેષ નિશદિન ગુનગાવે,
દરસ પરસ દુઃખ દૂર, સૂરજન અંતર લાવે,
અણભય અકળ અપાર, સાર સુંદર જગ સ્વામી,
અગણિત કીન ઉદ્ધાર, નાર નર ચૈતન ધામી,
નરરૂપ ભૂપ મૂર્તિ નવલ, નહિં સંખ્યા જેહી નામકી,
કહે, બ્રહ્મમુનિ બલિહારીમેં, સિધ્ધેશ્વર જગ શ્યામકી.

## ચારણી સાહિત્યનું ડીંગળી કાવ્ય-શિવસ્તુતિ
## રાગ-સપાખરૂં ગીત

ધરા ઉપર અગાધ ધરા હરાનરા રૂપ ધરા
અંમરા નંમરા કંધ ભ્રમરા અમીર,
કર ાખેમ ગેમ હરા, કામરા વિનાશ કરા,
ભરા ભરા ક્રિતભરા, બુધ્ધિરા ગંભીર. ॥ ૧ ॥

સાગરા રાગરાલેત નાગરા શ્રંગરા સારા,
આગરા ત્યાગરા ચિન ભાગરા અથાહ,
જાગરા અધિશ રૂદ્ર, સદા ધ્યાન પ્રજાગરા,
વાઘરા અંબરા વેણ બાગરા સુવાહ. ॥ ૨ ॥

ડંમરા ભ્રમરા ફરા દેખ ભેખ આડંબરા,
થરથરા અથરા હો ડરા કાલ ઠીક,
જરાજીત જામજરા અજરા હલાહલ જરા,
જરાતરા અંગપરા નાં જરા નજીક. ॥ ૩ ॥

વરણાદેણ સવિરા શેખરા સરીત વરા,
પરવરા જોગેશરા ઉચ્ચરા અપાર,
શિરાગંગ નીરઝરા મુનિબ્રહ્મ અનુસરા,
સિધ્ધેશરા ! દેવ ખરા ઉધ્ધારા સંસાર ॥ ૪ ॥



ભાવાર્થ= પૃથ્વી ઉપર જેના ઘર અપાર છે. એવા હે હર એટલે મહાદેવ, નરનું રૂપ ધરવાવાળા અને દેવતાઓ જેના આગળ પોતાના કાંધ નમાવે છે, તથા મર્મના જાણનારા અમીરો પણ નમાવે છે. તમે ક્ષેમ કરનારા દુઃખના હરનારા અને કામદેવના નાશ કરનારા અને ભરી ભરીને જગતમાં કીર્તિ ભરનારા અને ગંભીર બુદ્ધિવાળા છો. (૧)

તમે રાગના સમુદ્ર છો, અને તમે ચતુરપણાથી સારો શણગાર ધરી લ્યો છો, અને ત્યાગીઓમાં આગેવાન છો, તમારા નશીબના ચિન્હ અપાર છે, અને હે રૂદ્ર, તમે યજ્ઞના અધિષ્ઠાતા છો. અને નિરંતર ધ્યાનના ધરનારા ઉત્તમ છો, અને વાઘનું ચર્મ ધરનારા તથા પોતાના વચનરૂપીબાગને સારી રીતે વહન કરો છો અર્થાત કહેલા વચનને પાળો છો. (૨)

તમારા ડમરૂના શબ્દના મર્મથી ફરીને તમરા ભેખનો આડંબર દેખીને કાળ અસ્થિર થઈને થરથર ધ્રુજે છે. અને ડરે છે તે ઠીક છે. તમે જરા એટલે બુઢી (વૃદ્ધ પણાને) જીતનારા (અને જામ એટલે) રાજા છો, તથા ન જીરવાયા એવા હળાહળ ઝેરને જીરવનારા છો, અને તમારા અંગ ઉપર જરાતરા એટલે લગાર પણ (જરા) બુઢાઈ (નજીક) પાસે આવી શકતી નથી. (૩)

હે વરદાનના આપનારા, પાર્વતીના સ્વામી તમારી જટાના તોરા રૂપે ગંગાજી છે અને અપાર જોગેશ્વરો તમને સર્વોપરી કહે છે, અને તમારા મસ્તક ઉપરથી ગંગાનું જળ ઝરે છે. અને બ્રહ્માનંદસ્વામી તમને અનુસરે છે, અર્થાત તમે જેનું ધ્યાન કરો છો તેનું તે ધ્યાન કરે છે. હે સિધ્ધેશ્વરદેવ તમે સંસાર સાગરમાંથી ઉધ્ધાર કરનારા છો. (૪)

(છંદ રત્નાવલી)

મૂર્તિ પ્રતિષ્ઠા પછી બીજે દિવસે નવાબ સરકારની વિનંતી સ્વીકારીને શ્રીજી મહારાજે મોટા મોટા સર્વ સદગુરૂઓ બ્રહ્મચારી, પાર્ષદો દાદાખાચર આદિ સર્વ કાઠી દરબારો સાથે નવાબના રાજમહેલે, પધાર્યા. નવાબે મહારાજનો સત્કાર કરી કચેરીમાં પધરાવી મહારાજની પૂજા કરાવી સંતોને ચંદન ચર્ચાવી ચદરો ઓઢાડી, શ્રીજી સન્મુખ સોનેરી પોષાક, શેલા, શાલ, દુશાલ,ા પાઘ અને સુવર્ણના અલંકારો સાથે નવાબી કોરીઓના

અને રૂપીઓના થાળો ભરીને મેવા આદિ અનેક વસ્તુઓ્ની ભેટ ધરી; અને મસ્તક નમાવીને ખૂબ પ્રાર્થના કરી કે, ''મહારાજ ! આપશ્રી તો સાક્ષાત ખુદા હો ! આપકા દીયા મૈં રાજ કરતા હું યે બડે સ્વામીજી (ગોપાળાનંદસ્વામી) ઓર કવિ સ્વામીજી (બ્રહ્માનંદસ્વામી) જેસે બડે બડે મહાત્માઓ આપકા કદમુકા શિષ્ય બન ગયે, આપકા દિદારસે મેરેકું બહુત શાન્તિ હુઈ હે.''

શ્રીજી મહારાજ કહે કે, ''મહા સમર્થ એવા જે આ બ્રહ્મમુનિ * તેના સાથે તમારે હેત થયું છે તેથી તમારો બેડો પાર છે. તેમ તમે ચોકસ માનજો અને નીતિધર્મથી રાજ્ય ચલાવી, પ્રજાને પાળી પોષી જગતમાં જશ લેજો. જ્યા સુધી હિન્દુ, મુસ્લિમ બન્ને ધર્મને તમો સમાન દ્રષ્ટિથી પોષશો ત્યાં સુધી તમારૂં રાજ્ય સલામત અને સર્વ શ્રેષ્ઠ રહેશે.

પછી માવણું કરવા આજ્ઞા કરી. તેથીસદગુરૂ શ્રી પ્રેમાનંદસ્વામી નીચેનું ધ્રુવપદ આલાપ સાથે ગાવા લાગ્યા

## કલ્યાણ ધ્રુવપદ

શ્રી રાધિકા રસિકલાલ, દેત તાલ તાન ગાવે,
મૃદંગ બજાવે–ગીડ, ગીડ, ગીડ, ગીડ, થોંગ, થોંગ, થોંગ, શ્રી૦

**– અંતરા –**

બાજત મૃદંગતાલ ગદિ ગનધા ગદિ ગનદા,
ધિત્રામ ધિત્રામ, તા. ધિલાંગ તા ધિલાંગ;
ધિરી કીટતક ધિરી કીટતક ધાર્તી ધાર્તી ધા, શ્રી૦
સુઘર સુજાન શામ, સકલ બિધ પ્રશંસિત,
ભલે જુ ભલે જુ , બ્રકુભાન દુલારી,
દેત ઉર હાર લેત, ઉર લપટાયે લાલ,
પ્રેમાનંદ જુગલ રૂપકી, લેત બલિહારી, શ્રી૦

ઉપરનું શાસ્ત્રીય ઢબે 'કલ્યાણ ધ્રુવપદ' નું સંગીત સાંભળી નવાબ સાહેબ સંગીતજ્ઞ હોવાથી ખૂબ ખૂશી થયા અને ત્યારથી

* કાકડી જમ્યાનો – અને નમસી પંડયાનો પ્રસંગ સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના જીવન પ્રસંગથી અસંગત હોઈ દ્રિતીયા વૃતિમાં રાખ્યો નથી. (સંપાદક)



તેઓશ્રીના મનમાં એમ દ્રઢ થઈ ગયું કે,''સંગીત શાસ્ત્ર તો સ્વામિનારાયણના ફકીરોનું સુંવાગ છે !''

શ્રીજી મહારાજ ઉતારે પધારતા કચેરીના દ્વાર સુધી નવાબ વળાવવા આવી ઘણીજ વિનયથી પગે લાગ્યા. અને સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને કહે કે. ''કવિ સ્વામીજી ! આપકી મહોબતસેં મેરેકું યે બડા લાભ મીલ્યા આજ બડા અચ્છા સંગીત સુના,'' કહી ખુબ ખુશી બતાવી.

શ્રીજી મહારાજે મંદિરનું અધરૂં કામ પુરૂં કરવાને સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીને અને સદગુરૂ શ્રી ગુણાતીતાનંદ સ્વામીને મંદિરની * મહાંતતાઈ સોંપી. તેમજ બ્રહ્મચારી વાસુદેવાનંદજી અને આનંદાનંદજીને રાધારમણદેવની સેવામાં રાખ્યા, અને પોતે પછી ગઢપુર પધાર્યા.

## નવાબનો અલલખ ઘોડો નિષ્કી થયો

શ્રીજીની સ્વારી ચડયા પછી બીજેજ દિવસે સરકારી ઘોડીઓ તણાવા માટે ઘોડા પાસે લાવ્યાને ઘોડાને છોડયો. છતાં ઘોડો ઘોડી પાશે નહિં જતાં મોઢું પાછું ફેરવી ઉભો રહ્યો એ જોઈ ગલરીઆઓ સહુ વિચારમાં પડયા અને તેથી તેના ઉપર અધિકારીને તે વાત જાહેર કરી; એટલે તે ત્યાં આવી પરીક્ષા કરી; પરંતુ તે વાળી (અબલખ)ઘોડો ઘોડી પાસે જઈને તેને સુંઘે પણ નહિં. તેથી તે ઉપરી ગભરાણો. કારણકે નવાબનો મનપસંદ અધલખીઓ ઘોડો એકાએક તદન નકામો નીવડતાં પોતા ઉપર તેનું જોખમ નહં રાખતાં ઘોડાના વૈદોને બોલાવી બતાવ્યો. વૈદોએ તપાસી જોતા કોઈ પણ જાતની બીમારી જોવામાં આવી નહીં. તે પછી દીનાનને સઘળી વાત કરી કે, સ્વામિનારાયણની સ્વારી ભરી આવ્યા પછી અધલખીઓ (અબલખ) ઘોડો હવે રાજના ઉપયોગનો રહ્યો નથી. તેથી તે દિવાન પણ હકીમો સાથે લઈ તેને જોવા આવ્યો. ઘોડી છોડાવી પરીક્ષા કરી જોતા તે પણ મુંઝાણો વૈદ્યો કહે કે ઘોડો જરૂર

મહંતતાઈનો હાર શ્રીજીએ સદગુરૂશ્રી ગુણાતીતાનંદ સ્વામીને પહેરાવ્યો ત્યારે સદગુરૂ શ્રી ગુણાતીતાનંદસ્વામીએ માગ્યું કે દર વરસે સદગુરૂ ગોપાળાનંદ સ્વામી આંહી આવી એક માસ રહેતો હું મહાંતતાઈ લઉં, તેથી શ્રીજીએ તેવી આજ્ઞા કરવાથી સદગુરૂશ્રી ગોપાળાનંદ સ્વામી પોતાની હૈયાતી સુધી દર વરસ જુનાગઢ પધારતા.



"જુનાગઢ નવાબ બહાદુરખાનજી"
( પૃષ્ઠ-૪૨૮ )



"સ્વામીશ્રીની સ્વારીથી નિષ્કામી થયેલો ઘોડો"
( પૃષ્ઠ-૪૨૮ )






શ્રી બ્રહ્મ મ્હોલ (મૂળી) પૃષ્ઠ-૫૫૩

બીમાર હોવો જોઈએ પણ શું બીમાર છે ? તેનું નિદાન થતું નથી. આથી દીવાને તે સઘળી હકીકત નવાબ સરકારને જાહેર કરી, વૈદો કહે કે હજુર કંઈક મુત્રાશયની ગુપ્ત બીમારી જેવું જણાય છે. પછી તેની લીદ અને પેશાબ તપાસી ખાત્રી કરતા કંઈ દરદનું નિદાન ન થયું. ચંદી-રાતબ-ઘાસચારો જેટલું તે આગળ ખાતો તેટલું જ ખાય છે, પચાવે છે અને ઉંઘે છે એ બધી વિગત ગલરીયાઓથી જાણી.

આ પછી નવાબની ખાનગી કચેરીમાં આ વાતની ચર્ચા નવાબે કરી હકીકત પુછતા 'સ્વામીની સ્વારીમાં દીવાન સાહેબના ફરમાનથી કવિ સ્વામીએ તેના ઉપર સ્વારી કરી હતી. તેમ બાતમી મળતા, કચેરી મંડળ બોલી ઉઠયું કે, ''હજુર યે વાલી ઘોડે ઉપર સ્વારી હોય ? કબી ન હોય ? નવાબ કહે, ''સચ બાત હૈ, અબી ઉસકુ દરદ ક્યા હૈ ? ઉસકી માહિતી મીલે, તો દવાઈ હોવે'' એટલે પાસવાનો કહે કે હજુર યે અપને કવિ સ્વામીજી પરીક્ષા કરે તો કુછ રસ્તા મીલેગા'' પછી સવારે નવાબ સરકારે ગાડી મોકલી સ્વામીશ્રીને તેડાતા સ્વામી સાધુ સાથે આવ્યા સ્વામી અને નવાબ હકીમો, વૈદો, દીવન વગેરે કચેરી મંડળ સહુ ઘોડારમાં ઘોડાને જોવા ગયા. સ્વામીએ ત્યાં આવીને ઘોડાને તપાસ્યો. પોતે સ્વારી ક્રી હતી એજ આ ઘોડો છે તેમ પણ ઓળખ્યો અને બીમારી પણ ઓળખી કાઢી. પછી નવાબ સરકારને સ્વામી કહેવા લાગ્યા કે, ''સરકાર ! યે ઘોડકું અબી કુચ્છબી બીમારી નહિં હૈ. ઘાસ ચંદી ખાતા પીતા હૈ, શરીરબી મજબૂત તંદુરસ્ત હૈ લીદ પીસાબ અચ્છા હૈ. ઈસસે માલુમ હોતા હૈ કી, કોઈબી તરહકી ઈસીકું બીમારી નહિં હૈ. લેકીન યે ફકીરોંકી સોબતસે ઉસીને બી અબ ફકીરી લે લીયા હૈ. યે ઉનકી જીંદગીભર ઔરત (ઘોડી) કી પાસ નહિં જાવે, ઓહી સ્વારી અચ્છી તરહ સે દેગા, આપ હજુરને દીખા હોગા કે, ''ભગવાનકી સ્વારીમે યે બડી બડી ઉમદા ઓલાદકી ઘોડીઓકી બીચમેં નીચા મુ રખકે, કેસા ધીમા ધીમા ચલ રહા થા ? હજુર ! મહાત્માઓ કા તો ઐસાખુદી મામલા હૈ દીવાનજીકા બદ ઈરાદા થા કે કવિ સ્વામીજી શહેરકી બજાર બીચમેં ઘોડસે ગીર પડે ઓહી મોતકા મામલેકા સૌદા પીછાનકે દેવાંગીકું નમસ્કાર કર શાલીહોત્ર શાસ્ત્રકા મંત્ર ઈષ્ટદેવકા નામકી સાથ ઓ મંત્ર હમોને ઈસકે કાનમે પઢ ફુંકા, ફીર ઈસપર સ્વારી કર ખુદાકી સુરતમેં ધ્યાન લગા કર લગામ છોડકે તસબી ફીરાને સેં યે ઘોડાબી ખુદી ફીરસ્તા બન ગયા ઉસકી જીંદગી તક આપ સાહેબ ઉસીકુ ખુદી જાનવર સમજ અચ્છી તરહસે ખાનેપીનેકા બંદોબસ્ત રખાકર ઘોડારમેં 'ઘી ' કી અખંડ



દીવી જલાનેસે આપ સરકારી ઘોડારમે બહોત ઘોડે બઢેગેં; ઔર સબી જાનવરોકી તંદુરસ્તી અચ્છી રહેગી, યે ઘોડા તો અબ હજરત નબી પેગંબરકા (દેવાંગી) દુલદુલ બન ગયા હૈ. સરકાર ! કોઈ બડી ઈદકે દિન ઔર બડી ખુશાલીકી સવારીમેં આપ હજૂર યે ઘોડેકી સ્વારી કરના દુસરા કોઈ આદમીકું ઉસી પર નહિં બેઠને દેના. એમ કહી સ્વામીએ ઘોડાની જમણી કાંધરોટી સ્વહસ્થે થાબડી કાનસુરીની ટીસીઓ (બન્ને કાનના અગ્રભાગને) મસળી માણેક લટ કેશવાળી અને પીઠ્ પર પોતાનો હાથ ફેરવી વાંસો થાબડતાં ઘોડો સ્વામીશ્રીના કપડા સુંઘવા લાગ્યો. સ્વામીએ ચોખું પાણી મંગાવીને તેના મોઢા ઉપર છાંટયું ને થોડું એમ વર્તમાન ધરાવીએ જીવનું કલ્યાણ કર્યુ.

નવાબ સરકારે સ્વામીશ્રીના કહેવા મુજબ એ ઘોડા પાસે અખંડ ઘીનો દીવો પ્રગટાવ્યો અને તેને દૈવી ઘોડો (દુલદુલ ઘોડો) માની તેની ઘણીજ માવજત રખાવી સંભળવા લાગ્યા. પોતે કોઈ વખત માંગલિક સ્વામરીમાં કે મોટી ઈદ દરગાએ જતા તેના ઉપર સ્વારી કરતા. એ નવાબ બહાદુરખાનજીના રાજમહેલની દિવાલ ઉપરના ચિત્રો એ અબલખ (બાવળા) ઘોડા ઉપર પોતે રજવાડી પોશાકમાં બેઠેલા જોવામાં આવે છે. જુનાગઢના એતિહાસિક આલબમમાં તમામ નવાબોના ફોટા છાપેલા છે, તેમા પણ ા અબલખ (બાવળા) ઘોડા ઉપર નવાબ બહાદુરખાનજીનો ફોટો છે. તેઓ દાઢી પણ ન રખાવાતા એટલુ જ નહિં, પરંતુ પોષાક પણ હિન્દુ રાજા (કાઠી દરબાર) જેવો પહેરતા, તે તેના આલબમના ફોટા ઉપરથી ચોખું જણાય આવે છે.

સદગુરૂ બ્રહ્માનંદસ્વામીએ અબલખા (બાવળા) ઘોડા ઉપર સ્વારી કર્યા પછીથી એ ઘોડો જીંદગી પર્યત નિષ્કામી રહ્યો હતો, એ ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે. જેની સ્વારીથી ઘોડા જેવું પ્રાણી નિષ્કામી થયું એવા મહાન નૌષ્ટિકવૃત ધારણ કરનાર સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીને સંબોધી શ્રીજી મહારાજે ''નિષ્કામ શુદ્ધિ'' લખેલી છે. જે હાલ સત્સંગમાં ખુબ પ્રસિદ્ધ છે. એવા અખંડ બાળ બ્રહ્મચારી અષ્ટ પ્રકારે બ્રહ્મચર્ય વૃત ધારણ કરનાર સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને જેટલી ઉપમાઓ આપીએ તેટલી ઓછી છે. બ્રહ્મચર્યવૃત ધારણ કર્યા પછી અખંડ નિભાવવું એ અસાધારણ વાત છે. તેવો પુરૂષ તો બે ભુજાવાળો પરમેશ્વર છે. એ વિષેનું અમારી ચારણી (ડીંગળી) ભાષાનું એક પ્રાચીન કાવ્ય (ગીત ) છે.

કામને જીતવા વિષેનું ગીત-જાતી સપાખરૂં
પંથા ધાહેબો ખગેશ જોડે, ઉઠા હેબો પબે પાણ,
ખીજીઓ પીનાકી નખે, વાહેબો ખતંગ;
ધોમઝાળ નાહેબો કે, જગાહેબો વ્હાલ ધિરા,
એસો એક ઈરાયેબો, મરદાં ''અનંગ'' ૧
બેસવોસુ ધારા ખંડા, ધારા ખંડા, ગ્રંહબો બ્રહ્મમંડા બાથ
મહા સુર ધીરસેં, લરેબો રન મોજ;
કહેબો કણીકા રેણ, સહેબો સુ વજબાણ,
ગ્રહેબો કેસરી કંઠ, દાહેબો ''મનોજ'' ૨
ચાખવો હળાહળ દંત, નાખવો રેવંત ચમું
નીરા જંત્ર ધાખવો, બીરાણમંત્ર નામ;
ક્રોધવંત અહીતન, ધાખવો મણિકે કાજ,
કામીની પેખીઆં જકો, રાખવો સ 'કામ' ૩
અઠાસી હજાર રૂષી, ગ્રહાચાર આગે કીન,
ધરે અવતાર જકે કરે નારી ધરમ;
રહે સાર ધાર તાકું સલામું હજાર વાર,
પારાવાર જીતે ઓતો દુસરો પરમ ૪

ભાવાર્થ - ગરૂડપક્ષી સાથે દોડવું મોટા પર્વતને હાથમાં ઝાલી ઉઠાવવો, અગ્નિ જવાલામાં નાવું, શેષનાગને જગાડવો, વગેરે જેવું મુશ્કેલી ભરેલું છે. તેવું જ મર્દને અનંગ જે કામદેવ તેને હરાવવો તે સરખુ છે. (૧)

ખાંડા (તલવાર) ની ધાર ઉપર બેસવું, બ્રહ્માંડને બાથ ભરવી, મહા શુરવીર અને ધીર પુરૂષ સાથે રણ ક્ષેત્રમાં લડવું, તથા ધરતીના રજકણો ગણીને કહેવા વજબાણે સહન કરવું અને કેશરી સિંહનું ગળું પકડવું વગેરેના જેવું જ મનોજ (કામદેવ) ને જીતવો તે તો મુશ્કેલી ભરેલું છે. (૨)

હળાહળ ઝહેરને દાંતેથી ચાખવું, રણ સંગ્રામ વચ્ચે ઘોડો નાખવો, 'નીર જંત્ર' (તાંત્રિક યંત્ર) ને બીરાણ મંત્રનો ઉચ્ચાર કરવો. ક્રોધ પામેલા સર્પનો શરીર ઉપરથી મણિ લેવાની ઈચ્છા કરવી વગેરે



જેવુ મુશ્કેલી ભરેલું છે, તેવું જ સ્ત્રીઓના સાથે રહી કામદેવને સાંચવવો તે પણ મુશ્કેલી ભરેલું છે. (૩)

આગલ યુગમાં આઠયાસી હજાર રૂષી મુનિઓને ગૃહસ્થાશ્રમ ભોગવેલો હતો, કેમ કે જે આ પૃથ્વી ઉપર અવતાર ધરે તેણે જરૂર ગૃહસ્થાશ્રમ કરવાનો ધર્મ છે, પરંતુ જે પુરૂષ, જીંદગી પર્યંત અખંડ બ્રહ્મચર્ય પાળી જે સારધાર (અખંડિત) રહી કામદેવને જીતે તે નરને હજારોવાર (સલામ) પ્રણામ કરવા જોઈએ. કેમ કે તે તો બે ભુજાવાળે બીજો પરમેશ્વર કહેવાય એટલે નિષ્કામીવૃત ધારવાને ઈશ્વર કે ઈશ્વરના ભક્ત સિવાય કોઈ સમર્થ નથી. (૪)

ઉપર પ્રમાણે સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી યાવત જીવન અખંડ બ્રહ્મચર્ય પાળતા ઉપરના કાવ્ય મુજબ તેઓને બીજા પરમેશ્વર તુલ્ય કહી શકાય

જુનાગઢના અને વડતાલ મંદિર ચણાવવાની કામગીરીમાં પણ સ્વામીશ્રીનો કાવ્ય ફાળો ચાલુ જ હતો. જુનાગડમાં લોટ દળવાનો ઘંટ સ્વામીએ પ્રથમ જ બનાવેલો હતો. તેમા બળદને જોડીને ધાણીની માફક બળદ ચલાવતી વખતે ઘંટની ખુરશી જેવી બેઠક ઉપર સ્વામી બીરાજી, એક હાથમા બળદની રસી અને પરોણો અને બીજા (જમણા) હાથમાં કાવ્યોના કાગળો, લઈ વાંચતા અને લખતાં. ચુનાની ચકીઓ પણ પોતે જાતે કોઈ કોઈ વખત ચલાવતાં ચલાવતાં કીર્તનો લખતાં વાંચતા, એવા દર્શન ઘણાએક હરિભક્તોએ કરેલા હતાં. તેમ કર્ણોપકર્ણ સાંભળેલ છે.

જુનાગઢ મંદિર ચણતી વખતે સ્વામીએ ત્યાં નાગરોને, બ્રાહ્મણોને, ભાટીઆઓ, વગેરે ઘણા મુમુક્ષુઓને વર્તમાન ધરાવી સત્સંગ કરાવેલો હતો, તેમ જ નવાબ સરકાર પાસેથી એક ચારણકવિને અને એક બ્રહ્મભટને બે ગામો ખેરાતમાં અપાવેલા હતા. અને એ બન્ને રાજકવિઓને આફતના સમયમાં આત્મઘાત કરતા અટકાવી તેની આજીવિકાના ગામો કાયમ રખાવી જીવતદાનો આપેલા હતા. આ પ્રસંગો ઐતિહાસિક હોઈ આ પછીના અધ્યાયમાં આપેલ છે. તે પ્રસંગના કાવ્યો પણ અમોએ તે કવિરાજના વારસદારો તરફતી મળેલ, તે પણ આ હકીકત સાથે રાખેલ છે.

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પંચમ પ્રકરણે ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદગુરૂ દેવાનંદ સ્વામી સંવાદે જુનાગઢ મંદિર મૂર્તિ પ્રતિષ્ઠા નામ ચોથો અધ્યાયઃ સમાપ્તઃ ।। ૪ ।।

## શ્રીજી

## અધ્યાય પાંચમો

## જુનાગઢ મંદિર પ્રસંગ (ચાલુ)

## સ્વામીએ નવાબ પાસે બે ગામોની ખેરાત કરાવી

હારાલ પ્રદેશમાંથી ગઢવી જીવાબાઈ મિસણ શાખાના ચારણ જુનાગઢમાં નવાબ પાસે આવ્યા, તેઓ ચંદકવિનો બનાવેલો ''પૃથ્વીરાજ રાસો'' બહુજ સુકંઠે બોલવાથી તથા મધુર વચની અને પ્રાચીન ઈતિહાસના જાણકાર હોવાથી નવાબ સાહેબની કૃપા દિવસે દિવસે તેના ઉપર વધવા લાગી. જુનાગઢમાં રહેતા કવિ છગનભાઇ બ્રહ્મભટને આથી ઈર્ષા વધી કે, 'મારે જુનાગઢનું રાજકવિ પદ મેળવવું હતું તેમા આ ગઢવી આડખીલી રૂપે નડયા' એક દિવસે નવાબે કચેરીમાં જીવા ગઢવીના બહુ વખાણ કર્યા. તે સાંભલી બ્રહ્મભટ કવિ છગનભાઇ કહે કે, 'નામદાર સરકાર એ જીવો ગઢવી તો જુની ઐતિહાસિક વાતો કરી જાણે છે; પણ તેને નવું કાવ્ય રચતા આવડતું નથી, તેથી તે કવિ ન કહેવાય ? ખાત્રી કરવી હોય તો સરકારનું એક કવિત તેઓ બનાવી લાવે.'

બીજે દિવસે કચેરીમાં જીવા ગઢવીને નવાબ સરકારે પોતાનું એક નવું કવિત બનાવવા હુકમ કર્યો, જીવા ગઢવીએ એક દિવસની મુદતમાંગી અને તેજ રાત્રે મંદિરમા આવી સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીને સઘળી હકીકત કહી વિનંતી કરી કે, 'એક ઉત્તમ કવિત તમો મને નવાબ સરકારનું બનાવી આપો.' સ્વામી કહે હવે હું ત્યાગી થયા પછીથી ભગવાન કે ભગવાનના ભક્તો સિવાયનું કોઈ મનુષ્યનું કાવ્ય બનાવતો નથી. તે સાંભળી જીવોભાઈ કહે કે, હું પિંગળ ભણ્યો નથી તેથી નવા કાવ્યો રચી શકતો નથી માત્ર પૃથ્વીરાજ રાસાના અભ્યાસથી જુના કાવ્યો બોલી રાજાઓને રીઝવું છું જો હવે હું કાલે કચેરીમાં નવું કાવ્ય નવાબને ન સંભળાવું તો મારી બેઈજત થાય.' ''મારી ઈજત જાળવવા હું તમોને દિશા સુચન કરૂં, એ પ્રમાણે તે વાક્યો તમે એક કવિત'' માં ગોઠવો.



આ સાંભળી જીવાભાઈને ધીરજ આવી તેને સેંકડો કાવ્યોનું વિપૂલ વાચન હોવાથી કંઠે હતાં. વળી પોતે ચારણ હતા કાવ્યોનો અનુભવ હતો, માત્ર કોઈ વખત કાવ્યની રચના કરેલ નહીં, તેથી મુંઝવણ હતી. પણ સ્વામીશ્રીના આશ્વાસનથી તેને હિંમત આવી અને કહ્યું કોઈ આપ મને સુંદર કોઈ ઉપમાઓ બતાવો ને આશીર્વાદ આપો એટલે હું તે રચનાકરી શકીશ. પછી સ્વામીશ્રીએ તે નવાબને ઉત્તમ ઉપમાઓવાળું એક કવિત પોતા પાસે બેસારી રચનાની દિશા બતાવી; એટલે તેને રચી લખ્યું. સ્વામીએ તેનું સંશોધન કરી શુદ્ધ રીતે એક કાગળ ઉપર કંઠાગ્ર કરાવ્યું. પછી તેઓ સ્વામીને દંડવત કરી ચાલ્યા. ત્યારે સ્વામી કહે કે 'કદી નવાબ મને કચેરીમાં બોલાવી આ કાવ્ય વિષે પુછશે, તો મેં તમોને કાવ્ય બનાવતાં શીખવી આ કવિત રચાવ્યું છે તેમ કહીશ, પણ હું જાુઠું નહિ બોલું, પ્રભુ બધા સારાવાના કરશે.

બીજે દિવસે નવાબની કચેરીમાં બંને કવિતાઓએ નવા કાવ્યો સંભળાવ્યા. પછી જીવા ગઢવીનું કાવ્ય સાંભળી બ્રહ્મભટ છગનલાલ કહે કે, 'આ કાવ્યની ઝડઝમક અને ઉપમા વગેરે શબ્દની કૃતિ જોતા જીવાગઢવીનું 'આ કવિત બનાવેલું નથી. આવી અલૌકિક ઉપમાઓ અને નવીન તર્ક લાવી શબ્દ રચના જોતા કવિ બ્રહ્માનંદજી સ્વામીના આવું કાવ્ય બીજાથી ન લખાય ? ખાત્રી કરવી હોય તો સરકાર અત્યારે જ કવિ સ્વામીજીને દરબારમાં બોલાવો. તેથી નવાબે સ્વામીશ્રીને તેડવા તુરત જ ગાડી મોકલી અને તેમા સ્વામી કચેરીમાં પધારતાં નવાબે એ કવિત વિષે પુછયું. ત્યારે સ્વામીએ જે હકીકત બનેલ હતી તે સર્વ કહી બતાવી. એ સાંભળી નવાબ બહુજ ખુશ થઈને કહેવા લાગ્યા કે, ''સ્વામીજી તુમ બડા સત્યવક્તા મહાત્મા પુરૂષ હો. આપકી ઉપર મેં બહોત ખુશ હુવાહું દિલ ચાય સો માગો જલ્દી માંગો; જો ચાહીયે સો ફરમાવો'' આ સાંભળીને સ્વામી કહે કે ''મે ફકીર આદમી ક્યા માંગુ ? મેરે કું કુછબી નહિ ચાહિયે લેકીન આપકા દિલકી મોજખાલી ન જાવે ઈસ લીયે મેં મંગતા હુકે સોરઠ સરકાર એક ગામ બ્રહ્મભટ છગનલાલ કવિકું ઓર એક ગામ જીવાગઢવીકું ખેરાતમે દેવે. તો ઉસીકે બાલબચ્ચે આપકું દુવા ખેર કરેગે. એ સાંભળી નવાબ બહાદુરખાનજીએ બક્ષીને બોલાવી બન્ને ગામોના લેખ લખાવી બન્ને કવિઓને બક્ષીસ કર્યા અને બન્નેને પોતાના (જુનાગઢ રાજ્યના) રાજ્યકવિ સ્થાપ્યા. હાલ અત્યારે પણ તે, બન્ને કવિઓના વંશજો એટલે ગઢવી જીવાભાઈના વારસદારો શાપર નામનું ગામ ખાય છે. અને બ્રહ્મભટ છગનભાઈના વંશજો આદપર નામનું ગામ ખાય છે. હવે આપણે એ સ્વામીશ્રીએ રચાવી આપેલું (પ્રસાદી) નું કવિત વાંચીએં

## સોરઠ સરકાર નવાબ શ્રી બહાદુરખાનજી સંબંધી

### કવિત

હંસ ગજ બાહનમેં, દિલ્લી પત્તશાહનમેં,
ઉત્તર જયું શહનમેં, પારસ જયું પાન હૈ,
ગાન સુર તાલનમેં, મેરૂ દિગ પાલનમેં,
શેષ મુખ્ય વ્યાલન મેં, ગ્વાલન મેં કાન હૈ,
ગંગ નદિ નીરનમેં, ધરમ જયું ધીરનમેં,
લક્ષમાન જયું બીરનમેં, બીર હ નુ માન હૈ,
સામ વેદ ગાનનમેં, ગનપત ગુનગાવનનમેં,
ઐસે મહા ખાનનમેં, બહાદૂરખાન હૈ,

ભાવાર્થ-વાહનોમાં હંસ અને હાથી શ્રેષ્ઠ છે, પાતશાહોમાં દિલ્હીપતિ શ્રેષ્ઠ છે, રાહ નામ રસ્તામાં ઉત્તર દિશાનો પંથ (અખૂટ) શ્રેષ્ઠ છે પારમણી પથ્થરની જાતિમાં શ્રેષ્ઠ છે, ગાનકળાના સુરતાલામાં તાન સેનજી શ્રેષ્ઠ છે. મેરૂ પર્વત પર્વતોમાં શ્રેષ્ઠ છે. દરેક સર્પોમાં શેષનાગ શ્રેષ્ઠ છે. ગ્વાલ મંડલીમાં કાનજી (કૃષ્ણજી) શ્રેષ્ઠ છે, નદિઓના જળમાં ગંગાજળ શ્રેષ્ઠ છે. ધીરજતામાં ધર્મ (યુધિષ્ઠીર) શ્રેષ્ઠ છે, વિસ્તારમાં લક્ષ્મણજી શ્રેષ્ઠ છે, બાવન વીરોમાં હનુમાનજી શ્રેષ્ઠ છે. ગાનકળામાં સામવેદનું ગાન શ્રેષ્ઠ છે, ગુણાના ગુણવાનપણામાં (અથવા મહાદેવના ગણોમાં) જેમ ગણપતિ શ્રેષ્ઠ છે; તેમજ સઘળા ગુણોની ખાંણોમાં નવાબ સરકાર બહાદુરખાનજી સર્વથી શ્રેષ્ઠ છે.

રાજ કવિઓને જીવતદાન આપ્યાનો પ્રસંગ

નવાબની કચેરીમાં રાજપુતાના તરફથી એક ભાટ કવિ આવ્યો. તેણે પોતાના સામે પિંગળ વિદ્યા કાવ્ય સાહિત્યનો શાસ્ત્રાર્થ કરવા ત્યાંના રાજકવિની માંગણી કરતા નવાબે પોતાના બંને આશ્રિત રાજકવિઓને પરદેશી ભાટકવિ સાથે સંવાદ કરવાનો હુકમ કરીને ત્રીજે દિવસે જાહેર કચેરીમાં કાવ્ય સાહિત્યના શાસ્ત્રાર્થનું કવિ સંમેલન ભરવાનું નક્કી કર્યુ. સાથો સાથ એમ પણ કહેવામાં આવેલ કે, ''જો તમો તેનાથી ચર્ચા કરવામાં હારી જશો તો તમોને આપેલાં ગામો હું પાછા લઈ ને નવા કવિને આપી રાજ્યકવિ બનાવીશ એ સાંભળી બન્ને''



રાજ્ય કવિઓની આજીવિકા ઉપર હારજીતની સરત થતાં અને આવાલ કવિ બહુ વિદ્વાન હોવાનું જાણી ''આપણે તેઓને નહિં જીતી શકીએ'' એમ વિચારી બન્નેએ મહાદેવ ઉપર કમળ પુજા ખાઈ આત્મઘાત કરવાનું ધાર્યુ પણ જીવ ગઢવી સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના શિષ્ય થયા હોવાથી ગુરૂશ્રીના છેલ્લા દર્શન કરી લેવાને મન ખેંચાતા બન્ને જણા મંદિરમાં રાત્રે સ્વામી પાસે આવ્યા; અને એકાંતમાં સ્વામીને સઘળી હકીકત સંભળાવી પોતાનો નિશ્ચય પણ સંભળાવ્યો સ્વામીશ્રી બહુજ દયાળુ સ્વભાવના હોવાથી તેઓને ખૂબ ધીરજ આપી શ્રીજી મહારાજને સંભારી એક યુક્તિ અજમાવવા કહ્યું કે ''તમો બન્ને નવાબ સાહેબને રૂબરૂ મળીને કહો કે, અમારા પિંગળ કાવ્યની પરીક્ષા તેમજ તેનો શાસ્ત્રાર્થ થતી વખતે અધ્યક્ષપણે ન્યાય આપવા મંદિરમાંથી કવિસ્વામીશ્રીને આપ સરકાર બોલાવો તેથી તેઓ મને બોલાવશે. એટલે હું ત્યાં આવીને બધુ યોગ્ય કરીશ પણ તમો બંનેમાંથી એક જણ એક દુહો બે હોઠ વચ્ચે સોયને ઉભી રાખી બોલવાની તાલીમ લીઓ; જેથી સોઈ લાગવાથી લોહિ ન નીકળે અને સોય બોલતા સુધી નીચે પડે નહિ તથા તે દોહાના શબ્દો સ્પષ્ટ સમજાય તેવા ઉચ્ચારથી બોલવા તમારા બન્નેમાંથી જે કુશળ, સુકંઠી અને હિંમતવાન હો તે આ કાર્ય કરો. એમ કહીને સ્વામીએ 'અધરોષ્ટ પ્રબંધ' નો એક દોહો ઈષ્ટદેવ ભગવાનના મહિમાનો રચી આપ્યો, ને તે વખતે જ સોય હોઠટ વચે ઉભી રાખી પોતે તે દુહો બોલ્યા તે સ્પષ્ટ ઉચ્ચારથી સહુ કોઈએ સાંભળ્યો. પછી ગઢવી જીવાભાઈએ તે દોહો કચેરીમાં બોલવો તેમ નક્કી થયું તેથી તે વખતે જ તેની તાલીમ સ્વામીએ પ્રથમ ઝીણી શળી હોઠમાં રખાવી નવો દોહો બોલાવ્યો.

## અધરોષ્ટ પ્રબંધ - દોહો

શ્રષ્ટા કારન સકલ કે, દ્રષ્ટા નષ્ટા દેખ;
કષ્ટા હર નિજ દાસકે, ઈષ્ટા દ્રગકી રેખ.

ભાવાર્થ - જે કંઈ દ્રષ્ટિથી દેખાય છે તે સઘળું નષ્ટ (નાશ) થવાનું છે તેમા પણ સકળ કારણના સુષ્ટા એવા જે આપણા ઈષ્ટદેવ તેના નેત્રની રેખાથી (કૃપા નજરથી) પોતાના દાસના કષ્ટો હરિ લે છે.

બીજે દિવસે સંકેત પ્રમાણે નવાબ સાહેબને કવિઓએ અરજ કરવાથી સ્વામીશ્રીને બોલાવા સરકારી ગાડી મંદિરમાં મોકલી તેથી સ્વામીશ્રી નવાબની કચેરીમાં પધાર્યા નવાબના અમીર ઉમરાવ શાસ્ત્રી પુરાણી પંડિતો

સહુ આવી બેઠા. તેમજ રાજપૂતાનાનો આવેલો નવો કવિ પણ સામે આવી બેઠો. એ વખતે વજીરે કહ્યું કે, 'અમારા કવિરાજો તમારા સામા કાવ્યો બોલે અને તમે પણ જે કાવ્યો બોલશો, તેમા કોનું કાવ્ય સારૂ છે, તેનો ન્યાય આ મહા કવિરાજ શ્રી બ્રહ્માનંદસ્વામીજી આપશે, માટે સંવાદ શરૂ કરો.' પરદેશી કવિએ જાણ્યુ કે આવા ભગવા વસ્ત્ર ધારણ કરનાર સ્વામીજી કાવ્યમાં શું સમજીન ન્યાય આપશે ? માટે પ્રથમ નવાબના કવિઓના કાવ્ય સાંભળી, પછી હું બોલું એવો મનમાં વિચાર કરીને તે વજીર સાહેબને કહે કે, પ્રથમ આપના કવિરાજો ભલે કાવ્યો બોલે.' એ સાંભળી સ્વામીશ્રીએ જીવા ગઢવીના સામુ જોઈ બોલવાનું કહ્યું તેથી જીવા ગઢવીએ તે કવિને સંબોધી કહ્યું કે, 'કવિરાજ ! કાવ્યનો એક મહા અગમ્ય દોહો છે. તે દોહાનું કાવ્ય બોલતી વખતે હોઠ વચ્ચે 'સોય' ઉભી રાખી બોલવાનું છે. તેમા કાવ્યના શબ્દ સ્પષ્ટ સમજાય તેવા ઉચ્ચાર કરવા, તેમજ સોય હોઠ વચ્ચે હોવાથી લોહી ન નિકળે અને બોલતા બોલતા સોય નીચે પણ ન પીડ જાય, એવી રીતે બોલવાનું છે. આપને તે સુગમ હોય તો બોલી બતાવો નહિં તો હું બોલી બતાવું એ સાંભળી તુરત જ અધ્યક્ષપદે બીરાજી રહેલા સદગુરૂ બ્રહ્માનંદસ્વામી બોલ્યા કે, કવિરાજ ! એ અગમ્ય કાવ્ય ઉચ્ચારો, દોહો, સવૈયો, કવિત, છંદ, છપય જે બોલો તેમા સોય નીચે ન પડે, લોહી પણ હોઠ માંથી ન નીકળે અને કાવ્યના શબ્દોના શુદ્ધ ઉચ્ચાર થવા જોઈએ; હો !

વિદેશી કવિ તો વિચાર સાગરમાં ડુબી ગયો. સહુ સભાસદો પણ વિચારમાં પડી ગયા. કેમકે શબ્દો બોલાય તેમાં હોઠ તો ભેળા થાય જ; ને તે ભેળા થતા માંજ હોઠ સોઈથી વિંધાય જાય ને લોહી નીકળે તેથી કાવ્ય પુરૂ બોલાય નહિ. એ ઘડીભરની શાન્તી પછી વજીરે કહ્યું કે, 'કવિરાજ એવું કાવ્યો બોલો. નહ તો અમારા કવિ બોલશે.' એટલે તે વિદેશી કવિ કહે કે, એવું કાવ્ય કદિ બને નહિ; તેમ બોલાય પણ નહિ, અમે પિંગળના એકેય ગ્રંથમાં એવું કાવ્ય વાંચેલ નથી. કોઈ રસ, અલંકાર, નાયકા, ભેદ, પ્રસ્તાર, ખંડન મંડન, વગેરેની ચર્ચાઓ કરીએ પણ આવું કાવ્ય હોય જ નહિં !'' એ મુજબની થોડો સમય તેની વાતો સાંભળતા સ્વામીશ્રીના મનમાં એમ થયું કે, આ વ્યક્તિનો મને કોઈ જગ્યાએ પરિચય થયો છે. તેનો અવાજ પરિચત છે, એમ જાણી સ્મરણ કરતા યાદ આવ્યું કે, આજથી વીશ બાવીશ વર્ષ પહેલા પૂર્વાશ્રમમાં જામનગરના જામસાહેબની કચેરીમાં મેં એને હરાવેલો હતો, તેજ આ જરૂર છે. વીશ વરસ



પહેલા જ્યારે જોયેલો ત્યારે તો યુવાન, ખોટો આડંબરી અને અધુરા ઘડા જેવો હતો વગેરે હકીકત યાદ આવી પોતાના હૃદયને ખાત્રી થયા પછી સ્વામશ્રી ધીરે રહીને બોલ્યા. 'કવિરાજ ! તમો રસ, અલંકાર, નાયકાભેદ, ખંડન મંડન યુક્તિ વગેરે પિંગલ શાસ્ત્ર જે કંઈ જાણો છે તે મારાથી અજાણ નથી. પરંતુ આંહિના રાજ્યકવિએ જે કાવ્ય બોલવાનું સુચન કરેલ છે, તે તો ''કોઈ અજબ તમાસા દેખા, જહા રૂપરંગકી રેખા'' એ કાવ્યના જેવો જ, આ પણ એક અજબ તમાસો છે. તેનું કંઈ રૂપ, રંગ, રેખા, કોઈ પિંગળ શાસ્ત્રમાં તમે તો જોયેલ નથી ને ? લગભગ એકવીશી વીતી ગઈ, તો તોય પણ તમારો અજબ તમાસો જેવોને તેવો જ હજુ મોજુદ છે, હવે તો તમો પણ વૃદ્ધ થવા આવ્યા છો. બહુ થયું જામનગરમાં વીશ વરસ પહેલા જામકચેરીની વાત તમોને અત્યારે કંઈ યાદ આવે છે. ?

આવેલો નવો કવિ ચમક્યો; શું આ મહાત્માજી સિદ્ધ પુરૂષ ભુતકાળની વાત અંતર્યામીપણાથી જાણી ગયા ? કે મહાકવિશ્રી લાડુદાનજીએ મને જામનગરમાં હરાવ્યો હતો તેને સન્યસ્તર લઈ લીધો છે, તે શું આ પોતે જ હશે ? બસ એ વાતની યાદી આવતાં તો તેનું મોઢું સીવાઈ ગયું. સ્વામીશ્રીના ચ્હેરા સામું ખૂબ એકી નજરે જોઈ પોતાના મનમાં ખાત્રી થતાં સ્વામીના ચરણ પાસે આવી પાઘડી ઉતારીને નમન કર્યુ. એ જોઈને સભા વિસ્મય પામી પછી સ્વામીશ્રીએ કવિ જીવાગઢવીને એક 'સોઈ' આપી, તે કાવ્ય બોલવાની આજ્ઞા આપી. તેથી તેને સ્વામીશ્રીને પગે લાગી ઉભા થી, નવાબ સરકારની સલામ લઈ, બન્ને હોઠ વચ્ચે એ લોઢાની અણીદાર નાજુક 'સોઈ' ઉભી રાખી, નવાબ સન્મુખ મોઢું રાખી, નીચેનો દોહો બ્લોયા કે,

દોહા

શ્રષ્ટા કારણ સકલ કે દ્રષ્ટા નષ્ટા દેખ,
કષ્ટાહર નિજદાસ કે, ઈષ્ટા દ્રગકી રેખ.

કાવ્યના સ્પષ્ટ શબ્દોના ઉચ્ચારો થયા છતાં લોહી નીકળ્યું નહિં તેમ સોઈ નીચે પડી નહિ. એ જોઈ સભાજનો સહુ તારીફ કરવા લાગ્યા. એ વખતે સ્વામીશ્રી બોલ્યા કે, 'વાહ જીવો વાહ, વાહ જીવો વાહ, જીવો તો જીવો, એ છે નવાબની કચેરીનો દીવો.' એમ કહીને કહેવા લાગ્યા કે.

દોહા

કેસર, ચંદન, નિજકુરંગ, સિંધુર ચારણ સિદ્ધ ાા
એતાં નગર ન નીપજે ઓ પહાડુંમેં પ્રસિધ્ધ ાા ૧ ાા

એ છ વસ્તુઓતો દૈવી છે ને પહાડોાં જ નીપજ છે શહેરમાં નહિ. એ સાંભલી સહુ સભા સદોએ પણ એકી અવાજે જીવા ગઢવીને ધન્યવાદ ઉચ્ચાર્યા પછી નવા કવિની હકીકત વિષે વજીરે સ્વામીશ્રીને પુછતાં સ્વામીએ વીસ વરસો પહેલાના જામનગરમાં જામસાહેબની કચેરીમાં બનેલા બનાવની સઘળી હકીકત કહી સંભળાવી (પ્રકરણ ૨ અ. ૨) આવેલા કવિએ તે કબુલ કરી માફી માંગી, સ્વામીશ્રીએ પછી નવાબ સરકાર પાસે એ વિદેશી કવિને બહુજ કીંમતી શિરપાવ તેમજ બન્ને રાજકવિઓને પણ કીંમતી ઈનામો અપાવ્યા.

ઉપર મુજબ સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીએ રાજકવિઓની આજીવિકાઓ ચાલુ રખાવી તેમની જીંદગીઓ(આત્માધાતથી) બચાવી જીવતદાન આપેલા હતા, એવું સ્વામીશ્રીનું દયાળુ અને ઉદાર દિલ હતું.

## મંદિરમાં દાણા ભરવાના કોઠારીઆં

સ્વામીએ જુનાગઢમાં રહીને મંદિરના દાણા ભરવાને માટે મંદિરના શિખરોની પાછળે ઉતરાદાબાર જાળી વાળા વિશાળ અને ઉંડા કોઠારીઆંઓ બનાવ્યા અને તે કોઠારીઆંઓમાં પ્રથમ નવાબ તરફથી ઘઉં, બાજરો, કમોદ વગેરેના ગાડાંઓ ધર્માદાના મેળવી અંદર નખાવ્યા હતા. પ્રતિષ્ઠા થયા પછી ફરીને શ્રીજી મહારાજ જ્યારે પધાર્યા ત્યારે શ્રીજી મહારાજને એ કોઠારીઆમાં પધરાવી પ્રસાદીના કરાવીને તેમા દાણા અખુટ રહે તેવો વર મેળવેલો હતો.

સદગુરૂશ્રી ગુણાતીતાનંદસ્વામી જુનાગઢ મંદિરના મહંત થયા ત્યારથી સદગુરૂશ્રી ગોપાળાનંદસ્વામી દર સાલ ત્યાં પધારતા હતા. એક વખત બન્ને સદગુરૂઓશ્રી મંદિર ઉપર દેવના દર્શન કરી વળતાં, તેઓએ સહુ સંતોને એ દાણાના કોઠારીઆમાં બેસારી સહુને કહેલું હતુ કે,

''આ કોઠારીઆં બ્રહ્માનંદસ્વામીએ ખાસ ચણાવી શ્રીજી મહારાજને અંદર પધરાવી પ્રસાદીના કરાવેલ છે.'' તેમજ બ્રહ્મમુનીએ શ્રીજી પાસેથી આ કોઠારીઆમાં નાખેલા દાણા અખુટ રહેવાનો વર માંગેલ છે. આ વાત અમે બન્ને



(સદ્‌ગુરૂશ્રી ગોપાળાનંદસ્વામી સદગુરૂશ્રી ગુણાતીતાનંદસ્વામી) જાણીએ છીએ. માટે તમો સહુ આ પ્રસાદીના વરદાઈ સ્થાનને સાંચવજો. આજે પણ એ જુનાગઢ મંદિરના કોઠારીઆં લગભગ સવાસો વર્ષ ઉપરાંત થયું છતાં તેને તે સ્થિતિમાં રાખી તેમાં મહંતસ્વામી દાણાઓ ભરે છે અને એ વરદાઈ પ્રસાદીના સ્થાનકને કાળજીથી સાંચવી સંભાળી રાખે છે.

મૂર્તિ પ્રતિષ્ઠા વિ. સં. ૧૮૮૪ ના વૈશાખ વદ-૨ બીજની શ્રીજી મહારાજે કરી તે પછી પણ સદગુરૂ બ્રહ્માનંદસ્વામી સાથે સદગુરૂશ્રી ગોપાળાનંદ સ્વામી પણ જુનાગઢના મંદિરના કામમાં રોકાયા હતા તેઓ પુરાવો નીચેના પત્ર આપે છે.

## સદ્‌ગુરૂ ગોપાળાનંદસ્વામીએ તથા સગુરૂ બ્રહ્માનંદસ્વામીએ

## શ્રીજી મહારાજ ઉપર લખેલો પત્ર

## 'શ્રી'

સ્વસ્તીશ્રી દુર્ગપુર મહા શુભસ્થાને તત્રવિરાજમાન પતિત પાવન અધમ ઓધારણ એવં અનેક ઉપમાં અંગિકૃત સ્વામીશ્રી સહજાનંદજી મહારાજ ચરંજીવી હોજ્યો. એતાન શ્રી જીર્ણગઢથી લીખાવીતં ચરણ રજ ઉપાશીક ગોપાલાનંદ ત- બ્રહ્માનંદના કોટાન કોટ દંડવન સેવામા અંગિકાર કરવા બીજું લખવા કારણ એમ છે જે ગામમાં અવિધા જેવું તો કાંઈ લાગતું નથી. હશે તો કોઈકને મનમાં હશે, પણ ઉપર તો સંભળાતું નથી. બીજુ મંદિર બેના ધોમ દન દસ તથા બારમાં તિયાર થાસે. મોટા મંદિરને સાખુ તથા માઢ ચડાવિને તિયાર કિધું છે, અને શિવજીના મંદિરને સાખું બે તથા ત્રણ દિવસમાં તિયાર થાસે. સુતર વસતો દર્શને આવ્યો છે. તેને દર્શન દેઈને તથા વાતચિત કરીને પ્રસન્ન કરીને પાછો ઈયાં મુકજો. શા માટે જે, જુના ગાડલાં ને પથરામાં ચાલવું તેને કરિને દાડામાં બેવાર ખોટકો થાય તે કારખાનામાં સુતાર હોય તો કારખાનું ચાલે માટે દીવાળી મોર રાજી કરિને મેલજો જવાબ તરત લખજો હમણા ઘીનું આકરૂ છે. મણ પ્રત્યે કોરી ૨૧ વીસને આસરે ઉપજે છે પછે સંધુ થાય તથા મુંધું થાય તે તો ઈશ્વર ઈચ્છા, બીજું ઠાકોર ગગાભાઈ તથા

નારણજીને વેલા મોકલજો, બીજું ગામ વાંકિયાના ધર્મવરાનું પણ મણ ૧૪ ગોળ છે અને બાજરો કલશી ત્રણ છે તે ભટ મયારામ ગયા હતા તારે ખાચર મોકો કે જે મહારાજને કાને સુરત નાખી ને લઈ જાવો માટે મહારાજની નજરમાં આવે તો ઈયાં પોતાડો નૈ તો મહારાજની નજરમાં આવે તેમ અને આ કારખાનું તો નોંધારૂં છે. એનિ મહારાજ બરદાસ રાખસ્યો તો રેસે, બીજુ લાલજીનિ ભોગ મૂર્તિ તલાસ કરી દઈ મોકલજો. સદગુરૂ મુક્તાનંદસ્વામી આદિ સર્વ મુક્ત મંડલને તથા અજોધ્યા વાસિને તથા પાલા ભગુજી આદિ સર્વેને તથા દાદાખાચર આદિ સર્વ હરિભક્તને અમારા નારાયણ કેજો.

સં. ૧૮૮૪ ના જેષ્ઠ સુદિ ૩ નો લખ્યો છે. બીજુ અદ્ભૂતાનંદસ્વામી સૂર્યાનંદસ્વામી બે મંડલને આજ્ઞા કિધિ હતિ, તેમાંથી અરધ અરધ મંડલ આવ્યાં છે ને અરધ મંડલ.. પાસે છે તે સાજા થયા હોય તો મેલજો. (ઈતિ પત્ર * સમાપ્ત)

## ગ્વાલિયરના ગાયકો વિષે

જુનાગઢ મંદિરમાં કોઠારીઆં ચણાવી શ્રીજી પ્રસાદિના કરાવ્યા પછી સ્વામિશ્રી એક સમય ગઢડે પધાર્યા હતા. એ અરસામાં ગ્વાલીયર રાજ્યના સંગીત કળાકારો (ગવૈયાઓ) જુનાગઢ નવાબ સરકાર પાસે આવેલા, મંદિરમાં સ્વામીશ્રીની તપાસ કરાવતા ગઢડે ગયાનું જાણવામાં આવવાથી, નવાબે આવેલા ગાયકોને કહેવરાવ્યું કે, ''પ્રથમ તમો ગઢડા જઈ સ્વામિનારાયણ પાસે તમારૂં સંગીત સંભળાવી આવી ત્યાંના મહાન કવિ અને સંગીત શાસ્ત્રી સ્વામીજી બ્રહ્માનંદજી છે. તેમને મળી આવી પછી આહીં આવો, એટલે હું તમારી યોગ્ય કદર કરીશ.

---

* આ પ્રસાદીનો પત્ર મૂર્તિ પ્રતિષ્ઠા પછી બરાબર પનર દિવસ પછી લખાયો છે એ પત્ર અમદાવાદથી મહારાજશ્રીના હજુરીપાર્ષદ મહોબતસિંહજી માર્ફત મળેલ છે તે જ શબ્દોમાં તેનો ફોટો બ્લોક આંહી છાપેલ છે.



ઉપરના ફરમાનથી એ રાજગાયકોની મંડળી જુનાગઢ રાજ્યના ખરચે ગઢપુર આવી પહોંચી.

શ્રીજી મહારાજ સંધ્યાકાળ સમયે દાદા ખાચરના વિશાળ ચોગાનમાં નિમ્બ વૃક્ષ નીચે સભા કરીને બીરાજેલા હતા. ત્યાં ગ્વાલિયર રાજ્યના ગાયકો સાથે જૂનાગઢના મુત્સદીએ આવી સદગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામીને મળી નવાબ સરકારનો સંદેશો શ્રીજી મહારાજને સંભળાવ્યો. શ્રીજીએ એ રાજ્ય ગાયકોનું સન્માન કરી પોતાના સન્મુખ બેસાર્યા ગાયકોએ ગાવાથી રજા માંગતા શ્રીજી મહારાજે ક્હ્યું કે, ''તમે તો વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ વિદેશી રાજ્યના ગાયકો (સંગીતકારો) છો. તમોને પ્રવાસનો થાક પણ લાગેલ હશે. માટે અમારા સંતો પ્રથમ તમોને સંગીત સંભળાવશે.'' એમ કહી પ્રેમાનંદસ્વામી અને સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી તરફ કૃપા દ્રષ્ટિ કરતાં, તેઓએ પોત પોતાના સાજ તૈયાર કરી ક્યો રોગ ગાઈએ ? એમ શ્રીજી આજ્ઞા માગી શ્રીજીએ 'ભૈરવરાગ' ગાવાનું કહ્યું તેથી ગ્વાલિયરના ગાયકો અંદરો અંદર કહેવા લાગ્યા કે ગુજરાત ગાંડી કહેવાય છે, તે આનું નામ કે, જ્યા ભૈરવ રાગ પ્રભાતને બદલે સંધ્યાકાળે ગવાય છે ! પછી સદગુરૂ પ્રેમાનંદસ્વામી સીતાર લઈ નીચેનો ધૃવ પદ ભૈરવમાં ગાયો સદગુરૂ બ્રહ્માનંદસ્વામીએ નરઘાં લીધાં સદગુરૂ મુક્તાનંદસ્વામીએ સારંગી લીધી, આલાપ કરી સો ગાવા લાગ્યા.

## ધૃવપદ ભૈરવ

ચંદન અર્ચિત નીલ કલેવર, સુંદર કટિતટ કસ્યો કટપીત. ॥
ચંચલ લોચન ભવ દુઃખમોચન, રોચન એ મનમોહન મીત ॥
ચિતવતી ચિતવતી દેખી સુખ ઉપજત, હસત મન ખોરત બરજોરી પ્રીત ॥
પ્રેમાનંદ પ્રીતમ પ્યારે કી, છબીપર તન મન બલિ જાઉં નિતનિત ॥

ઉપરનો ધ્રુવપદ ભૈરવમાં ગવાતાં સભામાં બેઠેલા સર્વને તેમ જણાયું જે, પ્રબાત થવા માંડયું છે.' પશ્ચિમ તરફ સૂર્ય અસ્ત થવાથી સંધ્યાની લાલીમાં અરૂણની ભાંતિ થઈ; તે ત્યાં સુધી કે બહાર તો કુકડાઓ પણ બોલવા લાગ્યા. એવી પરિસ્થિતિ પામીને આવેલા ગાયકો એકા એક પ્રભૂ ચરણમાં ઢળી પડ્યા અને સજળનેત્રે બોલ્યા કે, પ્રભુ ! હવે અમને

સમજ પડી કે આપે અમને ભૈરવ × રાગ શા માટે સંધ્યાકાળે સંભળાવ્યો ?

તે રાજગાયકો ગઢડામાં બેચાર દિવસ રહ્યાં અને દરરોજ શ્રીજી મહારાજને પોતાની કાવ્યકળા સંગીતકળા સંભળાવી શ્રીજીને પ્રસન્ન કરી શિરપાવ સાથે સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીનો પત્ર લઈ તેઓ પાછા જુનાગઢમાં ગયા અને નવાબ સરકારને સઘળી હકીકત જાહેર કરતાં નવાબ બોલ્યા કે, 'સ્વામિનારાયણ તો સાક્ષાત ખુદા છે. ને તેના ફકીરો પણ પેગંબરને ઓલીઆ જેવા છે,' એમ કહીને આવેલા ગાયકોનું સંગીત સાંભળી ખૂબ બક્ષીસ આપી વિદાય કર્યા હતા.

## શ્રી બ્રહ્મમુનિને શ્રીજી મહારાજના છેલ્લા દર્શન

શ્રીજીના દેહોત્સર્ગના સમયે (સં. ૧૮૮૬ માં) શ્રીજીએ જાણેલ કે, જો બ્રહ્મમુનિ આંહી હશે તો મને તેઓ ધામમાં જવા નહીં દે. તેથી પોતાની પ્રેરણાથી તે વખતે જુનાગઢથી આક્ષરમૂર્તિ સદગુરૂ શ્રી ગુણાતીતાનંદસ્વામીનો પત્ર આવ્યો કે, સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીને આંહી તુરત જ મોકલો. તેઓશ્રી વિના અત્રેના મંદિરની ઉપાધિ નહિ ટળે, એ પત્રથી શ્રીજીએ સ્વામીને જુનાગઢ તુરત જ જવાની આજ્ઞા કરી, સ્વામીશ્રી શ્રીજીનો મંદવાડ જાણી ગયા હતા; પણ આજ્ઞા કેમ લોપાય ? એ વિચારમાં પોતાને આસને આવી ખૂબ જ મનાં વિચાર કરતા એક દવા યાદ આવી પોતે જ્યારે જુનાગઢ મંદિર ચણાવતા હતા ત્યારે એક વખત સાધુઓ સાથે દામોદર કુંડ તરફ નહાવા ગયેલા, ત્યાં સાધુઓને બેસાડી પોતે ગીરનાર પર્વતની એક ઉંડી ખીણમાં ગયા હતા ને ત્યાંથી વનસ્પતિઓ જોતા જોતા (પોતે જેને ગોતતા હતા તે) સંજીવની ઔષધિ જડી ગઈ, તેને લાવેલા હતા. તે પોતે તેને શોધી દુધમાં કાંજી (રાબ જેવી) બનાવી એક નાની કટોરી ભરી શ્રીજી મહારાજ પાસે અક્ષર ઓરડીમાં જી સદગુરૂ શ્રી મુક્તાનંદસ્વામી અને મુળજી બ્રહ્મચારીને વાત કરી કે,

+ આ હકીકત જુનાગઢ મંદિર પાસેના નાગરવાડામાં રહેતા એક નાગર સત્સંગી જયશંકર ઉર્ફે ચકુભાઇ ધોળકીયા નામના ગૃહસ્થ કે જેઓ સદગુરૂ પ્રેમાનંદસ્વામીના પાસે સંગીત શીખેલા હતા ને તે નાગર મંડળ રાધારમણદેવીની પાસે કીર્તન ગાતા હતા. તેઓએ આ વાત કવિશ્વર દલપતરામભાઈને કહેલી હતી તેથી હરિ લીલામૃતના આઠમાં કળશયાંઆ વાતનો નિર્દેશ કરેલ છે.



આ કાંજીમાં એવું અમૂલ્ય ઔષધ છે કે ગમે તેવી બીમારી હોય તો પણ આ કાંજી પીવાથી મટી જાય જ. માટે તે ઔષધ મહારાજને પીવરાવીએ તો હવે જલદી સાજા થાય. પછી ત્રણે સદગુરૂઓએ શ્રીજી મહારાજને પ્રાર્થના કરી કાંજી પીવાને આપી; પણ મહારાજ સમજી ગયા કે, ''બ્રહમ મુનિ સંજીવની * ઔષધિને ઓળખે છે, તેથી તેની કાંજી બનાવીને લાવ્યા છે. પણ મારે તો હવે જરૂર ધામમાં જાવું છે.'' તેથી પોતે પોતાના હોઠને કટારો અડાડીને ઢોલણી નીચે પોતાને હાથે મેલી દીધો. અને હોઠને તુરત જ રૂમાલથી લઈ નાખ્યા તેથી સદગુરૂ બ્રહ્માનંદસ્વામી સમજી ગયા કે મહારાજ હવે આ પૃથ્વી ઉપર ઝાઝો વખત નહિં રહે તેથી બહુ દિલગીરી થઈ ગયા, પણ જુનાગઢ જવાની આજ્ઞા કેમ લોપાય ? પછી શ્રીજીને દંડવત કરી મળીને ચાલ્યા. સ્વામીશ્રી ગઢડાને સીમાડે ગયા ત્યાં હરણ ડાબાં ઉતર્યા. તેને જોઈ સ્વામી કહે ''શુકન સારા નથી થતાં'' એમ કહી દોહરો બોલ્યા કે –

હરણ એજ સુખનાં હરણ, હરણ બુદ્ધિબળ હરણ ॥
હરણ તેજ હિંમત હરણ, હરણ પ્રાણ તન હરણ ॥

એ દોહરો બોલી પાછા વળ્યા અને ગઢપુર આવીને અક્ષર ઓરડીમાં જઈ શ્રીજીને દંડવત કરવા લાગ્યા. એટલે શ્રીજી મહારાજને કસર હતી છતાં એકદમ ઉભા થી સ્વામીને બાથમાં (ભુજામાં ભીડી, લઈ) ખુબ પોતાના હૃદય સાથે ચાંપી, ધીરજ આપી શંકા નિવારણ કરી, છાતીમાં ચરણાવિન્દ આપી, પ્રસાદીનો ગૂઢો રેંટો આપી, ગુલાબના પુષ્પનો હાર સ્વામીના ગળામાં પહેરાવી, આશ્વાસન આપતા કહ્યું કે, બ્રહ્મમુનિ ! દિલગીર થાવ માં હું સદાય તમારા ભેળો જ છું. તમો જુનાગઢ જલદી જાવ એમ વરદાન આપી માથે બન્ને હાથ મેલી, વાંસો થાબડયો, આથી સ્વામીને જરા હિંમત આવી અને દંડવત કરી પછી શ્રીજીની મૂર્તિને નિરખતા નિરખતા પાછે પગલે ચાલી અક્ષર ઓરડીની ઓસરીની કોરથી નીચે ઉતરીને તેના આંગણામાં (ફળીમાં) આવી ત્યાં પાછા ફરીથી દંડવત કરી બે હાથ જોડી પ્રણામ કરી રજા લઈ શ્રીજીની મૂર્તિને અંતરમા ધરીને ચાલ્યા,

* આ વાત જુનાગઢના સદગુરૂ શ્રી બાળમુકુન્દદાસજીસ્વામી કરતા કે, ''સદગુરૂ શ્રી બ્રહ્માન્દ સ્વામી કવિ તો હતા જ, પણ તે સાથે વૈદ પણ હતા.'' એમ સદગુરૂ પુરાણી શ્રી હરિસ્વપદાસજી જુનાગઢ વાળાએ મને (સંપાદકને) કહ્યું હતું.

સદગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામીને પ્રત્યક્ષ શ્રીજી મહારાજના એ છેલ્લામાં છેલ્લા દર્શન હતા અને પ્રગટ ભગાવનના હાથની ગુઢા રેટાંની અને ગુલાના પુષ્પના હારની પણ છેલ્લામાં છેલ્લી શ્રીજીની મોજ સ્વામીને મળેલ હતી. મહા મુક્તરાજ દાદા ખાચરના દરબારમાં સ્વામીશ્રીને શ્રીજીના પ્રથમા મિલાપ વખતે શ્રીજીએ પ્રથમનો ગુલાબનો હાર આપ્યો હતે, તેવી જ રીતે આજે સ્વામીશ્રી જુનાગઢ જતી વખતની વિદાય લેતાં, શ્રીજી મહારાજે આજે દાદા ખાચરના દરબારમાં સ્વામીશ્રીને ગુલાબના પુષ્પનો છેલ્લા હાર પહેરાવી ''બ્રહ્મમુનિ, હું તમારી સાથે સદાય છું'' એવો વર આપ્યો હતો.

સ્વામીએ જુનાગઢ મંદિર માટે મંદિરથી ઉતરાદી જે નવી જમીન લીધેલ તેની દીવાલ (વંડી) ચણવામાં સ્વામીશ્રીની ગેરહાજરીનો લાભ લઈને કેટલા દ્વેષીઓ વિઘ્ન કરતા હતા, તે સ્વામીએ જુનાગડ પહોંચી એક જ રાત્રીમાં એ લાંબી અને ઉંચી દિવાલ ચણાવી પૂર્ણ કરી હતી. સવારે ઉપાધિ કરનારાઓએ જાણ્યું કે કવિ સ્વામીજી આવી ગયા લાગે છે. હવે આણું કાંઈ નહિ ચાલે જો કંઈકે અડચણ કરશું તો સ્વામીજી નવાબ સાહેબને કહીને આપણને જુનાગઢ રાજ્યની હદબહાર કઢાવશે, એમ મનમાં સમજી અને તેઓ શાંત થઈ જતાં, એ પછીથી સર્વ ઉપાધિઓ શમી ગઈ હતી.

## સ્વામીશ્રીની જુનાગઢમાંથી છેલ્લી વિદાય

સ્વામીશ્રી જુનાગઢ ગયા પછી ગઢપુરમાં શ્રીજી મહારાજે સંવત ૧૮૮૮ ના જેઠ સુદી ૧૦ ના રોજ દેહોત્સર્ગ કરતા સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામીએ અને દાદા ખાચરે ભગુજી પાર્ષદને ઉંટ ઉપર સ્વામીને જલ્દી તેડી લાવવા જુનાગઢ મોકલ્યા. જુનાગઢમાં સ્વામી મંદિરના શિખરોનું કામ કરાવતા હતા. તેથી સ્વામી ઘુંમટના ધ્રાબાઓ ઉપર ઉભા હતા ને કડીઆઓ કામ કરતા હતા ને પોતે જોતા હતા. એ વખતે ગઢડાના માર્ગેથી ઉંટ ઉપર ભગુજીને ઉતાવળ ાઆવતા જોઈ સ્વામી વિચારમાં પડી ગયા અને મંદિર નીચે ઉતરી ચોકમાં આવ્યા ભગુજી પણ ત્યાં આવી પહોંચતા ઉટીઆને ઝુકાડી સ્વામીશ્રીના પગમાં માથુ નમાવી શ્રીજી મહારાજના સ્વધામ ગમનના અતિ દિલગીરી ભર્યા સમાચાર કહ્યાં. તે સાંભળી સ્વામી



કડીઆને કહેવા લાગ્યા કે, ''રતના ! એ પાણો હવે ચોડજે માં નીચે નાખી દે. કપટીએ કપટ કર્યુ. !'' એમ કહી સહુને સ્નાન કર્યા અને ઉપવાસ કર્યો. પછી સહુ સંતો વગેરેને ધીરજ આપી દેવાનંદસ્વામીને સાથે * લઈને આવેલા ઉટ ઉપર ભગુજી સાથે સ્વામી ગઢપુર જવાને રવના થયા એ સ્વામીની જાુનાગઢથી છેલ્લી વિદાય હતી.

સ્વામીએ ગઢડે આવી દાદા ખાચરના દરબારમાં ઉંટ ઝુકાવ્યો, ત્યાં સહુ સદગુરૂઓ આવી મળ્યા. મુક્તાનંદસ્વામી, ગોપાળાનંદસ્વામી, નિત્યાનંદસ્વામી, અને નિષ્કુળાનંદસ્વામી વગેરેને મળતા જ સ્વામીની ધીરજ નહિ રહેતા રૂદન કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, ''સ્વામી ! તમો સહુએ શ્રીજી મહારાજના દેહની દહન ક્રિયા શા માટે કરી ? હું અક્ષર ધામમાંથી બોલાવીને પાછા બેઠા કરત. પણ શરીર ગયા પછી હવે શ્યો ઉપાય ?'' એ સાંભલી સદગુરૂશ્રી ગોપાળાનંદ સ્વામી કહે કે, બ્રહ્મમુનિ ! શ્રીજી મહારાજ તો આ સત્સંગમાં હજુ પ્રગટ જ બીરાજે છે. ચાલો ગોપીનાથજી મહારાજના દર્શન કરી.'' સહુ સાથે સ્વામી મંદિર ઉપર ગયા. શ્રી ગોપીનાથજી મહારજની મૂર્તિ સામે ઉભા રહી. ''પ્રાણ સ્નેહી ધરૂં આવો પિયારા, હિયરા ધીર ધરત નહિ મેરા'' એ કીર્તન સજળ નેત્રે સ્વામીએ ગાયું; ત્યાં સોના દેખાતા શ્રીજી મહારાજ ગોપીનાથજીની મૂર્તિમાંથઈ નિસરીને બ્રહ્માનંદસ્વામીને બાથમાં લઈ મળ્યા ને મોગરાના પુષ્પનો મોટો હાર પોતાની ડોકમાંથી કાઢીને સ્વામીને પહેરાવ્યો. તેથી સ્વામીનું મુખ પ્રફુલિત થયું અને સત્સંગમાં શ્રીજી મહારજ પ્રગટ બિરાજે છે. તેમ જાણ્યું એમ સહુને પ્રત્યક્ષ દર્શન દઈને મહારાજ શ્રી ગોપીનાથજી મહારજની મૂર્તિમાં પુનઃ અદ્રશ્ય થી ગયા.

ઈતિશ્રી કેસરભક્ત વિરચિતે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પંચમ પ્રકરણે જુનાગઢ મંદિર પ્રસંગે સ્વામી શ્રીજીનાં છેલાં મિલન અને જુનાગઢમાંથી છેલ્લી વિદાય એ નામે પાંચમો અધ્યાયઃ સમાપ્તઃ ।। ૫ ।।

* કવિશ્વર દલપતરામભાઈ લખે છે કે ઉટ ઉપર સદગુરૂ દેવાનંદ સ્વામી સાથે ગયા હતા.

## શ્રીજી
## શ્રી અધ્યાય ૬ છઠ્ઠો
## શ્રી મુળી મંદિર નિર્માણ
## શ્રી મુળી મંદિર વિષેનું કાવ્ય ભાષા

### દોહા

કોઉ સમય કરૂના નિધી. બિચરત ઝાલાવાર.
ધૂલિ આયે મહા પ્રભુ, કોમલ ધર્મકુમાર. ૧
શોભા મૂળી શહરકી, કહતે બનતન આત;
વિપ્ર રહત નિધિ વેદકી, 'ચારન' રહત સુપાત. ૨
રહત સુખી અનધન સબે. પુત્ર પૌત્ર પરિવાર,
નૌત્તમ છબિ તેહિનગ્રકી, પતિ જ્ઞાતી પરમાર ૩
ખાગ ત્યાગ ક્ષત્રિય ખરા અરિદલ સમર અજીત,
ગૌ, બ્રહ્માન, પાલક સુગુન, રાજનીત શુભ રીત. ૪
પશ્ચિમ દિશ ગંગા વહે, નૌતમ ઉજવલ નીર,
સ્નાન કરત નર તિય સબે, તરૂ શોભિત દોઉ તીર. ૫
હરિપદ કરિ ગંગાભઈ, નદી ભોગવતિ નામ;
તેહિ તટ સાધુ જપકરત, નીર ભરત સબ ગામ. ૬
આસ પાસ તરૂ વર ઘટા, સુંદર શીતલ છાંહી,
ઉતત્રે મહાપ્રભુ આય કે, તોહ બાગકે માંહી. ૭
ભાત ભાતકે વૃક્ષ તહાં, ભાત ભાતકી વેલ;
લળે સઘન લપટાયકે ચંપા જાય ચંમેલ. ૮

બાગ વર્ણન-છંદ પદ્ધરી

ચંપા સુ જાય સુંદર ચંમેલ, કોવિદાર દ્રાખ બહુ પાનકેલ;
પિષ્પલા સવન પાલાસ પ્લક્ષ, વૈકલા શાગગિર માલ વૃક્ષ. ૧
કેતકી થાટ સુંદર કનેર. ધન જાુથ્થગુલાબ સુ રહે ઘેર;
દાવદી અરૂ ડોલર દિસંત, અતિ નવલ ઝાર ફૂલન અનંત. ૨
બહુગુચ્છબને છબી ગુલહબાસ, સેવતી શ્વેત સુંદર હિબાસ;
બિજોર નિંબુ ફલજંબુ બેસ, ફલરામ સિતા આદિક હમેશ. ૩
આલરક વાવ કે ચહૂ ઔર, વંતાક શાક સુંદર વાલોર,



તરકારી ભારી ટંકા તંદુલ મહાસ્વાદ વંત અતિકંદ મૂલ, ૪
ચોલેરી ગ્વાલદલ સાર ચીલ, નોલી રૂ પણ જ પાનલી નીલ;
મોગરી અદિ બહુ શાક માંહી, નિત નવલ ભાંતિ તેહિ અંત નાંહી. ૫

### વેપાર વર્ણન

તેહિ નગ્ર શાહ ધનવટ નિરાટ, બાજાર છબી સુંદર સુઘાટ,
હોવંત વણિજનિત ચીરહીર, પુન્યવંત લોક પર હરન પીર. ૬

### અશ્વવર્ણન

તેહિ શહર+અશ્વ નિપજત અનૂપ, ભરપૂર જોર લખિ રીઝ ભુપ;
અરિસ સદ્રસઅંગ મૃગઉડાન, પ્રતિબીંબ હુસે નિજડરત પ્રાન. ૭
લેખનિયકાન દીરઘલટીર, નાજૂક વદન કર પીત નીર,
અતિ થૂલઘાટ સુજેનસંઘ. કોંડગ્રીવ ભરબાથ કંધ. ૮
પ્રાસાદ થંભ સમ પાવપેખ, ડુબી સુ ડબર સમગોલ દેખ,
ચોડેસુઉર છતિઢાલ સાચ, નટરીત કરત પગ દોય નાચ. ૯
પુનિ રાગમીઠ પીઠન પ્રથૂલ, મુદઝરા સદ્રસ પાવંત મૂલ,
દેવંતઠેક જા પડત દૂર, પખવંત બરાબર વેગ પૂર. ૧૦
એસે જુ અશ્વ નૃપકે અનંત, વહે પવનવાદ અતિ રૂપવંત,

### ક્ષત્રિય વર્ણન

નૃપભ્રાત વ્રાતતહાં સૂરધીર, વર વિકટ થટાં વિરાધી વીર. ૧૧
અતિ શીલવંત સમહર ઉછાવ, પરસૈન દેખ નહિં ડગતપાવ,
ભારાથ ચરન સનમુખભરંત, નિજ શીશ હુંસે રૂઠા ફિરંત. ૧૨
ગઢપતી સબે મન શંકખાત, જુધ બેર કબહુ જીતેન જાત,
એહિભાંતિ શહર મૂલી અનૂપ, રનજીતકોટ ચહુતરફ કૂપ. ૧૩

### શ્રી મંદિર રચના દોહા

એસા નગ્ર અનૂપ લખિ મન રીઝે ઘનશ્યામ,
કરૂના નિધિ ઈચ્છા કરી, કરન હરિકો ધામ. ૧
ગંગાબિચ અરૂગ્રામબિચ, ઉત્તમ ભોમીજાન;
તેહિસ્થલ મંદિર કરનકું, ધાર્યો કૃપા નિધાન. ૨

× મૂળીની ભુમીમાં ઉત્તમ જાતિના ઘોડાઓ નિપજતા

અગ્યા અનુસારે ભયો, મંદિર મહા વિશાલ,
ભાગ્ય બડો તેહિ ભોમકો, નરત્રિય ભયેનિહાલ. ૩
મૂર્તિ રાધાકૃશ્નકી, પુનિ નીજ મૂરતિ સહીત,
ધર્મજાુકત સબસંત મિલી, પધરાઈ કરિ પ્રીત. ૪
ભુખેકું અન્ન દેત હે, પ્યાસેકું જલપાન,
તેહિ કરિ મંદિરકો બઢયો મહિમા મેરૂ સમાન. ૫
મૂલીમેં મંદરિભયો, મંદિર સબકો + મોર
દૂજી માનું દ્વારિકાં કોની ધર્મ કીશોર. ૬

## શ્રી મૂળી મંદિર પ્રારંભ પ્રસંગ

સદગુરૂ બ્રહ્માનંદસ્વામી ગોપીનાથજીના દર્શન કરીને અક્ષર ઓરડીના દર્શન કરવા જતા શ્રીજી વિનાનું તે સ્થાન સુનું જોઈને પોતાનું હૈયુ ભરાઈ આવતાં તે અક્ષર ઓરડીને ઉંબરે બેસી ઉંચે સાદે પોકે પોકે રોઈને હૈયું ખાલી કર્યુ. દરબારમાં પણ મહા મુક્તરાજ બાશ્રી જીવુબા એન બાશ્રી લાડુબા આદિ બાઈઓ અને દાદાખાચર આદિ દરબારમાનાં તમામ માણસોસ્વામીશ્રીનો વિલાપ સંભળી આક્રંદ કરવા લાગ્યાં. એ સાંભળી સ્વામીશ્રીએ મનમાં વિચાર્યુ કે, ''જો હું હિંમત ખોઈ બેસીશ, તો આ બધા બાઈ ભાઈ શ્રીજીને સંભારી પ્રાણ ખોઈ બેસસે'' એમ સમજી પોતે છાના રહી, સહુને ધીરજ આપી, છાના રાખ્યા તે પછી દાદા ખાચરે અને મુળજી શેઠે આવી મુળી મંદિરનો લેખ (ત્રાંબાને પત્રે યાવત, ચંદ્રદીવાકરો) હતો તે લાવી અને શ્રી બ્રહ્માનંદસ્વામીને કહ્યું કે, ''સ્વામી ! શ્રીજી મહારાજ છેલ્લે છેલ્લે ભલામણ કરી ગયા છે કે, બ્રહ્મમુનિને કહેજો કે મુળી મંદિર જલ્દી પુરૂ કરે અને આ લેખ તેમને સોંપજો'' એમ કહેતા શ્રી ગોપાળાનંદસ્વામીએ પણ એવાંજ વચનો કહી સ્વામીના હાથમાં મુળી મંદિરનો લેખ સોપ્યો. સ્વામીએ શ્રીજી મહારાજની ઉત્તર ક્રિયા પછી એ લેખ સંભાળવાનું કહી દાદા ખાચરના પટારામાં એ લેખ મેલાવ્યો અને પછી અયોધ્યાપ્રસાદજી મહારજ જ્યારે અમદાવાદ પધાર્યા ત્યારે તેમને દાદાખાચરે સોપ્યો હતો.

## શ્રીજી મહારાજની ઉત્તર ક્રિયા

સદ્દગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી અને સદગુરૂશ્રી નિત્યાનંદસ્વામી

+ સર્વ મંદિરોના મોડારૂપે મુગટરૂપે



એ બન્ને ને તથા ધ. ધુ. અયોધ્યાપ્રસાદજી મહારાજશ્રી અને ધ. ધુ. રઘુવીરજી મહારાજશ્રી વગેરેને બોલાવી સદગુરૂ શ્રી ગોપાળાનંદ સ્વામીએ શ્રીજી મહરાજની ઉત્તર ક્રિયા વિષેનો યોગ્ય વિચાર કરવા કહ્યું. કેમકે જ્યારે દેશ વિભાગનો લેખ તૈયાર કરી અશ્લાલી ગામ શ્રીજી મહારાજે સભા કરી એક પાટ ઉપર શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજને બેસારી તેમના પાસે સદ્દગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામીને બેસાર્યા અને બીજી પાટ ઉપર શ્રી રઘુવીરજી મહારાજને બેસારીને તેમના પાસે સદગુરૂશ્રી નિત્યાનંદસ્વામીને બેસાર્યા અને પછી તે બન્ને સદગુરૂઓને આજ્ઞા કરી કે, ''અયધ્યા પ્રસાદજીની ભલામણ અને તેના વહેવારની ખબર બ્રહ્માનંદસ્વામીએ રાખવી, અને રઘુવીરજી મહારાજની ભલામણ અને તેમના વહેવારની ખબર નિત્યાનંદસ્વામીએ રાખવી. બન્ને અમારા દતપુત્રોએ વહેવાર તે બન્ને સદગુરૂઓને પુછીને કરવો પણ મન ધાર્યુ કોઈએ ન કરવું પોતાના દેશના સાધુઓ પ્રથમ અને દરેક મંદિરની ભલામણ એ બન્ને સદગુરૂઓને છે. એમ કહીને એક ચાદર શ્રીજીએ બ્રહ્માનંદસ્વામીને ઓઢાડી અને બીજી એક ચાદર નિત્યાનંદસ્વામીને ઓઢાડી તથા કાશ્મીરી શાલ અયોધ્યાપ્રશાદજી મહારાજને ઓઢાડી અને એક કાશ્મીરી શાલ રઘુવીરજી મહારાજને ઓઢાડી, અને બન્ને આચાર્યશ્રીને અને બન્ને સદગુરૂઓને છે,ભીડીને બાથમાં પ્રેમથી મળ્યા, ફુલના હારો પહેરાવ્યા અને વળી કહ્યુ કે, ''અમે મંદિર, શાસ્ત્ર, આચાર્ય ને સાધુ, એ ચાર પાયા રોપ્યા છે, તેને ઉખેડવાને કોઈ સમર્થ નતી. બીજું તમે સહુ મારી શિક્ષાપત્રી પ્રમાણે વર્તજો ને બન્ને દેશમાં મારે સ્થાન આ ગોપાળાનંદસ્વામીને માની તેની આજ્ઞામાં સહુ રહેજો, અમે તો અનેક જીવોના મોક્ષ માટે આવો એકાંતિક ધર્મ સ્થાપી બન્ને દેશના વિભાગ પાડી બન્ને ભાઈઓને વહેંચી આપેલ છે. બીજા જે સાધુ, બ્રહ્મચારી અને પાળાઓ, જેને જે દેશમાં ને જે ગુરૂ પાસે રહેવું હોય તે ત્યાં જઈને સુખેથી રહે. તેની વહેચણી નથી કરી.'' ઉપરની આજ્ઞાનું પાલન કરવા માટે અક્ષરમૂર્તિ ગોપાળાનંદસ્વામીએ બંને આચાર્યશ્રીને અને એ બંને સદગુરૂઓને શ્રીજી મહારાજની ઉત્તરક્રિયા વિષેનો મત લેવાને બોલાવ્યા એટલે તે સહુ આવ્યા અને શ્રી ગોપાળાનંદસ્વામીની આજ્ઞા સાંભળી. સદગુરૂ શ્રી નિત્યાનંદ સ્વામી બોલ્યા કે, ''મહારાજની ઉત્તર ક્રિયાનું જે ખર્ચ આવે તે બન્ને આચાર્ય સરખુ ભરવું અને બંનેના દેશના હરિભક્તો તરફથી જે જે ઉપજ, ભેટ, સામગ્રી, રોકડ વગેરે જે કંઈ આવે તે તેણે સહુ સહુએ રાખવી.'' તે સાંભળી સદગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામી કહે કે, ''સ્વામી ! એ ઠીક ન કેહવાય ? એમ નથી કરવું ? ઉપજ પણ સૈયારી અને ખર્ચ''

કરવું.'' તે સાંભળી નિત્યાનંદસ્વામી કહે કે, અમારે તેમ નથી કરવું. અમારા દેશનાને અમે જમાડશું અને તમારા દેશનાને તમે જમાડજો. આમ બે ન્ઠા કરવા અને ઉપજ પણ સહુ સહુની સપુએ લેવી. પછી એ ઠરાવ શ્રી ગોપાળાનંદસ્વામીએ માન્ય રાખ્યો. સદગુરૂ બ્રહ્માનંદસ્વામીએ પોતાના દેશનો પન્ઠો રામપ્રતાપભાઈના વંડમાં કર્યો. અને નિત્યાનંદસ્વામીએ દાદાખાચરના દરબારમાં કર્યો હતો.

ઉત્તરક્રિયા બાદ બન્ને આચાર્યશ્રીને સહુ સહુના દેશમાં જઈને રહેવાની આજ્ઞા ગોપાળાનંદસ્વામીએ કરી અને ગઢડાની શ્રીજી પ્રસાદીની વસ્તુઓ, પુસ્તકો વગેરે પદાર્થોના બે સરખા હિસ્સા (ભાગ) પાડી ચીઠીઓ નાખી સહુ સહુને કબજે સોપ્યા.

માણકી ઘોડી શ્રીજી મહારાજજ ધામમાં સિધ્વાયા પછીથી ખડ, પાણી કે જોગાણ કશુએ નહિ લેતા (ખાવું પીવું છોડી દેતાં) શ્રીજી એકાદશશ્રાદ્ધને દિવસે દેહ મેલીને ધામમાં ગઈ. તેની વછેરી. તથા અ૭ર ઓરડીમાં શ્રીજીને સ્નાન કરવાનો પાકા પથ્થરનો ઘણોજ પ્રસાદીનો બાજોઠ હતો તે એમ બે વસ્તુઓ મોટપમાં (મોટાભાઇ તરીખે) શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાને આપવી હતી, હાલ પણ અમદાવાદ અને મુળી એ માણકી ઘોડીને કેડવા (વંશ) મોજુદ છે, અને શ્રીજી જેટલા વર્ષ ગઢપુરમાં બીરાજ્યા તેટલાવર્ષ સુધી જે બાજોઠ પણ હાલ મુળી મંદિરમાં શ્રી ઘનશ્યામ મહારાજની જાળી પાસે દર્શન માટે રાખેલ છે.

ઉપર પ્રમાણે શ્રીજી મહારાજની ઉત્તરક્રિયા પછી બન્ને આચાર્ય મહારાજો અન બન્ને સદ્ગુરૂઓ, પોત પોતાના મંડળના સાધુઓ, બ્રહ્મચારીઓ, પાર્ષદો અને અમદાવાદ તથા વડતાલ મંદિરમાં જઈ રહ્યાં અને અન્ય સાધુ બ્રહ્મચારી પાર્ષદો પણ જેમ જેને અનુકુળ અને ભળતુ હતુ તેમ તે તે દેશમાં જઈ વસ્યા.



# શ્રીજી મહારાજની હૈયાતિ વખતે મુળી મંદિરનો કરાવેલો પ્રારંભ

## (સદગુરૂ શ્રી પ્રસાદાનંદસ્વામીની વાતો વિશ્રામ ૧)

એક વખત સ. ગુ. શ્રી બ્રહ્માનંદસ્વામી જુનાગઢથી જ્યારે ગઢડે આવ્યા, ત્યોર શ્રીજી મહારાજે કહ્યું કે, ''સ્વામી ! અમે તો ડુંગરપુર સંત અને પાળાને મૂર્તિઓ લેવાને મોકલ્યા છે. અને ગઢડામાં પણ શિખરબંધ મંદિરના પાયા નાખી કામ ચાલતું કરીએ છીએ. તમે હવે મુળીમાં જઈને ત્યાં શિખરબંધ મંદિર કરો.'' ત્યારે સ્વામી બોલ્યા કે, એક માસ પછી જઈશ.' એટલે મહારાજ કહે કે સારૂં. પછી એક માસ થવા આવ્યા ત્યારે શ્રીજી કહે ''બ્રહ્મમુની ! તમે મૂળઈએ જઈ જગ્યા નક્કી કરો મંદિરનો લેખ કરાવી આવો.'' પછી આત્માનંદસ્વામીને તથા પ્રેમાનંદસ્વામી અને બીજા કેટલાએક સાધુઓને સાથે લઈ સ્વામી મુળીએ ગયા અને દરબારગઢમાં ઉતર્યા. રાત્રે ગવૈયા સંતો ગાવણાં કરે અને સ્વામી સભામાં શ્રીજી મહારાજના મહિમાની કથા વાર્તા કરી ઉપદેશ આપે. કેટલાએક દિવસો પછી મૂળઈના દરબારશ્રીએ સ્વામીને કહ્યું કે, સ્વામી ! ''શ્રીજી મહારાજે અમોને વચન દીધુ છે કે, ''તમરા ગામમાં મંદિર કરાવીને રાધાકૃષ્મ અને મૂર્તિઓ પધારાવશું તો કૃપા કરીને એ વચન પુરૂં કરાવો' તે સાંભળી સ્વામી કહે કે, દરબાર ! તમેમંદિર કરવાની જગ્યા બતાવો, અને તેનો પાકો લેખ કરી આપો. તેથી દરબારોનો ડાયરો તરત ઉઠીને સ્વામી સાથે ગામ બહાર ઉત્તર બાજુ ભોગાવતી નદીના ઉગમણે કીનારે ગયા. તેમાં દરબારશ્રી રામાભાઇ દરબાર રઘાભાઈ, દરબાર કેસાભાઈ, ગઢવી જીવાભાઈ, બનાભાઈ, રત્નુ પ્રભુ મહેતો, અને બીજા મહાજન વગેરે ઘણાંકને દરબારોએ સાથે રાખેલા પછી ગામથી ઉત્તર બાજુ એક વિશાળ લીંમડાનું વૃક્ષ હતુ, અને શ્રીજી મહારાજ મૂળીએ પધારતા ત્યારે તે લીંબવૃક્ષ નીચે જ સભા કરતા, એ લીંબડાની આસપાસ (ચારેબાજુ) જેટલી જગ્યા સ્વામીએ બતાવી તેટલી જમીનનો લેખ ત્રાંબાને પતરે યાવત ચંદ્રદીવાકરો' નો કોતરાવી આપ્યો, તેમજ નજીકમાં એક વાડી બતાવી અને તે વાડીનો પણ પાકો લેખ કરાવી આપ્યો અને ખુશાલીમાં દરબારમાં સહુને મીઠાઈઉં વહેચી લેખ સ્વામીના હાથમાં આપ્યા સ્વામીએ ગઢપુર આવીને શ્રીજી મહારાજને સઘળી હકીકત વાત કહી તે લેખો. આપ્યા તેથી શ્રીજી મહારાજ બહુજ રાજી થયા, અને

સ્વામીને પુછ્યું કે, '' અમે પગકેડીએ થઈને જે લીંબડાની ડાળ ઝાલીને ઉભા હતા તે તેની ચારે કોરે કુવાઓ હતા તે જમીનને ?'' એટલે સ્વામી કહે કે ''હા, મહારાજ એજ પ્રસાદીની જગ્યા'' પછી મહારાજે એ લેખ મુળજી બ્રહ્મચારીને મેલવાઆપી ભલામણ કરી કે ''અમો જ્યારે તે માગીએ ત્યારે આપજો'' (વાત ૧)

કેટલાએક માસ પછી મુળીથી દરબાર કેશવભાઈ તથા રામભાઈ નો પત્ર લઈ જશાપરના વાણીઆ માનસંગે રામનવી ઉપર ગઢડે આવી શ્રીજી મહારાજને પત્ર આપ્યો. તે મહારાજે વંચાવી સદગુરૂ બ્રહ્માનંદસ્વામીને કહ્યું કે, ''તમો હવે મુળીનું મંદિર કરવા જાવ.'' ત્યારે સ્વામી કહે કે, ''મહારાજ ? જુનાગઢમાં બહુ ઉબાધિ, હોવાથી ત્યાંનું અધુરૂ મંદિર મારા વિનાપુરૂ નહિ થાય ! માટે પ્રથમ ત્યાં જઈ પછી મુળીનું મદિર કરવા જઈશ,'' શ્રીજી કહે કે ઠીક. એમ કહીને લાધા ઠક્કર પાસે પત્રનો ઉત્તર લખાવી આપ્યો. (વાત-૨)

સ્વામી શ્રી જુનાગઢ જઈ આવીને ગઢડા આવ્યા પછી બીજે દિવસે સ્વામીને તેઓના સાધુ પાળા વગેરે મંડળ સાથે સભામાં તેડાવ્યા, તે સહુ આવી મહારાજને દંડવત પાળા વગેરે કરીને બેઠા પછી મહારાજ કહે કે ''બ્રહ્મમુનિ ! હવે વરસાદ પણ રહી ગયો છે, (મહા માસનું માવઠું બહુ જ થયું હતું) માટે તમો મંડલ સાથે મૂળીએ જાવ ને ત્યાંના મદિરનું કારખાનું ચાલુ કરાવો અને અમદાવાદ કાગળ લખજો કે, ''મૂર્તિઓના ગાડા આવે તો'' રાધાકૃષ્ણની * મૂર્તિઓ મુળી માટે મોકલજો અને ગોપીનાથજીની મૂર્તિઓના ગાડા ગઢડા મોકલજો. આવો મળીએ. પછે સર્વેને મળ્યા. પછી સ્વામીએ મહારાજ કહે કે, ''તમે ઝાલાવાડમાં જાવ અને રજવાડાઓમાં ચાર ચાર દિવસ રોકાઈ મુળી આવીને રહેજો. પછી ત્યાં કામ ચાલુ થયે મંદિરમાં પાળા, સાધુ વગેરેને રોકી, તમે અમારી પાસે આંહિ આવજો.'' એમ કહીને સ્વામીને બાથમાં લઈ ફરીને મળ્યા, ત્યાં વાડી વાળે ફુલના હાર પહેરાવ્યા, તે સ્વામીને આપી અયોધ્યાપ્રસાદજી મહારાજને મુળી મદિરની ભલામણ કરી. સંવત (૧૮૮૬ વસંત પંચમીથી વિશ્રામ ૧૧૫)

શ્રીજી આજ્ઞા પ્રમાણે સ્વામી સંતો સાથે ઝાલાવાડના રજવાડાઓમાં જઈ ફરતા ફરતા મુળી આવ્યા અને ત્યાં મંદિરની જગ્યાના પાયા ખોદવા

* મૂર્તિઓના ગાડા લેવામાં આવ્યા હતાં.



તથા ખાડાઓમાં ભરતી વગેરેનું પરચુરણ કામ શરૂ કરાવી શ્રીજી મહારજની આજ્ઞા પ્રમાણે ગઢડા આવ્યા, ત્યાં મહારાજને દંડવત કરતાં, મહારાજે મુળી મંદિરની વાત પુછી. તે સ્વામીએ રૂડી રીતે કહીને મહારાજ બહુ રાજી થયા, ને સ્વામીને થાળ આપ્યો. બીજે દિવસે શ્રીજી ઈચ્છાથી જુનાગઢથી સદગુરૂ ગુણાતીતાનંદ સ્વામીનો પત્ર આ્યો કે સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી આંહી તુરત જ મોકલો કારખાવું સ્વામી આવ્યા વિના ચાલશે નહિ. બંધ રાખવું પડેલ છે. તેથી મહારાજે સ્વામીને જુનાગઢ જવાની આજ્ઞા કરી. સ્વામી કહે કે ''મહારાજ ! મૂળી મંદિરનું કામ ચાલુ કરેલ છે તે મારા ગયા વિના ત્યાં પણ અધુરૂં રહે. ''મહારાજ કહે કે, જુનેગઢથી આવીને પુરૂં કરજો'' હાલ તો જુનાગઢ તુરત જાવ. કાંઈક ઉપાધિ થવાથી જોગી મંઝાણા છે. તેથી બીજે દિવસે સ્વામી જુનાગઢ ગયા અને પાછળથી શ્રીજી મહારાજે દેહોતસર્ગ કર્યો હતો. દેહોત્સર્ગ કરતી વખતે શ્રીજી મહારાજે દાદાખાચરને અને દિનાનાથ ભેટને સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામી રૂબરૂ કહ્યું કે તમો સહુ બ્રહ્માનંદસ્વામીને કહેજો કે, તમે મુળીનું મંદિર જલ્દી પુરૂ કરજો અને મંદિર પુરૂં નહિ થાય ત્યાં સુધી હું ધામમાં તેડી નહિ જાઉં એમ કહી મુળજી બ્રહ્મચારી પાસેથી મુળી મંદિરનો ત્રાંબા પતરાનો લેખ મંગાવી. દાદાખાચરને તથા મુળજી શેઠને સોંપી. સદગુરૂ બ્રહ્માનંદસ્વામી આવે ત્યારે તેઓને એ લેખ આપવાનું કહ્યું હતું. (વાત-૪)

## સ્વામીશ્રીનો મુળીમં મુકામ

ધ. ધુ. આદિ આચાર્ય શ્રી અયોધ્યા પ્રસાદજી મહારાજ સાથે સ્વામી અમદાવાદમાં આવી વસ્યા. એક દહાડે આચાર્ય મહારાજે સ્વામીને શ્રીજી વચનની યાદી આપી મુળીનું મંદિર પૂર્ણ કરવા કહ્યું. સ્વામીએ તે આજ્ઞા શિર ચડાવી, બીજે જ દિવસે મુળી જવાનું પ્રયાણ કરતાં આચાર્ય મહારાજશ્રીએ પોતાના થાળની પ્રસાદી સ્વામીને આપી અને સ્વામી સાથે જનરા સહુ સંતો પાર્ષદોને મળ્યા. અને શ્રી બ્રહ્માનંદસ્વામીને મળી ફુલનો મોટો હાર પહેરાવ્યો, પછી સ્વામીએ મહારાજશ્રીને દંડવત કરી, નરનારાયણદેવના દર્શન કરવા મંદિર ઉપર ગયા, એ વાતની જાણ (અયોધ્યાપ્રસાદજી મહારાજનાં) વહુજી મહારાજને થતા તેણે સ્વામીશ્રીને પાર્ષદ મારફત કહેવરાવ્યું કે, ''શ્રીજી મહારાજની આજ્ઞા પ્રમાણે મુળીનું મંદિર સર્વ શ્રેષ્ઠ બનાવજો. અને આ સાથે મોકલેલ ઘરેણાની

નાની પેટી છે. તેમાંથી ઘરેણા વટાવી મંદિરના ઉપયોગમાં લેજો.''

શ્રી વહુજી મહારાજ શ્રીનો મંદિર પ્રત્યેનો આગ્રહ અને પોતાના સ્ત્રી ધનના ઘરેણા વેચી શ્રીજી મહારાજની આજ્ઞાનું પાલન કરવું, વગેરે હકીકત જાણીને સ્વામી બહુ જ રાજી થયા અને ઘરેણા પાછા મોકલાવ્યા પરંતુ શ્રી વહુજી મહારાજે તે નહિ રાખતાં સ્વામીશ્રીને ન છટુકે તે સાથે લઈ જવા ફરજ પાડી.

મંદિરનો ત્રાંબાપતરાનો લેખ અને તેની હરદિશા વર્ણન તથા દરબારની સહીવાળો કાગળનો(વાડીનો) લેખ જે એક કાપડામાં વીંટી શ્રીજીએ દાદા ખાચરને આપેલ, તે તેજ સ્થિતિમાં આચાર્ય મહારાજેસ્વામીને સોંપ્યો.

સ્વામીશ્રી દેવનાં દર્શન કરીને સહુને હળી મળી પોતાના મંડળ સંતો સાથે મૂળી જવા અમદાવાદથી નીકળ્યા અને રસ્તામાં આવતાં સત્સંગીઓના ગામોગામ મુકામ કરતા કરતા મુળી આવ્યો. ત્યાં લેખવાળી પોટલી છોડતા શ્રીજી મહારાજે તે લેખની સાથે એક રૂપીઓ કંકુવાળો કરી એક ચીથરીમાં વીંટી રાખેલ છે તે સ્વામીએ જોયો. આતો પ્રસાદીની લક્ષ્મી છે. એમ મહીમાં સમજી, એ ચીંથરીને ભગવી ચીંથરીમાં બાંધી પોતાની પૂજામાં રાખી, તે ઝોળી શ્રીજી પ્રસાદીના લીંબડાની ડાળે ટીંગાડી, અને ત્યાંજ એક નાની છાપરી બનાવી તેમાં પોતાનું આસન જમાવ્યું. સાધુ પાર્ષદો સહુ મંદિરના કારખાનામાં જોડાયા, અને વઢવાણથી મોના સલાટને બોલાવી 'ખાત મુહુર્ત' પોતાના હાથથી કરી પાયો ભરાવી કામ ધમધોકાર ચાલુ કર્યું.

## શ્રીજીએ પાયો ફેરવાવ્યો

એક રાત્રીએ શ્રીજી મહારાજે સ્વામીને દર્શન દઈને કહ્યું કે ''સ્વામી ! દક્ષિણ તરફનો પાયો ખસેડો; કેમકે ત્યાં સંકડાશ છે; માટે ખસેડો'', એમ કહી સ્વામીને સાથે લઈ પાયા પાસે આવી, એ દિવ્ય સ્વરૂપે શ્રીજી મહારાજે પોતાના હસ્ત કમળમાં જે સોટી હતી તે વડે, જ્યાં પાયો નાંખવાનો હતો, ત્યાં એક લાંબો લીટો તાણીને કહ્યું કે '' સ્વામી ! આ લીટા પ્રમાણે (આ જગ્યાએ) પાયો ફેરવી નાંખો,'' એમ કહેતાં જ એ દિવ્ય મૂર્તિ અદ્રશ્ય થી ગઈ. સ્વામી પોતાના આસને આવ્યા. પ્રાતઃકાળે મોના સલાટને બોલાવીને કહ્યું કે, ''આપણે દક્ષણાદી કોરનો''



પાયો ફેરવવો પડશે.'' ત્યારે મોનો સલાટ કહે કે, ''સ્વામી ! પાયો તો શાસ્ત્રાધારે વિધિપૂર્વક નાખ્યો છે, તે ફરે નહીં,'' એ સાંભળી સ્વામી કહે કે, ''મોના ! પહેલી લીટી જો. એમ કહી શ્રીજી મહારાજે કાઢેલો લીંટો બતાવીને કહે કે ઘણીનો કોઈ ધણી નથી, માટે પાયો તો ફેરવવોજ પડશે.'' પછી ત્યાં મહારાજે કરેલા લીટા પ્રમાણે પાયો ફેરવી કામ ધમધોકાર ચાલતું કર્યુ. હવે મોટામાં મોટી મુંઝવણ 'પાણા' ની આવી મુળી પ્રદેશમાં ક્યાંયે પાકા પાણાઓ મળતા નહીં. તેથી સ્વામી ધ્રાંગધ્રા પધાર્યા ને ત્યાંના રાજા પાસે મંદિર ચણાવવા માટે પથ્થૅરની માંગણી કરી. રાજાએ પ્રથમ તો હા પાડી, પણ કારભારી લોકોએ (રાજા હજી નાની સગીર ઉમરના હોઈ) પાણાની જગાત ભરી લઈ જવાનું કહેતા, સ્વામીશ્રીએ શાસ્ત્રોના આધારો ટાંકી ધર્માદાના કામમાં પાણા વપરાય તેની જગાત માફ કરવાનું કહી, જુનાગઢ રાજ્ય (મુસ્લીમ રાજયનો) દાખલો આપી જગાત ન લેવાનું કહેતા, કારભારીઓ દ્વૈષી હોવાથી રાજાના વતી કહેવરાવ્યું કે, ''એનો અમે વિચારીને જવાબ આપશું.'' એમ બે દહાડા વિત્યા છતાં તેનો જવાબ નહીં મળવાથી સ્વામી ત્યાંથી તુરત જ ચાલી નીકળ્યા પાછા મુળીએ આવ્યા.

થોડા દિવસો કામ ચાલતાં પથરો ખુટી પડયા અને કામ બંધ થયું. તેથી સ્વામી ચિંતાતુર થયા, સ્વામીશ્રીએ ત્યાંના દરબારો, મહારાજનો અને અન્ય બીજી વસ્તી મારફત આજુબાજુના ગામડાઓની સીમમાં વસ્તા માણસો પાસે ખુબ તપાસ કરાવ્યો, પરંતુ ચણતરના ઉપયોગમાં આવે તેવો પાકો પથ્થર મુળીની આજુબાજુ દશ દશ ગાઉમાં ક્યાંયે મળ્યો નહીં. (મુળીની હદમાં પથ્થરો નિકળતા પણ તે કાચા પથ્થરો હતા, તેને લુણો ખાય જાય તે મંદિરના ઉપયોગી નહોતા) એથી સ્વામીના ઘણીંજ મુંઝવણ વધી ગઈ. એક દિવસ શયન આરતી કરી સ્વામી પર્ણકુટીમાં બેઠા વિચાર કરવા લાગ્યા કે,

‘‘હે મહારાજ ! તમારી આજ્ઞા થી મેં અમદાવાદ વડતા, અને જુનાગઢમાં મહાન વિશાળ મદિરો ચણાવ્યા. તેમા કોઈ વખત મને આંહી આવી તેવી મુંઝવણ પડી નથી. પથ્થર વિના કામ કેમ ચાલશે ? આપશ્રીની આજ્ઞાથી જ આંહીનું મંદિર ચણાવવું શરૂ કર્યુ છે. પાયા મોટા પ્હોળા અને ઉંડા નખાવ્યા, પણ હવે પથ્થરા નહિ મળવાથી તે પડતું મુકવું પડશે ! તેથી લોકમાં મારી હાંસી થશે, આપણા સત્સંગનું ખોટુ દેખાશે. આપ સાક્ષાત પૂર્ણ પુરૂષોત્તમ નારાયણ છો. અને અંતર્ધાન થયા; છતાં હજી પણ પૃથ્વી ઉપર પ્રગટ બીરાજો છો. મને તમારો સંપૂર્ણ ભરૂંસો અને દ્રઢ નિશ્ચય છે, કારણ કે આપ કર્તુમર્ક્તુ અને અન્યથાકર્તુ છો. ધારો તો એક પળમાં મારી વિપતિ મટાડવા સમર્થ છો. માટે હે કૃપાનાથ ! મને પાકા પથ્થરો મળે તેવી કૃપા કરો. હે મહારાજ ! આપ સર્વના અંતર્યામી છો; તો હજી મારા અંતરનો પરિતાપ કેમ શમાવતા નથી ? મારી અરજી સ્વિકારો, સિવ્કારો ! એમ પ્રાર્થના કરીને નીચેનું પદ રચી સંભળાવ્યું.’’

## પ્રાર્થના પદ રાગ ગરબી

રંગીલાકાન અરજી અમારી એક ઝીલીએ;
રંગીલાકાન મનની આંટી તે હવે મેલીએ. ૧
રંગીલાકાન, રહોને આવીને આંહી રાતડી,
રંગીલાકાન વાલાપની કરીએ જો વાતડી. ૨
રંગીલાકાન, ઝાઝુ તમને શું કહિ દાખીએ;
રંગીલાકાન, રાંકુથી રીશ નવ રાખીએ. ૩
રંગીલાકાન, છેટે રહેવું તે વારી નવઘટે;
રંગીલાકાન, મળ્યા વિના તે પીડા નવ મટે. ૪
રંગીલાકાન, પ્રીત કરીને અમને પરહંર્યા;
રંગીલાકાન, કુબજાના ઘર તે પોતાના કર્યા. ૫
રંગીલાકાન, બ્રહ્માનંદ અરજી તે સાંભળો;
રંગીલાકાન, આવી એકાંતે મુજને મળો. ૬

* આવા ચાર પદો છે. આ પદની રચના પહેલા થઈ છે પછી બીજા ત્રણ પદો ‘‘આવોને ઓરા છેલછબીલા મારી શેરીએ,’’ એ પદો બ્રહ્માનંદ કાવ્યમાં છે. તેમા ઉપરની અરજીનું પદ છેલ્લુ લીધેલ છે.



કવીશ્વર દલપતરામભાઈએ પોતાની નોંધ બુકમાં મુળી મંદિર વિષેની જે હકીકત લખેલ છે તેમાં ઉપરનું કીર્તન લખ્યા પછી પોતાના સ્વરચિત ‘‘પથ્થર મેળવવા વિષે પ્રભુ પ્રાર્થના’’ ના પદો ૧૪ ચૌદ લખેલા છે. ‘‘હરિલિલામૃત ગ્રંથ જ્યારે પોતે રચ્યો તે વખતે તે ગ્રંથમાં મુળી મંદિર ચણાવ્યાની હકકીત વિષે કળશ ૧૦ માં વિશ્રામ ૧૨ ૧૩-૧૪ માં પોતાનાં સ્વરચિત પદો ૧૦ લખેલા છે. જેમાનાં કેટલાએક પદો અત્રે લખવા યોગ્ય જણાતાં આ નીચે આપેલા છે.

પથ્થર મેળવવા વિષે પ્રભુ પ્રાર્થના પદો

(રાગ બિહાગ)

(૧)

સહયતા ઘનશ્યામ, સદ્ય કરો, સહાયતા ઘનશ્યામ;
કૃપાનિધી તમે કરવા કહ્યું છે, મુળી વિષે મોટુ ધામ. ૧
એકે ઉપાય સુજે નહિ અમને, કેમ થશે એહ કામ,
પાકા પથ્થર પ્રભુ આ સ્થળે ન મળે, ગોતિ વળ્યો બધા ગામ સદ્ય ૨
ભક્ત વત્સલ કૃપા સાગર કહિયે, નાથ તમારૂં નામ,
કૃપા તજી અતિ કઠોર થાવું, આપને ન ઘટે આમ. સદ્ય, ૩
હૃદય તો બળી રાખ થયું છે, ચર ચર દાઝે ચામ,
દિવસ તો જેમ દુઃખથી વિત્યો (તેમ) જામીનના જશે જામ. સદ્ય. ૪
અમારે તો પ્રભુ એક જ છો તમે, મન ઠરવાનું ઠામ,
તે તો તમે તિરોધાન થયા વળી, દાઝ્યા ઉપરદ્યોદયો છો ડામ સદ્ય. ૫
તમે અરથે અમે સંસાર તજીઓ, તજયા છે સુખ તો તમામ,
તે તમે અમને તજી ગયા છો, હે પ્રભુ પૂરણ કામ. સદ્ય. ૬
વચન થકી અમે વનમાં વસીને સહન કર્યા શિત ધામ,
તે તપનું ફળ તો ત્રીકમાં અમો, પામીયા આ પરિણામ. સદ્ય. ૭
આ અવસર હવે આપ પધારો, કહિયે કરિને પ્રણામ,
વિશ્વવિહારી છો વિશ્વંભર, વાલમ જન વિશ્રામ સદ્ય. ૮

(૨)

પ્રગટ પ્રાણ આધાર, આવો પ્રભુ, પ્રગટ પ્રાણ આધાર,
હે ઘનશ્યામ હવે તો ઘણી થઈ, વાલજી કરોને વિચાર આવો. ૧

પ્રથમ સુખ સંપૂર્ણ આપ્યા, ગણાતાં ન પામીયે પાર,
હવે હળાહળ આપો છો પ્રીતમ, અમૃત દઈને આહાર ! આવો. ૨
સંકટમાં તમે સહાયતા પણ, કીધી અનેક પ્રકાર,
આ અવસરે કેમ અળગા રહ્યાં છો, ભૂધર ગુણભંડાર. આવો. ૩
જો નહિ આવે તો હવે નહિં રહે, લોકમાં લાજ લગાર,
પ્રભુ નહિં, પણ પુરા પાખંડી, કુસંગી જન કહેનાર. આવો. ૪
મંદિર જો નહિં થાય મુળીમાં, હમસે લોક હજાર,
માણસમા પછી ઊંચે મુખે અમે, એકે ન થાય ઉચ્ચાર ! આવો. ૫
કૃપાનિધી નથી સહાય કરતા, મહા સંકટ મોઝાર,
કૃષ્ણ હરિ તમે કેમ ઉતારશો, પાપીને ભવજળ પાર. આવો. ૬
આપ વિના ત્રીભુવનમાં અમારે, અન્યતો નથી આધાર,
ભાર બીજાં કોઈ દેવદેવીનો, ભાસે નહિ તલ ભાર. આવો. ૭
ભાવ સહિત તમને જ ભજે નહિં, જે ગુણહીણ ગમાર,
વિશ્વવિહારીલાલ વિસારીને, કરે પામર પર પ્યાર, આવો. ૮

પુષ્પિતાગ્રા વૃત

વિનત ઉચરતાંજ વાતિ રાતે, દર્શન તોય દીધા ન ભક્તિ જાતે;
મુનિવર મુનિબ્રહ્મ પ્રેમ આણી, વળિ વિનતી કરી ખૂબ રાગ તાણી.
(હરિલિલામૃત ક. ૧૦ વિશ્રામ-૧૨)

આગળ જતા ચોથા પદમાં કહે છે કે,

મંદિર લાયક પથ્થૅ ન મળે, એક સ્થળે આ ઠામ,
દુરથી લાવતા દુઃખ ગણું પડે, દેવોને ન મળે દામ. ૩
નહિં હોય તોય નવા નિપજાવો, પાષાણ, હે પરમેશ !
કોટી બ્રહ્માંડ કરો એક પળમાં, એવા છો આપ અજેશ. ૪

પાંચમાં પદમાં કહે છે કે,

હશી હશી મુખમાં લાડુ મુકયા, શિર પર સિચ્યાં દુધ,
લાડ લડાવિયા લાખ પ્રકારે, સ્વામિ ભુલ્યા હવે શુદ્ધ ! ૪
ખળખળીયામાં ખેંચિને લેતા, અમને તમે અલબેલ,
ઉન્મતગંગ વિષે અમ સંગે, ખાંતથી કરતા ખેલ. ૫



સંતની સાથે વસંત રૂતુમાં રંગ ઉડાડતા રાજ,
લક્ષધા લહાવ અલૌકિક લેતા, સૌ મળીસંત સમાજ. ૬
(વિશ્રામ-૧૩)

પદ ૭ સાતમું - રાગ કેદારો
(ધ્યાન ધર ધ્યાન ધર ધર્મના કુંવરનું-રાગ)

ધર્મના નંદન ધીરજ ધરૂં ક્યાં લગી, શામળા કેમ નથી સાર લેતા ?
કરગરી ગરગરી કોટી વિનંતી કરી, તો ય દર્શન નથી કેમ દેતા ? ધર્મ.
કૈંકને સ્મરણ કરતાં જ દર્શન દીઓ, કેંકના ઉર તણી આશ પૂરો,
કેંકને પ્રઘટ પરચા પુરો આપ તો, કેમ સંકલ્પ મુજ એ અધુરો ? ધર્મ. ૧
ખારૂં + જળ મિષ્ટ કરનાર હરિ છો તમેં, છો તમે રંકને રાય કર્તા;
છો તમે સર્વ સકષ્ટ હરનાર તો, કેમ નથી કષ્ટ મુજ કાન ધરતા ? ધર્મ. ૨
મહિ નદિ માંહિ રઘુવીરજીને તમેં, બૂડતાં બાંયગ્રહિ બાંર લીધા,
તુરત જઈ તારીયા શોક નીવારીયા, દાસને એમ આનંદ દીધા ! ધર્મ. ૩
ભક્તનાજા શિરે કષ્ટ ભારે થયું, તે તમે ત્યાં જઈ તુર્ત ટાળ્યું,
નિરખીને નાજો નિજનાથ નિધડક થયો, એમ બહુ નામિ નિજ બિરદ પાળ્યું. ૪
તેમ અહિઆ તમે કેમ નથી આવતા ? ભાવ અભાવ શો મારી જોડે ? ધર્મ. ૫
આવિયું કષ્ટ જીવરામને જે સમે, નાવથી નાખીયો સિંધુ નીરે,
ત્યાં નહિં નાથ વિલંબ મુદલ કર્યો, એ સમે આપ આવ્યા અચીરે. ધર્મ. ૬
આજ અગણીત જનનેજ ઉદ્ધારીયા, આજ બહુ કાજ કરીયાં અલોકીક
આજ મહારાજ મુજ કાજ કરતા નથી. આજ રહ્યું આપને કોણ રોકી ? ધર્મ. ૭
શામ ધીરજ હવે ચિતમાં નૈ રહે, જો નહિં આ સમે આવો હાલ;
દાસ વિશ્વાસ પછી કોણ કરશે પ્રભુ, વિશ્વમાં વિશ્વવિહારીલાલ ધર્મ. ૮

+ આ કદારો રાગ નરશી મહેતાએ જ્યારે જુનાગઢના રા' માંડલીકે કેદમાં પુરી પુષ્પનો હાર માગેલ ત્યારે ગાયો હતો; અને ભગવાને હાર આપેલો હતો. તે ઈતિહાસ પ્રસિદ્ધ વાત છે. એજ રાગ સ્વામીશ્રી હવે ગાય છે.

+ કચ્છના રણમાં ખારૂં જળ મીઠુ કરી લાલજીભક્ત (નિષ્કુળાનંદસ્વામી)ને પાયુ હતું; તથા માંડવી બંદરના સમુદ્ર કિનારે ખૈયાખત્રીને મીઠી વીરડીમાંથી જળ મીઠુ કરી પાયું હતું તે હજી 'મીઠીવીરડી' ના નામે પ્રસિધ્ધ છે.

પદ ૮

દેવના દેવ દર્શન તમે નહિં દીયો, તો પ્રભુ કેમ ચિંત શન્તિ થાશે,
આજ અકળાઈ અલબેલ અંતર થકી હિંમત હૈયા તણી સર્વ જાશે. (ટેક)
જે મુનિબ્રહ્મ હું ભક્ત ખાચર સુરો, બે સખા આપના નિત્ય પાસે,
મુખ્ય માન્યા તમે દાસ પોતા તણા, મુખ્ય તે માનિયા સર્વદાસે, દેવ. ૧
હાસ્યરસથી તમેં ખુશી ખુશી કરી, દાસને ખાસ આનંદ આપ્યો;
એ સમો આજ કહો ક્યાં ગયો શ્રીહરિ, જે મને શોક સંપૂર્ણ વ્યાપ્યો દેવ. ૨
દુર્ગપુરમાં મને રાજ રાજી થઈ, શિઘ્ર પદ શામ કરવા કહેતા;
આ સમે આવિને કેમ શ્રીજી તમે, શિઘ્ર નથિ કેમ સંભાળ લેતા. દેવ. ૩
હેતને હરખમાં ખુબ આનંદ દઈ, આજ મુંઝવણ અતિ આપી પાકી;
શોક સાગર વિષે માવ નાખ્યો મુને, બોલવાનું નથી કાંઈ બાકી. દેવ. ૪
દૂરથી દેખાત દેવ મુજને તમે, ત્યાં અતિ ઉર આનંદ થાતો.
સ્નેહએ આજ કહોને પ્રભુ કયાં ગયો, ક્યાં ગયો સ્નેહનો સર્વનાતો. દેવ. ૫
દાસને પાસ રહી રાસ લેતા તમે, તે સમે મુખ્ય મુજને જ કીધો;
શ્રી હરિ તે તમે છેક ભુલી ગયા, આ સમે કેમ વિસારી દીધો. દેવ.. ૬
આપ ઉદાસમાં હો અતિ જે સમે, તે સમે આપને હું હસાવું,
આજ ઉદાસ અતિશે થયો હું હરિ, કષ્ટ તે દુર શાથી ખસાવું. દેવ. ૭
જો કૃપાળુ કૃપા આપને આવશે તો જ આ કષ્ટ તે દુર થાશે,
વિશ્વવિહારી આ વિશ્વમાં આપના શ્રેષ્ઠ નિર્મળ ગુણો સર્વ ગાશે. દેવ. ૮

પદ ૯

આજ અક્ષરપતિ આવશો આપ તો, રહી જશે વિશ્વ વિખ્યાત વાતું,
અન્ય ઉપાયથી એહ અલબેલડા, તમ વિના કષ્ટ નથી દુર થાતું (ટેક)
કલેશ કોઈ સમે આવતો અંતરે, આપના સ્મરણથી તે તજાતો,
આ સમે આપના સ્મરણથી શ્રીહરિ, કલેશ આ કેમ નથી દુર જાતો ? આજ. ૧
વૃતપુરમાંહિ શુભ મેંજ મંદિર કર્યુ. મેંજ મંદિર કર્યુ જૈ જુનાણે;
શ્રીહરિ એહ સહાયતા આપની, જગતના લોક એ સર્વ જાણે. આજ. ૨
વૃતપુરમાંહિ પ્રભુ આપ આગળ હતા, આગળે આપ જીર્ણદૂર્ગ માંહી,
એમ આ સમયમાં દેવ દર્શન દીયો, આગળે આવીને સદ્ય આંહિ. આજ. ૩
આપને કાજ મેં ભેખ લીધો ભલો, રમુજ કરી ખુદ તમને રીઝવા,
રાજીપો તો પ્રભુ કયાં રમવા ગયો, થૈ ગયા કેમ અતિ કઠણ આવા ? આજ. ૪



છે દયાસિંધુ જે નામ શંભુ આપનું. તે દયા આ સમેય ક્યાં વળાવી, ?
નાથ નિધડક થયા, છેક નિર્દય તમે તે દયા આજ કેને ભળાવી ? આજ. ૫
પ્રાણજીવન તમે પૂર્ણ પ્રસન્ન થઈ, આજ અરજી સુણો ચિત્તધારી,
દાસને ઘોર સંકટ થકીં આ સમે, વાર કરિ વીઠલા લ્યો ઉગારી. આજ ૬
અરજી ઈશ્વરજી આ વરજી નહિં મૂકશો, ગર્જી હું શામસુંદરજી કહું છું.
મરજી ભુદરજી અણ સમજી કરી દર્શન દ્યો, એજ સુખરજી મુખમાગી લઉં. આજ ૭
જો કહો તે હું જળ અન્ન ત્યાંગુ હરિ, જો કહો તો હું બધી રાત જાગુ.
એક ધરિ ટેક દર્શન દ્રગે આપના. વિશ્વવિહારી હું સદ્ય માંગુ, આજ ૮

ઉપરના નવ પદોમાં સ્વામિશ્રીએ ખુબ પ્રાર્થના કરી છતાં શ્રીજી મહારાજે દર્શન નહિં આપતા. જેમ નરસી મહેતાએ હાર મેળવવા ભગવાનને કઠણ વચનો કહીને મેણાં * મારેલ હતા તેમ સ્વામિ પણ શ્રીજી સાથે સખાભાવ હોવાથી શ્રીજીને કઠીન શબ્દોમાં વિનંતી કરીને પોતાનું કાર્ય સિદ્ધ કરવા નિચેનું ઉપાલંભકાવ્ય રચી કઠીન શબ્દોમાં મ્હેણા દેવા લાગ્યા.

---

* નરશી મહેતો શ્રી કૃષ્ણને કહે છે કે ‘બે માના બે બાપના, નફટ ન ગણા નાથ’ વગેરે – ‘હારને કારણે હઠ કરી. શું બેઠો શામળા’ વગેરે.

## ઉપાલંભ કાવ્ય– રાગ કેદારો

### (પદ ૧)

ધર્મના નંદ ધીરજ ધ! ક્યા લાગી, શામળો કેમ નથી સાર લેતા
કરગરી કરગરી કોટી વિનંતી કરૂં, તોય દર્શન નખી કેમ દેતા ? (ટેક)

કહું સખા ભાવથી, દીલધરી દાવથી, દેવના દેવ નહિં દુઃખ ધરશો
સાચે સાચું કહું જુઠુ તો નહિં લહું, કથન સુણી કૃષ્ણ નહિં ક્રોધ કરશો ધર્મ ૧

સ્વાર્થી છો પ્રભુ નહિંજ પરમારથી, સાધીને સ્વાર્થ અગળા રહો છો
ઠગ થઈ દાસને અધિ ઠગવાતજો, કપટના વેણ મુખથી કહો છો ધર્મ ૨

નાણું ઠગવા તમે બાપુ નાગર ભલો, શ્રીપુર વાસી સંન્યાસી કીધો
આશ ધરિ આવીયો તે નિરાશી કર્યો. લેશ નહિ સાર વીચારી લીધો. ધર્મ ૩
વસ્ત્ર ભૂષણ ભલા આપ અંગે ધર્યો, ટાટ પહેરાવીયાં સાધુ જનને,
સ્વાર્થી એવા છો તમેં શામળા, રાજી રાખો છો, પોતાના મનનો. ધર્મ ૪
ભાવતાં ભોજનો નિત્ય પોતે જમ્યા, તોય તમને દયા ઉર ન આવી. ધર્મ ૫
મેડી મહોલાતમાં આપ વાસોવશ્યા, સંતને વાસ વન માંહિ દીધો.
ટાઢ તકડો સહ્યા મેનીઝડીઓ સહી, શું તમે તેનો ઉપકાર કીધો. ધર્મ ૬
આપીયાં સંતને નિયમ રસ કસતણાં, આપ પંચામૃતેં દેહ પોશો,
ઉદર ભરવાની ઈચ્છા રહે અંતરે, શું તમેં દાસના દુઃખ જોશો, ધર્મ ૭
શાસ્ત્રકારે દયા સિંધુ તમને કહ્યાં તે બધી જાુક્તિનો જુઠો તાલ,
જાણ્યું તમતણું નાથ નિર્દય પણું, છે ઘણું વિશ્વ વિહારીલાલ, ધર્મ ૮

પદ બીજું

આજ અકળાઈ ને આધિક ઉભરાઈનેં, વ્હાલના વેંણ વાંકા ઉચાઉં,
સર્વદાનો સખા ભાવ છે શામળા, શાંખી રહેશો બધુ તેહ સારૂ. ટેક
બ્રહ્મચારી તમે નાથ નૈષ્ટિક ભલા, પુરી રીતે જ બ્રહ્મચર્યે પાળ્યું,
કર્તુ, મકર્તુ, નેં અન્યથાકર્તુ તે, આપ સમર્થ થઈને ઉજાળ્યું, આજ ૧
નારીઓ સાથે હરિ આપ હોળી રમ્યા, મારી પીચકારીઓ તાકી તાકી,
એમ નૈષ્ટિક પણુ અષ્ટ અંગ ધર્યુ, બોલવાનું નહિ કાંઈ બાકી, આજ ૨
નારી સામા રહી નેતરૂં તાણીઊં, વીઠલા એ રીતે મહી વલોવ્યું.
ખાઈ માખણ તમેં ખુબ ખુશી થયા, મિષ્ટ ભોજન વિષે મનો પરોવ્યું. આજ ૩
વેશ વામા તણો ધરી ને ભુધરા, નારીની મંડળી માંહિ ફરીયા,
ગરીબીઓ ગાઈને નારીઓ રીઝવી, બ્રહ્મચારી તણા ધર્મ ધારીઆ. આજ ૪
નામ નારાયણ સુનિ ધાર્યુ તમેં, મુનિ પણ સાચવ્યું ખુબ મીઠું.
રાજ રિદ્ધિ સમાવૈભવો ભોગવ્યા, ખાંતીલા નામ શિદ થર્યુ. ખોટું. આજ ૫
બ્રહ્મચારી ભલા તોગણું તેહને, અષ્ટ અંગે તજે જેહનારી,
સર્વનારી તણા જીવમાં જે રહે, કે કહેવાય તે બ્રહ્મચારી ? આજ ૬
ભૂપ ઉત્તમ તણી જાનમાં જે ગયા. શાંભળ્યા સર્વ વીવાના ગાંણા
તો પછી વર્ણીની કર્ણી શી વર્ણવું, લીધા સંસારના સર્વ લાંણાં આજ ૭
આટલું સાંભળી નાથ ઉતાવળા, હરિવર આવજો હાલહાલ,
જો પછી મારી હું જાતિ પર જાઈ શતો, લાજ નહિં રાખુ વીહારીલાલ, આજ ૮



પદ ત્રીજું

ઢોંગી છો ધૂર્ત છો કપટી છો કુટીલ છો, કોણ થી દાસ વિશ્વાસ કરશે ॥
છળ કરી લોકનેં છેતરો છો તમે, મસ્તક સોંપશે તેજ મરશે. ॥ ટેક ॥
ઢુંઢીયાનું હતુ જોર જે ગામમાં ત્યાં જઈનેં તમેં કપટ કીધું. ॥
મુમતિયો બધાની મુનિજનને મુખે, વશ કરી વસ્તીને નીમ ધીધુ. ઢોંગી ૧
જઈ ચડયા જ્યાંકી શિવપંથી ના શહેરમાં, કોઈએ અલ્પ નહિં અન્ન આપ્યું,
સર્પ સાધુને રૂદ્રાક્ષ બંધીવાય, સ્થિર ત્યાં આપનું થાણું આપ્યું, ઢોંગી ૨
ખત્રી ખૈયો હતો કચ્છમાં જ્યાં કણે, જૈ ચડયા નાથજી જેહ ટાંણે,
ગુરૂ કરી ગાદીએ મને બેસાડીઓ, કપટી કળી લીધુ ખૈયે સુજાણેં. ઢોંગી ૩
વસ્તિ વેદાંતિની જોઈ જ્યાં જે સમે, વેશ વેદાંતિનો ત્યાંજ ધાર્યો.
ધીરવી ધીરવી ધર્મ ઉપદેશ દઈ, પ્રગટ મત આપનો ત્યાં પ્રસાર્યો. ઢોંગી ૪
કામ હીંસા તણું કોઈ કરશો નહિં, કપટથી એમ ઉપદેશ કીધો,
સાધુ લોલંગરાનો તમે તે સમે, દાસને હાથ સંહાર કીધો, ઢોંગી ૫
ક્યાંય સંતાય બેઠા તમે શામળા, ક્યાંઈ નિર્બળ પણું ધારી નાઠા,
ક્યાંય કહ્યું કોઈનેં મારૂ રક્ષણ કરો, નહિ કરો તો થશે હાલ માઠા. ઢોંગી ૬
ક્યાંય ઐશ્વર્ય અતિશેંજ દેખાડીઉં, ક્યાંય તો જોયાજ જીવ જેવા.
જેમ બહુરૂપી બહુરૂપ ધારી ઠગે, આવડે ઢોંગ એવાંને એવાં. ઢોંગી ૭
ઢગ તણા ઠગ થકી હુંજ ઠગ્યું નહીં, જાદુગર તણી હું તોડું જાલ,
વાતની વાતમાં માવમુજને તમે, વશ કર્યો વિશ્વ વિહારીલાલ ઢોંગી ૮

પદ ચોથું

લાજનું કાજ તો કાંઈ કીધુ નતી, હોય નિર્લજ ને લાજ શેની,
ચોરીનું કામ તો નાનપણમાં શિખ્યો, ચીજ તું ચોરતો જેની તેની. ટેક
લાગ ફાવ્યા થકી નિત્ય લંઘન કરી, ભાભાની એક અંગુઠી ચોરી,
માનનીયો તણાં ચિત ચોરી લીધા, લલચાણી બાળ વૃદ્ધ કિશોરી, લાજ. ૧
નાત કે જાતમાં નવ રહી આબરૂ, કોઈએ એક કન્યા ન દીધી
તેથી મા બાપનું ઘર તજી નીશર્યો, થઈ વેરાગી વનવાટ લીધી. લાજ. ૨
ગરીબ મુજનેં ગણી આવી નથી બોલતો, વૈભવો પામી વિષેષ ફુલ્યો,
ભુખના દુઃખથી ઘરો ઘર ભટકતે, માંગતો ભીખ તે કેમ ભૂલ્યો ? લાજ. ૩

સ્વામી રામાનંદે સાધુ ગણી રાખીયો, છાંણના થાપતલ ને પીછાણું,
તે સમે લોકમાં કોણ ગણતું તને, નહિં હતુ જે સમે હાથ નાણું, લાજ ૪
સ્વામીની ગાદીના અન્ય વારસ હતા, ન્યાય તજીનેં તે અનિતી કીધી,
આવી શ્રીપુરમાં કપટ દગા રચી. ત્યાં રૂગનાથદાસને શીખ લીધી. લાજ ૫
સંતજનથી જ સત્સંગ છે વિસ્તર્યો, જો અનાદર કરો આવી રીતેં,
તો પછી તમતણા વારસો જે થસે, પૂજશે સંતને કેમ પ્રીતેં. લાજ ૬
એહવું સુણીને હરિહસી બોલીયા, સંત તુજ ભક્તિ મેં સાચી જાણી,
ક્યારનો આવી આદર્શ સુણ વારહ્યો, આફના મુખની મિષ્ટવાણી, લાજ ૭
પાણી બે જોડીને પાય મુનિ લાગીયા દંડવત પણ કર્યો તેહ કોલ,
સ્તુતિ કરી છંદ પ્રબધ સારા તણી વંદુ હું વિશ્વવિહારીલાલ. લાજ ૮

* (ઉપાલભકાવ્ય સમાપ્ત)

(હિરિલિલામૃતપદ ૧૦ મુ)

પૂર્ણ પ્રતી કરી તે પછી પર હરિ, શામળા કેમ છેટે રહો છો,
આજ દર્શન મને કેમ નથી આપતા, દૂર રહી કેમ દિલને દહો છો. (ટેક)
આજ્ઞા શ્રીહરિ જે તમે છે કરી, તે ધરી મસ્ત કે મેંજ લીધી,
મૂળીમાં શ્રેષ્ટ મંદિર કરવા તણી, તુરત મેં નાથ તૈયારી કીધી ૧
આદર્યુ મંદિર આંહિ અમેં, ક્યોઈ પથ્થર મળે નહિં જ પાકા,
ગોતવા નીસર્યા સીમ સઘળી ફર્યા, ગોતિ ગોતિ અમે ખુબ થાક્યા. ૨
ક્યાંઈ નિપજાવો હરિ ખાણ હીરા તણી, ક્યાંઈ નિપજાવો મણિરત્ન ભારે,
ક્યાંઈ નિપજાવો આરસ અતિ ઉજળા, તો ન નિપજે શું પથ્થર અતારે ૩
હિમત હેયે ધરી શિખર સરવોપરી, સરસ કારીગરીથી કરાવું
દેવ પધરાવિ ડંકા દઉં દેશમાં, સરસ હું ધામ સૌથી ઠરાવું ૪
જો કદી આજ આ અરથ સરસે નહિં, તો પછી વિશ્વાસ કરશે.
દીન જે દાસ થઈ આપના ચરણમાં, મસ્તક સોંપશે તે જ મરશે ૫
બ્રહ્મમુનિ વેગમાં વાક્ય જે ઉચ્ચેરે, તે સુણી શ્રીજીને મિષ્ટ લાગે,
પ્રગટ પુરૂષોત્તમ પ્રગટ થી તે સમે, આવી ઉભા રહ્યાં નેત્ર આગે. ૬
વાહરે વાહ મુનિ વાક્ય જે તમતણાં છે અતિશેજ આનંદકારી
સ્નેહમાં ચિત્ત આકર્ષ મારૂ થયું, એમ ઉમંગી ઉચર્યા અધારી ૭
ભાળી ભગવાનને તુરત પગમાં પડયા, ભાવથી બ્રહ્મમુનિ એજ ટાણે,
વિશ્વવિહારીને વિનય વળતી કર્યો, છંદપ્રબંદથી મિષ્ટ વાણે. ૮

* ઉપરના ચારે પદો અપ્રસિધ્ધ છે, હરિ લિલામૃતમાં પણ નથી. કવીશ્વરની નોંધ પોથીમાં આ પદો છે. કોઈક ને આ પદોના વાક્યો કદાચ પૃથ્ય ન પડે તેમ ધારીને હરિલિલામૃતમાંથઈ એ ચારે પદો પાછળથી કાઢી નાંખવામાં આવ્યા હશે. (સંપાદક)



॥ પુષ્પિગ્રાવૃત ॥

કુ વચન શિશુના સુણી સુમાતા, નિજ મન ક્રોધ કદી નથી ભરાતા,
મતિ હિણ મુજને કુપુત્ર જાણી, સહન કરો મુજ ઈષ્ટ મારી વાણી,

પુર્વછાયો

બ્રહ્મમુનિના ભાવના, શબ્દ સાંભળીને ઘનશ્યામ;
હૃદયમાં રાજી થયા, પછી બોલિયા પૂરણ કામ.

ચોપાઈ

બોલ્યા શ્રી હરિ હે, મુનિરાજ, તમે જે જે કથન કહ્યાં આજ;
તેમા જુઠુ નથી તલ ભાર, સાચે સાચા છે સર્વ ઉચ્ચાર. ૧
તમે શુંભારીઓ મને જ્યારે, આવ્યો છું, હુ તો તર્તજ ત્યારે;
લાગ્યા મુખથી વચન જે નિકળવા, હું તો ઉભો અદર્શ સાંભળવાં. ૨
મીઠા લાગ્યા તમારા વચન, સુણી મગન થયું મારૂ મન;
કહ્યું આટલું હવે શું કહેશે, ઈચ્છું શાંભળવા હું વિષેશ. ૩
સુતને ગાળ દે સગી માય, પણ ચિત્તમાં હિત ચહાય;
જોયું મે તમારૂં મન તેમ, પુરો અંતરમાં દીઠો પ્રેમ. ૪
માગો માગો જે મુખથી તે આપું, કષ્ટ હોય તે સર્વથા કાપું;
મુનિબ્રહ્મ કહે મહારાજ, કાંઈ બીજું નથી મારે કાજ. ૫
દયા દિલમાં જો મુજ પર લાવો, પાકા પથ્થર આંહી બતાવો;
કહે શ્રી ચાલો સજ્જ થૈને, સાથે ઝાઝા સલોટોને લૈન. ૬

(હરિ લીલામૃત, કળશ ૧૦ વિ. ૧૪) (પદ ૧૦ મું)

હવ આપણે સદગુરૂ બ્રહ્માનંદ સ્વામી કૃત આગળ આપેલું પદ 'રંગીલકાન અરજી' અમારી એક ઝીલીએ.'' ત્યાંથી આગળ ચાલીએ.''

## ॥ શ્રીજી પ્રસન્નતા અને પથ્થરની ખાણ પ્રાગટય ॥

''રંગીલાકાન અરજી અમારો એક ઝીલીએ,'' એ પદ સ્વામી સીતારોના સુરોથી મીલાવી, એક ચિત્તે ધ્યાનસ્થ સ્થિતિમાં, પૂર્ણ આલાપથી પ્રભાતી રાગમાં ગાઈ રહ્યાં હતા. પદ પુરૂ થતાં જ શ્રીજી મહારાજ મંદમંદિ હસ્તા હસ્તા બોલ્યા કે, સ્વામી રૂ બહુ કહ્યું ! રાખો ! આવા અમારા મનુષ્ય ચરિત્ર તમારા

સિવાય કોઈએ ગાયા નથી. માટે હવે ઉટો પ્રભાત થયું છે. તો જલ્દી નિત્ય વિદ્ય પૂર્ણ કરી ભોગવતી નદીની સામે કિનારે તમે ઘોડે ચડી સલાય મજુરો સાથે આવજો. તમોને હું મંદિર લાયક તૈયાર પાકા પથ્થરની ખાણ બતાવીશ.'' એ શબ્દ સાંભળી સ્વામી શ્રી હાથમાનો સીતાર નીચે મેલી મસ્તક નમાવી હષાશ્રુ પ્રવાહથી શ્રીજીના ચરણાવિન્દને ભીંજવી રહ્યાં; અને પોતે શ્રીજીને કઠણ વચનો કહ્યા તેની માફી માગીને દંડવત પ્રણામ કરવા લાગ્યા, તે વખતે શ્રીજીએ સ્વામીને ! હાથ પકડી ઉભા કરી બાથમાં લઈ મળ્યા, અને કહે કે, ''સ્વામી ! તમો નહિં કહો તો બીજો કીયો કવિ મને આવાં વચનો કહીં શકશે ? હું તમારા ઉપર બહુજ રાજી છું. ને સદાયે તમારી સાથે જ છું. આટલું કહેતા કહેતા શ્રીજી અંતર્ધાને થઈ ગયા. સ્વામી જલદી જલદી નાહીને નિત્ય કર્મ પૂર્ણ કરી, મોના સલાટ અને મજુરો સાથે તૈયાર થઈ પોતે વીંછીયા ઘોડા ઉપર સવાર થી, સાધુ પાર્ષદો સાથે ભોગવતીના કીનારે પહોંચ્યા, ત્યાં સામે કીનારે શ્રીજી મહારાજને માણકી ઘોડી ઉપર બીરાજેલા સ્વામીએ જોયા. તેથી સાથેના માણસોને પાછળ પાછળ દોડી આવવાની આજ્ઞા કરી પોતે ઘોડો દોડાવી. સામે કીનારે ચડયા ત્યાં તો શ્રીજી મહારાજે માણકી ઘોડી દોડાવી. તે લગભગ બે ગાઉ ઉપર માલાકાને માર્ગે જોગાસર તળાવથી ઉત્તર દિશામાં ખાંટડી ગામના સીમાડા પાસે એક નાની ઘારડીના વિશાળ પથ્થર ઉપર શ્રીજીએ માણકી ઉભી રાખી, ત્યાં સ્વામીશ્રી પણ માણકી પાછળ પાછળ પોતાનો વીછીઓ ઘોડો દોડાવતા પહોંચ્યા, ત્યાં શ્રીજી મહારાજે ઘોડી ઉપર બેઠા બેઠા હાથ લાંબો કરી તે શીલા ઉપર સોટીના ત્રણ વખત ટકોરા કરી એ શીલાને બતાવી ત્યાંજ અદ્રશ્ય થી ગયા.

સ્વામીએ ઘોડેથી નીચે ઉતારી ઘોડાને એક ઝાડના મુળીએ બાંધી તે શીલાનું દંડવત કરી પ્રદક્ષિણા કરી શીલારજ માથે ચડાવી, આંખે અડાડી, શ્રીજી મૂર્તિનું ધ્યાન કરતા બેઠા. તેટલામાં સાધુ, પાર્ષદો સલાટો મજુરો, વગેરે તમામ માણસો ત્યાં આવી પહોંચતા, સ્વામીશ્રીએ સઘળી વાત શ્રી દેવાનંદસ્વામીને કહી અને એ શીલા નીચે ખાંણ બેસારવાની આજ્ઞા આપી ખોદકામ શરૂ થતા ઉપરનો કાચો પથ્થરનો થર નીકળી જતા તેની નીચે એક મોટો સફેદ આરસના જેવો પાકો પથ્થર દેખાતાં તેના ઉપર કંકુ ચોખાો સાથીઓ કરી શ્રીફળ વધેરી શુકન કરી સહુ મુળી આવ્યા. બીજે દિવસે સ્વામીએ દરબારમાંથી તંબુ, ડેરા, રાવડીઓ વગેરે મેળવી



ખાણની બાજુમાંજ ૬૦ માણસો સાથે ત્યાં મુકામ નાખી ખોદકામ ચાલુ કર્યુ.

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિત શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પંચમ પ્રકરણે ધ. ધુ. અયોધ્યાપ્રસાદજી મહારાજ – સદ્દુગરૂ દેવાનંદસ્વામી સંવાદે મૂળી મંદિર પ્રસંગે પથ્થર ખાણ પ્રાગટય નામ છઠ્ઠો અધ્યાયઃ સમાપ્તઃ ॥ ૬ ॥

-- // --

## શ્રીજી

## અધ્યાય ૭ સાતમો

## શ્રી મૂળી મંદિર પ્રસંગ

## શ્રી બ્રહ્મમંડળ કુંડ (પાણીની વીરડી)

ખાણમાંથી સારાં ઉંચી જાતિના પાકા પથ્થરોના તૈયાર સ્થંભો, ભારવટીઓ નવ નવ ફુટના લાંબા જાડા પાટડાઓં, સરાંભરણાંઓ, તેમજ બીજા નાના મોટા ચાલુ ચણતર કામમાં જે વખતે જેવા જોઈએ તેવા જ લાંબા પહોળા અને જાડા, પથ્થરોના ઉપરા ઉપર થરો નીકળાવ લાગ્યા. આવા સાફ તૈયાર ઘડતર વાળા પથ્થરો એકજ સ્થાનેથી મળતા સ્વામીશ્રીને ઘણીજ હિંમત આવી અને શ્રીજી મહારાજે સંપૂર્ણ અરજી સ્વિકારી સહાયતા કરી એવુ સહુ કોઈના મનમાં નક્કી થયું. વિશેષ પરચો તો એ થયો હતો કે, ''જ્યારે ત્રણે શિખરો અને તેના ઘુંમટો વગેરેનું ચણતર કામ પૂર્ણ થયું, ત્યાં તે ખાણાંથી પણ પથ્થર નીકળતા બંધ થયાં. એ જોઈ શ્રીજી મહારાજે જાણે મદિર માટે સ્પેશીયલ પથ્થરોની ખાંણ સૃજી આપી હોયને, તેમ સહુ કોઈને સમજાયું. વળી તે ખાણની આજુબાજુમાં તે ધારમાંજ પાકકા પથ્થરાઓ પણ નીકળા લાગ્યા. (પણ મદિરના ઉપયોગમાં લીધા તેવા ઘડવાને લાંબા નહિ) હાલ એ ખાણની આજુબાજુ બેબે માઈલોમાં પાકા પથ્થરો હજી પણ નીકળે છે અને ''રામપડા'' સ્ટેશનેથી દેશાવરમા

પણ ચડે છે. એમ શ્રીજીની કૃપાથી સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વમીએ પણ સર્વજીવ હિતાવહ થઈ ત્યાંના પથ્થરાની ખાસ જગપ્રસિદ્ધિ કરીઆપી.

પાણીની વીરડી યાને બ્રહ્મકમંડળ કુંડ

ચાલુ કામમાં પાછી એક બીજી મુંઝવણ સ્વામીશ્રીને આવી પડી હતી. તે એ કે પથ્થરની ખાણ મુળી ગામથી લગભગ ત્રણેક ગાઉ વાયવ્ય દિશામાં દૂર હતી તેથી મુલી–મજુરોને તથા સંતોને પણ ત્યાં જ રાત્રી દિવસ પડાવ નાખી રહેવું પડતું તેઓ તમામના માટે તથા સાધુઓ વગેરેને નાવા ધોવા માટે 'પાણી' ઘણે દૂરથી લાવવું પડતું બાજુના જોગાસર તળાવમાં પાણી જુજ હતું એન તે પણ ઝીણી જીવાતવાળું પગડેલું હતુ તેથી ગણે જ દૂરથી પાણીની માંણો ભરાવી લાવવી પડતી, કોઈ વખત પાણી થઈ રહેતા અને લેવા જનારાઓ દૂર દૂરથી પાણી લાવવામાં આવે ત્યાં સુધી માણસો પાણી વિના તરશે બેઠા રહેતા. ખોદકામ કરનાર વગરે મજુરોને વખતો વખત પાણીની તરસ લાગે, અને દુરથી આવતું પાણી 'ઘી' ની માફક સંકોચથી વાપરવું પડતું એથી પાણીની મુશ્કેલી વધવાથી સ્વામીને તેની (બીજી) ચિંતા દરરોજ થવા લાગી.

એક દિવસ બપોર પછી સ્વામીશ્રી ખાણના ખોદકામના પથ્થરના ઢગલા ઉપર ખાખરાને વળતે છાંયડે પાથરી, હાથમાં પુસ્તકનું પાનું વાંચતા વિચારતા ખોદકામ જોતા હતા, તેવામાં ખાણની અંદરના એક માણસે ''બહુ તરસ લાગી છે. હવે તો પાણી પીવરાવો'' તેવી બુમ ખાણમાંથી પાડી, પાણી તદ્દન થઈ રહેલ હતું. છેટેથી પાણીની મોટી મોટી માંણો ભરી માથે ઉપાડી ચાલતા માણસોને જોઈ કોઈએ જવાબ આપ્યો કે, ''પાણીની માંણો લઈને માણસો ચાલ્યા આવે છે; આવશે કે તમને તુરત જ પીવરાવીશું'' તે સાંભળી ખાણમાંનો માણસ કહે છે કે જલદી લાવો; મારો તરશે જીવ જાય છે. પછે મારે શુ કામનું'' એ વાતચીત સાંભળા સ્વામીશ્રી બહુજ દયાળુ સ્વભાવના હોવાથી અકળાઈ ગયા, અને પાણી ભરી લાવનાર માણસો સામા પોતે જાતે એક લોટો લઈ દોડયા. અને સ્વામીને છાંયે ઉભા રાખી પાણી લાવનારની માંણમાંથી પાણી લોટોમાં ભરી ખાણમાં ઉતરીને તે બેભાન થયેલા માણસના મોઢા ઉપર



છાંટીને પાયું. તેમ જ અદરના બીજા તમામ માણસોને પણ ખૂબ પાણી પાઈ શાંત કર્યા. સ્વામીશ્રી પાણી ભરીને આવતા માણસો સાથે ધીમે, ધીમે પાણીના વિચારમાં શ્રીજી મહારાજને સંભારતા સંભારતા ખાણ તરફ ચાલ્યા આવતા હતા. તેવામાં એક અતિ વૃદ્ધ ભરવાડ જર્જરિત અંગવાળો, એક હાથમાં મોટી લાંબી–જાડી ડાંગ (લાકડી) અને ખંભે કાળો કામળો, શરીર કંપવાથી ધ્રુજતું હોય તેમ ધીમો ચાલતો સ્વામિની સન્મુખે ''રામરામ'' કહી આવી ઉભો, અને પૂછવા લાગ્યો.

''ભરવાડ કહે – એ તમે આટલા બધા માણસ આંઈ શું કરો છો ?''

સ્વામી કહે – ભગવાનના મંદિર માટે પથ્થરો કાઢીએ છીએ,

ભરવાડ કહે–ઈતો ઠીક પણ પાણી પીવાનું આટલા બધા માણસે સારૂ ક્યાંથી લાવો છો ?

સ્વામી કહે – ઘણા જ દૂરથી પહેલા 'ભેડાસર' તળાવમાંથી માણું ભરી લાવીએ છીએ.

ભરવાડ કહે–અરે એટલે બધે છેટેથી લાવો છો ? આંઈથી ઉગમણી કોરે ઈશાન ખુણામાં એક જ ખેતરવા છેટે મીઠા પાણીનો જુનવાણી એક વીરડો છે તેમાં ઘણુ પાણી છે. એમે નાના હતા તેદિ વાઘ ચરવા આંઈ ખાંટડીથી આવતા તેદિ તે વીરડાને ત્રણ ચાર પગાં (પગથીઆ) હતાં તે ઉતરીને ઈ મીંઠુ પાણી પીતા ને ઘેટા બકરાને અને ગાયુંને પણ કાંઠે કુંડી જેવું કરી પાતા ઈ નાની વાવડીની મીઠી વીરડી તો અસલી છે ? અસલી પણ હવે તો તે સાવ બુરાઈ ગઈ હે. હાલો હું તમને ઈ જગા બતાવું.

સ્વામીશ્રી તો એ ભરવાડને ભરોસેં સાધુ પાર્ષદો સાથે ચાલ્યા. તે ભરવાડ સાવ ધીમો ધીમો આસપાસ જોતો જોતો લાકડીના ટેકે ચાલતો હતો. એક ખેતરવા ગયા પછી થોર (કંટાળા)નું એક મોટુ થુંબડું આવ્યું અને ખાખરાનો ઘેરો, એ થુંબડા વચ્ચેની ખાડમાં નાના નાના રોપડાઓનો હતો, ત્યાં આવીને તે ઉભો રહી, તે ખાડો બતાવવા ત્યાં જઈ લાકડીનું ઠેબું પછાડીને બોલ્યો કે, ''આંહી અસલી જુનવાણી મીઠી વીરડી છે. તે ખોદાવજો પાણી બહુ જ મીઠું અને ઘણું નીકળશે. બઉ ઉંડી નથી મરેલ ગાળ કાઢી નાંખશો, ત્યાં પાણી દેખાડો દેશે, લ્યો હવે સરવે ડાયરાને રામરામ છે ! એમ કહી ઉત્તર દિશામાં ચાલતો થયો. ત્યારે સ્વામી કહે કે, – '' ગોકળી''

તમે કીયે ગામ રહે છો ? તે સાંભળી ભરવાડ કહે કે– આ હામું ગામ ખાંટડી દેખાય છે તેમા રહું છું. પણ અમે માલધારી ફરતા ફરીએ આજ આંઈ તો કાલ બીજે, વગડાના વનવાસી છઈ.' સ્વામી કહે – 'તમારૂ નામ શું ?' ભરવાડ કહે – 'માઈ નામ ? મારૂ નામ તો કાનો છે.' સ્વામી કહે કે, ખાટડીમાં તમારા ઘર કીયે ઠેકાણે છે ? ભરવાડ કહે કે 'ઠાક મંદિર વાંહે.' એમ કહી રામરામ બોલી ખાંટડી તરફ ચાલતે થયો. સ્વામીએ પછી આસને આવી તે ભરવાડનું નામ ઠામ–ઠેકાણું લખી લીધું અને બીજે દિવસે સવારે એ થોરના થુંબડા અને નાન નાના ખાખરાઓ કઢાવી એ ખાડામાં ખોદાણ શરૂ કરતાં, ઘણા જુના વખતનો ગાળ કાઢયા પછી એક જ ગોળાકાકર પથ્થરમાં સલાટે કોતરેલી (ખોદેલી) એક નાની વાવ પાણીની ભરેલી જોવામાં આવી. તે સાફ કરાવી પાણી ઉલેચાવી, ઉટલેકા વાસણમાં ભરી કપડેથી ગાળી ઠાકોરજી (લાલજીની) મૂર્તિને નવરાવીન જળ તે વાવમાં પ્રસાદીનું રેડાવી, પછી પાછુ બીજું જળ વાવમાંથી ભરાવી, ગરણે ગળાવી ઠાકોરજીને ધરી સ્વામી વગેરે સહુએ પીધું. પી જોતા મીઠું સાકર જેવું અને શીતળ સ્વાદિષ્ટ લાગતા સહુ આનંદને પામ્યા. પછી એક નાની વાવડીના ત્રણ ચાર પગથીયાનો જીણોદ્ધાર કરાવી સ્વામીએ ત્યાં વાવને કાંઠે ઓટો ચણાવી, તેના ઉફર વગર ઘડેલા કાળા પથ્થરના એક હનુમાનજી પધરાવી, તેને તેલ સિંદોર પોતાના હાથે ચડાવી, ત્યાં એક મોડી ધજા ચડાવી સામી બાજુએ પોતે પર્ણકુટી બંધાવી. ત્યાંજ રહેવા લાગ્યા. આજુ–બાજુના સંતો અને પાર્ષદો પણ ખાખરાના ઝુંપડા કરીને ત્યાં રહેવા લાગ્યા. એવી રીતે મજુરો વગેરે સલાટો તે ખાંણ પાસે રહેતા, અને સ્વામી વગેરેએ મીઠી વીરડીની બાજુમાં હનુમાનજીની સામે રહેવા લાગ્યા. +

+ સ્વામીશ્રીના પધરાવેલા એ પ્રસાદીના હનુમાનજીને ફરતો હાલમાં એક વિશાળ ઓટો મંદિર તરફતી ચણાવેલ છે અને દર વરસે સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી દેહોત્સર્ગની તિથી (જેઠ સુદી ૧૦મી) એ ત્યાં મુળી મંદિરના તમામ સાધુ બ્રહ્મચારી, પાર્ષદો, હરિભક્તો વગેરે ત્યાં રસોઈ કરી જમે છે, તેમજ પ્રસાદીનો ખાંણ પાસે પણ સદગુરૂ શ્રી દેવાનંદ સ્વામીએ હનુમાનજી પધરાવેલા, ત્યાં હાલ દેરી ચણી અને ત્યાં એક કુવો પણ મંદિર તરફતી ગળાવી પગથીઆ બંધાવેલ છે. તે બંન્ને પ્રસાદીના સ્થળો હાળ મુળી મંદિરના કબજે છે, અન જાત્રાળુઓ તેની દર્શને જાય છે. રામપરડા સ્ટેશનથી સુરેન્દ્રનગર જતા ઉત્તર દિશામાં રેલ્વેમાં બેઠા તે દેરીના દર્શન થાય છે.



સ્વામીશ્રીની ઈચ્છા તે કાના ભરવાડને પાઘડી બંધાવવાની થતાં એક લાલ છેડાવાળું વાંકાનેરી ધોતીઉં મંગાવી એક દિવસ સાધુ પાર્ષદો સાથે સ્વામીશ્રી ખાંટડી પધાર્યા, ખાંટડી ગામના ચોરે બેઠેલા દરબારોના ડાયરાને સ્વામીશ્રીએ પુછયુ કે ''દરબારો ! કાનો ગોકળી ક્યાં રહે છે ?'' એ સાંભળી તમામ દરબારો ઉભા થી નીચે આવી સ્વામીશ્રીને પગે લાગી ચોરામાં આસન બીછાવી પધરાવ્યા. ત્યારે સ્વામીશ્રી કહે કે ''તમારા ગામને સીમાડે અમે મંદિર સારૂ પથ્થરની ખાંણ બેસારી છે. તે ખાંણની નજદીક જ અમને અહીંના કાના ભરવાડે ત્યાં આવી પુરાતની પાણીની વા બતાવેલી. તે ખોદતા પુષ્કળ અને મીઠા પામીની બ્રહ્મકમંડળ વાવ + તેના કહેવા પ્રમાણે મળી છે, તેથી તે બદલા રૂપે તેને આ પાઘડી બંધાવવા અમો આંહી આવ્યા છીએ, તે ભરવાડ ઠાકર મંદિર પાસે રહે છે. તેને બોલાવો. એમ કહિને તે લાલ છેંડાનું વાંકાનેરી ધોતીઉં સહુ દરબાર ડાયરાને બતાવ્યું, તે સાંભળી સૌ દરબાર ડાયરો કહેવા લાગ્યા કે '' સ્વામી ! આ ગામમાં કોઈ કાના નામનો ભરવાડ રહેતો નથી તેમજ આ ચોરો (ઠાકર મદિર) પાછળ કોઈ બીજા ભરવાડનું પણ ઘર નથી. એટલે અમરા ગામમાં કોઈ ભરવાડ રે રાયકો (રબારી) પણ રહેતો નથી.'' એ હકીકત જાણી સૌ ખૂબ આશ્ચર્ય પામ્યા. સ્વામીશ્રી એ કહ્યું કે, તો પછી ''આ તમારા ગામના ચોરામાં ઠાકોરજી છે, તે કાનજીમહારાજ કાનાભરવાડ રૂપે આવી અમને પાણી બતાવી ગયા લાગે છે. તેણે ઠાકર મંદિર પાછળ રહેવાનું એંધાણ આપેલ તે સત્ય છે. માટે આ ઠાકર મહારાજની તમો સહુ ભાવથી સેવા પૂજા કરજો અને ભઘવાન ભજજો'' એમ કેટલાક ઉપદેશ આપી સ્વામી વગેરે સંતો પાર્ષદો દરબાર ડાયરાને જયસ્વામિનારાયણ કહીને ઉઠયા.

સ્વામીશ્રીને નક્કી ખાત્રી થઈ કે શ્રીજી મહારાજ પોતેજ ભરવાડના વેશે પધારી અમારી પાણીની મુંઝવણ મટાડી છે. શ્રીજી મહારાજ જરૂર અમારી સાથે જ છે.

+ નોંધ માટે પેઈજ નં. ૪૭૩ વાંચો.

## * શ્રી બ્રહ્મકમંડળ (વાવ) અનેદૈવી ખીણ વિષે દિવ્ય દોહા

ભક્તોની ભીટ ભાંગવા, નૈતમ નકામો નામ,
ભલો વેશ ભરવાડનો, (તમે) ભજવ્યો સુંદર શ્યામ. ૧

શ્રી સહજાનંદ સહાયથી, સ્વામી બ્રહ્માનંદ,
પાણી રાખ્યું પ્રેમથી, સત્સંગનું સુખકંદ. ૨

પાણી વિણ મોતી અને, પાણી વિણ તરવાર,
પાણી વિણ ઘોડો અને પાણી વિણ નરનાર. ૩

પાણી વિણ એ વસ્તુની, કિંમત નહિ તલભાર,
(માટે) જતન કરી પાણી જરૂર, રાખો સહુ નરનાર. ૪

બ્રહ્મ કમંડળ વીરડો, જળ ગંગાજી જાણ,
અંજનિ સુત ચોકી કરે, અખૂટ જણ એંધાણ. ૫

### દૈવી ખાણ દોહા

જન્મ ભૂમિ નિજ ખાણ છે, મૂળી દર્સન ખાંણ.
ચૌદ રત્નની ખાણ તે, બ્રહ્મમુની ઓળખાણ. ૧

બ્રહ્માનંદ મુની તણાં, વસુધા માંહિ વખાણ,
સખા ભલા શ્રીજી તણા, ચૌદ રત્નની ખાણ. ૨

મહિમા સમજો મુક્તનો, એજ ખરી ઓળખાણ.
જંગમ તીરથ જાણતાં, છૂટે ચારે ખાણ. ૩

* નોધ માટે જુઓ પાનું ૪૭૪ ચારસો ચીમોતેર



મૂળી મંદિરમાં જઈ, સ્નેહ થકી, સુજાણ,
દર્શન કરીને દેવના, ખાંતે નિરખો ખાંણ. ૪
સજ્જન સંત જમાડજો, સ્વામી ખાણ,
(તો) ચારખાંણ ફેરા ટળે, એ મોટુ એંધાણ. ૫
સ્વામી બ્રહ્માનંદનો, મહિમા અપરમપાર,
કવિ માવ કહે કેટલો, એક જીભ ઉચ્ચાર. ૬

ખાંણમાંથી પથ્થરોનો મોટો ડુંગર જેટલો ઢગલો થતા રાજ્યના પગરણાંના અને હરિભક્તોના ગાડાઓની હેડો ચાલતો તે પથ્થરાઓ મુળી મંદિર પહોંચતા થવા લાગ્યા સ્વામીશ્રી મુળી મંદિરમાં પધાર્યા અને મંદિરનું ચણતર કામ પહોળા પાયા ઉપરથી શરૂ કરી નીચેના ભુગર્ભનો એક લાગ તો મંદિરના કોઠાર વગેરેનો બનાવી તેના ઉપર બીજો મજલો વિશાળ અને ઉંચો ઘુંમર એકસો ચોરસ સ્થંભોવાળો

ચૌદ રત્નોનાં નામો દોહા
કમળા, શંખ, મયંક, મણિ, સંભા સુરતરૂ, બાજ;
ધેનુ, ધનંતર, ધનુષ, વીષ, સુરા, સુધા ગજરાજ.
(પ્રાચીન)

### સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી વિષે ચૌદે રત્નો સાથે સરખામણી

(૧) લક્ષ્મી જેવા ચંચળ અને ચતુર, (૨) શંખ જેવો ધ્વનિ, (૩) ચંદ્ર જેવો શિતળ શાન્ત સ્વરૂપ (૪) મણિ જેવી કાન્તિ અને કિર્તી (૫) રંભાજેવી ચિત્રઆકર્ષણ કરનારી ગાન વિદ્યા. (૬) સુરતરૂ જેવા પરમાથી (૭) ઉચૈશ્રવા જેવી તાકાત (હોર્સ પાવર-વિ પાવર ટકોર નહિં સહન કરનારા, વગે મર્દાનગીવાળા) (૮) કામધેનું સમાન દાળુ, ઈચ્છિત આપનાર (૯) ધનવંતરી સમાન, રોગમટાડનાર (જન્મ મરણનો મહારોગ મટાડનાર) (૧૦) ધનુષબાણ જેવા કરડાં સત્ય વચનો કહેનાર. (૧૧) ઝેર જેવા વચનો દુષ્ટજનો સમજનાર. (૧૨) મંદિરના મદ જેવો શ્રીજી મહિમાનો અને વિદ્યાનો મદ રાખનાર (૧૩) અમૃત જેવી દ્રષ્ટિ અને વચનો. (૧૪) ઐરાવત હાર્થ જેવી તંદુરસ્તી અને ચાલ (સંપાદક)

ઉત્તમ કમાનોની કારીગરીથી ભરપૂર ખુલ્લો સભામંડપ, ગગનચુંબી ત્રણ મોટા શિખરો, કળા કોતરણીથી ભરપુર ફરતી વિશાળ પ્રદક્ષિણા, બેઠક, હવારબી અને સુદર ત્રણ 'રૂપચોકીઓ' વાળા ત્રણ દેવ દરવાજા મેલી ''રાજવલ્લભ'' વગેરે શિલ્પશાસ્ત્રના આધારે બનાવી પશ્ચિમ દ્વારના મુખ્ય દ્વારમાં શ્રી હનુમાનજી અને ગણપતિજીના સુંદર સ્થાનો બનાવ્યા એ બધા ચણતર કામમાં સ્વામીએ ખૂબ કાળજીપૂર્વક ધ્યાન તઈ ઉત્તમ કળાકૃતિની દ્રષ્ટિએ ભોગવતીના કિનારે સુંદર મુળી મંદિર ચણાવ્યું. રાત્રી દિવસ અખંડ કામ ચાલુ રાખી હજારો માણસોને કામે લગાડી સહુને ભક્તિ સાથે મુક્તિનો રાહ બતાવી શ્રી સ્વામિનારાયણો વિજય ધ્વજ ઝાલાવાડ પ્રદેશમાં ફરકાવી સૌરાષ્ટ ધરતીની શોભા વધારી દીધી.

મુળીમાં કાવ્ય ચતુરાઈ પ્રશ્નાત્તર

એક દવિસ મુળી મધ્યે રહેતા ચારણ કવિઓને ત્યાં લગ્ન પ્રસંગે દેશ દેશાવરના કવિરાજો આવેલા હતા. તે સહુ દેવડાયરો મંદિર જોવા અને ચારણકુળ મુગટ મણી પ્રખ્યાત કવીશ્વર શ્રી બ્રહ્માનંદ સ્વામીશ્રીના દર્શન કરવા આવ્યા. તેમા કચ્છ, ગુજરાત, હાલાર, ગોહીલવાડ, સોરઠ, ઝાલાવાડ, એ પ્રદેશના છ કવિરાજોએ સ્વામીશ્રીને નીચેના છ પશ્નો પુછયા : (૧) સાગરની પુત્રીનું નામ શું ? (૨) જીવોનો વાસ ક્યાં છે ? (૩) તીર્થ કરવા જાઉં ? કે ન જાઉં ? (૪) ગોપ (ગોકુળનો) પતિ કોણ ? (૫) સતી સ્ત્રીને વ્હાલું કોણ ? અને (૬) કળીકાળમાં જનોને નિષ્કામી કોણ કરે છે ? એ છએ પ્રશ્નો ઉત્તર સ્વામીશ્રીએ એક જ સવૈયા છંદની છેલ્લી પંક્તિમાં આપ્યો. એમાંથી લઈને સ્વામી છેલ્લી લીટીમાં ઉત્તર કહે છે. આને અંતલોપિકા મુક્તિ કહે છે.

| પ્રશ્નો | પ્રશ્નોત્તર સવૈયા છંદ | ઉત્તર |
|---|---|---|
| ૧ | કોણ સુતા શુભ સાગરની | શ્રી |
| ૨ | કહિ વાસ વસે જીવ અંતરજામીઃ | સહ (સાથે) |
| ૩ | તીરથ કારણ જાઉં ન જાઉં જ, | જા, |
| ૪ | ગોપ પતી કોમ ગોકળ ગામી; | નંદ |
| ૫ | કોણ કહો મતિને અતિ વલ્લભ, | સ્વામી, |
| ૬ | પ્રશ્ન સુણી મુનિ બ્રહ્મ કહે સુણો. | સહજાનંદ |
| ઉત્તર | શ્રી, સહ, જા, નંદ, સ્વામી, | સ્વામી |



ઉપર મુજબ છ એ પ્રશ્નોના ઉત્તર માત્ર અતર્લાપિકા સવૈયા છંદની એક જ છેલ્લી પંકિતમાં સૌ કવિરાજો ચરણાવિન્દમાં મસ્તક નમાવી સ્વામીશ્રીના બુદ્ધિબળની અને શીઘ્ર કાવ્ય રચનાની તારીફ કરતા કરતા સ્થાને ગયા.

## શ્રી મુળીમાં સ્વામીશ્રીના ઐશ્વર્યો.

૧

મુળી મંદિરનું કામ ચાલતુ હતુ તે વખતે મુળીમાં કોગળીયું (કોલેરા) આવ્યું, ત્યારે કડીઆઓ કહે કે, 'સ્વામી ! અમે સહુ હવે અમારે ગામ જાશું. આી રહીએ તો કોગળીઆમાં મરી જઈએ.' એ સાંભળી સ્વામી કહે કે, તમે મંદિર છોડી ગામમાં ન જાશો; મંદિરમાં જ રહેજો. મંદિરમાં તમારા પાસે તે નહિ આવે અને ગામમાંથી પણ ત્રણ દિવસમાં ચાલ્યું જશે.' તેથી તે ત્રીજે દિવસે ચાલી જતા સહુ નિર્ભય થયા.

૨

એક દિવસ મુળીના સહુ ગીરાસદારો મળીને સ્વામીશ્રીને કહેવા લાગ્યા કે ''સ્વામી ! વરસાદ થાતો નથી ને મોલ સુકાય છે.'' ત્યારે સ્વામી કહે કે, ''મંદિરમાં સહુ સંતોને પાકી રસોઈ જમાડો તો વરસાદ ઘણો થશે.'' તેથી સહુએ રસોઈ આપવાની હા કહી. એટલે સ્વામી સીતારમાં તારો ચડાવીને 'મલાર રાગ' ગાવા બેઠા. બે પદો ગાયા ત્યાં વરસાદ ઘણો જ થયો અને તેથી ભોગાવામાં મોટુ પુર આવ્યું. પછી સહુએ મળી સાધુઓન પાકી રસોી આપી ખૂબ જમાડયા.

૩

એક દિવસ મોના સલાટનો દિકરો 'ફુલો' માંદો પડયો તે દેહ પડી જાય તેવો મંદવાડ વધી ગયો તેથી સર્વે સલાટો કામ બંધ કરી લુગડા બદલાવી તેના પાસે જઈ બેઠા તેટલામાં સ્વામી બહાર ગામડે ગયા હતા ત્યાંથી આવ્યા, અને કહેવા લાગ્યા કે. ''આજ કામ કેમ બંદ રાખેલ છે ? ત્યારે સ્વામી નીરમાનંદજી કહે કે ''સ્વામી ! મોના સલાટનો દિકરો ફુલો બહુ માંદો છે અને દેહ પડી જાય તેમ થઈ ગયું છે. તેથી બધા સલાટો હમણાં

જ ત્યાં ગયા છે.'' એટલે સ્વામીએ મોના સલાટને તેડાવીને કહ્યું કે, ''તારો દીકરો જીવતો રહે તો તારે શું નિમ રાખવું ?'' ત્યારે મોનો સલાટ કહે કે ''સ્વામી ! તમો કહો તેમ કરૂં'' ત્યારે સ્વામી કહે કે, ''તારે પાંચ દિકરા છે અને તે પાંચે દિકરા પગાર લાવે છે. તો તારે હવેથી ઠાકોરજીની ભક્તિ કરવી અને મંદિરની સેવા કરવી કબુલ છે ?'' ત્યારે મોનો કહે કે, હા સ્વામી કબુલ છે, પછી સ્વામીની પ્રાર્તનાથી શ્રીજી મહારાજ ફુલનો દેહ રાખી ગયા. ને ફુલો સાજો થયો તેથી મોનો સલાટ જીવ્યો ત્યાં સુધી મંદિરની સેવા કરીને ભક્તિ કરતો હતો.

૪

એક વખત પાણીની ખાંણમાંથી ૧૦ ગજ લાંબા અને ૪ ચાર ગજ પહોળા એવા બે પથ્થરાઓ હનુમાન અને ગણપતિ માટે કાઢ્યા હતા. તે આઠ પૈડા વાળા મોટા રેંકડા ઉપર ચડાવવા લાગ્યા; તે પથ્થર રેંકડે ચડયા નહિ. તેથી મોના સલાટે આવી સ્વામીશ્રીને કહ્યું કે ''સ્વામીશ્રીને કહ્યું કે ''સ્વામી હનુમાન ગણપતિ વાળા પાણાઓ ઘણા માણસો થઈને ચડાવે છે; પણ રેંકડે ચડતા નથી'' તેવું સાંભળી સ્વામિ તે પથરા પાસે જઈ બન્ને પથ્થરોને હાથ અડાડીને કહ્યું કે, ''પૂજાવું હોય તો હાલો, નહિં તો હમણાં કરવતથી વેરીને ચણવાના કામમાં આવે તેવડા ટુકડા કરશે.'' એટલું કહી સ્વામીએ સહુને તેડાવી રેંકડા ઉપર ચડાવવા કહ્યું. પોતે પણ સહુ સાથે તેને હાથ અડાડતા પથરાઓ રેંકડે ચડી ગયા. તેના હનુમાન ગણપતિ ઘડાની સ્વામીએ પધરાવ્યા હતા. જે હાલ પુજાય છે.

૫

ભોગાવા નદીમાં વેળુનો વેકરો બહુજ ચડી જતાં ખાંણેથી આવતા પથ્થર ભરેલા ગાડાંઓ નદીમાં ચાલે નહી તેથી ખેડૂતો કહે કે, ''સ્વામી, નદીમાં મારગનો ચીલો બાંધ્યો વિના ગાડા ચાલશે નહી.'' તે સાંભળી સ્વામી કહે કે, ''કુચો હોય તો નદી બંધાવ પણ આવા માઠા વરસમાં કુચો કોણ આપે ? તે સાંભળી બ્રાહ્મણ પ્રભુ મહેતો કહે કે સ્વામિ, મારે ગંજી છે. તેમાંથી જોઈએ તેટલું ઘાસ લઈ જઈને નદીના ચીલો બંધાવો, ત્યાં તો પ્રભુ મહેતાને દિકરા પાંચ હતા. તેમણે પિતાની આજ્ઞા પ્રમાણે ગંજીમાંથી ઘાંસ લાવી નદીનો ચીલો બાંધી આપ્યો તે જોઈને સ્વામી બહુજ રાજી થયા, અને પ્રભુ મહેતોને વર આપ્યો કે, ''તમરા કુળમાં જે દેહ મેલસે તેને અમો તેડયાને આવશું.'' તે હજી સુધી અંતકાળે સ્વામીના



વચન પ્રમાણે તેના વંશમાં જ્યારે કોઈ દેહ મેલે છે ત્યારે સ્વામી તેડવા આવે છે.

૮

મંદિરના ચણતર કામમાં શીશમના પાઉં જોઈએ, કડીઆ સુતાર કહે કે, શીશમના લાકડા વિના બીજું લાકડું આમા કામ ન આવે' સ્વામી કહે કે, 'અત્યારે હાલને હાલ શીશમ ક્યાંથી લાવવો ? તે સાંભળી પ્રભ મહેતે પોતાનો નવો દંતાર, જે શીશમનો હતો તે, લાવીને આપ્યો, ત્યારે સ્વામી કહે કે, 'દંતાળ ન બગાડાય', તેથી પ્રભુ મહેતો કહે કે, 'સ્વામી ! તમારાથી શું અધિક છે ? મંદિરના કામમાં ન આવે તે શ્યા કામનું ? એમ કહી સુતારને બોલાવી દંતાળનો (શીશમનો) લોઢીઓ વેરાવી પાઉં ઘડાવ્યા. તે જોઈ સ્વામીએ પહેરેલો મોગરાનો હાર પ્રભુ મહેતાને પહેરાવી વાંસો થાબડી કહ્યું કે, ''જા, જ્યાં હું ત્યાં તુ'', એમ વર આપ્યો.

એક વખત વઢવાણમાં કોલેરા આવ્યું. અને મોના સલાટની સ્ત્રી હીરબાઈને અને તેના વચેના દીકરા શંકરને થયું. તેથી મોનાસલાટને તેડવા માણ મુળી આવ્યું. અને કહ્યું કે, ''બેય જણાંના દેહ રહે તેમ નથી, માટે તમે જલદી વઢવાણ ચાલો.'' તે સાંભળી મોનો સલાટ કહે કે, 'તે ભલે મરી જતાં હોય મારે વઢવાણ જાવું નતી' એ સાંભળીને સ્વામી કહે કે, ''મોના, આવા ટાણે તો જાવું પડે.'' ત્યારે મોનો કહે કે, ''સ્વામી ! જીવાડવું અને મરવું તે તો એક ભગવાન સ્વામીનારાયણના હાથમાં છે, અને કાં તમારા હાથમાં છે, હું ઠાલો ભુલો ત્યાં જઈને શું કરૂં ?'' સ્વામીએ શ્રીજી મહારાજને સંભારીને પ્રાર્થના કરી અને તે બન્નેને જીવતા રાખવા શ્રીજી મહારાજને પ્રસાદીનું પાણી આપ્યું. તે લઈ મોનો વઢવાણ ગયો ને ત્યાં જઈ તેબન્નેને તે પાણી પાયું તેથઈ તેમનું ત્યાંના મહાજનોએ જાણી એટલે હરિભક્તના અને મહાજનના ચાર પાંચ જણાઓ મળીને સ્વામીને તેડવા મૂળીએ આવ્યા. તેથી સ્વામી વઢવાણ પધાર્યા. અને ઠાકોરજીની પ્રસાદીનું જણ ગામને દરવાજે છાંટયુ. આથી કોગળીઊં બંધ થઈ ગયું અને સ્વામી પાછા મુળીએ આવ્યા.

બ્રહ્માનંદ સ્વામી મુળીમાં મંદિર કરાવતા હતા. સ્વામીનો પ્રભાવ સાંભલી ગામના ઘણા લોકો દર્શને આવતા. એક વખત થોડા ગરાસિયા સ્વામી પાસે આવ્યા. તેઓ ભારે અફીણીયા હતા. અફીણનું બંધાણ છોડી શકતા. નહી તેઓ આવીને સ્વામીને પગે લાગ્યા ને વાતો સાંભળવા બેઠા. સ્વામીએ ઘણી જ્ઞાનની વાતો કરી. ઉઠતી વખતે ગરાસીયાઓએ કહ્યું 'અમારૂં કલ્યાણ કરજો.' સ્વામીએ કહ્યું 'જેવું તમારે સ્ત્રી અને પરિવાર વિષે

હેત છે તેવું ભગવાનને ભગવાનના ભક્તમાં કરશો તો,જાવ તમારૂ કલ્યાણ છે.'' ગરાસીયા ગયા પછી બીજા ત્યાં બેઠેલા સંતે પુછ્યું, સ્વામી આ અફીણીયા માટે કલ્યાણ આવું સહેલું કર્યુ ?'' સ્વામી કહે, સહેલું નથી. જગતના સબંધીમાં ગાઢ હેત છે એવું ભગવાનમાં થવું અતિ મુશ્કેલ છે ને એવું હેત જેને ભગવાનમાં થઈ જાય તેને પછી જગતના પદાર્થોમાં મોહન રહે જ નહિં તેનું કલ્યાણ થઈ જ જાય.

૯

એક વખત મુળીના ગરાશીયાઓ અને ચારણો વગેરે સભામાં બેઠા હતા, તેને સ્વામીશ્રીને અરજ કરી કે, ''અમારા દરબાર રામાભાઈ તથા રઘાભાઈને દિકરા નથી; તો કૃપા કરો તો થાય,'' તે સાંભળી સ્વામી કહે કે. બન્નેને શ્રીજી મહારાજ દિકરાઓ આપશે. એ વરદાન પછી બન્ને દરબારોના દિકરાઓ - એક વખતસિંહજી અને બીજા સરતાનસિંહજી એબન્ને મહા પરાક્રમી થયા હતા.

૧૦

એક સમય મંદિરના ચાલુ કામના પથ્થરાઓ ખુટયા; તેથી નિર્દોષાનંદ સ્વામીએ આવીને સ્વામીશ્રીને વાત કરી કે, ''સ્વામી ! આંહી પથ્થરાઓ ખુટવા આવ્યા છે. તેખાંણેથી મગાવવા જોશે. પણ મુળી ગામના ગાડવાળાઓએ ઘણા ફેરા ઓ નાખ્યા છે; તેથઈ ગામડેથી ગાડાં લાવો તો ઠીક'' પછી સ્વામી પોતે રામપરા અને ખોલડીયાદ ગામે ગયા ને રામપરાના ભગવાન પટેલ દલો સીંધવ, વસ્તો ભગત રાજસીભગત, ભાણો ભગત, વ્યાસ ગણેશ વગેરેએ પનર ગાડાઓના પૌસા આપ્યા અને આખા ગામના ગાડા પણ જોડાવી આપ્યા, વ્યાસ ગણેશજીને ઘરે રસોઈ કરાવી સ્વામીશ્રીને જમાડયા. સ્વામી ત્યાં રાત્રી રહ્યાં. ત્યાં બીજે દિવસે તો ગામ ગાડા ખાણેથી પથરા ભરી મુળી મંદિરમાં નાખી આવીને પાછા રામપરા આવ્યા. તે જોઈને સ્વામીશ્રી બહુજ રાજી થયા અને બોલ્યા કે, ''આ સર્વે ગાડાવાળાઓને હું તેડવા આવીશ'' એમ કહીને સ્વામી ખોલડીયાદ ગયા. ત્યાં ખેંગાર ભગત, દલોસીંધવ, ગણેશ સીંધવ, મુળો સીંધવ, લાધો સીંધવ, ભગુ પટેલ વગેરે આવતા સ્વામીએ કહ્યું કે ''રામપરાના હરિભક્તોના ગાડાઓ ખાંણેથી પથરાભરી મુળીએ નાખી આવ્યા છે. તેમા જ તમારે સર્વેને પણ પથ્થરના ગાડાઓ ખાણેથી ભરી મુળીએ નાખી આવવા પડશે.'' તે સાંભળી સહુ કહે કે, સ્વામી તમો કહો તેટલા ગાડા જોડાવીએ અને રોકડા રૂપીઆની પણ સેવા કરીએ, એમ કહીને ભગુ પટેલ રૂા. ૩૦૦ ત્રણસો નતુ શેઠને ઘરેથી લાવીને સ્વામીશ્રીના પગ આગળ મેલા, અને બીજાઓએ પણ રોકડા રૂપીઆ લાવીને ધર્યા; તથા ગામમાંથી ગાડાઓ જોડાવી ખાંણેથી પથ્થરા ભરી મુળીએ પહોંચાડયા. તેથી સ્વામીશ્રીએ રાજી થઈ વર આપ્યો કે ''આ રૂપીઆ તથા ગાડા આપનારને હું તેડવા આવીશ;''



એટલુ જ નહિં પણ તમારા ગામના સીમાડામાં જે મરશે, તેને પણ હું તેડવા આવીશ અને ધામમાં તેડી જઈશ. એવો 'વર' મળતા ગામના લોકો સહુ બહુ રાજી થયા.

૧૧

એક વકત જોધપુર (મારવાડ) નાદેવદાસ નામના બ્રહ્મભટ મુળીએ આવ્યો અને ગઢડામાં ચારણોના ચોરામાં આવી કહેવા લાગ્યો કે, 'હું અષ્ટવિદ્યાની કવી છું, તમામ રજવાડાઓમાં ફરતો ફરતો આંહી આવ્યો છું. આ મુળીમાં વસ્તા ચારણ કવિઓ પ્રસિદ્ધ છે. તો કોઈ તમારામાં અષ્ટવિદ્યાની કવિ હોય તો બતાવો' મુળી તો ચારણોની છોટી કાશી છે.'' એ સાંભળી પિંગળશી નામના ચારણ કવિ કહે કે, ''અમારા મોટા કવિઓ તો રજવાડામાં ફરવા ગયા છે; પણ મુળીના મંદિરમાં એક બ્રહ્માનંદસ્વામી નામના કવિ છે. તે અમારા સહુ કવિઓના ગુરૂ છે.'' તે સાંભળી તે દેવદાસ બ્રહ્મભટ પિંગળશી કવિ સાથે તેડીને મંદિરમાં સ્વાી પાસે આવ્યો ત્યારે સ્વામીએ તેનો આદર સત્કાર કરીને આસન ઉપર બેસાર્યો પછી પિંગળશી કવિ કહે કે, ''આ સ્વામીજી અમારા સહુ ચારણ કવિઓના ગુરૂ છે. તેની આગળ તમારી કવિતા બોલો, તો પરીક્ષા પડે'' તે સાંભળી તે કવિ કહે કે, ''સ્વામી તમે અષ્ટાવધાન કરો છો?'' ત્યારે સ્વામી કહે કે ''અષ્ટાવધાન તો આ અમારો નાનકડો સાધુ વૈશ્નવાનંદ પણ કરે છે. અમો તો શતાવધાના કે સહસ્ત્રાવધાનો કરીએ છીએ.'' ''એમ કહી વૈશ્નવાનંદને પોતા પાસે બેસાલી અષ્ટાવધાન કરાવતાં આવેલા કવિ આશ્ચર્ય પામતા તનો ગર્વ ગળી ગયો પછી સ્વામીશ્રી કહે કે, ''અષ્ટોત્તર શતાવધાન સાંભળવું, સમઝવું, હોય, તો બેસો સામે એડલે તે દેવદાસ કવિ સ્વામીના ચરણમાં માંથુ નમાવી બે હાથ જોડી કહેવા લાગ્યા કે, ''સ્વામીને ભગવાન નૃત્ય માનુ છું.'' તો પણ સ્વામીએ તેના ઉપર કૃપા કરી તેને કંઈક ચમત્કાર બતાવવા માટે પીંગળ શાસ્ત્રના કઠીન છંદો પાંચ પાંચ મીનીટમાં રચીને પાંચે જણાઓને પોતા સામે બેસારી લખાવવા મંડયા, મેં પાંચ જણાઓને જુદા જુદા પાંચ છંદોની પાંચ કડીઓ નવી રચી પાંચ મીનીટ થતા લખાવી આપી. તે જોઈ તે દેવદાસ કવિ સ્વામીશ્રીનો આશ્રિત થયો અને ત્યાં બેઠેલા ગામના કેટલાક વિદ્વાન બ્રાહ્મણો અને ચારણો પણ સ્વામીશ્રીના આશ્રિત થયા.

૧૨

એક વખત મુળી મંદિરમાં લોટ દળવાનો ઘંટ કરવા માટે પાલક અને જાડો બાવળ જોઈએ પણ મુળીની સીમમાં ક્યાયે ઘંટ થાય તેવો પાકલ બાવળ મળ્યો નહિં. એથી સ્વામી બાવળ ગોતવા નીકળ્યા. ઘણા ગામો ફર્યો. બાવળો જોયા; પણ ઘંટના ઉપયોગમાં આવે તેવો લાંબો જાડો અને પાકલ બાવળ ન મળ્યો. છેવટે રામપરે સ્વામી આવ્યા ને સહૂને પુછ્યું કે ઘંટ થાય તેવો પાકલ બાવળ આંહી મળશે.'' તં રે હરિભક્તો કહે કે, ''સ્વામી ? આ ગમમાં આંબો ચાવડો પટેલ છે. તેના ખેતરમાં એક બહુજ જુનો, મોટો ને જાડો પાકલ બાવળ ઉભો છે. પણ તે સત્સંગી નથી ને તેને ત્યાં દીકરો પણ નથી. તેના મનની ઈચ્છા પુરી થાય તો તે બાવળ આપે તેવો છે.'' તે સાંભળી સ્વામી કહે કે, ''તે પટેલને આંહી તેડાવો'' તેથી પટેલને બોલવતાં સ્વામી પગે લાગી તે બેઠો, એટલે સ્વામી એ તે આંબાચાવટાને કહ્યું કે, ''અમારે મુળી મંદિરમાં ઘંટ કરવા માટે મોટો પાકલ બાવળ જોઈએ છીએ. તે તમારા ખેતરમાં છે તેમ સાંભળેલ છે, તો તે બાવળ તમે અમને આપશો ?'' એટલે તે પટેલ કહે કે, ''સ્વામી તમે બહુ મોટા મહાત્મા પુરૂષ છો એમ હું જાણું છું. તો મને દીકરો નથી તે જો આપો તો હું આપું'' ત્યારે સ્વામી કહે કે, ''તેમા શું મોટી વાત છે ? કોઈ નવો જીવન નથી ઉત્પન કરવો ? ચાલો ખેતર'' એમ કહી સૌ ખેતર ગયા. ત્યાં સ્વામીએ પોતાનું તુંબડામાંથી પાણી છાંટી તે બાવળને વર્તમાન ધરાવ્યાં, અને સહુ સાંભળતા કહ્યું કે, ''આ બાવળનો જીવ તમારે ત્યાં જન્મ ધરશે.'' એમ કહી વર આપી, બાવળ કપાવી મુળી લઈ જઈ તેનો ઘંટ બનાવ્યો બાર માસે શ્રીજી પ્રતાપેં તે પટેલને ત્યાં દીકરાનો જન્મ થયો હતો.

૧૩

એક વખત મંદિરના ચાલતે કામે સ્વામીશ્રી હળવદ ગયા. ત્યારે મહાદેવ ભકતે સ્વામીશ્રીને પ્રાર્થના કરી કે, ''સ્વામી ! મારે ઘેર જમવા પધારો,'' સ્વામી તેને ઘેર મંડળ સહિત જમવા ગયા. ત્યાં ઠાકોરજીને થાળ ધરાવીને સહુ સંતો જમ્યા. પછી મહાદેવ ભક્તે પુજા કરી સંતોને દોતીઆ ઓઢાડયા. મહાદેવ ભક્ત વહેવારે ઘણાજ સુખી હતા; પણ પુત્ર નહોતો તેથી દેવાનંદસ્વામીએ પ્રાર્તના કરી કે, મહાદેવ ભક્ત મુળી મંદિરની ઘણીજ સેવા કરે છે પણ તેને પુત્ર નથી તો તેના ઉપર કૃપા કરો.'' તે સાંભળી સ્વામી કહે મહાદેવ ? તારે



કેટલા દીકરા જોઈએ છીએ ? ત્યારે મહાદેવભાઈ કહે કે તમો દીયો તેટલા પછી સ્વામી કહે કે, ''મુળી મંદિરના ત્રણ શિખરો કરાવો તો ત્રણ દિકરા થાય'' પછી મહાદેવ ભક્તે એ ત્રણ શિખરો કરાવવાના ખર્ચના રૂપીઆ આપ્યાં. તેમને ત્રણ પુત્રો થયા હતા.

૧૪

એક વ્હેલી પ્રભાતે સ્વામી પોતાનો શ્રીજી પ્રસાદીનો સીતાર લઈને કીર્તન ગાવા લાગ્યા. તેમા મથુરાના વાસી માવારે પ્રીતમ આવો પાતળીઆ'' એ પદ પુરૂં ગાયું, ત્યાં શ્રીજી મહારાજે સ્વામીશ્રીને પ્રત્યક્ષ દર્શન દીધા ને પુછયું કે, ''હવે તમારે શું જોઈએ છીએ?'' ત્યારે સ્વામી કહે કે, ''આપની આજ્ઞાથી મેં આ મૂળીનું મંદિર કર્યુ. પણ આદેશ તદન સુકો અને નિર્ધન છે. તો તે મંદિરનો નિભાવ કાયમના માટે કેમ થશે ? તેની ચિંતા મને રહે છે.'' તે સાંભળી શ્રીજી મહારાજે વચન આપ્યું જે ''સ્વામી ? અમારા પ્રતાપે અને આ સ્થાન કરેલી મૂર્તિઓના પ્રતાપે કોઈ વાતની ખામી નહિં રહે, આ દેશમાં તો લાખો પતી ધનાઢ્ય થશે, તે મંદિરની અને અમારા સ્થાપેલ આચાર્યોની અને સંતોની કાયના માટે ખૂબ સેવાઓ કરશે, અને તે સેવા કરનારાઓને ધનની ખામી નહ આવે.'' * આવું વચન આપી મહારાજ અતર્ધાન થઈ ગયા.

૧૫

## જીવાગઢવીને અને બનાગઢવીને આપેલું વરદાન તથા સ્વામીની ચારણપામાં પધરામણી

સ્વામીશ્રીનો ચારણ પ્રત્યેનો અંતરનો સદ્દ્ભાવ જોઈને મૂળીમાં રહેતા તમામ ચારણ દેવોએ મુળીને એક દિવસ સ્વામીશ્રીની પધરામણી ચારણપામાં આવેલા ''ચોરામાં '' કરાવી. ત્યાં સહુએ પુષ્પના હાર પહેરાવી ચદરો ઓઢાડી સ્મસ્ત ગઢડા (ગઢવીઓના ઘરો) તરફતી રોકડા રૂપીઆનો એક મોટો થાળ ભરીને સ્વામીશ્રીના પગ આગળ મેલી, મંદિરના કામમાં વાપરવાને શ્રી કૃષ્ણાપર્ણ કર્યા, તથા ઘરદીઠ અકેક ગાડું જોડી મંદિરની સેવા કરવા આવવાનું પણ

* આજે સવાસો વર્ષ વિત્યે પણ એ શ્રીજી વચનો હજી સત્ય થા છે, આજથી થોડા વર્ષો પહેલા લીંબડીના કામદાર કુટુંબે મુળી મંદિરમાં ઉતારો, બ્રહ્મચારી સ્થાન, નળ, લાઈટ, રંગરોગાન વગેરેની સેવામાં એક લાખ ઉપરની સેવા કરી છે.

કહ્યું, પછી સ્વામશ્રીએ ત્યાં ઉપદેશની વાતો કરી કે ''સિદ્ધ, ચારણ, વિદ્યાધર (ગધર્વ) નો એક સર્ગ છે, અને તમો દેવ કોટી ના છો, એમ આદિકવિ વાલ્મીક રૂષી શ્રી વાલ્મીકી રામાયાણમાં લખી ગયા છે તેમજ શ્રીવ્યાસજીએ પણ શ્રી મહારાભારતમાં અને શ્રીમદ ભાગવત આદી પુરાણોમાં ચારણોને ઉચ્ચકોટીના દેવ તરીખે વર્ણવ્યા છે, વળી શ્રી સ્વામિનારાયણ ભગવાનને પણ નિજ વચનામૃતમાં ચારણોને દેવ તરીખે ઓળખાવ્યા છે, તમારામાં જે કંઈ વિભુતી અને વિદ્યાની શક્તિ છે, તેવી બીજી કોઈ જ્ઞાતિમાં નથી, માટે તમે તમારા ચારણધર્મ દેવકોટીનો સમજી વિચારી વ્યસનો વગેરે દુરાચાર છોડી, શાશ્ત્રે લખેલા સદાચાર પાળો, અને બીજાને ઉપદેશ દઈ પળાવો. વિદ્યા તમો ભણી બીજાને ભણાવો, તમારી જ્ઞાતિમાં ઘણા શક્તિ ઉપાસનાવાળા છો. તો એ શક્તિને ઓળકો-જીવ, માયા ઈશ્વર બ્રહ્મ, પરિબ્રહ્મને પીછાનો જગતની ઉત્પતિને ચાર પ્રલયની વાત વિચારો-ભગવાન સ્વામિનારાયણે પંચદેવને મુખ્ય માન્યા છે. જુવો શિક્ષાપત્રીનો દોહો.

॥ સોરઠો ॥

૧ ૨ ૩ ૪ ૫
પારવતિ રૂ દિનેશ, વિશ્નુ શિવ અરૂ ગણપતિ ॥
પૂજન જોગ હમેશ, પંચદેવ મમ દાસકું ॥ ૧ ॥

એ મહાદેવી પાર્વતીજીમાં સર્વ દેવીઓનો સમાસ થાય છે, તમે તેના પૂત્રો (દેવી પુત્રો) છો, માતા-પીતાને ઓળખો, સત્પુરૂષનો સત્સંગ કરો, આંહી તમારા + આંગણામાં મહા અલૌકિક ભગવાનનું ધામ થાય છે, સર્વોપરી દેવ પધરાવવાથી હજારો લાખો યાત્રાળુઓ આંહી આવશે. આવા ધન, સ્ત્રીના ત્યાગી મહાત્માઓ આંહી રહી અખંડ ભજન કરશે, તેનો સંતસમાગમ કરી, તેવા સંતનો અને સતશાસ્ત્રનો સંગ કરી સહુ સત્સંગી થઈ, કુસંગનો ત્યાગ કરી, દારૂ, માંસ, ચોરી, અવેરી, (વ્યભીચાર) અને દુરવ્યસનોનો ત્યાગ કરો અને કરાવો, 'સ્વામિ' એટલે ઘણી જેમકે 'નરસીમેતાનો સ્વામિ' 'મીરાનો સ્વામિ' વગેરે. તે સહુ કોઈનો ધણી કોણ ? કે 'નારાયણ' એ બે શબ્દ મળીને 'સ્વામનરાયણ' નામ થયું છે. આ બ્રહ્માંડના ઘણી કોણ છે ? કે 'નારાયણ' એમ સમજો, આ નવો પંથ નથી, પાખંડ નથી. આ તો સનાતમધર્મને માથે ઘણા કાળની રજોટી ચડી હતી તેને સાફ કરી ઉજવળ કર્યો છે. માટે વધુ નહિ

+ મુળીમાં મંદિર ચારણ પાકને નાકે નજદિક હોવાથી આંગણામાં કહેલ છે.



તો એક કે બે માળા સ્વામિનારાયણનું નામ મારે પારે લઈ ફેરવજો તો તમારૂં જરૂર કલ્યાણ થાશે. આતો આદી અનાદી જે પૂર્ણ પુરૂષોત્તમનરાયણ છે. તે આજ મનુષ્યરૂપે આ પૃથ્વિ ઉપર પધાર્યા છે, તેને અને તેના સંતોને ઓળકી તેને શર્ણે થી તેનું ભજન કરી મોંઘા મનુષ્ય દેહનો લાભ લીઓ. ઘનશ્યામ સ્વરૂપને ઓળખો. અને પંચ વર્તમાન પાળી બ્રહ્મધામમાં જવા માટે સંતના વચનમાં વિશ્વાસ રાખી ઘનશ્યામને શર્ણે થાવ. જ્યાં સુધી એ નરાકૃતિ ધરનાર ઘનશ્યામ સ્વરૂપ નથી ઓળખાતું, ત્યાં સુધીનું બધુ કરેલું વ્યર્થ છે. માટે સહુએ ચિત દઈ એ મહા પ્રભુજીનું ઘનશ્યામાષ્ટક શાંભળો ને સમજો.' એમ કહી નીચેનું ઘનશ્યામાષ્ટક સ્વામિ ચારો મધ્યે બોલ્યા.

॥ ઘનશ્યામાષ્ટક સવૈયા ॥

શાહભયો ઉમરાહયો પતશાહભયો જગ શીશ નયો હૈ ॥
રાગીભયો બડભાગીભયો, વિતરાગી ભયો બન જાય રહ્યો હૈ ॥
માનીભયો નિરમાનીભયો, પરમાનીભયો જશ વાસ લયો હૈ ॥
બ્રહ્મમુનિ ઘનશ્યામકો આશ્રય જો ન ભયો તો કુછ નભયો હૈ ॥
(૧)
નારિમિલિ ફુલવારી મિલિજ્યું, અટારી મિલિ મહિં કાચ ઢલ્યો હૈ ॥
પૂત મિલે ધર સૂત મિલે, બહુ દૂત મિલે નિજ બેન પલ્યો હૈ ॥
ખાન મિલે અરૂ પાન મિલે, સનમાન મિલે કહું ભાગ્યો ખુલ્યો હૈ ॥
બ્રહ્મમુનિ ઘનશ્યામકો આશ્રય, જો ન મિલ્યો કછૂ ન મિલ્યો હૈ ॥
(૨)
ભોગલિયો રૂ ઉદયોગ લિયો, તન જોગ લિયો બિન રોગ જીયો હૈ ॥
જાન લિયો કહું તાત લિયો, બહુ દાન લિયો, જગરાજ કિયો હૈ ॥
બાજ લિયો ગજરાજ લિયો, સબ સાજ લિયો, જશ ગાજરિયો હૈ ॥
બ્રહ્મમુનિ ઘનશ્યામ કો આશ્રય, જો ન લિયો તો કુછ ન લિયો હૈ ॥
(૩)
ત્યાગી બન્યો અનુરાગી બન્યો, બાડભાગી બન્યો અરીસેન હન્યો હૈ ॥
સુર બન્યો મગરર બન્યો ધનપુર બન્યો ચકચૂર સુન્યો હૈ ॥
તાલી બન્યો અરૂખ્યાલી બન્યો, સુખપાલી બન્યો બડભાલી ગન્યો હૈ ॥
બ્રહ્મમુનિ ઘનશ્યામકો સેવક, જો ન બન્યો તો કછૂન બન્યો હૈ ॥
(૪)
ધામ કિયો કહું કામ કિયો, જગ નામ કિયો જશ વ્યાપ રહ્યો હૈ ॥
દાન કિયો સમમાન કિયો, અભિમાન કિયો કરકેં ઝુકિયો હૈ ॥

દાવ કિયો કહું ભાવ કિયો કહરાવ કિયો કહું રાજ લિયો હૈ ॥
બ્રહ્મમુનિ ઘનશ્યામ કો આશ્રય, જો ન કિયો તો કછૂન કિયો હૈ ॥
(૫)
+ગીતપઢયો, જગ રીત પઢયો, નપનિત પઢયો તન રંગ ચઢયો હૈ ॥
ભાસ પઢયો, અનુપ્રાસ પઢયો, રસ, રાસ રૂન્યાસ પ્રકાસ દ્રઢયો હૈ ॥
કેદ પઢયો બહુ ભેર પઢયો, સબ વેદ પઢયો પઢિ માન બઢયો હૈ ॥
બ્રહ્મમુનિ ઘનશ્યામ કે નામકું, જો ન પઢયો તો કછૂન પઢયો હૈ ॥
(૬)
દેશ ગયો પરદેશ ગયો ઘરભેષ ગયો ચહું ધામ રહ્યો હૈ ॥
કાશી ગયો અરૂ નાશી ગયો. તન ધાસિ ગયો અતિ પંથ ભયો હૈ ॥
સોક ગયો સૂર લોક ગયો, વિધિલોક ગયો મન રોક ઠયો હૈ ॥
બ્રહ્મમુનિ ઘનશ્યામ કે આશ્રય, જો ન ગયો ને કહું ન ગયો હૈ ॥
(૭)
જાગ કર્યો પુન્ય ભાગ કર્યો, સબ ત્યાગ કર્યો કહું રામ ધર્યો હૈ ॥
ન્યાસ કર્યો ઉપવાસ કર્યો, વનવાસ ફર્યો નહાં પ્યાસ મર્યો હૈ ॥
જાપ કર્યો સુરથાપ કર્યો, સુ વિલાપ કર્યો તન તાપ પર્યો હૈ ॥
બ્રહ્મમુનિ ઘનશ્યામ કો આશ્રય, જો ન કર્યો તે કછૂન કર્યો હૈ ॥
(૮)

ઉપરનું ઘનશ્યામાષ્ટક સ્વામિ શ્રી છેક વૃધ્ધાવસ્થાએ બોલતાં પણ પોતાના મેઘ ગર્જના સમાન ગંભિર સ્વસ્થી ચોરો ગાજી ઉઠયો, ગઢવાડામાં સહુ બાઈ ભાઈને ગર્વથીયો કે ધન્ય છે, આવ ચારણ મહાત્માઓને આપણે આજે ઉજળ રાખ્યા છે. ઉજળ ધમ છે. ઉજળા વતન છે, ઉજળા મુખ છે, અતિયાકુળ ઉજવળ કર્યુ છે બાપ ધન્ય છે તમને'' એમ સૌ કોઈ બોલી ઉઠયા, એ અષ્ટક સંભળાવી સ્વમિશ્રી કહે કે કવિરાજો ! મુળી તો આપણી છોટી કાશી છે, વિધ્વાન કવિઓ છે, વિધ્વાન વિપ્રો સુપ્રાત છે, શૂરવીર અને દાનેશ્વરી શુદ્ધ પૃથ્વી પતિ પરમાર છે, (પૃથ્વી પતિ પરમાર, પૃથ્વી પરમારાંતણી) વૈસ્યો વૈશ્નવો છે. સેવાભાવી શુદ્રો છે. દેવંગી ઘોડાઓની જન્મ ભુમી છે, પૃથ્વીના અંધારા ઉલેચી ઉજવળ કરનાર સાક્ષાત માર્તન્ડરાય (માંડરાય) દેવ ગામના અધિષ્ટાતા દેવ છે, એવી મૂળી છોટી કાશી છે અને ત્યાં મંદિર થતા દ્વારીકાપુરી.

+ ઉપરનાં નં. ૬ નો સવૈયો ખાસ ચારણ કવિઓને ઉદેશીને જ કહેલો જણાય છે. (સંપાદક)



જગન્નાથપુરી ગોકુળ મથુરા વગેરે બધા તીર્થોનું તિર્થરાજ થશે. માટે આવો ઘનશ્યામનો આશ્રય કરો તમારાં અનેક જન્મના પાપો સ્વામિનારાયણને શર્ણે થતા બળી ભષ્મ થાશે. એનો હું જામીન છું. સમય ગયો ફરીને નહિં આવે પછી પસ્તાશો એમ કહી પોતે પાણીથી ભરેલી તુંબડી હાથમાં લઈ સૌને વર્તમાન નિયમ ધરાવાનું કહેતા કેટલાએક મુમુક્ષુઓએ સ્વામિશ્રીના શુભ હસ્તે વર્તમાન ધરાવી કંઠીઓ બંધાવીને સ્વામિશ્રીને સહુએ ગુરૂપદે સ્વિકાર્યા, એ સમયે ચોરામાં ઘણાએક ચારણદેવો હતા, તેમાથી મુખ્ય નામો 'શ્રી દેવાનંદ સ્વામિ નોંધબુકમાં નીચેની વિગતે લખે છે. ''એ વખતે ચારણપાના ચોરામાં સ્વામિશ્રીએ ઘનશ્યમાષ્ટક બોલી વર્તમાન ધરાવ્યા ત્યારે દેવ જાતી ગઢવી જીવા, ગઢવી પીંગળશી, ગઢવી બના, ગઢવી દલા, ગઢવી કેશર, ગઢવી દાજી, ગઢવી ભાઈજી, ગઢવી શામળ, ગઢવી રાયજી, ગઢવી દેવીદાન વગેરે ઘણા દેવ જેવા દીદાર ચારણો હતા.''

ઘણાએક જીજ્ઞાસુઓએ વર્તમાન ધરાવ્યા પછી સ્વામિને કંઈક દશેક વર્ષો પહેલાંની જુની વાતનું સ્મર્ણ થતા બોલી ઉઠયા કે ''આજથી આઠ દશ વર્ષ પહેલા તમરા ગામ (મુળી)ના એક દશેક વર્ષની ઉંમરના (ગઢવીના) દીકરા ગઢડા આવ્યા ત્યારે શ્રીજી મહારજે તેને પુછયુ કે, ''ક્યાં રહેવું ? તે કહે કે ''મુળીએ'' મહારાજ કહે કે તમે જાતે કેવા છો ? એટલે તે કહે કે 'ગઢવી' તે સાંભળી શ્રીજી મહારાજે મુને કહેલ કે બ્રહ્મમુનિ આતો તમારા આવ્યા ? એમ કહીને પોતે એક પાકલ આમ્રફળ (કેરી) ચૂસતા હતા તે ચૂસેલી કેરીએ દીકરાને આપી, એટલે તે ગઢવીનો દીકરો ત્યાં સભા વચે ઉભો ઉભો તે પ્રસાદીની કેરી ચૂસી ગયો, તે જોી સહુ સભાએ તેને ધન્યવાદ આપ્યો. પછી મેં તેને મુમુક્ષુજીવ જાણીને પૂછયુ કે ''ગઢવી ! તમે શ્રીજીના વર્તમાન ધરાવશો ?'' તે કહે કે મારા માતુશ્રીને પુછી આવું તેમ કહી બાઈઓની સભા નજીક જઈને તેના માને પુછતા તેણે રજા આપી. એટલે તેણે મારી પાસે આવી વર્તમાન ધરાવી કંઠીબાંધી તે સત્સંગી થયા હતા. એ જોઈને બાશ્રી જીવુબાબા તથા લાડુબાબાના આગ્રહથી તેના માતૃશ્રીએ પણ બાશ્રીજીવુબાબા ના હાથથી ત્યાં વર્તમાન ધરાવ્યા હતા. એ દીકરાનું હું નામ ભુલી ગયો છું, પણ દેખાવાથી ઓળખું. એ અત્યારે હવે ક્યાં છે ? એ સાંભળી ગઢવી જીવાભાઈ રત્નુએ કહ્યું કે 'સ્વામિ ! એ મારા મોટાભાઈ બાવાભાઈ ઉર્ફે માવભાઈના પુત્ર છે. તેનું નામ બનેસંગ છે. અને મારા ભેળાજ (મારા મોટાભાઈ ગુજરી જતા) રહે

છે,' એમ કહેતાં સ્વામિ કહે કે 'તેને બોલાવો' પછી ચોરા નીચે ઘણા માણસો હતાં તેમાંથી નામ લઈ સાદ કરતા તેઓ ચોરા ઉપર આવ્યા, અને સ્વામિને પગે લાગી બેઠા એ વખતે તેઓ સગીર મટી જુવાન થતાં મૂછો આવા મંડી હતી. છતાં પણ સ્વામીશ્રી તેનો ચહેરો જોઈને ઓળકી ગયા અને કહેવા લાગ્યા કે ''ગઢવી ! મને ઓળખો છો ? કંઈ યાદ આવે છે ? ગઢડાના દાદા ખાચરના દરબારમાં લીંબડા તળે શ્રીજી મહારાજે તમને પાકલ મોટી કેરી જમતાં આપી હતી તે તમે ત્યાં જ ઉભા ઉભા ચૂશી ગયા. ને મેં તમને વર્તમાન ધરાવ્યાં તે બધું શાંભળે છે. ? યાદ આવે છે ?'' એમ કહીને વળી પુછ્યુ કે ''હવે તમો મેં આપેલો નીયમો પાળો છો કે નહીં ?'' તે સાંભળી બનેસંગ કહે કે ''હા સ્વામિ ! હું નીયમ બરાબર પાળું છું. જુઓ આ રઈ તમારી કંઠી'' તે કંઠી જોતા સ્વામિ કહે 'ચારણ લીધેલી પ્રતિજ્ઞાનો કોઈ દીવસ ભંગ કરતો નથી' એમ કહી સહુ સાંભળતાં પાછા બોલ્યા કે જીવારતનું ! આ દીકરો તો બહુ જ મોટાં ભાગ્યવાળો છે, કારણ કે સાક્ષાત શ્રી પ્રગટ પુરૂષોત્તમ નારાયણનો અવતાર જે શ્રીજી મહારાજ તેને ચુશેલી કેરી આ મુમુક્ષુ જીવને પોતે રાજી થઈને પ્રસાદીમાં આપી. અને તેઓ પણ ઉભા ઉભા ત્યાં ચુશી ગયા. સહુ સભાજનો, સંત હરિભક્તો બાઈ ભાઈ તેને ધન્યવાદ આપી, ભાગ્યશાળી કહેવા લાગ્યા. અત્યારે એ દશ વરસની વાત આ બનેસંગને નજરે જોતા મારી નજરે તરે છે, એથી એ શ્રીજી પ્રસાદીના આમ્રફળ (કેરી) ના રસનો પવિત્ર પ્રવાહ ભવિષ્યમાં એના વંશજોમાં ખૂબ પ્રસરતાં સહુ ભગવાનના ભક્તો થશે, અને રત્નુકુળમાં રત્ન જેવા થશે.'' એમ કહી સ્વામિ કહે કે, જીવા ગઢવી આંહી ઓરા આવો તમને પણ અમે વર્તમાન ધરાવીએ, નિયમ પાળશો ને ?'' જીવા રત્નુએ હા કહી, સ્વામિના ચર્ણમાં પાઘડી ઉતારી બેઠા, એટલે સ્વામિએ સત્સંગના નિયમો આપી વર્તમાન ધરાવી કંઠી બાંધી સ્વામિનારાયણ ભગવાનના આશ્રિત કર્યા અને પછી સ્વામિશ્રી મંદિરમાં પધાર્યા સહુ ડાયરો * ચારણપાના નાકા સુધી વળાવવા ગયો, અને બીજે દિવસે ગઢવીઓના ગાડાઓ મંદિરની સેવામાં આવ્યા.

એક દિવસ જીવા રત્નુ અને બનેસંગના અતિ આગ્રહથી સ્વામિશ્રી જીવારત્નુના ઘીરે મંળ સહિત જમવા પધાર્યા બ્રહ્મણો પાસે દુધપાક, પુરી

* આ હકીકત શ્રી દેવાનંદ સ્વામીની નોંધ ઉપરથી કવિશ્રીવર દલપતરામભાઈની ટીપણી બુકમાંથી લેવામાં આવી છે. (સંપાદક)



ભજીઆ, દાળભાત શાક વગેરે બનાવી ઠાકરોજીને થાળ જમાડી, સંતોને ખૂબ આગ્રહ કરી પીરસાવી જમાડીને તૃપ્ત કર્યા. સ્વામીશ્રીએ પણ તે બન્ને કાકાભત્રીજાઓને પોતાના પત્તરની પ્રસાદી જમાડી કૃપાદ્રષ્ટિ કરી કૃતાર્થ કર્યા. પછી સંતોની પૂજા કરી ચાદરો ઓઢાડી. આ સેવાથી સદ્‌ગુશ્રી દેવાનંદસ્વામીએ પ્રસન્ન થીને સ્વામીશ્રીને કહ્યું કે 'સ્વામી ! આ બન્ને કાકા ભત્રીજા રત્નુ કુળના છે, એટલે મારા છે.' (દેવાનંદસ્વામી રત્નુ કુળના હતા) વળી વર્તમાન ધર્મ પાળી સારા સત્સંગી થતાં રોજ મંદિર દર્શને આવે છે. તો આપશ્રી તેના ઉપર રાજી થઈ દયા દ્રષ્ટિ રાખજ, એમ કહીને કાકા ભત્રીજાને કહ્યું કે ''જીવા ગઢવી ! તમે બન્ને સ્વામિશ્રીને દંડવત્ કરો ? તેથી જીવા ગઢવીએ બે દંડવત કર્યા અને બનાભાઈએ છ દંડવત કર્યા અને સ્વામીના ચરણ સ્પર્શ કરી, હાથ જોડીને સામાબેઠા. એ વખતે સ્વામી રાજી થઈને કહે કે, જીવાગઢવી તમારે શું સંતાન છે ? એટલે જીવોભાઈ કહે કે ''સ્વામી ! હું તો ઘરભંગ થયો છું. કંઈ સંતાન થી અને આ મારા મોટાભાઈનો દિકરો છે તે મારો જ છે ને ? મારા મોટાભાઈ અને આ બેનાથી મોટા બે દિકરાઓ ગુજરી જતા હવે અમે કાકો ભત્રીજો બે જ ણા છીએ.'' તે સાંભળી સ્વામી કહે કે ''આ બેનાએ છ દંડવત કર્યા તેથી તેને છ પુત્રો'' શ્રીજી મહારાજ આપશે અને તમે મારે વચને ફરીને લગ્ન કરજો એટલે તમને પણ બે પુત્રો થશે ને તમારા કુળમાં સંપ અને ભક્તિ રહેશે. માટે નિયમ પાળીને સ્વામિનારાયણની માળા ફેરવજો, એમ વરદાન આપી સ્વામી મંદિરમાં પધાર્યા. એ બધારત્નુ સ્વામીના પાસે પિંગળ ભણ્યા હતા.

સ્વામીશ્રીના વચનથી જીવાભાઈએ ફરીને લગ્ન કરતા તેન પુંજલભાઈ અને અભેરાજ એ નામના બે પુત્રો થયા; તેમજ બનારત્નુને પણ ભીમજીભાઈ, દેવીદાનભાઈ, આયદાનભાઈ, ભાઈજીભાઈ કનુભાઈ, અને વજુભાઈ, એ નામના છ પુત્રો થયા. તેમાના ભીમાજીભાઈએ સ્વામીશ્રીના શિષ્ય શ્રી વૈશ્નવાનંદ (અસ્ટ વિધાની) પાસે પિંગળનો અભ્યાસ કરતા સૌરાષ્ટ્રમાં ઉત્તમ કવિ તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા. તેમ જ સદગુરૂઓના આશીર્વાદથી ભીમજીભાઈના ઉપર જામનગરના જામ સાહેબ વિભાજીની કૃપાથી જામ સાહેબે તેમને પોતાના રાજ્યકવિ સ્થાપી કાલાવાડ તાલુકો તાબે 'રાજવડ' નામનું ગામ આપેલ હતું, તેથી તેઓ વિ. સં. ૧૯૨૫ ની સાલમાં મુળી છોડી જામનગર રાજ્યના કાલાવાડ ગામે રહેવા ગયા હતા. મૂળીમાં સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી જમવા પધારેલ તે પ્રસાદીના જુના ઘરો હજી તેમના વંશજો પાસે છે.

* જુઓ શ્રીરત્નનું વંશવક્ષ પરિશિષ્ટ ૨.

ઈતિશ્રી પાર્ષદ કેશરભક્ત વિરચિત્તે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પંચમ પ્રકરણે ધ. ધુ. આયોધ્યાપ્રસાદી મહારાજ–સદ્દગુરૂ દેવાનંદ સ્વામી સંવાદે મુળી મંદિર પ્રસંગે સ્વામી ઐશ્વર્યકથન નામ સાતમો અધ્યાયઃ સમાપ્તઃ ॥ ૭ ॥

--//--

# શ્રીજી

# અધ્યાય ૮ આઠમો

# ( શ્રી મૂળી મંદિર પ્રસંગ )

# શ્રી મૂર્તિપ્રતિષ્ઠા મહોત્સવ

ધ. ધુ. આદિ આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદીજ મહારાજે મુળીમાં પધરાવવા શ્રી હરિકૃષ્ણમહારાજની ધાતુની મૂર્તિ, અને અમદાવાદમાં પધરાવવા શ્રી ધર્મભક્તિ, હરિકૃષ્ણમહારાજની ધાતુની મૂર્તિઓ બનાવાવ સદ્દગુરૂ શ્રી ગોપાળાનંદ સ્વામીને આજ્ઞા કરતાં, શ્રી ગોપાળાનંદ સ્વામીએ નારાયણજી સુતારને અને પાર્ષદ ભગુજીને પોતા પાસે તેવાડીને રાખી એ ચારે મૂર્તિઓ તૈયાર કરાવી, આચાર્ય મહારાજશ્રીને સોંપી પોતે ગઢપુર પધાર્યા.

મુળી મંદિર તૈયાર થતા સદ્દગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીએ અમદાવાદ ધ. ધુ. આચાર્યમહારાજશ્રીને પત્ર લખી જણાવેલ કે, મૂર્તિઓ પધરાવવા યોગ્ય મંદિર તૈયાર થયું છે; માટે શુભ મુર્હૂત નક્કી કરી દેશાવરમાં કંકોત્રીઓ લખાવી મોકલી, આપ ધર્મકુળ સહિત મુળી પધારો.''

ઉપર પ્રમાણે સ્વામીશ્રીનો પત્ર આવતાં મહારાજશ્રીએ સં. ૧૮૮૮ ના મહા સુદિ ૫ વસંત પંચમીના શુભ દિવસે મૂર્તિએ પધરાવવાનું મુર્હૂત નક્કી કરી દેશદેશાવરોમાં કુમ કુમ પત્રિકાઓ લખી મોકલાવી અને પોતે સહપરિવાર મુળીએ પધાર્યા.



ધ. ધુ. આચાર્યશ્રીએ અને સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીએ દીર્ઘદષ્ટિ રાખી મૂર્તિ પ્રતિષ્ટા વિધિનું કામ ધમ ધોકાર ચાલુ કર્યુ. યજ્ઞશાળા, પાકશાળા, ઉતારા, પાગરણ, પાણી વગેરેની તૈયારીઓ કરવા લાગ્યા. શ્રીજી મહારાજ સ્વધામ પધાર્યા પછીનો આ મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ પહેલો વહેલો જ થવાનો હતો, તેથી બન્ને દેશના ત્યાગી વર્ગ અને સત્સંગીઓને આ મોંઘેરા અવસર પ્રાપ્ત થતો હોવાથી સંતોના અસંખ્ય મંડળો, અને હરિભક્તોના અસંખ્ય સંઘો આવવા લાગ્યા. ઝાલાવાડ પ્રદેશમાં લગભગ ૪૦ ગાઉની અંદર એક શિખરબંધ મદિર નહિં હોવાથી આવું ત્રણ શિખરોનું અલૌકીક મંદિર પ્રથમ જ નવું બનતાં તે જોવા અને યજ્ઞનારાયણના દર્શન કરવા સત્સંગી અને બની સત્સંગી લત્રવધી મનુષ્યો વાહનો સાથે આવવા લાગ્યા. ભોગવતી નદીના કીનારે અને મંદિરની ચારે બાજુએ માનવકોટ રચાઈ ગયો મંદિરના વિશાળ ચોકમાં એક મોટી ચંદની ઉભી કરવામાં આવેલી હતી, તથા મંદિરના પશ્ચિમ દ્વારના મુખ્ય દરવાજે શ્રી હનુમાનજી ગણપતિ, અને શ્રીજી પ્રસાદીના નિમ્બવૃક્ષની છાયામાં યજ્ઞશાળા રચી હતી ત્યાં વેદપાઠી વિપ્રોના વેદધ્વનિથી અને ચંદની નીચેના સંત હરિભક્તોના કથા, વાર્તા કીર્તનનોના બ્રહ્મકીલોલથી શ્રી મુળી ધામ દ્વારીકાથી દશગણુ શોભાવા લાગ્યું.

શ્રીજી મહારાજે બન્ને દેશના અધ્યક્ષ પદે અક્ષર મૂર્તિ સદગુરૂશ્રી ગોપાળાનંદસ્વામીને સ્થાપેલ હોવાથી, હવે તેમના પધારવાની જ રાહ જોવાતી હતી, તેટલામાં સદગુરૂ શ્રી મહાનુભાવનંદસ્વામી કે જેમને શ્રી ગોપાળાનંદસ્વામીને તેડવા ગઢપુર મોકલ્યા હતા, તેણે આવી સ્વામીશ્રીનો સંદેશો સંભળાવ્યો કે સ્વામીશ્રીએ કહેવરાવ્યું છે કે, અમારે શરીર બરાબર સારૂ નથી. વળી ધોળેરા મદિરની મૂર્તિ પ્રતિષ્ઠાનું મુહૂર્ત પણ એક જ દિવસ પછી હોવાથી હું મુળી નહિં આવી શકું. ધ. ધુ. આચાર્ય મહારાજ શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ અને સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી મળી પ્રતિષ્ઠા વિધિ, કરી મૂર્તિઓની આરતી ઉતારી લેજો.''

સદગુરૂ બ્રહ્માનંદસ્વામી ઉપરનો સંદેશો સાંભળી શ્રી આચાર્ય મહારાજશ્રીને કહેવા લાગ્યા કે, સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામીને શ્રીજી મહારાજે બન્ને દેશની ભલામણ કરી મધ્યસ્થ સ્થાપ્યા છે, માટે તેને તો જરૂરી આંહી પધારવું જોઈએ જ. જો આપશ્રી આજ્ઞા આપો તો હું પોતે ગઢપુર જઈ સ્વામીશ્રીને તેડી લાવું.'' તે સાંભળીને મહારાજશ્રીએ આજ્ઞા આપી એટલે તુરત જ સ્વામીશ્રી પોતાના વીંછીઆ ઘોડા ઉપર સ્વાર થઈ પાર્ષદ ભગુજીના ઉંટીયા ઉપર એક સાધુને લઈ ગઢપુર પધાર્યા.

સ્વામીશ્રીને ગઢપુરના છેલ્લા દર્શન

શ્રીજી મહારાજે ગ-છે-પ્ર-૨૪ ના વચનામૃતમાં કહ્યું છે કે, ''સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને સત્સંગી મર્યાદાનો કોઈ રીતે ભંગ ન થાય એ અંગ'' તે યથાર્થ છે, એમ આ પ્રસંગે જણાયા વિના રહેતું નથી નહિં તો પોતે ગોપાળાનંદસ્વામીથી વયોવૃદ્ધ હતા, તેમજ દિક્ષાવૃદ્ધ પણ હતા * અને શ્રીજીના સખાભાવના અગ્રગણ્ય હતા એટલે પહેલા નંબરના શિષ્ય વર્ગના હતા. તેમ જ અમદાવાદ નરનારાયણ દેવના દેશના આચાર્યશ્રીની અને તે દેશની ભલભળામણ પણ શ્રીજી મહારાજે શ્રી બ્રહ્માનંદસ્વામીને કરેલી હતી ને ત્યાંના મુખ્ય સદ્‌ગુરૂ તરીખે સ્થાપ્યા હતા.. વગેરે જોતા શ્રી ગોપાળાનંદસ્વામીશ્રીની સમાન કક્ષાના હોવાથી પોતે અને આચાર્ય મહારાજશ્રી મળી મૂર્તિપ્રતિષ્ઠા કરી શકત. છતા તેમ નહીં કરતાં, શ્રીજી વચન શીરોમાન્ય ગણી વધુ કાળજીપૂર્વક સત્સંગ મર્યાદા સાચવાનો આગ્રહ રાખી બીજાઓને અનુકરણીય થાય તે માટે પોતાની વૃદ્ધાવસ્થાયે લગભગ ૫૦ થી ૬૦ ગાઉની વાટે ઘોડે સ્વારીથી અને તે પણ મુહૂર્ત નજીક હોવાથી જાત વળતની મુસાફરીના થાકની દરકાર કર્યા વિના, સ્વામીને તેડી લાવી મૂળી મૂર્તિ પ્રતિષ્ઠા મહોતસ્વ પૂર્ણ કરવાની ઈચ્છાથી પોતે ગઢપુર પધાર્યા.

સ્વામીશ્રીને ગઢડા જઈ શ્રી ગોપીનાથજી દેવના દર્શનો કરી દરબાર ગઢ, અક્ષર ઓરડી, લક્ષ્મી બાગ, વગેરે પ્રસાદીના સ્થળોના દર્શન કરી, શ્રીજી મહારાજને ખૂબ ખૂબ સંભારી, ભૂતકાળ વાંચ્યો. ત્યાં સદગુરૂશ્રી ગોપાળાનંદસ્વામી આજુબાજુના ગામડામાં ગયેલ હતા, ત્યાંથી પધાર્યા. એટલે તેઓ બન્ને સદ્‌ગુરૂઓ અરસપરસ પૂર્ણ સ્નેહથી ભેટતા પ્રેમના આંસુઓ બન્નેની આંખોમાં આવ્યા સદ્‌ગુરૂ ગોપાળાનંદસ્વામી કહે કે ''અરે

* સદગુરૂ શ્રી મુક્તાનંદસ્વામીને તો શ્રી રામાનંદસ્વામીશ્રીએ દિક્ષા આપી હતી અને સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામી, સદગુરૂ શ્રી નિત્યાનંદસ્વામી વગેરે પાંચસો પરમહંસોએ સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી પછી દીક્ષાઓ લીધી હતી. તેથી તે સર્વ સદ્‌ગુરૂઓ અને સર્વે સંતોથી પોતે દિક્ષાવૃદ્ધ શ્રીજીના પહેલા નંબરના શિષ્ય હતા.

| નંબર | નામ | દિક્ષા | જન્મસં. | અક્ષરવાસ સં. |
|---|---|---|---|---|
| ૧ | સ. ગુ. શ્રી મુક્તાનંદસ્વામી | ૧૮૨૮ | ૧૮૧૪ | ૧૮૮૬ |
| ૨ | સ. ગુ. શ્રી બ્રહ્માનંદસ્વામી | ૧૮૬૧ | ૧૮૨૮ | ૧૮૮૮ |
| ૩ | સ. ગુ. શ્રી નિષ્કુળાનંદસ્વામી | ૧૮૬૩ | ૧૮૨૨ | ૧૯૦૪ |
| ૪ | સ. ગુ. શ્રી નિત્યાનંદસ્વામી | ૧૮૬૩ | ૧૮૪૯ | ૧૯૦૮ |
| ૫ | સ. ગુ. શ્રી ગોપાળાનંદસ્વામી | ૧૮૬૪ | ૧૮૩૭ | ૧૯૦૮ |
| ૬ | સ. ગુ. શ્રી દેવાનંદસ્વામી | ૧૮૬૫ | ૧૮૫૯ | ૧૯૧૦ |
| ૭ | સ. ગુ. શ્રી ગુણાતીતાનંદસ્વામી | ૧૮૬૬ | ૧૮૪૧ | ૧૯૩૨ |
| ૮ | સ. ગુ. શ્રી શુકાનંદજી (શુકમુનિ) | ૧૮૭૨ | ૧૮૫૫ | ૧૯૨૫ |



બ્રહ્મમુનિ ! આવૃદ્ધાવસ્થાયે અને પચાસ ગાઉની લાંબી વાટે તમે આટલો બધો શ્રમ શા માટે લીધો ?'' તે સાંભળી શ્રી બ્રહ્માનંદ સ્વામી કહે કે ''સ્વામી ! શ્રીજી મહારાજે બન્ને દેશની ભલામણ તમને કરી છે. તમે હવે અત્યારે શ્રીજીને સ્થાને છો, (મધ્યસ્થ છો) તેમજ આપને બન્ને દેશમાં સહુથી મોટા માનેલ છે. અને આપશ્રી મૂળી ન પધારો અને હુ મૂર્તિ પ્રતિષ્ઠા કરૂં તો શ્રીજીની આજ્ઞાઉલંઘી કહેવાય, માટે તમે પધારો પ્રતિષ્ઠા પૂરી થતાં જ આપશ્રીને તેજ રાત્રેધોળેરા પહોંચી શકાશો. આપના શરીરને જરા પણ તકલીફ નહિં પડે તેવી હું વ્યવસ્થા પણ કરી આપીશ.

શ્રી બ્રહ્માનંદસ્વામીના આવા મહિમાવાળાં અને વિનયપૂર્વક પ્રાર્થના વચનો સાંભળતાં સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામી મૂળી પધારવા તૈયાર થયા. સ્વામીએ દરબારમાં જઈ, મહામુક્તરાજશ્રી દાદાખાચર અને બાશ્રી જીવુબાબા તથા બાશ્રી લાડુબાબા આદિ સહકુટુંબને મુળી પધારવાનું આગ્રહ પૂર્વક આમંત્રણ આપતાં તેઓ સહુ પણ સહકુટુંબ આવવા તૈયર થયાં.

સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી લક્ષ્મીબાગે, અક્ષર ઓરડીએ, નિમ્બવૃક્ષ અને ઓરડાને તથા શ્રી ગોપીનાથજી મહારાજશ્રીને દંડવત પ્રણામ કરી ત્યાંના સહુ સંતો હરિભક્તોને હળીમળી સંપીને રહી, સત્સંગ વધારવાની ભલામણ કરી,સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામીની સાથે મુળીએ પધાર્યા. સ્વામીશ્રી બ્રહ્માંદસ્વામીને ગઢપુરનાં તે છેલ્લા દર્શન હતાં.

સદગુરૂશ્રી ગોપાળાનંદસ્વામીએ મૂળીમાં પધારી ધં. ધુ. આચાર્ય મહારાજ શ્રી અયોધ્યા પ્રસાદજી મહારાજશ્રીને દંડવત પ્રણામ કરી અરસ પરસ કુશળ ક્ષેમ પુછી શ્રી બ્રહ્માનંદ સ્વામી સાથે મદિર જોવા પધાર્યા.

મદિરને ફરતો વિશાળ ચોક એ ચોક વચોવચ ઉંચા પડથારે શોભતો ૬૪ સ્થંભોવાળો ખુલ્લો વિશાળ ઘુંમટ, વિશાળ પ્રદક્ષિણા મધ્યે ગગનચુંબીત ત્રણ શિખરો નીરખી સદગુરૂશ્રી ગોપાળાનંદ સ્વામી બોલ્યા કે, ''બ્રહ્મમુનિ ! તમે તો આકાશમાં મંદિર અડાડયું, તમારા ચણાવેલા બધા મદિરોથી આ શ્રેષ્ઠ કર્યુ'' સ્વામીશ્રી કહે કે ''સ્વામી ! એ તો તમારા વચને થયું છે.''

પછી શ્રી ગોપાળાનંદ સ્વામી કહે કે 'તમોને શ્રીજી મહારાજ સદાય સ્હાયમાં છે આ મંદિર જોઈને હું બહુજ રાજી થયો છું.' એમ કહી શ્રી ગોપાળાનંદસ્વામીએ મધ્ય મંડપમાં શ્રી બ્રહ્માનંદસ્વામીને બાથ ભીડીને મળ્યાને ફુલનો હાર પહેરાવ્યો. પછી મંદિરની પ્રદીક્ષિણામાં ફરતા ચારે બાજુ નજર કરતાં મંદિર અને બહાર લક્ષાવધિ મનુષ્યોને જોયાં, તેમજ ચારે દિશાઓમાંથી જેમ ટીડના ઘેરા આવે તેમ મનુષ્યોના ટોળે ટોળાં આવતા જોયા તે જોઈને સદ્‌ગુરૂશ્રી ગોપાળાનંદ સ્વામી કહે ''બ્રહ્મમુનિ ! આ યજ્ઞ પ્રસંગે જમાડવાનો માલ કેટલાક તૈયાર કરાવેલ છે ? માણસો જોતા માલ પુરો થશે કે કેમ ?'' એથી શ્રી ગોપાળાનંદસ્વામીને પાકશાળા જોવા તેડી ગયા, અને પાકશાળામાં જઈ ઓરડો ખોલતા આળીઆમાં શ્રીજી મહારાજની મૂર્તિ સન્મુખ અખંડ ઘીનો દીવો બળે છે અને બાજુમાં પકવાનના મોટા ઢગલા ઉપર શ્રીજી મહારાજ સાક્ષાત બીરાજમાન થઈ પકવાન જમે છે, એવા દર્શન બન્ને સદ્‌ગુરૂઓને થયાં. એથી શ્રી ગોપાળાનંદસ્વામી કહે કે ''હવે માલ નહિં ખુટે કેમકે ઘણી પોતે આવીને બેઠા છે. માટે ખૂબ ખૂબ સૌને જમાડજો.'' એમ કહી શ્રીજીના દિવ્ય દર્શન કરી બન્ને સદ્‌ગુરૂઓ શ્રી યજ્ઞશાળામાં પધાર્યા. ત્યાં ઘેલાગોર રામકૃષ્ણમહેતા પ્રભુમહેતા દયારામ, હળવદના મહાદેવ ભક્ત, શિવા જાની, તેમ જ શિયાણી આદિ ગામોના પ્રસિદ્ધ વિપ્રો વરૂણીમાં વરેલ હતા, તે સહુએ સ્વામી પધારતા ઉભા થઈને સ્વામીશ્રીનો સત્કાર કરી દર્શન કર્યા.

બીજ દિવસે મૂળીના દરબાર શ્રી રામાભાઈ તથા દેવજ્ઞાતિ જીવાભાઇ તથા બનાભાઇ તથા દાજીભાઈ આદિ ગઢવીઓ, શેઠ સાહુકારો અને દેશદેશાવરથી આવેલાં લક્ષાવધિ મનુષ્યો વગેરે સહુ મૂર્તિ પ્રતિષ્ઠાના સમયે યજ્ઞશાળામાં આવ્યા. ધ. ધુ. આદિ આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજશ્રી તેમજ અક્ષરમૂર્તિ શ્રી ગોપાળાનંદસ્વામી સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી તથા અનાદિ મહા મુક્તરાજ શ્રી દાદાખાચર વગરે મંડપમાં મૂર્તિ પ્રતિષ્ઠાની વેદ વિધિ કરી અને પછી બરાબર બપોરના ક. ૧૨-૧૫ સં. ૧૮૮૮ ના મહાસુદિ ૫ વસંતપંચમીના મધ્યાને વેદમંત્રના ઉચ્ચાર સાથે મંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠા સ્થાપન કર્યુ.

મધ્ય મંડપમાં શ્રી હરિકૃષ્ણ મહારાજની સાથે શ્રી રાધાકૃષ્ણ દેવ



*(જાણે બીજું ગોપીનાથજી મહારાજનું સ્વરૂપ કેમ ન હોય ? તેવા પધરાવ્યા પછી દક્ષિણ ખંડમાં શ્રી રણચોડ ત્રીકમરાયદેવ પધરાવ્યા, અને ઉત્તરાખંડમાં શ્રી ધર્મભક્તિ (માતા પીતા) પધરાવ્યા, ને તેની બાજુના ખંડમાં મહાદેવજી પધરાવ્યા, તેવી જ રીતે શ્રી રણછોડ ત્રીકમરાયની બાજુના ખંડમા શ્રીજીની સુખ સજ્યા બીછાવી, ચિત્ર પ્રતિમાઓ ચરારવિન્દો, પાદુકાઓ પધરાવી. પછી ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ શ્રી સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામી અને સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીએ એ મૂર્તિઓની ષોડશોપચારથી પૂજન વિધિ કરી, મહાનૈવેદ ધરાવી આરતી ઉતારીઃ એ સમયે આકાશમાં દેવનાં દુંદભી નગારાઓ અને ઝાલર વાગી, તથા શ્રી સ્વામિનારાયણની જય શ્રી સ્વામિનારાયણની જય ! એવા વિજય નાદો ચો તરફ થવા લાગ્યા, તેમજ અંતરિક્ષમાંથી ચંદન પુષ્પ વૃષ્ટિઓ થઈ, યજ્ઞનાહૂત દ્રવ્યથી ચારે દિશામાં ધુમ્ર છાઈ રહ્યો. પછી વિપ્રોને જમાડી, પુષ્કળ દક્ષિણાઓ આપી, લક્ષાવધિ મનુષ્યોને જમાડી તૃપ્ત કર્યા, એ વખતે મુળીના દરબાર શ્રી રામાભાઈ શ્રી ઠાકોરજીને

---

* જ્યારે ડુંગરપુરથી મૂર્તિઓના ગાડા આવ્યા ત્યારે શ્રીજી મહારાજ લોયાગામે બીરાજતા હોવાથી ગામડાઓમાંની તમામ મૂર્તિઓ પોતે જોઈને તેમાંથી ''રાધાકૃષ્ણ'' ની મૂર્તિઓને લોયામાં ઉતરાવી લીધી, પોતે લોયામાં બીરાજી શાકોત્વ કર્યો, તે વખતે દરરોજ એ રાધાકૃષ્ણની મૂર્તિઓને એક ઓરડામાં પધરાવી શ્રીજી મહારાજ પોતે થાળ ધરાવતા અને રાત્રે આરતી ઉતારતા. જ્યારે શાકોત્વ પૂર્ણ થયો ત્યારે મુળીથી આવેલ પ્રભુ મહેતો ગાડું લઈ જ્યારે મુળી જવા તૈયાર થયા ત્યારે શ્રીજી મહારાજે તેના ગાડામાં શ્રી રાધાકૃષ્ણની મૂર્તિઓ મુળી મોકલાવી અને કહેલ કે ''અમો મંદિર મુળીમાં કરીએ ત્યાં સુધી તમો એ મૂર્તિઓને એક ઓરડામાં પધરાવી આરતી ઉતારજો અને નૈવેદ ધરાવજો'' જેથી એ મૂર્તિઓ શ્રીજીની સેવેલ પ્રસાદીની છે. એમ કર્ણોપકર્ણ સંતો હરિભક્તો દ્વારા સાંભળવામાં આવેલ છે.

મુળીમાં શ્રીજી મહારાજ પ્રથમ સાં. ૧૮૫૯ પધાર્યા હતાં. અને સાં. ૧૮૭૮ માં લોયાથીમુળીએ પધારી રાધાકૃષ્ણ દેવની આરતી ઉતારી પાછા લોયે પધાર્યા હતાં. મુળીમાં લિમ્બતરૂ, અર્લકવાવ, પુરૂષોતત્મબાગ દરબારગઢ, ભોગવતી નદી, હાલ મદિરની વાડી જે (હ્રહ્મમ્હોલ છે. ત્યાં) ધોળે ખડકે, ગઢવાડાનો ચોરો, જીવારત્નુનું ઘર એમ એકવીસ સ્થળો શ્રીજી પ્રસાદીના છે.

ઉંબરે પુષ્કળ ભેટ સામગ્રી ધરી દેવના નૈવેદ માટે યાવદ્દચંદ્ર દિવા કરૌનું ભૂમિદાન આપ્યું. કચ્છ ઘમડકાવાળા દરબાર શ્રી રાયધણજીના કુંવરીને મુળી દરબારશ્રીના ભાઈ શ્રી રઘાભાઈ વેરે પરણાવેલા હતાં, તેમણે લગભગ એક હજાર રૂપીયાની કિંમતનું સોનાનું ઝુમણું રાધીકાજીને પહેરાવી રૂા. ૫૦૧ પાંચસો એક શ્રી હરિકૃષ્ણ મહારાજને ભેટ ધર્યા. શ્રી માળીઆ ઠાકોર સાહેબ અને બીજા અન્ય ઘણા એક હરિભક્તોએ વિધ વિધ ભેટો ધરીને આચાર્ય મહારાજશ્રી અને સંતોની પૂજા કરી.

શ્રીજી મહારાજ જ્યારે પ્રત્યક્ષ બીરાજતા હતા અને જેવો સમૈયા મહોત્સવનો લ્હાવો સહુને આવતો તેવોજ આ સમૈયાનો લ્હવો સહુને આવ્યો. મહા પ્રગલ્લ અને ઉદારતાના ઉદ્‌ધિ સમાન સાદા અને સ્નેહાળ આચાર્ય શ્રી × અયોધ્યા પ્રસાદજી મહારાજ સાક્ષાત શ્રીજી મહારાજ સમાન એ વખતે સભામાં શોભતા હતા.

વિ. સં. ૧૯૦૧ માં જ્યારે ધ. ધુ. અયોધ્યાપ્રસાદજી મહારાજ શ્રી જન્માષ્ટમીને સમૈયે મુળીએ પધાર્યા ત્યારે ત્યાં કવિશ્વર દલપતરામ સદગુરૂશ્રી દેવાનંદસ્વામી પાસે પિંગળનો અભ્યાસ કરતા હતા. એ વખતે મુળીના ગઢવી ફુલજી (ઉપનામ કુસુમ કવિ) એ સભામાં આવી આચાર્ય મહારાજનું એક કાવ્ય રચી સંભળાવ્યું. જેમા અયોધ્યાપ્રસાદજી મહારાજને સમુદ્રની ઉપમાં આપી હતી. તે કવિને પોતાના કાવ્યવિદ્યાનો ગર્વ હતો. તેથી મંદિરના લાલા કોઠારીએ સદગુરૂ દેવાનંદસ્વામીની આજ્ઞા મેળવી કવિશ્વર દલપતરામને કહ્યું કે તમારે કુસુમ કવિ સાથે કાવ્ય ચર્ચા કરવી. તેથી દલપતરામે ગઢવીને કહેલ કે ગઢવી ! તમારા કાવ્યમાં મહારાજશ્રીને હીનોપમા છે. એમ કહી તે કાવ્યનો પ્રત્યુત્તર પોતે એક નવા કાવ્યમાં રચીને આપ્યો. જે બંને કાવ્યો સાહિત્ય રસિકને પ્રિય થાય તેવા હોઈ એ બને નીચે આપેલ છે.

### શ્રી કુસુમવિકૃત છપય છંદ

ઉદ્દધિ ઉદક ભર અમિત, અમિત, મતિ અવધં ઉદ્‌ધમે,
તિહિનિધિ મધિ જલતરંગ, તરંગ મતિ તરંગ અવધમે;
સિન્ધુમર્હિ શશિ મોતી, મોંતિ મનુ અવધ બચન મુખ;
નદિ સંગમ નિધિ મિલત, મિલત મુનિ મતિ અતિ કર સુખ;
તવ પ્રણત બનત નવરત્ન સમ, રત્ત રહત જલધી જ્યુંહી;
કરજોર કુસુમ કવિ યું કહે, અષ્ઠમ ઉદ્‌ધિ અવધ તું હીં,



પ્રતિષ્ઠા મહોત્સવમાં શ્રીજીનાં દિવ્ય દર્શન

(૧) પાક શાળામાં પકવાનના ઓરડામાં પકવાનના ઢગલા ઉપર બીરાજી શ્રીજી મહારાજ પકવાન જમે છે અને મંદ મંદ હાસ્ય કરી રહ્યાં છે.

(૨)સભા મંડપમાં આદિ આચાર્ય મહારાજશ્રીની જોડ જોડા મહા તેજોમય સ્વરૂપે સોનેરી શ્રીંગાર ધારણ કરી; ફૂલદડો ઉછાળતા બીરાજી સહુ સામુ કરૂણા દ્રષ્ટિથી જુવે છે.

(૩) મંદિરના ત્રણે ખંડમાં મૂર્તિઓમાંથી નિકળી પૂજાસેવા અંગીકાર કરે છે.

(૪) હરિભક્તો (સંઘ) ના ઉતારે સોનેરી જરીયાની વસ્ત્રો ધારણ કરી માણકી ઘોડી ઉપર બીરાજીને ડાબા કરમાં ઘોડીની લગામ અને જમણા, કરમાં સોટી ધારણ કરીને સંઘમાં વિચરે છે અને પાર્ષદ ભગુજીએ શ્રીજી માથે સોનેરી છત્ર ધારણ કરેલ છે.

### * કવીશ્વર દલપતરામ કૃત છપયછંદ પ્રતિ ઉતર

ઉદીધ ઉદક અતિ ક્ષાર. સાર મતિ મધુરી અવધમેં,
અવધ સુધામય અમલ સમલ, વિષ વસત ઉદધમેં,
જડ જલધી જલ ગવન, પવનવશ પ્રતિત ન લાયક,
અવધ પ્રતિત મર્તિ ધરત, સકલ વિધિ જનસુ ખદાયક,
લહિ અંજલિ ઉદધિ અગસ્ત મુનિ, પાન કરી પીંડમે લહે,
મતિ અકળ અવધ દલપતિ ત્યુંહિ, કો કવિ નિધિ કેસમ કહે ? (૨)

ઉપરનું કાવ્ય બોલીને કવિ દલપતરામ કહે કે ગઢવી ? સાગર ત્મહારે મનમોટો મુનિઓને મન નહિ ? અગસ્તમુનિ અંજલિ ભરી સાગરનું આચમન કરી ગયા હતા. આ સંતો પણ અગસ્તમુનિ સમા સમર્થ છે, પણ તે કોઈની કલ્પનાયે આચાર્ય શ્રીની બુદ્ધિનો 'તાગ' લઈ શકે એમ નથી તેથી હે અ?ાધ્યાપ્રસાદજી મહારાજ ! એવો કીયો કવિ હોય જે આપશ્રીને ખારા ખાબોચીયા જેવો કહે ? વગેરે –'' પછી આચાર્ય મહારાજશ્રી એ તે બન્ને કવિઓનો સત્કાર પાઘ શેલાં અને રૂપીઆઓ નો શીરપાવ આપી કર્યો હતો, એથી કુલકવિને ખાત્રી થી હતી કે, બ્રહ્માનંદસ્વામીનો કાવ્ય વારસો મુળી મંદિરમા હજુ છે.

(કશ્વિર દલપતરામ ભા. ૧ માં થી) (સંપાદક)

ઉપર કહેલા ચારે સ્થાનમાં શ્રીજીના દર્શન ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજને તથા સદગુરૂ અક્ષરમૂર્તિ શ્રી ગોપાળાનંદ સ્વામીને તથા સદગુરૂ બ્રહ્માનંદસ્વામીને તથા સદગુરૂશ્રી વાસુદેવાનંદ બ્રહ્મચારીશ્રીને એમ ચારેને શ્રીજીના દિવ્ય દર્શન થતા હતા. તે વખતે ભગુજી પાર્ષદ આચાર્ય મહારાજશ્રીના પાછળ છત્રગ્રહી ઉભા છે. તેઓને બે સ્વરૂપે જોતા એ ત્રણે સદગુરૂશ્રી અને આચાર્ય મહારાજશ્રી એકબીજા સામુ જોઈને મંદ મંદ હસ્તા હતા. એવા દિવ્ય સ્વરૂપના અલૌકિક દર્શન અનંદ દેવો અને અનંત મૂકતો પણ અંતક્ષિમાં રહીને કરતા હતા.

સર્વ સંતો જમી રહ્યાં પછી તેજ દિવસે સદગુરૂશ્રી ગોપાળાનંદ સ્વામીને ધોળેરે જવા માટે પ્રબંધ કરવા સ્વામીશ્રીએ પાર્ષદ ભગુજીને ઊંટ ઉપર મોકલીને ચાર ચાર ગાઉના ટપે સ્વામીશ્રીની સિગરામ ગાડીમાં જોડવાને સારા બળદોની જોડી ગામ ઝાંપે તૈયાર રાખવા રસ્તામાં આવતા દરેક ગામે હરિભક્તો ઉપર ભલામણનો આજ્ઞાપત્ર લખાવી આપ્યો, જે પત્ર લઈ ભગુજી જમી અને અગાઉથી રવાના થયા અને રસ્તામાં આવતા ગામડે ગામડે ઝાંપામાં સારી બળદની જોડી તૈયાર રાખી હરિભક્તો સદગુરૂશ્રી ગોપાળાનંદસ્વામીની આવી અમુલ્ય સેવામાં ભાગ લેવા હર્ષથી વાટ જોઈ ઉભા રહ્યાં એમ લગભગ ૪૦ ચાળીશ ગાઉ સુધીનો પ્રબંધ ભગુજીએ કર્યો હતો.

મૂળી મંદિરમાં સિગરામ ગાડી જોડી અંદર બેસવાને ગાદીતકીઓ વગેરે ગોઠવી સ્વામી પાસે લાવ્યા; એટલે શ્રી ગોપાળાનંદસ્વામી ધ. ધુ. શ્રી આચાર્ય મહારાજશ્રીને મળીને પોતા સાથે આવેલા સદગુરૂ ભગવદાનંદ સ્વામી સાથે મંદિર ઉપર જઈ શ્રી હરિકૃષ્ણ મહારાજ વગેરે દેવના દર્શન કરી નીચે પધાર્યા, ત્યાં સહુ સંતો હરિભક્તો મહામુક્તરાજ શ્રી દાદાખાચર આદિ સ્વામીને વળાવવા આવ્યા. સહુને હળી મળી સ્વામીશ્રી સિગરામ ગાડીમાં બેસતા પહેલા સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીને હૃદયમાં ભીડીને × મળ્યા અને પોતે પહેરેલો જાુઈના પુષ્પોનો મ્હોટો હાર શ્રી બ્રહ્માનંદસ્વામીને પહેરાવી ''હું ઘણો જ રાજી થયો છું. અને તમારા ઉપર પ્રસન્ન છું'' એમ કહી સર્વને જય સ્વામિનારાયણ કહી સિગરામ ગાડીમાં બીરાજી ધોળેરે જવા વિદાય થયા, પાર્ષદ ભગૂજીની વ્યવસ્થા પ્રમાણે ચાર ચાર ગાઉના અંતરે લગભગ દશેક જગ્યાએ બળદોની ઉત્તમ જોડીઓ હાજર રહેલી હતી. તેથી ત્યાં પહોંચી સિગરામમાં જોડેલી જોડીને તુરત બદલાવી નવી જોડી. ગામ ઝાંપે આવેલ હરિભક્તોને દર્શનથી

× એ બંને સદગુરૂઓનું છેલ્લુ મિલન હતું



સુખીયા કરી દોડતે સીગરામે બીજે ટપે (ગામે) જતા હતા. આવી રીતે સુખરૂપે તે જ દિવસની રાત્રે ધોળેરે પહોંચ્યા હતા.

મુળીથી પછી ગોપાળાનંદ, ધોળેરે ગયા લૈ નિજ વૃંદ
તહા દેવનાં દર્શન કરીયાં, પછી ગઢપુર જૈ સ્થિર ઠરીયા.
(હરિલીલા મૃત)

સદગુરૂશ્રી ગોપાળાનંદસ્વામિ જ્યારે ધોળેરા જવા તૈયાર થતા હતા. ત્યારે અનાદી મુક્તરાજ શ્રી દાદાખાચર તથા અમરાખાચર અને બા શ્રી જીવુબાબા અને બાશ્રી લાજુબાબા વગેરે (ગઢપુરથી પચાશેક કાઠી કુટુંબ આવેલા તે) સહુએ સ્વામીશ્રીને વિનતિ કરી કે, અમારે આંહી મંદિરમાં રસોઈ દઈ ધ. ધુ. આચાર્ય મહારાજશ્રી અને શ્રી વહુજી મહારાજશ્રીની પૂજા કરી ભેટ ધરવા ઈચ્છા છે. પણ અમો સહુ લક્ષ્મીનારાયણ દેવના દેશના છીએ તો અમારે હવે શું કરવું ? તે સાંભળી સ્વામીશ્રી કહે કે ''તમારે બેય દેશમાં સેવા કરવાની છુટ છે. તમે તો ધર્મકુળના જેવાં જ છો, ધર્મકુળમાં શ્રીજી મહારાજ ૧૧ અગ્યાર વર્ષ રહ્યાં; અને તમારા દરબારમાં (કાઠીકુળમાં) તો શ્રીજી મહારાજ ૨૫ વર્ષ રહ્યા છે. માટે તમો ખુશીથી રસોઈ આપી સંતોની, આચાર્યશ્રીની, ધર્મકુળની સેવા કરી અલભ્ય લાભ લીધો છે અને હજી પણ ખુશીથી લેજો અને તેમાં જેમ બ્રહ્મમુનિ કહે તેમ કરજો.'' પછી તે સહુએ રાજી થી પ્રથમ જ (સ્વામીશ્રી ધોળેરે જતા હોઈ) શ્રી ગોપાળાનંદસ્વામીની તથા શ્રી ભગવદાનંદ સ્વામીની પૂજા કરી ચંદન ચર્ચી ફુલહારો પહેરાવી, ચાદરો ઓઢાડી, દંડવત કરી, સ્વામીશ્રીની પ્રસન્નતા મેળવી સહુ રાજી થયા.

સમૈયો વીતી ગયા પછી એ ગઢપુરવાસી સહુ આઠ દિવસે મુળીમાં રોકાણા હતા અને પાંચ જાતના પકવાનોની સારી રસોઈઓ આપી દેવના થાળ ધરાવી. સંતોની પંકિત કરાવીને તેમા ધ. ધુ. અયોધ્યાપ્રસાદજી મહારાજ પોતે પીરસવા પધાર્યા. તે સાથે શ્રીજી મહારાજ પણ પીરસતા જાય અને દાદાખાચર તથા જીવુબાબા અને લાડુબાબા સામુ મંદ મંદ હસ્તા હસ્તા જોતા જાય, એવા દર્શન થતાં, બાશ્રી જીવુબા કહેવા લાગ્યા કે દાદા ! જેવા મહારાજ ગઢપુરમાં હજી જેમ પ્રગટ દિવ્યે સ્વરૂપે બીરાજે છે, તેવાંજ આંહી મુળીમાં પણ પ્રગટ દિવ્યરૂપે બિરાજે છે. ત્યારે દાદાખાચર કહે કે ''હા બા, બીજાઓને એમ છે કે, મહારાજ અક્ષર ધામમાં પધાર્યા; પણ શ્રીજી મહારાજ તો આ સત્સંગમાં હજી પ્રગટ બીરાજી ભક્તોને સુખ આપે છે.'' આવી રીતે એ ત્રણે મુક્તરાજ શ્રી ગઢપુરમાં શ્રીજી

મહારાજ પ્રગટ બીરાજતા અને જેવું સુખ આપતા તેવું સુખ તેઓ મુળીમાં પામ્યાં. પછી સભા થતાં દાદાખાચરે પોતા તરફતી અને બાશ્રી જીવુબા અને બાશ્રી લાડુબા તરફથી આચાર્ય મહારાજ શ્રીની પૂજા કરી ભારે ભારે પોષાકો સાથે રૂપીયાના થાળો તથા મેવા, સાકર, શ્રીફળના થાળ ધરી, આરતી ઉતારી, સંતોને ચંદન ચર્ચી, ચાદરો ઓઢાડી ખૂબ રાજી કર્યા. તે જ પ્રમાણે, શ્રીવહુજી મહારાજની સભામાં પણ બાશ્રી જીવુબા અને બાશ્રી લાડુબાએ પોતા તરફથી અને શ્રી દાદા ખાચર તરફથી પૂજા કરી ભેટ સામગ્રી ધરી, સર્વ ધર્મકુળના આવેલાંની પૂજા સેવા કરી બહુજ રાજી કર્યા. અને સદ્‌ગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીની શ્રી દાદાખાચરે પૂજા કરી એક સફેત બનાત ઓઢાડી દંડવત કરી બહુજ વિનયથી મળી સહુ કાઢી કુટુંબો ગઢડા ગયા. શ્રી દાદાખાચર વગેરે સહુકુટુંબને સ્વામીશ્રીના એ છેલ્લા દર્શન હતાં અને સ્વામીશ્રીને પણ એ ધર્મકુળ જેવા એ એભલકુળના છેલ્લા દર્શન હતાં.

ધ. ધુ. આચાર્ય મહારાજ શ્રી જ્યારે અમદાવાદ પધાર્યા ત્યારે શ્રી બ્રહ્માનંદસ્વામીએ જે ઘરેણા વહુજી મહારાજે મુળી મંદિર ચણાવવા માટે આપેલ હતાં. તે ઘરેણાની અકબંધ પેટી પાર્ષદ ભગુજીની સાથે પાછી મોકલીને વિનંતી કરી કહેવરાવેલ કે, ''તમરા ધર્મકુળની કૃપા દ્રષ્ટિથી મુળી મંદિરમાં હવે કોઈ વાતની ખામી નથી; સમૈયાની આવકથી તમામ ખર્ચ પુરૂ થયું છે; અને હવે દેવ બીરાજ્યા છે તેથી મંદિરની ચિંતા હવે દેવને છે'', એમ કહેવરાવી તમામ ઘરેણા હતા તે પાછા આપ્યાં. આચાર્ય મહારાજશ્રી બ્રહ્મચારી શ્રી વાસુદેવાનંદજીને તથા તેના મંડળને મંદિરની સેવા વિધિ સોંપી, સાધુ બ્રહ્મચારી પાર્ષદો વગેરેને મંદિરની ભલામણ કરી, સદ્ ગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીની આજ્ઞામાં સહુને વર્તવાનું કહીને સહ પરિવાર અમદાવાદ પધાર્યા.

સ્વામીશ્રીની ચિત્રપ્રતિમાં

શ્રીજી પ્રસાદીના નિમ્બવૃક્ષ નીચે ઓટા ઉપર કામળી પાથરી મંદિરના ચાલતા કામની દેખરેખ રાકથા કરકમળમાં પુસ્તક અને માળા રાખી સ્વામીશ્રી ઉગમણે મુખારવિંદે મંદિર સામા બીરાજમાન હતા; તેવા સમયમાં હિંદુસ્તાનનો (લખનૌ તરફનો) કોઈ એક ચિત્રકાર મુળીએ આવ્યો તેણે મંદિરનું કામ નિરખીને જોયું. તેમજ મંદિર ચણાવનાર સદગુરૂ બ્રહ્માનંદસ્વામી મહાન કવીશ્વર છે ને તે લીંબડા નીચે બેઠા છે તે જ છે,



તેમ કામ કરનારા સલાટોથી જાણી ચિત્રકારે સ્વામીશ્રીના છેટેથી દર્શન કરતા તે ગૌર મૂર્તિપ્રતિ ચિત આકર્ષાતા સ્વામીશ્રીનું ચિત્ર દોરવા મન થયું. પણ સાથે કંઈ સાધન હિ હોવાથી વિચાર કરતા નજીકમાં એક કોલસો જોવામાં આવ્યો તે હાથમાં લઈને મંદિરની આરસ જેવી શ્વેત દિવાલમાં સ્વામીશ્રીની એક જમણા ચક્ષુની મૂર્તિ આળેખી. સ્વામીશ્રી તો જમણા હાથમાં માલા ફેરવતાં, પુસ્તક વાંચવામાં તલ્લીન હતા. તેથી ચિતારે સ્વામીશ્રીને નિરખી નિરખી શાન્તિથી તે મંદિરની દિવાલના પથ્થર ઉપર સ્વામીશ્રીનું સ્વરૂપ ચીતરી કોઈન કંઈ કહ્યાં વગર વિદાય લીધી. સાંજ વખતે શ્રી દેવાનંદસ્વામી મંદિરની આસપાસ ફરતા એ ચિત્ર જોઈને જે વિચારમાં પડ્યા. બાજુમાં એક કડીઓ કામ કરતો હતો, તેને પુછતાં, તે કહે કે એક હિંદુસ્તાની માણસ આંહી બેઠો બેટો હાથમાં કોલસો લઈ કંઈ આળેખતો હતો. એ સાંભળી શ્રી દેવાનંદસ્વામીએ એ મૂર્તિ નિરખી જોતા સ્વામીશ્રીનો આવો આબેહુબ મહા મનોહર મુખાકૃતિનો ભાવ જોઈ પોતે એક ઝીણો બારીક) કાગળ લાવી તેના ઉપર રાખી તે ચિત્ર ઓળેખી લીધું અને એ ઓળેખેલો કાગળ પોતે પોતાની પૂજાની ઝોળીમાં સાંચવી રાખ્યો. બીજે દિવસે શ્રી બ્રહ્માનંદસ્વામી ત્યાં આવતાં મૂર્તિ જોઈ પૂછપરછ કરતાં કોઈ અજાણ્યા માણસે ઓળેખી છે તેમ જાણ્યું. સ્વામી કહે કારીગર ઘણોજ ઉત્તમ છે, એમ કહી પાણી મગાવી કપડાના પોતાથી તે * ચિત્ર ધોવરાવી કાઢી નંખાવ્યું.

સ્વામીશ્રીની પછી સદગુરૂ શ્રી દેવાનંદસ્વામી મુળી મંદિરના મહંત થઈ બાવીસ વર્ષ રહ્યાં. તે પછી સદગુરૂ તદ્રુપાનંદવામી મુળી મંદિરના મહંત થયા. તેમની પાસે શ્રી દેવાનંદસ્વામીએ સોપેલો સ્વામીશ્રીની મૂર્તિનો કાગળ હતો. તે તેણે જામનગરમાં સારા ચિતારાઓ પાસે એ જાુના કાગળના ખહરા ઉપરથી મૂર્તિ ચિત્રાવવાની ઈચ્છા થતાં, મુળીના રહીશ ગઢવી બનાભાઈ રત્નુના (જેઓ શ્રી બ્રહ્માનંદસ્વામીના શિષ્ય હતા તેમના) પુત્ર ગઢવી ભીમજીભાઈ રત્નુ (જામનગરના જામવિભાજીએ રાજકવિ તરીકે નીમી તેમને એક ગામ બક્ષીસ કરતા તેઓ) જામનગર જતાં

* શ્રીજી મહારાજની હૈયાતી સુધીમાં માત્ર શ્રીજી મહારાજની ચિત્ર પ્રતિમાં સાથે સદ્‌ગુરૂ શ્રી મુક્તાનંદસ્વામીની તેમજ બન્ને આદિ આચાર્ય મહારાજશ્રીની જ ચિત્ર પ્રતિમાઓ ચિતરાયેલ હતી. બીજા કોઈ નંદપંકિતના સાધુઓની ચિત્ર પ્રતિમાઓ નહોતી. તેથી સ્વામીશ્રીએ પોતાની મૂર્તિ ત્યાંથી ધોવરાવી કઢાવી નંખાવી.

હોવાથી તદ્રપાનંદસ્વામીએ એ જુનો કાગળ (મૂર્તિનો) તેમને આપી એના ઉપરથી નાની મૂર્તિ પૂજામાં રાખવા ચિત્રાવી લાવવાની ભલામણ કરી. તેથી તેઓએ જામનગરના પ્રખ્યાત ચિતારા રૂપા કચરા પાસે બે મૂર્તિઓ પૂજામાં રાખવા (નાની) ચિત્રાવી લાવેલા. તેમાંથી એક મૂર્તિ મુળીએ શ્રી તદ્રપાનંદસ્વામીને આપેલી હતી. અને એક મૂર્તિ પોતે પોતા પાસે રાખેલ હતી, જે આજે પણ અમારા પાસે જેમની તેમ છે. અને એના દર્શનનો લાભ દરેક હરિભક્ત લઈ શકે, તેથી તેનો બ્લોક બનાવી, આ પુસ્તકમાં છાપવામાં આવેલ છે. હિંદુસ્તાની ચિતારે મૂર્તિ ચિતરેલ તેમાં આસન ન હોતું, તેથી જામનગર - ચિતારા રૂપા કચરાએ મૂર્તિમાં ગાદી તકીયો ચિતરી તેના ઉપર સ્વામી બીરાજ્યા છે, તેટલો ફેરફાર કરેલ છે. એ મૂર્તિ ચિતરી ત્યારે સ્વામીની છેક વૃદ્ધાવસ્થા હતી. સ્વામી સંવત ૧૮૮૮ જેઠ માસમાં ધામમાં પધારેલા એટલે છેલ્લામાં છેલ્લી અવસ્થાનો ભાવ એ મૂર્તિમાં છે.

વડતાલ અને જુનાગઢના મંદિરમાં મૂર્તિઓ પધરાવતી વખતે સ્વામીશ્રીએ જેમ દેવના સ્તુતિ-કાવ્યો રચેલાં છે. તેમ જ મુળી મંદિરમાં પ્રતિષ્ઠા વખતે પણ શ્રી હરિકૃષ્ણમહારાજ શ્રીનું સ્તુતિ-કાવ્ય નીચે મુજબનું રચેલ છે.

## શ્રી હરિકૃષ્ણાષ્ટક કાવ્ય
## (ચર્ચરી છંદ)

ધર્મ વર્મ મર્મ ધાર, ફરન, મરન હરન હાર, ચરન શરન કરન પાર અતિ ઉદાર સોહે, ॥ હિત કૃતિ નિત હુલાસ, રટત મિટત વિકટ પાસ, પ્રેમ નેમ અતિ પ્રકાશ, દાસ હાસ મોહેઃ ॥ છબિ અનુરૂપ બનિત, હરષ ઓઘ શોક હનિત, ધન ધન જીુબાનિ ભનિત, અગનિત નરનારી ॥ જય જય હરિકૃષ્ણરાજ, જગ કર વર ગુણ જહાજ, પ્રગટતસંગ લે સમાજ, કાજ ભક્તકારી.

અર્થ :- હે ધર્મના બખતર રૂપ, મર્મના ધરનારા અને જનમ મરણનં દુઃખ હરનારા, પોતાના ચરણને શરણ આવનારને પાર ઉતારનારા, તમેં અતિશેં ઉદાર અને શોભાયમાન છો. તમારા મનમાં જનનું હિત કરવાનો નિત્ય (હુલાસ) આનંદ છે; તમારા નામનું રટન કરતા ભયંકર જમનો પાસ મટી જાય તે માટે પ્રેમ અને નિયમનો અતિશે પ્રકાશ કર્યો છે. તમારૂં હસવું દાસને મોહ પમાડે છે; ઉપમાં અપાય નહિં તેવી તમારી છબી બની છે; તે હરખના સમુદાય કરે છે અને શોકને હણે છે; અને અગણિત પુરૂષો અને સ્ત્રીયો ધન્ય છે ! ધન્ય છે ! એમ વાણી બોલે છે, એવા હે હરિકૃષ્ણ મહારાજ તમારી



જય થાઓ ! જય થાઓ ! હે જગતની ઉત્પતિ કરનારા તમેં શ્રેષ્ઠ ગુણના જહાજ (વહાણ) રૂપ છો. અને મુનિમંડળનો સમાજ સાથે લઈને પ્રગટ થયા છો. અને ભક્તજનનો કારજ કરનારા છો. (૧)

છંદ ૨

પ્રેમકંદ ચંદજોર, નિરખ હરખ જન ચકોર, ભુજંગ ગાત રાતભોર, અઘ કઠોર તોરે, ॥ પ્રનિપત ક્રત હરત પાપ, દરસ પરસ અતિ દુરાપ, ટલત ત્રિવિધ વિવિધ તાપ, વ્યાપ સબહી ઠોરે; ॥ અગ જગ અજ ગજ આરૂઢ, પ્રસરન જગ કિરન પૌઢ, મતકૃત નહિ મનત મૂઢ ચરીત ભારી, ॥ જય જય હરિકૃષ્ણરાજ, જમ કરવર ગુણજહાજ, પ્રગટત સંગલે સમાજ કાજ ભક્તકારી ॥ ૨ ॥

અર્થ :- તમે પ્રેમના મુળરૂપ છો. તથા ચંદ્રમાની (જોડ) સમાન તમારૂં મુખ છે; તેને નિરખીને હરિભક્તરૂપી ચકોર હરખે છે; અને શેષનાગ રાતને દહાડો તમારા ગુણ ગાય છે; અને મહા કઠોર પાપને તોડી નાખે છે; તમારી પ્રાર્થના કરવાથી પાપ હરો છો, તમારૂં દર્શન અને તમારો સ્પર્શ અતિ દુઃખે પ્રાપ્ત થાય તેવો છે, કે જેથી નાના પ્રકારના ત્રિવિધિ તાપ ટળી જાય છે, અને તમે સર્વ ઠેકાણે અંતરજામી પણે વ્યાપક છો. તમે (અગ) સ્થાવર (જગ) જંગમરૂપી સુષ્ટિમાં જન્મ ધરતા થકા અજન્મા છો; અને તમે હાથીની સ્વારી કરી છે. અને તમારા જશની મોટી કીરણો જગતમાં પ્રસરી છે, અને મતવાદી મૂરખ લોકો તમને માનતાં નથી; તમારા ચરિત્ર ભારે ગુપ્ત છે, એવા હે હરિકૃષ્ણ મહારાજ તમારો જય થાઓ !

છંદ ૩

મંગલ બલ પ્રબલ સુર, દરશન જન વિધન દૂર, સમજત શુધ વિબુધ સૂર પૂર સુકુત પાવે, ॥ નિરખત ચિતકો નિરોદ, બુદ્ધિકર સુખભર પ્રબોધ, સરસ હરસ લેત શોધ જોધ ક્રોધ જાવે; ॥ ગેમ ગહન દહન ગ્યાન, દુઃખહર સુખ દેતદાન, ત્રણવત જર કરન તાન, માન જગ ઉખારી, ॥ જય જય હરિકૃષ્ણરાજ જગ કરવર ગુણરાજ પ્રગટત સંગલે સમાજ, કાજ ભક્તકારી. ॥ ૩ ॥

અર્થ :- તમારૂં બળ કલ્યાણનું જોરાવર મુળ છે, અને તમારા દર્શનથી હરિભક્તના વિઘ્ન દૂર થાય છે. એમ નાના પ્રકારના પંડિતો અને દેવતાઓ શુદ્ધ રીતે સમજે છે, તેથી તેઓ પુરા પુન્ય પામે છે; તમારી છબીને નિરખતાં મન તેમાં અટકે છે, અને તમારો ઉપદેશ બુદ્ધિ કરે એવો તથા સુખ ભરે

એવો છે; તે સારમાં સાર જાણીને શોધી લે તેના મનમાંથી ક્રોધાદિક જોદ્ધા જાતા રહે છે, તમારૂં જ્ઞાન મોટા અજ્ઞાનને બાલી નાખે એવું છે, અને તે દુઃખને હરે છે, અને સુખનું દાન આપે છે, અને દેહાભિમાનની જડ ઉખાડી નાખીને આ જગતને તરખલા બરાબર કરવાનું તાન રાખે છે, એવા હે હરિકૃષ્ણ મહારાજ તમારો જય થાઓ. (૩)

છંદ ૪

તનુ બધ ધનુ ત્રિગુન તીત, નૌતમ મ્રમ અજબ નીત, પ્રનિપત, રત નવલ પ્રીત વિશ્રમીત બાની, ।। વરદ મરદ અતિ પ્રવીન, અરદ દરદ જન આધીન, કલબલ ખલ નિબલકીન, દીનન સુખદાની, ।। સુંદર વર કાંતિ સરસ, બેનનેન પિયુષ વરસ, પાપ તાપ મીટત પરસ, તરસ નરસ ટારી, ।। જય જય હરિકૃષ્ણ જગકર વર ગુણ જહાજ, પ્રગટત સંગલે સમાજ, કાજ ભક્તકારી. ।। ૪ ।।

અર્થ :- તમારૂં શરીર વરસાદના જેવું અને માયિક ત્રણ ગુણથી જાુંદુ બનેલું છે, અને તમારો મર્મ અજાયબ જેવો સદા ઉત્તમ છે, અને નવીન પ્રીતિથી સ્તુતિ કરવામાં વાણી દેવી પણ થાકી જાય છે. (એટલે વાર પામતી નથી) હે વરદાનના આપનારા વરદરૂપ, તમે અતિશે પ્રવિણ છો, તમારે આધીન જે જન થાય તેનાં દરદ નાશ કરો છો. અને કળાથી તથા બળથી દુષ્ટોને તમે નિર્બળ કર્યા છે, અને તમે ગરિબોને સુખ દેનારા છો તમારી કાંતિ સુંદર શ્રેષ્ઠ અને રસિક છે. તમારા નેત્રોમાં અને વચનમાં અમ્રત વરસે છે. અને તમારો સ્પર્શ કરવાથી પાપ તથા પાપ મટી જાય છે, અને નરસી તૃષ્ણાને ટાળી નાખે છે, એવા એ હરિકૃષ્ણ મહારાજ તમારો જય થાઓ ! જય થાઓ ! (૪)

છંદ ૫

નવલ પ્રબલ કમલ નૈન, વીર ધર અમલબેન, દનુજ દુષ્ટ કષ્ટ દેન મેન સેન મારે ।।, જય ધુનિ મુનિવૃંદ સાથ દુઃખહર વરદાન હાથ, જન અધીન દીન નાથ કે અનાથ તારે; ।। નિજજન ધન સુખ નિકેત વિમુખન દુઃખ શોક દેત હરતવિપત અમિત હેત, લેત જગ ઉગારી, ।। જય જય હરિકૃષ્ણરાજ, જગ કર વર ગુણ જહાજ, પ્રગટત સંગલે સમાજ, કાજ ભક્ત કારી. ।। ૫ ।।

અર્થ :- નવીન કમળ જેવાં અને જોરાવર તમારા નેત્ર છે; વીરરસ અને ધીરજ ભરેલા તમરાા નિર્મલ વચન છે; તે દુષ્ટજનને અને દૈત્યોને દુઃખ દેનારા



છે, અને કામદેવની સેનાને મારી નાખે છે. તમે સંત મંડલની સાથે જયકારની ધુનિ કરો છો, અને તમે કર કમલથી દુઃખ હરવાનું વરદાન આપો છો. હે ગરીબના નાથ, તમારે આધીન જે જન થાય છે. એવા કેટલાએક અનાથને તમે તાર્યા છે. તમે પોતાના જનના ધનરૂપ તથા સુખના ધરરૂપ છો, અને વિમુખ જનોને દુઃખ તથા શોક આપો છો; વળી તમે જગત રૂપર અપાર હેત રાખીને વિપતિ ટાણે વિપત્તિને હારને બચાવી લ્યો છો, એવા હૈ હરિકૃષ્ણ મહારાજ તમારો જય થાઓ ! જય થાઓ ? (૫)

છંદ ૬

દ્રગ વિશાળ લાલકંજ, રસપ્રકાર દાસ રંજ, રતિ પતિ ધ્રત ગરવ ગંજ, તેજ પુંજ રાજે, ।। હોત જોત દુક્ત હાન, પુરૂષ સરસ જગ પુરાન, ધરત સનક જનક ધ્યાન, લખી અગ્યાન ભાજેઃ ।। કોમલ દિલ અતિ કૃપાળ, પ્રફુલિત ચિત પ્રણતપાલ, સરવસ વસ જસ વિસાલ, જાલ જગત જારી, ।। જય જય હરિકૃષ્ણરાજ, જગકર વર ગુણ જહાજ, પ્રગટત સંગલે સમાજ કાજ ભક્તકારીપ

અર્થ - રાતાં કમળ જેવા અને મોટાં તમારા નેત્ર છે, અને નવ પ્રકારના રસથી દાસને તમે રંજન કરો છો, અને કામદેવની કાન્તિને તથા અભિમાનને તોડી નાખે એવો તમારા તેજનો સમુદાય બીરાજે છે, તમે જગકર્તા, પુરાણ એટલે જાુના પુરૂષ સારા છો, ને તમને જોતાં પાપનો નાશ થાય છે. સનકાદિક તથા જનક વિદેહી તમારૂં ધ્યાન ધરે છે; તમારૂં મન અતિશે કોમળ અને દયાળું છે, અને તમારૂં ચિત્ત સદા પ્રફુલ્લિત રહે છે, અને તમે આશ્રિત જનના પાળનારા છો અને સર્વ તમારે વશ છે; તથા તમારો જશ મોટો છે, અને જગતની જંજાળને બાળનારા છો, એવા હે હરિકૃષ્ણ મહારાજ તમારો જય થાઓ ! જય થાઓ ! (૬)

છંદ ૭

નિત નિત ધ્રત રૂપ નેક, અકલ સકલ, વ્યાપ એક, તપત વિપત કપત ટેક, શુધ વિવેક દાતા, ।। ધેય અગમ નિગમ ધ્યાત, ગોર રૂદય ચોર ગાત, ચિત્ત ધ્રત શુભ કત સુચાત, તાત ધર્મ ત્રાતા; ।। જાુગ જાુગ પ્રતિ સુભગ દેહ, નટવર ઘટ નવલ નેહ, ગુન નિધિ સિધિ સુબુધિ ગેહ, અતિ અછેહ યારી, ।। જય જય હરિકૃષ્ણરાજ, જય કરવર ગુણ જહાજ, પ્રગટત સંગલે સમાજ, કાજ ભક્તકારી. ।। ૭ ।।

અર્થ–રોજ રોજ તમે સારૂં રૂપ ધરો છો; તમે અકળીત છો, અને અંતર્યામિપણે સર્વત્ર વ્યાપક છો, અને તમે એક જ પરમેશ્વર છો. તમારા જેવો બીજો કોઈ નથી. માણસના મનને તપાવે એવી વિપત્તિને કાપવાની ટેક તમે ધરો છો; અને તમે શુદ્ધ વિવેકના દેનારા છો. તમે ધ્યાન કરવા યોગ્ય છો; શાસ્ત્ર તથા વેદમાં તમારૂં જ ધ્યાન કહ્યું છે. તમારાં ગાત્ર ગોરા રંગના અને હૃદયને ચોરી લે એવાં છે. તે ચિત્તમાં ધરવાથી શુભ શુચિ એટલે પવિત્ર કરે છે, અને ધર્મપિતાનું રક્ષણ કરનારા તમે છો, તમેં જુગ જુગ પ્રત્યે સારા દેહ ધારણ કરો છો, અને નટમાં શ્રેષ્ઠ એવી કાયા નવીન સ્નેહથી ધારો છો. તમે ગુણના ભંડારા છો, તથા સિદ્ધિના અને સારી બુદ્ધિના ધરરૂપ છો, અને અતિશે અપાર મિત્રવાળા છો. એવા હે હરિકૃષ્ણ મહારાજ તમારો જય થાઓ ! જય થાઓ ! (૭)

છંદ ૮

ઉત્પતિ સ્થિતિ પ્રલયપલક, ઝગમગ તન ક્રાન્તિ, ઝલક અતુલિત વ્રત શીશ અલક તિલક ભાલ દીને, ાા વામ કામ કરન બાધ, ગાવત શ્રુતિ કહિ અગાધ, ચિંતત વત હો સમાધ, સાધ અભય કીને. ાા પ્રાન ભક્ત જગતપેર, જગ કવી ને કીનજેર, બ્રહ્માનંદ બેર બેર હેરત છબિ પ્યારી, ાા જય જય હરિકૃષ્ણરાજ જગકર વર ગુણ જહાજ, પ્રગટત સંગલે સમાજ, કાજ ભક્તકારી. ાા ૯ાા

અર્થ – તમે એક પળમાં જગતની ઉત્પતિ સ્થિતિ અને પ્રલય કરો છો. તમારા શરીરની કાન્તિ ઝગમગ ઝગમગ એમ ઝળકે છે. જેની તુલ્ય કોઈ ન આવે એવા તમારા મસ્તકના કેશ વાળેલા છે. અને લલાટમાં તિલક કરી દીધું છે, વામ એટલે વાંકો એવો જે કામદેવ તેને તમે બંધન કરનારા છો, અને વેદ તમને અપાર કહીને ગાય છે. તમારૂં ચિંતવન કરતા તરત સમાધી થાય છે, અને તમે ઘણા સાધુઓને નિર્ભય કર્યા છે. તમે ભક્તના તથા જગતના અર્થાત અંતર્યામી છો, અને જગતના કવિઓને અર્થાત પંડિતોને તમે જેર કર્યો છે, અર્થાત જીતી લીધા છે. બ્રહ્માનંદસ્વામી વારે વારે તે તમારી પ્યારી છબીને નિરખે છે, એવા હે હરિકૃષ્ણ મહારાજ તમારો જય થાઓ ! જય થાઓ ! (૮) સમાપ્ત ાા

------



શ્રી ભુજ મંદિરની દેખભાળ

સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી મુળી મંદિરમાં રહીને કચ્છ ભુજના મંદિરનો વ્હેવાર સાચવતા અને તેમની આજ્ઞા પ્રમાણ ત્યાંના સંતો મંદિરનો કારભાર ચલાવતા હતા, તેવા પુરાવાના બે પત્રો હાલારી સંવત ૧૮૮૮ ની સાલના (૧) અશાડ માસનો અને (૨) બીજો ફાગણ માસનો મળેલ છે, તે બીજો પત્ર લખાયા પછી સ્વામીશ્રી ત્રણ માસે ધામમાં પધાર્યા હતા.

આ બન્ને પત્રો અમોને કચ્છ ભુજના અંજાર મંદિરના મહંત સ્વામી પુરાણી શ્રી નંદકીશોરદાસજી સ્વામીની નોંધપોથીમાંથી મળેલ છે. તે તે જ લીપીમાં છાપેલ છે.

(સંપાદક)

## ( પત્ર નં. ૧ )

સ્વસ્તીશ્રી મુળી મહા શુભ સ્થાને પુજારાધે ઉત્તમોત્તમ પરમ પુજ્ય અરચનિય ભક્તરાજ શિરોમણી પ્રત્યક્ષ પુરૂષોત્તમના ઉપાસી વચન નિવાસી જગતથી ઉદાસી દરશન અભિલાસી સતઅસકત વિવેકંવત પરમ ભગવદિ મહા અનન્ય ભક્તિ સદા સહુના સુખદાઈ પરમારથ રૂપ ધર્યો છે દેહ એવા પંચવૃતદ્રઢ પાલક અખંડ સમૃતિવાન ભક્તિ રહસ્યાના જાણનારા મહા વૈરાગ્યવાન ચૌદ લોક છે. કાગ વિષ્ટાતુલ્ય જે ને એવા ને પુરૂષોત્તમના વચનને અધર ઝીલનારાને બ્રહ્મસ્થિતિ એં કરીને વરતનારા નેં દિવ્યદેહ જેની દશા એવં અનેક શુભ ઉપમા યોગ્ય વિરાજમાન સંત શિરોમણી સદ્‌ગુરૂ શ્રી ૬ બ્રહ્માનંદસ્વામી તઃ દેવાનંદસ્વામી તઃ તદ્રુપાનંદસ્વામી તઃ સંત મંડળ સમસ્ત ત. પાલા ભગુજી આદી સમસ્તની ચરણજીવી ઘણી હોજો. ચરણાં ન શ્રી ભુજ નગરથી લખાવિત્તં દાસાનું દાસ વૈશ્નવાનંદસ્વામી ત. નિર્લોભાનંદસ્વામી ત. બ્રહ્મચારી ગોવિંદાનંદ

ત. રૂપચંદત. જેઠી ગંગારામ ત. સુતાર હીરજી ત. મેતા હરજીવન ત. કોઠારી વલ્લભજી ત. સત્સંગી સમસ્તના જયશ્રી સ્વામિનારાયણ વાંચજો. અત્ર લખવાનું કારણ એમ છે જે- આટલા દિવસ તો શ્રીજી મહારાજની વાટ જોતા ને હવે તો સહુ તમારી વાટ જુવે છે કે બ્રહ્માનંદસ્વામી પધારે તો ઘણું સારૂં થાય - એમ સત્સંગી સરવે કહે છે. તે તમો કૃપાળું છો તો કૃપા કરીને પધારશો તારેં સત્સંગી ભુજના ત. દેશના ત. સંત સર્વેને આનંદ થાશે.

પંડયા કેશવજી ત. વ્યાસ હરિભાઇ નેં અનેં માબાપે કાગળ લખીને મોકલ્યો છે. એટલું કહીએ છે જે - અમે તો હવે જાશું. ત્યારે અમે કહ્યું જે-સ્વામી પાસે થઈને જાજો શા વાસ્તે જે- આંઈ બ્રહ્મચારી એકલા છે તે સારૂં. પછેં સ્વામીને નજરમાં આવશે તેમ કરશે - કામકાજ લખજો હેત રાખો છો તેથી વિશેષ રાખજો- બીજું વરસાત ભુજથી ગાઉ ૧૫ થી ૨૦ ફરતો થયો છે. તળ ભુજમાં તો ઈશ્વર કરશે ત્યારે થાશે. એજ વિનંતી - સંવત હાલારી ૧૮૮૮ ના અશાડ સુદ ૧૨ બારસે લખ્યો છે. -

ને બ્રાહ્મણને કહ્યું જે - એક રહો ને એક જાવ, ત્યારે તે કહે જે અમેં બે જણ જાશું ત્યારે સંત સરવે કહે જે જાવ l દીઓ સ્વામી કોઈકનેં રસોઈ કરવા મોકલશે ત્યારે અમે કહ્યું જે જાવો ત્યારે સંગાત સારો જોઈને મોકલ્યા છે.

(સમાપ્ત)



## (પત્ર નં. ૨)

સ્વસ્તિ શ્રી મુળી મહા શુભ સ્થાને વિરાજમાન ઉત્તમો ઉત્તમ પરમ પૂજ્યાર્ચનીયાન સકળ જ્ઞાનવૈરાગાદિક ગુણ મહોદધી શ્રી પ્રત્યક્ષ પુરૂષોત્તમપદની રજ પરણા ભિલાષિ ભક્તિ રહસ્ય પરમ દયાળુ દિનબંધુ પતિત પાવન એવં અનંતોપમોપમેય સદ્દગુરૂ શ્રી ૬ શ્રી બ્રહ્માનંદસ્વામી મહારાજ તથા સંત મંડળ સમસ્ત ચર્ણન દાસાનંદાસ શ્રી ભુજ નગર થી લી. સાધુ વૈશ્નવાનંદ તથા નિર્લોભાનંદ સ્વામી તથા કોઠારી રૂપચંદ તથા બ્રહ્મચારી બદ્રીનાથા તથા સાધુ સમસ્ત ના તથા જેઠી ગંગારામ તથા સત્સંગી સમસ્તના દંડવત અંગીકાર કરશો બીજુ અહિં શ્રીજી મહારાજની કૃપાથી સત્સંગી સરવે આનંદમાં ભગવાન ભજે છે. બીજુ લખવાનું કારણ એમ છે જે- શ્રી નારાયણનો સમૈયો રામનૌમીનો કરીને બ્રહ્મચારી ગોવિંદાનંદ તથા સાધુ ચૈતન્યદાસજી તથા ધર્મપાળાનંદ સ્વામી એ મુરત ૩ તો મંદિરમાં રાખીએ તો પણ રાજી રહે નેં ફરવા મુકીએં તો પણ રાજી રહે એવા છે માટે એ ત્રણ મુરત તો એના એ મોકલશો અને બીજા સાધુ અમરેસરાનંદ સ્વામી તથા શાંતવતાનંદ સ્વામી એ બે જણા તથા એ ભેળા સાધુ રહે એવા જણ ૪ તથા ૫ મોકલશો અને બે જણામાંથી કોઈ રાજી થઈને ન આવે તો તમારે ગમે તે મંડળી મોકલજો- અને દરશનેં આવે તે તો અન્નકોટ ઉપર આવે તે તો સમૈયો કરી પાછા આવે- ત્યારે બીજા રહ્યાં હોય તે રામનૌમીના સમૈયાના દરશન કરવા આવે એમ રાજીથી રહે નેં અમેં તો એ નરનારાયણના મંદિરનાજ સાધુ છૈયેં એમ રાજી થઈનેં રહે નેં દેશમાં ફરે તો અમાસ પણ થાય - નેં ધરમ વરો તથા નામની જે કાંઈ બે કોરી આવે તે તો સાધુ ફર્યા વિના છુટો એક પણ આવે નહિં. માટે જો સાધુ નહિં મેલો તો અમેં જે સાધુ આંહી મુરત ૪ તથા ૫ છે તે તો જો બારેં ફરવા જાય તો મંદિરમાં જે બીજા માણસ તથા બ્રહ્મચારી તથા કોઈ

બારાતુ આવે તે થઈને માણસ ૧૦ થાય તથા સાધુ ૫-૬ મળે માણસ ૧૫-૧૬ નું ખરચ છે- તે જો સાધુ બારે ફરવા જાયે તો જણ ૧૦ નું ખરચ મંદિરમાંથી રોજ વાપરવું પડે તે એવડી ખરાજાત મંદિરમાંથી ઉપડે એવી તો કી ઉપજ છે નહિ, માટે સાધુ ૫ તથા ૬ તો મંદિરમાં દાખડા ના કરનારા જોઈએ – ને મુરત પતો બારે ફરવાના જોઈએ માટે સાધુ ૧૨-૧૩ વિના તો આ મંદિરનું કામ નહિં ચાલે માટે સાધુ જરૂર મોકલજો. અને જો સાધુ ન મોકલો તો અમને તેડાવી લેજો આ મંદિરનું કામ તમારે ગમે તેને સોંપજો કેમ જે આંહિ રહ્યાંમાં અમને જશ આવે એવું જણાતું નથી માટે મંદિરની ભલામણ કોઈ બીજાને હોય અને અમેં તો તમારી આજ્ઞાએ જે દેશમાં મોકલશો તે દેશમાં ભગવાનની વાર્તા કરીએ તેમાં અમારો રાજીપો છે- અનેં પછે તો જેમ તમોને ગમે તેમ ખરૂ. પણ એટલો નિરધાર ઝે જે આ દેહ ત્યાં સુધી તો જેમ તમારી આજ્ઞા હશે તેમ કરવું છે એજ.

સંવત ૧૮૮૮ ના ફાગણ સુદ ૨ સુતાર હીરજીભાઈના સાસ્ટાંગ દંડવત પ્રણામ અંગીકાર કરશોજી.

## ''* સદગુરૂ બ્રહ્માનંદસ્વામીને પહોંચે''

મુ – મુળી.

ઈતિ શ્રી પાર્ષદ કેશરભક્ત વિરચિતે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પંચમ પ્રકરણે ધ. ધુ. અયોધ્યાપ્રસાદજી મહારાજ-સદગુરૂ દેવાનંદસ્વામી સંવાદે શ્રીમૂળી મંદિરે મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ નામ અષ્ટમો અધ્યાય સમાપ્તઃ ॥ ૮ ॥

* આ પત્ર લખાયા પછી સ્વામી શ્રી ત્રણ માસ ને ૧૦ દિવસે અક્ષરવાસી થયા હતા (સંવત ૧૮૮૮ જૈઠ સુદ૧૦) ત્યાં સુધી ભુજ મંદિરની સંભાળ પોતે રાખેલી હતી.



'' શ્રીજી ''

## શ્રી ચરાડવા મંદિર નિર્માણ પ્રસંગ

સ. ગુ. બ્રહ્માનંદસ્વામી, સ. ગુ. દેવાનંદ સ્વામી, સ. ગુ. નિદોષાનંદ સ્વામી, સ. ગુ. તદ્રુપાનંદ સ્વામી, સ. ગુ. હરિનારાયણદાસજીસ્વામી શ્રી. મૂળી મહંત તરીકે નીમાયા હતા. તદ્રુપાનંદ, સ્વામીના શિષ્ય ત્રણ મોટેરા હતા. ''સદગુરૂ જગજીવનદાસજી સ્વામી'' ''સદગુરૂ મહાપુરૂષદાસજી સ્વામી'' સદગુરૂ મોરારીચરણદાસજી સ્વામી હતા. મોરારીચરણદાસજીના બે શિષ્યો ''નિર્દોષદાસજી સ્વામી'' તથા પુરાણી ઘનશ્યામ જીવનદાસજી સ્વામી તે પુરાણી ઘનશ્યામદાસજી સ્વામીના ચાર શિષ્યો.

(૧) સાધુજીવનદાસજીસ્વામી (૨) સ. ગુ. કુંજવિહારીદાસજીસ્વામી (૩) ધર્મવિદ્યા ભાસ્કર તભૂષણ સ. ગુ. શ્રી શાસ્ત્રી ગોપાલચરણદાસજી સ્વામી (૪) બ્રહ્મનિષ્ઠ ધ્યાની જેઓ સ. ગુ. શ્રી કૃષ્ણાપ્રસાદદાસજીસ્વામી નામે સતસંગમાં પ્રસિધ્ધ થયા, સમર્થ ગુરૂના શિશ્યો પણ સમર્થ હોય એ ન્યાયે સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીની પરંપરામાં અત્યારે પણ ઉત્તમ ચારિત્રવાન વ્યવહાર કુશળ અને સેવાભાવી સંતોના વૃંદો આ બ્રહ્મક્ષેત્રમાં વિધ્યમાન છે. તે સતસંગના ગૌરવની વાત છે.

વડતાલ, અમદાવાદ બન્ને દેશમાં વર્તમાનકાળે કોઈ પણ શિખરબંધ મંદિરના મહંતપદે ૨૬ વર્ષ એકધારી મહંતાઈ પદવી ભોગવતા હોય તો માત્ર એક જ શ્રી ચરાડવા મંદિરના મહંત શ્રી સદગુરૂ શાસ્ત્રી ગોપાલચરણદાસજી સ્વામી ભોગવે છે. એટલું જ નહીં પરતું ચરાડવા મંદિરની ખ્યાતિ વધારી ખૂબ વિકાસ કરી સંતદેવ આચાર્ય અને સતસંગની અપુર્વ સેવા કરી રાજા મહારાજા ઓથી આરંભી એક સાધારાણ કોટીના મનુષ્યને સદ્ઉપદેસ આપી સત્સંગમાં ખૂબ વધારો કર્યો છે.

સંપ્રદાયની પુષ્ટિ સંપ્રદાયના સાહિત્ય દ્વારા થાય છે. એ શ્રીજી મહારાજના વચનાનુસરી શાસ્ત્રીજીએ એ દિશામાં પ્રવૃતિ કરતા આ બ્રહ્મ સંહિતાની પ્રથમ આવૃતિમાં આણંદના પ. ભ. શ્રીમાન રા. રા. ગોરધનભાઇ હરમાભાઈ કોન્ટ્રાક્ટર પાસે રૂપિયા ૩૦૦૦ ત્રણ હજારનું દાન અપાવેલું હતું અને આ વખતે બ્રહ્મસંહિતાની બીજી આવૃતિમાં પણ રૂા. ૫૦૦૦) ના અગાઉથી ગ્રાહકો નોંધાવી મદદ કરી અને તદ્ઉપરાંત રૂા. ૧૦૦૦) નું ગુપ્તદાન અપાવ્યું. આમ સાહિત્ય ક્ષેત્રે પણ પોતે તન, મન, અને ધનથી સેવા કરી સતસંગને શોભાવ્યો છે. તેમજ શ્રી ચરાડવા



પ. પૂ. આચાર્ય મહારાજશ્રી તથા ધ્રાંગધ્રા નરેશ અને શાસ્ત્રીજી (ચરાડવા મંદિર)



શ્રી કચ્છ-ભૂજ નરેશ શાસ્ત્રીજીને ચરાડવા મંદિરના દાગીના સુપ્રત કરે છે.

મંદિરમાં યજ્ઞયાગ, ઉત્સવ, સમૈયાઓ, પારાયણ વગેરે ધ. ધુ. આચાર્ય મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી દૈવેન્દ્રપ્રસાદજી મહારાજ તથા સંસ્થાન ધ્રાંગધ્રાના મર્હુમ મહારાજા રાજસાહેબ શ્રી ઘનશ્યામસિંહજી જી. સી. એસ. આઈ. કે. સી. એસ. આઈ. સાહેબને આમંત્રી ચરાડવા મંદિરની ઘણી ઉન્નતિ કરી આ બધુ સુક્ષ્મ દ્રષ્ટિથી જોઈએ તો સદ્‌ગુરૂ બ્રહ્માનંદસ્વામી પ્રત્યે ગુરૂ ભક્તિ અને ગુરૂ મહિમાનો જ એ પ્રભાવ છે.

સદ્‌ગુરૂ બ્રહ્માનંદસ્વામીએ જેમ નવા મંદિરો કરાવ્યાં સત્સંગ વધાર્યો, તેવી જ તેમની પરંપરાની રીતિ નીતિ સાચવી જીર્ણ મંદિરનો જીર્ણોધ્ધાર ક્રી સત્સંગમાં ખૂબ વધારો કર્યો. તેનો પ્રત્યક્ષ પુરાવો ચરાડવા મંદિર મોજૂદ છે.

## શ્રી ચરાડવા મંદિરનો પ્રાચીન આર્વાચીન ઈતિહાસ

શ્રી ધ્રાંગધ્રા રાજ્યના નજદીક ભાયાત ઝાલા શ્રી જામલસિંહજી ચરાડવા (૧ એક જ ગામઃ ના ઠાકોર સાહેબ હતા તેઓને સંતાનમાં માત્ર એકજ કુંવરી (ગંગાબા) સાહેબ હતા. પોતે શિ-શક્તિના ઉપાસક ધર્મપરાયણ હતા. તેમના કારભારી જાડેજા શ્રી વિભાજીભાઈ શ્રી સ્વામિનારાયણ સંપ્રાદાયના ચૂસ્ત અનુયાયી સાથે સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના મહિમાવાળા અનન્ય ભક્તરાજ હતા. તેમના મારફત ઠાકોર શ્રી જામસિંહજીને પોતાના કુંવર તુલ્ય એકના એક કુંવરીશ્રીનો સબંધ કોઈ મોટા રાજસ્થાનમાં સારો દાયજો ચાંદલો આપી કરવાની તજવીજ કરવા કહેતા પ. ભ. શ્રી વિભાજીભાઈના જાણવામાં આવેલ કે કચ્છ ભૂજના મહારાવ શ્રી શ્રી ખેંગારજી સવાઈ બહાદુરને કુંવર નહીં હોવાથી બીજુ લગ્ન કરવા ઈચ્છે છે તેથી તેઓ શ્રીજી મહારાજને સંભારી કચ્છ ભૂજ ગયા. ભગવાનના એકાંતિક ભક્તો શ્રીજીની શુધ્ધ ઉપાસનાના બળે અને ગુરૂ કૃપાથી ધારેલા શુભ સંકલ્પો સિદ્ધ કરે છે તેનો આ પ્રત્યક્ષ પૂરાવો છે.

ભૂજ મહારાવ શ્રીને રૂબરૂ મુળી કુંવરીનું માગુ નાખ્યું અને સાથે એમ પણ જણાવ્યું કે કુવંરીશ્રીના પિતા માત્ર એક જ ગામના જાગીરદાર છે. પરંતુ આપશ્રીની ઈચ્છા મુજબ ચાંદલો-દાયજો આપવા તૈયાર છે આ સાંભળી મહારાવશ્રીએ હાસ્ય વિનોદમાં કહ્યું કે ''હું ત્યાં ચાલુ માસમાં જ એટલે કે એક માસની અંદર હથેવાળે લગ્ન કરવા આવું. ત્યારે મારૂ સ્વાગત (સામૈયું) હાથીના હોદ્દા ઉપર કરે. એટલું જ નહીં પરંતુ તે હાથી દાયજામાં સાથે આપે તેવી શરત કરશો ?''



પ. ભ. વિભાજીભાઈએ શરત કબૂલ કરી. ચરાડવા આવી સઘળી હકીકત ઠાકોર શ્રી જાલમસિંહજીને જણાવી. આ વાત સાંભલી ઠાકોર શ્રી મૂંઝાયા ને કહે કે કાઠિયાવાડ ગુજરાતમાં સોનાની અંબાડીના હોદ્દાવાળો હાથી મોઢે માગ્યા નાણાં આપીએ તોય ક્યાંય વેચાતો મળે નહીં વળી હું એક જ ગામનો જાગીરદાર તેને આંગણે કચ્છ ભૂજના મહારાજા હથેવાળે પરણા આવે એવું મારૂ સદ્‌ભાગ્ય ક્યાંથી હોય ? વિભાજીભાઈ કહે કે દરબાર મૂંઝાશો નહીં. શ્રીજી મહારાજના પ્રતાપે એ સઘળું સહિ સલામત થઈ જશે એમ કહી. અમદાવાદ આવી. ધ. ધૂ. આચાર્ય મહારાજ શ્રી કેશવપ્રસાદજી મહારાજને મળ્યા. અને તેમનો હાથી માગ્યો. મહારાજશ્રીએ, પણ ઘણી જ ખુશાલીથી હાથીને સોના રૂપાના શણગારથી સજ્જ કરાવી આપતાં તે હાથી ઉપર કચ્છ-ભૂજના મહારાવશ્રી ખેંગારજી સવાઈ બહાદુરશ્રીને બેસાડી સામૈયું કરી. દાયજામાં તે હાથી શણગારેલો ભૂજ રાજસ્થાનમાં ભેટ આપ્યો.

ધન્ય છે ભક્તરાજની હિંમતને અને ધન્ય છે. એ ધ. ધૂ. આચાર્ય મહારાજશ્રી કેસવપ્રસાદજી મહારાજને કે જેમણે પોતોના આશ્રિત સત્સંગીની ઈજ્જત જાળવવા પોતાની સવારીનો શણગારેલો અંબાડી સહિત હાથી કુંવરીશ્રીના દાયજામાં આપવા ઉદારતા બતાવી.

ચરાડવા લગ્ન કર્યા પછી ભૂજ મહારાજશ્રીને ત્યાં કુંવરનો જન્મ નહીં થતા તેઓએ બીજુ લગ્ન કરવાની તૈયારી કરી. એ સમયે પ. ભ. શ્રી વિભાજીભાઈ ભૂજમાં હોવાથી શ્રીજી અને બ્રહ્માનંદસ્વામીને સંભારીને બાશ્રીબા ગંગાબા સાહેબ મારફત મહારાજા સાહેબ હજૂરશ્રીને વિનંતી કરાવી કે આજથી બાર માસમાં ભગવાન સ્વામિનારાયણ યુવરાજશ્રીનો જન્મ આપે તો મારી જન્મભૂમિ (ચરાડવામાં) સ્વામિનારાયણનું ત્રણ શિખરબંધ મંદિર ચણાવી મૂર્તિ પ્રતિષ્ઠા યજ્ઞ કરાવવાની માનતા રાખો. મહારાજશ્રીએ એ વાત કબૂલ કરી એક વર્ષ પછી લગ્ન કરવા મુલત્વી રાખ્યું એટલે વિભાજીભાઈ ભૂજથી સીધા અમદાવાદ ગયા અને ત્યાં પરમપૂજ્ય આચાર્ય મહારાજશ્રીને મળી અમદાવાદથી તથા મૂળીથી કેટલાક ''જ્ઞાની''-''ધ્યાની'' ''ભજનિક'' વચનસિધ્ધ સંતો બ્રહ્મચારીઓ. પાર્ષદોને લઈ ચરાડવા આવ્યા અને ત્યાં હરિ મંદિરમાં સ્વામિનારાયણ પડક્ષર મંત્રનો જામ શરૂ કરાવી દરરોજ યજ્ઞમાં ધૃતની આહુતિઓ સાથે મંત્ર સ્દોત પાઠો શરૂ કરાવ્યા. અને સદ્‌ગુરૂ બ્રહ્માનંદસ્વામીના વચન ઉપર વિશ્વાસ રાખ્યો કે,

''જો હોય હીંમતરે નરના ઉરમાંહી ભારી.
દ્રઢતા જોઈને રે એની મદદ કરે મોરારી''

એ શ્રુતિ વાક્ય તુલ્ય સૂત્ર મુજબ શ્રીજી કૃપાથી બારમાસ પહેલાં બાશ્રીબા ગંગાબા શ્રીએ યુવરાશ્રી વિજયરાજજી સાહેબ ઊર્ફે માધુભા સાહેબનો જન્મ આપ્યો. અને શુભ જન્મ થતાં જ ૫, ભ. શ્રી વિભાજીભાઈ મારફત ચરાડવામાં ત્રણ શિખરોબંધ મંદિર કરવાનો પ્રારંભ કરાવ્યો અને તે તૈયાર થયે ભક્તિધર્મ ઘનશ્યામ મહારાજ તથા રાધાકૃષ્ણ - હરિકૃષ્ણ મહારાજશ્રીની મૂર્તિ પ્રતિષ્ઠા સવંત ૧૯૪૧ ના ચૈત્ર સુદ ૯ નોમી એ તા. (૨૫-૩-૧૮૮૫) કરાવી.

મંદિરના નેક ભોગ વગેરે આજીવિકા બાંધી આપી, આવી રીતે ભગવાન ભક્તોના શુભ મનોરથ સિધ્ધ કરે છે.

ચરાડવા ઠાકોરશ્રી જામલસિંહજી ત્યાર પછી કેટલેક સમયે અ પુત્ર ગુજરી જતા ધ્રાંગધ્રા રાજ્યે શ્રી ચરાડવા ગામની તમામ સ્થાવર જંગમ મિલ્કત ખાલસા કરી ત્યારે મંદિરની સેવા પૂજા બ્રહ્મચારી શ્રી કલ્યાણાનંદજી કરતા. અને મંદિરનો વહીવટ વિભાજીભાઈ કરતા હતા. જેથી તેમણે દેવના દાગીના વગેરે લઈ એક પેટીમાં રાખી 'સીલ' કરી પેટી ભૂજ રાજ્યમાં મોકલી આપી. ત્યાર બાદ થોડા સમયમાં વિભાજીભાઈ પણ અક્ષર નિવાસી થયા જેથી મંદિરનો વ્યવહાર ચલાવવો મુશ્કેલ બન્યો પરંતુ મુળીના સદ્ગુરૂ મોરારીચરણદાસજી સ્વામીના શિષ્ય નિર્દોષદાસજી સ્વામીની મહંત તરીકે નિમણૂંક કરવામાં આવી ત્યાર બાદ કેટલોક સમય જતા સ. ગુ. પુરાણી દેવચરણદાસજી સ્વામી તથા સદગુરૂ પુરૂષોત્તમદાસજી સ્વામીને મહંતપદે નીમ્યા. તેમણે મંદિરની બનીત સેવા કરી. ત્યાર બાદ ઉત્તરોત્તર મહંતો બદલાતા ગયા પણ મંદિરની દનિ પ્રતિદિન જોઈએ તેવી સ્થિતિ સુધરી નહીં. તેવા્ કતમાં ધ્રાંગધ્રા નરેશ શ્રી ઘનશ્યામસિંહજી સાહેબ પોતે ચરાડવા પધારેલા તેઓ શ્રી મંદિરમાં દર્શને પધારતા ચરાડવા મંદિરની જર્જરિત હાલ નિહાળી પોતાને ઘણું દુઃખ થયું મંદિરની દયાજનક સ્થિતિ જોઈ પોતે ધ્રાંગધ્રા પધારી ૫. પૂ. સ. ગુ. શાસ્ત્રી ગોપાલચરણદાસજી સ્વામીને વિષે પોતાને ગુરૂભાવ હોવાથી તેઓશ્રીને બોલાવી સવિસ્તાર ચરાડવા મંદિરની હકીકત કહી. અને અમદાવાદ ૫. પૂ. ધ. ધુ. આચાર્ય મહારાજશ્રી ૧૦૦૮ ને રાજપૂરોહિત શંકરલાલ શાસ્ત્રી મારફત જણાવેલ જેથી અમદાવાદની ગાદીના ૫. પૂ. ધ. ધુ. આચાર્ય મહારાજ શ્રી દેવેન્દ્રપસાદજી મહારાજ



શ્રીએ ૫. પૂ. સ. ગુ. શાસ્ત્રી ગોપાલચરણદાસજીની ચરાડવા મંદિરના મહંતપદે વરણી કરી ધ્રાંગધ્રા નરેશ શ્રીએ શાસ્ત્રીજીને પોતાના વાહનમાં ચરાડવા પહોંચાડયા. ત્યારે મંદિરની દયાજનક સ્થિતિ જોઈને વર્ણ ન કરીએ તો એ નાનું પુસ્તક લખાય એ બધું નહીં આલેખતાં તેઓશ્રીએ અનેક મુશીબતો સહન કરી દેવની સેવાપુજા કરવા લાગ્યા. કહેવત છે કે ''દેવનું દૈવાતન પુજારીના હાથમાં છે'' એ ન્યાયે દેવ પ્રસન્ન થતાં દેશકાળ સુધરવા લાગ્યો. અને તેઓશ્રીની સુવાસ ચારે દિશાએ પ્રસરવા લાગી. ભાવિક ભક્તો દેવના દર્શને આવવા લાગ્યા, તેવામાં અઢવરના મહારાણી હર હાઈનેસ શ્રી, જયેન્દ્રકુંવરબા સાહેબા શ્રીની અલ્વર રાજ્ય તરફથી કાયમમી આજીવિકા બંધાયેલ નહીં હોવાથી પોતાના કામદાર નટવરસિંહજી દ્વારા ધ. ધુ. સ. ગુ. શાસ્ત્રી સ્વામીને જણાવેલ કે અમારી આજીવિકા કાયમી શ્રી ઘનશ્યામ મહરાજની કૃપા અને આપશ્રીના આશીર્વાદથી બંધાઈ જશે તો અમો ચરાડવા મંદિરની સારી સેવા કરશું માટે અમારાવતી શ્રી ઘનશ્યામ મહારાજને પ્રાર્થના કરજો.ત્યાર બાદ તેઓશ્રીની એક માસમાં કાયમી આજીવિકા બંધાઈ ગઈ. જેથી પોતાના પિતાશ્રી ઢુવા નરેશ શ્રી દેવીસિંહજી રવાજી સાથે તેમજ પોતાના ૫. પૂજ્ય માતુશ્રી તેમજ પોતાના બન્ને બાઈઓ કુમારશ્રી મૂળસિંહજી તથા કુમારશ્રી કૃષ્ણસિંહજી સાહેબ સાથે મોટી ધામધૂમથી ચરાડવા મંદિરમાં બહોળા ખર્ચ દેવની સેવા કરી. વિષણુયાગ, વિધી સહિત કરાવ્યો. તે શુભ પ્રસંગે અમદાવાદથી ૫. પુ. ધ. ધુ. આચાર્ય શ્રી મહાારજ શ્રી ૧૦૦૮ શ્રી દેવેન્દ્ર પ્રસાદજી મહારાજશ્રીને તથા ધ્રાંગધ્રા નરેશ શ્રી ઘનશ્યામસિંહજી સાહેબને ચરાડવા તેડાવી મોટી ધામધૂમથી પ્રસંગ ઉજવાવ્યો. તે પ્રશંગના ફોટાઓ વિદ્યમાન છે. અને સવંત ૨૦૦૦ ની સાલમાં ભૂજના મહારાણી શ્રી ગંગાબા સાહેબ બહુજ બિમાર થયાં. તેમણે અનેક દવાઓ કરાવી પરંતુ દવાથી આરામ થયો નહીં તેમજ ઘણા વિદ્વાનો પાસે મૃત્યજ્યના પાઠ કરાવી ઘણા દાન આપ્યાં. છતા ફેર પડોય નહીં છેવટે ચરાડવા શ્રી ઘનશ્યામ મહારાજની ગદ્ ગદ કંઠે ઘણી પ્રાર્થના કરી જેથી શ્રી ઘનશ્યામ મહારાજે પ્રત્યક્ષ દર્શન આપીને કહ્યું કે તમારો મંદવાડ ગયો અને ચરાડવા સ્વામિનારાયણ મંદિરના દાગીનાની જે પેટી તમારા પિતાશ્રી શ્રી જામલસિંહજી * ની ઓરડામાં તે દાગીનાની પેટી ચરાડવા મંદિરને સુપ્રત કર્યાબાદ અમો તમોને અમારા અક્ષરધામાં સવંત ૨૦૦૧ ની પ્રથમ ચૈત્ર વદી ૭ ગુરૂવારના રોજ સવારના સાત વાગતા લઈ જશુ એમ કહી શ્રી ઘનશ્યામ મહારાજ અંર્તધ્યાન થયા. પ્રાતઃકાળ થતા તેમના સુપુત્ર શ્રી વિજયરાજજી સાહેબ ઉર્ફે શ્રી માધુભા સાહેબ દર્શને આવતા - ઉપરની

* ભુજના રાજમહેલમાં - ઠા - જાલમસિંહજી રહેતા તે રૂમમાં

બધી વાત સવિસ્તાર કરી. જે ઉપરથી વિજયરાજજી સાહેબ બહુ પ્રસન્ન થયા અને પોતાના સેક્રેટ્રી નાનાલાલભાઈને બોલાવી ઉપરની બધી વાત કરી. જેથી એમણે ભુજ મંદિરના મહંત સદ્‌ગુરૂ શ્રી વલ્લભદાસજી સ્વામી તથા સ. ગુ. ભક્તિપ્રિયદાસજી સ્વામી તથા સ. ગુ. નીલકંઠદાસજી સ્વામી તથા નંદકિશોરદાસજી સ્વામી તથા કોટારી હરિરામભાઇ શ્રીને મળી તેઓની સંમતિ લઈ ચરાડવા શાસ્ત્રીજી ઉપર પત્ર લઘાવ્યો તેમા જણાવ્યું કે ચરાડવા શ્રી સ્વામિનારાયણ મંદિરના શ્રી ઘનશ્યામ મહારાજના દાગીના જે ભુજ સ્ટેટમાં છે તે તમો આવીને લઈ જાઓ. પત્ર મળતા શાસ્ત્રી સ્વામી અમદાવાદ ગયા અને પ. પૂજ્ય ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીને મળી મુખત્યારનામું લઈ ભુજ ગયા અને મહારાવશ્રી વિજયરાજજી સાહેબને મળ્યા. અને આર્શિવાદ આપ્યા પરસ્પર ફુલહાર થયા અને આગળ પાછળની કેટલીક વાતો જણાવી. એથી મહારાવ શ્રી ખુબજ રાજી થઈ ચરાડવા મંદિરની દાગીનાની પેટી પ. પુજ્ય સ. ગુ. શ્રી. શાસ્ત્રી સ્વામીને સોંપી તે વખતે અમો કવિ માવદાનજી રત્નુ તથા મારાભાઈ વકીલશ્રી ચતુરદાનજી બન્ને રાજ્યના કામ પ્રસંબે ભુજ ગયા હોવાથી ત્યાં અમારી હાજરી હતી. પ. પૂજ્ય સ. ગુ. શાસ્ત્રી સ્વામી રૂબરૂ દાગીનાના ત્રણ લીસ્ટ બનાવ્યા. તેમાનું એક પ. પુજ્ય આચાર્ય મહારાજશ્રીને બીજુ રાજ્યમાં અને ત્રીજુ શાસ્ત્રીજીને આપ્યું.

દાગીનાની પેટી વાજતે ગાજતે ભુજ મંદિરમાં લાવ્યા. દરેક નાના મોટા સંતો તેમજ સતસંગી ભાઈઓ આ દાગીના જોઈ બહુ રાજી થયા અને શ્રી નર નારાયણ દેવની પ્રસાદી સર્વને વહેંચી બીજે દિવસે મહારાવશ્રી ને મળવા જતા ભુજના મહંત શ્રી સ. ગુ. શ્રી શ્રી વલ્લભદાસજી સ્વામીની ઈચ્છા એવી હતી કે ભુજ મંદિરમાં એક શિખર છે. તો ત્રણ શિખરની પરવાનગી રાજ્ય તરફથી મળે તો સારૂં જે ઉપરથી સ. ગુ. સ્વામી શ્રી નિલકંઠદાસજી સ્વામી શાસ્ત્રીની પ્રેરણાથી નામદાર રાવસાહેબ તરફતી લેખિત ત્રણ શિખર નવેસરથી બનાવવાની મંજુરી મળી ગઈ. અને હમીરસર તળાવ પાસે મંદિરની વાડીને લગતી ભુજ રાજ્યની વાડી હતી તે નરનારાયણ દેવના થાળામાં આપી. આવી રીતે દેવની સેવા કરી સંતોના રાજીપો લઈ આશિર્વાદમાં વધારો કર્યો હતો.

ત્યાર બાદ એક વર્ષ પુરૂ થતાં એટલે કે સં. ૨૦૦૧ના પ્રથમ ચૈત્ર વદ ૭ ને ગુરૂવારના રોજ સવારના ૭ વાગ્તા શ્રી ઘનશ્યામ મહારાજ રાજમાતા ગંગાબા સાહેબને પોતાના પ્રત્યક્ષ દર્શન આપી ઘણોજ ચમત્કાર બતાવી પોતાના ધમમાં તેડી ગયા. તે પ્રત્યક્ષ ચમત્કાર જોઈને મહારવશ્રીના પ્રાઈવેટ સેક્રેટરી મહાપ્રસાદ પોતે નાસ્તિક હતા. છતાં આસ્તિક બન્યા હતા.



ત્યાર પછી શાસ્ત્રી શ્રી વર્ષ પ્રતિ વર્ષ સમૈયા મહોત્સવો યોજી ચરાડવા મંદિરને હાલ ઉન્નતિને શિરે લાવી ઝાલાવાડ પ્રદેશમાં સ્વામિનારાયણનો વિજય ડંકો વગડાવી મંદિરની આજીવીકાઓ–ખેતર – વાડી વગેરે મેળવી ગૌશાળા–ધર્મશાળા– ઉતારાઓ વગેરે ઘણુંક બાંધકામ કરી–યાત્રાળુઓની સેવા કરતું એક સંત મંડળ પણ રચેલ છે એટલું જ નહિં પરંતુ ચરાડવા ગામ આખુંય એક સત્સંગી તરીકે મંદિર પ્રત્યે પૂજ્યભાવથી વર્તે છે એ બધુ પૂજ્ય શાસ્ત્રીશ્રી ગોપાલચરણદાસજી મહંત સ્વામીને આભારી છે.

સદગુરૂ શ્રી * બ્રહ્માનંદસ્વામી શિષ્ય પરંપરા વર્તમાનકાળે આવા સંતો સ્વામિનારાયણને ત્યાં આ બ્રહ્મક્ષેત્રમાં છે તેવું સિદ્ધ કરી બતાવ્યું છે.

''જોગી જીવો રે એવા જગતમાં''

એ સદગુરૂ શ્રી નિષ્કુળાનંદસ્વામીના શ્રતિવાક્ય સમાન વાક્યમાં આપણે પણ સહુ સુર પુરીએ કે ''જોગીં જીવો રે એવા જગતમાં''

॥ ઈતિશ્રી ચરાડવા મંદિર પ્રસંગ સમાપ્ત ॥

નવમો અધ્યાયઃ સમાપ્તઃ ॥ ૯ ॥

* સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને જુનાગઢ મંદિર ચણાતી વખતે અક્ષર મૂર્તિ શ્રી ગોપાળાનંદસ્વામીશ્રીએ શ્રી મહામંત્રના શ્લોક સાથે મહાપૂજાનું સ્થાપન ''પટળયંત્ર'' આપેલ હતું. એ મહાપૂજા અને મહામંત્રનું વિધિપૂર્વક અષ્ટાન કરવાથી સર્વ કાર્યની સિદ્ધી થવાનું વિધાન સ્વામીશ્રીએ લખાવી આપેલ હતુ. એ ખરડો સદગુરૂ શ્રી દેવાનંદસ્વામીની પુજામાં હતો ત્યાંથી તે શિષ્ય પરંપરા મુળી મદિરમાં હોવાથી પ. ભ. જાડેજા શ્રી વિભાજીભાઈએ ત્યાંના ધ્યાની જ્ઞાનિ સંતોને ચરાડવાલાવી, એ મહામંત્ર અને મહાપૂજાનું અનુષ્ટાન કરાવેલ હતું જેના પ્રતાપે શ્રીજી કૃપાથી તેમનો સંકલ્પ સિદ્ધ થયો હતો ત્યારથી મુળી મંદિરમાં અને ભુજ મંદિરમાં એ મહાપુજાનો વિધિ અધ્યાયી પર્યત ચાલુ છે, સદરહું મહામંત્ર અને મહાપૂજાનું એ 'પટળયંત્ર' અર્થ વગેરે એ વિધિ સહિત પાછળ પરીશિષ્ટમાં પાને ૬૬૦ મે છે તે જીજ્ઞાસુએ વાંચવું (સંપાદક)

## શ્રીજી

## અધ્યાય ૧૦ દશમો

## સ્વામીશ્રીની સર્વોત્તમ કાવ્ય કૃતિઓ અને

## કચ્છ ભુજની છેલ્લી યાત્રા

## સ્વામીશ્રીનું ધર્માભિમાન

શ્રીજી મહારાજે શ્રીમુખે છેલ્લા પ્રકરણ ૨૪ વચનામૃતમાં કહેલ છે કે, સદગુરૂ બ્રહ્માનંદ સ્વામીનું ધર્મ મર્યાદાનું અંગ છે, એ સત્ય છે. સ્વામીશ્રીને ધર્માભિમાન દ્રઢતમ હતું, એ નીચેના પદો વાંચવાથી સહુને સ્પષ્ટ જણાશે.

### રાગ સોરઠ

ધર્મકુળ તજીકેં દુજેકો જો શરણો લઈ હું જાય કેં;
તો મેં નીચ ખરા, સાચી નિશ્ચય વાત કહું સમ ખાઈ કે. ટેક.
સંપ્રદાય ઉધ્ધવ કું છોડી કે, જાઉ દુજે મતમેં દોડી કે;
તો પગડારો મેરો તોડી કે ।। ધર્મકુળ તજી કે. ૧
બ્રહ્માનંદ કહે જાનો બાત ખરી, જોમેં ધર્મ નિયમ જો જાઉપરી;
તો જનની મેરી યુંહિ ભાર મરી, ।। ધર્મ કુળ તજી કે. ૨ ।। ૧ ।।

મત ઉધ્ધવ વિના, ઔર ઠોર મોય સત્ય પ્રતિત ન આવહી;
મેરે હરખ અતિ, એહિ કારનજો મસ્તક મેરો જાવહી. ટેક.
તજી ધર્મવંશીકી રીતકું, અધરમ મે બાંધુ જો પ્રીતકું;
તો મોહી જારો જ્ઞાતિ સહીતકું, ।। મત ઉધ્ધવ. ૧



બ્રહ્માનંદ કહે જોઈ ધન વિનતા, દેખી મનમે જો આવે દીનતા,
તો મેરી સાત પેઢીકું હિનતા, ।। મત ઉધ્ધવ. ।। ૨ ।।
જો હટકે મન ઘનશ્યામ તે, જો રાજી રહું અન્ય નામતે;
તો મેં હીનો કોટી ગુલામતે, મેરે અંતર, ટેક.
જો વર્તમાન મહિં ફેર પડે, જેહિ કરીકે નિદાં લોક કરે;
તો × માતા મેરી લાજી મેરે' ।। મેરે અંતર. ૧
બ્રહ્માનંદ કહે ધર્મ સેં પાવડગે, હોય કાયર મન મેરો પીછે ભગે,
તો મેરે કુલકું × મોટો કલંક લગે, ।। મેરે અંતર. ૨ ।। ૩ ।।
ઘનશ્યામ બિના ઈષ્ટજાન શિરમેરો કોઈકું ના નમે,
દેવી, દેવ, અનેક ઓર ઠોર મન મેરો કબહું ના ભમે, ટેક.
જો, રીઝહું, ધન-ત્રિય રાગમેં, જો પરે ફેર મેરે ત્યાગ મેં;
તો ડારી દીયો મોકું આગમેં – ઘનશ્યામ બીના. ૧
જો પક્ષ તજું સત્સંગકો, રખુ તન કરી ચલન કઢંગકો,
તો મેં ગ્રાહક ગળી કે રંગકો, – ઘનશ્યામ બીના. ૨
જો તજું શરન ધર્મ વંશકો, સેવું દેવ ભોગી મધ્યમાંસકો;
તોય મોય કુટુંબી જાનો કંસકો, – ઘનશ્યામ બીના. ૩
બ્રહ્માનંદ કહે લોકન ડર જાની, જો મેં ભક્તિ કરૂં જગસેં છાની;
તો મોંસે અધમ ન કોઈ પ્રાની, – ઘનશ્યામ બીના. ૪ ।। ૪ ।।

વાંચક ઉપરના પદોથી સ્પષ્ટ જણાશે કે, સ્વામીશ્રીને ધર્માભિમાન (અને કુળાભિમાન) કેટલું હતુ ? – આ નીચેનું ખાસ સ્ત્રીઓના ધર્મનું (પતિવૃત ધર્મનું) સ્વામીશ્રીનું એક જ પદ વાંચવાથી જણાશે કે, સ્વામીશ્રી ધર્મ મર્યાદાના એક અભેદ કિલ્લા સ્વરૂપ હતા.

### રાગ ધનાશ્રી – ગરબી

એ છે પતીવૃતાનું પારખું, સુંણ ચિત્ત દઈ ને;
જેનું ચંચળ ન હોય મને (પ્રેમદા), સુણ ચિત્ત દઈ ને.
તેતો પોતાની પથી ઉપરે, સુણ. વારી નાખે તનને ધન. સુણ.

કેદિ ઊંચેશ્વર નવ ઓચરે-સુણ, તેને અતિશે લજ્યા અંગ; સુણ
તેતો સબ જગથી રૂઠી રહે-સુણ; નહિં સોબત્ત કોઈને સંગ; સુણ.
વળી પોતાના ઘર બાહરે-સુણ; એકા એકી ન ધરે ન પાંવ; સુણ.
તેતો બીજા સામું દેખે નહીં-સુણ; એક ભરતા ઉપરભાવ, સુણ.
સદા મનમાં પર પોતા તણી-સુણ; સદા મિથ્યા દેખે દેહ; સુણ.
બ્રહ્માનંદ કહે નારી સતી-સુણ; સાચો સ્વામી સાથે સ્નેહ. સુણ.

ઉપરના બન્ને કાવ્યો સત્સંગ મર્યાદાના અને સ્ત્રી, પુરૂષો, સંતો, પાર્ષદોના વર્તમાન નિયમના ખાસ પાલન પોષક જણાયેલ છે.

## શ્રી પંચાળાપુર રાસ મહોત્સવ કાવ્યકિરિટો

શ્રી કૃષ્ણચંદ્રે જેમ વૃંદાવનમાં શરદ્ મહોત્સવ ઉજવવા વ્રજવાસી ગોપગોપીઓ સાથે શરદ્ પૂર્ણિમાની રાત્રીએ રાસ રમી વૃજવાસી ભક્તોને પોતે ઘણું જ સુખ આપ્યું હતું. લોકોકિત છે કે, ''તે રાત્રી ભગવાને છ માસની લાંબી કરી હતી.'' પણ રાત્રી તો તે બારજ કલાકની હોય; પરંતુ છ માસ સુધી જેમ આનંદ મંગળ સુખ ચેનમાં રહ્યાં હોઈએ તેટલી તુપ્તિ એક જ રાત્રીના રાસમહોત્સવ પ્રસંગે ભગવાને ભક્તોને આપેલી હતી. એમ સમજાવનું છે, એ પ્રસંગને લગભગ પાંચ હજાર વર્ષે ફરીને તાજો બનાવા શ્રીજી મહારાજ પંચાળા ઠાકોર શ્રી ઝીણાભાઈને ત્યાં પધાર્યા ત્યારે સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી આદિ સંતોની માગણીથી ત્યાં રાસોત્સવ રચેલો હતો. શ્રીજીની આજ્ઞા હતી કે, બ્રહ્મમુનિએં એ રાસોત્સવમાં નવાં નવાં કીર્તનો રચી બોલવા અને સ્વામીશ્રીએ એવી સરત કરી કે, ''હું નવા કીર્તન રચી બોલી બતાવું ત્યાં સુધી શ્રીજી મહારાજે પણ રાસ મંડળમાં અમારી સાથે રાસ લેવો.'' પછી એ પૂર્ણિમાની રાત્રી ખીલતા ગામથી બહાર પશ્ચિમ દિશાએ એક વિશાળ ટેકરી ઉપર જ્યાં આજુ બાજુ વૃક્ષો કુંજ સ્વરૂપે હતા અને ઉત્તર દિશામાં (સાબળી) નદીનો પ્રવાહ ચાલતો હતો તેના કિનારાથી દક્ષિણ દશિામાં એ (વૃજભૂમી સમ) ઉત્તમ ભૂમીકામાં રાસ મહોત્સવ શરૂ કોર્ય. શ્રીજી મહરાજ એક મોટા મંચ ઉપર સોનેરી જરીયાની વસ્ત્રોથી સજ્જ થઈને બીરાજ્યા. આસપાસના ગામોના અને દેશીવિદેશી હરિભક્તોના સંઘ



ત્યાં સમૈયા ઉપર આવેલા તે હજારો સ્ત્રીપુરૂષોના માનવ કોટ વચ્ચે આ રાશ મહોત્સવ શરૂ થયો. અનેક પ્રકારના વાંજીત્રો સાથે રાસ મંડિળના સાત સાત મંડળ (ચક્રો) થયા. એ વખતે શ્રીજી મહારાજના પાંચસો પરમહંસોના મનમાં સખીભાવની ભક્તિ શ્રીજી સ્વરૂપે ઉત્પન્ન થતા સદ્દગુરૂશ્રી મુક્તાનંદસ્વામી, સદગુરૂ શ્રી પ્રેમાનંદસ્વામી, સદ્દગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી સદગુરૂ શ્રી નષ્કુળાનંદસ્વામી સદગુરૂ શ્રી દેવાનંદસ્વામી આદિ ઘણાક સદગુરૂઓએ પગે ઘુઘરાઓ બાંધ્યા અને હાથમાં કરતાલો, દુકડ, સરોદા, સીતારો, પખાજ, સરણાઈ, મોરચંગ, ઝાંઝ, સારંગી, રવાજ, મંજીરા આદિ અનેક પ્રકારના વાંજીત્રો લઈને તથા ત્રાંબાળુ ઢોલ અને નગારાના પડછંદા પડતાં શુરવીરો રણક્ષેત્રમાં ઘુમવા સજ્જ થાય તેમ તે સંતવૃદો વાજીંત્રોના નાદ સાથે રાસ મંડળ રમી શરીરનું તાન ત્રોડવા ભેઠ બાંધી સજ્જ થયા, લોકોનો ફરતો માનવ કો રચાણો, સાક્ષાત પૂર્ણ પુરૂષોત્તમ નારાયણની રાસલીલાનાં દર્શન કરવા બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ આદિ દેવો અને અપ્સરાઓના વિમાનો છાઈ રહ્યાં. આકાશમાં પણ ચંદ્રમાં પોતાની સોળે કળાએ ખીલી રહેલ. એ વખતે સાતે રાસ મંડલના ચક્રો વાંજીંત્રોના તાલ સૂર સાથે ગતિમાન થયાં. સાત મંડલ (વચલા ચક્ર) માં ગોપાળાનંદ સ્વામી આદિ મોટા સંતો હતા. મંડળના મધ્યમાં વચોવચ મુક્તાનંદસ્વામી અને બ્રહ્માનંદસ્વામીએ રાસ ગવરાવવા પહેલુ જ હરીકીર્તન ગાયુ કે, ''સખી ગોકુલ ગામના ચોકમાં રે, ખાતે માંડયો રસીલે ખેલ; રમે રાસ રંગીલો રંગમાં રે.'' એ કડી ઉપાડતા જ ઢોલ નગારાના તાલ સૂરો સાંભળીને શ્રીજી મહારાજ પણ મંચ ઉપરથી નીચે પધારી સાતે ચક્રો વિંધી મધ્યમાં બંને સદગુરૂઓ વચ્ચે આવી ઉભા સહુને નમન કરી અતિ ઉત્સાહથી બ્રહ્મમુનિના કીર્તનો ઝીલવા લાગ્યા અને આમા સામા હાથ મીલાવી, તાળી દઈ ફેર ફુદડીઓ ફરવા લાગ્યા, મહાત્યાગી તપસ્વી સાધુઓએ વૃજભુમીની ગોપાંગનાઓ સમાન શ્રીજી ઉપર સખી ભાવથી પ્રેમ લાવી ઈચ્છા કરી કે, ''શ્રી સદગુરૂ શ્રી મુક્તાનંદસ્વામી અને સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી વચ્ચે શ્રીજી મહારાજ રાસ રમી જેમ આમા સામી તાળીઓ દઈ, હાથમાં હાથ મીલાવી, કરનાં લટકાં કરી મોહ ઉપજાવે છે, તેમજ આપણે પડખે પણ પધારી આપણને તેવું સુખ આપે તો ઠીક.'' આવો સંકલ્પ એ પંચાળની વૃજભૂમિ વચ્ચે કલ્પવૃક્ષ સમાન ખાખરાના ઝુંડોમાં સંતોને થતા, અંતર્યામી શ્રીજીએ સુખ આપવા

દરેક સંતોની વચ્ચે શ્રીજી સ્વરૂપ સહુને પ્રત્યક્ષ જોવામાં આવ્યું. અને સાત મંગળના મધ્યમાં એ સ્વરૂપ જેવા વસ્ત્રાલંકારથી શોભીત થી જેવો અભિનય કરે છે તેવા સ્વરૂપે સહુ સંતોને સુખ આપવા લાગ્યા. દરેકે દરેક પરમહંસોને એમ જણાયું કે, શ્રીજી મહારાજ મારી સાથે જ હાથમાં હાથ મીલાવી, મંદ મંદિ હસતા હસતા, રાસ મંડળ રમી રહ્યાં છે. એ વખતે શ્રીજીના સેંકડો સ્વરૂપોમાંથી કામદેવને લજ્યા પમાડે તેવા શીતળ શાંત કિરણો પ્રગટયાં અને જોનારને પણ અતિ શાંતિ પમાડતા હતા. પશુપક્ષી વેલી, વન, નદી, જળ, સહુ સ્તંભી ગયા. ચંદ્ર પણ જાણે સહુના મસ્તક ઉપર જ સ્તંભી ગયો હોય તેવું જણાયું. દરેક રમાનારાઓ પણ શરીરનું ભાન ભુલી એક શ્રીજી મૂર્તિમાં એકતાર બની શ્રીજી સાથે રમવા લાગ્યા. સદગુરૂ બ્રહ્માનંદસ્વામી નવી નવી ગરબીઓ રચી બોલવા લાગ્યા. આવી રીતે પંચાળા રાસ મહોત્સવ પૂર્ણ કરી શ્રીજી (કૃષ્ણચંદ્ર સમાન) છ માસની રાત્રીનું સુખ એક રાત્રીમાં પાંચસો પરમહંસોને પાંચસો સ્વરૂપ ધરી આપ્યું હતું. * સવાર થતા સહુ નિત્યક્રમ કરી અનેક જાતના વ્યંજનોનો થાળ શ્રીજી મહારાજ જમીને સંતોની પંકિતમાં પીરસવા પધાર્યા. એ રાસ લીલાનું વર્ણન ચારણી સાહિત્યમાં સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીએ બીજે દિવસે રચી સભામાં સંભળાવેલ જે આ નીચે અર્થ સહિત આપવમાં આવેલ છે. આ રાસાષ્ટકનો રેણકીછંદ × અને ચર્ચરીછંદ છંદોના મુગટ સમાન છે; જે બનાવવામાં અને બોલવામાં અને અર્થ કરવામાં ઘણો જ કઠીન છે અને બનાવનાર તથ ગાનારની શક્તિના માપદંડ સમાન ગણાય છે.

---

* શ્રીજી વૃજભૂમિ તૂલ્ય પંચાળના પાદરમાં આજે જે જગ્યાએ શ્રીજીએ રાસ રચેલો ત્યાં ફરતો વંડો વાળી વચે છત્રીમાં શ્રીજીના ચરણારવિંદ પધરાવી શીલાલેખ નાખેલ છે.

×સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીએ, એ રાસાષ્ટકનો રેણકી છંદ રચ્યા પછી સૌરાષ્ટ્રના ચારણ કવીઓ, રેણકી છંદો રચવા લાગ્યા, તે પહેલાના રેણકી છંદો મારા (સંપાદકના) જોવા વાંચવામાં આવ્યા નથી પ્રાચીન કાવ્યમાં ચંદનકી ક્રત પૃથ્વીરાજ રાસામાં પણ તેવો છંદ નથી, એટલે સ્વામીશ્રી કૃતિ પછી જ મૂળીમાં રવિરાજે નૃસિંહવતારનો અને કચ્છ માં દેવીદાને શક્તિ રાસ મંડળનો એમ ઘણા કવિરાજોએ તે પછી રેણકી છંદો રચેલ છે છતાં સ્વામીના છંદો જેવો સરલ અને ઝડ ઝકમકવાળા બીજા છંદો ઓછા જોવામાં આવે છે.



આ છંદોમાં વ્રજભૂમિમાં શ્રી કૃષ્ણે રચેલ રાસનું વર્ણન કરેલ છે આપણે સૌને તો શ્રી કૃષ્ણ તે શ્રીજી મહારાજ ગોપાંગનાઓ તે સંતો અને વૃંદાવન પંચાળની ભૂમિ જાણવી એમ સ્વામીએ સમજાવ્યું છે.

## છંદ શેખર શ્રી રાસાષ્ટક રેણકી છંદ

### દોહા

એક સમય રાશિ ઉદિત અતિ, હોય મન અધિક હુલ્લાસ,
યમુના તટ વ્રજનાર જુત, રચ્યો મનોહર રાસ. ૧

અર્થ – એક સમયે ચંદ્રમાં અતિશે પ્રકાશિત થયો (શરદપુનમની રાત્રીએ) ત્યારે મનમાં અતિશે આનંદ પામીને જમનાજીને કાંઠે વ્રજની સ્ત્રીયો સહિત મનને હરે એવા ભગવાને રાસ રચ્યો. (૧)

ભર ભર તન સજ આભરણ, વર વન કરણ વિહાર
કર કર ગ્રહ નટવર કૃષ્ણ, રસ સર અનુસર સાર. ૨

અર્થ – ત્યારે ગોપાંગનાઓ ઘરેણા સજીને શરીર ભરી ભરીને સુંદર વનમાં વિહાર કરવા સારૂ ગઈ, ત્યારે નટ વિદ્યામાં શ્રેષ્ઠ એવા શ્રી કૃષ્ણ ભગવાને હાથે હાથ ગ્રહણ કરીને જમનાજીના સુંદર કાંઠા પર અનુસર્યા એટલે વિચાર્યા.

રેણકી છંદ
છંદ ૧

સર સર પર સધર અમર તર અનુસર, કર કર વર ધર મેલ કરે,
હરિ હર સુર અવર અછર અતિ મનહર, ભર ભર અતિ ઉર હરખ ભરે,
નિરખત નર પ્રવર પ્રવર ગણ નિરજર, નિકર મુકટ શિર સવર નમે,
ઘણરવ પટ ફરર ઘરર પદ ઘૂઘર, રંગ ભર સુંદર શ્યામ રમે.

અર્થ – તે જમનાજીના કાંઠા ઉપર, સધર, એટલે સારા, દેવતરૂ એટલે કલ્પવૃક્ષના જેવા ઝાડ, જોર કરીને, મતલબ કે ફળને ભારે નમીને, પૃથ્વીનો મેળાપ કરે છે; ને તે સમે આકાશમાં હરિ એટલે ઈન્દ્ર, શિવ તથા બીજા દેવતાઓ અને અતિશે હરખ ભરે છે; અને નર રૂપે ગોવાળિયાઓ ત્યાં પરવરી પરવરીને, એટલે જઈ જઈને નિરખે છે, તથા નિર્જર એટલે દેવતા ઓના જથા કે જેઓને માથે મુગટ ધારેલા છે તે નિકર એટલો જથાબંધ વર એટલે મોટેરા સહિત ભગવાનને નમે છે; ત્યાં ઘણા શબ્દે થાય છે. લુગડા ફરર થાય છે અને પગના ઘુઘરા ઘરર વાગે છે અને રંગ ભર્યા સુંદર શ્યામ રમે છે. (૧)

છંદ ૨

ઝણણણણણણ ઝણણ ખણણ પદ ઝાંઝર, ગોમ ધણણણ ગણણણ ગયણે,
તણણણ બજ તંત ઠણણ ટંકારવ, રણણણ સુર ધણણણ રયણે,
ત્રહ ત્રહ અતિત્રણણ ઘણુણ બજ ત્રાંસા, ભ્રમણ ભમરવત સ્મણભમે,
ધણ રવ પટ ફરર ધરર પદ ધૂઘર રંગભર સુંદર શ્યામ રમે.

અર્થ - ઝણણણણ ઝણણણ અને ખણણ એમ પગના ઝાંઝર વાગે છે. (ગો) પૃથ્વી ધણણ થાય છે અને ગયણ એટલે આકાશમાં ગણણ એવો શબ્દ થાય છે અને તણણણ એમ સરોદાની તાંત વાગે છે, અને ઠણણ એમ મંજિરાના ટકોરા થાય છે તથા બીજા વાજાના રણકારા તથા ધણકારાના સ્વર તે રાત્રીમાં થાય છે, ત્રણ ત્રહ ત્રણણ અને ધણણ એમ અંતિસેં ત્રાસા વાગે છે, અને જેમ ભમમરા ભમે તે રીતે ગોપને ગોપીયો સ્મણ કરતાં ભમે છે. ત્યાં ઘણા શબ્દો થાય છે. (૨)

છંદ ૩

ઝટ પટ ઉલટ પલટ નટવત ઝટ, લટ પટ કટ ઘટ નિપટ લળે
કોકટ અતિ ઉકટ ત્રકટ ગતિ ધિનકટ, મનડર, મટ લટ લપટ મળે,
જમુના તટ પ્રગટ અમટ અટ રટ જુટ સુર થટ ખેખટ તેણ સમે,
ધણ રવ, પટ ફરર ધરર પદ ધૂઘર, રંગભર સુંદર શ્યામ રમે.

અર્થ - ઝટપટ લુગડાં અવળાં સવળાં થઈ જાય છે, અને નટની પેઠે ઝટ લટપટ થઈ જઈને કેડેથી શરીર અતિશે લળે છે, કોઈ તો કેડેથી અતિશે ઉત્કૃષ્ટ રીતે ત્રણ કટકા એટલે ત્રીભંગીની રીતે ઘણી કેડ મરડે છે, અને મનમાંથઈ લોક લજ્યાનો ડર મટી ગયો છે, અને પરસ્પર લટીને લપટ થઈને મળી ગયા છે, જમનાજીના કાંઠે પ્રગટ ભગવાન અમટ એટલે અવિનાશી અટન એટલે ફરવામાં અને રટન એટલે ગાવામાં જોડાયા છે, તે સમે દેવતાઓ (થટ) જથો આકાશમાં ઉભો છે. ત્યાં ઘણા શબ્દો થાય છે. (૩)

છંદ ૪

ધમ ધમ અતિ ધમક ઠમક પદ ઘૂઘર, ધમ ધમ, ક્રમ સમ હોત ધરા,
ભ્રમ ભ્રમ વત વિષમ પરિશ્રમ વતભ્રમ, ખમખમ દમ અહિ વિક્રમ ખશ,
ગમગતિ અતિ અગમ નિગમ ન લહત ગમ, નટવત રમઝમ ગમ મનમેં,
ધણ રવ પટ ફરર ધરર પદ ધૂઘર, રંગભર સુંદદ શામ રમેં,



અર્થ - પગના ઘુઘરાના ધમ ધમ ધમકારા અને ઠમકારા અતિશે થાય છે. અને ધમ ધમ એમ પગલાં માંડે છે, તેથી પૃથ્વી ઉંચી નીચી હોય તે સરખી થી જાય છે, એમ મંડળને ફેર ફુદરડી ફેરવે છે, તેથી વિષમ એટલે સહન ન થઈ શકે એવો પરિશ્રમ એટલે મહેનત પડે એવી રીતે કરે છે; તેથઈ શેષ નાગ દુઃખ સાખી સાંખીને વિક્રમ એટલે ભાન ભુલીને ઉભો રહ્યો છે. જે ભગવાનનું જ્ઞાન અને ગતિ અતિશય છે, તેનુ જ્ઞાન શાસ્ત્ર કે વેદ લઈ શકતા નથી તે ભગવાન નટની પેઠે રમઝમ નાચે છે. તેનું જ્ઞાન તેના જ મનમાં છે. ત્યાં ઘણા શબ્દો થાય છે. (૪)

છંદ ૫

ગત ગત ઉગત તુગત નૃત પ્રિયગત, રત ઉમનત ચિત વધત રતી,
તતપરત ધ્રત નચત ઉચત મુખ ચૈતત, આવૃત અત ઉત ભ્રમત અતી;
ધિધિતત ગત વજત મ્રદંગ સુર ઉદ્ધત, ક્રતભ્રત નરતત અતંતક્રમે,
ધણ રવ પટ ફરર ધરર પદ ધૂઘર, રંગભર સુંદર શ્યામ રમે;

અર્થ :- જુદી જુદી ચાલ ઉપર ઉક્તિ એટલે વાણી બોલે છે અને તેમજ પીયા એટલે ભગવાન જેવી ચાલ ચાલે છે તેવી ચાલ બીજાઓ ચાલે છે, અને સૌ ઉન્મત રહે છે અને ચિત્તમાં પ્રિતિ વધે છે, તત્પરપણું એટલે હુશિયારી ધરીને નાચે છે; અને મુખેથી થેઈ તત્ત, થેઈ તત્ત, એમ ઉચરે છે; અને આમતેમ અતિશે ફુદડી ફરે છે; ત્યાં મૃદંગ ધિધિતત્ ધિધિતત્ એવી ગતિથી વાગે છે; તેનો સ્વર ઉદ્ધત એટલે ઉંચો થાય છે, અને સૌને ભૃત એટલે દાસ કરી લીધા છે, તેઓ અત્યંત અનુક્રમે નીચે છે. ત્યાં ઘણા શબ્દો થાય છે. (૫)

છંદ ૬

થન ગન તન નચત પવન પ્રચલત થન, સુમન ગગન ધુન મગન સુરા,
મન મન વર કૃષ્ણ ધન તન મન, ધન ધન વન ધન તાસ ધરા;
વિશરે તન ભાન ખાન પાન વિધિ, ગાન તાન જેહિ કાન ગમે,
ધણ રવ પટફરર ધરર પદ ઘૂઘર, રંગભર સુંદર શ્યામ રમે;

અર્થ - ગોપી અને ગોપાલ શરીરે થન ગન થન ગન નાચે છે; તે સ્થાને પવન ચાલતો નથી, અને આકાશમાં દેવતાઓ મગન થઈને ધુનિ કરે છે, અને સુમન એટલે પુષ્પ વરસાવે છે, અને તેઓ મનમાં એમ

માને છે કે વર એટલે સુંદર શ્રી કૃષ્ણ જેના ઉપર પ્રસન્ન થયા છે, તેઓના તમનને અને મનને ધન્ય છે, તથા તે વૃંદાવન ને અને તે પૃથ્વીને પણ ધન્ય છે; જેઓને તે ભગવાનનું ગાનતાન ગમે છે, તેઓને શરીરનું ભાન વિસરી ગયું અને ખાવાપીવાની રીત પણ વિસરી ગઈ, ત્યાં ઘણા શબ્દો થાય છે (૬)

છંદ ૭

ઢળ ઢળ રંગ પ્રગલ અઢળ જત પર ઢળ, ઝળ ઝળ અનકળ તેજ ઝરે,
ખળ ખળ ભુજ ચૂડ ચપળ અતિ ખળકત, કાન કતોહળ પ્રબળ કરે;
વળ વળ ગળ હસ્ત તુમળ ચિતવળ, જુગલ જુગલ પ્રતિરંગ જમે,
ધણ રવ પટ ફરર ધરર પદ ઘૂઘર, રંગભર સુંદર શ્યામ રમે.

અર્થ - ત્યાં ભગવાન દયાથી પીગળીને દયાના રંગ વડે વ્રજજન ઉપર ઢળી ઢળીને અઢળક ઢળ્યાં છે, અને તેમના શરીરનું તેજ કળી શકાય નહીં, એવું ઝળઝળાટ થઈ રહ્યું છે, ગોપિયોના હાથની ચુડીયો અતિ ચપળ અને ખળ ખળ એમ ખખડે છે, અને ત્યાં શ્રી કૃષ્ણ ભગવાન મોટું કૌતુક કરે છે, એક બીજાને ગળે હાથવાળી વાળીને તેમજ ચપળ ચિત્ત તે પણ વળી વળીને મળી ગયા છે, અને બબે જણ વચ્ચે રંગ જામ્યો છે. ત્યાં ઘણા શબ્દો થાય છે. (૭)

છંદ ૮

સર વસ વસ મોહન દરસ સુરથિત શશિ, અરસ પરસ ત્રસ ચરસ અતી,
કસ કસ પટ હુલસ વિલસ ચિત આક્રસ, રસબસ ખુસ હસ વરસ રતી;
દ્રસ નવસર સરસ ભયો બ્રહ્માનંદ, અનરસ મનસ તરસ અથે,
ધણ રવ પટ ફરર ધરર પદ ઘૂઘર, રંગભર સુંદર શ્યામ રમે.

અર્થ :- તે દેખીને સર્વ મોહને વશ થઈ ગયાં અને સૂરજ અને ચંદ્ર પણ સ્થિર થયા, અને ગોપી તથા ગોવાળીને પરસ્પર તે રાસ રમવાની તૃષ્ણા તથા ચડસ અતિશય વધ્યો છે, લુગડાં તાણીને પહેરી પહેરીને હુલ્લાસથી વિલસે છે, અર્થાત રમે છે; અને એક બીજાના ચિત્તનું આકર્ષણ કરે છે, અને રસબસ થઈને ખુશી થઈને હસે છે, અને પ્રિતની વૃષ્ટિ થઈ રહી છે બ્રહ્માનંદ સ્વામી કહે છે કે નવરસમય ભગવાનનું દર્શન સારૂં થયું અને અનરસ એટલે ખોટો રસ (અન્યરસ) મનની તૃષ્ણા આથમી ગઈ. ત્યાં ઘણા શબ્દો થાય છે. (૪)



છપય

રમત મનોહર રાસ, સદા સુખવાસ સ્વતંતર,
પ્રબલ ગોપજન પાસ, કમળ આભાસ શશીકર,
વિહરત કરત વિનોદ, મોદ અંતર નહિં માવે,
અરસ પરસ એક તાર, દરસ નવરસ દરસાવે,
સુખરૂપ સદા અસરણ શરણ, ફનાં કરણ ભવ કૂંદકે,

**+ સંત-સાથ સદા ખેલત સહી નાથ સો બ્રહ્માનંદકે**

અર્થ-સદા સુખના નિવાસરૂપ અને સ્વતંત્ર ભગવાન મનોહર રાસ રમે છે તે ગોપ જનની પાસે બીજા જે મહા બળિયા હતા તેઓ જેમ ચંદ્રની કિરણોથી કમળનો આભાસ ઝાંખો પડી જાય, તેમ ઝાંખા પડી ગયા, તે ગોપજન વિહાર કરે છે, એટલે ફરે છે, અને વિનોદ કરે છે, તેમ જ તેઓના અંતઃકરણમાં આનંદ સમાતો નથી, અને પરસ્પર એક દ્રષ્ટિથી નવરસમય દર્શન કરાવે છે, અશરણના શરણ છે, અને ભવના બંધનને તોડી નાખે એવા છે, અને એ જ બ્રહ્માનંદનો સ્વામી હમણાં સંતોની સાથે નક્કી ખેલી રહ્યાં છે.

## શ્રી રાસાષ્ટક રેણકી છંદ સમાપ્ત

---//---

ઉપરના છંદથી બીજે નંબરે પિંગળ શાસ્ત્રમાં ''ચર્ચરી'' નામનો છંદ છે, તે છંદ પણ સ્વામીએ પંચાળા માંજ રાસોત્સવ રમ્યા પછી રચેલો છે જે આ નીચે આપવામાં આવેલ છે.

છંદ શેખર રાસાષ્ટક ચર્ચરી છંદ

છંદ ૧

એક નિશિ શશિ અતિ ઉજાસ, પ્રૌઢ શરદ રૂતુ પ્રકાશ, રમન રાશ, જગનિવાસ ચિત્તવિલાસકીને, ।। મુરલિધનુ અતિ રસાલ, ગેહરે સુર કર ગોપાલ, તાન માન સુભગતાલ, મન * મરાલ લીને, ।। બ્રહ્મતિય સુનભર ઉછાવ, બનઠનતન અતિબનાવ, ચિત્તવન ગત નૃત ઉછાવ, હાવ ભાવ સાચે, ।। હરિહર અજ હેર હેર, વિકસત સુર બેરબેર, કરગટ ઘટ ફેરફેર નટવર નાચે ।।

+ તમામ છંદમાં શ્રી કૃષ્ણ લીલા ગાઈને છેલ્લે છેલ્લે છપયની છેલ્લી તુકમાં સ્વામી કહે છે કે, 'સંત સાથ સદા ખેલત સહી નાથ સો બ્રહ્માનંદ કે' એટલે આજ પંચાળમાં જે ભગવાન સંતો સાથે રાસરમણ ખેલી રહ્યાં છે તેનો જ આ છંદ છે, તેમ સમજવું * પરમહંસો ( સંત )

અર્થ–એક રાત્રીમાં ચંદ્રમાનો ઉજાસ ઘણો થયો, અને તે ચંદ્ર મોટો શરદ રૂતુનો પ્રકાશિત હતો, અર્થાત પૂનમનો હતો. તે સમે આંખા જગતમાં જેનો નિવાસછે એવા શ્રી કૃષ્ણ ભગવાને રાસ રમવાનો પોતાના મનમાં વિલાસ કર્યો. એટલે ઉમંગ ધર્યો. ત્યારે ગોપાલ એટલે શ્રીકૃષ્ણે અતિ મોટા સ્વરથી મોરલીનો નાદ કર્યો, તેમાં તાનમાન અને સરસ તાલ લાવીને પરમ હંસના મન ખેંચી લીધા, તે સ્વર સાંભળીને વ્રજની સ્ત્રીયો ભર ઉમંગથી અતિશે શણગારના બનાવથી બની ઠણીને નાચવાની ચાલનો ઉઠાવ મનમાં સાચા હાવભાવથી ચિંતવવા લાગી ત્યાં હરિ ઈન્દ્ર અથવા વિશ્નું, (હર) શિવ અને બ્રહ્મા આદિક દેવો આવીને વારે વારે નિરખવા લાગ્યા; તેમ જ વારે વારે તે ગોપીઓના ગાવાનો સ્વર પણ ખુલ્લો થતો હતો, અને શરીરે વારે વારે કુદકી ફરીને નટવર એવા જે ભગવાન તે નાચવા લાગ્યા. (૧)

છંદ ૨

ઠેઠ બજ ત્રંબક ઠોર, ચેં ચેં સરનાઈ સોર, ધે ધે બજ પ્રણાવ ધેં ધેં બોલ, ॥ ઝુઠ ઝુક ઝુક બજત ઝઝ, ટુક ટુક મંજીર રંજ, ડુક ડુકુ પંગ ચંગ, અતિ ઉમંગ ડોલે ॥ દ્રગડદાં દ્રગડદાં પખાજ, થગડદા થૈ થૈ સમાજ, કડકડદા કડકડદા ્રુકડ ત્રુકડ, ધન થટ રાચે, ॥ હરિહર અજહેર હેર, વિકસત સુર બેર બેર, ફરગટ ઘટ ફેર ફેર નટવર નાચે. ॥

અર્થ - તે ઠેકાણેં ઠેંઠેં એંમ ત્રંબાળું વાગલા લાગ્યાં. અને ચેં ચેં એમ શરણાઈઓના શોર થવા લાગ્યા, અને ધેં ધેં એ રીતે ઢોલક વાગે છે, અને મોટો ઢોલ ધેં ધેં એમ બોલે છે, ઝુક ઝુક એમ ઝાંઝ વાગે છે, અને ટુક ટુક એવા શબ્દથી મંજિરા મનરંજન કરે છે, તેમ જ ડુક ડુક એ રીતે ઉપંગ નામનું વાજું, તથા મોરચંગ બજાવે છે, અને તે ગોપી અનો ગોવાળાનો સમાજ થગડદાં અને થેઈ થેઈ નાચે છે, અને કુકડદા કુકડદા એમ નરધાં બોલે બોલે છે, તથા ત્રકધન એમ પણ વાગે છે, તેથી જોવા મળેલો થટ ખુશી થાય છે. ત્યાં ઈન્દ્ર શિવ બ્રહ્માદિક દેવો આવીને (૨)

છંદ ૩

સંત અભિરામ ધામ, ક્રમત રતમ ભ્રમતકામ, પ્રમત શ્રમત નમત ગ્રામ, વામ હામ લોભે, ॥ અટન ઘટન અતિ ઉદામ, થન ગન તન ઠામ ઠામ, તજ વિશ્રામ અતિ વિશ્રામ, શામ સુંદર શોભે, ॥ જમુનાંકે નીર તીર ખેલત



બલવીર વીર, ચહુંવટ થક સઘટભીર, કટિ સુધીર કાચે, ॥ હરિહર અજ હેર હેર વિકસત સુર બેર, ફરગટ ઘટ ફેર ફેર નટવર નાચે.

અર્થ :- તે ભગવાન સંત પુરૂષોના મનને ઠરવાના સુંદર ધામ રૂપ છે, તે કદમ ભરે છે, અને રમે છે, તેને જોઈને કામદેવ પણ ભ્રમમાં પડે છે અને ઉન્મતિ એવા ગોવાળિયાના ગ્રામ એટલે સમુદાય થાકી જઈને ભગવાનને નમે છે, અને વામ એટલે તે ગોપીઓની હિંમત ભગવાનને જોઈને લોભાઈ જાય છે, અતિ ઉત્તમ રીતે શરીરે ફરે છે, અને ઠેકાણે ઠેકાણે શરીર થનગન નાચે છે, તે વિસામો લેવાનું તજીને અતિસેંજ ભ્રમણ કરે છે, તેમાં શ્રી કૃષ્ણ ભગવાન સારા શોભે છે, એ રીતે જમનાંજીના જળના કીનારા ઉપર બળવીરના ભાઈ રમે છે, અને ચારે તરફ રસ્તાઓમાં માણસોના થટની ઘણી ભીડ થઈ છે, અને તે ધીરજવાન ગોવાળિયાઓએ કેડે કાઠડા વાળ્યા છે, ત્યાં ઈન્દ્ર, શિવ, બ્રહ્માદિક દેવો આવીને.... (૩)

છંદ ૪

ઝળળળ તનકાંતિ ઝળક, ખળળળ ભુજ ચૂડ ખળક, સળળળ જોં હિ વીજ સળક ભળખ ભાળ સાજે ॥ અટપટ લટ છૂટ અલક, ત્રઘટ શુભકીન તિલક. હટ હટ ઘટ વુગટ હલક, નટ બિલાસ રાજે ॥ તન તન પ્રિત સુગત તાન, જન જન મન એક જાન ક્રત ઉત મુખ કાન કાન, માન ગાન માચે ॥ હરિહર અજ હેર હેર. વિકસત સુર બેર બેર ફરગટ ઘટ ફેર ફેર નટવર નાચે ॥

અર્થ :- અને ઝળળ એમ ગોપિયોના શરિરની ક્રાન્તિ ઝળકે છે. અને તેમના હાથના ચુડા ખળળળ એમ ખળકે છે. અને વીજળીની પેઠે સળળળ એમ સળખે છે, અને તેને પોતાના કપાળનો ભભકો સજ્યો છે, તેમના ચોટલાની લટ વાંકી ચુંકી છૂટી પડી છે. અને શરિરના કીનારા ઉપર અર્થાત કપાળમાં સારા તિલક એટલે આડયો કરેલી છે. અને શરીરે હઠી હઠીને ત્રીભંગી ચાલની પેઠે હાલે છે, તેથી નટના જેવો ખેલ શોભે છે, પ્રત્યેક માણસના મન મળીને જાણે એક જ થી ગયા છે, અને મોઢેથી ઉક્તિ એટલે વાણી, હે કાન હે કાન એમ કહે છે, અને ગાનના માનમાં મચી રહ્યાં છે ત્યાં ઈન્દ્ર, શિવ, બ્રહ્માદિક દેવો આવીને... (૪)

છંદ ૫

ધમમમ ધુઘરૂ ધમંક, ઠમમમ ઝાંઝર ધમમમમમ ભૂ ધમંક,

ગત નિશંક ગાવે ।। ઝગ ઝગ ઝગમગાટ, થગ થગ થૈ થૈનથાટ, નૌતમ પગ, દ્રગ નિરાટ, લલિતનાટ–લાવે ।। લથ બથ હથગુંથલીન, પથ પથ પિય સથ પ્રવીન કથકથ ગ્રંથ શેશકીન, જાુથ નવીન જાચે ।। હરિહર અજ હેર હેર, વિકસત સુર બેર બેર, ફરગટ ઘટ ફેર ફેર, નટવર નાચે.

અર્થ :– ધમ ધમ એમ ઘુઘરા ધમકે છે, અને ઠમ ઠમ એમ ઝાંઝર ઠમકે છે, અને ધમમમમ એમ પૃથ્વી ધમકે છે, અને નિઃશંક થઈને ગતિ કરીને ગાય છે, તે ભગવાનની કાન્તિનો ઝગમગાટ ઝગ ઝગી રહ્યો છે. અને થગ થગતથા થૈઈ થૈઈ એવા નૃત્યોનો થાટ મચ્યો છે. અને સૌથી સરસ ચરણ શોભે છે, તથા નેત્ર પણ અદ્‌ભૂત શોભે છે, અને સુંદર નૃત્યનો ભેદ લાવે છે, તે ગોપી અને ગોપી અને ગોવાળાએ લથબથ થઈને એક બીજાના હાથ ગુંથી લીધા છે, અર્થાત આંકડા ભીડાયા છે, અને તે પ્રવિણ ગોપીઓ રસ્તે રસ્તે શ્રી કૃષ્ણ સ્વામીની સાથે ફરે છે, તે લીળાનું કથન કરી કરીને શેષનાગે ગ્રંથ બનાવ્યો, તે નવા નવા મુનિઓ વાંચવાને માગે છે. ત્યાં ઈન્દ્ર, બ્રહ્મા આદિક દેવો આવીને… (૫)

છંદ ૫

નૌતમ છબિનંદનંદ, મુખ સુ હાસ મંદ મંદિ, દંપતિ જાુત દ્રંદદ્રુંદ જગતવંદ ડોલે । વિનતા સુર વ્રંદ, વ્રંદ નિરખત આનંદ કંદ ગતિ અતિ સ્વછંદ, છંદ જય જય બોલે ।। જાુગલિત કર જોર જોર, ઠમક ઝમક ઠોર ઠોર. વિમલતાન તોર, ઘોર મોરલી વાચે ।। હરિહર અજ હેર હેર, વિકસત સુર બેર બેર, ફગટગટ ઘટ ફેર ફેર, નટવર નાચે.

અર્થ :– નંદના પુત્રની છબી અતિષેુત્તમ બની છે, અને તેમનું મુખારવિંદ થોડુ થોડું હસતું છે, અને તે જગતને વંદવા યોગ્ય એવા ભગવાન પ્રિયા અને પ્રિયના જોડે જોડા બનીને ફરે છે ત્યાં દેવની સ્ત્રીયો ટોળે ટોળે મળીને આનંદના થડ રૂપ એવા ભગવાનને નિરખે છે, તે ભગવાન અતિશે સ્વચ્છંદ પણે ગતિ કરે છે, તે જોઈને (છંદ) વેદ જય જયકાર બોલે છે. અને તે જોડલાં એ હાથે હાથ જોડ્યા છે, અને ઠેકાણે ઠેકાણે ઠમકારા અને ઝમકારા થાય છે. અને નિર્મળ તાન તોડે છે અને ઘણા ઘોરથી મોરલી બજાવે છે. ત્યાં ઈન્દ્ર, શિવ, બ્રહ્મા આદિ દેવો આવીને…. (૬)



છંદ ૭

લખ છબિ સુરપતિ લજીત, ગુહ્ય ગાન તાન ગીત, પ્રિય પ્રિયા સહીત પ્રીત,સમરજીત શોભે ।। રતમ, ભ્રમત અજબ રીત, ચકિત ઝુકિત થકિત ચીત, લલિત હલિત મલિત લીત, નીરખ મીત લોભે ।। લુંબ ઝુંબ એક લગન, વિમલિત દ્રગજાન વિઘન, તક તક ચક હોત તગન, પ્રૌઢ મગન પ્રચે ।। હરિહર અજ હેર હેર, વિકસત સુર બેર બેર. ફરગટ ઘટ ફેર ફેર, નટવર નાચે.

અર્થ – તે ભગવાનની છબિને જોઈને ઈન્દ્ર લજાય છે, અને તેમના ગીતનું ગાન તથા તાન ગુપ્ત રીતનું છે, તે પ્રિયા અને પિયુ પ્રીતિ એ સહિત છે. પણ સ્મર એટલે કામદેવને જીતી લીધો હોય એવાં શોભે છે. તે અજાયબ રીત રમે છે, અને ભમે છે, અને મનમાં ચકિત થઈને અર્થાત આશ્ચર્ય પામીમી ઝુકે છે, અને વળી થાકી જાય છે, તેમજ સુંદર રીતે હળી મળી લીધું છે, તે નિરખવાને તેના મિત્રોના મન લોભાય છે, લુંબી ઝુબીને એકરૂપ થઈ ગયા હોય એમ લાગે છે, અન નેત્ર શોભાય માન છે, તે જોતા વિઘ્ન જતાં રહે છે, તેમના કાનમાં તગન એટલે કુંડળ તક તક એમ ચકચકી રહ્યં છે, તે જોઈને પ્રાચીન કાળના મોટા મુનિઓ મગ્ન થાય છે. ત્યાં ઈન્દ્ર, શિવ, બ્રહ્મા આદિ આવીને… (૭)

છંદ ૮

તતતતતત હોતતાન, અચુબિત ગત આન આન, ધુરજટિ ઘટ છુટત ધ્યાન, કાન બાન સુનતે ।। ગેહરિ ધુન હોતગાન, મંગલ સુર માન માન, ભૂલ ભાન ખાનપાન, પ્રાનજાન ભનતે ।। ધિધિકટ નૃતદાર ધાર, ત્રિમિત તહાં સતાર તાર, બ્રહ્માનંદ વારવાર, ચરનન ચિત રાચે ।। હરિહર અજ હેર હરે વિકસન સુરબેરબેર, ફટગટ ઘટ ફેર ફેર, નટવર નાચે.

અર્થ :– ત્યાં તત તત તત તત એમ તાન લેવાનો શબ્દ થાય છે, અને અચુંબિત એટલે આગળ કોઈએ કહેલી નહીં એવી જુદી જુદી ગતિ લાવે છે, અને તે ગીતની વાણી કોને સાંભળીને શિવજીના શરીરનું ધ્યાન છુટી જાય છે. એવા ઘાટા સ્વરથી ગાન થાય છે, તે સાંભળીને દેવતાઓ મંગળકારી માની શરીરનું તથા ખાવા પીવાનું ભાન ભુલી જઈને તે ભગવાનની સ્તુતિ ભણતાં ભગવાનને પોતાના પ્રાણ જેવા જાણ્યા અને ધિધિકટ એવી ઢબનો નાચ ધરીધરીને સ્ત્રીયો એટલે ગોપયો અને મિત્રો એટલે ગોવાળીયાઓ

તાળીએ તાળી દઈને હસે છે તે જોઈને બ્રહ્માનંદ સ્વામીનું મન તે ભગવાનના ચરણાર વિન્દોમાં રાચે છે. ત્યાં ઈન્દ્ર શિવ, બ્રહ્મા, આધિક દેવતાઓ આવીને... ૮

ઈતિ શ્રી રાસાશ્ટક ચર્ચરી છંદ સમાપ્ત

સ્વામીશ્રીની કચ્છ ભુજની છેલ્લી યાત્રા

અમદાવાદથી ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીનો પત્ર લઈ મહારાજશ્રીના હજુરી પાર્ષદ સ્વામીશ્રીને તેડવાને મુળીએ આવ્યા. પત્રમાં જણાવેલ જે, ''અમારે ભુજ જવાનું છે. કચ્છમાં આચાર્ય તરીકે પહેલ વહેલું જ જવાનું થતાં તમો તમારા મંડળના સાધુ સાથે આંહી આવો એટલે આંહીથી સૌ જઈએ'' એ પત્ર વાંચી સ્વામીશ્રી પોતાના અમુક સાધુઓને મુળીમાં રાખી બાકીના મંડળને સાથે લઈ અમદાવાદ પધાર્યા. અને ત્યાંથી મહારાજશ્રી સાથે ભુજ પધાર્યા. એ વખતે સદગુરૂ શ્રી દેવાનંદસ્વામી, શ્રી એવદત્તાનંદસ્વામી તથા શ્રી નિર્માનાનંદસ્વામી, તથા તદ્રુપાનંદસ્વામી તથા નિર્દોષાનંદ સ્વામી તથા શુદ્ધાત્માનંદસ્વામી અને પાર્ષદ ભગુજી, જોરાજી તથા દેવાજી વગેરે સાથે હતા. ભુજમાં ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ પ્રથમ વાર પધારતા હોઈ સત્સંગીઓમાં અપૂર્વ ઉત્સાહ હતો. કચ્છ દેશના તમામ હરિભક્તો એ વખતે ભુજ શહેરમાં દર્શને આવેલા અને જાણે સાક્ષાત શ્રીજી મહારાજ પધાર્યા હોય એવા ભાવથી મહારાજશ્રીનું સ્વાગત કરવા રાજ્યની તમામ રીયાસત લાવી બહુ જ ભારે ઉમંગથી સામૈયું કર્યુ હતું.

મહરાજશ્રી દરરોજ મોટી સભાઓ ભરતા સદગુરૂઓ ઉપદેશની વાતો કરી પોતાના શુદ્ધ ચરિત્રની છાપ નગરવાસીઓ ઉપર પાડતા. રાત્રે વાંજીત્રો સાથે ભજન કીર્તન આદિ સંગીતનો સમારંભ થતો. સવારની સભા કરી સત્સંગીઓના ઘરે મહારાજ પધરામણીએ પધારતા, કચ્છ દેશના લોકોની પ્રાર્થનાથી આચાયાર્ય શ્રી કચ્છને ગામડે ગામડે નાનામાં નાના હરિભક્તને આંગણે પધરામણીએ સ્વામીશ્રીને સાથે પધારતા. આવી રીતે લગભગ એક માસ કચ્છ દેશમાં રહી હરિભક્તોને અપૂર્વ સુખ આપેલુ હતું, સ્વામીશ્રીના જીવનમાં કચ્છની આ ત્રીજી સફર હતી, ને તે નોંધપાત્ર છેલ્લી સફર હતી.

(૧) પહેલી કચ્છની મુસાફરી વખતે પૂર્વાશ્રમમાં સ્વામીશ્રી વિદ્યાભ્યાસ કરવા આવ્યા, ત્યારે દશથી વધુ વર્ષો રહી બધો કચ્છ પ્રદેશ ખૂબ અનુભવેલો હતો.



(૨) પ્રથમે મુસાફરી પછી વીશ વરસે સં. ૧૮૭૯ માં શ્રીજી મહારાજે, ભુજ મંદિરમાં નરનારાયણ દેવ પધરાવ્યા ત્યારે શ્રીજીના સાથે સ્વામી આવેલ તે બીજી મુસાફરી હતી. એ વખતે ત્યાં ભુજની ગાદી ઉપર મહારાવ શ્રી દેશળજી માત્ર ૬ છ વરસની ઉમરના સગીર વયના હતા. અને પાઠશાળા અધ્યાપક (સ્વામીશ્રીના વિદ્યાગુરૂ) અભયદાનજીના નામે હતા. આ વખતે તેઓ પણ દેવ થઈ ગયા હતા. અને જુની કચેરીના ઓળખાણ પીછાણવાળા માત્ર કોઈક જ હતા. વળી એ સં. ૧૮૭૯ માં કચ્છમાં ભયંકર દુકાળ હતો. એટલે શ્રીજી મહારાજ પણ એ કારણથી ત્યાં વધારે વખત નહીં રહેતા પ્રતિષ્ઠા યજ્ઞ કરી, મૂર્તિઓ સ્થાપી, તુરત જ કાઠીયાવાડમાં પધાર્યા હતા.

* (૩) આ સમયે એટલે સં. ૧૮૮૮ માં ધ. ધુ. આચાર્ય મહારાજશ્રી સાથે સ્વામીશ્રી ત્રીજી વખત કચ્છ દેશમાં પધાર્યા. ત્યારે સગીર રાજા શ્રી દેશળજી પંનર વર્ષની ઉંમરના હતા. એટલે રાજ્યમાં કોઈ જુના દરબારીઓ, સ્વામીશ્રીને પીછાને તેવા નહોતા. કચ્છના સત્સંગીઓને ગામડે ગામડે, અને ઘરે ઘરે મહારાજશ્રીને પધરાવી લગભગ એક માસ કચ્છ દેશમાં વિચરી ભુજમાં પણ વયોવૃદ્ધ અને શ્રીજીની પ્રસાદી જગમ તીર્થ જેવા સુત્રધા સુંદરભાઈ તથા હીરજીભાઇ અને જેઠી (મલ્લા (ગંગારમભાઈ વગેરે અગ્રગણ્ય સત્સંગીઓને મંદિરની અને સત્સંગની ભલામણ કરી સહુને સંપીને રહેવાનો અને સત્સંગ વધારવાનો ઉપદેશ આપી, દેશમાં જવાની રજા લઈ મહારાજશ્રીની સ્વારી વાગડ પ્રદેશમાં પધાર્યા.

## રણમાં નંદિની સ્વામી

વાગડ પ્રદેશમાં સ્વામી ઘણા વર્ષે પધાર્યા હોવાથી (આચાર્ય મહારાજશ્રી અમદાવાદ પધાર્યા પછી પણ મહારાજશ્રીની આજ્ઞાથી સ્વામી આઠ દશ દિવસ વધુ રહ્યાં હતા. ત્યાંના હરિભક્તોને દર્શન સમાગમનું સુખ આપીને સહુને રાજી કરીને ચાલ્યા. પોતાની સ્વારીના ઘોડાને (વીંછીઆ ઘોડાને) પાર્ષદ સાથે આગળ મોકલી પોતે સહુ સંતો સાથે પગે ચાલવા લાગ્યા. રણ પાણીથી ભરાયેલ હતુ તે હજી બરાબર સુકાયું ન હોતું. સ્વામીશ્રીની પુષ્ટકાયા, વયોવૃદ્ધ, અને રણના સહજ ગારામાં અણવાંણે પગે ચાલતા પ્રવાસ કરતા ઘણો જ શ્રમ પડતો હતો. આમ ચાલતા ચાલતા રણ ઓળંગ્યા પછી સ્વામીને

* ઉપરના ત્રણ પ્રસંગો ઉપરાંત સ્વામી કચ્છ (ભૂજ પધાર્યાનું વાર્તા ગ્રંથોમાંથી નીકળે છે પણ આ ત્રણ પ્રસંગ

મૂર્છા આવતી જોઈ તેઓશ્રીને સંતોએ મળીને અદ્ધર ઝીલી લીધા. અને પાલખી જેવું હાથે હાથ મેળવીને સુખાસન બનાવી સ્વામીને તેમા પધરાવી સહુએ અધર ઝાલી રાખ્યા. બે ઘડી પછી મુર્છા વળતાં સ્વામીશ્રીએ સંતો ઉપર બહુજ રાજીપો જણાવીને કહ્યું કે, ''આવા વિકટ પંથમાં હાથો હાથ મારી આ પ્રચંડ કાયાને અદ્ધર ઝીલી રાખતાં તમો સહુને બહુ જ પરિશ્રમ પડયો હશે; તેથી હું રાજી થી તમોને વચન આપું છુ કે જ્યારે મારો દેહ મેલવાનો સમય આવશે ત્યારે હાલ જેટલા તમો (આંહી રણ મધ્યે) હાજર છો, તેટલાની સમીપેં દર્શન દઈને દેહ મેલીશ તેમજ તમો દેહ મેલશો ત્યારે શ્રીજી મહારાજ સાથે તમો સહુને હું તેડવા આવીશ, એવો હું તમો સહુને કોલ દઉં છું.'' પછી સ્વામીશ્રી પાણી પી સ્વસ્થ થતાં પાછા એજ રણમાં (ગારામાં) ચાલવા લાગ્યા, તેથી શરીરે પસીનો વળવા લાગ્યો અને થાક પણ લાગ્યો, રણમાં નીચે બેસીને કયાં યે વિસામો ખવાય તેવી જગ્યા નજીક હતી નહિં. સહુ સ્વામીને પરિશ્રમ પડતો જોઈ ફરતા વીંટાઈ વળ્યા અને શરીર, નીચે ન પડી જાય તેની સાવચેતી રાખવા માંડયા, તેટલામાં એક વણઝારો પોઠ લઈને નીકળ્યો, તેણે સ્વામીશ્રીને મોટા મહાત્મા પુરૂષને થાકેલા જાણી, પોતાને બેસવાનો જે એક ઉત્તમ પોઠિયો (મોટો બળદ) હતો, તે ઉપર બીરાજવા સ્વામીને અરજ કરી. સ્વામીએ તેની વિનંતીને સ્વીકારી પોઠિયા ઉપર નાખેલી ગાદલી માથે પોતાની ભગવી ધાબળી બીછાવી પોઠિયે બીરાજ્યા. સહુ સંતો ફરતા વીંટાઈને ચાલ્યા, અને વણઝારો તે પોઠિયાને દોરીને આગળ ચાલ્યો. સ્વામીશ્રી કહેવા લાગ્યા કે, આ મહાદેવજીના વાહન (નંદીશ્વર) ની સ્વારી પણ શ્રીજી ઈચછાથી પૂર્ણ થઈ. આ શરીરે પુર્વાશ્રમમાં જુનાગઢમાં નવાબના હાથી ઉપર પણ સ્વારી કરી હતી. પાલખી ઉપર, ઉંટ ઉપર, ઘોડાઓ ઉપર ઘોડાગાડીમાં અને ઘોડાવેલમાં શીગરામ ગાડીમાં, બળદની બેલગાડીમાં અને બળદના એકા વગેરેમાં શ્રીજી ઈચ્છાથી સ્વારી કરી હતી. અને આજે શંકરભગવાનના નંદીશ્વરની સેવાને સ્વિકારી તેની અભિલાષા પૂર્ણ કરી.'' એમ વાર્તા કરતા કરતા રણ ઓળંગી સામે કીનારે આવ્યા ત્યાં પાર્ષદો સ્વામીના (વીંછીયા) ઘોડા સાથે હાજર ઉભા હતા, એટલે સ્વામી પોઠિયા ઉપરથી નીચે ઉપતી, એ વણઝારાને કહ્યું કે, ''તમોએ અમોનેં રણ ઉતારવામાં મદદ કરી તેથી અમે બહુ જ રાજી થઈને કહીએ છીએ કે, તમે આ ભાવસાગર ઉતરવામાં અમે''



જરૂર મદદ કરશું. પણ એક સ્વામિનારાયણના સાધુ બહુજ જાડા શરીરવાળા રણમાં મને મલ્યા હતા, એટલું યાદ રાખી મને સંભારશો તો તમારૂં કલ્યાણ થશે. અને તમને તેનું શુભ ફળ જરૂર મળશે. વળી આ પોઠિયાએ મારી પુષ્ટ કાયાનું વજન ઉપાડી આટલા ગાઉ રણમાં ચાલ્યો, તેથી તે જીવ આ બળદનો દેહ છોડયા પછી કચ્છ દેશમાં સારા સત્સંગીના ઘરે જન્મ ધરશે, તે સારા ભગવાનના ભક્ત થઈ અંતે અક્ષર ધામને પામશે.' એ રીતે વણઝારાને વર આપી સ્વામીએ સાકરનો ખોબો ભરી પ્રસાદી આપી અને પોઠિયાના માથે હાથ ફેરવ્યો.

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પંચમ પ્રકરણે ધ. ધુ. અયોધ્યાપ્રસાદજી મહારાજ સદગુરૂ દેવાનંદ સ્વામી સંવાદે સ્વામીશ્રીની શ્રેષ્ઠતમ કાવ્ય કૃતિ તથા કચ્છ ભુજની છેલ્લી યાત્રા ૧૦ દશમો અધ્યાયઃ સમાપ્તઃ ાા ૧૦ ાા

**શ્રીજી**

## અધ્યાય ૧૧ અગ્યારમો

## સ્વામીશ્રીના છેલ્લા હિન્દી ગુજરાતી કાવ્યો

કચ્છ દેશથી વાગડ થઈ અમદાવાદ આવી, ત્યાંથી સ્વીશ્રી મુળી પધાર્યા અને મંદિરનું જે કંઈ અધુરૂં કામ હતું તે ચાલુ કર્યુ.

એક સમય સ્વામીશ્રીને શ્રીજી મહારાજનું સ્મરણ થતાં શ્રીજીના વિરહનું અતિ દુઃખથી બહુ જ ઉદાસ થઈ ગયા અને શ્રીજી મહારાજ સાથે ગઢપુરમાં રહી ભુતકાળમાં જે સખાભાવથી આનંદ કરેલ તે જૂના સ્મરણો

* એ પોઠિયે દેહ મેલ્યા પછી સ્વામીશ્રીના વચન મુજબ કચ્છ દેશમાં બળદીઆ ગામમાં કણબી કુળમાં સારા સત્સંગીને ઘરે જન્મ લીધો હતો અને તે મહા એકાંકિત ભક્ત થયા હતા એટલું જ નહિં પણ તેના જે પુત્ર થયા તે પણ વૈરાગ્ય ઉત્પન્ન થતાં ભુજ મદિરમા હરિચરણદાસજી'' નામે સાધુ થઈને રહ્યાં હતા.

તાજા થવા લાગ્યા. એ ગઢપુર ધામ, વેલાનો ખળખળીઓ આરો, ખીજડા આરો, નારાયણ ધરા સહસ્ત્રાધારા, શ્રી લક્ષ્મીબાગ, દાદાખાચરનો દરબાર, નિમ્બવૃક્ષ અક્ષર ઓરડી સંતોની સભા, સંત પંક્તિમાં પીરસતાં પીરસતાં પોતાની સાથે થતી રમુજ, માણકી ઘોડી ઉપર શ્રીજીની સ્વારી અને પોતે કરેલી રમુજ એ બધું એક પછી એક (પોતાને આસને બેઠાં બેઠાં) જાણ્યે ગઢપુરમાં શ્રીજી સન્મુખ છું તેમ નજરે તરતાં વિરહાગ્નિ ઉભરતાં પોતે વિરહ વેદનાના બારમાસા લજવા માંડયા.

એક બાર માસના પદો સંપૂર્ણ લખી પોતે વાંચી અને વિરહાશ્રુધી એ કાગળ ભીંજવ્યો. સાથે પોતે પણ ધ્યાનસ્થ થઈ ગયા બે ઘડી પછી જાગૃત થતાં શ્રીજી મહારાજ દિવ્ય સ્વરૂપે અલૌકિક શ્રૃંગાર ધારણ કરી મંદ મંદ હસતા સ્વામી સમીપે આવી ઉભા, એ દર્શનથી સ્વામી બધુ તુ, મનનું ભાન ભુલી ગયા અને જાણ્યે ગઢપુરમાં શ્રીજી સન્મુખ દર્શન કરૂં છું એવી દશા જણાતાં સ્વામી હર્ષને પામ્યા, શોક સમી ગયો, એ દર્શન સ્વામીશ્રીને કોઈક અલૌકીક લાગ્યું, જેમ જમ સ્વામિ શ્રી ઘનશ્યામ સ્વરૂપને નિરખવા લાગ્યા તેમ તેમ પોતાને બહુજ સુખ પ્રાપ્ત થતાં શાન્તિ થઈ એટલે શ્રીજી મહારાજ કહે ''સ્વામી આ સ્વરૂપનું ધ્યાન ધરી ચિંત્વન કરશો કે તુરત જ તમને મારા દર્શન થશે, માટે આ મૂર્તિનું ધ્યાન થાય તેવું કાવ્ય બનાવી ધારણા કરો'' એટલું કહીને શ્રીજી મહારાજ આદ્રશ્ય થયા. પછી સ્વીશ્રીને દેહની સ્મૃતિ આવી અને વિરહાગ્નિ વધવાથી તુરત જ સચેત થઈ ઉપરનાં શ્રીજી વચનો ને યાદ લાવી એ ઘનશ્યામ સ્વરૂપનું ધ્યાન કરતાં પછા શ્રીજી દર્શન થયાં અને એ મૂર્તિનાં વર્ણનનું કાવ્ય રચવા ફરી આજ્ઞા કરી અંતરધાન થયા. એથી સ્વામીશ્રીએ નીચેનું કાવ્ય તુરત જ રચી ''ધ્યાન ચિન્તામણિ'' નામ આપ્યું. એમાં શ્રીજીની મૂર્તિનું નખશીખા પર્વતનું વર્ણન બહુજ ઉત્તમ પ્રકારનું કરેલ છે ધ્યાનના અભ્યાસીઓને માટે એ ચંદ ખરેખરો 'ચિંમામણિ' તુલ્ય છે.

## શ્રી ધ્યાન ચિંતામણિ – ઘનશ્યામાષ્ટક

### ચર્ચરી છંદ

### છંદ ૧

દેખત બડભાગ લાગ, પોત સરસ નવલ પાગ, અંતર અનુરાગ જાગ છબિ અથાગભારી, ।। અતિ વિશાલ તિલક, ભાલ, નિરખત જનહોત



ન્યાલ, ઉન્નત ત્રય રેખ જાલ, કાલ વ્યાલ હારી; ।। વિલસિત ભુંહશામવંક, ચિંતત ઉર જાત શંક, મૃગ ભર બીચપંક, અંક ભ્રમર ગ્યાની, ।। જય જય ઘનશ યામ, શામ અંબુજ દ્રગ ક્રઉતદામ સુંદર સુખધામ નામ શામ રેગુમાની ।। ૧ ।।

અર્થ – શ્રીજી મહારાજના મસ્તક ઉપર સારા પોતની (ઉત્તમવણાટની) નવીન પાઘ છે. તેની છબિ અથાગ ભારે છે, તે જોતા જોનારાના અંતઃ કરણમાં પ્રીત જાગે છે અને તે દેખનારાના માટા ભાગ્ય લાગે છે. વળી ઘણું મોટું કપાળ છે તેમાં તિલક કરેલું છે. તે નિરખતાં હરિભક્તો નિહાલ થાય છે. વળી તે ઉંચા લલાટમાં ત્રણે રેખાઓ છે, તે કાળ રૂપી સર્પન હરાવે તેવી છે. અને કાળી ભમરો વાંકી શોભે છે તેનું ચિતવન કરતા મનની શંકા એટલે ભય જયો રહે તે જાણે કે કસ્તુરીના ભરકાદવ વચ્ચે જ્ઞાની ભમરાનું ચિન્હ જેવી ભમરો છે. એવા હે ઘનશ્યામ સ્વામી તમારી જય થાવ ! જય થાવ ! તમરા કમળ જેવા નેત્ર છે. અને તમારા કામ મોટા છે, અને તમારૂં નામ સુંદર સુખનું ધામ છે, એવા હે ઘનશ્યામ મોટા માનવાળા તમારી જય થાવ ! (૧)

### છંદ ૨

શ્રોન કોન, દ્રગલકીર, તિક્ષણ મનુકામતીર, નાશા છબિ દીપકીર, ધીર યધ્યાન લાવે, ।। કુંડલ શુભ શ્રવણકીન, નૌતમકૃતિ અતિ નવીન, મનહું હેમ જુલમમીન, ચંદ્ર મિલન આવે, ।। ગુણ નિધી કપોલગોર, ચિતવત ચિત્તવેલ ચોર, તાકે બિચદછનકોર, જોર તીલ નિશાની, ।। જય જય ઘનશ્યામ શામ, અંબુજદ્રગકૃત ઉદામ, સુંદર સુખધામ નામ, શામરે ગુમાની. ।। ૨ ।।

અથ–તમારા નેત્રના ખુણાની લીટી કાન સુધી આવે છે, અને તે નેત્ર એવાં તીક્ષ્ણ છે કે જાણે કામદેવના બાણ હોય. અને નાકની શોભા દીવાની શગ જેવી અથવા પોપટના નાક જેવી છે, તે ધીર પુરૂષો ધ્યાનમાં ધરે છે, કાનમાં સારા કુંડળ ધરેલા છે. તેનું કામ ઉપમા આપી શકાય નહીં તેવું નવીન છે. તેમાના સોનાના બે માછલા મુખરૂપી ચંદ્રને મળવા આવ્યા છે. ગુણના ભંડાર એવા ગોરા ગાલ છે. તે જોતા મન ચોરી લે છે કૃતેની વચ્ચે જમણી કોરે બે તલની નિશાની છે એવા એવા હે ઘનશ્યામ તમારો જય થાવ ! જય થાવ ! (૨)

છંદ ૩

મંદ મંદ મુખ હંસત, દારિમ સમ પંતિદંત, સમરત માહંત સંત, ખંત ચંત કરકે, ાા લોભિત ચિત્ત અધરલાલ, વિલસિત વિદ્રુમ પ્રવાલ, રાજત અતિશય રસાલા. ા તાલ બંસી ધરકેંઃાા અંબક ફલ ચિબુક જાન. કંપૂસમ કંઠ માન, ધારત શિવ આદિ ધ્યાન, આન ઉર આની, ાા જય જય ઘનશ્યામ શામ અંબુજ દ્રગ કૃત ઊદામ, સુંદર સુખધામ નામ શામ રે ગુમાની. ાા ૩ ાા

અર્થ :- વળી મુખારવિંદ થોડું થોડું હસ્તુ છે અને દાંતની પંકિત દાડમના બીજ જેવી છે. મહંત મનમાં ખાંત ધરીને તેનું સ્મરણ કરે છે, ચિત્તને લોભાવે એવા રાતા હોઠ છે, તે વિદ્રુમ મણિ તથા પરવાળા જેવા શોભે છે, તેના ઉપર વાંસળી ધરી છે તેના તાલથી તે અતિશે રસ ભરેલા બીરાજે છે. આંબાના ફળ (કેરી) જેવી દાઢી જણાય છે, અને શંખ જેવા ગળાનો ઘાટ છે, તેનું શિવ આદિ ધ્યાન ધરે છે, અને બીજું કાંઈ મનમાં અણિતા નથી. એવા હે ઘનશ્યામ તમારો જય થાવ ! જય થાવ ! ાા ૩ ાા

છંદ ૩

દીરઘ આંત દોર, દંડ, મોતિ ભુજબંધમંડ, ખલદલ બલ કરવિખંડ, અરિપ્રચંડ મારે, ાા હિય પર બન નવલહાર, શોભિત અતિજલજસાર, દેખત જન વાર વાર અઘ અપાર ટોરે; ાા પ્રૌઢ ઉંચ ઉર પ્રથૂલ, ફહરે શુભ. ગંધ ફુલ, મણિ ભર નંગ બર અમૂલ દૂલરી બખાની, ાા જય જય ઘનશ્યામ શામ, અંબુજદ્રગ કૃત ઉદામ, સુંદર સુખધામ નામ શામરે ગુમાની. ાા ૪ ાા

અર્થ :- દંડ જેવા હાથ ઘણા જ લાંબા છે (આજાન બાહુ) છે તુ પર મોતીના બાજુંબંધ શોભે છે, તે હાથ વડે દેત્યના લશ્કરનું બળ ખંડન કર્યુ તથા મોટા શત્રુઓને માર્યા. હૈયા ઉપર નવીન વનમાળા છે. અને અતિશે શોભિતા સારા કમળ ધર્યા છે. તેને હરિભક્તો વારે વારે નિરખે છે, અને પોતાના અપાર પાપને ટાળે છે. મોટી ઉંચી અને પહોળી છાતી છે. તે ઉપરથી સારા ફુલનો ગંધ ફેલાય છે. અને મણિઓ ભરેલી તથા મોટા અમૂલ્ય નંગ વાળી દુગદુગી વખાણવા યોગ્ય પહેરી છે, એવા હે ઘનશ્યામ તમારો જય થાવ ! જય થાવ ! (૪)



અજબ રાજે, ાા શોભિત હદ કટિ પ્રદેશ કાન્તિ નંગ જટિતબેશ, ચિંતત ઉંરમે મુનેશ, અદ અશેશ ભાજે; ાા ઉરૂ અતંત રૂપવાન, ગરૂડ પીઢ શોભમાન, નિજ જન જેહિ ધરત ધ્યાન. પ્રાન પ્રેષ્ટ જાની, ાા જય જય ઘનશ્યામ શામ, અંબુજદ્રગ કૃત ઉદામ, સુંદર સુખધામ નામ, શામરે ગુમાની. ાા ૫ ાા

અર્થ :- પેટ ઉંચુ અતિ સુંદર છે, તે ઉપર ગુણવાન કાળા તિલ્લ ગુપ્ત એટલે રૂંવાડામાં ઢંકાયેલા છે. નાભી જાણે કે પ્રેમનો કુવો છે. તેનું રૂપ અજાયબી જેવું શોભે છે. કેડની જગ્યાએ શોભાની હદ એવો નંગ જડાવ કંદોરો છે. તેનુ મુનીશ્વરો મનમાં ચિંત્વન કરે છે, તેથી બધા પાપ ભાગી જાય છે. સાથળ અતિશે રૂપાળા છે તે ગરૂડના વાંસા ઉપર શોભાયમાન થાય છે, જેનું પોતાના વ્હાલા જનો ધ્યાન ધરે છે, એવા હે ઘનશ્યામ તમારો જય થાવ ! જય થાવ ! (૫)

છંદ ૬

જાનું દૌ રૂપવંત, લાલિત્તકર શ્રી અતંત, સમરત જેહિ મુનિ અનંત, અંત જન્મ આવે, ાા જનમન પ્રિય જુગલ જંગ, રોમ અલ્પ અજબ રંગ, ચિતવત ચિત ચઢત રંગ, અતિ ઉમંગ પાવે; ાા ગુલ્ફન છબિ અધિક શોભ, સ્થિતિ ચલ મન દેત થોભ, નિરખત ઉર મિટત ક્ષોભ, લોભ આદિ ગ્લાની, ાા જય જય ઘનશ્યામ સામ અંબુજ દ્રગકૃત ઉદામ સુંદર સુખધામ નામ શામ રે ગુમાની. ાા ૬ ાા

અર્થ :- બે ઢીંચણ રૂપાળા છે. તેન લક્ષ્મીજીએ બહુ લડાવેલા એટલે સેવેલા છે, જેનું અનંત મુનિઓ સ્મરણ કરે છે. તેથી જન્મ મરણનો અંત આવે છે. બે જાંઘો હરિભક્તના મનને વ્હાલી લાગે છે. તેના ઉપર અજાયબ જેવા રંગની થોડી થોડી રૂંવાટી છે. તેને જોતા મનમાં પ્રેમનો રંગ ચડે છે, અને તે જોનાર અતિશે આનંદ પામે છે. મોટી ઘુંટીઓની છબી વધારે શોભે છે. તે ચંચળ મનની સ્થિતિને અટકાવી દે છે. વળી તે જોતા મનની દિલગીરી મટી જાય છે. અને લોભ આતિ છાંખપ પામે છે. એવા હે ઘનશ્યામ તમારો જય થાવ ! જય થાવ ! (૬)

છંદ ૭

ચરન પૃષ્ટ ચિત હરાત, તરૂતમાલ છબિજાત, સમરત તતકાલ આત, રાત પ્રાતમનમેં, ાા જાગુંનિત શેષગાત, અજહું પુનિ નહિ અઘાત, તુલશી

જેહિથળ રહાત, પાત માનું જનમે ।। નખ ઉતંગ રંગલાલ, શોભિતમનુ દીપમાલ, રાજત કીધઉં ચદ્રબાલ, ખ્યાલ કરત ધ્યાની, ।। જય જય ઘનશ્યામ શામ, અંબુજદ્રગ કૃત ઉદામ, સુંદર સુખધામ નામ શામ રે ગુમાની ।। ૭ ।।

અર્થ :- અને ચરણારવિંદનો ઉપલો ભાગ મનને હરી લે છે, તેને જોતા તમાલના ઝાડની છબી લજાય છે, તે રાત્રે અને સવારે સંભારતા તરત જ મનમાં સાંભરી આવે છે. જેના ગુણ હંમેશા શેષનાગ ગાય છે, પણ હજી સુધી તે ધરતો નથી, અને જે ચરણારવિંદના પૃષ્ઠ પર તુલસી રહે છે, તેમાનો કે ત્યાં રહેવા સારૂ જન્મ પામી છે. રાતા રંગના ઉડતા નખ છે, તે જાણે કે દીપમાળા શોભે છે અથવા જાણીએ કે નાના ચંદ્ર બીરાજે છે, એવો ખ્યાલ (વિચારી) ધ્નાનિઓ કરે છે. એવા હે ઘનશ્યામ તમારો જય થવ જય થાવ ।। ૭ ।।

છંદ ૮

વિલસિત ચરણારવિંદ કોમલ અંતિ પ્રેમ કંદ, ધ્યાવત ભવ મિટત ફંદ, છંદ સ્તવન બોલે, ।। પ્રસરત જે હિ પદ પ્રસંગ પુન્ય ભરિત સરિતગંગ, અઘવિનાશ પરસ અંગ હો, ઉતંગ ડોલે; ।। રાજતમહિં, ઉર્ધ્વરેખ. વજાદિક સહિન પેખ, બ્રહ્માંદ દેખદેખ, લેખત કુરબાની. ।। જય જય ઘનશ્યામ શામ અંબુજદ્રગ કૃત ઉદામ, સુંદર સુખધામ નામ શામ રે ગુમાની. ।। ૮ ।।

અર્થ :- કમળ જેવા ચરણ શોભે છે, તે અતિશે કોમળ છે. અને પ્રેમના મુળ જેવા છે. તેનું ધ્યાન કરતા ભવનો ફંદ (ફાંસો) મઠી જાય અને વેદ જેની સ્તુતિ કરે છે જે ચરણારવિંદના પ્રસંગથી પૂન્ય ભરેલી ગંગાનદી ફેલાય છે, તેનો અંગ સ્પર્શ કરવાથી પાપ નાશ થાય છે. અને ઉત્તમ થઈને ફરે છે, ચરણમાં ઉર્ધ્વરેખા શોભે છે. અને વજ આદિકના ચિન્હ સહિત દેખાય છે. બ્રહ્માનંદસ્વામી તેને જોઈને પોતાનું સર્વસ્વ કુરબાન ગણે છે. એવા હે ઘનશ્યામ તમારો જય થાવ ! જય થાવ (૮) ઈતિધ્યાનાષ્ટક સમાપ્ત *

## અથ શ્રીજી વિરહ બારમાસા

બારમાસાના હિન્દી કે ગુજરાતી કાવ્યો દરેક રચના કાર્તિક

* કવિશ્વર દલપતરામભાઇ પોતાની નોંધપોથી (ટીપણી બુકમાં) લખે છે કે, સદગુરૂ દેવાનંદ સ્વામી કહે છે કે, ''આ ઘનશ્યામ મહારાજનો''



માસથી શરૂ કરી આસો માસ કે પછી અધિક માસ લાવી પુરૂ કરે છે. એવો ક્રમ હોવાથી ઘણાં પદો અને છંદો એજ પ્રમાણે જોવા વાંચવામાં આવેલ છે. પરંતુ આ બાર માસના પદોમાં સ્વામીશ્રીએ ઉપરનો પ્રબંધ નહીં જાળવતા શ્રીજી મહારાજે જેઠ માસમાં દેહોત્સર્ગ કર્યો; તેથી જેઠ માસથી જ સ્વામીશ્રીએ શરૂઆત કરી છે. દરેક માસની ઋતુઓનું વર્ણન અને એ ઋતુમાંના શ્રીજી મહારાજશ્રીના લીલા ચરિત્રો સંભારી સંભારી વર્ણન કરી દેરક પદની છેલ્લી નામાચરણ લીટીમાં વિનંતી કરે છે કે 'હે સ્વામી, હે ઘનશ્યામ,' હવે પધારો, પધારો!'' આવી રીતના કરૂણા રસના ગુર્જર ભાષામાં રૂતુ અને લીલા ચરિત્રનો સુમેળ કરી, ગુર્જ઼ ગિરામાં સરળ રીતે જે વિરહવેદના વર્ણવી છે, તે અવર્ણનીય છે, તેમજ સ્વામીની એ ગુર્જર ગિરામાં કાવ્યની છેલ્લામાં છેલ્લી તે કૃતિ છે,

આ બાર માસના ૧૩ પદો છે તેમા છેલ્લા પદની છેલ્લી કડીમાં સ્વામીશ્રી જગતથી ઉદાસ થઈ શ્રીજી પાસે છેલ્લી માગણી કરી પ્રાર્થના કરે છે કે,

બ્રહ્માનંદની વિનતિ ઉર ધરજો અવિનાશ;
મહેર કરીને માવજી, તેડી લેજો તમ પાસ

આમ શ્રીજીના રચણમાં તેડી જવાની વિનંતિ કરતા સદગુરૂ શ્રી દેવાનંદ સ્વામીજીએ વિનંતી કરીને કહ્યું કે, સ્વામી ! આ છેલ્લા પદની છેલ્લી કડી (નામાચરણની) છે, તે બદલાવીને બીજી નાખો, એટલી મારી માગણી સ્વીકારો' તે સાંભળીને સ્વામીશ્રી કહે છે કે, દેવાનંદજી ! એ છેલ્લી કડી છે તે

ધ્યાનાષ્ટકનો ચર્ચરી છંદ અને શ્રીજી વિરહના ગુજરાતી બાર માસ રચ્યા પછી સ્વામીશ્રીએ લખવાની કમલ છોડી દીધી હતી, તે પછી એક પણ કીર્તન કે એક પણ દોહરો રચવા સ્વામીશ્રીએ હાથમાં કલમ લીધી નહોતી. એથી આ સ્વામીશ્રીને છેલ્લામાં છેલ્લી કૃતિના હિન્દી અને ગુજરાતી બન્ને ભાષાનાં કાવ્યો છે.' સંવત ૧૮૬૧ માં સ્વામીશ્રી શ્રીજી મહરાજને મળ્યા ત્યારથી આરંભીને સંવત ૧૮૮૮ સુધી સ્વામીશ્રીએ સસ્તસંગીની સાહિત્ય સેવા લગભગ ૨૭ સતાવીશ વર્ષો સુધી કરીને શ્રીજી મહારાજને રાજી કર્યા હતા. ભાષા કાવ્યનો ચર્ચરી છંદ સ્વામીએ છેક વૃદ્ધાવસ્થાયે છેલ્લો રચ્યો છે; પણ તેમાના ઝડઝમકો, એલંકારો, પદ લાલિત્યો, વગેરે બીજા છંદોથી પણ સવાયા જણાય છે; એ એમની અપૂર્વ કાવ્ય શક્તિની સાક્ષી પૂરે છે.

હવે છેલ્લામાં છેલ્લી જ છે, હવે એકકે કડી આ હાથ અને આ કમલથી લખવાની નથી, તેમજ શ્રીજી મહરાજ પાસે મેં સત્સંગ સેવા માટે ઘણું ઘણું ઘણીવાર માગ્યું; તેથી હવે શ્રીજી પાસે આ વિનતિ પણ છેલ્લી જ છે. મારે બીજું કંઈ હવે તે દયાળુ મૂર્તિ પાસે માંગવું નથી. માટે તમારે કંઈ દિલગીરી ન થવું. મહારાજે લખાવ્યું તેમ મેં લખ્યું છે. કોઈ અમર રહ્યું નથી અને રહેવાનું પણ નથી. માટે જ્યા શ્રીજી મહારાજ છે, ત્યાં અમે છીએ ! અને જ્યાં અમો છીએ, ત્યાં તોમો છો ! માટે નચિંત રહીને શ્રીજી સ્મણર કરો. એમ ક્હી તે કડી પોતે ફેરવી નહીં. આવા સ્વામીશ્રીની છેલ્લી કૃતિના પ્રસાદીના કીર્તનો (બાર માસની) જાણી આ નીચે પુરેપુરા ૧૩ પદો આપવામાં આવ્યા છે. તે વાચતાં સહુ વાંચકોને સ્વામીશ્રીનો શ્રીજી પ્રત્યેનો અસાધારણ પ્રેમ અને બધી રૂતુમાં વિરહનું દુઃખ કડીએ કડીએ જરૂર જણાઈ આવશે.

॥ શ્રીજી વિરહ બારમાસી પદો ॥

(રાગ-ધોળ)

પદ ૧

જેઠે જીવન ચાલિયા, નિર્મોહી મારા નાથ;
દર્શન વિના દુખીયો, સરવે + વજનો સાથ. ૧
અંતર તાપ વિજોગનો, બાહેરથી 'લું' વાય;
મળ્યા વિના હવે માવજી, જાગુ તુલ્ય રજની જાય. ૨
પળીયામાં ઘોડી ફેરતાં, છોગો ધરતા શીશ,
એ દિન કેદી દેખાડશો, ડોલરીયા જગદશી. ૩
પ્રાણજીવનજી પૂરીયેં, હૈડા કેરી હામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪ ॥૧ ॥

પદ ૨

અશાડે અલબેલડા, પવન ચલે અતિ જોર,
ઝૂકી આવી આકાશમાં, મેઘ ઘટા ચહુ કોર. ૧
×દંતાળ જુતાં ફળ પાકીઆં, પાલવિયાં વત પાન,
એ રતે પ્રીતમ આવીએ, કરૂણઆ સાગર ક્હાન. ૨

+ ગઢપૂરનો.
× 'પાઠાંતર' મા 'હળ જુતાં' છે; પરંતુ આશાડમાં દંતાળથી વાવણાં વવાય છે તે બરાબર છે. ૧ શ્રીજી બ. સ. ૬૬



પ્રેમ સુધારસ પાઈનેં, મોટા કીધાં માવ;
મેલીને મથુરાં ગયા, ન ઘટે મરાા નામ. ૩
અંતરમાં રહેતો નથી, એક ઘડી આરામ,
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪ ॥ ૨ ॥

પદ ૩

શ્રાવણ વરસે સરવડે, નદિયે નીર ન માય;
આવો હવે અલબેલડા, મળવા મન લલચાય. ૧
વૃક્ષ લીંબી વેલડી, અંબર૪ નીર અપાર,
હારપાપ ડુંગર ઉપરે, મોરા૧ ગાય મલાર. ૨
કોઈક શિવ પૂજા કરે, કોઈ રાખે વ્રત નેમ;
આ રૂતુમાં અમે તમ વિના, કહોને રહિયે કેમ. ૩
સરવે સુખ સંસારમાં, તમ વિણ થ્યાં છે હરામ,
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪ ॥ ૩ ॥

પદ ૪

ભાદરવામાં ભૂધરા, નદિયેં ચાલ્યા નીર;
એ રતે રહેવું ન ઘટે. છેટે શ્યામ શરીર. ૧
પૃથ્વી અંબર૭ પહેરિયાં, નીલા અતિ નવરંગ,
એ રતેં સર્વ શીતળ થયાં, અબળા દાઝે અંગ. ૨
મધુરા બોલે મારીયાટ, જળ છાયો આકાશ;
એ રતે વાલમ આવિનેં, અંતર પૂરો આશ. ૩
લટકાળા લાગી રહી, ઝખના આઠું જામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪ ॥ ૪ ॥

પદ ૫

શરદરૂતુ સોહામણી, આવ્યો આશુ માસ;
એ રીતે વાલમ આવિયેં, રમવા સુંદર રાસ. ૧
નિર્મળ અંબર થૈ ગયો, નિર્મળ થઈ ગયા નીર;
નિર્મળ નાથ પધારીયે, છોગાળા બળવીર×. ૨

૨ અક્ષરધામ ૩ વિંટાઈ રહી ૪ આકાશ ૫ લીલા ૬ મોરલા ૭ વસ્ત્રો ૮ મોરલા. ×રામપ્રતાપભાઈના ભાઈ

દશરા એ દળ × ચાલિયા, નદિયે બાંધ્યા ઘાટ *;
એ રતમાં અલબેલડા, વળી વળી જોઉં છું વાટ. ૩
છેલ છબીલા શામળા, ઠરવાનું તમે ઠામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪ ॥ ૫ ॥

પદ ૬

કાર્તિક માસે કહાનજી૧, વાટ જુવે વ્રજનાર૨;
અંતર ઉતાપો૩ ઘણો, લોચનિયે જળધાર. ૧
અલબેલા વર આવિયે, ડોલરીયા સુખદેણ;
વાટ જોઈ જોઈ વાલમા, ઝાંખા થઈ ગયા નેણ. ૨
એકાદશી પ્રબોધની, અતિ ઉત્સવ ઠરાવ૪;
તે આવિ હવે આવિયે, મીઠડા બોલા માવ. ૩
તમ સારૂ તલખેપ ઘણું, સરવે ગોકુળ૧ ગામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪ ॥ ૬ ॥

પદ ૭

માગશર મહીનો આવીયો, બેઠી રૂતુ હેમંત;
પ્રતમ હજી ન પધારીયા, કોમળ મારા કંત૭. ૧
સારસડાંટ ઈ સભાગિયાં, જ્યાં ત્યાં જોડી જાય,
અમનેં મેલી એકલાં, ગયા છો ત્રિભુવનરાય. ૨
સર૯ સરિતાના નીરમાં, ફુલ્યાં કમળનાં વૃંદ;
અમને કેદી ફુલાવશો, છોગાળા૧૦ વ્રજચંદ. ૩
અરજ સુણો આળસ તજો, કરોને પૂરણકામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪ ॥ ૭ ॥

પદ ૮

પોશ મહીને પ્રેમદા, હેરે* વાટ હંમેશ;
કઠણ થયા કેમ કાનજી ! જઈ વશ્યા પરદેશ+. ૧

× લશ્કરો. * વેકરાવાળી નદીઓનાં ચીલા (મારગ) બાંધે છે તે.

૧. શ્રીજી. ૨ ગઢપુર નિવાસી, ૩ ઉદ્વેગ. ૪ દેવ દીવાળીએ અમદાવાદ-વડતાલ ઉત્સવમાં શ્રીજીને પધારવાનો ઠેરાવ હતો. ૫ મળવાની આતુરતા ૬. ગઢપુર. ૭ સ્વામી. ૮ સારસ પક્ષીઓ નામદારની જોડી સાથે જ રહે છે. ૯ તળાવ-નદી. ૧૦ શ્રીજી.
* આતુરતાથી વાટ જોવી. + પરલોક (બ્રહ્મલોક)



જળ જળ શીતળ થઈ રહ્યાં, શીતળ સેજ સમાજ;
અંતર શીતળ નવ થયાં, વણ દીઠે વ્રજરાજ. ૨
પંકિતમાં ફરિ ફરિ પીરસતા, કરતાં અતિ મનુવાર;
તે દિન અમને સાંભરે વાલમ વારમ વાર. ૩
રસીયાજી તમે રીઝીને, દેતા વસ્ત્ર ઈનામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪ ॥ ૮ ॥

પદ ૯

માહ મહીનામાં માવજી, બોલે સંત વસંત;
આ રતમાં અલબેલડા. કેમ ન પધાર્યા કંત. ૧
પ્રીતમ આવી પંચમી૧, નર ત્રિય ખેલ ફાગ;
વાલમ તમ વણ વાધિયો, વ્રજ ત્રિયને વઈરાગ. ૨
ઓરડીયાની ઓસરી, ખુબ કરતાં ખેલ;
એ દિન અતિશય સાંભરે, રૂપાળા રંગરેલ૨. ૩
અરજી સુણી હરિ આવિયેં, વાટ જુવે વ્રજવામ,
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪ ॥ ૯ ॥

પદ ૧૦

ફાગણ ફાગ૩ રમાડવા, આવોને પ્રાણધાર;
શ્યામ સનેહી શ્યામળા, વાટ જુવે વ્રજનાર. ૧
નર નારી હોરી રમે, લોક તણી તજી લાજ૪;
આ ટાળે હરિ આવીયે, રંગભીના વ્રજરાજ. ૨
ચાખડીયેં ચડી ચાલતા, છત્ર તણી કરિ છાંય;
લટક તમારી લાલજી, ચોટી ચિતડા માંય. ૩
અંતરજામી આવિયે, દોયલી વેળાના દામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪ ॥ ૧૦ ॥

× શ્રીજી × આગ્રહ કરી (૧) વસંત પંચમી (૨) દાદા ખાચરના ઓરડાની ઓસરીમાં સ્વામી સાથે રમતા આમાસામા રંગ નાખતા, એ રંગના રેલા ચાલતા શ્રીજી રૂપાળા શોભતા માટે રંગરેલ કહેલ છે. (૩) રંગે રમાડવા. (૪) અઢારના સૈકામાં હુતાસીનો ઉત્સવ સ્ત્રી પુરૂષો પરસ્પર બહુ જ રમતાં તેનો રિવાજ હતો, તે વખતે વડીલોની મર્યાદા મેલી નવદંપતિ પણ અરસપરસ રંગે રમતા.

પદ ૧૧

ચૈત્ર મહીને શામળા આવ્યા, આવ્યા નહિ અવિનાશ,
વનસ્પતિ સર્વે પાંગરી, પ્રફુલિત * થયા પલાસ. ૧
ચપા જાય ચબેલીયા, ફૂલી લતા અપાર,
એ રત કેમ ન આવીયા ? ભૂપ ભમર + ભરતાર. ૨
ઓરડીયાની ઓસરી, ખૂબ કરતાં ખ્યાલ,
તે કેદી દેખાટશો, (હવે) લટકાં કરનાં લાલ. ૩
ગેદી કરશો કહાનજી, આવી મંદિર માંહી × કામ.
બ્રહ્માનંદના નાથજી, આવો ને શ્રી ઘનશ્યામ. ૪

પદ ૧૨

વૈશાખે જ વિનતા, પંથ જુવે કરી પ્રીત,
૧ 'તૂ' આવી હરિ નાવિયા, ચિંતા વાધી ચીત્ત. ૧
કોયલ કરે ટહૂકડા, આંબે પાકી શાખ,
મારગ સામું માવજી, જોઈ જોઈ પાકી આંખ. ૨
વાયે ઉનો વાયરો, જળ થળ ઉનાં થાય,
ઉનાં તન અબળા તણાં, તમ વિન ત્રિભુવનરાય. ૩
મળવા કારણ માનનિ, અંતર કરે ઉધામ (૨)
બ્રહ્માનંદના નાથજી આવોને શ્રી ઘનશ્યામ. ૪

પદ ૧૩

બારે માસ પુરા થયા, આવ્યો માસ અધીક.
પ્રીતમ તોય ન પધારિયા, ઠેર્યો મથુરાં * ઠીક. ૧
અધિક મહિને અતિ ઘણી, આશ હતિ મનમાંય,
તમ વિણ ખાલી સેજડી, મળવા મન અકળાય. ૨
પહેલી પ્રીત લગાડીને, રહેવું ન ઘટે દૂર,
તમ વિના મારા નાથજી, હેડે દુઃખ ભરપુર. ૩

---

* ખાખરાના ઝાડોને ફુલ (કેસુડા) આવતાં થાય પ્રફુલીત છે.

× ચંપા જાઈ વગેરેના ફુલો પર જેમ ભમરાઓ તેના પાસે છે, તે મહે સ્વામી, એ રૂતુમાં અમરા રાજા રૂપ (ભમર) ભરતાર કેમ ન આવ્યા ?

+ પાંચુબાના ઓરડાની ઓસરીએ શ્રીજીએ છાશ ફેરવી મનુષ્ય લીળા કરી કામમાં મદદ કરી હતી તથા ગોપીનાથજીનું મંદિર ચણાતા કામમાં મદદ કરતા તે. (૧) લૂતીગરમી ઝાળ (૨) મળવા માટે વલખાં * અક્ષર ધામમાં



બ્રહ્માનંદની વિનતિ ઉર ધરજો અવિનાશ;
મહેર કરીને માવજી; તેડી લેજો તમ પાસ ૧૩ ॥

ઉપરના બાર માસના પદો દરેક પદમાં સ્વામીશ્રીએ રૂતુ વર્ણન સાથે ભૂતકાળમાં શ્રીજી મહારાજે જે જે સુખો જે સ્થાને આપેલ હતા તે તે સંભારી સંભારી વિરહવેદના ઠાલવી છે * બારે પદોના નામ ચારણમાં બ્રહ્માનંદના નાથ ઘનશ્યાજી÷ આવો આવો, એમ માગણી કરી છે× પરંતુ શ્રીજીની મરજી પોતાના અંતર આત્માથી પીછાણી છેલ્લા પદની છેલ્લી કડીમાં સ્વામીશ્રી ''હે અવિનાશી ? (સાદય પ્રગટ છે તેથી) મારા ઉપર કૃપા કરી હવે મને આપની પાસે જ (આપશ્રીના ચરણ કમળની સેવામાં) તેડી લેજો; આમ વિનંતિ કરીને કાવ્ય લખવાની કલમ છોડી દે છે એ સમયે દેવાનંદ્સવામી લ્લણા જ દિલગીરી થતાં, સ્વામીશ્રી કહે કે, દેવાનંદજી ! હવે શ્રીજી વિના મને આ લોકમાં એક ઘડી પણ રહેવા મારૂં અંતાકરણ ના પાડે છે. શ્રીજી મહારાજની મરજીથી જ એ છેલ્લી કાવ્યની પંક્તિ લખાઈ છે. માટે હવે મને શાન્તિથી શ્રીજી મૂર્તિના સુખમાં રહેવા દઈ મંદિરનો વ્યવહાર તમો તમામ સંભાળી અમારી માફક તમે પણ સત્સંગની સેવા કરો.''

---

* એ બાર માસના વિરહ પદો કોંઈ કોઈ વખતે સ્વામીશ્રી શીતાર બજાવી ગાતા ત્યારે સ્વામીશ્રીને શ્રીજી મૂર્તિમાં લક્ષ થી (મૂર્તિમાં જીવ જોડાઈ) જતાં દેહની વિસ્મૃતિ થતે જતી હતી અને બે ઘડીએ સ્વસ્થ થતાં.

+ શ્રીજી દેહોત્સર્ગ પછી સ્વામીશ્રી જુનાગઢથી આવ્યા ત્યારે સદગુરૂ ગોપાળાનંદ સ્વામીશ્રી વગેરેને કહેલ કે તમે શ્રીજીના દેહનો અગ્નિ સંસ્કાર જો ન કર્યો હોત તો હું તોઓને દેહમાં પાછા લાવત ઉપરના બારમાસના વાક્યો વાંચતા એમ સ્પષ્ટ લાગે છે કે, જો શ્રીજીનો પચભુતનો દેહ જેમનો તેમ હોત તો આવા વિરહના પદ ગાઈ ગાઈને સ્વામીએ દેહમાં પાછા લાવત એમાં જરાયે શંકા નથી. અને તે બીકથી જ શ્રીજી મહારાજે સ્વામીને તે સમયે જુનાગઢ મોકલેલા કેમકે જો બ્રહ્મમુનિ હાજર હશે તો મને સ્વધામ જવા નહિ દે ! (વાચો પેજ - ૪૪૩)

એ વખતથી જ સાહિત્ય લખવું છોડીને બ્રહ્મમુનિ પોતે મૂર્તિના સુખમાં અખંડ રહેવા લાગ્યા; અને સદગુરૂ દેવાનંદસ્વામી આદિ સર્વ શિષ્યમંડળ મંદિરનો વહેવાર સાંભળી સ્વામીશ્રીની અનુવૃત્તિ સાંચવવા લાગ્યા.

ઈતિ શ્રી કેસરભક્ત વિરચિતે બ્રહ્મસંહિતા મધ્યે પંચમ પ્રકરણે ધ. ધુ. અયોધ્યા પ્રસાદજી મહારાજ સદગુરૂ શ્રી દેવાનંદસ્વામી સંવાદેસ્વામીશ્રીના છેલ્લામાં છેલ્લા કાવ્યો નામ અગ્યારમો અધ્યાય સમાપ્તઃ ॥ ૧૧ ॥

--//--

**શ્રીજી**

## અધ્યાય ૧૨ બારમો

## સત્સંગના મહાન સ્થંભ સમાન

## સ્વામીશ્રીનો દેહોત્સર્ગ

સદ્દગુરૂ શ્રી દેવાનંદસ્વામી શ્રી બ્રહ્માનંદ સ્વામીના શિષ્ય વર્ગમાં મુખ્ય હોવાથી મંદિરનો તમામ વહેવાર કરતા અન્ય શિષ્ય વર્ગ તેની અનુવૃત્તિમાં રહી સેવા કરતા તેથી સ્વામીશ્રી તો અખંડ શ્રીજી મહારાજની મૂર્તિમાં મન પરોવી ભજન સ્મરણ સુખે કરતા હતા.

એક દિવસ પ્રાતઃકાળમાં વહેલા સ્નાનાદિક નિત્યકર્મ કરી મંદિર ઉપર જઈ શ્રી હરિકૃષ્ણ મહારાજશ્રીના મંગળા આરતિના દર્શન કરી, (મધ્ય મંદિરના ઉંબરાથી જમણી બાજુના પથ્થરના મોટા થાંભલાને અડીને કામળીનું આસન પાથી) મૂતિ સન્મુખ આસન ઉપર બેસી, ખોળામાં શ્રીજી પ્રસાદીનો સિતાર રાખી કીર્તનો ગાવા લાગ્યા. વૃદ્ધાવસ્થાએ પણ એ સુકો મળ સુકુંઠ (જેવો ને તેવો જ હોઈ) મદિરના ઘુંમટ ઘુંમટીઓમાં પડછંદા પાડી, ઠેઠ ભોગવતી કીનારે એ કીર્તનોનો મીઠો સ્વર પ્રાતઃકાળના મીઠા પવન સાથે સંભળતા અલર્કક વાવના બગીચાના મયુરો બોલવા લાગ્યા. સ્વામીશ્રીએ પ્રથમ પહેલા ''અધમ ઓધારણ અવિનાશી તારા બીરદની બલિહારી રે'' એ બંને પ્રભાતિ પદો ગાયા. પછી ''પ્રાણ સ્નેહી ધરૂં આવો પિયરા હિયરા ધીર ધરત નહિ મેરા રે'' એ પદ ગાયું. અને પછી છેલ્લે છેલ્લે શ્રીજી વિરહના બારમાસ 'જેઠે જીવન ચાલીયા, નિર્મોહી મારા નાથ.' એ પદો અતિ પ્રેમથી ગદ ગદ કંઠે થઈને હરિકૃષ્ણ મહરાજની મનોહર મૂર્તિ સામે અનિમિષ દ્રષ્ટિથી



ગયાં, સિતાર પણ એવો સરસ બજાવ્યો કે કીર્તનના બોલે બોલ (શબ્દે શબ્દો) તારમાં ઝણઝણી સ્વામીશ્રી તો પદો ગાતા જાય અને ડોલતા જાય. એક કડી ગાઈને તે કડી સીતારના સ્વરોમાં આલાપી પૂર્ણ થતાં બીજી કડી ગાય. મંદિરમાંના તમામ સાધુ-બ્રહ્મચારી-પાર્ષદો અને હરિભક્તો, એ કર્ણપ્રિય મધુર આલાપ સાંભળી સૌ મંદિર પર દર્શન કરવા દોડી આવ્યા. મુખ્ય શિષ્ય મંડળ સ્વામીના નજદીક જ વીંટાઈ વળી બેઠા. બીજી આબુબાજુ દર્શન કરી સાંભળવા બેસી ગયા. તે સૌને સ્વામીશ્રી સામું જોતા જ જાણે પ્રત્યક્ષ શ્રીજી મહારાજ સન્મુખ બેસી સ્વામી વાતો કરતા હોય અને કીર્તન ભક્તિ કરતા સ્વામીનો શ્રીજી મૂર્તિમાં લક્ષ થી ગયો. સદ્દગુરૂ શ્રી દેવાનંદસ્વામી, પૂર્ણાનંદસ્વામી, તદ્રપુનંદસ્વામી શ્રી નિર્દોષાનંદસ્વામી વગેરે આસપાસ બેઠેલા હોવાથી સ્વામીશ્રીને પોતાના હાથો વડે ઝાલતા સ્વામીશ્રી નજદીકના થાંભલાને ઓઠીંગણે બેસી રહ્યાં. એ વખતે સ્વામીશ્રીના બંને ચક્ષુઓમાંથી વિરહાશ્રુની અને પ્રેમાશ્રુની ધારાઓ ચાલતી હતી, પલોંઠી વાળેલા ખોળામાં તે આશ્રુધારાથી ભીંજાયેલો સિતાર સ્વામીએ બન્ને હાથથી સજ્જડ પકડેલો હોવાથી જેમનો તેમ રહેલ હતો. બધુ વાતાવરણ શાન્ત હતું. શ્રીંગાર આરતિના દર્શનની તૈયારી હતી, એમ એકાદ બે ઘડી વિત્યા પછી સ્વામીશ્રી લક્ષમાંથી જાગૃત થયાં.

સ્વામીશ્રીએ સ્વસ્થ થઈ શ્રી હરિકૃષ્ણ મહારાજશ્રીને જળ ધરાવીને પીવા માગ્યું. એ પ્રસાદીનું જળપાન કરી સર્વ સંતો સન્મુખ જોઈને કહેવા લાગ્યા કે, ''જ્યાં જ્યાં આપણા મંડળના સાધુઓ દેશમાં ફરવા ગયા હોય ત્યાં ત્યાંથી સહુ સંતોને મુળીએ તેડાવી લ્યો. તેમજ પાર્ષદ ભગુજી ઉંટ લઈને અમદાવાદ જાય અને ધ. ધુ. આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજશ્રીને તથા એક પાર્ષદ ગઢપુર જઈને સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામીશ્રીને આંહી તેડી લાવે. તેવા કાગળો લખી મોકલો.'' ઉપર મુજબ કહીને પોતાનો તે શ્રીજી પ્રસાદી સિતાર સદગુરૂશ્રી દેવાનંદસ્વામીના હાથમાં આપીને પોતે કહ્યું કે-આજથી આ સિતાર હવે હું તમને સોપું છું. અને

તમો આ શ્રી હરિકૃષ્ણ મહારાજની મૂર્તિ સન્મુખ બેસીને દરરોજ ચાર પદો મહારાજશ્રીને ગાઈ સંભળાવજો * શ્રીજી મહારાજ આ મૂર્તિમાં પ્રગટ બીરાજે છે, એમ ભલામણ કરીને મૂર્તિને દંડવત કરી પગે લાગી સહુ સંતો વગેરેને જય સ્વામિનારાયણ ઉંચે સાદે કરી શ્રીંગાર આરતિના દર્શન કરી પોતાને આસને પધાર્યા.

શ્રીજીના હજુરી પાર્ષદ ભગુજી પોતાના મારવાડી કાળા ઉંટ ઉપર સ્વાર થઈ પત્ર લી અમદાવાદ આવ્યા. ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીએ પત્ર વાંચી તુરત જ મોટેરા મોટેરા સાધુ, બ્રહ્મચારી, પાર્ષદો, હરિભક્તો વગેરેની સાથે અમદાવાદથી મુળીએ પધાર્યા.

ગઢપુર પત્ર લઈ પાર્ષદ જોરાજી ગયા હતા. ત્યાં અતિવૃષ્ટિને અંગે સદગુરૂશ્રી ગોપાળાનંદસ્વામીશ્રીની શારીરિક પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી તેઓ મુળી આવી શક્યા નહીં. પરંતુ મહાન વૈરાગ્યમૂર્તિ સદગુરૂશ્રી નિષ્કુળાનંદસ્વામીને પત્ર લખી આપી મુળીએ જવા આજ્ઞા કરી. એટલે સદગુરૂ નિષ્કુળાનંદસ્વામી બીજા સાધુઓની સાથે પાર્ષદ જોરાજી સાથે વરસતે વરસાદ મુળી આવ્યા; અને બ્રહ્મમુનિને મળીને સદગુરૂ શ્રી ગોપાળાનંદ સ્વામીના જય સ્વામિનારાયણ કહીને પત્ર આપ્યો. દેશમાં ફરવા ગયેલા સંત મંડળો પણ સમાચાર સાંભળતા તુરત જ મુળીમાં આવ્યા.

સંતોની સભા સન્મુખ જોઈ બ્રહ્મમુનિએ નિષ્કુળાનંદસ્વામીને કહ્યું કે, ''કચ્છના રણમાં મારી સાથે જે સંતો હતા તે સહુએ આવી પહોંચ્યા ? એ સાંભળી તે સૌએ કહ્યું જે, હે સ્વામી ! અમો સૌ આપશ્રીની સેવામાં હાજર છીએ. કંઈ આજ્ઞા હોય તો ફરમાવો. પછી સ્વામીશ્રીએ ઉતારેથી આચાર્ય મહારાજશ્રીને તેડી લાવવાની આજ્ઞા કરી, તેથી મહારાજશ્રી પણ થાળ જમીને સ્વામીશ્રી પાસે તુરત જ પધાર્યા.

સ્વામીશ્રીને પીઠ પાછળ કુક્ષિ પાસે એક નાની ફોડલી થઈ હતી. અને તેની પીડાથી શરીરમાં થોડો જવર પણ હતો; તેથી સ્વામીશ્રી''

* સ. ગુ. દેવાનંદસ્વામી જીવનપર્યંત સ્વામીશ્રીની આજ્ઞાનુસાર શ્રી હરિકૃષ્ણમહારાજની મૂર્તિ સન્મુખ બેસી દરરોજ ચાર પદો ગાતા હતા એમ કવિશ્રી દલપતરામભાઈ લખે છે.



પોતાના આસને * પડી રહેતી પૈડાઓ વાળી લાકડાની મોટી પાટ × ઉપર તકીયાને ઓઠીંગણ દઈ એક પડખે સુતા હતા, અને સ્વામીશ્રીની સન્મુખ આચાર્ય મહારાજ શ્રી ખુરશી ઉપર બીરાજ્યા હતા; તેમજ અન્ય સંતો પાર્ષદો વગેરે સ્વામીશ્રીના આસનની આસપાસ વીટાઈ વળી બેઠા હતા. એ સમયે સ્વામીશ્રી આચાર્ય મહારાજની સામી દ્રષ્ટિ માંડી સહુ સભાને ઉદેશીને કહેવા લાગ્યા કે, જ્યારે હું વડતાલમાં મંદિર કરાવતો હતો. ત્યારે મંદિરને ફરતો પડથાર પૂરો થયો અને ઉપરની ઘુમટીઉં વળી રહી ત્યારે શ્રીજી મહારાજે મને પોતાની સાથે લઈ ગયા હતાં તેવી જ રીતે હું જ્યારે જુનાગઢનું મંદિર ચણાવતો હતો ત્યારે પણ જ્યારે મંદિર ફરતો પડથાર પૂરો થયો અને ઉપરની ઘુમટીઓ વળી રહી ત્યારે મને શ્રીજી મહારાજે ત્યાંથી બોલાવી પોતાની પાસે રાખ્યો હતો. એજ પ્રમાણે આંહી (મુળીમાં) મંદિરનો પડથાર પુરો થઈ જતા ઉપરની ઘુમટીઓ વળાઈ રહી છે, શિખરો પણ થઈ રહ્યાં છે; માટે જરૂર શ્રીજી મહારાજ મને પોતે પધારી ધામમાં તેડી જશે તો કોઈ તે વાતનો શોક કરશો નહીં. એમ કહીને નીચેની ચોપાઈ બોલીને ભલામણ કરી કે,

* સ્વામીશ્રી મૂળીમાં હાલ બ્રહ્મચારીશ્રીનું મંદિર (આસન) કહેવાય છે ત્યાં છાપરી આકારના ઓરડામાં આસન રાખતા અને ધામમાં પણ એજ સ્થળે એજ (જગ્યાએ) પધાર્યા હતા. ત્યાં હાલમાં સ્વામીશ્રીનો મોટો ઓઈલ પેન્ટીંગનો તખ્તો છે. એથી એ જગ્યા ઘણીજ પ્રસાદીની છે.

× એ લાકડાની પડાવાળી પાટને ફરતો પાળી જેવો કઠોડો હતો. તેના ઉપર સ્વામીશ્રીનું આસન રહેતું ને તેને પૈડા હોવાથી જ્યાં તે રાખવી હોય ત્યાં ધકેલીને લઈ જતા. સ્વામીશ્રી ધામમાં પધાર્યા પછી એ પાટ સાધુઓના ભંડારમાં રહેતી તેના ઉપર રોટલા રોટલીઓ વગેરે રાંધેલું અનાજ સાધુઓ રાખતા તે રાત્રી સુધી ખુટતું નહીં તે ખાસ પરચો ગણાતો પછી તે પાટ બહુજ જીર્ણ થતા તે હાલમાં સભા મંડપના પશ્ચિમ છેડે શ્રીજી પ્રસાદીના ગાડા લીંબડો ને પથરા,સાથે દર્શન માટે ભૂગર્ભમાં હોય તેવી સ્થિતિમાં તે રાખેલ છે. હાલમાં સ્વામીશ્રીના સ્મારકની પ્રવૃતિ ચાલુ છે; તેમા તેનો જીણોધ્ધાર વઢવાણવાળા પ. ભ. ડોક્ટરી મણીલાલભાઈ આદેશરાએ કરાવતાં તે જ સ્થાને હાલ રાખેલ છે.

જહાં સુસંપ તહાં સંપત્તિ નાન,

જહા કુસંપ તહાં વિપત્તિ નિદાન.

એ લે જ્યાં સંપ હશે ત્યાં નાના પ્રકારની સંપતિઓ આવીને ચોક્કસ રહેશે, અને જાયં કુસંપ હશે ત્યાં સુધી તેને ભાંગવા કોઈ સ્મર્થ નહિં થાય; પણ તે તીર જો એક એક જુદા થશે તો નાનાં છોકરાઓ પણ તે તીરને રમતમાં ભાંગી નાંખશે. વળી સુતરના જે ઝીણા ત્રાગડાઓનું જાડું નાડું બનાવાશે. તો તેનાથી હાથી જેવું જનાવર બંધાશે; પણ તે ત્રાગો છૂટા પડશે તો સહુ કોઈ તેને તુટતા વાર નથી તેથી તમો સહુ સાધુ, બ્રહ્મચારી, પાર્ષદો અને હરિભક્ત બાઈ–ભાઈ સંપ રાખી શ્રીજી મહારાજની લખેલી શિક્ષાપત્રી પ્રમાણે વર્તી ધર્મની બાધેલી મર્યાદામાં રહી. આચાર્ય મહારાજશ્રીની અજ્ઞાવાળી, તેઓશ્રી જે કહે તેમ સહુ વર્તજો શરીર નાશવંત છે, આ મૃત્યુલોકમાં કોઈ અમર રહ્યું નથી અને રહેવાનું પણ નથી; જેમ આંહી આપણે સહુ ભેળા છીએ. તેમજ આજ્ઞા ઉપાસના પાળશો તો તમો સહુ અક્ષરધામમાં પણ અમારા ભેળાજ છો.''

ઉપર પ્રમાણે સહુને શિક્ષાનાં વચનો કહ્યાં. ત્યાં રાજભોગની આરતી થતા સહુએ ઠાકોરજીનાં દર્શન કરીને ''વાસુદેવ હરે'' કર્યા. એવખતે શ્રી વાસુદેવાનંદજી બ્રહ્મચારી હરિકૃષ્ણ મહારાજશ્રીના થાળની પ્રસાદીમાંથી સાકર નાખી કહેલું દુધ અને દાળ ભાત વગેરે લાવ્યા. સ્વામીશ્રી આચાર્ય મહારાજશ્રીની હાજરીમાં પોતાના કષ્ટના પત્તરમાં તે દૂધ અને થોડો ભાત નમાવી, પોતાના હાથતી પાણીનું ચાપવું ભરી તેમાં મેળવી, ''જય ઘનશ્યામ'' બોલીને તે બધું પી ગયા, પછી ચળુ કરી પોતાની નાની તુંબડીમાં રહેલ પ્રસાદી જળનું પાન કરી તકીએ ઓઠીગણ દઈને જરા આડે પડખે થયા. ત્યાં સહુ સંતો અને પાર્ષદો જમીને સ્વામીશ્રી પાસે આવી બેઠા અને એ સભામાં વચનામૃતની કથા વંચાઈ રહ્યાં પછી, સ્વામીશ્રીએ સહુને 'સ્વામિનારાયણ' ના નામની ધુન કરવાની આજ્ઞા કરી, એ ધુન્ય પૂરી થયા પછી સ્વામીશ્રી પાટ ઉપરથી નીચે ઉતરી કામળીના આસન ઉપર થાંભલાને ઓઠીગણે પૂર્વ મૂખે બીરાજ્યા અને પોતાની સન્મુખ એક બાજોઠ ઉપર બીજી કામળી બીછાવીને શ્રીજીએ આપેલી પાદુકાઓ અને ગુઠો રેંટો



પધરાવી તે વચ્ચે શ્રીજી મહારાજની મૂર્તિ પોતાની પૂજામાંથી લઈને પધરાવી. પછે ચંદન પુષ્પવડે સ્વામીશ્રી તેનું પૂજન કર્યુ ને નૈનેદ ધરાવી ધૂપદીપ પ્રગટી સ્વહસ્તે બેઠા બેઠાં શ્રીજીમૂર્તિ અને પ્રસાદીની વસ્તુઓની આરતી ઉતારી નમસ્કાર કર્યા. એ વખતે એક જાુઈના પુષ્પનો મોટો હાર બ્રહ્મચારીશ્રી લાવેલા તે શ્રીજી મૂર્તિને અને પ્રસાદીની વસ્તુઓને અડાડી પોતે ધ. ધુ. આચાર્યશ્રીની ડોકમાં પોતાના હસ્તે પહેરાવી, મહરાજશ્રીના ચરણસ્પર્શ કર્યા. મહારાજશ્રીએ સ્વામીના કંઠમાં તે હાર પધરાવી, મસ્તક ઉપર હાથ મેલી, પ્રસન્નતા બતાવી. એટલે સ્વામીએ સર્વ સભાને નમસ્કાર કરીને ધૂન્ય કરવાની આજ્ઞા કરી, પોતે પદ્માસન વાળી શ્રીજી મહારાજની મૂર્તિ સન્મુખ અનિમિષ દ્રષ્ટિ રાખી, જમણા કરમાં માળા રાખી, કંઠસ્થાનમાં 'સ્વામીનરાયણ' મહા મંત્રનો જાપ જપી, ભજન કરવા લાગ્યા, તેટલામાં તો ઓરડામાં મહા શીતળ શાન્ત તેજ છવાઈ રહ્યું અને બહેર મંદિરના શિખરો ઉપર પણ અંતરિક્ષમાં અનંત મુક્તોના વિમાનો છવાઈ રહ્યાં, એ સમયે સ્વામીશ્રી ઉપર દિવ્ય ચંદન પુષ્પોની વૃષ્ટિ થઈ ત્યારે સ્વામીશ્રીને ધામમાં તેડી જવા પધાર્યા, એવા સૌને દિવ્ય તેજોમય દર્શન થયા. તે વખતે સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીશ્રીના મુખારવિંદમાંથી તેજોમય દિવ્ય અદભુત મૂર્તિ નીકળી તેને શ્રીજી મહારાજે લઈને (પોતાના અંકમાં પધરાવી) ને પોતે પોતાના દિવ્ય વિમાનમાં બીરાજી જય જયના નાદો સાથે સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને પોતાના દિવ્ય અક્ષર ધામમાં તેડી ગયા.

સ્વામીયજ્ઞપુરૂષાનંદજીને વારંવાર સંકલ્પ થયો હતો કે, સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી જ્યારે દેહ ત્યાગ કરશે ત્યારે કેવા દર્શન થશે ? શ્રીજી મહારાજ પોતાના ભક્તને અંતકાળે તેડવા આવે છે. તે વખતના મને દર્શન થાય તો ઠીક ! શ્રીજી મહારાજ જરૂર સ્વામીશ્રીને તેડવા આવશે જ, આવી ઈચ્છાથી તેઓ સ્વામીશ્રીના ઓરડાની આજુબાજુમાં ત્રણ દહાડાથી રાત્રી દિવસ હાથમાં માળા લઈ અખંડ ભજન કરતા હતા. જ્યારે સ્વામીશ્રીએ આ પંચામૃતના દેહનો ત્યાગ કર્યો ત્યારે દિવ્ય ચંદન પુષ્પોની વૃષ્ટિ થઈ અને સહુ સભાને તથા યજ્ઞપુરૂષાનંદજીને શ્રીજી મહારાજના અલૌકિક દર્શન થયા. એમ યજ્ઞપુરૂષાનંદજીનો સંકલ્પ પૂર્ણ થયો હતો.



શ્રી બ્રહ્માનંદ સ્વામીની છેલ્લી અવસ્થાની
ચિત્ર પ્રતિમા–મૂળી
( પૃષ્ઠ ૪૯૯)



સમાધી સ્થાનની છત્રી–મૂળી
સં. ૧૮૮૮ જેઠ સુદી ૧૦
( પૃષ્ઠ– ૫૫૩ )



ભાણેજ શ્રી કેશવદાન એ. બાદાણી

| | |
|---|---|
| જન્મ | અક્ષર નિવાસ |
| જામનગર | જામનગર |
| સાં. ૨૦૧૨ | સાં. ૨૦૨૨ |
| આસો વદી ૭ | મહા વદી ૧૧ |
| તા. ૨૬–૧૦–૫૬ | તા. ૧૬–૨–૬૬ |

# - મોસાળું -

શ્રી રત્નુકુળના દાદા ગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી કે જેઓશ્રીએ પૂર્વજન્મના કેશવાનંદ અથવા કેશવદાસ, નામના ભાણેજ કેશવદાનને પોતાના ખોળામાં પોઢાડી (આ બ્રહ્મસંહિતામાં પોતા સાથે અમર રાખવા આદર્શ કરી) વૈમાનમાં બેસારી શ્રીજીના ધામમાં તેડી ગયા, તે સમયે રાત્રે ૧ા બજે કાલાવાડમાં ચી. ભગવતદાન ઉર્ફે બાબુભાઈનું તે દર્શન થતા અંતરિક્ષમાં તેણે દિવ્ય વાણી ઉચ્ચારી કે ''બાબુમામા હું જાઉં છું, બાબુમામા હું જાઉં છું.'' એમ ત્રણ વખત કહી વૈમાનનો અવાજ સંભળાવી અદર્શ થયેલ - શ્રી કેશવકુમારને કાવ્યાંજલી.

''દોહા''

કેશ વદન કોડામણું, નમણું કેશવ નામ ાા
કેશવ કપટ કરી ગયો, કેશવ કેશવ ધામ ાા ૧ ાા
અંગ્રેજી ગુજરાતીના, અદ્‌ભુત શબ્દ ઉચ્ચાર ાા
તાલ મંદગ બજાવતા, મહા મુક્ત અવતાર ાા ૨ ાા
ચાર ધામ યાત્રા કરી, પંચ તીર્થ દો વાર ાા
કેશવ કુળ પાવન કરી, ગયો શ્રીજીને દ્વાર ાા ૩ ાા
''સુખી રહો માતુ સદા'' અંતિમ શબ્દ ઉચ્ચાર ાા
અંતરથી આશિષ દઈ, ગયો શ્રીજીને દ્વાર ાા ૪ ાા
માત પિતા ના મન મહિં, પૂર્ણ જણાવી પ્યાર ાા
મૂક્ત બની મમતા તજી, ગયો શ્રીજીને દ્વાર ાા ૫ ાા
''બ્રહ્મસંહિતા'' માં ભળ્યો, ધરી શ્રીજીનું ધ્યાન ાા
બ્રહ્મમુનિ કી ગોદમેં, ભયો સુ અંતર ધ્યાન ાા ૬ ાા
મોશાળું, કરવા હતી, લગ્ન સમય ઉર હામ ાા
કર્યુ ''મોશાળું'' કાવ્યથી, (હવે) મળશું અક્ષર ધામ ાા ૭ ાા
દશ વરસેં દુનિઆ તજી, ભર્યું ઉર બ્રહ્મજ્ઞાન ાા
મુક્ત રૂપ માની મહા, માવ, ગાય ગુણ ગાન ાા ૮ ાા

અક્ષર નિવાસ તા. ૧૬-૨-૬૬ — કવિ - માવદાનજી.



સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી - દેહ અને આત્મા જાુદો છે તે વિષે શ્રી બ્રહ્મવિલાસમાં પોતે એક કાવ્ય લખીને જીજ્ઞાસુઓને સમજાવે છે કે-

**ાા શ્રી દેહ આત્મા વિછેહકો અંગ ાા**

**''સવૈયાછંદ''**

હાથરૂ પાવસો દૂર ભયે નહિં, નૈન રૂ નાક ભયો નહિં ન્યારો ાા
વેસે હિ શિશ સો સાબિત દીસત, વેસે હિ દીસત કેશ પસારો ાા
વેસે હિ સાબિત ઘાટ દિખાત્તહે, વેસે હિ દંત સુધા મુખદ્વારો ાા
બ્રહ્મમુનિ કહે દેહ પરી સબ, પંખી ગયો કહાં બોલન હારો ાા ૧ ાા
ચાલત જોર મરોરત મૂછ હિ, ગાવત રાગ હિ પાગ સવારિ ાા
સોવત જાગત ભૂખ હિ લાગત, માંગત ભોજન મિષ્ટ અહારિ ાા
જ્યાં તન મેં પુન્ય પાપ કીયે નિત, સો તન શૂન્ય પર્યો ભયકારી ાા
બ્રહ્મમુનિ સો કહું નહિ પાવત, ખેલ ગયો એક ખેલ ખેલારી ાા ૨ ાા
બંધવ તાત હિ માત ત્રિયા સુત, લાગત હૈ સબ કું પ્રિય ગાઢો ાા
જ્ઞાતિ હિ જાતિ કહે દિન રાતિહિ, તો હિતેં બંશ હું કો જશ બાઢો ાા
ઔર હિ લોક કહે જીત હી તિત, યા નરને હમકું રંગ ચાઢો ાા
બ્રહ્મમુનિ કહે જીવ ગયો જબ, શીઘ્ર કહે સબ કાઢો હિ કાઢો ાા ૩ ાા
સુંદર રૂપ દેખાત હે તોલુંહિ, જોલું હિ ચૈતન શક્તિ રહાવે ાા
આત હિ જા ત મનોહર ગાત હિ, બોલત ડોલત પીવત ખાવે ાા
વારમવાર સજે સનગાર હિ, ભૂષન પેર રૂચિ ઉપજાવે ાા
બ્રહ્મમૂનિ કહે જીવ ચલ્યો ઉઠ, સો તન દેખી સબે ભય પાવે ાા ૪ ાા
એક હિ અંગ ભયો નહિ ખંડિત, દેહ તો જે સોહે તેસો બન્યો હે ાા
નેનકે ગોંખમેં રૂપ ન દેખત, કાનકે ગોખ ન શબ્દ સુન્યો હે ાા
નાકકે ગોખમેં ગંધ ન લેવત, જીભ હું તેં નહિં બેન ભન્યો હે ાા
બ્રહ્મમુનિ કોઉ જાન શકે નહિ, કેસો હી ભાતી કો તાનો તન્યો હે ાા ૫ ાા
તાત રૂ માત દોઉ મીલ રોવત, હાથ ગવા કહાં પુત્ર હમારા ાા
વીર કહે મેરી દૂર ભઈ ભુજ, બૈનિ કહે મેરા પીયર ઉજારા ાા
નારિ કહે મેરો નાવ ગયો કહાં. તાબીન શૂન્ય પર્યો ઘરબારા ાા
બ્રહ્મમુનિ કહે દેખત દેખત, કાહુ લખ્યો ન ગયો કુન દ્વારા ાા ૬ ાા
આદિ સંજોગ ભયો રજ વીરજ, તામેંહિ જીવ કેહી વિધિ આવે ાા
બીજ કે સંગ પ્રવેશ કહે કોઉ, કોઉક પંચમેં માસ સુનાવે ાા
દેખત હોત વિજોગ હિ દેહસેં, જાવ તબેં કુન ઠોર સમાવે ાા
પંડિત, જાન, પ્રવીન,રૂષિ મુનિ, બ્રહ્મમુનિ કોઉ ઓહિ ન પાવે ાા ૭ ાા
હોત ક્રિયા સબહિ તબલું, જબલું ઘટ ભીંતર જીવ નિવાસા ાા
ડાલ રૂ મૂલ કહું ન દેખાત હે, શ્વારા પ્રજંત શરિરકિ આશા ાા
શ્વાસ ગયે કહે નાસ ભયો તન, રોત સબે મીલ નાખ વિશ્વાસા ાા
બ્રહ્મમુનિ કિરતાર કીયા કહાં, એ હિ અલૌકિક ભાંતિ તમાસા ાા ૮ ાા

(શ્રી બ્રહ્મવિલાસ)

પછી સ્વામીશ્રીના પંચભૂતના દેહને સ્નાન કરાવી, ભગવાં વસ્ત્રો ધારણ કરાવી, સ્વામીશ્રીએ પોતાના સ્વહસ્તે બાંધેલો મોટો રૂમાલ (પાઘ) (એક ખીંટી ઉપર રખાવેલ હતો તે) મસ્તકે ધરાવી, ચંદન ચર્ચી તિલક ચાંદલો કરી, પુષ્પના ઘણા હારો કંઠમાં પહેરાવી (સદગુરૂ શ્રી દેવાનંદ સ્વામીએ આરતી ઉતારી અને સહુએ સ્વામીશ્રીને દંડવત પ્રણામ કર્યા પછી ઉત્ત મવિમાનમાં પધરાવી, ઉત્સવ કીર્તનો કરતા કરતા ભોગવતી નદીના પૂર્વ કિનારે મંદિરની ઉત્તર ધિશામાં) ચંદન કાષ્ટની ચિત્તામાં શરીરે ધૂપનું લેપન કરી તુલસી, પીપળો, સુખડ, અને શ્રીફળ વગેરેમાં દેહનો અગ્નિ સંસ્કાર કર્યો. તે પછી ભોગવતી ગંગામાં શ્રી આચાર્ય મહારાજ શ્રી સહિત સૌએ સ્નાન કર્યુ.

સંવત ૧૮૮૮ ના જેષ્ટ શુકલ ૧૦ દશમીના દિવેસ મધ્યાને (શ્રીજી મહારાજ સ્વધામ પધાર્યા હતા તેજ સમયે ને તેજ તિથિએ-બરાબર બેવરસે) શ્રી મુળી મદિરમાં સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી અક્ષરવાસ કરવા હવા આ પૃથ્વી ઉપર પોતે સાઠ વરસ પાંચ માસ અને પાંચ દિવસ તેમાં વર્ષ ૧૮ જન્મભૂમિમાં બીરાજ્યા વર્ષ ૧૨ કચ્છ પ્રદેશમાં બીરાજ્યા વર્ષ ૩ રાજસ્થાનોમાં ફર્યા અને વર્ષ ૨૫ શ્રીજી સાથે સત્સંગમાં બીરાજ્યા. (શ્રીજી સાથે ૨૫ વર્ષ અને ૨ વર્ષ પાંચ માસ અને પાંચ દિવસ * મુળી અમદાવાદમાં) એવી રીતે કુલ વર્ષ ૬૦ સાછ પાંચ માસ ને પાંચ દિવસ પૃથ્વી ઉપર મનુષ્ય શરિરે રહ્યાં.

* શ્રી મુળી મંદિરની વાડીમાં સ્વામીશ્રીનો જ્યાં અગ્નિ સંસ્કાર થયેલો હતો, ત્યાં હાલ આરસની છત્રી છે. એ છત્રી આ લેખક કવિશ્રીના પૂજ્ય કાકાશ્રી દેવીદાન બનાભાઈ રત્નુએ શ્રી કેશરભક્તની આજ્ઞાથી ચમાવીને તેમા શ્રીજીના આરસના ચરણારવિંદ પધરાવેલા છે. તે છત્રીથી ઉત્તર તરફ સ્વામીશ્રીએ મળાવેલો મોટો કુવો કે જેના ઉપર ૧૬ સોળ કોશ ચાલે છે. તેનાથી પશ્ચિમ દિશાએ શ્રીજી મહારાજ વડવૃક્ષ તળે બીરાજી ઘણીએક લીલાઓ કરેલી હતી, તે પ્રસાદીના સ્થાનમાં સ્વામીશ્રીના સ્મારક તરીકે અમદાવાદ આચાર્ય મહારાજની હજુરી સેવક પાર્ષદ કેશરભક્તે અથાગ પરિશ્રમ વેઠીને એક 'બ્રહ્મ મ્હોલ' એ નામનું ભવ્ય મંદિર ચણાવેલ છે. એ મહા મુક્તરાજ કેશર ભક્તશ્રીનો સંકલ્પ તો એવો છે કે ત્યાં સ્વામીશ્રીની એક આરસની



શ્રીજી મહારાજશ્રી અનંત અક્ષર મુક્તોને સાથે લઈને આ પૃથ્વી ઉપર પધાર્યા હોવાથી સૌ મુક્તોના ઐશ્વર્ય-સામર્થ્ય, શ્રીજી મહારાજે ઢાંકી રાખેલાં હતાં નહીં તો તે મુક્તરાજો જો પોતે એકલા આ પૃથ્વી ઉપર આવ્યા હોત તો તેઓ બધા, એક, એક, ભગવાન કહેવાત કારણ કે, એ સમયે સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના જેવા બ્રહ્મશ્રષ્ટીમાં કોઈ પુરૂષ ન હોતા.

ઉપર પ્રમાણે સ્વામીશ્રી મારવાડ પ્રદેશમાં ''ખાંણ'' ગામે દેવજ્ઞાતિ (ચારણકુળ) માં લાડુદાનજી નામે મનુષ્ય જન્મ ધરી, કચ્છ-ભુજ વિદ્યાભ્યાસ કરી, કચ્છ-કાઠીયાવાડની રાજ્ય સભાઓ જીતી, રાજા મહારાજાઓને રીઝવી, લાખોના સિરપાવો મેળવી, શ્રીજી મહારાજના શુભ હસ્તે પાંચસો પરમહંસમાં પ્રથમ દીક્ષા લઈ, શ્રી રંગદાસજી અને શ્રી બ્રહ્માનંદજી નામ ધારણ કરી શ્રીજીને રાજી કરવા સખાભાવે સાથે રહીને શ્રીજી આજ્ઞા પાલન કરતા અનેક દૈહિક કષ્ટો વેઠી, મહાન યતિના જેવું નૈષ્ટિક બાળ બ્રહ્મચર્ય પાળી, મંદિરો ચણાવી, સાહિત્યના અનેક ગ્રંથો રચી, જગતમાં દિગ્વીજય કરી, સ્વધામ (બ્રહ્મધામ) પધાર્યા. સ્વામીશ્રીના જીવન પરિચયનું સ્વામીશ્રીનું સ્વરચિત ઝુલણા છંદનું કાવ્ય જે પ્રથમ પ્રકરણમાં લખેલ છે. તે અત્યારે તેની અહીં આપણે સહું પુનઃ સ્મૃતિ કરીએ.

ઝુલણા ચંદ

જ્ઞાતિ ચારણ ઓડક આશિયુંકી, આબુ છાંય ભયો ખાણ ગામમેજી,
તાકે નામ શંભુદાન તાતહુકો, માત લાલુબાઈ ધર્યો ઠામમેજી;
લાડુમેટકે શ્રીરંગ નામ ધર્યો, દોઊં લીન બ્રહ્માનંદ નામમેજી,
ચિત્તધાર સહજાનંદ શ્યામ છબિ, જગ જીત્ત ગયો નિજ ધામમેંજી.
શ્રી બ્રહ્મમુનિનો જય હો !

મૂર્તિ પધરાવી; તેમજ ત્યાં સંસ્કૃત, પ્રકૃત, પિંગળ, સંગીત આદિની મોટી પાઠશાળા કરવી તેમજ સ્વામીશ્રીના રચેલા તમામ પુસ્તકો અને પ્રસાદીની વસ્તુઓ સાથે અન્ય ધાર્મિક પુસ્તકોનું પુસ્તકાલય ખોલી ત્યાં નૈષ્ઠિકવૃતવાળા સંતો પાર્ષદોને રાખી કાયમ બ્રહ્મયજ્ઞ, સંગીત, સાહિત્ય વગેરે કળાઓનો અભ્યાસ કરાવવા એક સારૂં ગુરૂકુળ કરીને સ્વામીશ્રીના એ સ્મારકને જગ પ્રસિધ્ધ કરવું. શ્રીજીએ ભક્તરાજનો સંકલ્પ પૂર્ણ કરે !

## સ્વામીશ્રી અનેક શુભ ગુણોના સાગર હતા

સ્વામીશ્રી બહુજ દેકાવડા અને દરેક સમ અવયવોળા ગૌરવર્ણના હતા, શરીર કદાવર અને મજબુત હતુ, મારવાડી અટંકી અનમી મરદ સમાન શૂરવીર હતા. તેમનો સ્વભાવ બોલકણો અને હસમુખો હતો, તેઓ ઘણાજ બુદ્ધિમાન ઉપરરાંત સમયોચિત હાજર જવાબી અને ક્યારેય પણ બે ધ્યાન થતા નહિં કોઈ પણ કાર્ય કરવામાં સંપૂર્ણ મહાન કળા નિપૂણ હતા. રાજનીતિજ્ઞ ઉપરાંત શિઘ્રકવીશ્વર હતા. સંસ્કૃતમાં પણ સિદ્ધાંત કૌમુદિના અભ્યાસી હતા, અનેક ભાષાઓ બોલી જાણતા અને તે ભાષાઓમાં કાવ્યો પણ રચતા, અષ્ટવિધાન, શતવિધાન અને સહસ્ત્રવિધાન, તેઓને મન સરલ હતાં શ્રીજી મહારાજ શ્રી મુક્તાનંદસ્વામીને ગુરૂ તુલ્ય ગણતા, પણ શ્રી બ્રહ્માનંદસ્વામીશ્રીના જોડે સખાભાવથી હાસ્ય વિનોદ કરતા સ્વામીશ્રી સ્વધર્મનિષ્ઠ, દિલના ઘણા જ દયાળુ અને ઉદાર મનના હતા. સત્ય અને સ્પષ્ટ વકતા હતા, પ્રતિભાશાળી મહાન તેજસ્વી મુખાકૃતિથી જોતા જ માણસને સહજે જ ગુરૂભાવ ઉત્પન્ન થતો, સ્વામીશ્રી અખંડ નૈષ્ટિક વ્રતધારી બાળ બ્રહ્મચારી, વચનસિદ્ધ, મહાન યોગીરાજ હતા. ધર્માભિમાની, કુળાભિમાની અને દ્રઢ ટેકીલા હતા. પિંગળશાસ્ત્રના આચાર્ય હતા. પ્રકૃતિ મિલનસાર અને સહેજ રમુજી પ્રકૃતિના હતા. સદા બ્રહ્મની મસ્તિમાં જ રહેતા, અલમસ્ત યોગી (યતિ) હતા. એમ અનેક શુભગુણના સાગર હતા.

## સ્વામીશ્રીનો શિષ્યવર્ગ

સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીનો શિષ્યવર્ગ બહુજ બહોળો અને મહાગુણી હતો. સ્વામીશ્રીની સાથે કાયમ ૬૦ થી ૭૦ સાધુઓનું મંડળ ફર્યા કરતું, તેમાના ઘણાંએક સંતો સંસ્કૃત પ્રાકૃતનો અભ્યાસ કરતા હતા. તેમાંનાં જે મોટેરા સદગુરૂઓના નામો જાણવામાં અને અન્ય સ્થાનેથી મળેલા છે, તેના નામો અત્રે આપવામાં આવ્યા છે. શ્રી મુળી મંદિરમાં મુખ્ય શિષ્ય સદગુરૂશ્રી દેવાનંદસ્વામી, પૂર્ણાનંદ સ્વામી, તદ્રપાનંદસ્વામી, ભોમાનંદ સ્વામી, મહાનુભાવાનંદસ્વામી, અવદતાનંદ સ્વામી, નિર્દોષાનંદ સ્વામી, સુકતાનંદ સ્વામી, નરોનારાયણનંદ સ્વામી, જ્ઞાનસ્વરૂપાનંદ સ્વામી અદ્વૈતાનંદસ્વામી, યજ્ઞપુરૂષાનંદસ્વામી, વૈશ્નવાનંદસ્વામી, મહાપુરૂષદાસસ્વામી, (જેમના શિષ્ય સ્વામી હરિનારાયણદાસજી મુળી મંદિરના મહંતપદે ઘણા વર્ષો રહ્યાં હતા તે) તથા જ્ઞાનપ્રકાશાનંદ સ્વામી, કે જેઓ ધોળકે રહેતા



અને તેમના શિષ્ય સ્વામી નિર્ગુણદાસજી અમદાવાદ મંદિરમાં રહેતા. તેમની લખેલી વાતોમાં નં. ૧૦૨ ની વાતમાં લખેલ છે કે, ''સદગુરૂશ્રી નિત્યાંનંદસ્વામીને અમો સહુ જ્યારે વડતાલમાં મળ્યા, ત્યારે જ્ઞાનપ્રશાનંદ સ્વામીએ પ્રશ્ન પુછયો કે, શુકમુનિએ દશમના ઉતરાર્ધ માં ૮૯ ના અધ્યાયનો ૬૧ મો શ્લોક છે તેની જે ટીકા લખી છે તેમા બ્રહ્મનિરૂપણ કરતા બાદ ન આવે ? ત્યારે સદગુરૂ શ્રી નિત્યાનંદ સ્વામીએ જવાબ આપ્યો કે, 'શુકમુનિ એ જે લખ્યું છે તે ઠીક લખ્યું છે. તમે તો બે અક્ષર ભણીને આજ પંક્તિ થયા છો. પણ જે દિવસે હું (નિત્યાનંદ સ્વામિ) અને બ્રહ્માનંદસ્વામી વગેરે બ્રહ્મનિરૂપણ કરતા હતા, ત્યારે તમે તો બ્રહ્માનંદસ્વામીની પાટ તળે પડ્યા પડયા ઉંઘતા હતા એમ કહીને બ્રહ્માનંદસ્વામી વિષેનો તેમનો ગુરૂભાવ યાદ કરાવી આપ્યો, તેમજ સદગુરૂ અક્ષરમૂર્તિ શ્રી ગુણાતીતાનંદ સ્વામી પાસે સ્વામીને રચેલો જે બ્રહ્મવિલાસ નામનો ગ્રંથ તે ગુરૂમુખે ભણ્યા હતા એને પોતે જ્યાં જ્યાં વાતો કરતા ત્યાં ત્યાં સ્વામીના કાવ્યો વાતોમાં બહુજ બોલતા + સ્વામીશ્રીની સાથે વડતાલ મંદિરની અને જુનાગઢના મંદિરની ખૂબ સેવા કરી હતી. તેમજ સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીની સલાહથી શ્રીજી મહારાજે ગુણાતીતાનંદ સ્વામીને જુનાગઢ મંદિરની મહાંતતાઈ આપેલ હતી, * વળી શ્રીજી મહારાજે જ્યારે સંતોના મંડળ ફરીને બાંધ્યા ત્યારે સ્વામી ગુણાતીતાનંદ સ્વામી પોતાની વાતના પ્રકકણ માં લખે છે કે, ''મહારાજે મને પૂછ્યું કે તમે તો શ્રી બ્રહ્માનંદ સ્વામીના મંડળમાં છો ને ? આંહી કેમ ? ત્યારે કહ્યું કે, શ્રી બ્રહ્માનંદસ્વામીની રજા લઈને તેની જ ઈચ્છાથી શ્રી આત્માનંદસ્વામીને વૃદ્ધ જાણી તેમની સેવામાં રહ્યો છું. (વાંચો શ્રી ગુણાતિતાનંદ સ્વામીની પાંચ પ્રકરણની વાત)

વાંચો (પાછળનું પેજ ૩૮૨)

+ સદગુરૂશ્રી ગુણાતીતાનંદસ્વામીની વાતોમાંથી શ્રી બ્રહ્માનંદ સ્વામીના બોલેલા કાવ્યોની યાદી. પ્રકરણ (૧) માં વાત નં. ૧૪૦-૨૫૮-૩૧૧. (પ્રકરણ ૨ માં) વાત નં. ૯-૧૧-૪૮-૫૦-૫૩ (પ્રકરણ ૪ માં) વાત નં. ૩૪. (પ્ર. ૫ માં) વાત નં. ૪૩-૪૮-૫૫-૮૫-૧૨૩-૧૨૫-૨૦૬-૨૧૩-૨૧૮-૨૨૨-૨૨૮ (સ્વામીની વાતું)

* વાંચો લેખક સ્વામી સિધ્ધેશ્વરદાસ ''સદગુરૂ બ્રહ્માનંદસ્વામી''ની બુક પેજ ૬૬-૬૭

કચ્છભુજમાં પણ સમાધિ નિષ્ટ અચ્યુતદાસજી સ્વામી પણ સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના શિષ્ય હતા. તેમના શિષ્ય સ્વામી ભક્તિ વલ્લભદાસજી તથા સ્વામી અક્ષરજીવનદાસજી થયા હતા. અમદાવાદમાં રહેતા પ્રભુદાસ સ્વામી પણ શ્રી બ્રહ્માનંદસ્વામીના શિષ્ય હતા. એમના શિષ્ય પુ. શ્રી કૃષ્ણચરણદાસજી થયા ને તેમના શિષ્ય પુ. શ્રી નંદકિશોરદાસજી વગેરે હતા. એ રીતે અમદાવાદ, મુળી, કચ્છભુજ, ધોળકા અને * જુનાગઢ વગેરે મંદિરોમાં હાલ ઘણા સંતો સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના મંડળના ગુરૂપરંપરાના છે.

સદ્‌ગુરૂ શ્રી મુક્તાનંદસ્વામીથી બીજો નંબર સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીનો હતો કારણ કે શ્રીજી મહારાજશ્રીના સ્વહસ્તે પ્રથમ (શાસ્ત્રોકતવેદ વિધાનથી) દીક્ષા વિધિ સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીની થી હતી તેથી એ પાંચસો પરમહંસોમાં સ્વામીશ્રી પ્રથમ પંકિતના સ્થાને હતા. તેમજ શ્રીજી મહારાજે પણ એ બંન્ને સદગુરૂઓશ્રીને મુખ્ય માની સત્કાર્યા હતા. (જુઓ સત્સંગીજીવન, પ્રકરણ ૩ ત્રીજુ, અધ્યાય ૨ બીજો શ્લોક. ૩૨-૩૩)

मुक्तानन्दस्तथा ब्रह्मानन्द एतौ महासंमती।
अधीतशास्त्रो कुशलौ, गायने च कवी उमौ ॥ ३२॥
छन्दः प्रबन्धान्विधान्प्राकृतांक्श्चक्रतुश्च तौ।
तस्यै प्रीतये रांस्तन्माहात्म्यप्रकाशकान्॥ ३३॥

અર્થ મહા બુદ્ધિશાળી સમગ્ર શાસ્ત્રોને ભણેલા ગાન વિદ્યામાં અતિ કુશળ અને કવિવર એકવા મુક્તાનંદસ્વામી તથા બ્રહ્માનંદસ્વામી એ બન્ને મુનિવરો શ્રી હરિની પ્રસન્નતાને જ માટે ભગવાનની દિવ્ય લીલાઓથી પરી પૂર્ણ અને તેમના મહાત્મને પ્રકાશનારા પ્રાકૃત અનેક છંદ પ્રબંધોને કરવા રૂપ સેવાને કરતા હતા.

એ સત્સંગ શિરોમણિ તુલ્ય શ્રી સત્સંગીજીવન ગ્રંથમાં એજ ત્રીજા પ્રકરણમાં જ સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી વિષે લગભગ દશેક સ્થાને ઉલ્લેખ છે. ગ્રંથ વિસ્તારના ભયથી માત્ર અધ્યાય અને શ્લોકોના નંબર આંહી આપવામાં આવ્યા છે. :-



(શ્રી સત્સંગી જીવનના પાંચ પ્રકરણોમાંથી આતો માત્ર એક ત્રીજા પ્રકરણની જ હકીકત છે)

| નં. | અધ્યાય | શ્લોક અંક | છાપેલ પાને | હકીકત |
|---|---|---|---|---|
| ૧ | ૧૬ | ૩૫ | ૧૫૭ | |
| ૨ | ૧૭ | ૫ | ૧૬૦ | |
| ૩ | ૨૦ | ૮ | ૧૯૪ | |
| ૪ | ૨૧ | ૨૮ થી ૩૦ સુધી | ૨૦૫ | |
| ૫ | ૨૭ | આખો અધ્યાય | ૨૭૩ | નિષ્કામ શુદ્ધિ |
| ૬ | ૩૩ | ૧૭૦ થી ૧૭૭ સુધી | ૩૯૦ | વાસુદેવ સ્તુતિ |
| ૭ | ૩૫ | | ૪૦૫ | કેશવાદિ મુર્તિના આયુધ વગેરે |
| ૮ | ૩૯ | ૨૫ થી ૨૬ સુધી | ૪૭૫ | |
| ૯ | ૫૮ | ૧૬ | ૬૬૩ | |
| ૧૦ | ૬૨ | ૯ થી ૧૧ | ૬૮૭ | સદગુરૂશ્રી બ્રહ્માનંદ |

સ્વામીના કીર્તનો સાંભળવાથી સભાને સમાધીમાં શ્રીજી મહારાજના દર્શન થયા...વેગરે

શ્રીજી મહારાજે દેશ વિભાગો કર્યા ત્યારે ધર્મકુળ મોટેરા અમદાવાદની ગાદીના આદી આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજની સોંપણી સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને કરી હતી, તેવી જ રીતે વડતાલ દેશની ગાદીના આદિ આચાર્ય મહારાજ શ્રી રઘુવીરજી મહારાજશ્રીની સોંપણી સદ્‌ગુરૂ શ્રી નિત્યાંનંદસ્વામીને કરી હતી. મધ્યસ્થ (પોતાની જગ્યાએ) મહા યોગીરાજ અક્ષરમૂર્તિ શ્રી ગોપાળાનંદ સ્વામીને સ્થાપ્યા હતા. આમ જ્યાં જ્યાં સત્સંગ સબંધી કાર્યોમાં સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીને શ્રીજી મહારાજે પોતે સદગુરૂ શ્રી મુક્તાનંદસ્વામીથી બીજે નંબરે અનેક વખતે સનમાન્યા હતા.

સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીનો કાવ્ય વારસો

સ્વામીશ્રીએ નીચે આપેલી નામાવાળી પ્રમાણે સંતોમાં અને ગ્રહસ્થ સત્સંગીઓમાં પોતાનો કાવ્ય વારસો સોંપેલો હતો.

(૧) સદગુરૂ શ્રી દેવાનંદ-સ્વામીશ્રી દેવાનંદસ્વામીનો કાવ્ય સંગ્રહ મૂળી કોઠારમાં જોતા, તેમના કિર્તનોના ખૂબ સંગ્રહ છે. પરંતુ ભાષા

કાવ્ય કે ગુજરાતી છંદો એક પણ મળવામાં નથી. માત્ર 'દેવાનંદ કાવ્ય' એ નામનો કીર્તનોનો સંગ્રહ સારો છે જેમાના કોઈ કોઈ કીર્તનો સંપ્રદાયમાં પ્રસિદ્ધ છે. શ્રી દેવાનંદજીના 'અંતકાળીઆં' નામનાં કીર્તનો તો સત્સંગમાં બહુજ પ્રસિદ્ધ છે. તેઓશ્રીએ સ્વામીશ્રી બ્રહ્માનંદજીસ્વામીનો ગુરૂ મહિમાં સમજી ખૂબ સેવા કરી અને મહાપરિશ્રમ બનાવેલા મૂળી મંદિરને ૨૨ વર્ષ સુધી પોતે સાંચવીને શોભાવ્યું હતું. વળી બ્રહ્મદ ગુજરાતના મહાકવીશ્વર શ્રી દલપતરામભાઈ ડાયાભાઈને પિંગળ ભણાવી કાવ્ય વારસો સોંપ્યો હતો.

(૨) સદગુરૂ શ્રી પૂર્ણાનંદસ્વામી :- તેમના કીર્તનોનો પણ સારો સંગ્રહ છે તે સાથે તેઓશ્રીનું ટુંકુ જીવન ચરિત્ર પણ મુળીના ગઢવી સાગરદાન શિવદાનજી ઝીબા (બી.એ.,એલ.એલ.બી.) એ લખી તેમની છબી ચિત્રાવી ધોળકા મંદિરમાં મુકી છે (જુઓ પાનું) એશ્રી પૂર્ણાનંદસ્વામીએ શ્રીજીની મૂર્તિના અંગે અંગનું વર્ણન ધ્યાનચિંતામણીના નામથી ચારણી સાહિત્યના મધુભારછંદમાં ઘણું જ સુંદર સરલ કાવ્યમાં કરેલ છે. તે છંદ રત્નાવલી નામના ગ્રંથમાં છપાયેલ છે. તે સિવાય બીજો એક શ્રી ઘનશ્યામ મહારાજનો ચર્ચરી છંદ રચેલો છે. તે પરિશિષ્ટમાં આપ્યો છે.

(૩) શ્રી વૈશ્નવાનંદજી :- તેઓ સ્વામીશ્રી પાસેથી અષ્ટવિધાન શિખેલા અને સહુ આશ્ચર્ય પામી જાય તેવી રીતે તે વિધાનો કરતા. તેઓ શ્રી સ્વામીશ્રી પાસેથી પિંગળ ભણેલા હતા અને ભાષા કાવ્યમાં ''શ્રી હરિલીલા સિંધુ'' અને છુટક કિર્તનો પણ રચેલાં છે. તેઓ દેવાનંદસ્વામી પછી ઘણા વર્ષ સુધી મૂળીમાં હૈયાત હતા. તેમને મૂળીના ગઢવી ભીમજીભાઈ બનાભાઈ રત્નુંને પિંગળ ભણાવેલ હતું.

(૪) જામનગર રાજ્ય તાબે શેખપાટના રહીશ ગઢવી વજાભાઈ મહેડું શ્રી બ્રહ્માનંદસ્વામીની ત્રણેક વર્ષ પાર્ષદ તરીખે સેવાકરી પિંગળવિદ્યાનો અભ્યાસ કરી સ્વામીશ્રીની આજ્ઞા લઈ જ્યારે તે પોતાના વતનમાં ગયા ત્યારે સ્વામીએ જામસાહેબના રાજકવિ થાશો તેવો આશિર્વાદ આપેલ હતો. તેઓએ 'વિભાવિલાસ' નામનાં ભાષા કાવ્યમાં જામનગરશ્રી જામશ્રીના પ્રશસ્તિ કાવ્યો લખતા જામસાહેબે રાજકવિ બનાવી લોંઠીઆ નામનું ગામ આપેલુ હતું (એ સ્વામીશ્રીના આશિર્વાદનું જ ફળ હતું.)

(૫) શ્રી મૂળીના રહીશ ગઢવી બનાભાઈ રત્નુને સ્વામીશ્રીએ પંગિળ ભણાવેલ અને પિંગળના ગ્રંથો તથા શ્રી ધર્મવંશ પ્રકાશ ગ્રંથો શ્રી ૭ પ્રસાદીના આપ્યા હતા તે હાલ મોજુદ છે.



(૬) શેઠ રૂપશીભાઈ-(સોરઠ) દેરડી ગામના જૈન વણિક હતા, તેઓ સત્સંગી થયા પછી સ્વામી પાસે થોડું પિંગળ શીખેલ, તેમણે 'રૂપશીભાઈ કૃત વિચારવિલાસ' એ નામનું એક ગુજરાતી કાવ્ય રચેલ છે તે છંદ રત્નાવલીમાં છપાયું છે.

(૭) શેઠ અમરચંદભાઈ - ઝાલાવાડ પ્રદેશના વસતડી ગામના વાણીઆ હતા. તે પણ સ્વામીશ્રીના કૃપાપાત્ર થતાં કવિતાઓ રચતા તેમના ઘણાંક કુંડળીઆ છંદો છંદરત્નાવલીમાં પ્રસિદ્ધ છે.

(૮) વિપ્ર કેશવરાય વાઘજી વૈદ-દ્વારીકાવાળા-તેઓએ પણ સ્વામીશ્રીએ પાસે પિંગળનો અભ્યાસ સારો કરેલો હતો. ને તેઓ વૈદક શીખ્યા પછી વૈદકનો 'વિશ્વવિલાસ પ્રકાશ અને કેશવ કલ્યાણ' એ નામનો ગ્રંથ વ્રજભાષા કાવ્યમાં રચેલ છે. જેના દોહા ચોપાઈ છંદોની સંખ્યા ૪૩૯ ની છે ને તે ગ્રંથની રચના સં. ૧૮૭૩ માં થયાનું તેમાં લખેલ છે, તેના આદિ અંતના દોહાઓ નીચે મુજબ છે.

॥ મંગલાચરણ દોહા ॥
ૐ નમામિ ગુરૂદેવ મણિ, અચળ નિરંજન ઈશ;
વંદુ ધર્મકુમારકું, ચરણે નામું શીશ ॥ ૧ ॥
॥ ગ્રંથનો છેલ્લો દોહો ॥
ગ્રંથ અનંત કે મત લે, કવિગુરૂ બ્રહ્મકૃપાય;
વિશ્વવિલાસ પ્રકાશ જગ કીનો કેશવરાયઃ ॥ ૪૩૯ ॥

ઉપરના ગ્રંથની હસ્ત લિખિત પ્રત સંપાદકે ગઢપુરમાં વાંચીને આ હકીકત લખી છે. પણ સત્સંગમાં નામ કે કંઈ હકીકત ગ્રંથોમાં કે કંઠસ્થ સાંભળી નથી. ઉપર મુજબ સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના ૮ આઠ શિષ્યોમાં સ્વામીશ્રીનો કાવ્ય વારસો યથામતિ ઉતરેલો હતો.

સદગુરૂ શ્રી દેવાનંદસ્વામીનો કાવ્ય વારસો મહાકવિ શ્રી દલપતરામભાઈએ સાંભળી સત્સંગના સાહિત્યમાં ઘણો જ વધારો કરેલ છે. આદિ આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજશ્રીએ અને વડતાલના ધ. ધુ. આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજશ્રીએ કવિશ્વર શ્રી દલપતરામભાઈને સત્સંગના કવિશ્વર તરીકે ખૂબજ સત્કાર્યા હતાઃ એટલું જ નહીં પણ કવીશ્વરને વડતાલ બોલાવી, પોતાની પાસે બહુજ આદર માનથી રાખી

સત્સંગના ભૂષણરૂપ ગુર્જરગિરામાં ‘હરિલીલામૃત’ નામનો ગ્રંથ રચાવી, છપાવી પ્રસિદ્ધ થતા, આજે બન્ને દેશના મંદિરોમાં તે ગ્રંથની કથાઓ ચાલું છે. એથી સત્સંગમાં આજે પણ સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીની ગુરૂપરંપરાની કાવ્ય ગંગાનો પ્રવાહ અસ્ખલિત ચાલુ છે. કવીશ્વર દલપતરામે શ્રી દેવાનંદસ્વામી પાસેથી લીધેલો કાવ્ય વારસો પાછો જુનાગઢના બ્રહ્મચારી કવિશ્રી જગદીશાનંદજીને સોંપ્યો. જેમણે રસિક પદ રચના’ નામની કીર્તનાવલી રચી પ્રસિદ્ધ કરેલી છે. એવી રીતે શિષ્યોના શિષ્ય અને તેના શિષ્યોના કાવ્યોના કાવ્યોહાલ સત્સંગમાં ખૂબ પ્રચલિત છે.

સદગુરૂ શ્રી વૈશ્નવાનંદજી અષ્ટવિધાની પાસેથી મૂળીના ગઢવી ભીમજીભાઈ રત્નુએ પિંગળ ભણી જામનગરના જામશ્રી વિભાજી સાહેબના રાજ્યકવિ થતા જામશ્રી તરફથી તાલુકા કાલાવાડના નજદીક ‘રાજવડ’ નામનું ગામ જામ વિભાજીએ આપી કાલાવાડ તાલુકે રહેવાના મકાનો આપી ત્યાં રાખેલા હતા જેના પુત્ર આ શ્રી બ્રહ્મસંહિતા સંપાદકે (રાજકવિ માવદાનજીભાઈ ભીમજીભાઈ રત્નુએ) સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીની કૃપાથી કાવ્ય વારસો મેળવી કેટલા એ કાવ્યો સત્સંગ સમાજમાં રચી (કવિ કીર્તનાવલી વગરે) પ્રસિદ્ધ કરેલ છે, અને જામનગરના જામશ્રી રણજીતસિંહજીની આજ્ઞાથી જામનગર રાજ્યનો ચોરસો વારસોનો અને તે ઉપરાંત ચંદ્રવંશથી આરંભી વિદ્યામાન જામશ્રી દિગ્વિજયસિંજી સુધીનો રાજ્યનો બુહદ ઈતિહાસ ‘‘શ્રી યદુવંશ પ્રકાશ અને જામનગરનો ઈતિહાસ’’ રચી પ્રસિદ્ધ કરાવ્યો છે. તેમના પુત્ર લક્ષમીનારાયણદાન અને ભગવતદાન પણ કાવ્યો રચે છે. સંપાદકે પણ જુનાગડના સાધુ ભક્તિ પ્રિયદાસજીને પિંગળ ભણાવી કાવ્યનો વારસો પાછો સત્સંગમા શોપેલ છે. તે શ્રી ભક્તિપ્રિયદાસજી પણ કીર્તનો, છંદો વગેરે કાવ્યો રચે છે અને બન્ને દેશમાં અત્યારે ‘કવિ સ્વામી’ ના નામથી પ્રસિદ્ધ છે.

ઉપરની રીતે સદગુરૂશ્રી બ્રહ્મનંદસ્વામીશ્રીનો કાવ્યવારસો આજ તે પછી ત્રીજા સૌકામાં પણ ચાલુ છે. અને સ્વામીશ્રીના કીર્તનો, છંદો અને અન્ય કાવ્ય ગ્રંથો તો ભુમી ઉપર યાવતચંદ્ર દિવાકરૌ અમર રહેશે અને શ્રીજી પ્રતાપે એ કાવ્યની અમરવેલી પાંગરી ફાલીફુલી વિસ્તારને પામી અનેક જીવોના ક્લાયણ કરશે.

ઈતિ શ્રી પાર્ષદ કેસરભક્ત વિરચિત્તે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પંચમ પ્રકરણે ધ. ધુ. અયોધ્યાપ્રસાદજી મહારાજ સદગુરૂશ્રી દેવાનંદસ્વામી સંવાદે સ્વામીશ્રીનો દેહોત્સર્ગ, શિષ્ય વર્ગ અને કાવ્ય વારસા પ્રસંગે નામ દેવાદેસોધ્યાય સમાપ્તઃ ॥ ૧૨ ॥



## ॥ ગુરૂપરમપરા ॥

શ્રી ગોપાળયોગી (ગોપનાથ) (જી. ભાવનગર)

શ્રી આત્માનંદસ્વામી (દીક્ષાસ્થાન ગોપનાથ)
(જન્મસ્થાનધુંવાવ, જી. જામનગર. વિશ્વંભર ભટ)

સદ્દગુરૂ શ્રી રામાનંદસ્વામી (દીક્ષાસ્થાન રેવાત્તાચળ)
(જન્મ અયોધ્યા, સં. ૧૭૯૫) સં. ૧૮૦૮

(૧)
ગઢવી શંભુદાનજી
દીક્ષાસ્થાન : ખાંણગામ
સં. ૧૮૨૫

શ્રી લાડુદાનજી
જન્મસ્થાન ખાંણ
સં. ૧૮૨૮

(૨)
શ્રી હરિપ્રસાદજી પાંડે
દીક્ષાસ્થાન : પ્રયાગ
સં. ૧૮૩૬

શ્રી ઘનસ્યામજી
જન્મસ્થાન છપૈયા
સં. ૧૮૩૭

(૩)
શ્રી સહજાનંદ સ્વામી
દીક્ષાસ્થાન : પીપળાંણા
સં. ૧૮૫૭

શ્રી બ્રહ્માનંદજી
દીક્ષાસ્થાન : કારિયાણી
સં. ૧૮૬૧

## ॥ સ્વામીશ્રીના મંડળનું સંતવૃંદ વ્રક્ષ ॥
## (મૂળી મંદિર)

(૧)
શ્રી દેવાનંદસ્વામી
રાધાવલ્લભદાસ
દેવચરણદાસ
અક્ષરજીવનદાસ (મહંત)

(૨)
શ્રી તદ્રુપાનંદસ્વામી

જગજીવનદાસ
મોરારચરણદાસ
ઘનશ્યામદાસ
શા. ગોપાલચરણદાસ (મહંત)

મહાપુરૂષદાસ
પુ. હરિનારાયણદાસ (મહંત)
ગુણાતીદાસ (મહંત)

(૩)
અવદત્તાનંદસ્વામી
હરિકૃષ્ણદાસજી
ત્યાગવલ્લભદાસ
અક્ષરપ્રિયદાસ
શા. બાલકૃષ્ણદાસ (મહંત)




એ સપ્તરષી મંડળના શિષ્યવૃંદોની શાખા હાલ મૂળી મંદિરમાં વિધ્યમાન છે.

## ાા સ્વામીશ્રીના મંડળના સંતો ાા




એ ચારે મંદિરોમાં સ્વામીશ્રીના મંડળના સાધુઓની શાખાઓ વિદયમાન છે.



**શ્રીજી**

## અધ્યાય ૧૩ તેરમો

## સદગુરૂશ્રી દેવાનંદસ્વામીનો જીવન પરિચય

શ્રી ભાલ પ્રદેસણાં બળોલ ગામના દેવજ્ઞાતી ગઢવી શ્રી જીજીભાઈ (મારૂ ચારણ શાખે રતનુ) ને ત્યાં દેવીદાન નામના પુત્ર હતા તેજ સદગુરૂશ્રી દેવાનંદસ્વામી થયા. તેમનાં માતુશ્રીનું નામ બોનજીબા હતુ. દેવી દાનજીને બે બ્હેનો હતાં તેમા (૧) નામ મધુબાને (૨) બાઈજીબા હતુ પહેલા બેન મુળીમાં હતું, વિ. સં. ૧૮૫૯ ના કાર્તિક સુદિ ૧૫ ના રોજ સ્વામીનો જન્મ થયો હતો, ધ્રુવજીના પેઠે નાનપણથી જ કુદરતી રીતે પૂર્વના બલિષ્ટ સંસાકરથી પ્રભુભક્તિ પ્રગટ થઈ હતી, તેથી છઠું વર્ષ બેઠુ ત્યારથીજ પોતાના ગામના સીમાડે ધીંગડાની સીમમાં અંકલેશ્વર મહાદેવજીનું પ્રાચીન દહેરૂ છે ત્યાં પોતાના પીતાશ્રીના સાથે શિવપૂજન કરવા દરરોજ જતા. કેટલાએક માસ વિત્યા પછી પોતાના હૃદયમાં એકાએક વૈરાગ્ય ઉત્પન્ન થતાં જગતથી ઉદાસ થઈને એક દિવસ વ્હેલી સાવેર શ્રી અંકલેશ્વર મહાદેવજી ઉપર કમળ પૂજા ખાવા ગયા પીતાશ્રી બહારગામ ગયા હતા તેથી પોતે પુજાપાઠનો સામાન સાથે લઈ સ્નાન કરી મહાદેવની જળાધારી ઉપર શિરઝૂકાવી કમળ પુજા કરવા તરવારથી માથું જુદુ કરી મહાદેવને ચડાવવા તરવાર ખેંચી કે તુરત જ મહાદેવે મૂર્તિમાન પ્રગટ થઈ તેમનો હાથ ઝાલી પ્રસન્ન થીને કહ્યું કે, ''બેટા માગમા'' ત્યારે દેવીદાનજી કહે કે ''મારો આત્યંતિક મોક્ષ થાય તેમ માગું છુ.'' મહાદેવજી કહે કે સાંભળો ''તમે તો પૂર્વના મહામુક્તરાજ છો ભવ્યિમાં તમોને મહાન સદગુરૂ મળશે તેના પાસેથી તમો વિદ્યા મેળવી મહાકવિ થશો તમારા કાવ્યોથી હજારો જીવોનો મોક્ષ થશે માટે ધીરજ રાખો ''એમ કહી મદાદેવે બન્ને હસ્ત દેવીદાનજી મસ્તક ઉપર મેલ્યા, એટલે દેવીદાનજી કહે કે ''તે સદ્દગુરૂ મને હવે ક્યારે મળશે ?'' મહાદેવજી કહે કે આજથી ત્રીજે દિવસે તમારા ગામમાં પ્રગટ પુરૂષોત્તમના નારાયણનો અવતાર થયો છે તે યોગી સ્વરૂપે આવશે તેના દર્શન કરશો એટલે તમારો મનોર્થ પૂર્ણ થશે'' દેવીદાનજી કહે કે, ''તેની જીભ કોણી અડે એ તમે નજરે જુવો તો તેને તમે ભગવાન જાણી તેના શરણે થાજો માટે ઘરે જાવ.''

ત્યાર પછી શ્રી દેવીદાનજી ઘીરે આવ્યા ત્યાં ત્રીજે દિવસે મહાદેવજીના કહેવા પ્રમાણે શ્રીજી મહારાજ જેતલપુરથી એકલા ચાલીને બળોલ ગામે યોગી વિષે પટેલ રૈયા ખટાણીને ઘીરે આવ્યા. અને કહે કે ''અમારે જમવાનું છે.'' ''એટલે પટેલના કહેવાથી પટલાણઈએ થુલી પીરસીને કહ્યું કે ''દૂધ લેશો કે દહીં ?'' એટલે શ્રીજી મહારાજ કહે કે ''બેય લેશું'' પટલાણીએ થુલીની મોટી તાંસળી દૂધ અને દહીં પીરસતા તાંતળી છલકાવી દીધી ને સાથે કેરડાનું અથાણું પણ નાખ્યું એટલે શ્રીજી મહારાજે તો સર્વ ભેળું કરી અડવાળયું. તાંસળી કાંઠા સુધી છલોછલ ભરાઈ ગઈ જો ઉંચી કરે તો ઢોળાય તેથી એ ચોળેલું થુલી દૂધ દંઈ ખોબે ખોબે પીવા માંડયા. તેથી રેલા (રેગાડા) કોણીએ ઉતર્યા તે જીભેં ચાટલા જાય તે સમયે દેવીદાન ગઢવી અને ગામના ઘણા માણસો પટેલને ઘીરે મોટા મહાત્મા આવ્યા છે તેથી દર્શને આવેલા તે ઓસરીની જાળી આંડા ઉભા રહેતા અંધારૂ થતાં જોનારને પુરા દર્શન થાય નહિં, તેથી પ્રભુ પાગલની પેઠે કહે કે. ''અમારે તો ફળીઆમાં ગાડા ઉપર બેસીને અજવાળે જમવું છે'' એમ કહી ફળીયામાં પટેલનું ગાડુ હતુ તેના ઉપર જમવા બેઠા, સર્વેને ભરમાવા અર્થે જીભેથી કોણીના રેલા ચાટે તે જોઈ સર્વે લોકો કહે કે ''આ તો કોઈક ગાંડો બાવો છે આને રૈયા પટેલ ભગવાન માને છે, પણ સારા માણસ જેવા એ આચરણ નથી તો ભગવાન કેમ કહેવાય'' એમ કહી સહુ માણસો તેવું ચરિત્ર ભાળી ભાગી ગયા ફક્ત દેવીદાન ઉભા રહ્યાં અને મહાદેવે કહેલું વચન યાદ લાવી જીભકોણીએ અડે છે તેના દર્શન થતાં આ નક્કી ભગવાનનો અવતાર છે તેવી મનમાં ખાત્રી થઈ, આવું વિચિત્ર પ્રકારનું મનુષ્ય ચરિત્ર શ્રીજીએ ફક્ત દેવીદાન ગઢવી માટે જ કરેલું હતું. અને તેથી જ છ વર્ષની ઉમરે તેઓ શ્રીજી પાછળ ચાલી નીકળી ગઢડે આવ્યા શ્રીજીએ શ્રી બ્રહ્માનંદસ્વામીને સોપ્યા અને સં. ૧૮૬૫ માં ભગવતી દીક્ષા દૈ ''અભેદાનંદજી'' નામ પાડયું પછીએ અખંડ બાળ બ્રહ્મચારી શ્રી બ્રહ્માનંદસ્વામી પાસે પીંગળ ભણીને કવિ થયા, કાવ્યમાં અભેદાનજી નામ બરાબર બેસતું નહિ આવાથી શ્રીજીએ કહ્યું કે ''તમારરૂ મુળ નામ દેવીદાનજી છે તો હવે દેવાનંદજી, નામ આપું છું. તે નામનાં નાના ચારણવાળી કાવ્ય કીર્તનો કરજો.''

સદગુરૂ બ્રહ્માનંદસ્વામી પાસે શ્રી દેવાનંદસ્વામી સં. ૧૮૬૫ થી તે સં. ૧૮૮૮ સુધી સ્વામી ધામમાં ગયા ત્યાં સુધી સ્વામીની અખંડ સેવામાં રહ્યાં અને સ્વામીશ્રીનો મુખ જ રાજીપો મેળવ્યો હતો, છ વર્ષની



નાની ઉંમરથી સ્વામીએ ઉછેરી મોટા કરી વિદ્યા આપી હતી. અને બાળ બ્રહ્મચારી દેવાનંદસ્વામીએ પણ સ્વામીની સેવા કરી પ્રસન્નતા પ્રાપ્ત કરી હતી. દેવાનંદસ્વામી સ્વભાવે શાન્ત ગંભિર અને વ્યવહાર કુશળ દીર્ઘવંર્શી હતા તે સાથે સંગીતનો અભ્યાસ કરી સીતાર શરોદા બજાવી ગાવણું કરી શ્રીજીને પણ ખુબ જ પ્રસન્ન કરેલા હતા, શ્રી બ્રહ્માનંદસ્વામી સં. ૧૮૮૮ માં ધામમાં પધાર્યા પછી મુળી મંદિરની મહાંતતાઈ, ધ. ધુ. અયોધ્યાપ્રસાદજી મહારાજે દેવાનંદસ્વામીને આપતા સ્વામી એ મહાંતતાઈ ૨૨ બાવીસ વર્ષ કરી સં. ૧૯૧૦ ના શ્રાવણવદી ૧૦ ના દિવસે મુળી મધ્યે ધામમાં ગયા હતા મંદિરની વાડીમાં સદગુરૂ બ્રહ્માનંદજી સ્વામીના સમાધી સ્થાનની બાજમાં જ સ્વામીદેવાનંદસ્વામીજીનું સમાધી સ્થાન (છત્રી) છે. સ્વામીના રચેલા હજારો કીર્તનોનો સંગહ હસ્તલીખીત ચોપડામાં મૂળીના ભંડારમાં છે અને સેંકોડ કીર્તનો સત્સંગમં જીહવાગ્રે કરી સંતો હરિભક્તો બોલે છે તેમા પણ ''અંતકાળે આવી રે'' એ અંતકાળીઆ કીર્તનો સત્સંગ પ્રખ્યાત છે. અને શ્રીજી મહારાજે એ અંતકાળીમાં કીર્તનો સાંભળીને સ્વામીને વર આપેલો કે, ''તમરા રચેલા અંતકાળીઆ કીર્તનો અંતકાળ સમયે કોઈ હરિભક્ત ગાઈ સંભળાશે તેને હું કલ્યાણ કરીશ.''

## (સત્સંગમં અષ્ટકવિઓની નામાવાળી)

(૧) શ્રી બ્રહ્માનંદસ્વામી (૨) શ્રી દેવાનંદસ્વામી (૩) પુર્ણાનંદસ્વામી (એ ત્રણે દેવી પુત્રો દેવજ્ઞાતીના હતા) (૪) શ્રી મુક્તાનંદસ્વામી (૫) શ્રી નિષ્કુળાનંદસ્વામી (૬) શ્રી ભીમાનંદસ્વામી (એ ત્રણ હાલારી હતા) (૭) શ્રી પ્રેમાનંદસ્વામી (૮) શ્રી મંજુકેશાનંદસ્વામી અથવા (દયાનંદસ્વામી)

## શ્રીજી

## સદગુરૂ શ્રી પૂર્ણાનંદસ્વામીનો જીવન પરિચય

તેઓશ્રી વીરમગામ પાસે હેબતપર નામના ગામમાં દેવજ્ઞાતી ચારણમાં ટાપરીઆ શાખામાં જનમેલ હતા . પૂર્વાશ્રમનું નામ ગજો ગઢવી હતું. શ્રીજી મહારાજના પ્રથમ દર્શને જ જેમ લોહચુંબક લોઢાને ખેંચે તેવી જ રીતે શ્રીજી મહારાજની પાઘનું છોગું જોતાંજ તે છોગામાંથી



**સદ્ગુરૂશ્રી દેવાનંદ સ્વામી**

જન્મ :- બળોલ. સં. ૧૮૫૯ કાર્તિક સુદિ ૧૫ | પૃ૦
સ્વધામ ગમન :- મૂળી સં. ૧૯૧૦ શ્રાવણ વદ ૧૦ | ૩૬૪



**સદ્ગુરૂશ્રી પૂર્ણાનંદ સ્વામી**

( પૃ૦-૩૬૫ )



**કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ**

શ્રી દેવાનંદસ્વામી પાસેથી શ્રી બ્રહ્માનંદ સ્વામીના જીવનની
અથૅતિ નોંધ (ટીપણી) બુક લખનાર

જન્મ ઇ. સ. ૧૮૨૦ ] [ અ. નિ. ઇ. સ. ૧૮૯૮

પ્રકાશનો સેરડો ખુબ આકાશ તરફ ઉંચો ભાગી ''આવું શીતળાશાન્ત તેજ પાઘના છોગામાં છે તે જરૂર પુરૂષોત્તમ નરાયણનો અવતાર છે.'' તેવો નિશ્ચય કરી શ્રી બ્રહ્માનંદસ્વામીના માર્ફત શ્રીજી પાસે દીક્ષા ગ્રહણ કરી અંતે તેમનું નામ શ્રીજી મહારાજે પૂર્ણાનંદજી આપ્યું. સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીએ તેઓને પીંગળ તથા સંગીત શાસ્ત્ર, ભણાવી કવિ અને ગવૈયા બનાવતા શ્રીજીના ગવૈયા મંડળમાં તેઓ એક ઉત્તમ પ્રકારના ગવૈયા હતા, તેઓ શ્રી બ્રહ્માનંદસ્વામીના મંડળમાં સાથે જ રહેતા, તેમનામાં જ્ઞાતિઅભિમાન, કુળાભિમાન અને વિદ્વાય અભિમાન વધુ હોવાથી શ્રીજી મહારજ તેમને માનની મૂર્તિ કહેતા.

શ્રીજી મહારાજ અને બ્રહ્માનંદસ્વામી ધામમાં પધાર્યા પછી તેઓ મુળી મંદિરમાં શ્રી દેવાનંદસ્વામી પાસે રહેતા ત્યાં તેમને ગળામાં કંઈક (કેન્સર જેવું) દર્દ થતા અમદાવાદ આચાર્ય મહારજશ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજે બોલાવી આર્યુવૈદિક દવાઓ શરૂ કરાવી વૈદરાજની સલાહ મુજબ દરરોજ ગાયના ગરમ 'ઘી' માં દવાનાંખી તેના સવારસાંજ કોગળા કરાવતા દરરોજ એક શેર ઘીના કોગળા કરતા એ રોગ નાબુદ થતાં તેઓ પાછા મુળી મંદિરમાં આવી રહ્યાં હતાં.

સદગુરૂ શ્રી દેવાનંદસ્વામી ધામમાં પધાર્યા પછીથી (કોઈ કહે છે કે મુળી મંદિરની મહંતતાઈ નહિ મળવાથી અથવા કોઈ બીજા કારણથી) પોતાનું અમાન થતું જણાનાં દીક્ષા ત્યાગી ગજાગઢવી થયા ને પોતાના ગરાશના ગામમાં રહેવા ગયા. ત્યાં પીત્રાઈ ભાઈઓએ ગરાશ મકાન વગેરે મિલ્કતો કબજો નહિં આપતા પોતે રાજકોટમાં આવી રહ્યાં ને ત્યાં બ્રીટીશ ગવર્મેન્ટના ન્યાયની અદાલતમાં સ્થાવર મીલ્કતનો કબજો મેળવવા દાદ માંગતા કેસ ચાલતો. એ ચારેક વરસના રેણાક દરમીયા મહાત્મા ગાંધીના પીતાશ્રી કબા (કરમચંદ) ગાંધીનો મીલાપ થયો તેઓ પરમ વૈશ્નવ ભક્ત હતા તેમનાજ મકાન નજીક પોતે એક નાનો રૂમ ભાડે રાખી ત્યાં રહેતા, મધ્યાને એક વખત જ જમતા, મોડી રાત્રે મકાનની સાંકળ બંધ કરી શ્રીજીના પદો સરોદામાં ગાતા એ કબાગાંધી એ શાંભળતા તેઓ પણ કોઈ કોઈ વખતે તેમના પાસે સાંભળવા જતા, એક રાત્રે કચ્છી કાફીઓ સ્વામીએ ગાંઈ.



''કહાનસે નેડો કહાનસે નેડો, લગ્યો મકે કહાનસે નેડો, કીં છડીઆં.
હીન જો કેડો રે, લગ્યો મહે કહાનસે નેહો. '' (ટેક)

એ પદ સાંભળતા કબાગાંધી ખુબ જ રાજી થયાં બીજે દિવસે પોતે રાજ મહેલમાં ગયા ત્યારે સગીરાજા બાવાજીરાજ ઠાકોર સાહેબના માતૃશ્રી ''બામાસાહેબ પણ પરમ વૈશ્નવ હતાં તેમની પાસે (તેઓ કારભારી હોવાથી રૂબરૂ મળતા) ગડાગઢવી બહુ જ ઉત્તમ કૃષ્નપદો ગાય છે તેમ તારીફ કરતાં તેમને દરબારમાં કીર્તનો સાંભળવા માટે તેડી લાવવા આજ્ઞા કરી, કારભારી સાહેબની વાત સાંભળી, ''ગૃહસ્થાશ્રમમાં ત્યાગીના ધર્મ પાળુ છું. તેથી સ્ત્રીઓના સામે બેસી હું કીર્તનો નહિ સંભળાવી શકું તેમ ગજાગઢવીએ સાફ ના પાડીને ખુલાસો કર્યો કે ''જો મને મારી જાગીર મકાન પાછા મળશે તો ગૃહસ્થાશ્રમ કરીશ નહિં તો ઘોળે લુગડે ત્યાગીના ધર્મપાળી જીંદગી વીતાવીશ,'' સાંભલી કબાગાંધીને તેમના પ્રત્યે માન થયું તેઓ મહા મુસદી હોવાથી રસ્તો કાઢયો કે ''દરબારગઢમાં બામાસાહેબ પરમવૈશ્નવ ભક્ત હોવાથી ત્યાં હવેલી બનાવી છે ને ઠાકોરજી બીરાજે છે તેમના સામે બેસી તમો કીર્તન ભક્તી કરો અને આડા ચક (પડદો) બાંધી તેમા બેસી આપના કીર્તનો માસાહેબ સાંભળશે આપની પાસે કોઈ સ્ત્રી ત્યાં નહિં આવે, માત્ર અમીર ઉમરાવ ભાયાતો આદી અમો પુરૂષ વર્ગ ત્યાં બેસસું'' ડાકોરજી પાસે કીર્તન કરવામાં હરકત નથી તેમ કબુલી બીજે દીવસે ચાર વાગે શીગરામ ગાડીમાં કબાગાંધી તેડવા આવતાં પોતે ત્યાં ગયા. અને હવેલીમાં શ્રી ઠાકોરજીના દર્શન કરી પોતાના સરોદાના તારો ચડાવી કીર્તન બોલવાનું શરૂ કર્યુ કે, ''સહજાનંદ સ્વામી રે પ્રગટત ન આ સમેરે, તો પ્રાણી કોઈ પામત નહિ ભવપાર,'' એ પ્રથમ પંક્તિનો આલાપ કરી સરોદાના સ્વરો સાથે બે ચાર વખત તેને તે કડી બોલી આલાપી ગળામાં રાગ બેસારી ''સહજાનંદસ્વામી રે પ્રગટતન આ સમરે, તો પ્રાણી કોઈ પામત નહિ ભવપાર,'' એ પ્રથમ પંકિતનો આલાપ કરી સરોદના સ્વરો સાથે બે ચાર વખત તેને કડી બોલી આલાપી ગળામાં રાગ બેસારી ''સહજાનંદસ્વામીરે પ્રગટત ન સમરે એમ ગાતા ચક્રમાં (પડદામાં) થી બામાસાહેબ ઉતાવળે અવાજે બોલ્યા કે,'' સહજાનંદસ્વામી પ્રગટ ન થયા હોત તો શું કોઈ જીવનો ઉધ્ધાર ન થાત ?'' એ સાંભળી ગડાગઢવી માનની મૂર્તિ હોવાથી ગાવું બંધ કરી સરોદાના તારો ઉતારી, ઉતારે જવા ઉભા થયા, તે જોઈ બામાસાહેબ આદી સહુને પસ્તાવો થયો અને વીનવવા લાગ્યા તેથી ગડાગઢવી કહે કે 'જે મુખ ભગવાન સ્વામિનારાયણના સન્મુખ બેસી કીર્તનો ગાતુ તે મુખ આજ સ્ત્રીઓની સભાને કીર્તનો

સંભળાવે છે તેનો મને ખેદ થાય છે.'' તેમ કહી પોતાના ગાલ ઉપર પોતાના હાથથી એક તમાચો માર્યો આ દ્રશ્ય જોઈ સહુ અકળામા પછી ઘણી ઘણી વિનંતી કરી બામાસાહેબો ગાંધી માર્ફત (મના કરી હતી છતાં પોતે જે શબ્દો બોલ્યા તેની) માફી માગી અને કીર્તનો સંભળાવવા વિનંતી કરી છતાં એક તો પેતે ચારણ મહાત્મા અને માનની મૂર્તિ હોવાથી એકના બે ન ન થયા અને તુરત સરોદો બગલમાં નાખી ચાલતા થયા, ગાંધીજીએ સીગરામ જોડી લાવવા આજ્ઞા કરી, બામાસાહેબને મળી કવિનો સત્કાર કરવા જમસાહી ૩૦૧ ત્રણસો એક કોરી, સોનેરી મદીલને સોનેરી છેડાનો ખેસ વગેરેનો શીરપાવ બહુજ વીનવણી કરી માફી માગી બક્ષીસકર્યોને સીગરામ ગાડીમાં બેસારી ઉતારે આવ્યા.

## લોધીકા ઠાકોરશ્રી અભયસિંહજી ધ્યાનીતો મિલાપ

ઉપરની વાતની જાણ લોધીકા ઠાકોર સાહેબશ્રી અભયસિંહજી ધ્યાનીને રાજકોટમાં પોતાના ઉતારે થતા બીજે દીવસે આ લેખક (કવિ માવદાન) ના પીતાશ્રી ભીમજીભાઈ રતનુ ને તેડવા મોકલતા ગજાગઢવી તેમના સાથે લોધીકાને્ુતારે આવ્યા દરબારશ્રીએ સન્માન કરી તેમની ગૃહસ્થ હોવા છતાં દ્રઢ ત્યાગી ધર્મ પાળવા વિશેની પ્રશંસા કરી, પછી એકાંતમાં પોતે ત્રણ જણા (દરબાર શ્રી તથા ભીમજીભાઈ રત્નુ અને ગજા ગઢવી) બીજા રૂમમાં બેસીને ખાનગીમાં ચર્ચા કરી પૂછયું કે,

અભયસિંહજી કહે કે ''કવિરાજ સ્વામિનારાયણ ભગવાન પાસે તમો ઘણા વર્ષ સાથે રહ્યાં છો તો તેમનો કેવો અવતાર માનવો ?'' ગડા ગઢવી કહે કે ''આપ મને સોગન નથી આપતા છતાં હું સોગન ખાઈને કહું છું કે જો હું જુઠુ બોલું તો મને કલકતામાં એને મુંબઈમાં જે ગાયો, કપાય છે તેનું પાપ મારા ઉપર આવે, તેવી પ્રતિજ્ઞા કરી હું કહું છું કે, શ્રી સ્વામિનારાયણ ભગવાન તો સર્વ અવતારના અવતારી પૂર્ણ પુરૂષોત્તમ નારાયણનો સાક્ષાત અવતાર હતા'' અભયસિંહજી કહે, 'તો તમો એવો મહિમા જાણતા છતાં કેમ ત્યાગી મટી, ધોળા વસ્ત્રો પહેર્યા ?'

ગજા ગઢવી કહે કે ''મારા અંતરના અભિમાને હું મારૂ અપમાન સહન ન કરી શક્યો શ્રીજી મહારાજ મને પ્રત્યક્ષ માનની મૂર્તિ કહેતા એથી હું ગૃહસ્થ થયો છું, મેં શ્રીજી મહારાજને ગઢપુરમાં સભામાં પ્રશ્ન પૂછ્યો હતો કે ''માઈક એવાં જે ઈન્દ્રિઓ અંતઃકરણ તને અમાઈક એવા ભગવાનના દર્શન કેમ થાય ? એ પ્રશ્નનો ઉત્તર



શ્રીજી મહારાજે ''તમે ભગવાનને પણ માઈક ઠરાવો છો, તેમ કહી કેમ સમજે તો અમાઈક થાય તેનો ખુલાશો શ્રી મુખો બહુજ સારી રીતે કહીને મને સમજાવેલ હતો. (વ. ગ. પ્ર* પ્ર. ૫૧ મું.)

દરબારશ્રી બહુજ રાજી થયા અને જામશાહી કોરી ૧૦૧ એક સો એકને સફેત બનાતનો શીરપાવ આપ્યો સાથે કહેલ કે ''હું કોઠી બંગલે જઈશ ત્યારે તમારા કેસની ભલામણ સાહેબને કરીશ'' તે પછી સીગરામ ગાડી લઈ ઉતારે આવ્યા હતા.

દરબારશ્રી અભયસિંહજીની ભલામણ થયા પછી કેટલા એક માસ પછી તેઓનો કેસ ચાલતાં તેમને તેમની જાગીર મકાનો મળતા તે હેબતપુર રહેવા ગયા ત્યાં જઈ હરિમંદિર, ચણાવી મૂર્તિ પધરાવી અને ગ્રહસ્થાશ્રમ કરતા તેમને નારણદાસ નામના એક પુત્ર થયા તેમના પુત્ર પ્રભુદાન થયા તે દશેક વર્ષ પહેલા ધામમાં જતા તેઓના છ પુત્રો વિદ્યમાન છે તેમાં અક્ષરદાન નામના મોટા પુત્ર સારા સત્સંગીછે.

અક્ષર વાસ વખતે પણ માન

ગજાગઢવી અહરનીશ મંદિરમાંજ રહેતા અને શ્રીજીનું ભજન કરતા દેહ મેલવા વખતે એક રાત્રે શ્રી બ્રહ્માનંદસ્વામી આદી ઘણાક સંતોના દર્શન થયા ને કહ્યું કે ચાલો ધામમાં અમે તેડવા આવ્યા છીએ ? તે સાંભલી ગજા ગઢવી કહે કે ''સ્વામી તમો મરા ગુરૂ છો પણ મને દીક્ષા શ્રીજી મહારાજે આપી છે હું તમારો કે બીજા કોઈનો તેડયો ધામમાં નહિં આવું મને તો મારો છોગાંવાળો ભગવાન મોટું છોગું મેલી માણકી ઘોડી ઉપર બેસી પોતે તેડવા આવશે તો તેના સાથે આવીશ.'' સંતો અદ્રશ્ય થયા તે પછી ત્રમ દિવસ ને ત્રણ રાત્રી પોતે શ્રીજીની પ્રાર્થના કરી.'' કીર્તનો ગાયા એટલે શ્રીજી મહારાજ માણકી ઘોડીએ બીરાજી પાઘ માથે મોટુ છોગું ધારણ કરી દાસની ટેક જાળવવા શ્રી બ્રહ્માનંદસ્વામી આદિક સાધુઓ સાથે તેડવા આવતા ગજાગઢવી સહુને શ્રીજી પધાર્યા છે તેના સાથે હું ધામમાં જાઉં છું. એમ કહી હાથ જોડી સહુને જયસ્વામિનારાયણ કહી ધામમાં ગયાં હતા શ્રી પૂર્ણાનંદસ્વામી કૃત ચર્ચરી છંદ આગળ પરિશિષ્ટમાં આપવામાં આવેલ છે.

(કવિ–માવદાનજી)

(અધ્યાય ૧૩ પ્રકરણ ૫ મુ સમાપ્ત)

* મારા પીતાશ્રીએ હેબતપુર લગ્ન કરેલ હતાં તેથી ગજા ગઢવી સાથે સબંધ હતો.

# શ્રીજી

# પ્રકરણ છઠ્ઠું

# સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના જીવન પ્રસંગો

## અધ્યાય ૧ પહેલો

## (૧)

## સદ્દગુરૂ શ્રી અદભૂતાનંદસ્વામી કૃત વાર્તા સંગ્રહમાંથી (૧૭)*

(૧) શ્રીજી મહારાજ શ્રી મુક્તાનંદસ્વામી કહે કે, ''સંતની ઊંઘ કેમ કરીએ તો ટળે ?'' તે વચન સાંભળીને શ્રી બ્રહ્માનંદસ્વામીના મનમાં એમ થયું કે, ''શ્રીજી મહારાજે આપણને રંગ રમાડી પંતમાં ખુબ પીરસી જમાડી તથા વાતો કરીને સુખ આપ્યું છે, પણ આપણને બાથમાં લઈને મળ્યા નથી.'' એમ વિચારીને બોલ્યા જે ''હે મહારાજ ! આંહી જેટલા સંતો હાજર છે અને જાગે છે, તે સહુને તમે અટાણે ''મળો તો ઉંઘનારા સંતો સવારે તે જાણશે ત્યારે તેમને મનમાં ઘણાક પશ્ચાતાપ થશે; તો તે ફરી ઉંઘશે નહિ, એજ ઉંઘ ટાળવાનો ઉપાય છે. ત્યારે

* પ્રત્યેક મથાળા અંતે આવો એક પ્રસંગોની સંખ્યા બતાવે છે.''



શ્રી મુક્તાનંદસ્વામીએ પણ કહ્યું જે, ''હા મહારાજ ! બ્રહ્મમુનિ સાચુ કહે છે.'' ત્યારે મહારાજ કહ્યું કે, ''ઠીક, આવો મળીએ.'' એમ કહીને પોતે ઉભા થયા. ને મુક્તાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામી, નિત્યાનંદસ્વામી, ગોપાળાનંદસ્વામી, અદ્‌ભુતાનંદસ્વામી, ગુણાતીતાનંદસ્વામી જગતનિવાસનંદસ્વામીને મળ્યા, ત્યાં પ્રેમાનંદસ્વામી મહારજને મળવા સારૂ આવ્યા. પણ શ્રીજી મહારાજ તો પાટની નીચે એક ઉંચો મોટો બાજોઠ હતો તેના ઉપર ઉભા હતા. તેથી પ્રેમાનંદસ્વામી નીચે ખામણે (ઠીંગણા) હોવાથી મહરાજશ્રીને મળવા જતાં તેમનું મુખ અને મહારાજનું નાભી કમળ બરાબર સામુ સામું થતા શ્રી પ્રેમાનંદસ્વામીએ ઘણાજ સ્નેહથી મહારાજની 'નાભી' માં 'બચી' ભરી (ચુંબન કર્યુ) તે જોઈને મહારાજ ખડ ખડ હસીને કહે કે, ''બ્રહ્માનંદસ્વામી ! આ પ્રેમ સખીએ તો અમારી નાભીમાં બચી કરી. ત્યારે શ્રી બ્રહ્માનંદસ્વામી કહે કે, 'શું તે કંઈ ગાંડા છે ? કે તે લાગ આવે ત્યારે મેલે ? તે સાંભળી મહારાજ તથા સહુ સંતો ઘણુંક હસ્યા (વાત-૭૨)

(૨) એક દિવસ ગઢડામાં અક્ષર ઓરડીની પાછળ ઓસરીમાં સંતની પંક્તિમાં શ્રીહરિ પીરસવા પધાર્યા અને સંતોને પકવાન પીરસ્યા અને દહીં પીરસવા માટે ઓરડામાં જઈ, દહીંનું ગોરસડું લીધું, ત્યારે મોટીબા મહારાજને કહે કે, 'ખમો, હું તમને દહીં આપું છું.' તેમ કહી શ્રીજીએ હાથમાં લીધેલું દોણું પોતે મહારાજના હાથમાંથી મુકાવા ગયા. તેઓને એમ કે ''શ્રીજી મહારાજના થાળમાં પીરસવા દહીંની તર માથેથી ઉતારી લઉં.'' શ્રીજી કહે કે, ''તર નહીં કાઢવા દઈએ.'' તેમ કહી દોણું પકડી રાખ્યું. તે બંનેની ખેંચતાણમાં દોણું ફુટી ગયું. પછી શ્રીજી મહારાજે બીજું દોણું લીધુ, તે પણ તેમ જ ખેંચતાણમાં ફુટી ગયું તેથી બનેના લુંગડા તથા શરીર દહી દહીં થઈ ગયા. ને મહારાજને પંક્તિમાં આવતાં વાર લાગી, ત્યારે બ્રહ્માનંદસ્વામી, કે જે ઓરડાના બારણા પાસે જ પ્રથમ બેઠા હતા, તેણે એ બધુ નજરે જોયું અને બોલ્યા કે, ''બેની લડાઈમાં આણું દહીં ખોટું થયું'' માટે સહુ ચળુ કરી ઉતારે ચાલો. પછી સહુ સંતો ચળુ કરી ઉતારે ગયા ને મોટીબા અને મહારાજ ગંગાજળીઆ કુવા ઉપર નાહ્યાં.

(૩) ઉતારે જીને બ્રહ્માનંદસ્વામીએ દાણલીલાના ૨૪ પદો નવા બનાવ્યા. તેમાં એવું વેણ નાખ્યું જે ''એ લડાઈની વાત બ્રહ્માનંદ

જાણે', પછી તેજ દહાડે ત્રીજે પહોરે સભા થઈ તેમા એ દાણલીલાના પદ બ્રહમાનંદસ્વામીએ ગાયા. ત્યારે શ્રીજી મહારાજે બ્રહ્માનંદસ્વામીને કહ્યું કે, એવું એમ ક્યારે કર્યુ છે ? ત્યારે સ્વામી કહે ''અમે તો નજરે દીઠું તેવું ગાયું છે.'' ત્યારે મહારાજે મોટીબાને કહેવરાવ્યું કે, આમને થાળ આપજો. આપણને ફજેત કરતા મટે.' આ સાંભળી સ્વામી કહે કે, 'મા બાપની ફજેતીમાં થાળ મળતો દેખાય છે.' એમ રમુજ તે દિવસે સ્વામીએ સભામાં કરાવી. (વાત-૯૦)

(૪) એક દિવસ મહારાજ સભામાં બિરાજ્યા હતા ને ઉદાસ થઈ કોઈને બોલાવે પણ નહીં. તેથી સહુ સંતો કાઠી સર્વે ઉદાસ થઈ બેસી રહ્યાં. બ્રહ્માનંદસ્વામી તથા સુરોખાચર, ગણીક ટીંખળ (રમુજ) કરે પણ મહારાજ હસે નહીં. પછે બ્રહ્માનંદસ્વામીએ પોતાને ઉતારે જઈને વેરાગણ (બાવી) નો વેશ લીધો તે ધોતીઆને ઘાઘરાના જેવી કડચલી પાડી પહેર્યુ અને અંદર ગાતડી માથે સાડીના ઓઢણા જેમ ભગવું ઓઢ્યું. ને થોડીક લાજ કાઢી, કરનાં લટકા કરતા જાય અને મહારાજના સામું જોતા જોતા બાઈઓની સભા ભણી ગયા, એથી એ વેરાગણ બાવીને આવતી જોઈને મોટીબા,જીવુબા, રાજબા, આદિ બાઈઓ ઊભાં થઈને આ કોણ છે ? કોણ છે ? અમને અભડાવશે ? તેમ બેકોર કરવા લાગ્યા ત્યારે સ્વામી ત્યાંથી પાછા વળ્યા અને સાધુઓની સભા ભણી આવવા લાગ્યા ત્યારે સર્વે સંતો ઉભા થઈ ગયાઃ અને કહે કે કોણ છે આ ? અહીંથી કાઢી મેલો. અમને ઉપાસ પડાવશે, એવો બકોર સાંભળીને સ્વામી બાઈઓના ભણી જાય, અને વળી પાછા સાધુ ભણી આવે, એમ આવજાય કરવા લાગતા ઘણાક શોર બકોર થયો. ત્યારે મહારોજ બ્રહ્માનંદસ્વામીને ઓળખી લઈ ઘણુંક હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, 'ઠકરાણા એકલાં કેમ છો ? ત્યારે સ્વામી કહે કે ''ઠાકરડો રીસાઈને બેઠો છે; તે એકલા છીએ''. તેથી મહારાજ તથા સંતો હરિભક્તો બાઈ ભાઈ સર્વે ખડ ખડ હસી ઉઠયા. એમ કરીને શ્રીજી મહારાજની ઉદાસી મટાડી. (વાત-૯૧)

(૫) એક વખત શ્રીજી મહારાજ અક્ષર ઓરડીમાં પોઢયા હતા, ત્યારે અદ્‌ભૂતાનંદસ્વાી વગેરે સદગુરૂઓને મહારાજ કહે કે, 'અમારો ઢોલીઓ ગાડુ મંગાવીને ઉપર મેલો. આપણે વગડામાં જઈને સુઈએ'



તો ઉંઘ આવે.' ત્યારે બ્રહ્માનંદસ્વામી કહે જે, ''કરીમભગત ગાડુ લઈ આવો.'' ત્યારે કરીમભગત કહે કે ''હા, સ્વામી, હમણાં ગાડું જોડી આવું છું. એમ કહીને તે ઉઠયા. પછી નિષ્કુળાનંદસ્વામીને મહારાજ કહે કે, 'સ્વામી ! તમે નવી ગાડી ઝટ કરી લાવો અને આ ઢોલીઓ તેના માથે મેલો. આપણે બે જણા સોલેમાળ પર્વતમાં રહીને તપ કરશું.'' નિષ્કુળાનંદસ્વામી કહે કે, ''હા, મહારાજ, હમણાંજ એક નાની રેંકડી ગાડી બનાવી લાવું છું. એમ કહીને તેઓ પણ ત્યાંથી ઉઠયા પછી થોડીવાર પછી મહારાજ કહે કે, ''કેમ હજી ગાડું કોન લાવ્યા ?'' ત્યારે બ્રહ્માનંદસ્વામી કહે ''મહારાજ નિષ્કુળાનંદ મુનિ હમણાંજ નાજુક નવી ગાડી બનાવી લાવશે.'' ''તમે માથે ચાદર ઓઢી જાવ.'' એટલે મહારાજ માથે ચાદર ઓઢી ગયા. થોડીવાર થયે બ્રહ્માનંદસ્વામી કહે કે, ''મહારાજ ! લ્યો આ ગાડુ આવ્યું ને અમો ઢોલીઓ ઉપાડીને ગાડામાં મેલીએ. તમે માથે ચાદર ઓઢીને જ સુતા રેજો.'' એમ કહીને એક બાજુ નિત્યાંનંદસ્વામી અને બીજી બાજુ બ્રહ્માનંદસ્વામીએ મહારાજનો ઢોલીઓ અદ્ધર ઉપાડીને ગાડું ચાલે તેમ થોડીવાર ઉંચો નીચો કરીને હેઠે મેલીને કહે કે, હે મહારાજ, આ વગડામાં આવ્યા. હવે તમે પોઢી જાવ. એમ કહીને નિત્યાંનદસ્વામી તથા બ્રહ્માનંદસ્વામી ઢોલીઆની પડખે હેઠા બેઠા. અને મહારાજ બે કલાક પોઢી પછી જાગીને જુંવે છે તો અક્ષર ઓરડી દેખઈને કહે કે, ''સંતો ! તમે તો અમને છેતર્યા. ત્યારે બ્રહ્માંદસ્વામી કહે કે, હે બાપા ! તમે પણ અમને ઘણી વખત (કૃષ્ણવતારમાં) છેતર્યા હતા. પછી મહારાજ કહે હવે તમે સૌ તમારા ઉતારા પર જાવ (વાત-૯૩)

(૬) મહારાજ જમીને મુખવાસ લઈ પીરસવા પંગતમાં પધાર્યા અને 'લ્યો લાડુ, લ્યો લાડુ, એવો શબ્દ કરતા ને પગંતમાં ફરતા થકા. સંતોને બહુજ સ્નેહ કરીને જમાડીને બ્રહ્માનંદસ્વામી પાસે જઈને કહે કે, 'લ્યો દહીં ? ત્યારે બ્રહ્માનંદસ્વામી કહે જે, ''નહીં જોઈએ.'' ત્યારે મહારાજ સ્વામીના માથા ઉપર દહીંનો આખો ગાડવો રેડતા હતા, તથા પોશ (ખોબો) ભરીને દળેલી સાકર તેનાઉપર નાખીને ગણપતિ બનાવતા હવા, એ લીલા બ્રહ્માનંદસ્વામીએ કીર્તનમાં ગાઈ છે કે, ''દહીં દુધના ગાડવા રે માથે ઢોળતા છેલ; ઘેલા થઈને ગોવાલીઆરે ખૂબ પીએ કરી ખેલ. (વાત-૧૦૮)

(૭) દાદા ખાચર, સુરોખાચર, સોમલો ખાચર, હરજી ઠક્કર, લાધો ઠક્કર એ પાર્ષદ, તથા મોટીબા, લાડુબા, રાજબા એ બાઈઓને

મહારાજ કહે કે, ''સત્સંગના'' કોઈક મોટેરા થાય, અને સત્સંગમાંથી કોઈને રાખવો કે કાઢવો તે માથે રાખે, તો અમે રહીએ, નહિંતર સત્સંગમાં અમે નહીં રહીએ. એવા શ્રીજીના વચન સાંભળીને સર્વે હરિભક્તો કહે કે; ''હે મહારાજ સંતોને આવતા સુધી તમો અહીં રહો; અને સંતો આવશે ત્યારે અમો તેને કહેશું.'' ત્યારે શ્રીજી કહે કે ઠીક; સંતો આવતા સુધી અમે રહેશું. સદગુરૂ બ્રહ્માનંદસ્વામી વડનગર વીસનગર ભણી ફરવા ગયા હતા. તે આદ્રજથી બીજે દિવસે આવ્યા. દાદાખાચરે અને સુરોખાચરે તેમને બધી વાત કહી. ત્યાં બીજે જ દિવસે સર્વ સંતો આવી જતા. સહુ સંત હરિભક્તોની મોટી સભામાં શ્રીજી બિરજ્યા. તે વખતે બ્રહ્માનંદસ્વામી મહારાજને સભામાં ઉદાસીપણે બેઠેલા ભાળી પોતે કહેવા લાગ્યા કે, 'અમને હરિભક્તોએ વાત કરી કે મહારાજની ઈચ્છા છે કે સત્સંગમાં કોઈક મોટેરો થાય, તો ગાદીએ બેસવું અને પૂજાવું કેને કડું લાગશે ! જે તમે કહેશો તે મોટેરો થાશે; ને તમે સત્સંગમાં એક ખુણે પડયા રહેજો; તમને કોણ ઓળખે છે કે આ ભગવાન છે ! અમે વાતો કરી કરી તમને ઓળખાવીએ છીએ ત્યારે સૌ ભગવાન જાણે છે. અમે તમને પ્રસિદ્ધ કર્યા છે. નહિ તો સંતો જમે છે તેમ પણ એક સંત છો તેમ જણાશું તમે મુક્તાનંદસ્વામીને આવવા દીયો પછી જેમ કહેશો તેમ કરશું. ઠાલા ઉદાસ થઈને બેસી અમને શું કામ કનેડો છો ? એ પ્રમાણે બ્રહ્માનંદસ્વામીના પરિહાસના વચનો સાંભળીને શ્રીજી મહારાજ રાજી થઈને કહે જે, ''ત્યારે તો ઠીક અમે સત્સંગમાં રહેશું.''. એમ બ્રહ્માનંદસ્વામીએ શ્રીજીની ઉદાસીનતા ટાળીને આખો દિવસ કથા વાર્તામાં વીતી ગયો. (વાત-૧૦૫)

(૮) બીજે દિવસે પ્રાતઃકાળે શ્રીજી ઉઠયા. અને સ્નાનાદિક નિત્ય વિધિ કરીને સંતો સહિત સભામાં બિરાજ્યા. તે સમે મુક્તાનંદસ્વામી પણ વડોદરેથી આવ્યા. પછી બ્રહ્માનંદસ્વામી અને નિત્યાનંદસ્વામીએ શ્રીજીની ઉદાસીનપણાની વાત મુક્તાનંદસ્વામીને કહી. ત્યારે મુક્તાનંદસ્વામી સભા મધ્યે ઉભા થઈને હાથ જોડીને બોલ્યા, હે 'મહારાજ, તમો કહો તેની આજ્ઞામાં અમો રહીશું ને તમો સત્સંગમાં રહો પછી શ્રીજી મહારાજના એક 'રથવેલ' પડી હતી, તેની ઉપર મુક્તાનંદસ્વામી તથા ચૈતન્યાનંદસ્વામીને બેસાડીને તે બેની આરતી પોતે ઉતારી. પછી બ્રહ્માનંદસ્વામીએ અને નિત્યાનંદસ્વામીએ તે આરતી શ્રીજીના હાથમાંથી લઈને ઉતારી; પણ બીજા (બાઠ હ્યાં તેમાંથી) કોઈ ઉઠયા નહીં પછી મહારાજે મુક્તાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામી, ચૈતન્યાનંદસ્વામી, નિત્યાનંદસ્વામી, એ ચારને



સદ્‌ગુરૂ કર્યા અને કહે જે 'આ સત્સંગમાં કોઈને કાઢવો અને રાખવો તે તમારે ચારેને માથે છે.' આજથી તમે સત્સંગના ઘણી છો. પછી સર્વ સંતોને કહે કે, તમારે સર્વેને આમની આજ્ઞામાં રહેવું. એવી રીતે ચાર સદગુરૂઓ કરીને શ્રીજી મહારાજે પોતાની ઉદાસીનતા ટાળી. (વાત ૧૦૬)

(૯) વડતાલમાં મહારાજ ધના તળાવે નાવા પધાર્યા. અને ત્યાં જઈ રંગના ભરેલા વસ્ત્રો ઉતારી જોબન-વરતાલાને આપ્યાં, ને શ્વેત વસ્ત્ર પહેરીને પોતે નાવા સારૂ તળાવમાં પ્રવેશ કર્યો. ત્યાં સુરાખાચરને કહે કે, તમે ક્ષત્રીને આ સાધુએ હરાવ્યા; (રંગે રમતા હરાવ્યા હતા) તે હવે ઢાંકણીમાં પાણી લઈને બુડી મરો. ત્યારે સુરો ખાચર કહે જે, 'મહારાજ ! અમને એ બાવા કોણું હરાવે ? હવે જુઓ આ બ્રહ્માનંદસ્વામી અને હું, જોડે ડુબકી તળાવમાં મારીએ. તેમાં જે વ્હેલો નીકળે તે હાર્યો કહેવાય.' એમ કહીને સુરાખાચરે તળાવમાં ડુબકી મારી. પછી બ્રહ્માનંદસ્વામીએ ડુબકી મારી. [illegible]રો ખાચર થોડીવાર પાણીમાં રહીને બહાર નીકળ્યા. ને બ્રહ્માનંદસ્વામી નીકળવાના થયા તેટલામાં સુરોખાચર ફરીથી ડુબકી મારી ગયા. ને બ્રહ્માનંદસ્વામી જુવે તો સુરોખાચર નહિં નીકળેલા. એ પછીથી થોડીવારે નીકળ્યા ને મહારાજને કહે કે, 'મહારાજ ! આ બ્રહ્માનંદસ્વામી હાર્યા.' તે સાંભળીને બ્રહ્માનંદસ્વામી કહે જે, 'તમે ભગવાન થઈને કપટ કેમ કરો છો ? ત્યારે મહારાજ કહે કે અમારે કપટ નથી; સુરાખાચરને કપટ છે. એવી રીતે ઘણીક રમુજ કરતા કરતાં બહુવાર સ્નાન કર્યુ. (વાત ૬૬)

(૧૦) ગઢપુરમાં લક્ષ્મીબાગમાં કાળીયા નામનો એક આંબો હતો, તે ઉપર કેરીઓ ઘણી હતી; તેથી કરીમ ભક્તને ત્યાં સાચવવા મેલ્યા હતા. તે કેરીભક્તે એક દિવસ ચાર કેરી મુક્તાનંદસ્વામીને આપી. તે સ્વામીએ ચારે કેરીઓને દાબામાં નાખી પકાવી. પછી રસ રોટલી કરી મહારાજે જમાડતા હતા. તેવી રીતે બીજી ચાર કેરીઓ બ્રહ્માનંદસ્વામી આપી તથા નિત્યાનંદસ્વામીને આપી તથા ચૈતન્યાનંદસ્વામીને આપી. તે સર્વે સંતો શ્રીજી મહારાજને વારાફરતી જમાડતા હતા. પછી ભણનારા સંતો નિરંતર લક્ષ્મીવાડીએ નાવા જાય ને કરીમભક્તને કહે કે ''કરીમ ભક્ત ! અમારે મહારાજને કેરીઓ જમાડવી છે; તો અમને આપો.'' એમ સર્વે ભણનારાઓ વારાફરતી કેરીઓ લાવીને મહારાજને જમાડે. પછી મહારાજ ભણનારા સાધુઓને કહે જે, ''અમને કેરીઓ જમાડો છો, તે આગળ પામવા સારૂ જમાડો છો ને ? પણ તે હું તમોને આને આ દેહે ખૂબ

કેરીઓ ખવરાવીશ.'' એમ કહીને લાધા ઠાકરને કહે ''વડતાલ આદિ ચડોતર ગામડાના હરિભક્તોને કાગળ લખો જે, અમારા ભણનારા સાધુને તમારે ત્યાં મોકલ્યા છે; તો તેમને ત્યાં ખુબ કેરીઓ ખવરાવજો.'' એવો કાગળ મહારાજે લાધા ઠક્કર પાસે લખાવ્યો. ને ભણનારાને કહે જે, ''તમે સહુ વડતાલ જવા તૈયાર થાવ'' ત્યારે તે ભણનારા સંતો ઉતારા ઉપર જઈને તૈયાર થવા માંડયા. તેમને જોઈને બ્રહ્માનંદસ્વામીએ પૂછ્યું જે, ''અલ્યા ! તમો સૌ ક્યાં જાવ છો ?'' ત્યારે ભણનરાઓએ સર્વ હકીકત બ્રહ્માનંદસ્વામીને કહી તેથી બ્રહ્માનંદસ્વામી, મુક્તાનંદસ્વામી, નિત્યાનંદસ્વામી, ચેતન્યાનંદસ્વામી એ ચારે મોટા સદગુરૂઓ અક્ષર ઓરડીમાં મહારાજ પાસે આવીને કહે જે. ''હે મહારાજ ! તમે ભણનારાઓને દંડ બહુજ સારો આપ્યો.'' ત્યારે મહારાજ કહે કેમ ? ત્યારે બ્રહ્માનંદસ્વામી કહે કે, ''હે મહારાજ ! એક રાજા હતો, તે દુધ ભાતુ ને સાકર જમતો. તેને જમતા જમતા એક સાકરની કાંકરી દાઢમાં ખુચતાં તે રાજા કહે જે, આવી સાકર કોને દળી હતી ? ત્યારે કહે કે એક દાસીએ દળી હતી. તે સાંભળી રાજા કહે જે, એ દાસીના સાકરના આખા મોટા ગાંગડા છવરાવો, તેમજ તેઓએ પણ કર્યુ.'' ત્યારે, મહારાજ કહે કે, ''તમે એમ કેમ કહો છો ?'' ત્યારે બ્રહ્માનંદસ્વામી કહે કે, ''આ ભણનારા સંતોમાં કોઈ સારસ્વતીની એક આવૃતિ ભણ્યા છે, કોઈ બે ભણ્યા છે તે ભુલી જશે. કેમ કે કેરીઓ ખાવાની મનમાં ઈચ્છા હતી તે તમોએ કાગળ લખ્યો, તેથી ત્યાંના પ્રેમી હરિભક્તો ખુબ કેરીઓ ખવરાવશે. તે ખાઈને તેઓ ખુબ ઉંઘ લેશે. તેથી ભણેલું ભુલી જશે. માટે હે હરિ ? તેને અહીં કેરીઓ મંગાવીને ખવરાવો.'' એવા બ્રહ્માનંદસ્વામીના વચનો સાંભળી શ્રીજી મહારાજ કહે કે, હે લાધા ઠાકર એ કાગળ ફાડી નાખો અને ભણનારાને ત્યાં જવાનીના પાડો તેને અહીં જ કેરીઓ ખવરાવીશું (વાત ૧૪૦)

(૧૧) લોયામાં શકોત્સવ કર્યો ત્યારે એક દિવસે શ્રીજી શાક પીરસીને જરા છેટે ગયા, ત્યારે મુક્તાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામીને કહે જે, આ શાકના વખાણ કેમ કરતા નથી.' ત્યારે બ્રહ્માનંદસ્વામી કહે જે, ''જેને સાંભળવું છે તે તો છેટે વયા ગયા '' ત્યારે મહારાજ કહે કે 'તમારે જે કહેવું હોય તે કહો, હું સાંભળું છું. ત્યારે બ્રહ્માનંદસ્વામી શાકના વખાણ કરવા માંડયા જે આવું શાક તો રાધીકાજીને ન આવડે, લક્ષ્મીજીને ન આવડે, કોઈ દેવી દેવીને ન આવડે, કોઈ મુક્તને ન આવડે, તે જાુવોને, હે સ્વામી ! આ શાકના સ્વાદથી બ્રહ્માદિક દેવો તથા સર્વે ધામના મુક્તો, ને પણ આ શાકના''



વઘારના ખેંચ્યા થકા પોતાના સ્થાનનો ત્યાગ કરીને આપણી જોડે આપણા જેવો વેશ લઈ પંગતમાં આવીબેસીને જમે છે. અને કહે છે કે, આવું શાક તો કોઈ દિવસ અમો જમ્યા નોતા અને હવે જમશું પણ નહીં. એમ કહીને પોતાના શિશ ડોલાવે છે, 'એમ શાકના વખાણ કર્યા તે સાંભળી શ્રીજી મહારાજ ઘણા જ રાજી થયા. (વાત ૧૫૬)

(૧૨) પંચાળમાં થોડો વખત પોઢી ઉઠી ત્રીજો પહોર દિવસ રહ્યો ત્યારે શ્રીજી સંત હરિભક્તોની મોટી સભામાં બિરાજ્યા, તે સમે ધુવાબરાઈના હરિભક્તને પૂજા કરીને શ્રીજીને ધનુષબાણ ધરાવ્યા તે લીલાના બ્રહ્માનંદસ્વામીએ કીર્ત કર્યા જે.

લીધી લટકાળે નંદલાલ કે હાથ કમાનને;
તેની ચટક રંગીલી ચાલ, હરે મન પ્રણને.

એક કીર્તનો સાંભળી શ્રીજી તથા સર્વે સભાજનો બહુ જ રજી થયા. પછી સંધ્યા આરતી ધુન કરી સંતોને શ્રીજી કહે જે રાસ મંડળ રચી સહુ સંથ્યા આરતી ધુન કરી સંતોને શ્રીજી કહે જે રાસ મંડળ રચી સહુ કીર્તન ગાવ પછી સંતોએ શ્રીજીનો ઢોલીઓ વચ્ચે ઢાળીને તેને ફરતા રાસમંડળમાં ફરીને કીર્તનો ગાવા લાગ્યા તેમાં બ્રહ્માનંદસ્વામી, પ્રેમાનંદસ્વામી પ્રજ્ઞાનંદસ્વામીએ ત્રણ કીર્તનો બોલે અને બીજા સંતો કીર્તાનો ઝીલે. શ્રીજી પણ ભેળા ફરે અને કીર્તન ગાય તે સમે એક પ્રેમી હરિભક્ત લુવાણા હતા તેણે પોતાને ઘીરે જઈ ઘુઘરા લાવી શ્રીજીના પગે બાંધ્યા. તે પૃથ્વી કઠણ તેથી ઘુઘરાનો સારો અવાજ થાય તે શ્રીજી સંતો ફરતા ગાય ને સમાના રાસના કીર્તનો.

સખી ગોકુળ ગામના ચોકમાંરે, ખાંતે માંડયો રસીલે ખેલ
રાસે રાસ રંગીલો રંગમારે,
છેલ લો ઢમકે માંડે પાવ ઠાવકારે, વાગે ઘુઘરડીનો ઘેર,
રમે રાસ રંગીલો રંગમારે.

એવી રીતે રાસ કરી કીર્તન ગાતા મધ્ય રાત્રી થી. તો પણ શ્રીજી થાક્યા નહીં. ત્યારે બ્રહ્માનંદસ્વામી કીર્તનનું પ્રથમ ચરણ બોલે મધ્યનાં નહીં બોલતા છેલ્લુ ચરણ નામાચરણ બોલે ને જાણે જે હમણાં મહારાજ (નામાચરણ સાંભળીને) રાખો અમે કહેશે. પણ બહુવાર થઈ તો પણ શ્રીજીએ રાખો તેમ કહ્યું નહીં. પછી તો સ્વામીએ એકસંત પાસે સંતોના ઉતારામાં એમ બુમો પડાવી કે ચોર છે. ચોર છે, ચોર છે,'' તે બુમો સાંભળી શ્રીજી કહે, શું છે ? તે રાસ બંધ રખાવ્યો, પણ ચોર તો કોઈ હતો નહીં, ત્યારે શ્રીજી બ્રહ્માનંદસ્વામીને કહે કે, આ તો

તમારૂં કામ લાગે છે.'' ત્યારે સ્વામી કહે કે, ''હે હરિ, ફરી ફરીને પગ દુઃખી ગયા, તાળીઓ જોરથી પાડી પાડીને હાથ પણ દુઃખી ગયા અને ગાઈ ગાઈને ગળું પણ મોઢું દુઃખવા આવ્યું, પણ તમો થાક્યા નહીં. ત્યારે મારે આ કળા કરવી પડી. કેમ જે હજી કાલેં રંગે રમવું છે.'' ને સાંભળી સંતો અને શ્રીજી રાજી થયા અને સૌને આસને ગયા. (વાત ૧૬૨)

(૧૩) સદ્દગુરૂશ્રી મુક્તાનંદસ્વામી અને બ્રહ્માનંદસ્વામી એ બેય જણા એક વખત ઝાલાવાડ દેશના કારેલા ગામે ફરતા ફરતા ગયા, ત્યાં તેમને એક વેરાગી બાવો મળ્યો. તે બંને સંતોને પોતાની જગ્યામાં તેડી ગયો અને પછી ડેલીનું બારણું બંધ કરી એક મોટો છરો લઈને છીપરી ઉપર ઘસવા મંડયો અને બોલવા મંડયો કે, ''જીવનમુક્તા તુમેરા નાક ઓર કાન દોનું કાટુંગા'' એમ બોલતો જાય અને છરો ઘસતો જાય અને ગાળું દેતો જાય. એ જોઈને બ્રહ્માનંદસ્વામીએ મુક્તાનંદસ્વામીએ મુક્તાનંદસ્વામીને કહ્યું કે, ''હે સ્વામી ! બીજું બધું તો ઠીક; પણ આ બવો આપણા હાથ-પગ કાપે કે ભલે માથું કાપે તે સારૂં; પણ જો નાક કાન કાપશે તો આપણે જ્યારે સભામાં બન્ને આગળ બેસી વાતો કરશું ત્યારે કોઈ કહેશે કે. આ સ્વામીના નાક કાન કોને કાપ્યાં હશે ?'' તે સાંભળીને મુક્તાનંદસ્વામી કહે કે, ''સ્વામી ! શાસ્ત્રમાં પૂર્વના ભક્તોની વાતો છે; જે કોણેક કરવત મુકાવ્યું, કોઈક ભંગીયાને ઘરે વેચાણા, કોઈએ માનો ત્યાગ કર્યો, કોઈએ બાપનો ત્યાગ કર્યો, અને ભગવાન ભજ્યાા. તે વાર્તાઓ શાસ્ત્રમાં લખાણી છે; તે ભેગી આપણી પણ આપણા ભગવાનના અર્થે નાક કાન કપાશે તે લખાશે.,'' એમ કહીને વળી કહેવા લાગ્યા કે, સ્વામી ! શ્રીજી મહારાજને સંભારો, બાવાના નાડી પ્રાણ કોના હાથમાં છે ? શ્રીજી મહારાજ આપણી રક્ષા કરશે. તેટલામાં બાવો નીસાણાના પાણા ઉપર છરાની ધાર ઘસીઘસીને ખૂબ તીખી આકરી કાઢી, તેને પાણીથી ધોઈને તૈયાર કરવા લાગ્યો એ જોઈને બ્રહ્માનંદસ્વામી કહે કે, ''સ્વામી ! આ બાવો હવે છરો સજીને હમણાં ઉઠવાની તૈયારી કરે છે. મહારાજ હવે ક્યારે રક્ષા કરશે ?'' ત્યાં તો શ્રીજી મહારાજે એ ગામના મુખીની સ્ત્રીમાં પ્રવેશ કર્યો. તે એવી રીતે કે બાઈ પાણી ભરીને ત્યાંથી નીકળી ત્યારે વેરાગી બાવો ગાળું દેતો હતો, અને કાન નાક કાપવાં છે તેમ બોલતો જાય ને છરો ઘસતો જાય, તે બાઈએ સાંભળીને ગામના ચોરે પસાયતા બેઠા હતા. ત્યાં આવીને કહ્યું કે, મુખી ગામમાં નથી અને ઓલ્યો વેરાગી બાવો પોતાની જગ્યામાં બે સાધુઓને પુરી છરો સજીને તેના નાક કાન કાપવાની તૈયારી કરે છે. તે તેને ગાળો દીએ છે. તે હમણા તે બંને સાધુના નાક કાન કાપશે માટે બે ત્રણ પસાયતા ત્યાં

* સંતો ! એમ પણ વાત કરતા હતા તે વખતે ચોરા પાસેથી રાઘવ જત નીકળ્યા અને બાવાને છરો ઘસતો જોઈ પૂછયું બધી વાત જાણી લેતા રાઘવ જતે બાવાને સખ્ત ઠપકો આપ્યો અને બંને સંતોને ગામના સીમાડા સુધી સહિસલામત મૂકી આવ્યા. જૂઓ અ. ૪ વાત ૯



જઈ તે સાધુઓને ત્યાંથી બાવાની જગ્યામાંથી કાઢીને ગામના સીમાડા સુધી મેલી આવો; ને વેરાગીને ડારો કરજો. એ પ્રમાણે મુખીની બાઈનો હુકમ થતાં ત્યાંથી પસાયતો એકદમ દોડીને તે વેરાગીને ગાળો કાઢતો તેની જગ્યામાં આવ્યો એટલે મુક્તાનંદસ્વામી કહે કે, 'જુવો સ્વામી ! મહારાજ આવ્યા. પછે તે રાવળીએ (પસાવતે) આવી વેરાગી બાવા પાસેથી છરો આંચકી લઈ બંને સાધુઓ (મુક્તાનંદસ્વામી તથા બ્રહ્માનંદસ્વામી) ને બાવાની જગ્યામાંથી બહાર કાઢી ગામના સીમાડા સુધી વળાવી, સીમાડે પહોંચાડી ગામમાં આવ્યો આમ શ્રીજી મહારાજે મુખીની બાઈ દ્વારા બને સદ્‌ગુરૂઓની રક્ષા કરી હતી ( વાત ૧૮૦)

(૧૪) વરતાલમાં બેય આચાર્ય કરી તેમની પૂજા કરાવી ને શ્રીજી મહારાજે કહ્યું કે, હે સંતો, સૌ, સૌના દેશની, દેવની તથા આચાર્યની પૂષ્ટિ કરવી, એવી રીતે વાત કરે છે. તેવા સમામાં કાતમ દેશમાં હળધર કરીને ગામ છે. તેના રહેવાશી હરબાઈ કરીને એક શેખ હતા, તે પોતાના નથુ નામના દીક્રાને લઈને વડતાલમાં લક્ષ્મીનારાયણ દેવના મંદિરમાં રહેલા અને તે દરરોજ ચોક વાળે તથા બીજી ઘણી સેવા કરે. તેથી તેના દીકરા ઉપર મહારાજ રાજી થયેલા, ને તે સમે તે નથુ મહારાજની સનમુખે આવીને હાથ જોડીને ઉભો રહ્યો. તે જોઈને મહારાજ બ્રહ્માનંદસ્વામીને કહે જે, બ્રહ્માનંદસ્વામી ! આ તો રાધીકાજીને પુત્ર છે. ત્યારે બ્રહ્માનંદસ્વામી કહે કે, ''હે મહારાજ અમે કોના દીકરા ?'' ત્યારે મહારાજ કહે કે તમે તો બીજી ગોપીઓના ત્યારે સ્વામી કહે કે, મહારાજ ! બાપ તો એક જ છે ને ? ત્યારે મહારાજ કહે કા, હા બાપ તો એકજ છે. એટલે સ્વામી કહે કે, ત્યારે વાંધી નઈ. માયુંને તો અમે ઘણાય સમજાવી લેશું એવી રીતની રમુજ મહારાજ સભામાં કરતા હતા. (વાત ૨૦૩)

(૧૨) મહારાજ તથા સંતો ધોળેરેથી ચાલ્યા ને રોજકે ગયા અને ત્યાં ઘઉંની ખળીયોમાં ઉતારો કર્યો અને કાઠીઓ રોજકાના તળાવામાં ઘોડા પાવા ગયા ત્યાં પાણી થોડું અને કાદવ વિશેષ તેમાં પહેલાં ઘોડું 'માતરા ધાધલે' નાખ્યું તે કોદવમાં ખુંચી ગયું. તેથી એમના મનમાં એમ થયું જે, બીજા કોઈ હવે નહિં નાંખે ને મારી સૌ મશ્કરી કરશે, તેથી તે ''ત્રોહ ત્રોહ'' (એમ ઘોડાને પાણી પાતા બોલાય તેમ શબ્દ કરવા લાગ્યા પછી રાત્રી પડી જતા અંધારૂં હતું તેથી કોઈને કાંઈ સમજ્યું નહી અને બધાય કાઠીઓએ ઘોડાઓ તેમાં નાખ્યા તે ઘોડાઓ ખૂંચી જતાં કાદવ

વાળા થયાં, ત્યારે બીજા કાઠી કહે કે, ''અલ્યા ! માતરા ! તેં કેમ કીધું નહીં કે અહીં પાણી નથી કાદવ છે ?'' ત્યારે તે કહે કે, બા, ભણું, પાણી ઘણો છે. ઉંધે માથે ગળા સમો છે. પછી તે ઘોડાને થોડું પાઈને બહાર કાઢયા. તે કાદવવાળા ઘોડાઓ લઈ શ્રીજી પાસે આવ્યા. તે જોઈને શ્રીજી મહારાજ કહે કે, 'આ તમારા બધાયનાં ઘોડા કાદવવાળા કેમ થયા ? તેથી કાઠીઓ કહે કે, 'હે મહારાજ, આ માતરા ધાધલે ત્રોહત્રોહ કરીને અમારા ઘોડાં કાદવવાળા કર્યા તે સાંભળી શ્રીજી મોઢે રૂમાલ દઈને હસ્તા હતા. તે સામે સદગુરૂ બ્રહ્માનંદસ્વામીએ એક દ્રષ્ટાંત કીધું કે ''હે હરિ ! આ તો એવું થયું કે, એક ગામમાં ગણપતિજીનું દેવળ હતું. તેમા ગણપતિજીની બહુ જ મોટી મૂર્તિ પધરાવેલી હતી. તેમની દુંટીમાં એક નાનો વીંછી ભરાઈ રહેલો તે સમે ખાતર પાડીને સાત ચોર ત્યાં આવ્યા તેમાંથી એક ચોર તે ગણપતીજીની મોટી દુંટી જોઈને તેમાં આંગળી નાખી કે વીંછીએ ચટકો ભર્યો. તે સમે ચોર એમ બોલ્યા, ''ઓહોહોહો ! આ ગણપતીજીની દુંટી ટાઢી શીતળ હીમ જેવી છે.'' તે સાંભળી બીજે ચોરે તેમાં હાથ નાખ્યો, તેણે પણ વીંછીએ ચટકો ભર્યો ! ત્યારે તેને પણ તેમ જ કહ્યું, એવી રીતે વારા ફરતી સાતેય ચોરને તે વીંછીએ ચટકાવ્યા, પણ કોઈ ચોરે વીંછી કરડયો એમ ન કહ્યું. એ સાંભળી સહુ કે, હા મહારાજ આ તો એ ચોરના જેવું જ થયું એમ કહી શ્રીજીને ખુબ ખુબ હસાવ્યા, (વાર્તા ૨૦૬)

(૧૬) એક સમે વડતાલમાં શ્રીજી મહારાજ લક્ષ્મીનારાયણ દેવના દર્શન કરી મંદિરની રૂપ ચોકી ઉપર બિરાજમાન હતા; અને ઘણાં સંતો પણ ફરતા પાસે પાસે બેઠા હતા. ત્યારે શ્રીજી એમ વાર્તા કરવા લાગ્યા કે, ''બ્રહ્મા, વિશ્નુ, શિવ, દશદિગપાળ, શેષનારાયણ, પંચભુત, એ સર્વેને ભગવાને એક જ ફેરો આજ્ઞા કરી છે તેમ તે સહુ વર્તે છે. બ્રહ્માને સૃજવાની, શિવને સંહાર કરવાની, વિશ્નુને પોષણ કરવાની આજ્ઞા કરી છે.'' ત્યારે સદગુરૂ બ્રહ્માનંદસ્વામી કહે જે, ''તે તમારાથી થાય તેમ નથી.'' ત્યારે સ્વામી કહે. એ તો જેને તેમ કહો તે કરે.'' ત્યારે મહારાજ કહે કે, સ્વામી ! તમે આ ત્રણ દિવસ સુધી સર્વે જગતનું પોષણ કરો, એમ કહીને કહે જે, અંતર્યામી શક્તિ અને પોષણ શક્તિ તમને આપી'' એમ શ્રીજીએ



ત્યાં બ્રહ્માનંદસ્વામીને આજ્ઞા કરી. તેથી બ્રહ્માનંદસ્વામીને ત્રણ દિવસ સુધી જગતનું પોષણ કર્યુ. તેમાં એક જણ મહા પાપી હતો, તેથી તેને ત્રણ દિવસ સુધી, સ્વામી અન્ન ન આપતા હતા. એ વાત જાણીને મહારાજે બ્રહ્માનંદસ્વામીને ચોથે દિવસે કહ્યું જે, ''હે સ્વામી ! સર્વ જગતને પોષણ કરી રહ્યાં ?'' ત્યારે સ્વામી કહે, હા મહારાજ, એક બહુજ પાપી છે તેને મેં ત્રણ દિવસથી અનાજ આપ્યું નથી, ત્યારે મહારાજ કહે જે, 'સ્વામી ! આટલા દિવસોથી વિશ્નુ આ જગતનું પોષણ કરે છે; તેમા કોઈ પાપી હશે કે નહિ હોય ?' ત્યાગી સ્વામી કહે કે હું તો આવા પાપીને અનાજ ન આપું અને આ લીયો તમારી પોષણશક્તિ મારે નથી જોઈતી. એમ કહીને શ્રીજીને પોષણ શક્તિ પાછી આપી. ત્યારે શ્રીજી કહે કે સ્વામી, એ કામ કઠણ ખરૂં કે નહી ? ત્યારે સ્વામી કહે, હે હરિ, કઠણ ખરૂં'' સ્વામી તો મહા ધર્મનિષ્ઠ, તેથી પાપીના ઉપર પોતાના ધર્મના અંગને લઈને વેર રાખે. પણ કાંઈ અસમર્થ ન્હોતા. આખા બ્રહ્માંડનું કાર્ય કરવું હોય તો તે કરી શકે તેવા સમર્થ હતા. (વાર્તા૧૨૭)

(૧૭) શ્રીજી મહારાજે એકવાર સભા કરીને કહ્યું કે, ''સર્વે સર્વના નિશ્ચયને કહો, પછી સ્વરૂપાનંદસ્વામી, વ્યાપકાનંદસ્વામી, સંતદાસજી વગેરે સમાધિવાળાન કહ્યું; પણ કોઈ બોલ્યા નહીં. મહારેજ કહ્યું, કેમ કોઈ બોલતા નથી ? ત્યારે મુક્તાનંદસ્વામીએ કહ્યું કે, હે મહારાજ એ કોઈ નહી બોલે તેમ બ્રહ્માનંદસ્વામીને બોલાવો ત્યારે મહારાજે બ્રહ્માનંદસ્વામીને કહ્યું જે, તમે બોલો. પછી બ્રહ્માનંદસ્વામીએ કહ્યું જે, ''મારા પોતાના જ એક કીર્તનમાં મેં કહ્યું છે કે, ''બ્રહ્માનંદના નાથ તમારો મહિમા જાણે છે. મોટા જ્ઞાની રે,'' ત્યારે મહારાજે કહ્યું કે, એવાત સાચી, પણ તમારા અંતરમાં જેવો આનંદ હોય તેવો બોલો. ત્યારે બ્રહ્માનંદસ્વામી બોલ્યા જે, ''હે મહારાજ ! જ્યારે હું નાનો બાળક હતો, ત્યારે મેં વિચાર કર્યો કે, જગતના છોકરાં નાના હોય તે રમકડું લઈને રમે, પણ હું તેવો નથી. અને દેહ ધર્યો ત્યારે છોકરૂં પણ કહેવાયો. પછી રમવાનો વિચાર કર્યો, જે સારા રમકડા લઈને રમવું. પછી અનંતકોટી બ્રહ્માંડના સૂર્ય, ચંદ્ર, તારા, અગ્નિ, લોકપાળ, ઈન્દરાજા, બ્રહ્મા, વૈરાટ, ઈશ્વર, પ્રધાન પુરૂષ મહાપુરૂષ જેવાને પણ એક જ હાથમાં આકર્ષણ કરી લીધા. ને તે રમકડે હું રમ્યો. પછી જે જે બ્રહ્માંડના ઈશ્વર જે જે સ્થાનકના જીવ, અને દેવ તેને બીજા સંકલ્પે કરીને ઉત્તન્ન કર્યા; અને તે બ્રહ્માંડની ક્રિયા સર્વે ચાલતી હતી.

પછી વિચાર કર્યો જે, આ તો પોતાના અંગમાં રમત છે. માટે આમાં શું રમીએ ? હવે તો કોઈ મોટા સુખનો વિચાર ગોતીએ એમ કહીને આત્મા સામું જોયું ત્યાં શિતળ શાન્ત અને અપરિમિત ગુણે યુક્ત ને અતિ અપારનો પાર લેવા માંડયો, તો પાર ન આવ્યો. પછી જાણ્યું જે આ સુખના નિયંતા કોણ છે ? તે અતિ અપાર પુરૂષોત્તમ મોટી સભા દેખીને તેમાં 'અતિ હેત થયું, પછી એ થયુ જે, આટલા બધામાં મોટો કોણ હશે ? ત્યાં તો હે મહારાજ તમને મોટા દેખ્યાં પછે એમ થયું જે, આ મહારાજ છે તે તો મારા છે અને હું એ મહારાજનો છું એ વાત ક્યે દિવસથી સિદ્ધ થઈ છે ? એનો પાર લેવા માંડયો. પણ પાર આવ્યો નહીં.'' અનાદિનો છે, આટલી વાત કરીને બ્રહ્માનંદસ્વામી બેસી ગયા. ત્યારે મહારાજે કહ્યું જે, ''કેમ વાત કરતા બંધ રહી ગયા ?'' ત્યારે સ્વામીએ કહ્યું કે, આ કહ્યો એવો નિશ્ચય તો હું જ્યારે નાનો બાળક હતો ત્યારે હતો; હવે તો હું મોટો થયો, સાધુ થયો, સમાગમ કર્યો, અને તમારી સેવા કરી, માટે હાલનો નિશ્ચય એથી બહુજ મોટો છે. તે હવે કહેવાય તેમ નથી, (સદ્‌ગુરૂ હરિચરણદાસજીના પત્રમાંથી)

## (૨)

## શ્રી પ્રસાદાનંદસ્વામી કૃત શ્રી સ્વામિનારાયણ ચિરણ

## લિલામૃતમાંથી (૨૦)

(૧) એક સમયે શ્રી બ્રહ્માનંદસ્વામીના શરીરે કસર થી અને બહુ જ મંદવાડ વધી ગયો અને દેહ રહે નહિં તેવા ચિહ્ન જણાયાં, શ્રીજી મહારાજને એ વાતની ખબર થતાં મહારાજ તુરત જ સ્વામી પાસે પધાર્યા, અને મહારાજે પોતે પોતાના હાથે ચંદન ઉતાર્યું. ત્યાં તો બીજા ઘણાક મનુષ્યો ત્યાં આવ્યા પછી મહારાજે પોતે પોતાના હાથથી ઉતારેલા ચંદનથી સ્વામીની નખ શીખા પર્યંત અર્ચા કરી ને પૂજા કરી અને પોતે જે ગુઢો રેંટો ઓઢયો હતો, તે સ્વામીને માથે ઓઢાડયો, પણ સ્વામીને (બે શુદ્ધિ હોવાથી) એ વાતની કંઈ ખબર ન પડી. પછી શ્રીજી મહારાજ કહે કે, ''સ્વામીની તો આવરદા પુરી થઈ છે, તો તમે સર્વે હરિભક્તો, થોડી થોડી આવરદા આપો તો તે રહે.'' ત્યારે સર્વે હરિભક્તો બોલ્યા કે હે મહારાજ, અમારી આવરદા લ્યો. અને બાઈઓ પણ દુર બેઠેલ હતા તેઓ



પણ બોલ્યાં '' જે અમારી પણ આવરદા લ્યો.'' પછી મહારાજે બ્રહ્માનંદ * સ્વામીને શરીરે નખ શીખા પર્યત હાથ ફેરવ્યો ને એમ બલ્યા જે, હવે

* સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીનો મંદવાડ મહારાજે મટાડી આયુ્ય આપી એ વિષે ''હરિલીલામૃત'' ગ્રંથના કળશ ૭ વિશ્રામ ૪૭ માંથી સાર આ નીચે આપવામાં આવ્યો છે.

ચોપાઈ

બ્રહ્માનંદને એવે પ્રસંગે, મંદવાડ થયો કાંઈ અંગે,
બહુ માંદા દેખી મુનિરાય, દીલમાં બહુ દીલગીર થાય,
મુનિ સત્સંગના થંભ જેવા, કવિતો કોઈ ન દીસે આવા
કોઈ દિવસ જો શ્રીજી રીસાય, પાસે કોઈ થકી ન જવાય,
કવિતા બ્રહ્મમુનિ સુણાવે, ઉદાસી હોય તોય હસાવે,
રીસ તો ઝટ ઉતારી જાય, વાદળાં જેમ પવને વિખાય,
કહે સૌ મુનિબ્રહ્મ જો જાશે, સત્સંગીની શી ગત થાશે.

એવું જાણીને સર્વ સાધુએ શ્રીજી મહારાજ પાસે સ્વામીશ્રીનો મંદવાડ મટાડવા અરજ કરી. ત્યારે મહારાજ કહે કે, ''આ દેહ પ્રારબ્ધને વશ છે. તેમની આવરદા થઈ રહી છે. તો કોટી ઉપાયે કોઈથી જીવતા ન રખાય. તે સાંભળી સહુ સંતો હરિભક્તો કહે કે, ''હે મહારાજ ! કાળ કર્મ તો તમારે વશ છે. તમે જેમ કરો તેમ થાય તેમ છે. બીજાથી તે ન થાય. માટે સ્વામીને ઉગારો. એમ કહી સૌ સભાની આંખમાં પાણી આવ્યા. તે જોઈ મહારાજને દયા આવીને કહે કે, ''આ સભામાં જે બાઈ ભાઈ હાજર છે, તે પોતે પોતાની આયુષ્યમાંથી સાત સાત દિવસની આયુષ્ય બ્રહ્માનંદસ્વામીને આપે તો બ્રહ્મમુનિ જીવતા રહે.'' એ વખતે છસો જેયલા સભામાં બેઠેલા તમામ સ્ત્રી–પુરૂષોએ સાત સાત વિસની આયુષ્ય આપી. એથી શ્રીજી મહારાજ કહે કે. ''બ્રહ્મમુનિ હવે ૧૨ વરસ આ પૃથ્વી ઉપર જીવતા રહેશે.'' એ સાંભળી સહુ રાજી થયાં ને સ્વામીને પણ આરામ થી ગયો (વિ. સં. ૧૮૭૬) તે પછી બ્રહ્માનંદસ્વામી પાસે સ્વામીના ઉપદેશથી સાધુ થયેલ એક વિચિત્ર સ્વભાવનો શિષ્ય હતો. તેને મંડળમાં કોઈ સાધુથી મેળ ન રહેવાથીં સ્વામીના મંડળનો ત્યાગ કરીને શ્રી મુક્તાનંદસ્વામીના મંડળમાં જઈ રહ્યો. શ્રી મુક્તાનંદસ્વામીને એમ જે આ સત્સંગમાંથી અવગુણ લઈને પડી જાશે માટે જેમ તેમ કરી સમજાવીને રાખવો. તેથી રાખેલો એ વાતની જાણ શ્રી બ્રહ્માનંદસ્વામીને થતા તેને બોલાવીને ઘણી રીતે સમજાવ્યો; પણ તે

તો આ રહ્યાં છે એમ મહારાજ દરબારમાં પધાર્યા તે પછી ત્રીજે દિવસે, બ્રહ્માનંદસ્વામીએ કીર્તન કરીને ખરડો લખીને દરબારમાં મોકલાવ્યો. ત્યારે મહારાજે તે કીર્તનનો ગવરાવ્યા તેમાં સ્વામી કહે કે,

મને રોકીમાં મહારાજ, માણીગર માવજી રે;
મારે ઘરે છે ઝાઝુ કાજ, નટવર નાવજી રે.

સ્વામી પાસે ન રહેતા શ્રી મુક્તાનંદસ્વામીના મંડળમાં જ રહ્યો. તેથી સ્વામીને શંકા આવી કે શ્રી મુક્તાનંદસ્વામીએ ફોસલાવીને મારા ચેલાને પોતે પાસે રાખ્યો છે. તેવી રીસ ચડવાથી પોતે મુક્તાનંદસ્વામીના દર્શન કરવા સાત દિવસ ન ગયા.

મુક્તાનંદના દર્શન કાજ, સાત દિન ન ગયા મુનિરાજ;
શ્રીજી આગળ જઈ ને તે સહી, વાત સર્વ રતનજીએ કહી.

પછી તે દિવસે સાંજની સભામાં શ્રી નિત્યાનંદસ્વામી પંચમ સ્કંધની કથા વાંચતા હતા, તેમાં ભરતજીનું અખ્યાન આવ્યું. તે કથા પુરી થઈ ત્યારે શ્રીજી મહારાજે ઉપદેશની વાતો કરતા કહ્યું કે જેમ જડભરતજી વર્ત્યા, તેમ સાધુએ વર્તી, રાગદ્વેષને ત્યાગ કરવો જોઈએ, મારૂ તારૂ ન રાખતાં આપમાન થાય તોય પણ રીસ ન રાખવી જોઈએ. એ સાધુ કહેવાય, એમ કહી બ્રહ્માનંદસ્વામીને કહે છે. કે.

બ્રહ્માનંદ સુણો ભલા સંત, તમે છો ભલા વૈરાગ્યવંત,
તમે કાવ્ય કળા વિષે કાવ્યા, ઘમા ભૂપના શિરપાવ લાગ્યા.
કૈક રાજાએ રાખવા માંડયા, પણ છેક તમે તેને છોડયા
પછી આવ્યા આ પાંચાળ દેશ, અમારો શાંભળ્યો ઉપદેશ
ઉપજ્યો ઉરમાં વૈરાગ્ય; ત્યારે કીધો કુટુંબનો ત્યાગ,
તમે ત્યાગી થયા બડ ભાગી, તમ તુલ્ય છે કોણ વિરાગી
દીઠું અચરજ આજ વિષેશ, કગ્યા માર્યોએ તમામ પ્રવેશ,
મુક્તાનંદ સાથે મૂનિરાયા, એક ચેલાને માટે રીસાયા,
મુક્તાનંદ ગુરૂ છે અમારા, તે તો જાણવા ગુરૂ તમારા.
આજ સાત દિવસ ગયા વહી, તમે દર્શન પણ કર્યા નહીં.
ઓરડામાં હતા મોટી બાય, બોલ્યા ત્યાંથી અહો મુનિરાય,
સાધુમાં પણ ચેલાને માટ, થાય છે આવી તો ફુટફાટ.
પછી બ્રહ્મમુનિ બોલ્યા વાણી, કહું શાંભળો સારગપાણી.



એ સાંભળીને મહારાજ બોલ્યા જે ''હવે તો સુજે તેવા મ્હેણા દ્યો, પણ રહ્યાં તે રહ્યાં જ'' એમ ભઘવાન છે તે તો કર્તા અકર્તા, અને અન્યથા કર્તા ! છે; તે જે જડ હોય તેને ચેતન કરે, અને ચૈતન્ય હોય તેને જડ કરે, એવી ભગવાનની અલૌકિક કળા છે, તેને કોઈ જાણી શકે નહીં. (વિશ્રામ-૨૨)

(૨) ગઢડામાં થાળ જમીને શ્રીહરિ સંતની પંકિતમાં મોતૈયા લાડુ પીરસતા જાય ને છાતીમાં ચરણ આપતા જાય. પછી દુધની વટલોી લીધી ને બ્રહ્માનંદસ્વામી ઉપર રેડી ને પ્રેમાનંદ (પ્રેમસખી) સ્વામી ઉપર દુધની ઝાલક નાખી તે પછી ઘડીક કેડે ઘેલે નાવાને પધાર્યા, ત્યાં ખળ ખળીયાની ઉગમણી કોરે જે ધરો છે, ત્યાં ન્હાઈ વસ્ત્રો પહેરી ઘોડીએ સ્વાર થી દરબારમાં પધાર્યા તેના ઉપર બ્રહ્માનંદસ્વામીએ કીર્તન કર્યા જે, ''સજ્યા શણગાર શોભતારે, આજ સખી વ્રજરાજ'' તથા 'વાલે દૂધ તણી લઈ હેલ ઢોળી માથે રે' વેગરે. (વિશ્રામ-૩૪)

---

નથી મારો એમાં કોઈ વાંક, હુ તો છુ સત્સંગમાં રાંક.
પણ માંદો થયો હતો જ્યારે, સૌએ આવરદા આપી ત્યારે,
કોઈ બાઈ હશે વઢકારી, ખરી હોય જેવી બલ્લાખારી.
એની અયુષના દિન સાત, આ મેં ભોગવિયા નરભ્રાત,
એમ ઉચ્ચારીને ઉભા થઈ, મુનિ મુક્તની આગળ જઈ,
કર્યો પ્રેમથી દંડ પ્રણામ, વળી વિનંતી કરી એહ ઠામ.

હે મુક્તાનંદસ્વામી હું ઘરબારનો ત્યાગ કરી સાધુ થી ગયો, કંઈ ઘરેથી પુત્ર કે શિષ્ય લાવ્યો ન્હોતો પણ આ શિષ્યમાં ભરતજીના મૃગલાની જેમ આશક્તિ થતાં મારી બુદ્ધિમાં ફેર પડતાં આમ થયું છે. માટે ક્ષમા કરજો. એમ કહી દંડવત કરતા શ્રી મુક્તાનંદસ્વામીએ સ્વામીશ્રીનો હાથ ઝાલી બાથમાં લઈ મળીને બોલ્યા કે, ''હે બ્રહ્મમુનિ ! તમે કંઈ ઈર્ષા નથી. કરી. તેમ મને તેનું કંઈ દુઃખ નથી લાગ્યું. મારૂં જે મનું હેત તમારા ઉપર છે તેવું જ છે. માટે તમો ચિંતા ન કરો. એમ કહી અરસપરસ મળી શ્રીજી મહારાજને દંડવત કર્યો આથી શ્રીજી મહારાજ બહુજ રાજી થયા હતા.

(૩) એક દિવસ સભા કરીને શ્રીજી મહારાજ ગઢડામાં પોતાના ઉતારને વિષે વિરાજમાન હતા, તે સમયે મુક્તાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામી, નિત્યાનંદસ્વામી, ચૈતન્યાનંદસ્વામી, એ આદિક જેભણનારા સંત તેમને મહારાજે એમ આજ્ઞા કરી કે, ''તમો સર્વે સુરત શહેરમાં જઈને ભણો ને હરિભક્તો આગળ કથા વાર્તા કરજો. એમ કહી થાળ જમીને મુક્તાનંદસ્વામી આદિક જે સુરતમાં જનારા સંત તેમને આપ્યો. (વિશ્રામ-૪૧)

(૪) મહારાજે અક્ષર ઓરડીમાં મોક્ષધર્મની કથાનો આરંભ કરાવ્યો ત્યાં તો સુરત શહેરથી બ્રહ્માનંદ સ્વામી આદિ સંતો આવે છે તેની ખબર આવી. એટલે મહારાજ ઘોડીએ પલાણ નખાવી ને સ્વાર થઈને સંતો સામા ચાલ્યા. ખોપાળાના મારગે સંતો આવતા હતા, તેમણે મહારાજને માણકી ઉપર બીરાજેલા દેખા, ત્યારે તે સર્વે સંતોએ મહારાજને દંડવત કર્યા, એટલે મહારાજ ઘોડીથી ઉતરી સંતોને મળવા હતા. પછે દરબારમાં પધાર્યા. ને થાળ જમીને પ્રસાદીનો થાળ બ્રહ્માનંદસ્વામી વગેરેને આપ્યો. પછી સ્વામીએ સુરતના મહા વેદંતનો પંડિત મુનિબાવાની વાત વિસ્તારીને કહી * એ સાંભળી ને પછી એક માસકેડે મહારાજે બ્રહ્માનંદસ્વામીને સુરતમાં એ મુનીબાવા પાસે ભણવા મોકલ્યા; તે થાળ જમાડીને ખૂબ આશીર્વાદ આપી વિદાય કર્યા. (વિશ્રામ ૪૩)

(૫) ગઢડામાં  મહારાજ સવામાં ઓરડાની ઓંસરીએ ઉગણમે મુખારવિન્દે ઢોલીયા ઉપર વિરાજમાન થયા હતા અને સંતો સર્વે નાહીને પૂજા કરી રહ્યાં હતા.ત્યાં તો પાળાએ સંતોની જાયગામાં આવી શ્રીજી સભામાં પધાર્યાની ખબર આપી; એટલે સહુ સંતો ત્યાં જઈ મહારાજને પગે લાગીને બેઠા. પછી શ્રી બ્રહ્માનંદસ્વામી બોલ્યા જે,આ સંતોએ તો અમારી પાસેથી નિયમ લીધા. તે તમે મને શું નિયમ આપો છો ? ત્યારે મહારાજ બોલ્યા જે, તમારે ચાર કિર્તનનું નિયમ-જે નિત્ય નવા કરવાં. ત્યારે સ્વામી

* સ્વામીએ વાત કરી કે નાસ્તિક અને વિદ્યાનો અભિમાની તેમજ રાજ્યનો માનીતો અરદેશર કોટવાળનો ગુરૂ છે; સિદ્ધ દશાને પામેલ છે, ખટદર્શનનો આચાર્ય છે; જીવનમુક્તાનું નામ સાંભળી નિંદા કરે છે,  વગેરે વગેરે હકીકત અમે છુપી રીતે મેળવી છે. તે આપણા સાધુને ભણાવશે નહીં. પછી શ્રીજી મહારાજે પોતાની સર્વેજીવહિતાવહ વિશાળ ભાવનાનો વિચાર કરીને બ્રહ્માનંદસ્વામીને સમજાવીને મુનિબાવા પાસે ભણવા જવા આજ્ઞા કરી.



બોલ્યા જે,હું નિયમ નવા નવા રાગ ક્યાંથી લાવુ ? મારે તો રાગના ઉપર બળ ચાલે. તરે મહારાજ બોલ્યા જે, ઓલ્યો રૂડીઓ તમારો જે શિષ્ય છે,તે રાગ નવો જે દિવસે લાવે તે દિવસે સારા કીર્તન સારા રાગ ઉપર કરજો. ત્યારે સ્વામી બોલ્યા જે. તમે સાંભળવું નિયમ રાખો, તો હું નિત્ય કીર્તન કરું. ત્યારે મહારાજ કહે કે, ''અમે સંભળાવે. એમ અખોય ચાતુર્માસ અનેક લીળાના અને ઉત્સવના નવા નવા પદો સ્વામીએ કર્યા હતાને શ્રીજી મહારાજ તે સાંભળી રાજી થાતા. (વિ-૪૬, ૪૭)

(૬) એક દિવસ મહારાજે શાકમાં ઘી નાખ્યું અને પછી હળદર નાખી ઘીથી ચીકણા તે હાથમાં હળદર ચોટેલી તેવા હાથે મહારાજે પોતાના ખેસ અને રૂમાલે લૂછયા. તેથી મહારાજનું અંગ ને લુગડા પીળા થી ગયાં. તે જોઈને બ્રહ્માનંદસ્વામી બોલયા જે. ''તમે જ્યારે કુબજાને ઘેર ગયા હતા ત્યારે તમે પીઠી નહિ ચોળી હોય ? આ સાંભળી મહારાજ જરાક મરકયા (વિ-૫૦)

(૭) પંચાળે મહારાજ રાસ રમ્યા ત્યારે અક્ષર ધામ શ્વેતદ્વિપ બદરીકાશ્રમ અને બીજા જે ધામ તેના મુક્ત મહારાજ સાથે રમવા આવતા હતા. રામકૃષ્ણાદિક ચોવીસઅવતાર તે સર્વે મહારાજ ભેળા સંતના સ્વરૂપો ધારણ કરીને રમવા આવતા હતા તથા બ્રહ્મા, શિવ, આદિક બ્રહ્માંડના અધિકારી દેવો પણ સર્વે રાસરમવા આવતા હતા. તેમને સચ્ચિદાનંદસ્વામી આદિ સમાધિવાળા સંતો દેખાતા હતા. જેમ શ્રી કૃષ્ણ ભગવાને વૃંદાવનમાં છ મહિનાની રાત્રી કરી. તેમજ આંહી પણ મહારાજે પોતાના ભક્તજનને તેવું સુખ દીધું. તે રાસમાં અનંત કોટી બ્રહ્માંડના અધિકારીઓ જે દેવો તે સાથે રમે છે. અને દર્શન કરે છે એમ કરતા અર્ધી રાત્રે વીતી ગઈ અને રમતા રમતા સંતો થાકી ગયા અને એમ કહ્યું જે, મહારાજ, હવે કીર્તનો આવડતા નથી. એટલે મહારાજ કહે કે, 'હવે બીજા સંતો બોલો' ત્યારે બીજા સંતો બોલ્યા અને કહે જે, 'અમને તો એટલાં જ આવડે છે.' ત્યારે મહારાજ કહે કવિ ક્યાં ગયા ? લાવો તમારા ચોપડા. તેમાંથી વાંચી વાંચીને બોલો. એટલે બ્રહ્માનંદસ્વામી કહે કે મહારાજ ! કાલે પણ આપણે ફરવું છે કે નથી ફરવું ? (રાસ લેવો છે કે નહીં ?) અને અમે તો ફરીને વિસામો પણ ખાઈએ છીએ, પણ તમે તો તેમને તેમજ ફરો છો. પછી રાસ બંધ કર્યો. (વિ-૫૩)

(૮) એક સમે પૂર્ણ માસની અર્ધરાત્રીએ શ્રીજી મહારાજ પાળા અને કાઠીઓ ભેળા લઈને સાધુની ધર્મશાળામાં પધાર્યા; ને ત્યાં ગાદી તકીયા નખાવીને બિરાજમાન થયાં. અને સર્વે મહારાજના મુખારવિંદ સામુ જોઈ રહ્યાં હતા. તે સમે બ્રહ્માનંદસ્વામી બોલ્યા જે, મેં એક નવાકીર્તનો બનાવ્યા છે, તે મહારાજને સંભળાવવાં છે.' પછે મહારાજ કહે કે સંભળાવો, એટલે સ્વામી કીર્તન બોલ્યા જે.

આજ આવ્યા તે કેમ ઉતાવળા, સાચું બોલોને;
વહાલા ચંચળ લાગે છે ચિત્ત, નંદનાલાલજી, સાચુ બોલેને

એ કીર્તનો ગાયાં ત્યાં મહારાજ મુખારવિંદ સામો રૂમાલ દઈને હસતા જાય, ને મર્મના વચન બોલતા જાય, પછી કીર્તન ગાયા રહ્યાં એટલે બ્રહ્માનંદસ્વામી મહારાજને પગે લાગ્યા. તે પછી હરિભક્તો બોલ્યા જે, આ કીર્તન અમને લખાવી આપો. ત્યારે મહારાજે શ્રી બ્રહ્માનંદસ્વામીને કહ્યું જે ''જે કીર્તનનો ખરડો લખીને અમને આપજો, તે અમારે જેને આપવા હશે તેને આપશું. (વિશ્રામ-૨૨)

(૯) ગઢડામાં મહારાજ કહે કે, ''શ્રાવણ માસમાં શું નિયમ રાખ્યાં ? ત્યારે મુક્તાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામીને નિત્યાનંદસ્વામી બોલ્યા જે '' મહારાજ અમને તે શું નિયમ આપો છો ?'' ત્યારે મહારાજ બોલ્યા જે, ''અમે જ્યાં જ્યાં લીળા કરી હોય, ને જે જે ગામમાં સમૈયા કર્યા હોય, તે તમારે સુતી વખતે સંભારવા. (વિ-૭૬)

(૧૦) ગઢડામાં મહારાજ સવારે ઓરડાની ઓસરીએ ઢોલીએ બીરાજ્યા, ત્યારે બ્રહ્માનંદસ્વામી એક સાખી બોલ્યા જે.

એકાદશીયાની અરધી રાતે, પીળા થીયા માટી;×
ઉકા ભગતના ફુલ ચોર્યા, ને પરમહંસોની ચોરી સાંઠી.

પછે મહારાજે પાળાઓને બોલ્યા અને કહ્યું કે, ''સાઠીઉં અને ફુલ કેમ પૂછ્યા વિના લાવ્યા ?'' ત્યારે પાળા બોલ્યા જે, ''વાડીના રહેનારા''

× પાઠાંતર ''પાળા નિકળ્યા નાઠી.''



જે પાળા તેને પુછીને સાંઠીઉં લાવ્યા છીએ, તથા ફુલ તો મહારાજની પુજા કરવી છે, તેમ કહી માળીને પુછીને લાવ્યા છીએ.'' ત્યારે મહારાજ કહે કે, ''સાઠીઉં કેટલા ભારા લાવ્યા છો ?'' ત્યારે પાળા કહે છે, ''પંદરેક ભારા લાવ્યા છીએ.'' ત્યારે બ્રહ્માનંદસ્વામી કહે કે, ''પાંચ ભારા અમને મહેનતના આપીએ.'' ત્યારે મહારાજ કહે કે સારૂં. (વિશ્રામ-૮૧)

(૧૧) વડતાલમાં મહારાજ વિરાજતા હતા અને ગઢડેથી બ્રહ્માનંદસ્વામી તતા ભણનારા સંતો આવ્યા, ને બ્રહ્માનંદસ્વામીએ ભગુજી આદિ પાળાના નારાયણ કહ્યાં મહારાજે દેશકાળની ખબર પુછીને બ્રહ્માનંદ્સવામીને કહ્યું કે, ''સમૈયા મોર જે સંત બ્રહ્મચારી આવે તે ઝોળી માંગીને જેમ, એમ ઠરાવ કર્યો છે.'' ત્યારે બ્રહ્માનંદસ્વામી કહે કે, ''અમે ગઢડેથી જે સંતો આવ્યા છીએ તેનું રસોડું જાુદુ કરશું, ને ગામે ગામે ઝોળી માંગી લાવશું.'' પછે મહારાજ કહે કે, ''તમેને તો અમે કામ કરવા મોકલ્યા હતા; તેથી તમને તો અમારા કોઠારી પાસે રસોઈનો સામાન અપાવશું.'' ત્યારે સ્વામી કહે કે, ''જોઈતુ હશે તો લઈશું.'' પછી સવારે મહારાજે મંદિરની સવાસો પ્રદિક્ષણા કરી. ત્યાં બ્રહ્માનંદસ્વામી સામા મલ્યા જે, ''એક વાત પૂછવી છે. પછી એકાંતે જઈને બેઠા અને બે ઘડી કેટે આવ્યા. પછી પ્રદિક્ષણા ફરવા જાય, ત્યાં તો બ્રહ્માનંદસ્વામી બોલ્યા કે, ''આ વખત તો પ્રદક્ષિણા, ન ફરાય ? એમ કહીને હાથ ઝાલીને પાટ ઉપર બેસાર્યા. પછે બ્રહ્માનંદસ્વામી કહે કે, ''અમારે તો સંતો ઝોળી માગવા ગયા હતા તે દાળ, લોટ, ચોખા, ને શાક તે ઘણું આવ્યું છે; તે તમારે દર્શને આવ્યા હોય જે હરિભક્ત, તેમાં જેને અમારે ચોકે ખપે એમ હોય, તેમને જમવા મોકલજો. બીજે ક્યાંયે ન મોકલવા ત્યારે મહારાજ કહે કે ''હા, ઝોળી તો કામધેનું છે.'' એમ કહીને ઉતારે પધાર્યા. (વિશ્રામ-૯૩)

(૧૨) જાુનાગઢ નવાબની કેરીમાં નિત્યાનંદસ્વામી સાથે ચર્ચા કરવા આવનાર નાગરોના ગોર નરસી પંડયાને તમાકુ ભરેલ મોઢે આર્શી વચન બોલતો જોઈને બ્રહ્માનંદસ્વામીએ નવાબને કહ્યું કે ''જેમ ઘોડું દાંતે ચોકડું લીએ છે તેમ આ પંડયા પણ બોલે છે.'' તે સાંભળીને નવાબ તથા કેચરીના જનો સર્વ હસી પડયા. ત્યારે મહારાજ કહે કે બ્રહ્મમુનિ ! તમે તો એક જ વેણમાં સર્વ સભાને ખુશ કરી ! પછી મહારાજ ઉતારે પધાર્યા ને બોલ્યા જે ''બ્રહ્માનંદસ્વામી તમારે જે સાધુ પાળાને કામમાં રાખવા.

અહીં રાખવા હોય તેને આવો મળીએ. પછે મંદિરમાં રહેનારા સહુને મળ્યા, ને પોતાને માથે બાંધવાનો જે શ્વેતપાઘ તે આપ્યો અને કહ્યું જે, ''આ સર્વે વેંચી લેજો, અને હવે મળ્યા વિના કોઈ રહ્યો છે ? એમ નાવા બેસીએ છીએ ? ત્યારે નિત્યાનંદસ્વામી બોલ્યા જે, ''જેને મળવું છે તે તો હજી નથી મળ્યા.'' ત્યારે મહારાજ કહે કોણ ? ત્યારે કહ્યું જે બ્રહ્માનંદસ્વામી ! ત્યારે મહારાજે સ્વામીને હાથે ઝાલીને ઉભા કર્યા ને મળ્યા ને હાથે કરીને સ્વામીનો વાંસો થાંબડયો. ત્યારે સ્વામી બોલ્યા, ''જે તમે મને કીર્તન કરવાની આજ્ઞા કદી છે. એટલે મારે આપના ભેળું ગઢડે આવવું છે. તેથી નોતો મળ્યો.'' ત્યારે મહારાજ કહે તે, ''મહિના એક કેડે કામ ગુણાતીતાનંદસ્વામીને સોંપીને આવજો.'' એમ કહીને ન્હાયા અને થાળ જમીને પ્રસાદી બ્રહ્માનંદસ્વામીને આપી અને ગઢપુર પધાર્યા. (વિશ્રામ-૧૦૦)

૧૩ એક સમે બ્રહ્માનંદસ્વામી કીર્તનબોલ્યા જે,

''હવે નહિં મેલું નન્દજીની ડેલી રે, માવે તમને મંત્ર ભણીને કીધી ઘેલી રે.''

ત્યારે મહારાજ કહે કે ''સ્વામી તમારે હવે આ ડેલી ન મેલવી. ત્યારે સ્વામી બોલ્યા જે, '' નન્દજી ડેલી ન મેલાવે,તો ડેલીએ રહીને મારે તમારા ગુણ ગાવા છે. (વિશ્રામ-૧૦૧)

(૧૪) ગઢડામાં એક વખત મહારાજ સંતો ગાતા હતા. ત્યાં આવીને બોલ્યા જે, રાતે રાસ મંડળમાં ફર્યા હોય તેને, આવો મળીએ. પછે મળ્યા અને બોલ્યા જે ફર્યા ન હોય તે મળવા ન આવજો.' પછે ગવૈયા સાધુ મળ્યા, ને બ્રહ્માનંદસ્વામી મળવા આવ્યા, ત્યારે મહારાજ કહે 'તમે ક્યાં ફરીને ગાયા છે ?' ત્યારે સ્વામી કહે કે 'હું આંખી રાત્રી ફર્યો છું.; તે મારા કીર્તન કહું બોલ્યા છે. તે કીર્તન પુરૂં થાય ત્યાં બ્રહ્માનંદની હાજરી (બ્રહ્માનંદ નામ આવે) હોય જ. એટલે મહારજ કહે કે સાચી વાત આવો મળીએ. પછી હેતવી મળ્યા. (વિ. ૧૦૧૦-૧૦૨)

(૧૫) એક વખત મહારાજ ઉદાસ થઈ રીસાયા અને કડીઆ પથ્થર ઘડે ત્યાં પાટ મંગાવીને પાથર્યા વિના પોઢયા. પછે પાળાઓએ આવીને ગાદલું પાથર્યુ ત્યારે પોતે તે ગાદલાને ફગાવી દઈ પાટ ઉપર પત્થરની કરચોને નાધીને પોઢયા. પછે પહોર



એક પાછલી રાત રહી. ત્યારે ત્યાં ત્રણ સદગુરૂઓ આવીને પગે લાગીને બેઠા. પછી મુક્તાનંદસ્વામી હાથ જોડીને બોલ્યા જે, 'હે મહારાજ ! રામાનંદસ્વામીએ તેમને ગાદી ઉપર બેસારીને કહ્યું છે જે, બાઈ ભાઈ ગૃહસ્થને ત્યાગી, સર્વે ને તે ધર્મમાં રખાવજો, જ્યારના તમે ઉદાસ થયા છો ત્યારના સહુ બ્રહ્મચારી, પાર્ષદ, સત્સંગી બાઈભાઈ સહુ ઉદાસીન છે; અને કોઈ અન્ન પણ જમતા નથી. પછે બ્રહ્માનંદસ્વામી અને નિત્યાનંદસ્વામી બોલ્યા જે, સભામાં તમે એમ કહો છો જે, મુક્તાનંદસ્વામી તો અમારા ગુરૂ છે; તેમ કરો. પછી મહારાજ મોજડી પેરીને દરબારમાં પધાર્યા, એટલે બ્રહ્માનંદસ્વામી કહે કે, ''આ પાટ ઉપાડીને ક્યાંક મેલી આવો. ને પાછા આવે ને પુછે તો કહેજો કે જેનો પાટ હતો તે લઈ ગયા. (વિશ્રામ- ૧૦૨-૩)

(૧૬) ગઢડામાં બ્રહ્માનંદસ્વામીનું મંડળ આવ્યું ને ઉતારા કરીને મહારાજ પાસે આવ્યા ને દંડવત કર્યા ને મહારજ મળ્યા ને દેશકાળની ખબર પૂછી પછી મહારાજ કહે કે, 'સ્વામી ! કીર્તન બોલે ! ત્યારે સ્વામી કીર્તન બોલ્યા જે, ''તારૂ છોગું મારે આવીને ચિત્તમાં રહ્યું, તેસાંભળી મહારાજ બહુ જ રાજી થયા. ત્યાર પછી મહારાજે બ્રહ્માનંદસ્વામીને કહ્યું જે, ''ચાળીસ સાધુ અને પાળાના વારા બાંધો.'' ત્યારે સ્વામી કહે બહુ સારૂં પછે બ્રહ્માનંદસ્વામીએ સર્વેને બોલાવીને કહ્યું જે, આ કુવો ગાળવા (ગંગાજળીઓ) ના ચાળીસ ચાળીસ સંતો પાર્ષદોના વારા બાંધવા છે.'' તે સહુ તૈયાર થયા. એટલે સ્વામીએ મહારાજને કહ્યું કે ચાળીશ ચાળીશ જણા છ વારા થયા છે. માહારાજ કહે કે બહુ સારૂ (એટલે કુલ ૨૪૦) માણસોના છ વિભાગ કરી વારા ફરતી તે બધાએ ગંગાજળીઓ કુવો ગાળ્યો હતો. (વિશ્રામ ૧૦૬)

(૧૭) ગઢડામાં મંદિરનું કામ ચાલે. એક વખતે રત્નો કડીયો જમીને કામ કરવા ચડયો અને બોલ્યો જે, 'આ ગાળો લાવો' એમ બે ફેરા કહ્યું, પણ કોઈન આવ્યા. પછે મહારાજ મોજડી પહેરીને ચાલ્યા ને બોલ્યા જે, ''શું જોઈએ છીએ ?'' ત્યારે કડીઆ કહે કે- આંહી ગોળનું ગતારૂં જોઈએ છીએ. ત્યારે મહારાજ ગોળનું ગતારૂં ભરીને પગથીએથઈને ઉપર ચડયા. પણ મહારાજ તો બીજું ગતારૂં ભરવા મંડયા. એટલે મુક્તાનંદસ્વામી આવ્યા અને કહે જે, મહારાજ તમે રહેવા દ્યો, આ સાધુ પાળા, કડીયા બધા કોચવાય છે.'' એટલે મહારાજ કહે કે,

છે તેથી તેને મરાય કેમ ? તેના માથેથી તો ઓળઘોર કરી પ્રામ નોછાવર કરીએ તો પણ થોડું છે.'' તે સાંભળી શ્રીજી મહારાજ કહે કે, ''સ્વામી, તમો કહો છો તે સત્ય છે. ડોશી તો મહા અક્ષર મુક્ત છે; તેને કેમ મરાય ? આવું વચન તો અમે કહ્યું હોય તો પણ તમારે કોઈએ ન માવું, તેની રસોઈ મને જમવામાં પણ બહુજ મીઠી અને સ્વાદિષ્ટ લાગે છે. એ તેનો ભાવ મીઠો લાગે છે, ભગુજી, તમે ઠીક કર્યુ. નહિ તો તમને સ્ત્રી હત્યા અને બ્રહ્મહત્યા લાગત. એમ કહીને પોતે યોગ નિદ્રા કરવા ઉઠયા. અને બીજા સહુ સહુના આસને ગયા. (કંઠસ્થ)

## (૧૨) શ્રી હરિલીલામૃતમાંથી પ્રસંગો (૧૦)

(૧) ગોંડલથી શ્રીજી મહારાજ ધોરાજી જવા ચાલ્યાં, રસ્તામાં મેવાસાની નદી 'ચાંપરવડી' માં સ્નાન કરી નિત્ય ક્રિયા કરી. તે વખતે ત્યાંના હરિ ભક્તો, વ્યાસ વિરેશ્વર અને ઈન્દ્રજી તથા કડવા વ્યાસ વગેરે આવી શ્રીજીને પકવાન આપ્યું. તે મહારાજે જમીને સર્વ સંત મંડળને પીરસ્યું અને નદીના કીનારે એક વૃક્ષ તળે સભા ભરીને બીરાજ્યા તેવામાં ત્યાં સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી પોતાના મંડળ સહિત પધાર્યા નેશ્રીજી મહારાજને દંડવત કરી મળી સભામાં શ્રીજી સન્મુખ બિરાજ્યા. ત્યાં જે પ્રશ્નોત્તરો થયો તે વિષેની ચોપાઈઓ :-

ચોપાઈ

એક વૃક્ષ તળે સભા સજી, બેઠા સંત મંડળ પ્રત્યે શ્રીજી
સમૈયો થવાની સુણી ગાથ, આવ્યા બ્રહ્મમુનિ સંત સાથ.

શ્રીજી કહે, ''તમેં દેશમાં ફર્યા ત્યાં સત્સંગ કેવો થયો છે ?'' ત્યારે સ્વામી કહે કે, ''મહારાજ ! સત્સંગ ઘણો જ વધ્યો છે. ત્યારે શ્રીજી કહે કે ''તમે કેવા સત્સંગી થયા ?'' ત્યારે સ્વામી કહે છે કે,

બ્રહ્માનંદ કહે ભઘવાન, કર્યુ તન મન ધન કુરબાન;
પામ્યા ભક્તિ તમારી અભંગી, અમો સાચા સત્સંગી.

તે સાંભળી શ્રીજી કહે કે, અમો ક્યાં હતા ! અને શું કિંયા કરતા હતા ! એ બધું કહો ! તો તમે સાચા સત્સંગી; ત્રણે અવસ્થામાં અમને નજરે ભાળે તે પાકો સત્સંગી'' ત્યારે સ્વામી કહે કે, હે મહારાજ ! એવા સત્સંગી તો અમે હજી થયા નથી, હું તો તમારા દાસનો દાસ છું.



બ્રહ્મમુનિ કહે, અહો દેવા, સત્સંહી નથી અમે એવા;
અમે તો છયેં દાસના દાસ, જેવી દુધની આગળ છાશ.
મેરૂ આગળ ટેકરા જેવા, મોટા ભક્ત આગળ અમે એવા.

તે સંવાદ સાંભળી મુક્તાનંદસ્વામી કહે કે, ''હે મહારાજ એવા સત્સંગી કેમ થવાય ? તેનો ઉપાય કહો.'' શ્રીજી કહે. ''પોતે અતિ આગ્રહ રાખી માયાનો પાસ ટાળે, ને પોતાના આત્માને શુદ્ધ અક્ષર સ્વરૂપ જાણી મને અક્ષરાતીત જાણે ને મારી મૂર્તિનું ધ્યાન ધરે તો એવા શ્રેષ્ટ સત્સંગી થાય ?''

બોલ્યા બ્રહ્મમુનિ શિરનામી, સુણો શ્રી સહજાનંદસ્વામી;
કૃપાનાથ કૃપા કરો જ્યારે એવા થૈયેં સત્સંગી ત્યારે.

શ્રીજી મહારાજ કહે કે, બ્રહ્મમુનિ ! ચૌદ લોકનું એક બ્રહ્માંડ; એવા કરોડો બ્રહ્માંડો અક્ષરને રૂંવાડે અણું રૂપ છે. એવું જે અક્ષરધામ તેનો હું ધામી, પુરૂષોત્તમ નારાયણ છું. અનંત મુકતો મારી સેવા કરે છે; એવો જે હું, તે ક્યાંયે પ્રકૃતિ પુરૂષ, ગોલોક, વૈકુંઠાદિક ધામમાં નહિં રોકાતા, પરબારો તમારા અર્થે નરદેહ ધરીને તમોને દર્શન દઉં છું. પંકિતમાં પીરસી જમાડું છું. બહુ હેતે બોલાવું છું. છાતીએ લગાડી બાથ ભીડી મળું છું. પ્રસાદીના હાર અને વસ્ત્રો આપું છું, તમારા સાથે સખાભાવથી રમુજ કરૂ છું; એવાં અનંત લાડ લડાવું છું. તમો કોઈ કંઈ આજ્ઞા ઉલંઘન કરો છો, તો સગા વ્હાલાં તુલ્ય તમોને સમજી સહન કરૂં છું, તમે જ્યાં દેશ વિદેશ ફરવા જાવ છો, ત્યાં તમારે સાથે કરૂં છું. હવે એથી કૃપા કેવીક કરીએ ?'' એ સાંભળી શ્રી બ્રહ્માનંદ સ્વામી બોલ્યા કે,

સુણી બેલ્યા બ્રહ્માનંદસ્વામી, અહો, ઈશ્વર અક્ષર ધામી.
કૃપા બહુ ક્રિધી અશરણ શરણ, પણ માયાનું છે આવરણ;
નથી એ થકી સમજાતું અમને, જાણીએ ન જથારથ તમને.

એ વચન સાંભળીને શ્રીજી મહારાજે પોતાના અંગ ઉપર જે ઉપવસ્ત્ર ઓઢેલું હતું, તેને દૂર મેલીને કહે જે, ''જૂઓ, હવે છે કંઈ આવરણ ?''

ઉંડો મર્મ એમાં હતો જેહ, બ્રહ્માનંદે જાણી લીધો તેહ;
કરતા વાત પરોક્ષ સદાય, આજ સ્પષ્ટ કહ્યો મહિમાય,

પછી બ્રહ્માનંદસ્વામીએ તે શ્રીજીની દ્વિભુ મૂર્તિ અંતરમાં ધારીને હાથ જોડી કહ્યું કે, ''હે મહારાજ ! આજ બહુજ કૃપા કરી યથાર્થ ભેદ ભાખ્યો. જરાયે પડદો ન રાખ્યો તમે તો સર્વોપરી સર્વ અવતારના અવતારી છો.'' પછી શ્રીજી મહારાજ સહુ સંતો સાથે ત્યાંથી દુધીવદર, ઝાંઝમેર, થઈ જેતપુર પધાર્યા. ત્યાંથી ધોરાજી, જુનાગઢ અને પંચતીર્થ ફરી ચૈત્ર માસમાં ગઢપુર પધાર્યા, તયં અક્ષરતૃતિયાં, નૃસિંહ જયંતિ, કરીને ભીમ એકાદશીનો ઉત્સવ કર્યો.

સાલ ત્રેસઠની ગઈ સારી, એની લીલા સંત્રેપે ઉચ્ચારી

સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને ત્યાગી શયે, હજુ બે ત્રણ વર્ષ જ થયાં હતાં તે સમયની આ હકીકત છે ત્યારે અષાઢી વર્ષની ગણાના થતી. (કળશ ૬ વિ. ૧૯)

## (૨) કચ્છ માંડવીયા ખૈયા ખત્રી * વેદાંતિનો પરાજ્ય કર્યો ત્યારે શ્રીજીએ પોતાની ગાદી ઉપરશ્રી બ્રહ્માનંદસ્વામીને બેસાડયા

બ્રહ્માનંદને કહે ભગવાન, તમે બેસો અમારે જ સ્થાન,
તમ આગળ હું બેસું હેઠો, જેમ શિષ્ય કોઈ હોય બેઠો.
સુણી બોલ્યા બ્રહ્માનંદસ્વામી, એમ કેમ કરૂં બહુંનામી,
બેસું આપને આસને હુંય. તેથી પાપમાં હું તો પડું યું
કહે કૃષ્ણ જે આજ્ઞા અમારી, જાણો તે હિતકારી તમારી;
તોડે આજ્ઞા તેથી થાય પાપ, એમ જાણજો નિશ્ચય આપ.
માટે મારી ગાદી પર બેસો, બીજા સંશયમાં નવ પેસો
હસી બોલ્યા બ્રહ્માનં વાણી, અહો સાંભળો સારંગપાણી.
આજ હું પરમેશ્વર થઈશ, લાવો બે ઘડીનો ભલો લઈશ,
એમ કહી ગાદી ઉપર બેઠા, બેઠા, આગળ શ્રીહરિ હેઠા.

(૩) સં. ૧૮૬૪ માં કારીયાણા ગામે કાળુભાર નદીના કાંઠે શ્રી હરિએ વાંસળી વગાડી, તે વખતે શ્રી બ્રહ્માનંદસ્વામીએ કીર્તનો કર્યા કે ''વાલે વજાડી વાંસળી, કાળદ્રીને તીર.'' (કળશ ૬ (વિ. ૨૦)

(૪) શ્રી જેતલપુરમાં શ્રીજી મહારાજે મહારૂદ્ર યજ્ઞ સં. ૧૮૫૬ ના પોશ સુધી ૭ થી શરૂ કરેલ, ત્યારે ત્યાં સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીની હાજરી હતી.

સ્વરૂપાનંદ જામનગરથી, આવ્યા મંડળ સોત સત્વરથી;
આવ્યા સુરતથી રામદાસ, લૈને મંડળ પોતાનું પાસ
બ્રહ્લ્મહ્માનંદે, મુક્તાનંદસ્વામી, આવ્યા એ પણ આનંદ પામી.
લખી પત્ર હતા તે તેડાવ્યા, સર્વે મંડળ સંતનાં આવ્યા.

(કળશ ૬ વિશ્રામ ૨)

(ફુટ નોટ ૬૫૨ પાને વાંચો)



## (૫) શ્રી ડભાણનો યજ્ઞ

કચ્છમાં ગામ તેરાથી સદગુરૂ શ્રી મુક્તાનંદસ્વામી અને સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને આજ્ઞા કરી કે, તમો ડભાણ જઈને યજ્ઞની સામગ્રી તૈયાર કરો. અમે માગશર માસમાં ત્યાં આવશું અને પોષ માસની પોશી પૂનમે તે યજ્ઞ પૂર્ણ કરશું.

ચોપાઈ

પછી ત્યાંથી આવ્યા પ્રભુ તેરે, રહ્યાં નથુ સુતારને ઘેર;
મુક્તાનંદ અને બ્રહ્માનંદ, કહે બેયને વૃષકુળચંદ.
સંતો બેય ડભાણ સિધાવો, જઈને જગનનો જોગ કરાવો,
જગન સામાન જોઈએ જેહ, તમે રાખો મગાવીને તેહ.
ફરતા ફરતા તમ પાસે, અમો આવશું મૃગશિર માસે,
યજ્ઞ આરંભ ત્યારે કરાશે, પોષી પુનમે પુરણ થાશે.
કહે કૃષ્ણ વચન ચિત્ત ધરો, યજ્ઞ સામાન પુષ્કળ કરો,
મુક્તાનંદ અને બ્રહ્માનંદ મુનિ પામ્યા અત્યંત આનંદ.

(કળશ ૭ વિશ્રામ ૮)

(૬) રસ કસ ન ખાવાના પ્રકરણ વખતે સંતોને બહુજ દેહ પીડા થતાં શ્રી બ્રહ્માનંદ સ્વામીએ એક યુક્તિથી તે પ્રકરણ બંધ કરાવ્યું

શ્રીજી મહારાજે પરમહંસોને રસ કસ ગળ્યું ચીકણું વગેરે નહિં જમવાની આજ્ઞાનું પ્રકરણ ચાલુ કરવાતી સંતોએ છાશ એ

**ખૈયાના – ૧૦૮ પ્રશ્નો** (પેજ ૬૫૧ ની ફુટ નોટ)

અવ્યાકૃત, માયા, વિધ્યા, આવિદ્યા, બુદ્ધ જીવં, મુક્તજીવ, જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્છા, સમાધિ, તૂર્યા, જીવ, ઈશ્વર, સાક્ષી, બ્રહ્મ, પરબ્રહ્મ, આનંદ, અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય, કર્તા, ક્રિયા, કર્મ, જ્ઞાન, જ્ઞેય, પ્રમાતા, પ્રમિમાતિતા, અપ્રમા, મહા વાક્ય, પ્રકૃતિ વાક્ય, સવિકલ્પવાક્ય, નિર્વિકલ્પવાક્ય, અવાંતરવાક્ય, કર્મકાંડ, ઉપાસનાકાંડ, વેદાંતવાક્ય, વેદવેદાંગ, યોગયોગાંગ, ઈન્દ્રિય, વિષય, અંતઃકરણ, દેવતા, પ્રાણ શરિરી, અભિમાન, અધિષ્ઠાતા, પ્રિય, ઉત્પતિ, પ્રલય, સ્થિતિ, કાળ સ્વભાવ, ગૂણ, નિર્ગૂણ-સગૂણ, આકાશ, નિરાકાર, સાકાર, ગુરૂ, શિષ્ય, ઉપદેશ, દીક્ષા, મંત્ર, વર્ણાશ્રમ, અત્યાશ્રમ, ધર્મ, અધર્મ, જન્મ, મરણ, વિષ, અમૃત, દોષ, યશ, અપયશ, પંડિત, મૂર્ખ, રોગી અરોગી, ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ, સત્ય, અસત્ય, ચૈતન્ય, જડ, દુઃખ અસ્તિ, ભાતિ, નામ, રૂપ દ્રષ્ટા, પરિચ્છિન, મોક્ષ, પુરૂષ, સંશય, બહુયજ્ઞ, સંશય, વિષર્યય, જીવનમુક્ત, ષટુર્મિ, દહરવિધ્યા, અક્ષિવિધ્યા, વ્યોમપંચક, લક્ષણબ્રહિ ષડકોશ, ઈત્યાદિકના સ્વરૂપ સબંધી પ્રશ્નો ખૈયાઓ પૂછયા હતા.

પણ એક જાતનો રસ છે, તેમ માનીને છાશ પીવી પણ છોડી દીધી હતી ગુજરાતમાં ઉષ્ણ ઋતુના તાપની ગરમી તથા ઉપવાસની ગરમી આકરી લાગતા ઘણાંક સંતો તો 'રાતઆંધળા' (રાત્રે ન જોઈ શકે તેવા) થયા હતા.

એવામાં શ્રીજી મહારાજ કુંડળમાં મામૈયા પટનગરના દરબારમાં ઉત્સવ કરે છે તે સાંભળીને સંતોના મંડળ કારીયાણી આવવા લાગ્યાં. ત્યારે શ્રીજી કહે કે, ''ઉત્સવને તો હજી વાર છે, અને તમો વ્હેલા કેમ આવ્યા ? માટે હજી થોડા દિવસો દેશમાં ફરી આવીને પછી આવો.'' આવી આજ્ઞા થતા શ્રી બ્રહ્માનંદસ્વામી જે, ''સંતોની મા'' કહેવાતા હતા, તેમને સંતો પ્રતિની દયાથી સંતોની દુઃખ યુક્તિથી શ્રીજી મહારાજ પાસે નિવેદન કરવાનું મનમાં વિચારીને રાતની સભામાં બોલ્યા કે, ''હે સભામાં બેઠાલે સંતો ! મારે આસને મારો સતાર પડેલ છે, તે જે સંતો આખે ભાળતા હોય, તેવા સંત ઉઠીને જો સતાર લઈ આે, તો શ્રીજી મહારાજ પાસે કીર્તનો કોઈ આંખે ભાળતા નહોતા. એ હકીકત મહારાજશ્રીના ધ્યાનમાં આવવાથી મહારાજે તે દિવસથી જ રસકસ વગેરે જમવાની છૂટ આપી દીધી.

## પૂર્વછાયો

ઘણા દિવસના વિયોગથી. દર્શનાતુર થઈ ઘણા સંત,
આવ્યા હતા ઉતાવળા, એવી વાત જાણી ભગવંત.
સંતો તમે સહુ સાંભળો, અવિનાશી ઉચરીયા એમ,
ઉત્સવ ઉપર તેડાવીયા, આવ્યા આગળથી તમે કેમ.
બેઠા હતા બ્રહ્મમુન ત્યાં, સર્વ પરમહંસની માત.
સંતોનં દુઃખ જણાવવા, તેણે ત્યાં કર્યો મર્મ અઘાત,
કહ્યું સંતો કોઈ સમે, રાતે દેખો છો મારો સતાર ?
દેખી શકો તો લાવી મને, આપો તરત આ ઠાર,
મહાનુભાવાનંદજી કહે, રસકસનો કર્યો છે ત્યાગ;
છાંડી દીધી છે છાસ પણ. તેમાં ભાળીને રસનો ભાગ,
તેથી થયા તે રતાંધળા, પણ અમે રહ્યાતા ડભાણ,
ભાંજી ''બડેલા'' ની લાવતાં, ત્યાંના જે સત્સંગી સુજાણ.
ખૂબ અમને ખવરાવતા, તેથી રતાંધળાનો રોગ,
અમારા મંડળમાં પ્રભુ. નથી જણાતો તેનો જોગ.



ત્યારે બોલ્યા પ્રભુ તે સમે, હવે જશો ન ક્યાંઈ ખચીત;
આંહી રસોયો આપશે, રસ કસ જમો રૂડી રીત.

પછી શ્રીજીની આજ્ઞાથી સહું સંતો ત્યાં રોકાણા અને મહાનુભાવનંદસ્વામીના સંતો સ્વામીશ્રીનો સતાર લાવતાં સ્વામીએ કીર્તનો ગાયા, આવી યુક્તિથી સદગુરૂઓની 'માતા' તરીકે સહુનું દુઃખ સ્વામીએ નિવેદન કરી નિવાર્યુ હતું. (કળશ ૭-વિ. ૩)

## (૭) જેતલપુરમાં શ્રીજીએ સ્વામીશ્રીને છાતીમાં ચરણાવિંદ આપ્યાં

ચોપાઈ

પ્રભુ ત્યાંથી ગયા અસલાળી, ત્યાંધી જેતલપુર વનમાળી
મુક્તાનંદ તથા બ્રહ્માનંદ, આવ્યા સુરતથી જનવૃંદ
મુક્તાનંદ, બ્રહ્માનંદ સ્વામી, પ્રેમાનંદ, પ્રમુખ અકામી
સભામાં કરે ગવાણું સારૂં, પ્રભુને બહું લાગે તે પ્યારું
રીઝી આપ્યા પ્રસાદીના હાર, આપ્યા ચરણ બે છાતી મોઝાર
ગાન સુણી અનેહરિડોલે, ધન્ય ધન્ય મુખે એમ બોલે.

પુષ્પોતાગ્રા વૃત

ત્રણ મુનિજન મુક્ત, બ્રહ્મ, પ્રેમ, કૃત શુભ ગાન રીઝયા પ્રભુજી જેમ;
નહિં નહિં શુભ ગાન નારદનું, નહિં નહિં તે સમાન શારદાનું.

(ફળશ - ૭-વિ. ૪૩)

## (૮) શ્રીજી મહારાજે બ્રહ્મમુનિ માથે દુધની દેગડી રેડી

ગઢપુરમાં પંચાળાના દરબારશ્રી ઝીણાભાઈના બેન શ્રી મુક્તઆદીબાએ સંતોને બીરંજની રસોઈ આપી ખુબ આગ્રહ કરી સહુને જમાડ્યા, પછી શુદ્ધ ભેંશના દૂધમાં સાકર નાખી ચોખા સાથે જમાડ્ય વળી પછી ત્રીજી મવખત દૂધ સાકર પીરસવા શ્રીજી સુધીની પંક્તિમાં પધાર્યા ત્યારે સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીએ પોતાના 'પત્તર' ઉપર પોતાના બન્ને હાથ મેલી 'પતર ઢાંકી દઈ લેવાની ના પાડી, તેની શ્રીજી મહારાજે સ્વામીના મસ્તક ઉપર દૂધથી ભરેલી દેગડી રેડી દીધી અને તેના ઉપર દળેલી સાકરનો ખોબો ભરીને માથે નાખ્યો, એમ કરીને સ્વામી પ્રત્યેનું પોતાનું હેત સખાભાવનું જણાવ્યું.'

ચોપાઈ

પછી પીરશું ઉપર દૂધ-તેમાં સાકર પીરસી શુદ્ધિ;
બ્રહ્માનંદ મુનિને શીશ, રેડી ત્રાંબડી શ્રી જગદીશ.

એવી શ્રીજીની લીલા અનંત, સ્નેહે નિત્ય સ્મરણ કરે સંત,
મહા સુખ દીધા ઘણા માવે, સુતાં બેસતાં સાંભરી આવે,
એવી લીલા કરી ગઢપુરમાં, સહુને સાંભરે તે અતિ ઉરમાં

(કળશ –૭ વિ. ૪૪)

## (૯) આદ્રજમાં શ્રી બ્રહ્માનંદસ્વામીને સદગુરૂ સ્થાપ્યા

### પૂર્વછાયો

પછી સભા સાંજે ભરી મુખ્ય ચાર સ્થાપ્યા મુનિચંદ,
મુક્તામુનિ ને બ્રહ્મમુનિ, ચૈતન્યાનંદ, નિત્યાનંદ,
પાટ ઉપર ચાર ગાદીઓ, ધરી ત્યાં બેસાર્યા સંત,
પુજા કરી મહા પ્રભુજીએ, કરી આરતી હરખી અત્યંત,
કૃષ્ણ કહે સહુ સાંભળો, મારા આશ્રિત છો જનજેહ,
આ ચાર સદગુરૂ જે કહે, તમો પાળજો તરત જ તેહ.
પ્રેમથી જે એન પુજસે, એ છે ભવ સાગરના નાવ.
મુનિને માન ગમે નહીં, પણ આગ્રહ અતિશે જોઈ,
આજ્ઞા થકી બેઠા ગાદીએ, કાંઈ બોલી શક્યા નહિં કોઈ.
સહુ સંતે સદગુરૂચારની, પછી પુજા કરી ધરી પ્રેમ,
આનંદની એલી થઈ, થાય દુકાળમાં ધન જેમ.
પ્રથમ જ મારા પ્રભુજીએ, એજ સ્થાપીઆ સદગુરૂ ચાર,
થંભે કહું તો શંભવે, સત્સંગ તણા આધાર.

(કળશ ૭ વિશ્રામ ૭૪)

## આણંદમાં થયેલ ઉપદ્રવનું ક્ષમાશીલ સંતોએ કરેલું સહન

(૧૦) આણંદમાં શ્રીજી સ્વારીનું સામૈયું ચૌટા વચ્ચે આવ્યું આગળ વાંજીંત્રો અને પાછળ શ્રીજીના સખાઓ હથીયાર બંધ ગોડાઓ ઉપર હતા તેની પાછળ સંતોના વૃંદો કીર્તન ગાતા હતા. તે પછી શ્રીજી મહારાજ માણકી ઘોડી ઉપર બીરાજમાન હતા. તે વખતે આસુરી બુદ્ધિવાળા જીવોએ શ્રીજીનું અપમાન કરવા ધૂળ, ઈંટાળા, છાંણ, ગારો, વગેરે શ્રીજી અને શ્રીજીની સ્વારીમાનાં સર્વ ઉપર નાંખી, મારો મારો કહી ભુંડી ગાળો દેવા લાગ્યા શ્રીજી ઉપર ધૂળ છાંણ ઈંટાળાઓ સાથે શબ્દોની ઝાંડીઓ વરસતી જોઈને, મહા શુરવીર સખાઓ પોતાના ઈષ્ટ દેવનું અપમાન થતું નજરે પડતાં, ક્રોધાયમાન થઈ પોતાના જાતિ સ્વભાવ ઉપર આવી



જતાં પાર્ષદ ભગુજી મ્યાનમાંથી તલવાર કાઢવા લાગ્યા; જોબન પગી પણ ભાતામાંથી તીર કાઢી ધનુષમાં ચડાવવા લાગ્યા, દાદાખાચરે હાથમાં બરછી ઉંચી કરી ચક્રાવે ચડાવી, સુરાખાચરે મોટું બેધારૂં ખડક મ્યાનમાંથી ખેંચી ઘા કરવાની તૈયારી કરી; ઠાકોર ઝીણાભાઈએ બેઠમાંથી કટાર ખેંચી ચકરડી ચડાવવા લાગ્યા; મુમજી મારવાડીએ ભેઠમાંથી જમૈયો ખેંચી હુલાવવાના દાવથી પેંતરો ભર્યો, આવું ભધું શ્રીજી મહારાજે માણકી ઉપરથી નજરે જોતા જ આજ્ઞા કરી કે, ''કોઈ શસ્ત્રનો ઘાવ કરશે તે વચન દ્રોહી અને ગુરૂ દ્રોહી ઠરશે. આપણે સહુ આગળ નહીં જતાં, પાછા ગામ બહાર ચાલો'' એમ આજ્ઞા કરી પોતાની માણકી ઘોડી પાછી વાળી આગળ ચાલ્યા, તેથી સહુ શુરવીરો સખાઓએ ક્રોધ સમાવી હથીયારો મ્યાન કરી, ગામ બહાર પાછા આવ્યા. ને ત્યાંથી સીધા વડતાલ જઈ જ્ઞાનબાગમાં આંબલા નીચે સભા ભરી બીરાજ્યા ત્યાં આપ્રમાણે વાર્તાલાપ થયો.

### ચોપાઈ

જ્ઞાનબાગમાં આંબલા પાસ, સજી બેઠા સભા અવિનાશ;
કહે શ્રી હરિ આપણેં ફાવ્યા, કેવા જીતીને ત્યાં થકી આવ્યા.
બોલ્યા બ્રહ્મમુનિ મુખેં વાણી, જીત્યા તે શું કહું હું વખાણી,
મારા શિરમાં ભરાયો ગુલાલ, જશે તે પરમ દોડે કે કાલ.
ભલા ગોમય ચંદને ચરચ્યાં, ઈંટાળા પુષ્પથી વળી અરચ્યાં;
હલદી કાજું કેશર રંગે, બાકી છે તે ચડાવશું અંગ+
ગોમતીનો કાદધ કોઈ લાવે, તેના તિલક તો કરવામાં આવશે;
પણ કાદવ આણંદ કેરો, ક્યારે ચર્ચાત અંગે ઘણેરો.
ફુટ્યું તુંબડું ને ફુટયું પત્ર, ને તો મળશે વળી ક્યાંય અત્ર;
અમે 'ગૌરવ' સંખે ઉપાધી, આવી ગાળો ઘણી ક્યારે ખાત.
'જમે ગોરવ' સાખે ઉપાધી, જમ્યા વગર આતો ગાળો ખાધી;
આજ તો ઓરીયા બધા વિત્યા આજ ઈડરીઓ ગઢ જીત્યાં.
હાસ્યરસ એમ વાતમાં લાવ્યા, સ્વામીએ જન સહુને હસાવ્યા.
સુણી બોલ્યા હરિ કરી પ્રીત, ક્ષમા થઈ એજ આપણી જીત.
લડયા હોત તો વૈર બંધાત. ફરી આપણે ત્યાં ન જવાત;
ત્યાં નાં જન મનમાં પસ્તાશે સત્સંગી સારા તેમાં થાશે.

(કળશ ૭ – વિ. ૭૦)

+ ઈંટોના ઘા વાગવાથી જ્યાં સોજો થયો હતો ત્યાં હળદળ ભરી શેક કરવો તે.

## (૧૩) શ્રી પુરૂષોત્તમ ચરિત્રમાંથી (૧)

(૧) શ્રી હાલાર પ્રદેશમાં જામનગર તાબાના તરઘરી ગામા ક્ષત્રિય ભક્ત ગઢપુર શ્રીજીના દર્શને ગયા. તે વખતે પોતાની વાડીના આંબામાંથી પાંચ આમ્રફળ (કેરીઓ) લઈ ગયેલા તે ગઢડા જઈ શ્રીજીને ચરણે ધરી, પોતે દંડવત કરી, પગે લાગીને બેઠા એટલે શ્રીજી મહારાજ કહે કે, દરબાર આ ફળો ક્યાંથી લાવ્યા ? ત્યારે તે કહે કે ''હે માહારાજ ! મારી વાડીમાં આંબા વાવેલા છે, તેમા પ્રથમ જ ફળો આવતાં તે આપશ્રીને જમાડવા લાવ્યો છું.'' પછી મહારાજે તે ફલો સુઘરાવ્યા અને જમવા માંડયા. તે જમતાં જમતાં બહુ જ મિષ્ટ લાગવાથી શ્રીજી મહારાજે વખાણ કરતાં શ્રી બ્રહ્માનંદસ્વામી કહ્યું કે, બ્રહ્મમુનિ ! આમ્રફળો તો બહુ મીઠાને સ્વાદિષ્ટ છે.' તે સાંભળી સ્વામી કહે કે,

દોહા

કહે મુનિ હમ ક્યું કરે, બિન જાને સંવાદ,
જીહિ ફલકો રસ જો જીમે, જાને સોઈ સવાદ,

એ મર્મ વચન સાંભળી શ્રીજી મહારાજે તેમાંથી એક કેરી બ્રહ્માનંદસ્વામીને પ્રસાદીની આપી હતી.

સોરઠા

મર્મ વચન સુનિ શામ, મુંહસે કછૂ મુસકાયકે.
એક હી ફળ એહિ ઠામ, બ્રહ્મમુનિ કુંતબ દીયો.

(૨) આદ્રજમાં સદગુરૂઓ કર્યા તે વિષે દોહા,

મુક્તમુનિ પુનિ, નિત્યાનંદ મુનીશ,
પુનિ ચૈતન્યાનંદ મુનિ, સબ હી સંત અધીશ.

(શ્રી પુરૂષોત્તમ ચરિત્ર અ. ૮૩)

## સ્વામીશ્રીની શિલ્પકળા

શ્રી બ્રહ્માનંદસ્વામી એક દિવસવડતાલ મંદિરના સ્થંભો, કમાનો, રૂપ ચોકીઓનું નિરક્ષણ કરતા કરતા મુખ્ય દ્વારની રૂપ ચોકીએ આવી ત્યાં



કારીગરને બોલાવીન કહ્યું કે ''દરેક કમાનોમાં કોતરણી છે. તેથી આંહી મુખ્યદ્વાર હોવાથી ''ડબલ કમાન'' કરી કોતરણી કરવી જોઈએ'' સાંભળીને કારીગર કહે કે ''સ્વામી ! દરેક મંદિરો (ઠાકોરજીના મંદિર વગેરે)માં મુખ્ય દ્વારમાં એક જ કમાન કોતરાય છે. ક્યાંયે ડબલ કમાન નથી તેથી મેં આંહી પણ એમ જ કરેલ છે,'' સ્વામી કહે કે, ''તમે રાજવલ્લભ અને પ્રસાદમંડન વગેરે શિલ્પકળાના ગ્રંથો ભણ્યો છો ?'' તે કહે કે ''ના અમે તો જુના મંદિર ઉપરથી નકશો કરી નવું ચણીએ છીએ'' એ સાંભળી સ્વામીશ્રીએ એક વખતે ત્યાં એક કાગળ મંગાવી તેના ઉપર પોતે સ્વહસ્તે મુખ્યદ્વારની રૂપચોકીની ડબલ કમાનનું ચિત્ર દોરી શિલ્પ કળાના નિયમ મુજબ તેમાં કોતરણી કરવાના સ્થાનો બતાવી કહ્યું કે ''આવી ડબલ કમાન તથા સ્થંભો તેના શરાભરણામાં હવે તમે તમારી કોતરણીની કારીગરી આળેખી નકશો કરી તેના ફરમાં કાપી ઘડાઈ શરૂ કરો, તમે આવું કામ ક્યાંયે નથી કરેલ તેથી હજી મનમાં ઘડ બેસતી નથી પરંતુ આ મારો નકશો જોઈ તમે ચીત્ર દોરશો એટલે ભગવાન સ્વામિનારાયણના પ્રતાપે તમને આવડશે એવો મારો આશીર્વાદ છે.'' તે વખતે શિલ્પકારે સ્વામીનો ચરણ સ્પર્શ કરી કાંઈ પણ મનમાં તર્ક વિતર્ક નહિં કરતાં તે પ્રમાણે નકશો દોરી ''ડબલ કમાન'' રચી આપી, ચરોત્તર પ્રદેશના કળાકારો તે જોઈ વિશ્મીત થયા અને છેલ્લે છેલ્લે વૈરાગ્ય મૂર્તિ શ્રી નિષ્કુળાનંદસ્વામી પણ ઘોળેરાનું મંદિર ચણાવતા હતા ત્યારે વડતાલ જોવા આવી તે પ્રમાણે નકશો દોરી અને ધોળેરા મંદિરના મુખ્યદ્વારમાં તેવીજ ડબલ કમાન કરી હતી હાલતે બન્ને (વડતાલ અને ધોળેરા) મદિરોમાં તે કમાનો મોજુદ છે એવી સ્વામીશ્રીની શિલ્પકળા ઉત્તમ હતી.

(ભક્તરાજ કેસરભકત)

## ''લેખક સ્વામી સિધ્ધેશ્વરદાસજી સદગુરૂ બ્રહ્માનંદસ્વામી''

## નામની પુસ્તિકામાંથી

(૧) સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી શિલ્પકળામાં નિપુણ હતા મંદિરની રચના ગોઠવણી તેઓ જાતે જ કરતા કોઈ મિસ્ત્રી કડીઆની તેમાં તેમને જરૂર પડતી નહીં.

(૨) જુનાગઢ મંદિરના મહંત કોને કરવા ? એ પ્રશ્ન સભામાં શ્રીજીએ પૂછતાં સંતોએ શ્રી બ્રહ્માનંદસ્વામીનું નામ રજુ કર્યુ મહારાજે કહ્યું ''અમને

બ્રહ્મમુનિ વગર ગમતું નથી તેમને તો અમે સાથે લઈ જશું'' આ શાંભળી બ્રહ્માનંદસ્વામી એ કહ્યું કે ''હા મહારાજ મારી પણ એવી ઈચ્છા છે પણ આ જોગી (શ્રી ગુણાતીતાનંદસ્વામી) મારા મંડળમાં છે. તે સમર્થ છે. વળી આપની મૂર્તિમાં જ સંલગ્ન જોડાયેલા છે એટલે ગમે તેવા મહારથીને વશ કરશે, એ સાંભળી શ્રીજી મહારાજે ગુણાતીતાનંદસ્વામીને હાર પહેરાવ્યો એટલે બ્રહ્માનંદસ્વામી બહુજ રાજી થયા (પાને ૬૬-૬૭)

(૩) શ્રીજીએ પ્રકરણ ફેરવી ત્રણ હાથનો કંતાનનો કટકો સંતોને પહેરવા આપ્યો. એટલે શ્રી બ્રહ્માનંદસ્વામી કહે કે ''મહારાજ ! આ દેહ બહુજ જાડો છે તો અરધો હાથ વધુ આપો'' શ્રીજી કહે '' સ્વામી ઉપવાસ કરો એટલે શરીર ઓછું થશે,'' સ્વામી કહે'' મહારાજ આજ ઉપવાસ કરૂં તો આવતી કાલે કદી દેહ ઘટે, પણ આજનું કેમ કરવું ?'' શ્રીજી કહે એક તસુએ કોઈને વધુ નહિં મળે, એ શાંળભી સ્વામી કહે કે '' શું કરૂં મહારાજ, તલ જેટલી ભૂમી માંહે તમારા સીવાય બીજો કોઈ પ્રગટ ભગવાન જોવામાં આવેતે નથી એટલે આંહી તમારા સાથે રહ્યો છું. ત્રણ હાથો ટુકડો આગળ બાંધીશ તો પાછળનો ભાગ ખુલ્લો દેખાશે અને પાછળ બાંધીશ તો આગળનો ભાગ ખુલ્લો દેખાશે, એમાં અમારે શું તમારી લાજ જશે, ''તેથી મહારાજે ૩ા સાડા ત્રણ હાથ કંતાન આપી ને કહ્યું કે ''આવા સાધુને અરધો હાથ તો શું ? પણ જેમ બળીરાજાએ વામનજીને ત્રીલોકીનું રાજય આપ્યું હતું તેટલું આપીએ તોય પણ ઓછું છે, તે પછી સ્વામી સાડાત્રણ હાથનું કંતાન લઈ હસ્તા હસ્તા આસને ગયા. પાને (૭૨-૭૩)

(૪) સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી દરરોજ પ્રાતઃકાળમાં 'અક્ષર ઓરડી' ની ઓસરીમાં બેસી ''પ્રાતઃ થયું મન મોહન પ્યારા, પ્રિતમ શું રહ્યાં પાડી રે'' એ પ્રભાતી બોલતા, અને તેની છેલ્લી કડીમાં ''બ્રહ્માનંદના નાથ વિહારી ઉઠો આળસ મોડી રે'' ત્યારે શ્રીજી મહારાજ જાગી આળસ મરડીને ઉઠતા. (પેજ ૮૪)

(૫) સવંત ૧૮૮૮ ના ફાગણ સુદી પૂર્ણિમાના સમૈયા ઉપર જુનાગઢથી અક્ષર મર્તિ શ્રી ગુણાતીતાનંદસ્વામી વડતાલ જતા હતા તે મુળી આવ્યા, ત્યારે અક્ષર મૂર્તિ શ્રી બ્રહ્માનંદસ્વામી ઘણા વખતે જોગીને જોઈ બહુ જ રાજી થઈ માથે હાથ મુકી કહ્યું. '' અમે અમારી જ્ઞાનની ગાંસડીઓ



લાવ્યા હતા. તે અમને સાથે લઈ જઈ એ છીએ, પણ તમે (સ્વરૂપનિષ્ટાનું) જ્ઞાન છૂટે હાથે દેવા માંડયું છે તે દીધે જ રાખજો અને ધામમાં વ્હેલા આવવાનો સંકલ્પ કરશો. નહિં, મહારાજનો બહુ રાજીપો છે.'' તે સાંભળી ગુણાતીતાનંદસ્વામીએ સ્વામીશ્રીનો ચરણ સ્પર્શ કરી અનુમતિ આપી. (પાને ૯૫)

॥ શ્રીજી ॥

શ્રી મહાપુજા વિધાને

જુનાગઢ મંદિર ચણાતી વખતે અક્ષર મૂર્તિ શ્રી ગોપાળાનંદસ્વામી એ સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીને મહાપુજા વિધીમંત્ર અને તેના અંગ દેવતા આદી 'પટળયંત્ર' વગેરેનો ખરડો આપેલ હતો તે સ્વામીશ્રી પુજામાં રાખતા અને તે પછી શ્રી દેવાનંદસ્વામી માર્ફત શ્રી તદ્રુપાનંદ સ્વામીને મળેલ તેમના મુખ્યાશિષ્ય સદગુરૂ શ્રી જગજીવનદાસ સ્વામી જ્યારે આચાર્ય મહારાજશ્રીની આજ્ઞાથી ચરાડવા જાડેજા શ્રી વીભાજીભાઈ સાથે આવ્યા ત્યારે ત્યાંના હરિ મંદિરની પાછળની ઓસરીમાં એક નાની વેદીકા રચી ત્યાં ''પુત્રેષ્ટીયજ્ઞ'' નો પ્રારંભ કરી, સનાતન વેદોકત વિધિથી મહાપુજા 'પટળયંત્ર' નું સ્થાપન કરી નૈષ્ઠિક બ્રહ્મચારી ધનસ્ત્રીના ત્યાગી જપીયા સંતોના હસ્તથી ષ્ટમાસનું યજ્ઞ, તંજ્ઞ અને મંત્ર, અદિકનું અનુષ્ટાન વિધાન ચાલુ કરતા પ. ભ. શ્રી વિભાજીભાઈનો સંકલ્પ સિદ્ધ થયો હતો.

**'મહા પુજા પટળયંત્ર' અને મહા પુજાનો મહામંત્ર**
**અંગ દેવો વગેરેનું વિધાન**

**જપનીય મહા મંત્ર (૧)**

બ્રહ્માહં સ્વામિનારાયણ દાસોસ્મી' તિ ૐ નમઃ ।
સ્વામિનારાયણાયે' તિ 'સ્વામિનારાયણાવમામ ॥
ઈત્યે તે પરમા મંત્રઃ શ્રી હરૌ પ્રીતિ કારકાઃ ।
ચતુવર્ગ પદા નૃણાં દુઃખ દોષાદ્ય નશિકાઃ ॥

ભાવાર્થ - ''બ્રહ્માહં સ્વામિનારાયણદાસોસ્મિ'' (અર્થ) બ્રહ્મરૂપ એવો જે હું તે પરબ્રહ્મસ્વામિનારાયણ ભગવાનનો દાસ છું ''ૐ નમઃ સ્વામિનારાયણ'' (અર્થ) ૐ કારવાચ્ય ભગવાન શ્રી સ્વામિનારાયણને

મારા નમસ્કાર હો ''સ્વામિનારાયણ વમામ'' (અર્થ) હૈ સ્વામિનારાયણ ભગવાન તમો મારૂં (કાળ માયા કર્મો અને યમદૂતો તથા જે જે દુઃખો હોય તે થકી) રક્ષણ કરો.

## જાપનીય મહા મંત્ર (૨)

સ્વામિનારાયણ સ્વામિન સહજાનંદ હે હરે ।।
કૃષ્ણ નારાયણ શ્રીજી મહારાજ નમોસ્તુતે ।।
નીલકંઠ ઘનશ્યામ ત્વં હરિકૃષ્ણ પાહિમામ ।
કાલ માયધ કર્માતિ દ્રોહ દોષ યમાદિતઃ ।।

અર્થ – હે સ્વામિનારાયણ, ભગવાન, હે સહજાનંદ હે હરે, હે કૃષ્ણ હે નરાયણ, હે શ્રીજી મહારાજ, હે નીલકંઠ, હે ઘનશ્યામ, હે હરિકૃષ્ણ મહારાજ, હું તમોને નમસ્કાર કરૂં છું, તમો કાળ માયા, પાપો, કર્મો, દુઃખો, દ્રોહો, અપરાધો, દોષો, અને યમદૂતો એ આદિક સર્વ થકી મારૂં રક્ષણ કરો.

કમળમાં શ્રી હરિનું અંગ દેવોએ સહિત નામ નંબર ક્રમવાર સ્થાપન કરવું પરંતુ નામ નંબરના ક્રમ સિવાય વિપરીત રીતે ઈચ્છા મુજબ જેમ જ્યાં ત્યાં અંગ દેવોનું સ્થાપન, કરવાથી દોષ લાગે છે, માટે નિચે લખ્યા નામો નંબરના ક્રમવાર, સ્થાપન કરી મંત્ર જાપ કરવો

## શ્રી હરિનું અંગ દેવોએ સહિત સ્થાપન કરવાનો અનુક્રમ

ૐ શ્રી સ્વામિનારાયણ નમસ્તં મધ્યે. આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી રામાનંદસ્વામીને નમસ્તે આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી ગોપાળાનંદસ્વામીને નમસ્તં આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી મુક્તાનંદમુનિ નમસ્તં આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી મુકુંદાનંદવર્ણિ નમસ્તં આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી બ્રહ્માનંદમુનિ નમસ્તં આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી નિત્યાનંદમુનિ નમસ્તં આવાહયામિ સ્થાપયામિ.



ૐ શ્રી શતાનંદ મુનિ નમસ્તે આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી ગુણાતીતાનંદમુનિ નમસ્તે આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી ભક્તિ ધર્માભ્યાં નમસ્તૌ આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી રાધાકૃષ્ણા ભ્યાં નમસ્તૌ આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી નરનારાયણમા ભ્યાં નમસ્તૌ આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી લક્ષ્મીનારાયણા ભ્યાં નમસ્તૌ આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી સુવાસિની રામપ્રતાપા ભ્યાં નમસ્તૌ આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી વરિય સિચ્છારામ ભ્યં નમસ્તૌ આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી સુનંદા યોધ્યાપ્રસાદા ભ્યાં નમસ્તૌ આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી વિરજા રઘુવીરાભ્યાં નમસ્તૌ આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી વૃતાલયસ્થાય નૃસિંહાય નમસ્તે આવાહયામિ સ્થાપયામિ.
ૐ શ્રી શ્રીહરેઃ કુળેષ્ટદેવાય કષ્ટભંજનાય હનુમંતે નમસ્તં આવાહયામિ સ્થાપયામિ.

''ઈતિ શ્રી સહજાનંદસ્વામી શિષ્યાગ્ર ગણ્ય શ્રી ગોપાળાનંદમુનિ વિરચિંત મહાપૂજા પટળયંત્ર મહાયંત્ર અંગદેવાદિ વિધાન * સમાપ્ત શુભં ભવત ।। (જુનાગઢ)

હાલારી સવંત ૧૮૮૪ અશાડ સુદિ ૨ બીજ લેખક સાધુ લહીઆ વાસુદેવાનંદ ગુરૂ બ્રહ્માનંદના જય સ્વામિનારાયણ.

## ( મહા પુજા વિધાન સમાપ્તઃ )

* સંપાદક પુરાણીશ્રી બાળમુકુંદદાસજી સ્વામી મુળીવાળાના પુસ્ત સંગ્રહમાંથી. (કચ્છ-ભુજ)

## શ્રીજી

## શ્રી બ્રહ્માનંદસ્વામીએ ઘોડાસરના રાજાને ઉપદેશ આપી સત્સંગ કરાવ્યો તે વિષેની હકીકત અને કાવ્ય

અઢારના સૈકામાં કેટલાએક તાલુકાદાર ઠાકરો (રાજાઓ) દારૂ, હોકો, ચોપાટ ઠઠા મશ્કરી આદી વ્યસનોમાં રાત્રી દિવસ અંધ ધંધ રહેતા તેમજ હલકા માણસો પાસવાન હોવાથી પનઘટ ઉપર જઈ ત્યાં પાણી આરીઓને સતાવતા.

એક સમય સ્વામીશ્રી પોતાના મંડળ સાથે ગુજરાત પ્રદેશમાં ફરવા ગયા હતા ત્યારે એક ઘોડાસરના રાજાની અનીતિની વાત જાણી, અને તેથી તેઓ ત્યાં ગયા, એ રાજા પાસે લગબઘ એક લાખ ભીલોની લડાયક ફોજ હતી, પોતે દરરોજ જરીયાની વસ્ત્રો અલંકારો (ઘરેણા વગેરે ધારણ કરી બણી ઠણી પોતાના બાગમાં એક પાણીનો કુવો હતો ત્યાં ડાયરો જમાવી કસુંબા કાઢી બેસી પ્રજાની વહુ દીકરીઓની મશ્કરીઓ કરતો તેથી પ્રજા ત્રાસી ગઈ હતી, એ સઘળું સ્વામીશ્રીના જાણવામાં આવતા સ્વામીશ્રી ત્યાં બાગના કુવે નાવાના મીશે ગયા, તે સમયે કોઈ સ્ત્રીઓ ત્યાં નહીં હોવાથી સ્થાન કરી રાજાના માણસોને મળી તેના માઈત રાજાને મળવા ગયા, ત્યાં જઈ રાજાને આ દેહ નાશવંત અને ક્ષણ ભંગુર છે માટે ભગવાનનું ભજન કરી નીતિને રસ્તે ચાલવાનો કેટલોક ઉપદેશ આપ્યો પણ રાજાને તે વાતની કંઈ અસર નહિ થતાં. બીજે દિવસે સ્વામીશ્રી 'ઉપદેશ રત્નમાળા' નામનું ઝુલણા કાવ્ય રચી સભામાં જઈ પોતે એક 'સદગુરૂના બંદા-સત્યવક્તા સંત' તરીકે સાચાં વાક્યો સંભળાવી તે કાવ્ય પોતાની લાક્ષણિક શૈલીથી બોલી બતાવી અર્થ કરી તેની રાજા તરીકેની ફરજનું ભાન કરાવ્યું, કાવ્ય સાંભળી રાજા પુર્વના કોઈ બળીષ્ટ સંસ્કારથી સ્વામીશ્રીને શરણે જઈ વર્તમાન ધરાવી સત્સંગના નિયમોનું પાલન કરે છે, અને છેલ્લે છેલ્લે જ્યારે શ્રીજી મહારાજ ડભાણમાં યજ્ઞ કરે છે ત્યારે ઘોડાસર જઈ તે રાજાને દર્શન દઈ તેનું સ્વાગત સ્વિકારે છે અને યજ્ઞમાં સહાયતા કરાવનું કહેતા રાજા તીર કામઠી વાળા એક લાખ ભીલોને સાથે લઈ ડબાણ આવવા તૈયાર થાય છે. શ્રીજી કહે અમારે એટલાં મનુષ્યોનું



કામ નથી અમારા સાથે ક્ષત્રિઓ કો ઓ વગેરે સરદારોનાં માણસો છે કંઈક જુજ માણસો લઈને આવો પછઈ શ્રીજી આજ્ઞાશિર ચડાવીને તે રાજા ડભાણ આવે છે, તે સઘળી હકીકત ''હરિલીલામૃત'' નામના ગ્રંથમાં પ્રસિદ્ધ છે. તે વાંચવી હવે આપણે એ રાજાને સ્વામીશ્રીએ જે ઉપદેશ આપ્યો તે ''ઝુલણા છંદો'' જેની સંખ્યા ત્રીશ છે તેમાંથી સ્થળ સંકોચના લીધે માત્ર ૧૧ છંદો આ નીચે આપેલ છે તે પ્રસાદી કાવ્યો વાંચીએ.

ઝુલણા છંદ

પાપિ જીંદગી બંદગીનાહિંકરી, નિત્ય ખ્યાલ કિયા ઠગ બાજીયાંકા,
મદ મોહ મે તે મગરૂર ફિર્યા, તન તાકાતા નારિયા તાજીયાં કા,
સદગુરૂ સાહેબકા રંગ ચઢયા નહિં, સંગ ક્રિયા નર પાજીયાં કા,
બ્રહ્માનંદ કહે કેસે બાત માને, તે તો ગ્રાગ હૈ જાુતિયાં ઝાઝિયાંકા.
(૧)

રામ નામ કી કોર તો સુઈ રહ્યા, કામ ક્રોધ રૂ લોભ મેં જાગતા હૈ
ભરપુર રહે બપાત ભુંડીયા મેં. લુચા લુંડિયાં મેં મન લાગતા હૈ
રહે દાસ ભયા ભગતાનિયાંકા, હરિજન કે સંગસે ભાગતા હે
બ્રહ્માનંદ કહે નખ શીખ સુધા, તેરા સુખતો જાુતિયાં માંગતા હ.
(૨)

જગમાંહિ ફજેત બેહાલ ફિરે, કામ કિંકર છુટલ કાછડેઠેકા,
ખોઈ ઉંમર સોગઠે જાુગટે મેં, મન લક્ષ રહ્યં રાંડ રાસડેકા,
લિયે હોકલિ હાથમેં ડોલતા હે, ખોટા બોલત યાર ખવાસડેકા,
બ્રહ્માનંદ કહે ભજે રામ કેસેં, અધિકાર તોકું નર ખાસડેકા,
(૩)

પનઘટ બેઠે પન ખોવતા હે મુખ જોવતા હે પનિયારિયાંકા,
દિન રેન માય બિચ ભૂલ ગયા ખુશિ ખ્યાલ કિયાનિત્ય ખ્વારિયાંકા,
ચિતફાટ ગયા બદફેલ ચલે, બાર ઠેલતા હે ઘર બારીયાં કા,
બ્રહ્માનંદ કહેતો કું દુઃખ લગે, પણ મુખ તો ગ્રાગ પેજારિયાંકા,
(૪)

કિરતાર બિસાર ભર્યો કુમતી, રહે યાર ભયા નિત્ય ઠનિયાં કા,
હિયા ફૂટ હેરે ફાટિ આંખિયાસેં, જાય ઘાટ ઘેરે બેઠ પાનિયાં કા,
દેખ પારકિ નારિકે કેડ દોડે, અરૂ માલ ચોરે જાય બાનિયાં કા,
બ્રહ્માનંદ કહે તોકું જ્ઞાન કેસો, તેરા ધ્યાન લગા ભગતાનિયાં કા.
(૫)

ધન માલ રહે ધરમાંહિ ધર્યા, પરિવાર મેડી ગજ પાયગાવે,
કૌ જોધ ખડા ખગ ઢાલ લિયે, રતનજી કિયે રહેવાયગાવે,
સબ સાહેબી રંગ પતંગ જેસી, થિર કોઉસેંના ઠહરાયગાવે,
બ્રહ્માનંદ કહે ચડી ચોટ ચપેટ, ઝપેટ કે કાલ લેજાયગાવે,
( ૬ )
કડા વેઢ વિંટી મોતિ પેર કાને, મહા જોર સેં મૂંછ મરોડતા હૈ,
ચલે દેખતા આપકી છાંયડિકું, ટેડી પાઘ બાંધી તાત તોડતા હૈ,
તન અત્તર તેલ ફુલેલ લગાવત, નેહે ત્રિયા સંગ જોડતા હૈ,
બ્રહ્માનંદ કહે ખબડદાર બંદે, દેખ કાલ કિસે નહિં છોડતા હૈ.
( ૭ )
ચહુદેશ મેં આંણ ચલાવતા હે, ધરૂં દાણ આવે વાટ ઘાટકાહે,
અરૂ બાગ કિલ્લા મહિલાત બનાવત, ખેલ ત્રિયાસંગ ખાટકાહે,
ભાત ભાત કે ભોજન થાલ હુમેં, તામેં વીશ પચીશક વાટકાહે,
બ્રહ્માનંદ કે, દેખ વિચાર, પ્યારે સબે કાલકિ એક થપાટકાહે.
(૮)
પરનારિ કું દેખકે પાપ ધરે, પાજી આંખીયાં સે નહિં પાલતા હે,
ઠગ બાજીયાં મે સબ આયું ગઈ, ચિત ચાલ હરામકિ ચાલતા હે,
મધ્ય માંસ ચોરી અરૂ જુગટમેં, મન રીઝ પડે ત્યું હિ માલતા હૈ,
બ્રહ્માનંદ કહે આજ કાલ હુમેં, ઝટ કાળ અચાનક ઝાલતા હે.
(૯)
મહાનિધિ તોકું નર દેહ મિલી, એહિ મોજ નહિં વારવારકિજી.
તેરે હાથ કછુ નહિં આવતા હે, પરધન અરૂત્રિય પરાક્રિજી,
જગમાંહિ બિહાલ ફજેત ફિરે, જ્યું નિદાન યાહિમેંસે નારકિજી,
તાતે આપકા આપ તપાસ કિજો, બ્રહ્માનંદ કે બાત વિચારકિજી,
(૧૦)
હુશિયાર રહો દિલ હથકરો, એસિ દેહ અમુલખ પાયકેંજી
શુધ્ધ ભાવશેં સંત મહંતહુંકિ, ઊઠ કીજીયે ચાકરિ ધાયકેજી
સોઈ સંત કહેસત વારતાકું નિત્ય ધારિયે ચિત્ત લગાયકેંજી,
બ્રહ્માનંદ કહે બુરા મિત કીજો, સત્ય કેતહું હાથ બજાયકેજી

ઈતિ શ્રીપાર્ષદ કેસરભક્ત વિરચિતે શ્રી બ્રહ્મસંહિતા મધ્યે પ્રકરણ છઠે ધ. ધુ. શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ સદગુરૂશ્રી દેવાનંદ સ્વામી સંવાદે વાર્તા પ્રકરણે ૫ મો અધ્યાયઃ સમાપ્તઃ ။ ૫ ။

ઈતિ શ્રી વાર્તા પ્રકરણ નામ છઠ્ઠું પ્રકરણઃ સમાપ્તઃ



## ઉપસંહાર

ધ. ધુ. આદિ આચાર્ય મહારાજશ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજશ્રીની આજ્ઞાથી સદગુરૂશ્રી દેવાનંદસ્વામી સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીનું જીવન વૃતાંત, જે પોતે જણાતા હતા, તે સવિસ્તર સંભળાવતાં પૂજય આચાર્ય મહારાજશ્રી ઘણાજ પ્રસન્ન થયા હતા, તે સાથે સ્વામીશ્રીનો વિશાળ શિષ્ય વર્ગ અને તેઓનો શિષ્યવર્ગ પણ ગુરૂ પરંપરાનો આવો અથેતિ અપૂર્વ મહિમા સાંભળી સમજી મગરૂર થયો હતો. કથા સમપ્તિ પછી શ્રી દેવાનંદસ્વામીએ ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીનું ષોડસોપચારથી પુજન કરી, વર્ણી સંતો પાર્ષદો વગેરેનું પૂજન કરી, ગુરૂ મહીમા કહી સર્વેને પ્રસન્ન કર્યા હતા. તેમજ શ્રી આચાર્યશ્રીએ પણ તે દિવસે શ્રી રાધાકૃષ્ણદેવ આદિ દેવોને દુધપાકનો થાળ ધરાવી મંદિરમાં સર્વ ત્યાગીવર્ગ અને હરિભક્તોને દુધપાક, પુરી, ભજીયાંની રસોઈ આપીઃ કવીશ્વર દલપતરામ લખે છે કે, સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી કહેતા કે, શ્રી રાધાકૃષ્ણદેવને દુધપાકનો થાળ બહુજ પ્રિય છે; અને વખતો વખત પોતે દુધપાકનો થાળ ધરાવતા તેમજ પોતાને પણ એ અમૃત પ્રસાદી પ્રિય હતી આ વાત સ. ગુ. શ્રી દેવાનંદસ્વામીએ કહી હતી. એ રીતે મંદિર સમસ્તને જમાડી તુપ ત કર્યા હતા; અને સદગુરૂ શ્રી દેવાનંદસ્વામીને ચાદર સાથે ઝીણ કામળી ઓઢાડી બાથમાં ભીડી મળ્યા હતા. તે જ રીતે સર્વ ત્યાગીઓને ચાદરો ઓઢાડી બાથમાં ભીડી મળ્યા હતા. તે જ રીતે સર્વ ત્યાગીઓને ચાદરો ઓઢાડી બ્રહ્મમુનિના સર્વના શિષ્યોને રાજી કર્યા હતા. એ પ્રમાણે આખો શ્રાવણ માસમૂળીમાં બીરાજી દેવાનંદસ્વામીના મુખ થકી સ્વામીશ્રીના જીવન ચરિત્રના અમૃત પાનનો લાભ સર્વે સંત હરિભક્તોને આપવી સહુને પ્રસન્ન કરી આચાર્યશ્રી અમદાવાદ પધાર્યા હતા.

સદગુરૂ શ્રી દેવાનંદસ્વામી લગભગ બાવીશ વર્ષ સુધી મુળી મંદિરના મહંત તરીકે રહી અક્ષર ધામમાં પધાર્યા. ત્યાર પછી સદગુરૂ શ્રી તદ્રુપાનંદસ્વામી મુળી મંદિરના મહંત થયા; અને પોતે જ્યારથી સ્વામીશ્રીનું જીવન ચરિત્ર સભામાં સાંભળેલ ત્યારથી તેમને સંકલ્પ થયો કે, સદગુરૂશ્રી

બ્રહ્માનંદસ્વામીના જીવવૃતાંતનો ''બ્રહ્મસંહિતા'' નામે ગ્રંથ લખાવી પ્રસિધિમાં મેલવો અને તે મહંત થયા પછઈ તે ગ્રંથ બ્રહ્મચારી શાસ્ત્રી શ્રી બાળમુકુંદદાસજી પાસે લખાવાનો આરંભ કરાવ્યો. પરંતુ તેના થોડાએક અધ્યાયો (શ્લોકબંધ) રચ્યા પછી બ્રહ્મચારી શ્રી અક્ષર નિવાસી થતા તે કામ જેમનું તેમ અધુરૂં રહ્યું. શ્રી તદ્રુપાનંદસ્વામી ધામમાં પધાર્યા પછી એ ગુરૂ મહિમાના ગ્રંથનો કોઈને આગ્રહ ન રહ્યો. પરંતુ આચાર્ય મહારાજશ્રીના હજુરીપાર્ષદ શ્રી કેસરભક્તે સદગુરૂશ્રી તદ્રુપાનંદસ્વામીના દર્શન કરેલા તેમને એહકીકત જ્યારે જાણવામાં આવી ત્યારે તે આરંભેલા ગ્રંથનું સાહિત્ય મેળવી તેનું ગુજરાતીમાં થોડુ લખાણ લખાવી, શ્રી તદ્રુપાનંદસ્વામી સંકલ્પને સિદ્ધ કરવાનો પ્રયાસ આરંભ્યો. પરંતુ પોતાના ચક્ષુઓનું તેજ ક્ષીણ થતા એ કામ અટકી પડયું પછી મને (માવદાનજી) અમદાવાદ તેડાવી તમામ સાહિત્ય સોંપી એ આરંભેલા કામને પૂર્ણ કરવા આશીર્વાદ સાથે આજ્ઞા કરી અને મેં તે આજ્ઞા શીર ચડાવી આજીવન ચરિત્રલખવારૂપ સેવા કાર્ય શરૂ કર્યુ હતું.

સત્સંગમાં શ્રીજી મહારાજ અને મહાન મુક્તો, હજી પ્રગટ બીરાજી સહુના શુભ સંકલ્પો સિદ્ધ કરે છે, એવી મને મારા જીવનમાં અનેક પ્રસંગે ખાત્રી થયેલ, તેવીજ આ 'બ્રહ્મસંહિતા' સબંધમાં પણ થયેલી છે. મારી યથામતિ આ ગ્રંથ લખાઈ જતા તેને છપાવવા માટે શું કરવું ? તેવા વિચારો થતા કેમકે 'કવિઓ પંડિતો આદિ સાક્ષર વર્ગ ઉપર શ્રી સરસ્વતિદેવીની પૂર્ણ પ્રસન્નતા હોય છે, પણ શ્રી લક્ષ્મીદેવીની હવા પણ તેના છાપરા ઉપરથી જતી નથી.' એ રીતે મુંઝવણ રહેતી હતી, પરંતુ સમર્થ ગુરૂના શિષ્યો પણ સમર્થ હોય એ ન્યાયે ધર્મ વિદ્યા ભાસ્કર સંત ભૂષણ સદગુરૂ શાસ્ત્રી શ્રી ગોપાલાચરણદાસજી મહંત સ્વામી (ચરાડવા) એ આ 'બ્રહ્મસંહિતા' છપાવવાના શુભ કામમાં ત્રણ હજાર રૂપીઆની મદદ અપાવી દાદાગુરૂનો સંકલ્પ સિદ્ધ કરીને સત્સંગમાં શ્રીજીને મુક્તો હજી પ્રગટ બીરાજી સત્સંગના શુભ કામો કરે છે, તેવી મને ખાત્રી કરાવી આપી.

મારા પિતાશ્રી રાજકવિ શ્રી ભીમજીભાઈએ સ. ગુ. શ્રી દેવાનંદસ્વામી પાસે વર્તમાન ધરાવ્યા હતા. અને શ્રી તદ્રરૂપાનંદસ્વામી પાસે ગુજરાતી અભ્યાસ અને શ્રી વૈશ્નવાનંદસ્વામી પાસે પિંગળ શાસ્ત્રીનો અભ્યાસ કર્યો.



હતો. એ સત્સંગ સંસ્કારના બળે મને આ બ્રહ્મસંહિતાની સંપાદન કરવા રૂપ સેવા મળી છે એથી મને ધન્ય ગણું છું. અને આ ગ્રંથ પ્રકાશિત થતાં આત્મ સંતોષ વ્યક્ત કર્યા વગર રહી શકતો નથી જેઃ-

હરિગીત છંદ

શ્રીજી સખા સદગુરૂ, બ્રહ્માનંદ સ્વામીજી થયા,
તેના જીવન ગુણગાન મમબુદ્ધિ અનુસારે કહ્યાં
હું છેક છું નાનોકવિ, પણ, દિલ પ્રેમ પયોનિધી
આ બ્રહ્મસંહિતા બધી, મહિમા થકી જ ભરિ દીધી. ॥ ૧ ॥
એ પ્રસિધ્ધ કરવામાં પછી તો, વરસ દસ વીતી, ગયાં
અફસોસ દિલમંહી થતો કે, આદર્યા, અધવચ રહ્યાં
સદગુરૂ બ્રહ્માનંદજી, ઐશ્વર્ય આપ વિકાશીર્યુ
ચરાડવે જંઈ+ચાંપ દાબી, બ્રહ્મતેજ પ્રકાશીયું ! ॥ ૨ ॥
સાહિત્ય સદગુણ શાસ્ત્રી ગોપાળાળચરણદાસજી,
મહંત શ્રી મંદિર તણા છે ચરાડવામા વાસજી,
તદ્રુપાનંદ સ્વામી શ્રી જે શિષ્ય-શિષ્ય પરંપરા,
ગુરૂ મહમમા ખંત મનમમા, સંત રૂપ ખરેખરા. ॥ ૩ ॥
વ્રજભુમીમા, ''ગોપાળ'' ગોવર્ધન ગીરી જેમ તોળીયો,
ગોપાળચરણદાસ ગોરધન, દાનવીર ને ખોળીયો,
શ્રી બ્રહ્મસંહિતા છપાવા, તાન ત્રણ હજારનું,
તેને દીધું ઉદાર દિલથી, કળીમા મા કલદારનું ॥ ૪ ॥
કવિએ પ્રકાશન કાર્ય કરિયું, રાજકોટ મંદિર, રહી
આવી ઉપાધી અનેક પણ, સત્સંગ-ગુરૂ કાજે કહી,
જે જે ઉપાધી આવતી તે બ્રહ્મમુનિ નિવારતા,
પ્રગટ બીરાજી હજી, સત્સંગ રંગ સુધારતા. ॥ ૫ ॥

+ પાવર હાઉસ ભલે કદી પાંચસો માઈલ દુર હોય છતાં પણ જો તેનાથી કનેકશન છે, તો ચાંપ દબાવતાંજ લાઈટ થાય છે.

નિર્વિઘ્ન ગ્રંથ સમાપ્તી, શ્રીજી કૃપાથી તો થઈ,
કવિ માવ ઉપર કરજ, લોન હજાર એકની રહિ ગઈ.
સમરથ ગુરૂ સત્સંગ સમરથ, કામસરથ થાય છે,
સમરથ શ્રીજી ગૂણને, કવિ માવદાનજી થાય છે. ॥ ૬ ॥

દોહા

સ્નેહ થકી બ્રહ્મસંહિતા, વાંચી સમજો સાર,
નીર ક્ષીર ન્યારૂં કરી, હંસવૃતિ અનુસાર. ૧
લખ્યિું શ્રીજી લખાવિયું સદાય અંતર સાફ;
ક્યાંય ભૂલ ભાળી કરો, માવકવિ ને માફ. ૨
માવ કવિને મન સદા, અંતરમાં આનંદ,
જય જય સહજાનંદ સહ, જય જય બ્રહ્માનંદ. ૩

અંતમાં શ્રી બ્રહ્મમુનિકૃત હિન્દી શિક્ષાપત્રીના મંગળ દોહાથી મંગળ પ્રાર્થના કરી વિરમું છું.

આશ્રિત કી પીડા હરન, ધર્મ ભક્તિ પ્રતિ પાલ ।
કૃષ્ણ જનન વાંચ્છિત સુખદ, મંગલ કરહું વિશાલ. ॥

-- // --

| | |
|---|---|
| રાજકોટ | લી. શ્રીજીના દાસાનુદાસ |
| ફાગણ સુદ ૧૧ | માવદાનજી ભીમજીભાઈ રત્નુના |
| તા. ૨૬-૨-૬૧ રવિવાર | દંડવતસહ જયશ્રી સ્વામિનારાયણ |

**શ્રી બ્રહ્મસંહિતા સમાપ્તઃ**



## 'પરિશિષ્ટ વિભાગ'

## (પરિશિષ્ય ૧)

## સ્વામી બ્રહ્માનંદ વિદ્વાનોની નજરે

(૧) "xxx About eight thousand miscellaneous padas besides other works nine in number, is said to have been his literary output. His forte was preacting () and for driving his preaciting home: he has used a number of illustration and instance which show his marvellous grasp and knowledge of social problems manners and customs. His power over words, the content of his vocabulary is such that hte very reaidng of his verses produces in the reader and indefinable emotion of pleasure and satisfaction xxx"
(mile stone in Gujarati literatute (Page No. 267)

**(૧) -દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**
**એમ. એ. એલ. એલ. બી.**

(૨)"His verses have an easy flow and fine clear imagery" (Selection from classical Gujarati literature Vol. III Page No. 374)

**(૨) - મી. જે. એસ. તારાપોરવાલા**
**બી. એ. પી. એચ. ડી. બાર એટ લૉ.**

(૩) "In beauty of language, Brahmanand Surpasses all his contemporaries except Dayaram xxx"
(Gujarat & its literature P. No. 268) (3)- K. M. Munshi

(૪) ''તેણે ગુજરાતી ભાષામાં પદ તથા ગરબીઓ રચેલી છે. હિન્દુસ્તાની ભાષામાં પણ ગાયનમાં ગાવાના પદ રચેલાં છે.. સગળાં મળીને પદ ૮૦૦૦ છે તથા ધર્મવંશપ્રકાશ, સુમતિપ્રકાશ, ધિરજાખ્યાન બ્રહ્મવિલાસ વગેરે મોટા મોટા ગ્રન્થો હિન્દુસ્તાની ભાષામાં રચેલાં છે. તેમાં મોતીદામ ભુજંગી નારાચ, ઉધારો સવૈયા કવિત, કુંટડિળયા, છપય વગેરે તરેહ તરેહ જાતના છંદો રચેલા છે તે સિવાય છુટક ઝુલણાં, ચર્ચરી, અમૃતધ્વની, રેણકી છંદ વગેરે ઝડઝમકવાળા રચેલા છે જેની કવિતાથી સ્વામિનારાયણ ઘણા રંજન થતા હતા. તે સરોદો સતાર સારી રીતે બજાવી જાણતા હતા તેનો સ્વભાવ રમુજ હતો શરીર પુષ્ટ હતુ તેની હું શીરીનાં વખાણ હજુ સુધી લોકો કરે છે કોઈનું મન ગમે તેવું ઉદાસ હોય પણ તેનું મન ખુશી કરવાની એ કવિમાં શક્તિ હતી અને તતકાળ કાવ્ય કરવાની શક્તિ પણ તેનામાં હતી.''

(''બુદ્ધિ પ્રકાશનો ફેબ્રુઆરી ૧૮૬૩ નો અંક ૨ પાનાને ૩૨)

(કવિશ્વર દલપતરામ)

સ્વામી બ્રહ્માનંદ

''તેમના લખાણોમાં ઉપદેશનું અંગ પ્રધાન છે જેમ મુક્તાનંદસ્વામી જ્ઞાનીકવિ, નિષ્કુળાનંદસ્વામી વૈરાગ્યવાનકવિ અને પ્રેમાનંદ-પ્રેમી પ્રેમ, નીસ્ત કવિ હતા તેમ સ્વામી ઉપદેશક કવિ હતા. તેમના કાવ્યોમાં તેમનો હૃદયનો જુષ્સો, ઉદ્દગારનો ઠોક ભાષાનું ગૌરવ અને શ્રોનાના મન ઉપર સચોટ છાપ મારનારી ઝુડઝમકવાળી પદે પદે રણકા કરતી રચનાવાળી કવિતા મન આકર્ષે છે. અખાએ જેવા ઠોક નિડરતાથી વેદાન્તના વિષયમાં અને તે સમયના સાંપ્રદાયિક શિક્ષણો ઉપર માર્યા છે તેવા ઠોક સ્વામીએ વહેવારમાં ચતુરાઈ બતાવવા, સંસારને અષ્ટસિદ્ધિ અને નવનિધિ માનનારા જડવાદની પોલ ઉપાસકોને પોતાની ભભકતી અને તેજી અશ્વની માફક કુદકા મારતી બાનીમાં માર્યા છે, આજે પણ તેમના ચંદ્રાવાળા અને ઝૂલના છંદો તથા છપાઓ અને કડીઓ અને વેરાગી બાવાઓ અને ઉપદેશકો તેમના જ નામે કેટલી વખત નામ ફેરવીને પગ વાપરતા દ્રષ્ટિએ પડે છે... શૂરવીરના અંગનો ઉપદેશ તો સ્વામીનો જ કહી શકીએ એવા ઉતેજીત કરનારા હૃદયને બળવાન બનાવીને જોમથી ડોલાવનારા તેમના પ્રવાહમાં હવે સ્નાન કરીશું.''હરિજન સાચારે, જે ઉરમાં હિંમત રાખે.'' (એ ચારે પદો લેખકે ઉતાર્યા છે.)



ગુજરાતી ભાષા પરનો તેમનો કાબુ પણ આમાં સહેજે જણાઈ આવે છે, હિન્દીની પડતીના અંધારા કાળમાં આર્ય પ્રજા બ્રાહ્મણોમાં બ્રાહ્મણત્વને ટકાવી રાખનાર, ક્ષત્રિયજનોના ક્ષાત્ર તેજને ઝળકતો બનાવી નિરંતર શૂરતાનના અગ્નિને પ્રજવલ્લ રાખનાર, વૈશ્યોને પોતાના શબ્દ ઉપર મસ્ત રહેવાને ટકોરનાર 'વેદનું વચન ને વાણીઆનો બોલ' એ કહેવતને જન્મ મળે તેવા વ્યવહારમાં બનાવીને સત્ય વચની પણાનો ગુણ વ્યાપારી વર્ગમાં પણ દઢ કરાવનાર ટૂંકમાં ત્રણે ધર્મોનું તેવા કાળમાં પણ રક્ષણ કરી તેને જોસભેર જીવતો રાખનાર સરજાયેલાનું માન જો કોઈને પણ ઘટે તેમ હોય તો તે તે કાળના ભાટ, ચારણ બારોટ અને સ્ત્રીવર્ગને જ ઘટી શકે છે. આમ દેશોધ્ધારમાં ભાગ લેનારી ચારણ જ્ઞાતિના એવા, પોતાના ગુરૂ ઉપરની શ્રધ્ધા અને અડક નિશ્ચયથી અંતર જેનું પ્રકાશી રહેલું છે એવા, જે સત્ય પોતાને જડયુ છે તે બીજા સર્વને જણાવવાનો પોતાનો ધર્મ છે એવું માનનાર એવા, જેની હૃદયવીણાના તારે તાર ઝણઝણી ઉઠીને આલાપ કરી રહેલા છે એવા આ સ્વામીના શુરવીરપણાના અંગના પૂરાવાર્થે તેમજ ગુજરાતી ભાષા ઉપરનો તેમનો કાબુ પ્રત્યક્ષ થતો હોવાથી તે દર્શાવવા માટે પણ વધુ ઉતારા આપવાની જરૂર હું જોતો નથી. તેમના પદોમાં દોહાઓ, સોરઠા, ચોપાઈઓ, અને જુદા જુદા છંદોમાં પિંગળના નિયમો ઘણી સારી રીતે પળોયલા દેખાય છે. પ્રેમાનંદસ્વામીના પદો જેમ ગાનારને માટે અત્યુત્તમ છે તેમ જ સ્વામીના પદો કાવ્યશાસ્ત્રના નિયમોના અનુસરણ માટે શ્રેષ્ઠ છે.''

## (ગુજરાતી સાહિત્ય મધ્ય કાલનો પ્રવાહ પાના નં. ૨૩૯ થી ૨૪૮)

**(કનૈયાલાલ માણેકલાલ મુનશી)**

(૦૦૦ અશાંતિ અને નિર્વેદનું વાતાવરણ હવે હળું થવા લાગેલું એટલે (૫) પ્રેમસખિ તથા બ્રહ્માનંદ સરખાના ભાવોન્મની અંતરમાંથી પ્રગટેલો વૈરાગ્ય શુષ્ક નહીં પણ રસભીનો બની રહ્યો આખા મધ્યકાલીન સાહિત્યમાં આ ઘટનાની જોડી નથી એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી.'' સાહિત્ય દર્શન પાને ૧૦૬)

(શ્રી વિજયરાય વૈદ્ય)

(૬) ''૦૦૦ શ્રી સ્વામિનારાયણે આખા ગુજરાત પર પણ ખરેખર મોટો જ ઉપકાર કર્યો છે અને તે પંથના લેખકોએ પણ ભક્તિને ખરા

સ્વરૂપમાં રાખવાના અને વૈરાગ્યની ખરી સમજ આપવાના પ્રસંસનીય પ્રયાસો કર્યા છે, ૦૦૦ ''આ તનરંગ પતંગ સરીખો જાતા વાર ન લાગેજી'' આ લખનાર બ્રહ્માનંદે બોધે શુંગારના ઘણાં પદો લખ્યાં છે તે અસરકારક દ્રષ્ટાંતો શોધવામાં અને લોકોને પોતાના બોધથી ઘટતી સમજુતી આપવામાં સારી સફળતા મેળવી શક્યા છે. તેના ઘણા પદો એકત્ર કરી એક ગ્રન્થરૂપે પ્રકટ કરવામા આવ્યા છે એ બતાવી આપે છે કે તેના ભક્તો પણ ઘણા છે અને તેણે લોકપ્રિયતા પણ સારી મેળવી છે.''

(સાહિત્ય પ્રવેશિકા પાના નં. ૬૧)

શ્રી હિંમતલાલ ગણેશજી અંજારીયા એમ. એ. એલ. એલ. બી.

(૭) '' ગંભીર ને શાંત આજ્ઞા વિજ્ઞાનમાં તત્વો મય, માતાની પ્રમાણે સમજાવીને ઉપદેશ આપનારી મુક્તમુનિની વાણી રોમે રોમમા ઉપદેશ અને શૌર્ય પ્રેરનારી બ્રહ્મમુનિની ઉક્તિ હૃદયને હચમચાવી રહાડવનારી તથા હસાવનારી શુદ્ધ નિઃસ્વાર્થ પ્રેમભક્તિને પોષનારા પ્રેમસખિના ગુંજન અને લલકારોઆ, જમત ઉપરથી મને હઠાવી તીવ્ર દઢ અને શુદ્ધ સાત્વિક વૈરાગ્યને હૃદયમા સ્થાયી કરનાર વૈરાગ્યમૂર્તિ નિષ્કુળાનંદના તથા દેવાનન્દ અને મંજુકેશાનંદના પદો, ચાબખા અને સાખીઓ આજે પણ શ્રોતા વક્તા અને વાચકના મન ઉપર અસર કરે છે એને જ લીધે તે ભાષાના સાહિત્યમાં જાુદુ સ્થાન મેળવે છે અને ત્યાં ટકી રહે છે.''

(મધ્યકાલનો સાહિત્યપ્રવાહ સાહિત્ય સંસદ પૃ. ૨૨૪)

(સ્વ. શ્રી ઈ, ઈ, મશરૂવાળા)

(૮) ''૦૦૦ જ્ઞાના શ્રયીઓ અખો, ધીરો અને બ્રહ્મમાનંદ જેવામા અનુભવાતી બ્રહ્મની છોળ કે બ્રહ્મઝકોર પણ એ જ સાહિત્યની ચિરનીન સંસાકારોદક સિદ્ધિઓ છે.૦૦૦''

(ગુજારીત સાહિત્યની રૂપરેખા પાના નં. ૩૦)

(શ્રી વિજયરાય વૈદ્ય)



## શ્રીજી

## જાુના હસ્તલખિત ખરડામાંથી મળેલું

## અપ્રસિદ્ધ વચનામૃત

સંવત ૧૮૭૯ ના શ્રાવણ સુદિ પ્રતિપાદને દિવસે સ્વામીશ્રી સહાજાનંદજી મહાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં વાસુદેવ નારાયણના મંદિર આગળ લીંબડાના ઝાડ હેઠે ઢોલીઆ ઉપર ગાદી તકીઆ નખાવીને ઉગમણે મુખારવિંદે બીરાજમાન હતાં અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતાં અને પોતાના મુખારવિન્દ આગળ મુનિ તથા દેશ દેશના હરિભક્તોની સભા ભરીને બેઠી હતી. ત્યારે શ્રીજી મહારાજે વાત કરી જે.

પીતાંબર× શેઠ કેટે મુંડીઆ સતાવીશ અફીણ પીને મુવા તેમ અમારો પણ દેહ છે. ને પણ કાંઈ રહેવાનો નથી તો તમો પણ મુંડીઆની પેઠે પછવાડે કરશો એમ અમને જણાય છે, તો એ વાતનું અમને ઘણું જ દુઃખ રહે છે, અને બીજું પણ રહે છે જે અમે આ પરમહંસ કરતા ઘણા ત્યાગી છીએ તો પણ તમારા કલ્યાણને વાસ્તે ગ્રહસ્થ ભેળા ભળીને વરતીએ છીએ, અને આટ આટલા દાખડા તમારે અરથે કરીએ છીએ અને આજે અમારા પરમહંસ છે તે તો નકળંક છે, અને અમે જે સાંખ્ય યોગી બાઈઓ અને સાંખ્યોગી ભાઈઓને વર્તમાન રખાવીએ છીએ તેમાંથી જો કોણેય ફેર પાડયોને કળંક લગાડયું તથા અમને કે અમારા સત્સંગીને ભુંડા કરી દેખાડશો તો અમો તેનો બીજો તો શું દંડ કરશું ? પણ અમે તેને કોઈ દવિસ મોઢું નહિ દેખાડીએ, શા માટે કે અમારૂ હૃદય છે તે અતિ સાચુ છે, અને અમને જુઠી વારતા તો ગમે જ નહિ, પણ કોઈ જાતનું સાચું કળંક સત્સંગને

× સૌરાષ્ટ્રમાં જેતપુરના નજીક માંડવા ગામનો વાણીઓ હતો તેને એક નવો પંથ કાઢેલો અને મુંડીઆ સાધુ કરેલા હતા.

માથે આવે તો અમારાથી ખમાય નહિં, માટે એ બે પ્રકારનું અમારા અંતરમા ઘણું રહે છે,માટે જો અમને સત્સંગમાં રાખવા હોય તો અમને નિશ્ચય કરી આપો, અને અમારે તો જરૂર દેહ મુકવો છે તો કોઈમા સામરથી હોય તો રાખજો. અને અમને જો સત્સંગમાં રાખવા હોય તો એ બે વાતનો નિશ્ચય સભામાં ઉભા થઈને બોલ્યા જે '' હે મહારાજ ! તમે મુક્તાનંદસ્વામી સભામાં ઉભા થઈને બોલ્યા જે '' હે મહારાજ ! તમે તો અખંડ છો, તમારે વિષે મરવું ને જનમવું એ તો મૂર્ખ ને અજ્ઞાનિ હોય ને સમજે, અમે તો તમારા દાસ છૈ ને તમે તો સરવેનો શોક ટાળવાને પ્રગટ થયા છો તો અમને કોઈ રીતે કરીને શોક નહિં થાય માટે તે વાતની કાંઈ પણ ચિંતા રાખશો નહિં, અને તેમે જે વર્તમાનની કોરનું પુછ્યું તો અમારે તમારા પ્રતાપે થકી, અટ્ પ્રકારે કમન કામની નો ત્યાગ રાખવો છે, અનેપંચવર્તમાનમાં લેશમાત્ર ફેર પડવા દેવો નથી, અને જે જીવ અમારો સંગ કરશે તેને પણ ચિંતા રાખશો નહિં,'' ત્યારે બ્રહ્માનંદસ્વામી, નિત્યાનંદસ્વામી આદી સદગુરૂઓ ઉભા થઈને બોલ્યા જે ''જે મુક્તાાનંદસ્વામી બોલ્યા તેમ અમે સરવે રહીશું તો અમારી કોરની કોઈ જાતની ચિંતા રાખસો નહીં.'' ત્યારે સાંખ્ય યોગી બાઈઓ અને ભાઈઓમાં જે મોટેરા હતાં તે બોલ્યા ''જેમ સદગુરૂ બોલ્યા તેમ એ બે વાતની અમારી કોરની કાઈ પણ ચિતા રાખશો નહિ, અનેતમને કોઈ રીતે ખોટ આવવા નહિ દઈએ,'' ત્યારે મહારાજ અતિ પ્રસન્ન થઈને બોલ્યા જે ''તમે આટલું હેતે કરીને બોલ્યા તેણે કરીને અમો તમારા ઉપર ઘણુંજ રાજી છીએ, વિશ્નની નિવૃતિ કરીશ ને તમને દુઃખ થવા નહિ દઉં, પણ જે આટલો અમારો દાખડો છે એટલે તેને વ્યર્થ કરી ને કોઈ પંચવર્તમાનમાં ફેર પાડશો અથવા પછવાડે આપઘાત કરશો તો કલ્યાણ તો નહિ થાય પણ નર્કના કુંડમાં માગ નહિ જડે અને જે નાર્કી જીવ હશે તે પણ હાડ હાડ કરશે અને કહેશે કે પાપીને આંહી લાવશોમાં તે આવી ને જો કુંડમાં પડશે તો અમારો પણ છુટકો નહિ થાય, માટે સર્વ પાપ થકી મોટા પુરૂષની આજ્ઞાનો ભંગ કરવો તે મોટું પાપ છે, માટે સરવે ખબરદાર થીને આજ્ઞામાં રહેજો, તો અમારો તમારા ઉપર ઘણોજ રાજીપો રહેશે.



અને એક બીજી પણ વાર્તા છે તે સહુ સાંભળો જે કોઈ માણસ મરે છે તેના પછવાડે ડેરી કરે છે. અને અમે તો અમારી ડેરી જીવતાં કરી મેલી છે. તે આ વાસુદેવનારાયણની મૂર્તિ છે તે અમારી ડેરી છે તે વિના બીજી ડેરી કરશોમાં અને અમે જ્યારે આ દેહ મુક્શું ત્યારે વાસુદેવમાં પ્રવેશ કરીને રહેશું અને દેહને તો જેમ સર્વે મુનિને સમાધિ દેતા હો તેમ દેજો, અને જે ગઢડામાં મૂર્તિ છે તે વાસુદેવની છે,અને અમદાવાદમાં મૂર્તિ છે તે નરનારાયણની છે, બીજુ સત્સંગમાં જ્યાં જ્યાં બે મૂર્તિ હોય તે નરનારાયણની મૂર્તિ જાણવી એ ચાર ભુજાની એક મૂર્તિ હોય તે વાસુદેવની જાણવી ઈતિ વચનામૃત

(સમાપ્ત)

આ વચનામૃત છપાયેલ નથી પરંતુ અમોને પાર્ષદ વર્ય કેસરભક્તની પ્રસાદીની વસ્તુઓમાંથી હસ્ત લખીત જુનો ખરડો મળી આવતા તેમના શિષ્ય મહોબતસંગજી ભગત માઈત મળતા અત્રે આપેલું છે.

વચનામૃતનો સંગ્રહ લખાયો ત્યારે શ્રીજી મહારાજે અને મોટા સદગુરૂઓએ સંતો પાસેથી તમામ ખરડાઓ મગાવી લઈને જેમ સહુને પથ્ય પડે અને પૂર્વા પર બાદ ન આવે તેવો વિચાર કરી શોધીને, તે વચનામૃતનો શ્રીજી સાનિધ્યમાં મંજુર કરી પ્રતો લખાવી અને અન્ય ખરડાઓનો નાશ કરેલ હતો, તેમ પરંપરા સંતોથી સાંભળેલ છે. આ વચનામૃત પણ કાઢીનાખેલાખરડા માહેલું જ હશે, એટલે અપ્રસિધ્ધ રહ્યું હશે.

આમાંના ઘણા એક શ્રીજી કૃપા વાક્યો સંત હરિભક્ત બાઈ ભાઈ વગેરે સત્સંગ સમાજને ગ્રહણ કરવા યોગ્ય અને જણાતાં મેં પરિશિષ્યમાં લીધેલ છે. એજ વિનંતી.

(કવિ માવદાનજી રત્નું)

શ્રીજી

શ્રીજી મહારાજે રામગલોલાજીને પોતાના અખાડાના સાધુઓ લઈને સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી સાથે ઝાલાવાડ પ્રદેશમાં ફરવા મોકલેલ હતા તેમજ દેવીવાળા મગ્નીરામ પણ સ્વામીના મંડળમં હતા (બ્રહ્મસંહિતા (પાને ૬૩૧) ધ્રાંગધ્રામાં વેરાગીની ઉપાધી થયા પછીથી શ્રીબ્રહ્માનંદસ્વામી શ્રીજી આજ્ઞાથી ગુજરાત દેશમાં પોતાના મંડળ સાથે ફરવા ગયા અને શ્રી

રામગોપાલાજી પોતાના સાધુઓ સાથે માથક ગામે રોકાણા ત્યાંથી પોતાના સાધુ 'ગરીબદાસ' ને એક વિનંતી પત્ર લખી આપી શ્રીજી મહારાજ પાસે મોકલેલ તે પત્રથી કેસરભક્તના શિષ્ય શ્રીમહોબતસંગજી માર્ફત મળતાં આ નીચે તેજ ભાષામાં અક્ષર સહ છાપેલો છે.

## સ્વામીશ્રી રામગલોલાજીનો પત્ર

સ્વસ્ત શ્રીસોરઠા મહા શુભ સ્થાને પરમ ગુરૂ પમર ક્રિપાલુ અધમ ઓધારણ સર્વ જગ કારણ એક એક રોમ પ્રતિ અનંતબ્રહ્માંડનીવાસી એક આત્મા સત્ય સ્વપ્રકાશ ભક્ત ભય હારી માધૂરી મુરત શાંભરી સુર ત્યાં સર્વ પ્રકારે સેવકને સુખકારી પલપલ બલિહારી જયકારી છે પ્રવર્તન જેનું એવા તમે તે તમારા મહીમાનો વેદ પણ પાર પામતા નથી. કથ્યામાં નાવે ચરિત્ર જેના એવાં સર્વે પ્રકારે અકળ, ભક્તને એક તમારૂં જ છે બળ અ કિંચન છે પ્રીય જેને, એવં અનેક શુભ ઉપમાં લાયક સ્વામી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી સેજાનંદજી શરણાંન્ય શ્રી મંડલી શુભ સ્થાનેથી લષીતંગ સાધુ શ્રીપ રામગલોલાજી તથા મુકુંદનદાસતઃ સાધુ રામજીત, સાધુસમસ્ત કે ડંડોત પ્રણામ અવીધારોગે, હે શ્યામરી સૂરત્ય વારંવાર પ્રમામ કરત હૈ જે પ્યારે જાું વેગિ વદન દેષા વીના તુમારે દર્સકી બહુત પ્યાસ હૈ, અરૂ સમાચાર એક જાતના હો ફેર જૈસી હૈ તેસી ''ગરીબદાસ'' મુક વચને કહેગો, કાહે તે જે કહને સુનનેંકી નીતી હૈ, અપરૂં તુમ સબજ જાનતહો. અબ મહારાજકી આવ્યા હે જે ગુજરાત કું જાઓગે સો આજ્ઞા શિરપર ચઢાય કે મંડલી ગુજરાતકું જાયગી, અરૂ સાધુ મુરત બિસેક લસકર મેં જાવેગેં ફેરતો જ્યું તુમ ઉપજાવો ગે તૈસા હોયેગા અરૂ મહારાજકી ઈછા હોયગી તેસા હોયગા, સમાચાર એક જાતના જે હમકું સબહી પ્રકાર કા સુખહૈં પર એક અભિલાષ રહે હે તાતે દુષ હોત હે, સો કોનસા દુષ જે માધુરિ મુરત્યસેં દુર રહના તે નૈ સહજાતા હૈ,

દોહા

ચંદ ચકોર સુરજ કમલ, ચાત્રુક ધનકી આસ
પ્રાન હમારે રહત હૈ, સદા તુમારે પાસ. ॥ ૧ ॥



નયન તલફે તુવ દર્શકું, શ્રવન સુનન કું બૈન,
ભુજ ફિરકત તુવ મિલન કું, નિસ વાસર એહી ચૈન ॥ ૨ ॥
પ્રીતમ પાતિ તો લિંષુ, જો કછુ અંતર હોએ,
હમ તુમ ચ આત્મ એકહે, દેષ ન કે તન દોએ ॥ ૩ ॥
અબ તો ક્રિપાકે નિધાન બેગિ બદત દેષાઓ ગે

દોહા

તવ સમીપ જે જન વસે, તાહિ કરૂં પ્રણામ,
શિ વીરંચી સનકાદીસમ, સબહી સુષકેધામ ૧

## શ્રીજી સ્વામી સમકાલિન – દેવજ્ઞાતિ (ચારણ હરિભક્તોની

## – ના મા વ લી –

## ચોપાઈ

જેને ઘેર પધાર્યા મોરાર, નિર્ખી સુફળ કર્યો અવતાર ॥
જે જે લખાણાં છે એમાં જન, તેને છે શ્રી હરિનું દર્શન. ॥

(ભક્ત ચિંતામણી)

| નામ | ગામ | દેશ | નામ | ગામ | દેશ |
|---|---|---|---|---|---|
| ગઢવી શંભુદાનજી | ખાણ | મારવાડ | ગઢવી બાશ્રી મોજબા | ખાણ | મારવાડ |
| ગઢવી લાડુદાનજી | ખાણ | મારવાડ | ગઢવી બાશ્રી ધુનાભાઇ | નરસંડા | ગુજરાત |
| ગઢવી ખીમાજી | ખાણ | મારવાડ | ગઢવી બાશ્રી કંકુબા | નરસંડા | ગુજરાત |
| ગઢવી શીવોભાઈ | વસોગામ | ગુજરાત | ગઢવી ગજાભાઈ | રોરઝકા | ભાલ |
| ગઢવી ભાઈજી | મૈયારીયા | ગુજરાત | ગઢવી વીસાભાઈ | રોઝકા | ભાલ |
| ગઢવી ગોકળદાસ | મોરજ | ચડોતર | ગઢવી રવાભાઈ | રોઝકા | ભાલ |

નામ ગામ દેશ નામ ગામ દેશ
ગઢવી ડોસાભાઈ, મખીયાવ ગુજરાત ગઢવી બાશ્રી દેવુબા રોઝકા ભાલ
ગઢવી વાસન (વસનદાસ) ગુજરાત ગઢવી ખીમરા, કમીયાળા ભાલ
ગઢવી બાશ્રી હરિબા ગુજરાત ગઢવી આવડદાન કમીયાળા ભાલ
ગઢવી આસોજી કલોક ઢંઢાવ ગઢવી બાશ્રી જીજીબા કમીયાળા ભાલ
ગઢવી ભગવાન, રત્નુ દેવરાસણ ઢંઢાવ ગઢવી દાદાભાઈ મોરારરસા ભાલ
ગઢવી જેતસી રત્નુ દેવરાસણ ઢંઢાવ ગઢવી આણંદભાઈ હેબતપુર
* મોતીસર જીવાભાઈ કલોલ ઢંઢાવ ગઢવી ઉમેદાઈ હેબતપુર
ગઢવી બાપુજી કોંઢ ઢંઢાવ ગઢવી માવભાઈ વાણા ઝાલાવાડ
ગઢવી ભલુજી વટામણ ઢંઢાવ ગઢવી પંચાણભાઈ ગુંદીયાળા ભાલ
ગઢવી બાશ્રી મધુબા સરગવાળુ ઢંઢાવ ગઢવી બાશ્રી રૂપાળીબા મેડી હાલાર
ગઢવી અજોભાઈ બગોદરા ઢંઢાવ ગઢવી સામતભાઈ ચીત્રાવાવ ભાલ
ગઢવી ભગવાભાઈ બળોલ ઢંઢાવ ગઢવી મુળજીભાઈ ચિત્રાવાવ હાલાર
ગઢવી રતનજીભાઈ બળોલ ઢંઢાવ ગઢવી અદાભાઈ ભાડુઈ સોરઠ
ગઢવી આયદાનજી બળોલ ઢંઢાવ ગઢવી કરમણ ચાડદીક સોરઠ
ગઢવી જેઠાભાઈ ખરડ ઢંઢાવ ગઢવી ભોજો ચાડદીક સોરઠ
ગઢવી બાશ્રી બનુંબા ખરડ ઢંઢાવ ગઢવી લખુબાઈ લોઢવા સોરઠ
ગઢવી દાદુભાઈ પીપળી ઢંઢાવ ગઢવી ગજાભાઈ હેબતપુર સોરઠ
ગઢવી મોડભાઈ પોલારપર ઢંઢાવ ગઢવી બનુભાઈ પોલારપર સોરઠ

(શ્રીજી પછીના દેવજ્ઞાતિ – ત્યાગીઓના નામ)

સદગુરૂ શ્રી રાધામનોહરદાસજી ધોળકા. સદગુરૂ શ્રી ઘનશ્યામ ચરણદાસજી ધોળકા મુક્તરાજ પાર્ષદ કેસરભક્ત અમદાવાદ.

---

શ્રી પાલનપુર રાજકવિ શ્રી લાખજી મોતીસરજીએ મને કહેલ કે દેવરાસણવાળા 'જીવાભાઈ' મારા દાદા (મોતીસરજી) હતા, એ જીવાભાઈના કાનજીભાઈ થયા ને તેના લાખાજી થયા તેમના સુપુત્ર શ્રી હમીરદાનજી પહેલા દરજ્જાના કવિ હતા. તેમણે શ્રી વચનામૃત ગ્રંથનો અનુવાદ શ્રી બ્રહ્માનંદસ્વામીના નામે હિન્દી કાવ્ય કરેલ છે તેઓની મોતીસરની જ્ઞાતિમા તેમનું એક જ કુટુંબ સત્સંગી છે તેમના ફતેહરણ આદિ ચાર પુત્રો અને નાનાભાઈ રામદાનજી વગેરે સાથે સત્સંગી અને હાલ રતલામમાં રહે છે. સત્સંગના એ સુપ્રસિદ્ધ વિદ્વાન કવિરાજ નો અક્ષર વાસ સં. ૨૦૨૧ ના જેઠ માસમાં થયો છે તેથી સત્સંગ સમાજને ઘણી ખોટ પડી છે. (સંપાદક)



# શ્રી બ્રહ્મમુનિના શિષ્ય અને તેના શિષ્યોનાં કાવ્યો

## (૧) સદ્દગુરૂશ્રી પૂર્ણાનંદ સ્વામી કૃત–ઘનશ્યામાષ્ટક
## છંદ ચર્ચરી

સોહત સુખ ધામ શામ, મોહત લખી કોટી કામ, સંત અભિરામ નામ અષ્ટજામ રટીએ,
પગીયાં બનિ હે અનુપ, સરસ અત્તર અગર ધુપ, રાજત અતિ નવલ રૂપ જરકસી દોપટીએ,
તામે તોરા શ્રીંગાર, પુષ્પ નવલ સાર સાર, મત્ત ભગરે, વાર ધોરે, ધોરે,
દેખો ઘનશ્યામચંદ, મહીમા કે છંદવંદ, * હસત વદન મંદ મંદ થોરે થોરે,
(૧)
કેસરકો તિલક ભાલ, નિરખત જન હોત ન્યાલ, ભ્રકુટી કુટીલા રસાલ કાળ ડરત જાસે,
તા પર ઝુક કુટીલ કેશ, સુક્ષ્મ શુભ શામ બેસ, માનું બન બાલ શેષ વેસ લઘુતાસે,
અખીયાં લીખયાં સોલાલ, રક્ત રેખ તાકો તાલ, દેખત ચિત્ત હાલ હાલ ચોરે ચોરે,
દેખો ઘનશ્યામચંદ મહિમાકે છંદ વંદ,હસત વદન, મંદ મંદ થોરે થોરે,
(૨)
કોમલ દો કરનમાંય, ઝલકત કુંડલ સુહાય, મુકાકૃત કરનતાય ઉપમાસોમિલ હૈ,
નાશા તિલ ફૂલ, જાન, દિપક મણી તા સમાન ધન ધન જત ધરત ધ્યાન, તાસ નિકટ તિલ હૈ.
શામ બીંદુ વામ કરન, નિજ્જન મન ધ્યાન ધરન, દેખત દુઃખ જન્મમરન તોરે તોરે,
દેખો ઘનશ્યામચંદ, મહીમાં કે છંદવંદ, હસ્તવદન મંદમંદ, થોરે થોરે,
(૩)
દંતન પંક્તિકહાત, ચિત્તવનનિત ચિતરહાત, ઉપમા તેહિ કહીન જાત કુંદન કીકલીયાં,
સુંદર અધર રક્ત, દેખત મગનમગનભક્ત, ચિબુક, ગ્રીવ, લખિતલકત, જકત સકત જલીયા

---

* ''સંત્રવૃદ'' પાઠાંતર છે.

ઉંચ અંશ નવલપીન, દોનું ભુજ જશનવિન, આભુષણ કનકીન, જોરે જોરે,
દેખો ઘનશ્યામચંદ, મહીમાકે છંદવંદ, હસત વદન મંદ મંદ, થોરે થોરે,

(૪)

બાજુબાંધ પ્રોંચી અવલ, જડીત નંગ રંગનવલ, સરલ વેઢ વીંટી પ્રબલ ઝલકત હે ભારી,
કરતલ કોમલ કહીન, અંગુલાશ્ર સોનવીન, નખમણિકણી બનીન સુંદરતા ન્યારી.
વૃક્ષસ્થલ બ્રહદ અમલ, હાર સાર તાપર ચલ, સુંદર વર ઉદર ત્રિવલ ગોરે ગોરે,
દેખો ઘનશ્યામચંદ, મહીમાકે છંદવંદ, હસત વદન મંદ મંદ થોરે થોરે.

(૫)

નાભી ગંભીર ગોળ, કટી તટપટ પીતચોળ, નિકટનિપટ કાંચિઓળ, લટિપટ થટ સોહે.
ઊરૂ તરૂરંભદરશ, જાનુ જં ઘાસુ સરસ, દેખત મન હોત હરસ જનમન સો મોહ.
ઝાંઝર ઝન ઝનનઝનન, ધુઘરધન ધનન ધરતી તન ધનન કનન કોરે કોરે,
દેખો ઘનશ્યામચંદ મહીમાકે છંદવંદ, હસત વદન મંદ મંદ થોરે થોરે.

(૬)

ગુલફાંસુ ગોલ દો ચક્તિ જનચીત જોઉં, તૃપ્તી નહીં હોત તોઊં ચલકીત સોચલકે,
કોમલદો ચરન કમલ, મંજુલ નખપંકિત વિમલ, ઝલઝલઝલ ઝલલ ઝલલ ઝલકન સોઝલકે,
તાપેં જનચીત પ્રોત, પુલકિત તનમન સુધ્યોત, જોત જોત હોત ધ્યોત ઠોરે ઠોરે,
દેખો ઘનશ્યામચંદ મહીમાકે છંદવદ, હસત વદન મંદમંદ થોરે થોરે,

(૭)

અષ્ટ કોણ, અંકુશ, જવ, વજ, અંબુ, કેતુ શ્રવ, સ્વસ્તિક, જંબુ, રેખા, નવ દક્ષિણ હરિચરણે,
વ્યોમ, કળશ, ધનુષ, મીન, ગોપદ, ઈંદુ, પ્રચીન, સપ્તય સો કોણતીન, વામપાવ વરણે;
અંગુલી રૂચીરકોય, ચીંતન મન મગન હોય, પુર્ણાનંદ ઈષ્ટસોય, મોરે મોરે,
દેખો ઘનશ્યામ, મહીમોકે છંદવંદ, હસત વદન મંદ મંદ થોરે થોરે,

(૮)



## (૨) વસતડી નિવાસી
## શ્રી દશા શ્રીમાળી વાણિયા શ્રી અમરચંદભાઈ કૃત
## હોકા વિષે કુંડળીયા

(૧)

હોકે હરિ ભુલાવિયા. વટાલાવ્યા વરણ ચાર,
બ્રાહ્મણ ક્ષત્રિય વાણીયા, મૂકાવ્યો આચાર,
મૂકાવ્યો આચાર, પાપમાં પુરા પેડા,
ચૂશે લાળ લબાડ, એકબીજાની એઠા
કહે કવિ અમરચંદ, વિચાર કર્યો નહિં લોકે,
વટલાવ્યા વરણ ચાર, ભુલાવ્યા હરિ પણ હોકે.

(૨)

પ્રભુ વસે આ દેહમાં, ઉત્તમ જોઈ ત્રણ ઠામ,
હૃદય, કળાળ, ને મુખ, છે, ધણી રહેવાના ધામ,
ધણી રહેવના ધામ, તમાકુ ત્યાં લઈ ઘાલી,
હરિ ખંખેરી હાથ, ત્યાંથી નિકળ્યા ચાલી.
કહે કવિ અમરચંદ, કામ ને ક્રોધ ઠસ્યા છે,
ઉત્તમ જોઈ ત્રણ ઠામ, પ્રભુ આ દેહ વશ્યા છે.

(૩)

એનો અધરમ જોઈને, કરી મહારાજે મેર,
અવનિ ઉપર આવીઆ, ભક્તિ ધર્મને ઘેર.
ભક્તિ ધર્મને ઘેર, અક્ષરથી આવ્યા સ્વામી,
સ્થાપ્યો ધરરમ કરી ઠીક, કાંઈ ન રાખી ખામી
કહે કવિ અમરચંદ, અલૌકિક લ્હાવો લેવો,
કરી મહારાજે મેર, જોઈને અધરમ એવો.

---

+ આવા છંદો ઘણા છે, પરંતુ સ્થળ સંકોચને લીધે માત્ર ત્રણ જ અત્રે આપ્યા છે.

## (૩) રાજકવિ શ્રી ભીમજીભાઈ કૃત શ્રી સહજાનંદ મહિમાષ્ટક

દોહા

સહજાનંદ સુખધામ શુભ, મેટણ દુઃખ મહારાજ,
આયે હરિ અવનિ વિષે, કરવા મંગલ કાજ. ૧
થરૂ ધરમ ધજ થાપીયે, અચળ કરે સુખ આજ,
નારાયણ કરૂણા નિધી, મહા નમું મહારાજ. ૨

દુમીલા છંદ

૧

મહારાજ નમામિયે, અક્ષર ધામિયે, દ્વિભુજ વામિયે, રૂપ ધરી,
ગરૂડં ધજગામિયે, છેલુ ગુમાનિયે, હે નિરમાનિયે, નાથ હરિ,
કૃષ્ણ હરિ નામિયે, ભૈનિષ્કામિયે, સો નહિ દામિયે, સુર સતી,
સહજાનંદસ્વમિયે, અંતરજામિયે, નાથ બહુ નામિયે, જગ્ત પતિ.

૨

દ્વિજ હી દરબારીયે, દેહકું ધારિયે, ભાર ઉતારીયે, ભોમ તણં,
મદ મોહ અહંકારિયે, તાહિકુ મારિયે, હેત સુભારિયે, પાપ હણં,
દુષ્ટ ક્રોધ સંહારિયે, સંત ઓધારિયે, જોપસું ધારિયે વેશ જતી,
સહજાનંદસ્વામીયે, અંતરજામીયે નાથ બહુનામિયે જગ્ત પતી

૪

સ્થિર ધ્રમહી સ્થાપિયે, ગેમ ઉથાપીયે, સંત સંઘાથીયે, શામ સદા,
કલીધોરકું કાપીયે, સત્ત સમાપિયે, વેહદ વાપીયે, બ્રહ્મવિદા.
પરી હંસ સો પાપીયે, ચર્ણ સોચાંપીયે, ઈશ્વર આપીયે, મોક્ષ અતિ,
સહજાનંદસ્વામીયે, અંતર જામીયે, નાથ બહુ નામીયે જગ્ત પતિ.

૫

અતિ હોત અકાજીયે, પાપ સું પાજીયે, દયા સત લાજીયે, લોપ દહી,
તેહી કાજ નિવાજીયે, નાથ હી બ્રાજીયે, કોવિદ કાજીયે, ભીર કહી.
બાંધ વેદ મૃજાદિયે, સંત સમાજીયે, ગેમ કું ગાજીયે, કીધ ગતી,
સહજાનંદસ્વામીયે, અંતરજામિયે, નાથ બહુ નામિયે, જગ્ત પતિ.



બન બદ્રી નિવાસિયે, જોગ અધ્યાસીયે, ધર્મ પ્રકાશિયે, દેહ ધરી,
નર દુષ્ટ નિકાસીયે તે જ પ્રભાસિયે, હે અવિનાશીયે, નાથ હરિ,
જગ ઉપર દાસીયે, કીધ ક્રપાસિયે, અશ્રર વાસિયે, 'શાંત વૃતિ,'
સહજાનંદસ્વામીયે, અંતર જામીયે, નાથ બહુ નામીયે જગ્ત પતિ.

૭

કલીકામ કહતાય, કીધ નિકાતાય, ધ્રુજ વિધાતાય, અંક ધસે,
પ્રથી પાપ પ્રજાતાય, દાબરસાતાય, બેદ બંચાયત, ખુબ બસે,
શેષ સુર સનાતાય, ગુણહી ગાતાય, માપ સમાતાય, થાક મતી,
સહજાનંદસ્વામીએ, અંતર જામિયે, નાથ બહુનામિયે જગ્તપતી,

૮

પ્રથીપાલ પ્રતાપિયે, કૃષ્ણ ક્રીપાકિયે; લક્ષ ઓધારિયે, જીવ લહી,
દુખઃ દૂર ઉડાદિયે, પ્રેમ પકાશીયે, મોહ સમાપીયે, દીધ મહી,
નીરખી અવિનાશિયે, સુખ સદાશિયે, ભીમ પ્રિતી ભયે, નકે ભતી,
સહજાનંદસ્વામીયે અંતરજામિયે, નાથ બહુ નમીયે, જગ્તપતી.

કળળશ છપય

જગ્પતી જગદશીષ શામ સહજાનંદ સ્વામિ,
અકળ સદા હે ઈશ, નાથ નિરજંન બહુનામી,
સરવોપરી, સુખધામ, પ્રાણ પુરૂષોત્તમ પ્યારા,
જપત શેષ અઠ જામ, ભજત ભવમેટ્રત ભારા,
પરિબ્રહ્મ આજ અક્ષર પતી, ધરમ કુંવર અધિરાજ હૈ,
કવિરાજ ભીમજી યું કહત, શામ સદા સુખ સાજ હૈ,

## (૪) રાજકવિ માવદાનજી કૃત –શ્રી ગોપીનાથજી મહાાજશ્રીનો છંદ

### દોહા

ઉન્મત ગંગા તીરપેં, ધનય હે દુરગપુર ધામ,
જહા બીચરે નરદેહ ધરી, સુંદર શ્રી ઘનશ્યાન ૧
ધામી અક્ષર ધામકે, સ્વામી સહજાનંદ,

નામી અનંત નામકે, નિષ્કામી વૃષનંદ, ૨
સ્વામીના ગઢડા સદા, ગઢડા સ્વામી વાસ,
ગઢડા ગોકુલસેં સરસ, અક્ષર તુલ્ય અવિનાશ. ૩
ગોપીનાથ મહારાજ, અને દાદાનો દરબાર,
લક્ષ્મીબાગ ઉન્મત નદી, ચિત આકર્ષત ચાર. ૪

ચર્ચરી છંદ

૧

આકર્ષત ચિત ચાર, પૂરવ ઉત્તર દુવાર, દાદાખાચર દરબાર બિવૃક્ષ નીનિરખો ।। હરદમ સંતો હજાર, જમતા જ્યાં જમણવાર, પોતે પ્રભુ પીરસનાર પુરૂષોતત્તમ પારખો ।। સંતો શિર કરી પ્યાર, રેડત ધૃત દધી ધાર, અદભુત લીલા અપાર, એહ સ્થાને ધારો ।। જય જય જદુાથ, મુરલી ધરિ મુગટ માથ, ગઢપુર પતિ ગોપીનાથ આશારો તીહારો ।।

૨

કલીયુગમાં કલ્પવૃક્ષ, નિરખો આ નીંબવૃક્ષ, પુશોત્તમજી પ્રત્યક્ષ, સંત સભા ભરતા ।। દેતા, બ્રહ્મ જ્ઞાન દાન, પ્રેમીજન કરત પાન, વચનામૃતમાંથી મહાન પ્રશ્ન ઉત્તર કરતા ।। મુનિજન સહુ ધરે ધ્યાન, ગુણિજન સહુ કરે ગાંત ઉત્તમનું સ્થાન જાન, અક્ષર નિરરધારો ।। જય જય જદુનાથ હાથ, મુરલી ધરિ મુગટ માથ, ગઢપુરપતિગોપીનાથ આશારો તીહારો ।।

૩

પુરૂષોત્તમ ધરી પાગ, બીરાજત લક્ષ્મીબાગ, ગાવત સંત રંગરાગ, સાજ સમારી ।। મુક્તાનંદજી મહારાજ,પ્રેમાનંદ કરત ગાન, સંગિત–સાહિત્ય જ્ઞાન, બ્રહ્મમુનિ ભારી ।। ચંપા–જાઈ જાઈ ફુલ, ડોલર, મોગરા અમૂલ, ગહેરા ગુલાબ ફુલ હાર હજારો, ।। જય જય જદુનાથ હાથ, મુરલી ધરિ મુકટ માથ ગઢપુરપતિ ગોપીનાત, આશારો તીહારો

૪

સુંદર વૈતાક શાક, પુરૂષોત્તમ કરત પાક, હોવત વાસુદેવ હાંક, પંક્તિ કરિ પીરસે, ।। વાડી લક્ષ્મી સ્વરૂપ, કોટીક બ્રહ્માંડભૂપ, કાયમ આલાય સ્વરૂપ દેહોત્સર્ગ દરસે, ।। ઈચ્છારામ અનુજ વીર, રાજત રઘુવીર ધીર, બ્રાજત શ્રીજી મંદિર પૂર્વ દીશ પ્યારો; ।। જય જય જદુનાથ હાથ, મુરલી ધરી મુગટ માથ, ગઢપુરપતિ ગોપીનાથ આશારો તીહારો.

૫

ઉન્મતગંગા અભંગ, યમુના સરસ્વતિ ગંગ, તાપી, નર્મદા સંગ



નાવત તોલે, ।। જામે–શ્રીજી રૂ સંત ન્હાયે મુનિવર મહંત તાકો મહીમ અનંત, ખળખળીએ ખોલે; ।। ઘેલા જળ બુંદ પાય, અગણિત પારીક જલાય, અંતે અક્ષર અપાય, અધમકો ઉધારો; ।। જય જય જદુનાથ હાથ, મુરલી ધરી મુગટમાય, ગઢપુરપતિ ગોપીનાથ, આશરો તીહારો.

૬

ખંભે જરીયાન ખેસ, બંધીસર ગોપવેશ, વિલસત રાધી વ્રજેશ નંકો દુલારો, ।। હીરા નંગ જડીત હાર, ગજરાતોરા અપાર, જરીયાની વસ્ત્રધાર, પુરનચંદ્ર પ્યરો, ।। કાનેં કુંડળ જડીત, ભાળે તિલ્લક ભળીત, મુરતિ મનહર લલીત, સ્નેહથી સંભારો, ।। જય જય જદુનાથ હાથ, મુરલી ધરી, મુગટમાથ, ગઢપુર પતિ ગોપીનાથ આશારો તીહારો.

૭

શ્રીજીકો અંગ અંગ, ભાવ પૂર્ણ હે અભંગ, અંતર આવત ઉમંગ, નિરખત જન નજરે, ।। રાજત હરિકૃષ્ણરાજ, કરવાને શુભ કાજ, આયો કવિરાજ આજ, માવદાન મજરે, ।। ચિંતન તવ ચરહનચ્હાય, અંતે અક્ષર અપાય, સેવકની કરી સહાય, અરજી ઉર ધારો, ।। જય જય જદુનાથ હાથ મુરલી ધરી મુગટમાત, ગઢપુર પતિગોપીનાથ, આશારો તીહારો

છપ્પય

સંવત વિક્રમ સાલ ઓગણીસેં ચોરાસી,
માઘ માસ તિથી પુર્ણ, ગ્રહણકી પર્વણી ખાસી;
ગુરૂવાર કી રેન સ્નાન ઉન્મત્તગંગ કીનો,
ગોપીનાથ કરી દર્શ, રચ્યો એ હિછંદ નવીનો;
સ્વામી અક્ષરાનંદ, આદી સબ સભા સુનાયે.
શેઠ + કલ્યાણજી સાથ માવકવિ દર્શન આયો. ૧

× મુંબઈના પ. ભ. શેઠ શ્રીકલ્યાણજી કરમશી દામજી– જે પી.

## (૫) સદ્‌ગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના કુટુંબી, ખાણ ગામના રહીશ કવિરાજ ગઢવી શ્રી નવલદાનજી શક્તિદાનજી આશિયા રચિત કાવ્ય

કુંડલીઓ

પારસ અર્બુદ પશ્ચિમે ખાંણ રતનકી ખાંણ,
વહા જનમ પાયોવિમલ, જાતીચારણ જાંણ;
જાતી ચારણ જાણ 'આશિયા' શાખા આખ.
દિવ પિતુ શક્તિયદાન, ભક્ત દીવાકર ભાખે,
નવલકહત નિરધાર, બ્રહ્મમુનિ કા મેં વારસ,
પઢયો સ્વરોદય પંથ, પરસ જીમી 'લોહા પારસ'

શ્રી સૂર્યનારાયણ સ્તુતિ

દોહા

વિમલ જગત કર વિમલ, અલ સુખ ભગત ઉદેશ;
નિત્યાનંદ પ્રકાશ, નિત, નિજ ભજહું 'નવલેશ.' ૧

છંદ રેણકી

નિત નિત નવલેશ શેષ કર સમરન, જાગુ અશેશ જર કુલેશ જરે,
સમરત અમરેશ શેષ પુનિ શારદ, ધ્યાન ધનેશ ગનૈશ ધરે;
વિલસત દસ દેશ બેસ બલ વ્યાપર્સ, પ્રઘટ વિગ્યાન અગ્યાન પરે,
દિનકર કર નિકર ઉદય ગિરિ ઊપર, હોય ઉદય કર તિમિર હરે. ૧

સરવર પશુ પંછિ પ્રકર તરવરસબ, ગહર હોત લખિકર ગહરં,
ડહરખત નર અમર દરશકર તમહર, કમલ પરસ કર હુલસ કરં;
ડરપર નિશિચર જા દુરત ગિરિકંદર, પર પ્રકાશ જબ દેખ પરે,
દિનકર કરિનિકર ઉદયગિરિ ઊપર, હોય ઉદયકર તિમિર હરે. ૨

પરસનતા દરશ વસ્તુ કરતલ પર, દૂર પુર જલ થલ દરસે,
પાવત કલ જંતુ વિકલ મતિપાનં, વિમલ હજૂર મૂર વરસેં;
નિવકસત ચિતમરમ પરમ જોગેશ્વર હરિજન ધરમ ધજા ફહરે
દિંનકર કર નિકર ઉદય ગિરિ ઊંપર, હોય ઉદયકર તિમિર હરે. ૩



વેરીતન રોગ ઓઘ જેહિ વ્યાપત કરમ ભોગ કેહિ ભાંતિ ફટે,
પ્રગટયાં તોહિ જોત પહર ઈક પૂરન, હોય ચેન રૂજ દૂર હટે;
ગંગાજલ હુમક હોત નર ગૌરવ, સ્નાન પાન ધુનિ જય ઉચરે,
દિનકર કર નિકર ઉદય ગિરિ ઊપર, હોય ઉદયકર તિમિર હરે. ૪
પ્રાચિદિશ પરમ સહસ કર પ્રગટત, મિટત કરમ તસકર મરમં,
હુલસત જન સકલ હસ્યિ હર સોસત, ભજત તરમ તમચર ભરમં;
પાવન કર કરમ પરમ મુનિ પુંગવ, ધરમ વરમ તનવીર ધરો,
દિનકર નિકર ઉદયગિરિ ઊપર, હાથ ઉદય કર તિમિર હરે. ૫
ભળળળળ રૂમ વિમળ જગલાજત, ઝળળ તેજ અંબાર ઝરે,
ખળળળ ઉડગન જા હોત તપખરભર, હળળ ઈન્દ્ર ઝળઝળક હરે.
દીપક ખધ્યોત હોત અતિ દુર્બલ, કહાજોત કોઉ સ્તન કરે,
દિનકર કર નિકર ઉદયગિરિ ઊપર, હોય ઉંદય કર તિમિર હરે. ૫
બ્રહ્માદિક દેવ ભેવ જશગાવત, સેવએવ મુનિ તોહિ ઉચરે,
ચાઢત જલ રગલ અમલ મન સાધક, ધ્યાન ઉલટ લટ સિદ્ધ ધરે;
વંદતકર જોરી નિંહોરિ પુરૂષવર, પોરિ ખરગ ચઢિ જાત પરે,
દિનકર કરનિકર, ઉદયગિરિ ઉપર હોય ઉદયકર તિમિર હરે. ૭
ગાયિક ગુનગાન સનાથ કરવ ઘટ નાથ માથ તોહિં મનમ કરો
જીતોં ભારાથ સાથ કિંકર જમ, વિજય વિજય જિમિ વિજય વરો,
પૂરન સમરાથ હાથ ધર શિર પર, તાપ જનમ અરૂ મરન ટરે;
દિનકર કર નિકર ઉદયગિરિ ઊપર, હોય ઉદયકર તિમિર હરે. ૮

### શ્રી સૂર્યના ચોવીશ નામનો છપય

સૂર, દિવકર ભાનુ, વિરોચન બ્રધ તિમિર હર,
ઉલ્હરસ્મી, તિમાંસુ, હંસ હરિ જગદ્રગ દિનકર;
મહિર રૂ પતંગ, સહસકર ઈન વિભાકર
દિનમનિ અંબર મનિય, તરનિ, સવિતા, સુ અસુંધર
ચોવીસ નામ, રવિ, જામતક, સરતિ સુમતિ પ્રાતઃ જપે,
વિધિ ફૂલ ભવસિંધુ બિચ, ત્રિવિધી તાપ કબુહન તપે. ૧

--------

શ્રીજી

# સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીએ વર્તમાન ધરાવેલ દેવરાસણના રહીશ ગઢવી રણછોડદાસજી રત્નુ કૃત સીતાજીના સ્વયંવર વિષેનો છંદ

॥ દોહા ॥

એક સમય મિથિલાપુરી, જગન કરત જનકેશ,
તેડ પુરં ત્રહું વે તહાં, સુરનાર નામ રાધેશ.

છંદ રેણકી

સુરનર પુનિ સમર શંકર ગર વર તર, તેડ સ્વયંવર સંગર તઠે, ॥
અવસર ધર રાધર અછર મલી ઉનપર, અવર સવર, કર થિર અઠે ॥
ભરભર અતિ હરખ કંવરી કજ, ભૂપત, ચમર બંધ ચકવંત ચડે ॥
આયે પુર જનક ધનક ધરવા કજ અમર અમર પર શ્રીવર અડે ૧

સણણણણણણ સૃણણ શંખ શરણં, બૃણણણણ બ્રધુવન મોર બજે. ॥
ગણણણ ગણણ ગ્રેહક ગણ ગંધ્રવ, સપત ઝણણ, સુર તંત સજે ॥
ઠણણણણણણ રંભ, નેવરાં ઠમકત, રણણણ રડી બંબ ત્રંબક રડે ॥
આયે પુર જનકઃ ૨

વટ વટ થટ વકટ વકટ થટચહુંવટુ, હટ હટ ખેખટ પ્રગટ હરં ॥

કોઉકટ અતિ ધ્રિકટ ધ્રિકટ ધ્રિકટ કટ ધિનકટ, ધિનકટ દોઉકટ થપટ ધરં ॥
મખ મખ, રટ સુભટ સુભટ રટ મંગલ, ભલ નટ મલ ટલ, બુસટ ભડે ॥
આયે પુર જનકઃ ૩

ધ્રમ ધ્રમ ધર ધ્રમક ધ્રમક ધર, ધ્રમકત, ક્રમ ક્રમ કૃત ખટત્ર કલં ॥
વૃમ વૃમ દ્રુત અધ્રમ ભર વિક્રમ, દશમ ઉદમ દેખ હસમ દલં ॥
અસુરાંન પેખ સુર કરત ઉર વિભ્રમ, બાંન સરં રઢરાંન બડે ॥॥
આગે પુર જનકઃ ૪



કસ કસ કટી બંધ કંસ દસ ઉક્કસ, રવ સસ દોઉ પ્રસ થંભ રેયં ॥
ખસ ગે ગજ ખંભ દેખ અસ રાક્ષસ, ધસ રસ ભર અતિ ધનુષ ધેયં ॥
કરછ પેંનાક ત્રય વિસ નેંહ ચે કર, પતીય લંક સર અરસ પડે ॥
આયે પુર, જનક; ૫

ભત ભત વત પ્રન પ્રણત બોહ ભૂપત, સુરપત એહપત નૃપત સબે ॥
હસ્ત કચરાય લંક પત ગ્યો હઠ, એહ વૃત કુંણ ધૂત મમત અબે ॥
કથ કૃત જનકેશ સુમંત પ્રત અહુ કૃત, ન ખત્રી પ્રથી ધીજરામ નડે ॥
આયે પુરજનકઃ ૬

સુન કૃન કહ બચન લછન નન સંખત, ધન ધન રઘુવર ધનક ધરો ॥
પન રખોક્ષત્રી ધ્રમ વૃતન પુનિ, વ્રસન છદન સીય બેગ વરો ॥
ધરતન હરિ ક્રોધ બદન ચખ ધોમર, મન મોહન કર મુંછ મૂડે ॥
આયે પુર જનકઃ ૭

ઝટ પટ ઝડ કમર પીતામ્બર ઝટકત, ભૃગટ ત્રગટ વોમ ભઠે ॥
ધડ હડ પડ પ્રથીય, ગેયણ ખડ હડ ધડ, કડડ સહસ ફની લચ કમઠે ॥
કર હાક ઝપટ પેનાક ત્રહુવે કટ, ગગન દુંદ થટ જેત્ર ગડે ॥
આયે પુર જનકઃ ૮

ઝળળળળ પ્રબળ રૂપ ધર અત્રભજ, કૃમળ નૃમળ દ્રગ સહસ કળા ॥
હળ વળ ગળ માળ મુગટ ફળ હેંડળ, કૃણ કુંડળ વર લળ કમળા ॥
ધાનખ શંખ, ચક્ર, ગદા, પદમ ધેં, ઝળળ મુગટ મણી જ્યોત જડે ॥
આયે પુર, જનકઃ ૯

## છપય

ઝળળ મુગટ મણીજ્યોત, પ્રઘટ ઉધ્યોત અપ્રબળ ॥
કંદ્રપ વસરી કોટ કોટકોટાન સ કોમળ ॥
પરમ રૂપ અને પાર ધાર કોંમડ ચક્ર ધર ॥
કરત જગત જયકાર, વિશ્વ આધાર સીયાવર ॥
જનકેશ હામ પૂરન જગન, સોયશામ સુરં નર સથરો ॥
ભજ સેહ વંદ રણછોડ ભણએ, એહ રામચંદ્ર દશરથરો ॥ ૧

આધક નેચર આનંદ, પ્રથી આનંદ ત્રહું પર ।।
અંદ્ર ચંદ્ર દણીયંદ, ધર્મ જોગંદ્ર વંગ ધર ।।
શેષ સકલ સોમંદ, વસવ નારદ ગર વ્રમં ।।
ભરત શત્રુધન લછન, એહી મલ જાન અપ્રમં ।।
દુંદમી શબદ વાજતદોમ, ધનસ ભોમ દન ધામરી
કૃત આસ એહ રણછોડ કવિ+રજત જોડસિયરામરી ।।

આ છંદ સવંત ૧૮૯૯ ના વૈશાક વદ ૮ ના રોજ લખ્યા છે, એવો સ્વહસ્ત (રણછોડદાન કવિ) લખીત ચોપડામાં ઉલ્લેખ છે, (દ : કચરદાનજી મુ. દેવરાસણ)

+ એ કવિ શ્રી રણછોડદાનજી રત્નુ સદ્દગુરૂશ્રી દેવાનંદસ્વામી પાસેથી પંચ વિધાન શિખ્યા હતા, તેથી તેઓશ્રી પંચવિધાની કવિના નામે પ્રખ્યાત હતા, પાંચવિધાન (૧) સેત્રંજની બાજી રમવી (૨) વારતા સાંભળતાં પ્રશ્ન ઉત્તર કરવા. (૩) માળાના મણકા મનમાં ગણવા, (૪) મોઢેથી સ્વામિનારાયણ નામનો ઉચ્ચાર કરવો, (૫) ચાર તુકનું નવી નકાવ્ય લખવું એ પાંચ વિધાન, તેઓશ્રીએ ગુરૂશ્રી બ્રહ્માનંદજી અને શ્રી દેવાનંદસ્વામીના પ્રતાપે સિધ્ધ કરેલા હતા, સદગુરૂશ્રી બ્રહ્મનંદસ્વામી રચિત ''રાસાષ્ટક રેણકી છંદ પોતે શ્રી દેવાનંદસ્વામી પાસેથી શીખી અને તે ઉપરથી આ છંદ પોતે રચી દેવાનંદસ્વામીને સંભળાવતાં સ્વામી ખુબજ રાજી થયા હતા, તે કવિશ્રી રણછોડદાનજીના પુત્ર મહોબતસંગ થયા અને તેના પુત્ર પ્રભુદાનજી થયા તેના પુત્ર કચરદાનજી રત્નુ હાલ દેવરાસણમાં વિદ્યમાન છે ઉંમર વરસ ૬૨ ની છે કાવ્યો પણ રચે છે અને શ્રીજી મહારાજનો મહીમા અપૂર્વ જાણી ભજન સ્મર્ણ કરે છે, તેમના તરફતી ઉપરનો છંદ તેઓના જુના હસ્ત લખીત ચોપડા માંથી તેમણે જેમ લખી મોકલેલ છે તેમ છાપવામાં આવેલ છે. (સંપાદક)

(પરિશિષ્ય ૨ જું સમાપ્ત)

--- // ---



# પરિશિષ્ટ ૩

## શ્રી આચાર્ય મહારાજશ્રીના હજુરી પાર્ષદ મહા મુક્તરાજ

## શ્રી કેસરભક્તરાજનો જીવન પરિચય

શ્રી મખીઆવ × ગામના. ગઢવી હરિભાઈ મહેડું ને ત્યાં દેવજ્ઞાતિ (ચારણ) કુળમાં સં. ૧૯૨૦ માં કેસરભક્તનો જન્મ થયો હતો. પિતાનું નામ ગઢવી હરિભાઈ અને માતુશ્રીનુ નામ શ્રીરાજુબા હતું જેઓ સદગુરૂશ્રી દેવાનંદસ્વામીના કુળમાં (બળોલગામે) જન્મેલા હતાં એથી તેઓનો સત્સંગ શ્રીજી છતાં પરંપરાનો હોવાથી મખીઆવમાં પણ શ્વસુર પક્ષનો સત્સંગ મળતાબન્ને દંપતિ આનંદથી શ્રીજી ભજન કરી ગૃહસ્થાશ્રમ ચલાવતા હતા. ધ. ધુ. અયોધ્યાપ્રસાદી મહારાજશ્રીએ મખીઆવમાં કેસરભક્તને વર્તમાન ધરાવેલ હતા. દેશકાળમના વિષમ પણાથી સખત કોલેરા ફાટી નીકળતા શ્રી હરિભાઈ ગઢવીના ધર્મપત્નિ રાજુબાદેવી અને બે પુત્રો (શ્રી રૂપસંગજી અને બાપુજી) મળી ત્રણે એ કોલેરામાં ધામમાં ગયા બન્ને પુત્રોને એક જ ચિતામાં અગ્નિસંસ્કાર કરેલ હતો. તે પછી મોટા દિકરાશ્રી હલુભાઈ અને ચોથા સહુથી નાના દીકરા શ્રી કેસરદાનને પણ કોલેરા થયું તેજ રાત્રે શ્રીજી સ્વરણ કરી શ્રી હરિભાઈ ગઢવીએ મનમાં વિચાર્ય કે હવે ગૃહસ્થાશ્રમ શ્રીજી ઈચ્છાથી વેરખેર થી ગયો. મોટા નાના બન્ને દિકરા પણ મરણ શૈયા ઉપર છે. તેમજ પોતાને પણ દર્દ લાગુ પડવાના ચિન્હો જણાતાં, પોતે માનતા કરી કે જો ''આમાંથી અમો ત્રણે ઉગરીએ તો શ્રી નારાયણ દેવની સેવા જીંદગીભર કરવી અને ગીરાસ માલ-થાલ, સ્થાવર જંગમ મિલ્કત, જે કંઈ ઘરમાં છે તે બધુ શ્રી નારાયણ દેવને અર્પણ કરવું'' તેથી મુળજી બ્રહ્મચારીના ભત્રીજી રામબાએ કેસરાદનનું નાક વીંધી રોગ કાઢ્યો. આમ શ્રીજી ઈચ્છાથી આરામ થયો એટલે તમામ માલ મિલ્કત વેચી તેના રોકડા રૂપીઆ ત્રણ હજાર કરી, ગાય-બળદ ભેંશ ઘોડી અને ગાડું લઈ બન્ને પુત્રોને બેસારી શ્રી હરિભાઈએ

× મુકુંદ બ્રહ્મચારી (મુળજી બ્રહ્મચારી પણ મછીઆવ કે) મખીઆવ ગામના હતા.

અમદાવાદ, આવી શ્રી નરનારાયણ દેવને તે સર્વ હરિકૃષાર્પણ કર્યુ, અને પોતે પિતાપુત્રો ધં. ધુ. આચાર્ય મહારાજ શ્રી કેશવપ્રસાદજી મહારાજ શ્રીની સેવામાં રહ્યાં એકવાદ વર્ષ બાદ મોટા પુત્ર હલુભાઈને વૈરાગ્ય ઉત્પન્ન થતાં શ્રી આચાર્ય મહારાજશ્રીના હસ્તથી ભાગવતિ દીક્ષા લઈ સાધુ થયા; જેનુ નામ ''રામકૃશ્નદાસજી'' રાખેલ હતું. તેઓ મહા તપસ્વી રૂષિમુનિ જેવા વૈરાગ્યમૂર્તિ થઈ શ્રી નારાયણના મંદિરની અહોરાત્રસેવા કેટલાક વર્ષો સુધી કરી શ્રીજીના ધામમાં ગયા. ગઢવી હરિભાઈ પણ ધોળે લુગડે સાંખ્ય યોગી વર્તમાન પાળી આચાર્યની સેવા કરતા કરત ા તેઓ પણ શ્રીજી ધામમાં ગયા હતા.

શ્રી કેશરભક્ત પોતાના પિતાશ્રી સાથે અમદાવાદમાં આવ્યા ત્યારે તેઓશ્રીની ઉપર માત્ર ચાર પાંચ વર્ષની જ હતી. તેથી તેમની દયાજનક સ્થિતિથી ધ. ધુ. આચાર્ય શ્રીકેશવપ્રસાદજી મહારાજે તેમને નાની ઉંમરમાંથી જ પોતાના ગાદી મેડે જ રાખ્યા અને સાંખ્યોગી વર્તમાન ધરાવી કંઈક લાયક ઉમરે તેમને ભણાવવાની યોજના કરી. પરંતુ પોતે માત્ર પુસ્તકો વાંચી વિચારી શકે તેટલું જ જ્ઞાન લીધુ અને ભણવું છોડી મહારાજશ્રીને પૂજા કરતી વખતે જોઈતી સામગ્રી હાજર રાખવી, કપડા પુસ્તકો આદી પદાર્થો સાંચવવા અને સ્વારીમાં સાથે ફરવું... વગેરે સેવા ઉત્સાહથી કરવા લાગ્યા. આથી મહારાજશ્રીએ તેમને પોતાના છડીદાર બનાવી છડી બંધાવી તે સાથે તેમની તીક્ષ્ણ બુધ્ધિ પારખી, શ્રી કેશવપ્રસાદજી મહારાજશ્રીએ પોતે, સદગુરૂ તદ્રપાનંદસ્વામી * પાસેથી ડંકો (ઘોડા ઉપર બેસી નગારા) બજાવતાં

---

શ્રીજી મહારાજ જ્યારે વડોદરા પધાર્યા ત્યારે છાણી ગામ સુધી ગાયકવાડ સરકારની સ્વારી સામૈયું લાવેલ. તે ગાયકવાડને બાવન ઘોડા ઉપરબાવન નિશાન (રાજ્ય ધ્વજો) અને બાવન ડંકા બજાવનારાઓ હતા. તેના ઉપર તરીખે એક સુબેદાર લાલભાઈ કરીને બહુ જ ડંકો બજાવવામાં કળાનિપુણ અને બાહોશ પુરૂષ હતા. ગાયકવાડ સયાજી રાવે તેમને સોનું બક્ષેલ હતું. તેથી તેઓ પગમાં સોનાની બેડી ગાયકવાડ તરફથી મળેલી પહેરી, હાથમાં સોનાના કડા, વેઢ વીંટી, ડોકમાં કંઠો ને માથે લાલ ગાયકવાડી પાઘડી બાંધી ભેઠ બાંધી, હાથમાં સોનાની ચોબ (સોને મઢેલ નગારાની બે ડાંડીઓ)થી મોટા ઘોડા ઉપરથી મોટાં ત્રાંબાળુ દુંદભી નગારા બજાવતા આવ્યા. શ્રીજી મહારાજ જેવા હાથી પાસે આવ્યા તે વખતે તે ડંકેદારે ૨૧ ચોબની દોવળી સલામી



શીખ્યા હતા. તે કેસર ભક્તને શીખડાવી, તેમાં કળા નિપુણ કર્યા હતા. તે કેસરભક્ત યુવાન વયમાં આચાર્ય મહારાજ શ્રી સાથે ડુંગરપુર રાજ્યમાં ગયા ને ત્યાં સલામીનો ડંકો બજાવતા ડુંગરપુરના મહારાજ ડંકો સાંભળી તેમની પાસે આવી શાબાશી આપી હતી અને રોકડા રૂપીઆઓ સાથે સફેદ પાઘ બંધાવી હતી.

લીધી. સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીતે સાંભળીને બહુ ખુશી થયા ને સવારી ચાલતી કરવાનો ડંકો બજાવતા આજ્ઞા કરતાં તે લાલભાઈ ડંકાસુબેદાર ''કુચની નોબત'' એવી તો સરસ બજાવી કે બબે માઈલોમાં સાંભળતા સ્વારી ચાલુ થઈ તેમ સમજનારા સમજી ગયા. શ્રી બ્રહ્માનંદસ્વામી તો તે ડંકાના બોલ સંપૂર્ણ જાણતા હોવાથી શ્રીજી મહારાજને તે બોલ સાંભળાવી ખુબ તારીફ કરી કહ્યું કે, ''બજાવનારના મુજરાથી આપશ્રી દયા કરી તેનું કલ્યાણ કરજો'' એમ વિનંતી કરતા શ્રીજી મહારજે તે લાલભાઈ ઉફર કરૂણા દ્રષ્ટિ કરતા ચાર ચક્ષુઓ મળતાં જ એક ચોબ નગારા ઉપર અને એક ચોબ (દાંડી) ઊંચા કરેલા હાથમાં જ શ્રીજી મૂર્તિનો લક્ષ થવાથી સ્થિર થઈ ગઈ, ઘોડાના બેગલરીયાઓ તે જોઈને અકળાયા ને ઘોડેથી તે પડી જાય નહીં. તેમ બન્ને બાજુ પણ ઝાલી ઊભા રહ્યાં; પણ એ લક્ષ તો માત્ર ત્રણ મીનીટનો જ હતો. તેથી જાગૃત થતાં લાલભાઈને તે સમાધી લક્ષમાં પૂરણ પુરૂષોત્તમ નારાયણના દર્શન થયાં, તેજ આ શ્રીજી મહારાજ છે ને સાક્ષાંત પ્રભુ છે. તેવી ભાવના થતા તેઓએ ફરી સલામીનો ડંકો બજાવી શ્રીજીને પ્રણામ કરી, ઘોડો દોડાવી આગળ થયા અને શ્રીજી નવગજા હાથી ઉપર બીરાજ્યા. સ્વારીમાં તેઓએ ડંકો એવો સરસ બજાવ્યો કે ખુબ દાયકવાડ સરકાર પણ જોઈ રહ્યં અને કહેવા લાગ્યા કે, ''લાલદાસે આવો ડંકો કોઈ વખત બજાવ્યો નથી.'' પછી જ્યારે શ્રીજી વડતાલ પધારવા તૈયાર થયા તે વખતે તે ડંકા સુબેદાર શ્રીલાલભાઈએ ગાયકવાડ સરકારને અરજ કરી કે, ''મારે શ્રીજી મહારાજ પાસે ત્યાગી થઈને રહેવું છે, માટે રજા આપો અને મારા નાના ભાઈને મેં આ વિદ્યા શીખવી છે, તે મારી જગ્યાએ રહી આપની સેવા કરશે.'' ગાયકવાડની રજા મળતા તેઓ વડતાલ સાથે આવ્યા અને સદગુરૂ શ્રીબ્રહ્માનંદસ્વીના મંડળમાં થોડો વખત રહ્યાં. તે પછી તેમનો તીવ્ર વૈરાગ્ય પારખી સ્વામીની વિનંતીથી શ્રીજી મહારાજે તે લાલભાઈને ભાગવતી દીક્ષા આપી અને બોલ્યા જે, ''ડંકો બજાવતાં અમારા સ્વરૂપમાં તદ્રુપ થઈગયા હતા, તેથી નામ ''તદ્રુપાનંદ'' પાડીએ છીએ.'' એમ કહી બ્રહ્માનંદસ્વામીને સોપ્યા.

તેમજ એક સમયે પોતે વડતાલ ગયેલા ત્યારે ત્યાં જઈ ડંકો બજાવતા ધ. ધુ. વિહારીલાલજી મહારાજશ્રી સભામાંથી પોતાન હજુરી સેવકો સાથેતેમની પાસે પધારી ''વાહ, વાહ, ડંકો ગણો જ સરસ બજાવો છો ! કાકાની પાસે આવા કળાનિપુણ ભક્તો રહે છે, તેવા બીજે નથી'' એમ કહી ચદર ઓઢાડી સન્માન કરેલ હતું. પછી શ્રી કેશવપ્રસાદજી મહારાજશ્રીએ તેમની તીક્ષણ બુદ્ધિ જાણી ઈડર રાજ્યના રાજ ગાયકો ઉત્તમ સગીંત શાસ્ત્ર જાણતા હોવાથી ત્યાં અમદાવાદથી સંતો સંગીત શીખવા જતા તેમની સાથે ઈડર મોકલ્યા. ત્યાંથી સંગીત શીખી પોતે તબલા-સતાર-હારમોનિયમ વગેરે બજાવી ગાયન કળાનો પણ સારો અનુભવ લીધો. પછી મહારાજશ્રીની આજ્ઞાથી કચ્છ ભુજ મહારવશ્રી ઉપર પત્ર લખી મોકલતાં તેઓ ભુજ ગયા. ત્યાં 'અશ્વ શાળી હોત્ર શાસ્ત્ર સાથે ઘોડે સ્વારી શીખી, વ્રજભાષા પાઠશાળાના અધ્યાપક પાસેથી થોડું પિંગળ શીખી, સંગીત સાહિત્યનું જ્ઞાન મેળવી અમદાવાદ આવ્યા હતા.

મહારાજ શ્રીના લાલજી શ્રી પુરૂષોત્તમ પ્રસાદજી જ્યારે નિશાળે ભણવા પધારતા ત્યારે તેની ગાદલી અને દફતર લઈ સાથે જતા એમ સેવા કરતાં. જ્યારે શ્રી પુરૂષોત્તમપ્રસાદજી મહારાજ ગાદીએ આવ્યા. ત્યારે તેમની પણ છડી પુકારી હજુરી પાર્ષદ તરીકે સેવામાં રહ્યાં હતા. તે જ રીતે જ્યારે શ્રીવાસુદેવપ્રસાદજી મહારાજ શ્રી ધર્મકુળમાં (હિન્દુસ્તાનમાં) થી અમદાવાદ પધાર્યા ત્યારે તેઓશ્રીની ઉમર ઘણીજ નાની હતી. તેથી તેમની સંપૂર્ણ સંભાળ રાખવાની જવાબદારી સત્સંગ સમાજે શ્રી કેસરભક્તને સોંપી હતી પોતે પણ એ ઉમદા તક મળતા અહર્નિશ શ્રી વાસુદેવપ્રસાદજી મહારાજની સેવામાં રહ્યાં હતા. મહારાજશ્રી બહુજ નાની ઉંમરના હોવાથી રાત્રે પણ કેસરભકતની પાસે જ જોડાજેડ ઢોલણી ઢળાવી પોઢતા, તેમને ગાદીએ બીરાજી પોતાને ઉચેરનાર સેવક ભક્તની કદર જાણી ખાસ ભરોસાપાત્રને શ્રીજીની શુધ્ધ ઉપાસનાવાળા ભક્ત જાણી પોતાની તહેનાતમાં રાખી છડી બંધાવી સ્વારીમાં સાથે જ રાખતા ત્યા પછી વિદ્યમાન ધ. ધુ. ધર્મ માર્યન્ડ આચાર્ય મહારાજશ્રી દેવેન્દ્ર પ્રસાદજી મહારાજનો જન્મ થતાં પોતે ઘણીજ ખુશાલી જણાવી, આચાર્ય મહારાજશ્રીની આજ્ઞાથી એ લાલજી મહારાજશ્રીી સેવામાં રહ્યાં શ્રી લાલજી મહારાજ મોટી ઉંમરના થતાં બહુ જ બુદ્ધિશાળી અને અનેક કળા જાણવાની તીવ્ર ઈચ્છાવાળા હોવાથી પોતે શીખેલા ડંકાના બોલ વિદ્યમાન મહારાજશ્રીને શીખડાવ્યા અને પોતે અનેક વખત તેઓશ્રીની સ્વારીમાં



હજુરમાંરહી છડી પુકારી, શ્રીજી કૃપાથી તે મહારાજશ્રીના દીર્ધાયુ લાલજી મહારાજશ્રી તેજેન્દ્રપ્રસાદજી મહારાજશ્રીનો જન્મ થતા તેમની સેવા પણ શ્રી કેસરભક્તને સોંપણી. આમ આદિ આચાર્ય શ્રી અયોધ્યાપ્રશાદજી મહારાજના વર્તમાન ધારણ કરનાર મહા મુક્તરાજ શ્રી કેસરભક્તે અમદાવાદની ગાદીના આદિ આચાર્યશ્રી આરંભી વિદ્યમાન આચાર્યશ્રી સહીત પાંચ આચર્યશ્રીના અને છટ્ઠા લાલજી મહારાજશ્રીના હસ્તકમળમાંથી પ્રસાદિત મહા જંગતમતીર્થ સમાન કેસરભકતે શ્રીજીની ઉપાસનાથી અને પોતાના ભક્તિયોગના બળે સત્સંગમાં ફરી દેવ, આચાર્ય, સંત અને મંદિરની હજારો રૂપીઆની સેવા કરી, પોતાનું શરીર અશક્ત થતાં અને આંખનું તેજ ક્ષીણ થતાં પોતાના મુખ્ય શિષ્ય મહોબતસંગને આચાર્ય મહારાજની છડી બંધાવી પોતાની સેવામાં રાખ્યા.

પોતે ચાર વર્ષની ઉંમરમાંથી જ સત્સંગમાં આવી અખંડ બાળ બ્રહ્મચર્ય પાળી અનેક શ્રીજી છતાંના નંદપકિતના સંતોને,બ્રહ્મચારીઓ તથા ગૃહસ્થ હરિભક્તોનો દર્શન કર્યા હતાં. તેમાંથી થોડા નામો અત્રે તેઓશ્રી યાદ કરી લખાવે છે. અમદાવાદ દેશના સદગુરૂ શ્રી તદ્રુપાનંદસ્વામી ભૂમીમાનંદસ્વામી, જ્ઞાનાનંદસ્વામી, હરિનામાનંદસ્વામી, ધ્રુવાનંદસ્વામી, પ્રશાદાનંદસ્વામી, શ્વેતવૈકુંઠાનંદ બ્રહ્મચારી, નિલકંઠ બ્રહ્મચારી અને વડતાલ દેશના સદગુરૂ શ્રી અદભુતાનંદસ્વામી, પવિત્રાનંદસ્વામી, વિજ્ઞાનાનંદસ્વામી નિષ્કામાનંદસ્વામી ભુજમાં શ્રી અચ્યુતદાસજી, ભુમાનંદ બ્રહ્મચારી, જોરાભગત, શ્રી નથુભગત જીવો ભગત, અમદાવાદના રાહો ભગત જે મીયાણા હતા અને તેનું ગળુ બહુજ મોટું અને પહાડી અવાજથી કીર્તનો બોલી પડછંદા પાડતો ગંભીર નાદ હતો. એ સર્વેના દર્શન પોતે કરી સમાગમ કર્યાનું તેઓશ્રી કહેતા હતા.

પોતાને ઘારણામાં શ્રીજી મહારાજ અને અક્ષર મુક્તોના અલૌકિક દર્શન થતા તેવો તખ્તો ચીતરાવી અમદાવાદ મંદિરમાં શ્રી ગણપતીની પાછળના ભાગમાં આચાર્ય મહારાજશ્રીના શુભ હસ્તે તેનીપ્રતિષ્ઠા કરાવી પધવારેવ છે મજ ગઢપુર ધામની × અક્ષર ઓરડીમાં પણ તેવોજ તખ્તો

---

× એ તખતો ચીતરાવી પધારવવામાં મારા પૂજ્ય કાકાશ્રી દેવીદાન ભાઈ બનાભાઈ, અને અમો બંને ભાઈઓ હું માવજીદાન તથા ચતુરદાનજીએ યથાશક્તિ સેવા કરેલ છે. તે હકીકત અક્ષર ઓરડીના તખ્ના નીચે લખેલ છે.

પોતે ચીતરાવી વરતાલ દેશના આચાર્યશ્રીના હસ્તથી પધરાવેલ છે, તેમજ અમદાવાદ ધોળકા આદિ પાટોત્સવના યજ્ઞમાં પણ પોતે હજારો રૂપીઆની સેવા હેતવાળા હરિભક્તો મારફત કરાવી છે, તથા અમદાવાદ મંદિરના શીખરોની નીચેના નાના નાના શીખરો ઉપર સોનાના કળસો પણ ચડાવવામાં સારી સેવા કરી છે. હીમતનગર, મખીઆવ, ડાંગરવા, પાડાટોડલા આદિ મંદિરોનો જીણોદ્ધાર કરાવી ત્યાંના હરિભક્તોને રાજી કર્યો હતા.

તેમના ઘણાએક શિષ્યોમાંના કેટલાક ધામમાં ગયા ને કેટલાક ઘેર જતા રહેલા હતા. હાલ તેમના શિષ્ય વર્ગમાં મુખ્ય તરીકે એક (૧) અમરશી ભક્ત, ૭૦ વર્ષની વયે થોડા વર્ષો પહેલા મુળીમાં ધમામા ગયા છે (૨) બીજા અમરા ભક્ત જ્ઞાતે દેવજ્ઞાતી (ચારણ ) છે. તે પણ ૮૦ વર્ષની ઉંમરના છે અને વાડીના મંદિરની સેવામાં રહી ભજન કરે છે. (૩) ત્રીજા શામળ ભક્ત તે પણ દેવજ્ઞાતિ અને કવિ છે તેઓ દીર્ધાયુ લાલજી મહારજશ્રીની સેવામાં છે. (૪) ચોથા શ્રી મહોબતસિંહજી છે. બાર વરસની નાની વયમાં આવેલા અને કેસરભક્તની સેવામાં જોડાયેલા તેમણે પોતાના ગુરૂની સેવામાં ખુબ જ દીલથી રાત્રી દિવસ તેમની આજ્ઞામાં રહેતા હાલ તેઓ શ્રી ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીની છડી બાંધી છડી પુકારે છે; અને આચાર્ય મહારાજશ્રીના એક વિશ્વાસુ ભક્ત તરીખે આબરૂ મેળવી, પાઠ પુજા માળા ધ્યાન અને અનુષ્ઠાનો કરી, અવધમહોલ સાંચવી સંભાળી રહેલ છે. પોતે પાર્ષદ હોવા છતાં ત્યાગીના નિયમો પાળી જગત જંજાળથી અલિપ્ત રહી, વચનામૃત, ભક્તચિંતામણી આદિ સંપ્રદાયના ગ્રંથોનું અધ્યયન કરી રહેલ છે.

શ્રીજી મહારાજના હજુરી સેવક શ્રી ભગુજી ભક્તરાજ હતા, તેમના શિષ્ય કાંધોજી ભક્ત થયા, ને તેમના શિષ્ય ધીરજી ભક્ત થયા, ને તેમના શિષ્ય જેઠા ભક્ત થયા, તેમના શિષ્ય + કેસરભક્ત થયા; ને તેમના શિષ્ય મહોબતસિંહ થયા. આમ શ્રીજી છતાંથી અત્યાર સુધીની ગુરૂપંરરાએ આ પાંચમી પેઢીના મહોબતસિંહ ભક્તરાજ છે.

× આચાર્ય મહારાજ શ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજે સદગુરૂઓની જેમ સભામાં બેસવાની ગાદી બક્ષીસ કરી છે.



શ્રી કેસરભક્તે બન્ને દેશના મંદિરની મૂર્તિઓના નામો અને પ્રસાદીના સ્થાનો તથા મોટેરા નંદ સાધુ બ્રહ્મચારી પાર્ષદોના નામો તથા શ્રી ધર્મકુળનાં નામો તેમજ શ્રીજી છતાંના હજુરી પાર્ષદોના અને મહા મુક્તરાજ શ્રીજીવુબા આદિ મોટેરા બાઈઓ વગેરેના નામોની એક અમર વેલી જેવી નામમાળા લખી છે, તે નામમાળાના યોગે અને શ્રી સ્વામિનારાયણના ષડશ્રરમંત્ર જાપના યોગે પોતે અનેક હરિભક્તોના મનના સંકલ્પ પુરા કરતા અને તેઓ દ્વારા મંદિરની દેવની, આચાર્યનશ્રીની અને સંતોની ખુબ સેવાઓ પોતે કરવી છે. છેલ્લે સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીના સ્મરણ તરીખે શ્રી મૂળી મંદિરની વાડીમાં શ્રીજી પ્રસાદીના સ્થાને ''શ્રી બ્રહ્મમહોલ'' નામનો મહોલ ચણાવી, ત્યાં શ્રીજી ચરણારવિન્દ પધરાવી આચાર્ય મહારાજશ્રીના શુભ હસ્તે આરતી ઉતરાવી પોતાનો સંકલ્પ પૂર્ણ કર્યો હતો.

સદગુરૂશ્રી કેશરભક્તનો વર્ષોથી પ્રયાસ હતો કે, સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીનું જીવન ચરિત્ર પ્રસિદ્ધ કરવું. પોતાના અખંડ બાળ બ્રહ્મચર્યના પ્રતાપે, શ્રીજી મહારાજશ્રીની શુદ્ધ ઉપાસના બળે, તેમજ સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીની ગુરૂભક્તિના બળે તે કાર્ય પોતે ઘણા જ પ્રયત્ને શરૂ કરી મને તે સોંપ્યું, અને પોતાના બન્ને ચક્ષુઓનું તેજ ક્ષીણ થતાં મને સોપેલા કાર્યની સફળતા થવા અહર્નિશ માળા ફેરવવા લાગ્યા. આજે તેમના શુભ સંકલ્પના યોગે મારી યથામતિ મને સોપેંલું કાર્ય મેં પુરૂ કરી તેમના હસ્તમાં તે ગ્રંથ સોંપતા હું મને કૃત્ય કૃત્ય માનું છું.

આવા મહાન દેવજ્ઞાતિ કુળદીપક શ્રીજી સંતો અને આચાર્ય શ્રી તથા દેવના મહિમાવાળા, વયોવૃદ્ધ, ધર્મવંશની પાંચ છ પેઢીથી સેવા કરનાર હજુરી પાર્ષદ કેસરભક્ત + લગભગ એક સો વર્ષની ઉંમરના હજી દર્શન આપે છે, તે શ્રીજીની કૃપા સમજી એક મહાન જંગમ તીર્થ તરીકે તેઓશ્રીને ગણી આપણે સહુ સત્સંગીઓએ અને ચારણ જ્ઞાતિએ મગરૂર થવા જેવું છે. ધન્ય છે તેમના માતા પિતાને અને ધન્ય છે તે કેસર ભક્ત ગુરૂશ્રીને, કે જેને ધર્મ વંશીની સેવા કરવામાં જીવન સમર્પણ કર્યુ. તે સાથે ધન્ય છે. ધર્મકુળ દીપક વિદ્યમાન આચાર્ય મહારાજશ્રીને કે અતિ વૃદ્ધાવસ્થાયે પહોંચેલા પોતાના એ હજુરી સેવકની સંભાળ લેવાને દર્શન આપવા તેમને આસને પધારે છે.

× તેઓશ્રી સ. ૧૦૧૯ ના શ્રાવણ માસમાં અક્ષર નિવાસી થયા છે તે સર્વે હકીકત-હવે પૂરવણી વૃતાંતમાં આવશે.

## પૂરવણી વ્રતાંત

આગ્રંથની બીજી આવૃતિ થતા પહેલા ગુરૂશ્રી કેસરભક્ત પોતે શ્રીજીના ધામમાં પધાર્યા તેમના ખાસ સેવક અને મહારાજ શ્રીના હજુરી પાર્ષદ (છડીદાર) ભ્કત શ્રી મહોબતસિંહજી ગુરૂશ્રીના દેહ મેલવાના સમાચાર મને લખતા લખો છે કે, ''સં. ૨૦૧૯ ના શ્રાવણ વદી આઠમથી ગુરૂશ્રી ઉપસમ અવસ્થામાં રહ્યાં હતા, તે લગભગ ૨૪ કલાક પછી શ્રાવણ વદ ૯ ના રોજ મંગળા આરતી થતાં પોતે જાગૃત થૈ મને કહેવા લાગ્યા કે, ''જો અંતરીક્ષમાં શ્રી સુરજ નારાયણ ઉદે થાય ને આકાશ લાલ ચોળ થાય તેમ મોટુ લાલ તેજનું કુંડાળું (લાલગોળો) દેખાય છે અને તેમાં સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામી બીરાજ્યા છે. એટલું કહેતા માંજ ફરી કહેવા લાગ્યા કે જો હવે મહા અદભૂત શીતળ શાન્ત શ્વેત તેજનો ગોલો દેખાય છે અને તેમાં શ્રીજી મહારાજની અને ધ. ધુ. અયોધ્યાપ્રસાદજી મહારાજ બીરાજે છે મને ઉભો કરો મારે દંડવત કરવા છે. ''આમ કહેતાકને વારમવાર નમસ્કાર કરતા કરતા પછી પોતે શીખરબંધ મંદિરની મૂર્તિઓ અને શ્રીજી પ્રસાદીના સ્થાનકોની જે નામ માળા રચી હતી તે માટે સાદે ગાવા લાગ્યા તે પછી મહા મૂક્તો સંત બ્રહ્મચારી પાર્ષદો ગ્રહસ્થ એકાંવિક શ્રીજી સમકાલીન બાઈભાઈ આદી મહા મુક્તો) ની નામ માળા પોતે દરરોજ બોલતા તે બોલવા લાગ્યા અને ધૂન્ય કરવ ાલાગ્યા તે પછી દીવસના ત્રણ બજે કહે કે, ''જુવો્નંત વીમાનોમાં અનંત મુક્તો છે અને શ્રીજી મહારાજ તથા અયોધ્યાપ્રસાદજી મહારાજ તથા સદગુરૂ બ્રહ્માનદસ્વામી અને સદગુરૂ શ્રી ગોપાળાનંદસ્વામી મને ધામમાં તેડી જાય છે લ્યો છેલ્લા જયસ્વામિનારાયણ છે. તેમ કહી બે હાથ જોડીને ધામમાં પધાર્યા હતા'' (સંવત ૨૦૧૯ શ્રાવણ વદી ૯)

એ ધામમાં પધાર્યા પછી ભક્તરાજ મહોબતસિંહજીએ ગુરૂની સઘળી ઉત્તર ક્રિયા કરી પારાયણ બેસારી ગુરૂશ્રી કેસરભક્તની કિર્તી પ્રમાણે દેવને થાળો સંતોને ભોજન આદિ અનેક રીતે ગુરૂની પાછળ ખર્ચ કરી પોતાની ફરજ બજાવી હતી. એ વસરે રાજકવિ માવદાનજી રત્નુ તરફતી અને કવિશ્રી હમીરદાન લાખાજી તરફતી તથા દેવરાશણના રત્નુ કચરદાન તરફથી જે શોકાંજલીના કાવ્ય રચાયેલા તે આ નીચે આપવામાંઆવેલ છે. (કવિ માવદાનજી રત્નુ)



## ભક્તરાજ શ્રી કેસરભક્તનું શોકાંજલિ કાવ્યષ્ટક

## કર્તા – રજકવિ માવદાનજી રત્નુ

હરિગીત છંદ

શ્રી દેવકુળમાં જન્મ પુર, મછીયાવ વર્ણિ મુકુંન્દનું ॥
રાજૂબા માતા તાત હરિભાઈ, મ્હેડુ કુળ આનંદનું, ॥
વ્રતધામ અવધપ્રસાદજી, મહારાજ કર શિરપર ધરે ॥
શ્રી ધરમકુળ સેવક, કેસરભક્ત કદિ નહિ વીસરે ॥ ૧ ॥
વરસ પાંચની ઊંમરે – આચાર્યના સેવક થયા,
બાળ બ્રહ્મચારી રહિ, સાહિત્ય સંગીતને ભણ્યા,
ડંકો બજાવાની કળા, છડીબોલ ઉત્તમ ઉચ્ચરે,
શ્રી ધરમકુળ સેવક–કેસરભક્ત કદિ નહિ વીસરે, ॥ ૨ ॥
આચાર્ય કેશવપ્રસાદે કરૂણા કરી ઉછેરીયા,
મહારાજ પુરૂષોત્તમપ્રસાદે, લાડ બહુજ લડાવિયાં,
શ્રી વાસુદેવપ્રસાદજી જેના ખોળામાં ઉછરે,
શ્રી ધર્મકુળ સેવક–કેસરભક્ત કદિ નહિં વીસરે, ॥ ૩ ॥
શ્રી દેવના પણદેવ શ્રી દેવેન્દ્રપ્રસાદ દયા કરી,
ગાદિ બક્ષી સભામાં, સેવક તણી સુ કદર કરી,
શ્રી લાલજી મહારાજ પણ, કરિકૃપા હસ્તો શિર ધરે,
શ્રી ધર્મકુળ સેવક, કેસરભક્ત કદિ નહિં વીસરે, ॥ ૪ ॥
શ્રીજી તણા સેવક ભગુજી ભક્ત નીંજ પરમપરા,
કેસરભક્તે સાંચવી, સેવા સદાય ધુરં ધરા,
વિશ્વ વિહારી લાલજી વડતાલ તેડી કદર કરે,
શ્રી ધર્મકુળ સેવક કેસરભક્ત કદિ નહિં. વીસરે. ॥ ૫ ॥
ગઢપુર અક્ષર ઓરડી પધરાવ્યો તખતો પ્રેમથી,
શ્રીનગર મંદિર કળશ નાના ચડાવ્યા શુભ નેમથી,
બ્રહ્માંડ અક્ષર બ્રહ્મનો, પધરાવ્યો તખતો મંદિરે,
શ્રી ધર્મકુળ સેવક, કેસરભક્ત કદિના વીસરે. ॥ ૬ ॥

'બ્રહ્મમ્હોલ' રચિને મુળીમાં કીર્તિ કળશ ચડાવીયો,
શ્રી બ્રહ્મસંહિતા વીચરી, સંકલ્પ સિધ્ધ કરાવીયો,
સદગુરૂ બ્રહ્માનંદનો મહીમા સદા જગ વિસ્તરે,
શ્રી ધર્મકુળ સેવક કેસર ભક્ત કદી નાં વીસરે ાા ૭ ાા
સો વર્ષ જીવન જીવીનેં, શ્રીજી ભજન કરિ ભાવથી,
અક્ષર નિવાસી થતાં ઐશ્વર્યો જણાવી પ્રભાવથી,
કવિ માવદાન મહાન ગુરૂનો, અકળ મહીમા ઉચ્ચરે,
શ્રી ધર્મકુળ સેવક, કેસરભક્ત કદિના વીસરે. ાા ૮ ાા

દોહા

બે હજાર ઓગણીસનો, સંવત શ્રાવણ માસ
વદિ નૌમી કેસર ભક્ત, વસિઆ અક્ષર વાસ ાા ૧ ાા
મહા અનાદી મુક્ત જે, કેસરભક્ત મહાન.
જંગમ તીર્થ જતા રહ્યાં, ધરિ હરિનું ધ્યાન, ાા ૨ ાા
શ્રીમદ્ભાગતની કથા સંભળાવી દિન સાત,
ભોજન વ્યંજન ભાવથી, જમ્યા સંત સહુ જાત. ાા ૩ ાા
મહોબતસંગે મુખ્ય રહી, કર્યુ ઉત્તમ સહુ કાજ,
ગુરૂ રૂણ ઉતારીઉં, કહત માવકવિરાજ ાા ૪ ાા

## ૫. પૂ. આચાર્ય મહારાજ શ્રીના હજુરી પાર્ષદ શ્રી કેસરભક્ત ને શોકાંજલી

(કર્તા કવિ હમીરદાન)

કવિત

વયોવૃદ્ધ જ્ઞાન વૃદ્ધ કેસરભકત શુદ્ધ,
આચારજ આશ્રિત પરપરિત કા મહાન,
સારે સત્સંગમેં બિસારે બિસરાત નાહિં.
ઉત્તર રૂ દચ્છિન દેશ ભઈ ભારી હાન,



સુકવિ હમીર દાનવીર ત્યોં સુધીર બુદ્ધિ
જાકા ગુન ગાનકા કરૌ મૈં કિતના બખાન.
અહમદાવાદ સ્વામિનારાયણ મંદિરતે
પારષદ મંડલકા અસ્ત ભયા અંશુમાન ાા ૧ ાા
કલશ કુમાટ નર નારાયણ કીન્હે જિન્હેં,
શ્રીપુરમેં સ્વર્ણ કે વિવર્ણ જાકો ખાસભો,
કે તે અન્ન સત્ર મેં જિમાયે જન સહસ્ત્રન,
મૂલી ગઢડામેં દેવ સેવોકો પ્રકાશભો,
લાયે દામ લાખોં નિષકિંચન રહાયે સદા.
નારાગ્રજ પીઠ અધિપતિ કે હજુરી મહા,
કેસર ભક્ત જાુકો અક્ષર નિવાસભો, ાા ૨ ાા

દોહા

પીઢીચાર હમીરકી, આશ્રય સ્થાન અનુપ.
સો કેસર ગુરૂરાજગો, અક્ષર રૂપ. ાા ૧ ાા
ગ્યો સતસંગી જગતતેં, ભગત ભલપ ભંડાર,
કેસર ગુરૂકી કીર્તિ કો, ભુજ મોબત કે ભાર ાા ૨ ાા

## શ્રી દેવરાસણના રત્નુ કચરદાનજી કૃત શ્રી કેશરભક્ત વિષે-દોહા

સ્વારથમાં સમજ્યો નહિં; કીન પ્રમારથ કામ,
શિરોમણી સત્સંગનો, ગ્યો કેશર ગુણધામ, ાા ૧ ાા
બ્રહ્મચારી બાળો અને, અરપી શ્રીજી આય,
અચળ રીત અરક્ષપતિ-પહોંચ્યો શ્રીજી પાય, ાા ૨ ાા

# શ્રી દેવ દુદંભી નાદ–ઘોડાની સ્વારીનો ડંકો

આ ડંકાના બોલ સારા સારા સંગીતકારોમાં કોઈ કોઈ જાણતા હોવાથી તેઓ જીબાનથી બોલ બોલી બતાવે છે, પરંતુ દુંદભી (નગારા) ના ઉચ ચોબ (ડાંડી) મારીને હાથમાં કાંડાના વળાકથી નોબતનો જે નાદ એટલે કે તેના અવાજમાંથી જે શબ્દો નીકળે તેવો ડંકો બજાવનાર હાલ ભાગ્યે જ જોવામાં આવે છે. દેસી રજવાડાઓના રાજ્યોનું વીલીનીકરણ થવાથી એ વિદ્યા હાલ તો ત્યાંથી અસ્ત થઈ છે. આ વિદ્યા વાંચવાથી આવડતી નથી જેમ કોઈ 'રાઈડીંગ' નું પુસ્તક એક વખત વાંચીજાય એટલે તેને ઘોડાની સ્વારી આવડી જતી નથી તેમજ ''ઓપરેશન'' કરવાનું પુસ્તક એક વખત વાંચી જતા તેને ઓપરેશન કરતા આવડી જતુ નથી તેમજ આ વિદ્યાના બોલ વાંચવાથી પ્રેકટીશ કર્યા સિવાઈ તે ડંકો બજાવતાં આવડી જતો નથી.

આપણાં સંપ્રદાયમાં તે વિદ્યા સદગુરૂ શ્રી તદ્રુપાનંદ સ્વામી કે જેઓ શ્રી બ્રહ્માનંદસ્વામીના શિ્ય હતા. તેના પાસેથી આવી છે. તેઓ એ અમદાવાદ ગાદીના ધ. ધુ. આચાર્ય માહારાજ શ્રી કેશવપ્રસાદજી મહારાજશ્રીને શીખવેલી અને મહારાજશ્રીએ શ્રી કેસરભક્તને શીખવેલ એ કેસરભક્તે હાલના વિદ્યામાન મહારાજ શ્રી દેવેન્દ્ર પ્રસાદજી મહારાજને શીખડાવી હતી. તે સમયની એક જીર્ણ બુક મને તેમના શિષ્ય મહોબતસંગે મોકલાવતા તે બુકમાં લખેલા લગબઘ ૧૬ મોરાની હકીકત તેજ શબ્દોમાં નીચે આપી છે શ્રી તદ્રુપાનંદસ્વામીની હકીકત તેજ શબ્દોમાં નીચે આપી છે. શ્રી તદ્રુપાનંદસ્વામીની હકીકત આ પુસ્તકમાં પેજ ૬૯૩ મે આપાલ છે. આ વિદ્યા અસ્ત થવા આવતાં તેના જીર્ણોદ્ધાર જે કંઈ મને સાહિત્ય મળેલ છે તે રજુ કરેલ છે. માટે વિષેશ જાણકારે વાંચી કંઈ ખામી જણાય તો મને લખી મોકલવાથી ભવિષ્યમાં ફરી આવૃત્તિમાં સુધારી શકાય.

એજ. લિ.

(સંપાદક)



# ''દેવ દુંદભી ઘોડાની સ્વારીનો ડંકો''

મોરો ૧ લો

સ્વારી આવી તેની ખબર આપવાનો મોરો (માંગલીક) ૮ આઠ ચોબનો માદા ઉપર ૧ ચોબ અને નર ઉપર ૩ ચોબ એમ સાથે બે વખત વાગે તે,

મોરો ૨જો

સ્વારી ચાલવા સમયનો ઘોંસાનો મોરો ૨ ધ્રગડ ધેંન ધ્રગડ ધેંન, આ રીતે ચાર વઘત વગાડવું માદા ઉપર પણ ચાર ફેરા ઘુંસો વગાડીને 'ઝા' ની ચોબ મારવી ઝા–ઝા–કતાઝા.

મોરો ૩ જો

સ્વારી ચઢવાનો સ્વારી ચાલતી હોય તે વખતે વગાડવાનો મોરો ૩ જો 'ત્રગડ તેંન તેન તેતેન' એ રીતે પાંચ વખત વગાડવું નર પણ પાંચ વખત વગાડવો અને છેવટે 'ઝા' ત્રણ વખતની ચોબ મારવી. ''તાઝા કતઝા ઝા ધેન ધેંધેન''.

મોરો ૪ થો

ચાર રસ્તે સવારી ઉભી હોય ત્યાં વગાડવાનો મોર ''ધ્રગડ ધેંન ૬ વખત નર ઉપર ત્રગડતેંન ૬ વખત માદા ઉપર ૩ વખત ''ઝા વગાડવો અને પછી ''કતઝા''

મોરો ૫ મો

ચાર રસ્તે ઉભી રહેલી સ્વારીને ચલાવવાનો ''કતર કતર કતર કતર કત કે ઝા કતઝાઝા માદા ઉપર કતાઝા ૩ વખત''

મોરો ૬ ઠો

સ્વારી વીખરાઈ ગઈ હોય તેને ભેગી કરવાનો ''કડાઁમ'' એ રીતે નવ વખત વગાડવું પછી ''ધેંહ''.

મોર ૭ મો

ડંકાનો બોલ સાંભલી જ્યારે પાછી સ્વારી ભેગી થઈ જાય તે વખતનો મોરોં 'ત્રગડ તેન તેન તેન તેરી'' ચાર વખત વગાડવું પછી ''ઝા'' તટઝા કતઝા''.

મોરો ૮ મો

સામે કોઈ બીજાની સ્વારી આવતી હોય તે સ્વારીના ડંકાનો જવાબ દેવાનો મોરો તે વખતે પડધમ ડંકો વગાડવો,



**પાર્ષદવર્ય શ્રી કેસર ભક્ત**

જન્મ સં. ૧૯૨૦ અક્ષરનિવાસ સં. ૨૦૧૯

(મળીઆવ) (અમદાવાદ)



**શ્રી કેસરભક્ત સેવક મહોબતસિંહજી સાથે**

અમદાવાદ



**પ. ભ. દાનવીર શ્રી ગોરધનભાઈ–હ. પટેલ**

તેઓશ્રીએ બ્રહ્મસંહિતા છપાવવા પ્રથમાવૃત્તિમાં

ત્રણ હજાર રૂપીઆનું દાન કરેલ છે

**( આણંદ )**

પૃષ્ઠ ૭૦૬

''તરડન તાતા ૬ વખત માદા ધરડન ધાં ધાં ૬ વખત નર પછી ઝા તાઝા કતઝા''.

મોરો ૯ મો

રાજા મહારાજ ભેગા થાય તે વખતે વગાડવાનો મોરો એ મોરાને ૧૮ ચોબની સ્વારીનો મોરો કહે છે. ''ધ્રગ ધેંન ધેંન, ત્રગડતેન ચાર વખત એ રીતે ''તનક'' એ રીતે ચાર વખત પછી ધેંહ પછી ઝા કતઝા તાઝા કતઝા''.

મારો ૧૦ મો

સ્વારી દોડતી હોય તે વખતે વગાડવાનો મોરો ''તરડન તરડન બાર વખતે એક જ ચોબથી જ ''તરતાતા'' બાર વખત ''ધરડન ધરડન'' બારવખત 'ધરડન ધાં ધાં' બાર વખત''

મોરો ૧૧ મો

કાઠીઆતાડી ડંકો

''તનક'' એ રીત ૬ વખત માદા ઉપર '' તેં તેં તેં તે ઝા'',

મોરો ૧૨ મો

કાઠીઆતાડી ડંકો

''તન તન'' એ રીતે ૯ વખત ધેન ધેન પણ ૯ વખત કતઝા ૩ વખત ધેં''

મારો ૧૩ મો

વગડામાં વગાડવાનો મોરો

''તકતુના'' એ રીતે ચાર વખત ઝા એ ત્રણ તખત',

મોરો ૧૪ મો

સરખી ચોબનો મોરો

''તેન તનન તેન તેન'' એવું ૧૦ વખત ''ઝા'' બે વખત''

મોરો ૧૫ મો

'ધે' બરજ શુર ડંકો

''ઝા કે ઝાઝા ધુમકીટ તકતક ધુમકીટ તકતક તકીટ તકીકત ધુમકીટ ધુમકીટ તકીટ તકતક નગધેં તીકડાન કટડન કુકડટન કૃકટડન કટડન ધુમકીટ ધાં ધાં એવું ત્રણ વખત.''

મોરો ૧૬ મો

મહારાજ ગાદીએ બેસે તે વખતે ત્રણ ચોબની સલામી

''કરરરરર'' એ રીતે બાર વખત 'ધોમ' ત્રણ વખત 'ઝા' છ વખત.

સમાપ્ત :



# પરિશિષ્ટ - ૩

## આ ગ્રંથના મુખ્ય સહાયક

## શ્રી ગોરધન હ. પટેલ. કોન્ટ્રાક્ટરનો ટુંક પરિચય

## તથા સત્સંગનો સ્વાનુભવ

(લેખક : શ્રી ઉમિયાશંકર ઠાકર, કોવિદ, સાહિત્યલંકાર)

**કાવ્યભૂષણ**

**(અનુષ્ટુપ)**

સત્સંગે વધતી ભક્તિ, દાનથી ધન છે વધે;

ધર્મથી મોક્ષ છે નિશ્ચે, સદ ભાગ્ય ફળે ફળે,

'શ્રી બ્રહ્મસંહિતા' ના આ પ્રકટ થતા ગ્રંથના રૂપીયા ૩૦૦૦ નો પુરસ્કાર આપનાર આણંદના શ્રી ગોરધન હરમાનભાઈ પટેલ (કોન્ટ્રાક્ટર) નો જન્મ ઈ. સ. ૧૯૧૨ ના ફેબ્રુઆરી માસની તા. ૧૮ મી એ વડોદરાતાબે ભાયલીમાં થયો હતો. તેઓ નાના હતા ત્યારે પ્લેગમાં તેઓના પિતાશ્રી હરમાભાઈનું અવશાન થયું હતું અને પછી ફક્ત એક જ વર્ષમાં તેઓના ગં. સ્વ. માતુશ્રી સૂરજબા પણ ભાગવત ચરણાનુરાગી થયા.

આથી તેઓ તેમના ફોઈને ત્યાં પીજમાં ઊછર્યા. જોકે તેઓનું મૂળ વતન નડિયાદ, સમડી ચકલામાં છે; છતાં પીજમાં ગુજરાતી પાંચ ધોરણ સુધીનો તેઓએ અભ્યાસ કર્યો પછી દૈવયોગે શાળાને છોડવી પડી!

મોસાળ ભાયલીમાં ૧૫ વરસની ઉંમરે તેઓ ગયા. ત્યાં ખેતીની પ્રવૃતિમાં જોડાઈને એક વર્ષ ગાળ્યું.

ઈ. સ. ૧૯૨૭ માં તેઓ ડેલાગોવા બે (પોર્ટુગીઝ-ઈસ્ટ આફ્રિકા) માં ગયા. ત્યાં ત્રણેક વર્ષ ગાળીને ખાસ કમાણી નહિં થવાથી ઈ. સ. ૧૯૩૧ માં તે હિંદ પાછા ફર્યા અને લોખંડની દુકાનમાં માસિક રૂા. ૪ ના પગારથી જોડાયા. આઠેક માસ નોકરી કરીને તેઓ ટી મગનભાઈ શંકરભાઈ પટેલની પેઢીમાં વાર્ષિક રૂા. ૧૦૦ ના પગારથી જોડાયા. ત્યાં તેઓની સારી કામગીરી

તથા હોશિયારી જોઈને એજ પેઢીના શ્રી છોટાભાઈ પટેલ તેમને વડોદરાની પેઢીમાં લઈગયા. ત્યાં તેઓએ ખાવા પીવા સાથે રૂા. ૨૨૫ ના વાર્ષિક પગારથી કામકાજ કરવા માંડયું. આમ લગભગ ૬ વર્ષ સુધી તેઓએં ગેંડી ગેટ, વડોદરામાં લોખંડની દુકાને કામ કર્યુ. કામની આવડત, ચીવટ, ચોકસાઈ અને સહૃદયતાથી રૂા. ૩૨૧ નો માસિક પગાર ત્યાં તેઓને મળતો હતો.

ઈ. સ. ૧૯૩૫ માં વડોદરાની દેસાઈ એન્ડ શાહ કું. માં કોન્ટ્રાક્ટરનું કામ કરવાની શરૂઆત કરી, લગભગ આ ૧ાા વર્ષમાં ખાવું પીવુંને માસિક પગાર રૂા. ૫૦ નું ધોરણ હતું.

પણ 'પુરૂષાર્થ આડુ પાંદડું' એ કહેવત પ્રમાણે પોતાની સ્વતંત્ર બુદ્ધિ અને હોંશિયારીથી ઈ. સ. ૧૯૩૮ માં સ્વતંત્ર કોન્ટ્રાક્ટરનું કાર્યક્ષેત્ર પસંદ કર્યુ. આમાં તેઓને પાછળનો અનુભવ ખૂબ જ મદદ કર્તા થઈ પડ્યો.

કાકરાપાડ યોજનામાં ડેમ ઉપરનું સેટ્રીંગનું કામ સૌથી પહેલું હાથ ધર્યુ ત્યાર પછી રોઝા-ટંકારિયા રોડ (આમોદથી ૭ માઈલ, જી. ભરૂચ) નું કામ એક વર્ષ, પાટાડુંગરી, દાહોદનું ૩ વર્ષ; સેવાલિયા પૂલનુ એક વર્ષ તથા ગવર્નમેન્ટ મટિરિયલ સપ્લાયનું કામ વર્ષ;એમ વિવિધ પ્રવૃતિઓ આદરી શ્રદ્ધા-ભક્તિ શું નથી કરતી ? તેનો આ જવલંત પૂરાવો છે. લક્ષ્મીદેવીની કૃપાદ્રષ્ટિ થઈ અને સાથે સાથે ધાર્મિક ક્ષેત્ર તરફ પણ વૃતિએ ઝોક લીધો. અને એમાં પણ પોતાની કમાણીનો સારો એવો હિસ્સો જનકલ્યાણના ક્ષેત્રમાં આપ્યો. તેમની પત્ની અ. સો. કમળાબહેનની પણ ધાર્મિક વૃતિ નોંધપાત્ર છે. ખેર જ આવું થયું એ સુયોગ પ્રાપ્ત થયો ગણાવ.

શ્રી વિષ્ણુયાગને ક્ષેત્રે -

સં. ૨૦૦૧ માં તથા સં. ૨૦૦૬ માં આણંદના ધોયા તળાવ ઉપરના આઝાદ ચોકમાં શ્રી વિષ્ણુયોગમાં તેઓએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો અને રૂા. ૧૦૦૧ રોકડા ઉપરાંત દાન-દક્ષિણા વગેરેનું પણ ધાર્મિક કાર્ય કરીને સખાવત કરી, તથા ત્યાં રૂા. ૨૦૦૦ ને ખર્ચે ચોતરો પણ બંધાવ્યો છે.

ત્યાર પછી સં. ૨૦૧૪ માં શ્રી સ્વામિનારાયણ મંદિર, ચરાડવા (હળવદ થઈને) માં દશેરાના શ્રી વિષ્ણુયાગ પ્રસંગે રૂા. ૪૦૦૦ નું થએલ તમામ



ખર્ચ આપ્યું. આવખતે ચરાડવા મંદિરના મહંત પ. પૂ. સ. ગુ. ધર્મ વિદ્યા ભાસ્કર, સંતભૂષણ, અનન્ય શ્રદ્ધાન્વિત, શ્રીજીના લાડીલા, તપસ્વી શાસ્ત્રી સ્વામીશ્રી ગોપાળાચરણદાસજીનો તેઓને સારો સંસર્ગ થયો, અને તેઓથી પોતે આકર્ષાયા. તેઓની ધાર્મિક ભાવનામાં આથી સારો એવો વધારો થયો અને યજ્ઞ મંડપમાં જ તેઓને શ્રીજી મહારાજના પ્રત્યક્ષ અલૌકિક દર્શન થયાં. અને મંદિરમાં શ્રી ઘનશ્યામ મહારાજની પ્રતિમાની સામેજ મનની શંકાનું સમાધાન થતાં યજ્ઞ કાર્ય ઘણા આનંદથી પરિપૂર્ણ થએલું. આવા બ્રહ્મનિષ્ઠ અને કલ્પવૃક્ષ તુલ્ય સંતો પણ શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયમાં પ્રગટ છે અને તેઓના કૃપા-કટાક્ષથી ભગવાનની સેવામાં મુમુક્ષુઓ ભળે છે, તેની આ પ્રસંગની ખાત્રી થાય છે. આ અવસરે કથામૃતનું પાન સ. ગુ. પુરાણી સ્વામી શ્રી દેવનંદાસજી તથા સ. ગુ. પુરાણી સ્વામિ શ્રી માધવચરણદાસજીએ અત્યંત ભાવપૂર્વક તેઓની પ્રસાદિક વાણીમાં કરાવેલું સ્વામી શ્રી રામચરણદાસજી તથા સ્વામી શ્રી ભુદરચરણદાસજી કોઠારી, તેમજ પુજારી શ્રી હરિપ્રિયદાસજી તથા શ્રી પ્રાણવલ્લભદાસજીએ ઠાકોરજીને અપુર્વ શણગાર સજાવીને સેવા દર્શનનો સારો લાભ આપ્યો હતો. વળી તે સમયે આણંદના શ્રી પુંજાભાઈ ડાયાભાઈ પટેલ તેમ જ બીજા દેશ દેશાવરેથી આવેલા સત્સંગી સદગૃહસ્થોએ પણ યજ્ઞ કાર્યને શોભાવવામાં અને સાથ સહકાર આપવામાં સારો એવો ફાળો આપ્યો હતો.

સં. ૨૦૧૫ અને સં. ૨૦૧૬ માં પણ ચરાડવા ધામે શ્રી વિષ્ણુ યોગ થયા. તેસમયે પ. પુ. તપસ્વી બ્રહ્મનિષ્ટ સ. ગુ. શ્રી કુંજવિહારી દાસજી સ્વામીના સાન્નિધ્યમાં શ્રી વિષ્ણુયોગનું કાર્ય, આનંદપૂર્વક શ્રીજીની કૃપાથી સાંગોપાંગ પૂર્ણતાને પામ્યું હતું. તેમા અએલા ખર્ચનીરકમ આપીને ત્યાંની ગૌશાળા તેઓની દેખરેખ નીચે થઈ અને ઉદ્ઘાટન ધ. ધુ. ધર્મમાર્તન્ડ આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજશ્રીની આજ્ઞાથી તેમજ તેઓની સંમતિથી આણંદના ઠક્કર મુળજીભાઈ હરજીવનદાસના ચિ. બાબુભાઈના વરદ હસ્તે કરાવ્યું હતું. તે સમયે આણંદના હરિભક્તો ઠક્કર મણીભાઈ રૂગનાથભાઈ, ઠક્કર રમણભાઈ ગાંડાલાલ, પટેલ પ્રભુદાસ શંકરભાઈ, પટેલ ભાઈલાલભાઈ, ડાહ્યાભાઈ, પટેલ છગનલાલ કાળિદાસ વગેરે એ પણ સારો સાથ સહકાર આપીને ઉત્સાહપૂર્વક કામ કર્યુ હતુ, ગૌશાળાના આ કાર્ય પ્રસંગે બીજા દાતાઓની પેઠે રૂા. ૩૧૦૦ આપીને શ્રી ગોરધનભાઈએ પોતાના કિંમતી સમયનો ભોગ આપીને તેઓ અવાર નવાર ચરાડવા

જઈને યોગ્ય સુચનો પણ રસ પૂર્વક કરતા, તથા પાર્ષદ જેઠા ભગતે ગૌશાળાની સારી સેવા કરી હતી, તે ભુલાય એમ નથી.

મંદિર–મૂર્તિ પ્રતિષ્ઠાદિ

સં. ૨૦૦૪ માં આણંદમાં શ્રી ગણપતિનું મંદિરને લોટેશ્વર મહાદેવ બંધાવવામાં રૂા. ૨૦૦૦ ની સહાય કરી હતી અને સં. ૨૦૦૭ માં શ્રી ગણપતિજીની મૂર્તિ પ્રતિષ્ઠા સમયે પણ રૂા. ૧૦૦૦ ની ધાર્મિક ક્રિયાને અંગે પુષ્પાજંલી રૂપ સેવા કરી હતી.

શ્રી કૈલાસ– અલમોડા–નિવાસી શ્રી નારાયણસ્વામીની જન્મજયંતી વલ્લભ વિદ્યાનગર ઉજવાઈ તે પ્રસંગે શ્રી રામકૃષ્ણ પરમહંસના મંદિરનો ઉદ્‌ઘાટન વિધિ (ઈ. સ. ૧૯૫૮) પણ થયો હતો તે અવશરે લગભગ રૂા. ૩૦૦૦ જેટલી મદદ વગેરે કરીને સારો સાથ આપ્યો હતો.

જન સેવાના કાર્ય –

આણંદના શ્રી રામકૃષ્ણ સેવા મંડિળમાં દરદીઓની સગવડને માટે એમ્બ્યુલન્સકાર (મોટરગાડી) તેમના પત્ની અ. સો. કમળાબેન દ્વારા ભેટ આપી છે. તેમના પુત્રો ભાઈ સુરેન્દ્રકુમાદ, ભુપેન્દ્રકુમાર, તથા હરિકૃષ્ણ અને પુત્રી સવિતાબહેન પણ સેવા કાર્ય તથા સત્સંગમાં ભાગ લે છે, આણંદમાં સં. ૨૦૧૪ માં થયેલ નેત્રયજ્ઞમાં આર્થિક સહાય આપીને તેમજ ઉઘરાણામાં પણ તન મનથી સારી એવી મદદ ઉત્સાહપુર્વક કરેલી આણંદમાં પારાયણ પ્રસંગે પણ સં. ૨૦૧૬ માં રૂા. ૩૦૦૦ ની સખાવત કરેલી શ્રી. શંભુ મહારાજે સાણંદમાં શ્રી સત્યનારાયણની બૃહદ સખાવત કરેલી તે પ્રસંગે પણ રૂા. ૧૦૦૦ થી તેઓએ જન સેવા કરેલી.

વિદ્યાક્ષેત્રે –

આણંદની પાયોનિયર હાઈસ્કૂલના રૂા. ૧૦૦૦ નું સાત્વિકદાન તેઓએ કરેલુ છે. ઉપરાંત એજિનિયરીંગ કોલેજ, વલ્લભવિદ્યાનગરમાં ભણતાં વિદ્યાર્થીઓને પુસ્તકો માટે રૂા. ૨૫૦૦ નીરકમ ભેટકરી છે. સાથે સાથે દર વરસે ગરીબ વિદ્યાર્થીને ફી વગેરે આપીને મદદરૂપ થવાની વૃતિ પણ તેઓએ ચાલુ રાખી છે. આ ઉપરાંત પણ પ્રસંગોચિંત કાર્યો તેઓએ હાથે થયાં છે, તે સર્વેનો વિસ્તાર નહિ કરતા ટુંકમાં જ આ જીવન પરિચય આપ્યો છે.



આમ વિવિધ ક્ષેત્રે પોતાની આવકમાંથી ધનનો પ્રવાહ વહેવડાવ્યા પછી આ સદગ્રંથ ''શ્રી બ્રહ્મસંહિતાને પ્રકટ કરવામાં પણ તેઓએ રૂા. ૩૦૦૦ જેટલી સારી એવી સહાય કરી છે, અને આ ગ્રંથને અસ્તિત્વમાં લાવીને પ. પૂ. સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી જેવા સત્પુરૂના ગુણગ્રાહી થવામાં મદદરૂપ થઈને અને સૌને સાત્વિક જીવચરિત્રનો પરિચય કરાવીને તથા શ્રીજી મહારાજની તીવેચ્છાની પારતૃપ્તિ કરીને ભગવાનનો અનહદ રાજીપો મેળવવામાં ભાગ્યવાન થયા છે.

આવા અનેક સેવાના કાર્યો કરવાની શ્રી ઘનશ્યામ મહારાજ તેઓને શક્તિ અર્પે એજ અભ્યર્થના ઈત્યોમ.

ધોરીફળીઉં,

આણંદ પોષ, કૃષ્ણ પંચમી, સં. ૨૦૧૭

---//---

## કવિકુળ પરિચય કાવ્ય

### ઝુલણા છંદ

જ્ઞાતિ ચારણ ઓડક હૈ રતનું મૂળી મધ્ય ભયે ઝાલાવાર મેંજી,
કવિ જન્મ ધર્યો બનાભાઈ ધીરે, પીછે આયે હૈ દેશ હાલારમેંજી,
ભાઈ જામ વિભાજી કી પૂર્ણકૃપા, પાયે ગ્રાસ રાજવડ ગામમેંજી,
કવિ ભીમજી 'કૃષ્ણબટે' હરિધામ, રચિ ગયે શ્રીજીક ધામમેંજી,

૧

શ્રી ઝાલાવાડ પ્રદેશમાં મૂળી નિવાસી ગઢવી બનાભાઈ રત્નુ ને ધીરે રાજ્યકવિ શ્રી ભીમજીભાઈ જન્મ લઈ, હાલાર પ્રદેશમાં પોતાના મોશાળના ગામ કાલાવાડમાં આવી વશ્યા, જામનગરના મર્હુમ જામશ્રી વિભાજી સાહેબની સંપૂર્ણ કૃપાથી તેઓ રાજવડ નામનું ગામ પ્રાપ્ત કરી જામનગરના રાજકવિ થયા, અને (કૃષ્ણબટ) કાલાવાડમાં શ્રીહરિશ્રીનું (સ્વમિનારાયણનું) મંદિર ચણાવી અક્ષર નિવાસી થયા.

(જન્મ મુળી, સં. ૧૯૦૭ – અક્ષર નિવાસ કાલાવાડ સં. ૧૯૫૭)

-----




જેતપુરના જોગી કોઠારી હરિકૃષ્ણદાસજી સ્વામી
(જેમણે આ બ્રહ્મસંહિતા લખવા કવિને આયુષ્ય આપ્યું.)
દોહો-જનમ્યા જોગી વચનથી, લખ્યા વિધાત્તા લેખ ॥



પૂ. જીજીબાપુ દેવીદાસ બનાભાઈ રત્નું
જન્મ-મૂળી



રાજકવિ ભીમજીભાઈ બનાભાઈ રત્નું



વકીલશ્રી ચતુરજીભાઈ રત્નુ
(કવિ લઘુબન્ધુ) કાલાવડ

રાજકવિ માવદાનજી રત્નુ
કાલાવડ.



**ચી. જયેન્દ્રકુમાર** (કવિ પ્રપૌત્ર)
જન્મ સં. ૨૦૨૧ જેઠ વદ ૫ તા. ૧૯-૬-૬૫
જામનગર.



કવિ પુત્ર બિહારીદાનજી ઉર્ફે બહાદુરભાઈ
અને કવિ પૌત્રો તથા જમણી બાજુ બે ભાણેજ
રામપ્રતાપ અને કેશવદાન



કવિપુત્ર લક્ષ્મીનારાયણદાનજી ઉર્ફે
નવીનભાઈ રત્નું
જન્મ સં. ૯૯૨ ફાગણ સુદિ ૬–કાલાવડ



કવિપુત્ર ભગવતદાનજી ઉર્ફે બાબુભાઈ રત્નું
જન્મ સં. ૧૯૯૫ અધિક શ્રાવણ સુદિ ૧૨
કાલાવડ



કવિ–પૌત્રો
શુભકરણદાનજી ઉર્ફે સુરેશભાઇ, મહેશભાઇ અને મૂકેશભાઇ



કવિ બંધુ પુત્રો–ભાનુભાઇ, કીશોરભાઇ, નરેન્દ્રભાઇ.
પૌત્રો–કનુભાઇ અને નરેશભાઇ
બંધુ પૌત્રો–રમેશભાઇ, પ્રદિપભાઇ, પ્રકાશભાઈ વગેરે



ધ. ધુ. આનંદપ્રસાદજી મહારાજશ્રી
કવિના આંગણે. સં. ૨૦૦૮



પંચગનીમાં મામા ભાણેજ
(શ્રી જબરદાનજી અને કવિ)
સં. – ૨૦૦૬



શ્રી રાજકોટ ગુરૂકુળ સભામાં કાવ્ય વાંચન તથા સદ્ગુરૂ
( શાસ્ત્રી શ્રી ધર્મજીવનદાસજી સ્વામી )



યાત્રા કરી આવતાં કવિ સત્કાર—કાલાવડ.
હાલારી સં. ૨૦૦૭ અષાડી બીજ

# પૂર્તિ
## રાજકવિરત્ન શ્રી માવદાનજી ભી. રત્નુની
## સંક્ષેપ જીવન ઝરમર
### (લેખક-પ્રાણશંકર નથુરામ ઉપાધ્યાય રે. કાલાવાડ હાલ મુંબઈ )

કવિશ્રી માવદાનજીભાઈ અને હું એક જ ગામના (કાલાવાડના) વતની હોઈ વડીલોથી એક કુટુંબ જેવો અમારો સબંધ, ગુજરાતી ધોરણ સાત સુધી અમારો એક જ સ્કુલમાં સાથે અભ્યસ અમે બાળ મિત્રો હોવાથી તેમની સાથે કોઈ પૂર્વના રૂણાનુબંધે, ''એક પ્રાણ તન બીય'' એ દોહા મુજબ અમારી નિઃસ્વાર્થ મિત્રાચારી, આજ બન્નેની ઉમર ૭૦ વર્ષના સીમાડે પહોંચતા પણ જેવી ને તેવી એક જ રંગની રહી છે, તે પરમકૃપાળુ પરમાત્માની જ દયા માનુ છું.

કવિશ્રીએ પિંગળનો અભ્યાસ વિદ્વાન કવિશ્વર ગૌરીશંકર ગોવીંદજી પાસે કાલાવાડમાં શરૂ કર્યો અને હું રાજકોટ આલફ્રેડ હાઈસ્કૂલમાં દાખલ થયો તે પછી મારૂ અન્નજળ મુંબઈનું હોવાથી આજ સુધી મુંબઈમાં બીઝનેસ કરૂ છું, અનેદર સાલ વતનમાં એક બે માસ ગાળી અમો બંને મિત્રો આજ પણ સાહિત્યનો લ્હાવો માણીએ છીએ.

કવિશ્રી સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીનું જીવન ચરિત્ર લખી પ્રસિદ્ધ કરે છે તેની મને જાણ થતા મને થયું કે, ''મારા મિત્રકવિનો ટુંકો જીવન પરિચય લખી તે ગ્રંથમાં પણ અમારાબન્નેના નામો સાથે રહે તો ઠીક'' તેથી હું આ નીચે મારા બે બાળ મિત્રની હકીકત ટૂંકમાં રજુ કરૂ છું.

કવિશ્રીનો જન્મ ( જુનાગઢના સ. ગુ. શ્રી મહાપુરૂષદાસ સ્વામીની આશિષથી) વિ. સ. ૧૯૪૮ ના ભાદરવા સુદ ૨ નો થયો હતો. ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ કરી, પિંગળ શાસ્ત્રનો અભ્યાસ કરી, પ્રાચીન ચારણી કાવ્ય સાહિત્યનો લાભ તેઓએ સૌરાષ્ટ્રમાં આપવો શરૂ કર્યો. વડીલો પાર્જીત જાગીરમાં કાલાવાડ નજદીક રાજવડ નામનું એક ગામ - લગભગ એકહજાર એકરનું જામ શ્રી વિભાજીએ કવિશ્રીના પિતાશ્રીને આપેલુ હતું તેથી તેઓ ગર્ભશ્રીમંતના જેમ ગામધણી હતા. તેનો વહીવટ પોતે કરતા અને તે પછી તેઓ જામનગર રાજ્ય પોરેસ્ટ ઈન્સપેક્ટર તરીકે પંદરેક વર્ષ રહ્યાં. ત્યાર પછી જામ શ્રી રણજીતસિંહજીના ફરમાનથી તેઓએ જામનગર રાજ્યનો બહુદ ઈતિહાસ લગભગ એક હજાર પાનાનો લખી પ્રસિદ્ધ કરતા વિધમાન જામશ્રી દિગ્વિજયસિંહ સાહેબે પોતાના રાજ્યકવિ તરીક સ્વિકારી, મોટી રકમનું વર્ષાસન બાંધી આપ્યું. એ જ પ્રમાણે લુણાવડના



રાજ્યની અને ધ્રોલ, લોધીકા તાલુકાથી ત્રણ વર્ષસનો બંધાયાં, કચ્છ-કહી આવાડના રાજસ્થાનોમાં તેમની પ્રખ્યાતિ થતાં,સાહિત્ય-સભાઓના અને અન્ય સંસ્થાઓમાંથી કવિશ્રીને આમંત્રણો આવતા તેમને તે તે સ્થળ જઈ કાવ્ય સાહિત્યની રસલ્હાણી કરી-સાહિત્ય રસીકોને મંત્ર મુગ્ધ કર્યા છે.જેની યાદી નીચે મુજબ છે.

(૧) ભાવનગર - સાતમી સાહિત્ય પરિષદનું આમંત્રણ આવતાંત્યાં જઈ ચારણી સાહિત્યની તેમણે પ્રથમ પિછાચંણ પાડી. તા. ૨૬-૪-૨૪

(૨) મુંબઈ આઠમી સાહિત્ય પરિષદમાં તા. ૩-૪-૨૬

(૩) વડોદોરા શરદોત્સવમાં તા. ૧-૧૧-૨૬

(૪) સુરત કળા પ્રદર્શનમાં તા. ૩-૧૧-૨૭

(૫) મુંબઈ સરા કાવસજી જહાંગીર હોલમાં સરા પુરૂષોતમદાસ ઠાકોરદાસના પ્રમુખપણા નીચે લોક સાહિત્યના જલસામાં તા. ૨૯-૬-૨૭

(૬) જામનગર સેવકમંડળ તરફથી જૈન પાઠશાળાના હોલમાં તા. ૧૬-૨-૨૮.

(૭) નીડીઆદ નવમી સાહિત્ય પરિષદમાં તા. ૨૭-૧૦-૨૮

(૮) અમદાવાદ યુવક મંડળ સપ્તાહમાં તા. ૩૧-૧૦-૨૮

(૯) અમદાવાદ સાહિત્ય સભા તરફથી પ્રેમાભાઈ હોલમાં સાક્ષરશ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પણા નીચે તા. ૩૧-૧૦-૨૮

(૧૦) પાલનપુર યુવક મંડળ વાર્ષિક મહોત્સવમાં તા. ૩-૧૧-૨૮

(૧૧) મુંબઈ ગુજરાતી હિન્દુ શાસ્ત્રીમંડળની સિલ્વર જ્યુબીલી મહોત્સવમાં તા. ૨૭-૧૧-૨૮.

(૧૨) કરાંચી ગુર્જર સાહિત્ય કળા મહોત્સવમાં કવિસમ્રાટ શ્રી ન્હાનાલાલ દલપતરામભાઈના પ્રમુખપણા નીચે તા. ૨૯-૩-૨૯

(૧૩) અમદાવાદ જૈન જુથ લીગ તા. ૪-૪-૨૯ ના મેળવડા વખતે કવિશ્રી કરાંચીમાં હોવાથી તે આમંત્રણને માન આપી શકાયું ન્હોતું.

(૧૪) મુંબઈ કવિ સંમેલનમાં તા. ૬-૬-૨૯.

(૧૫) કચ્છ માંડવી શિક્ષણ સંમેલનમાં શેઠ માવજી પુરૂષોત્તમના પ્રમુખપણા નીચે તા. ૧-૧૧-૩૦

(૧૬) ભુજ સાહિત્ય સભામાં તા. ૧૦-૧૧-૩૦

(૧૭) ગોંડલ ઉપલેટા પ્રજાસંઘ સભામાં તા. ૩૦-૧૨-૩૦

(૧૮) લાઠી અગ્યારમી સાહિત્ય પરિષદમાં તા. ૨-૧-૩૪

તે ઉપરાંત બીજી વખત કરાંચીમાં સાહિત્ય સંમેલનમાં ગયેલે તેમજ શ્રી રાજપુત પરિષદ, વરતેજ, તથા રાજકોટમાં મળેલી તે વખતે ત્યાં હાજરી આપ હતી. એમ અનેક સ્થળોમાંથી આમંત્રણો આવતા મુંબઈ - પુના સુધી પોણ પોતે સાહિત્યની રસ લ્હાણી આપી હતી.

કવિ સમ્રાટ મહાકવિશ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ સાથે પણ શ્રી દ્વારીકાપુરી અને બેટ જેવા પવિત્ર ધઆમોાં લગભગ દસેકદિવસો સુધી સાહત્યનો લ્હાવો લીધો અને લેવરાવેલ હતો.

લોક સાહિત્યના બીજા સંમેલનમાં પ્રમુખપદે રાજકોટ કોનોટ હોલમાં હતા. તા. ૧૦-૪-૫૭

શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયમાં શ્રીજી મહારાજે પોતે સ્થાપિત મોટા આઠ મંદિરોની, તેમજ સૌરાષ્ટ્રની પંચતીર્થીની અને શ્રીજી જન્મસ્થાન છપૈયા અયોધ્યા-કાશી ગોકુળ, મથુરા પ્રયાગ વગેરેની યાત્રા કરી ત્યાં પણ સત્સંગ સાહિત્યની રસલ્હાણી કરી હતી. બન્ને દેશનીગાદીના ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીથી સુંદર સત્કાર પામી, સત્સંગના કવિ તરીકે ઘણા કાવ્યો કીર્તનો રચીપ્રસિદ્ધ કરેલ છે.

કવિ શ્રી ૬૦ વર્ષની ઉમર પુરીકરી ૬૧ મા વર્ષમાં પ્રવેશતા કચ્છ, કાઠીયાવાડને ગુજરાત, રાજસ્થાનના રાજા મહારાજાશ્રીએ તેમને સુવર્ણમુદ્રા ૧૦૧ ની થેલી શ્રીમાન લુણાવાડા નરેશના હાથથી આપીને કવિશ્રીને યોગ્ય કદર કરી હતી. તેમજ સત્સંગ સમાજે પણ તેજ પ્રમાણે સુવર્ણમુદ્રાઓની થેલી બંને આચાર્ય મહારાજશ્રીના શુભ હસ્તે અપાવી કવિશ્રીની યોગ્યકદર કરી હતી, તે નિવેદનપત્રથી સહુ કોઈને જાણવામાં આવશે.

કવિશ્રીને મળેલ સંસ્કૃત, ઈંગ્લીશ, ગુજરાતી પ્રમાણપત્રો અને સુવર્ણચંદ્રકો વગેરેની તેમજ પેપારેએ કરેલી પ્રસંશાની યાદી નીચે મુબજ છે. :-



સૌરાષ્ટ્ર પેપર તા. ૨૬-૪-૨૪ (અ. દ. શેઠ. સૌ. તંત્રી) (૨) સાંજવર્તમાન તા. ૩-૩૨૬ (૩) સાંજવર્તમાન તા. ૨૯-૬-૨૭ (૪) પ્રજાબંધુ તા. ૪-૧૧-૨૮ (૫) ગુજરાતી પેપર (મુંબઈ) તા. ૩૦-૬-૨૯ (૬) કાઠીઆવાડ ટાઈમ્સ તા. ૨૬-૬-૨૯ (૭) કરાંચી પારસી સંચાર અને લોક સેવક તથા હિતેચ્છુ એપ્રિલ ૧૯૨૯ ના અંકો.

કવિશ્રીને મળેલા પ્રમાણ પત્રો અને માનપત્રોની યાદી

(૧) કીંગ એમ્પરર (જ્યોર્જ પમા) દિલ્હી થી તા. ૨૬-૧૨-૧૯૧૧

(૨) શ્રી વડોદરા મહામહોપાધ્યાય શ્રી બ્રદ્રીનાથ શાસ્ત્રીજી સં. ૧૯૨૮ ઈ. સ. ૧૯૨૪

(૩) શ્રી ગુજરાત કળા પ્રદર્શન સુરત સુવર્ણચંદ્રક સાથે તા. ૨૦-૧-૨૮

(૪) શ્રી કરાંચી રાજપૂત સમાજ તરફથી માનપત્ર ચાંદીના કાસ્ટેટમાં તા. ૧૫-૪-૨૯.

(૫) શ્રીકાશીપુરી પંડિત શ્રી કૃષ્ણવલ્લભાચાર્ય, 'દાર્શનિક પંચાનન, ષડદર્શનાચાર્યષ નવ્ય ન્યાયાચાર્ય, સાંખ્ય,યોગ, વેદાંત,મીમાંસાતીર્ત, સં. ૧૯૯૪ (ઈ. સ. ૧૯૩૮)

ઉપરમુજબ મારી જાણમાં જે જે તેમના જીવન પરિચયો અને તેમની પ્રસસ્તિ પ્રસંગો એ પ્રમાણપત્રોની અને, સુવર્ણ મુદ્રા સત્કાર સમારંભોની નકલો આ સથે રજુ કરીને હું મિત્રતાનું સ્વલ્પ ઋણ ઉતારી ઋણમુક્ત થાઉં છું એજ વિનંતી.

સં. ૨૦૧૭ ના મહા સુદી ૫ (વસંત પંચમી) તા. ૨૧-૧-૬૧

| | |
|---|---|
| મુંબઈ બંદર | લી. ગુણાનુરાગી. |
| પ્રીન્સેસ સ્ટ્રીટ | પ્રાણશંકર નથુરામ ઉપાધ્યાયના |
| (વ્રજજીવન મેનસન્સ) | જય શ્રી સ્વમિનારાયણ |

પ્રમાણ પત્રો અને સુવર્ણ મુદ્રા સત્કાર સમારંભ

KING EMPERO'S CAMP
26TH December 1911
DEAR SIR,

I am commanded to thank you for the POEM you have been good enough to send for his Imperial Magesty's acceptance.

To M. B. RATNU ESQ yours faithfully,
KALAVAD. SD, ILLGIBLE
For Private Secretary,

-------

**श्री:**

**ाा प्रतिष्ठापत्रमिदम् ाा**

**जामनगरसमीपवतिकालावाडग्राम निवासिन: पिंगलाद्यनेकविग्रंथकुशालन रसालंकाराधनेकगुणसमलंकृत कवित्तकुशलान् कविवर्यान ् मावदानसंज्ञकान जीर्णदुर्गेद्रष्ट्वातेषां कवित्वचातुरीचावलोक्य वयमतीव संतुष्ठा: अत: प्रतिष्ठापत्रमिदं दीयते ाा**

**(संवत १९८० जयेष्टंकृष्णसप्तमी तिथि: गुरुवासर:)**

**बदरीनात त्र्यंबकनाथ शास्त्रिणा**

**(वडोदरा) तर्कवाचस्पति-मोहमहोपाध्यायेन विद्यासागरेण**

-------

## 'ગુજરાત કલા પ્રદર્શન સુરત'

શ્રીયુત રાજકવિ માવદાનજી ભીમજીભાઈ રત્નુ આપે આ પ્રદર્શનના કાવ્ય કળા વિભાગ જે કૃતિઓ રજુ કરી છે તેના માટે 'સુવર્ણ પદક' સાથે ઉચ પંકિતનું આ પ્રશંસાપત્ર આપાવમાં આવે છે. તા. ૨૦-૧-૨૮

(સહી) નવાબ જાદા હફીઝુદીનખાન
પ્રમુખ
ગુજરાત કલા પ્રદર્શન સમિતિ



## કવિ સમ્રાટ શ્રી ન્હાનાલાલભાઈ પત્રનો ટુંકસાર

એલીસપુલ
અમદાવાદ
તા. ૨૪-૪-૪૨

કવિરાજ!

તમે કોઈના છાંયા ઓશીંગણે પૂજાતા નથી. કચ્છ ભૂજના મહારાવશ્રીના સન્માન વખતે ક્યો ન્હાનાલાલ સાથે હતો ? અને દ્વાવારીકામાં જગદીશ ચરણે 'શ્રી હરિસંહિતા' ભેટ ધરી ત્યારે,

ધર્યા સુદામે શ્રીહરિ, તાંદુલ કણ કરી યત્ન:
એક રત્નુ માંહિ મળ્યો, તો કણ કણ કીધા રત્ન,

ત્હમેં તમારા ગુણધર્મે પૂજાવઓછો અને પુજાશો, બાઈ સ્વામિનારયણ લખાવે છે.

લી. ન્હાનાલાલ દલપતરામ
ના જય સ્વામિનારાયણ

### (૧) શારદા માસીક લોક સાહિત્યનો એક જુલાઈ સં. ૧૯૨૭ દાયરામાં સુસ્મરણો

(લેખક - શ્રી મોતીચંદ ગીરધર કાપડીઆ-સોલીસીટર)

કાઠીઆવાડ લોક ગીત અને લોક સાહિત્ય નો જલસો તા. ૨૬-જૂન-૧૯૨૭ ને રોજ સરકાસવજી જહાંગીર હોલમાં થતી વખતે શરૂઆતથી આખર સુધી જે આનંદ ચાલુ રહ્યો તેથી એમ થતું કે લોકોને આવા સાહિત્યમાં ઘણો રસ આવે છે. રવિવાર રાત્રીના નવ વાગ્યા પછી લોકોને રસ હોય તોજ સમાજ-સંમેલન જામે છે અને રસ પડયો છે. કેનહિં તે બગાસાની સંખ્યાથી માપી શકાય છે હું જોઈ શક્યો ત્યાં સુધી એક પણ માણસને બાર વાગ્યા સુધીમાં બગાસુ આવ્યું નથી મુંબઈના લોકોને રસ ન પડે તો તુરત ઉઠવા લાગે છે, પણ આ પ્રસંગે આખો શ્રોતા વર્ગ બેસી રહ્યો હતો, તે તેમની રસવૃતિ અને તેનુ અવિચ્છિન્ન પોષણ બતાવે છે, ડાયરાની શરૂઆત જ ઘણી સારી રીતે થઈ રાજકવિ માવદાનજીનો બુલંદઅવાજ અનેક ભાષાના કાવ્યોનું જ્ઞાન, પદ લાલિત્ય અને અસ્ખલિત ભાષા પ્રવાહ કોઈ પણ વર્ગના શ્રોતાને રસમાં લદબદ કરી દે તેવો હતો, એમણે ગાયેલા કવનોની ઝડઝમક, ભાષાનું સૌરાષ્ટ્ર, શબ્દલંકાર એટલો આકર્ષક હતો કે શાંભળનાર મોહમુગ્ધ થયા વગર રહીજ શકે નહી.

એમને પોણો કલાક આપવામાં આવ્યો હતો. અને તેનો ઉપયોગ તેમણે પુરતો કર્યો હતો. એમણે લોકસાહિત્ય ગાવામાં ભારે ચાતુર્ય બતાવ્યું અને સાથે પોતાની કૃતિનો એક સુંદર નમુનો પણ બતાવ્યો, અને તે ઉપરથી બતાવ્યું કે સૌરાષ્ટ્રના હજી કાવ્ય સરિતા અમર છે. એ કૃતિ તેજામ સાહેબ રણજીતસિંહના ક્રિકેટને લગતી હતી. બેટના ફટકાને લગભગ સોળ કાવ્યમાં એણે ભારે દિપાવ્યા હતા. અને શ્રોતાવર્ગ એ સાંભળી બહુ રાજી થયો હતો. આવી રીતે પ્રાચીન અને અર્વાચીત યુગનો સહયોગ બતાવતાં એ રાજકવિને યોગ્ય સત્કાર મળ્યો હતો. એમના બોલવા દરમ્યાન લોકો અનિષેષ નજરે શ્રાવણ કરી રહ્યાં હતા, શ્રાવણ × કરવામાં જરા પણ પ્રયત્ન કરવો પડે તેમ નહોતું, અને બોલતાં બોલતાં એમની છાતી ગજ ગજ ઉછળી હતી. (મુંબઈ - તા. ૨૯-૬-૧૯૨૭)

## કરાંચીમાં કવિ સમ્રાટ ન્હાનાલાલભાઈ ના માનપત્રમાં

## રાજકવિનો ઉલ્લેખ

‘‘કવિશ્વર અને સૌ, માણેકબાઈ ? આ પ્રસંગે આપની સાથે પધારેલા વીરરસની બાનીએ સભાજનોને બિરદાનાવર રાજકવિ માવદાનજી અને પ્રભુ પ્રિય મધુર લલીતજી, અને રસ વિવેક કુશાળ કુશાગ્ર, બુદ્ધિ, સમર્થ વિવેચક વિજયરાયજીના અમો પરમ રૂણી થયા છીએ. રસિક જનો પધારીને પાવન કરજો મહાગુજરાતના આ પ્રદેશને વારંવાર, અમે હજી ધરાયા નથી, આપ સૌની રસ નિર્ઝરવાણી સાંભળી સાંભળીને’’

(કરાંચી-ગાંધીબાગ તા. ૧-૪-૨૯)

## -: કરાંચી રાજપૂત સમાજ તરફથી માનપત્ર :-

રાજકવિ માવદાનજીભાઈ

કરાંચીની ગુજરાતી પ્રજાને આપે જેરસ લ્હાવા આપ્યા છે તેને માટે અમે ખરે ખર રૂણી છીએ.

આજે જ્યારે ચારણી સાહિત્યના પડઘા પણ બંધ થતા જાય છે, ત્યારે રાજકવિ આપને કોણ ન સત્કારે ? આપણો વિરત્વ ભર્યો સ્વર, આપની કવિતાબોલવાની શૈલી ફરી ફરીને અમને જુના સ્મરણ તાજાં કરે છે.

ચારણ કુળમાં જન્મી વહી જતા વારસાને આપે પુરો સાંચવી રાખ્યો છે. ખરેખર અદ્ભૂત કવિત્વ શક્તિથી મહારાજા જામસાહેબે રણજીતસિંહજી

× એ સમયે લાઉટ સ્પિકરો નહોતા.



ને આપે મુગ્ધ કર્યા. ક્રિકેટ અને બેટનું આપનુ કવિત આપને ચારણી સાહિત્યના અધિષ્ટાતા બનાવવાને બસ છે.

અને પછી ગુજરાતમાં શ્રીયુત મેઘાણી અને શ્રીયુત રાયચુરાને કર્યો પડકાર-કાઠીઆવાડ સાહિત્ય ઝીલવાને ધુળધોયા જેમ રત્ન શોધી કાઢે છે તેમ તેમણે આપ જેવાને શોધ્યા, તે દહાડાથી આજ સુધી રાજકવિ આપે કેટલાકને મુગ્ધ કર્યા છે ?

સમય એવો આવ્યો હતો કે બે ચાર રડયા ખડયા લેખકો વાર્તાઓ કે લોક કાવ્ય મેળવીને લખે તો તેઓ પણ લોક સાહિત્યના ઉદ્ધારક ગણાતા પણ ચારણી સાહિત્યની અમર ભાવનાને મુહૂર્ત કરતા રાજકવિ માવદાનજી આપે તોગુજરાત અને આજે બ્રહત ગુજરાત સમક્ષ પણ કાઠીઆવાડના ચારણી સાહિત્યની રસલ્હાણ માંડી છે, આપના જેવા પાસેચીજ ચારણી સાહિત્યનો આત્મા સમજાય છે નેં કોણ જાણતું નથી આપની એ અગાધ શક્તિ ?

અતિ દુર્ઘટ એવા ચર્ચરી અને રેણકીછંદ આપ જ્યારે ગાઓછો ત્યારે વીરસરની રમઝટ ઉડે છે, શ્રોતાના હૈયા થનગનાટ કરે છે. અને જુનુ કાઠીઆવાડ મુહૂર્તરૂપે ખડુ થાય છે.

અટલા આટલા દિવસોથી આપે કરાંચીના ગુજરાતીઓને ગાંડા કરી મુક્યા છેઆપનો અદભૂત સ્વર જ્યાં હોય ત્યાં બરાબર પ્રસંગસર દુહા કે કવિત ગોતી સાંભળનારના મનમાં રણકાર કરી રહે છે,

ચારણકુળની આપે પ્રતિષ્ઠા જાળવી છે. આની કીર્તીથી અમારી બ્રહદ ગુજરાતના રાજપૂતોની છાતી વેંત વેંત ઉછળે છે.હૃદય ઉછળે છે, અને હૈયું પોકારી ઉઠે છે કે- ‘‘પૂર્વજના પંથને ઉજાળજે બાપ’’

કરાંચીમાં આવી આપે અમારી લાગણી દર્શાવવાની તક આપી છે તેના માટે ખરેખર આભારી છી.

તા. ૧૫-૪-૧૯૨૯ અમો છીએ આપના

(ચાંદીના અડાળી ખડીઆ કલમના કાસ્કેટમાં કરાંચીના રાજપૂતો

રેશમી વસ્ત્ર ઉપર છાપેલાઃ-)

ઉપર પ્રમાણે કવિશ્રીએ કરાંચી (સીંધ) થી આરંભી કચ્છ કાઠીઆવાડ ગુજરાત અને મહારાષ્ટ + સુધી ચારણી સાહિત્યની રસ લ્હાણી માંડતા એ પ્રદેશના તમામ શાક્ષરો, કવિઓ અને અન્ય સાહિત્ય રસિકો તેઓ શ્રીને અચ્છી રીતે પીછાને છે.

## રાજ્યકવિ માવદાનજી સુવર્ણમુદ્રા સત્કાર સમારંભ (ક્ષત્રિય સમાજ)

ચારણ ક્ષત્રિઓના સબંધ અનાદિ કાળથી જગમશહુર છે. જગદંબા કરણીજી, આશાપુરાજી, આદિ અનેક દેવીઓએ શ્રી જોધપુર, વિકાનેર, જામનગર જેવા રાજસ્થાનો ક્ષત્રિઓને આપ્યા હતાં. એ દિવ્ય ચારિત્રીની દેવીઓના સુપુત્રો ''દેવીપુત્રો-ચારણોએ'' આપણા પ્રાચીન હિંદમાં જે માન અને યશ મેળવેલ છે તેનું ખાસ કારણ એ છે કે, તેઓ જગદંબાના પુત્રો છે; એટલું જ નહિં પરંતુ ચારણો ઈશ્વરના ખરા ભક્તો છે. તેમજ પ્રજાભક્ત હોવા ઉપરાંત રાજ્યભક્ત (સામધર્મી) પણ હોઈ, તેઓ રાજ્યના ઘણાએક અગત્યના કામો, જેવા કે કરારો, દસ્તાવેજો વગેરેમાં સાક્ષીભૂત (જામીન) રહેતા હતા; અને રાજા, મહારાજા, બાદશાહો પાસે વચન પળાવવા સમર્થ હતા. આ બાબત રાજ્યના દફતરોમાં અને ઈતિહાસોમાં ઘણાએક દાખલાઓ મોજુદ છે. તેઓમાંના ઘણાએક રાજકવિઓ તો મહાન સત્યવક્તા અને નીડર હોવાના ઘણા કિસ્સાઓ કચ્છ, કાઠીઆવાડ, ગુજરાત અને રાજસ્થાનોના ઈતિહાસમાં જગપ્રસિદ્ધ છે.

અન્ય રાજ્યસ્થાનોનાં ઈતિહાસો ભુતકાળના ચારણ કવિઓથી લખાયેલ છે. તે જ રીતે જાનગરના મર્હુમ મહારાજા જામસાહેબ શ્રી રણજીતસિંહજી સાહેબે યદુવંશનો ઈતિહાસ શ્રી માવદાનજી ભીમજીભાઈ રત્નુ પાસે લખાવી પ્રસિદ્ધ કરેલ છે.

'' અખિલ રાજપુત પરિષદ'' વરતેજ' ''અખિલ રાજપુત પરષિદ'' કચ્છ ભૂજ, તથા ''શ્રી ઈડર ક્ષત્રિય હિતકારીણી સભા, પંચમહાલ ગુજરાત

+ પુના ખેતીવાડીના મહાન પ્રદર્શનમાં જામનગર સ્ટેટ તરફથી તેઓ ત્યાં ગયા હતા. એ વખતે તેઓએ પંચગીની, મહાબળેશ્વર, અને પ્રતાપગઢ( જ્યાં શ્રી શિવાજી મહારાજે અફઝુલખાનને વાઘનખથી માર્યો છે. અને જ્યાં માતાજી ભવાનીનું મોટું દેવાલય છે) વગેરે સ્થળે જઈને છત્રપતી શિવાજી મહારાજના કાવ્યો બોલી સાહિત્યની રસ લ્હાણી કરી હતી.



રાજપુત સભા, લુણાવાડા તથા જામનગર, ધ્રોલ, રાજપુત સમાજ,''તેમજ કચ્છ કાઠીઆવાડ ગુજરાત ગરાસીઆ એસોસીએશન, અને મારવાડ જોધપુર ક્ષત્રિય મહાસભા,'' વગેરે અનેક ક્ષત્રિયો રાજપુતોની મહાસભામાં રાજ્યકવિ શ્રી માવદાનજીએ તેમનો કાવ્ય પ્રવાહ રેલાવ્યો છે.

કવિશ્રી માવદાનજીમાં ચારણી ભાષાના છંદો લલકારી બીરદાવવાની અલૌકિક કળા શક્તિ રહી છે.

જાનગર, ધ્રોલ, અને રાજકોટની રાજપુત સેવા સમાજની સભાઓમાં તેમણે ''ક્ષત્રિવટ જાળવો, ખડક લૈ ક્ષત્રિઓ જગત જાગ્યું હવે આપ જાગો,'' એ ઝુલણા છંદ લલકારતા હજારો ક્ષત્રિય પુત્રોએ તેમને ધન્યવાદ આપ્યા હતા. એટલું જ નહીં પણ ક્ચ્છ, કાઠીઆવાડ, ગુજરાત ગરાસીયા એસોસીએશન તરફથી તેમને એક ''સુવર્ણચંદ્રક'' નામદાર મહારાજ જામસાહેબ શ્રી દિગ્વિજયસિંહ સાહેબના શુભ હસ્તથી ધ્રોલ મુકામે અર્પણ કરવામાં આવેલ હતો એ સૂવર્ણ ચંદ્રક અર્પણ કરતી વખતે જામશ્રીએ જાહેર સભામાં કહેલુ કે, ''મારા કવિનો સત્કાર ક્ષત્રિય સભા તરફથી આજે મરા હાથથી થાય છે, તેથી હું ઘણો જ મગરૂર છું.'' વગેરે વગેરે.

કચ્છ ભુજના મર્હુમ મહારાવશ્રી ખેંગારજી સવાઈ બહાદુર અને મહારાવશ્રી વિજયસિંહ (માધુભા) સાહેબ બાહાદુરે તો કવિશ્રીને ખાસઆમંત્ર આપી કચ્છમાં તેડાવી એક હજારને એક કોરીઓ સાથે કિંમતી શીરપાવ-સુવર્ણના બે કડાંઓ વેઢ-વીંટીઓ સાલ દુશાલાઓ. સોનેરી સાફાઓ અને ભુજમાં બનતી ઉમદા તલવાર બક્ષી હતી.

જામનગરના નામદાર જામશ્રી દિગ્વિજયસિંહ સાહેબ બાહુદર તથા અ. સૌ. નામદાર મહારાશ્રી ગુલાબકુંવરબા સાહેબાએ પણ કવીશ્રીને પોતાના રાજકવિ સ્થાપી મોટી રકમનું વર્ષાસન બાંધી આપી સોનેરી સાફાઓ સાથે ઉમદા શીરપાવ આપ્યો હતો.

લુણાવાડાના નામદાર મહારાણા શ્રી વીરભદ્રસિંહજી સાહેબે બાહુદેર તથા અ.સો. નામદાર મહારાણી શ્રી મનહરકુંવરબા સાહેબાએ પણ કવિશ્રીની રાજ્ય સેવાની શુભ કદર કરો, મોટી રકમનું વર્ષાસન બાંધી આપી અનેક પ્રસંગોએ ઉમદા શીરપાવો બક્ષેલા હતા; તેમજ કવિશ્રીને હરિદ્વાર, અયોધ્યા, છપૈયા સ્વામિનારાયણ, કાશી, ગોકુળ મથુરા, પ્રયાગ વગેરે પ્રવિત્ર સ્થળોની તીર્થ યાત્રા કરાવી હતી.

ધોળના નામદાર ઠાકોર સાહેબ અને લોધીકા તાલુકાદાર

સાહેબે પણ કવિશ્રીને વર્ષાસનો બાંધી આપી કિંમતી પોશાકો આપી સેવાની કદર કરી હતી.

પ્રજાપ્રિય અને સાહિત્ય પ્રિય (ગોમંડલ શબ્દ) કોષકાર રાજવી ગોંડલના નામદાર મૂર્હમ મહારાજા શ્રી સર ભગવતસિંહજી સાહેબે તો કવિશ્રીને પોતાની ગોલ્ડન જ્યુબીલીમાં તેડાવી બહુજ સનમાન્યા હતા; તેમજ શબ્દકોષની કચેરીમાં દાખલ કરી સહાયક તરીકે કવિશ્રી પાસેથી ચારણીભાષાના હજારો શબ્દો મેળવ્યા હતા. એવી રીતે તેઓ નામદારશ્રી કવિશ્રી પ્રતિ ઘણોજ પ્રેમ ધરાવતા હતા.

કવિશ્રીએ ''સાહિત્ય પરિષદો'' માં ચારણી સાહિત્યમાં પ્રાચીન અર્વાચીન રાજ્યોના ઐતિહાસિક કાવ્યોનું લોકસાહિત્ય સંભળાવી, મુંબઈ, પુના, વડોદરા, સુરત, નડીયાદ, અમદાવાદ, કરાંચી, માંડવી, ભૂજ, અંજાર, વગેરે મ્હોટા શહેરોમાં સાહિત્યની રસલ્હાણ કરીને ''ત્રણ સુર્વણચંદ્રકો'' મેળવેલા હતા.

જૂનાગઢના વિદ્યાવારિધિ પંડિતમાર્તન્ડ ખ્યાતનામ, શ્રીકૃષ્ણવલ્લભાચાર્યશ્રીએ તો કવિશ્રીને ''રાજ્ય કવિરત્ન'' ની પદવી સાથે સંસ્કૃતમાં એક મોટું પ્રમાણપત્ર આપેલ છે.

વડોદરાના શ્રીમંદ ગાયગવાડ સરકારશ્રી સયાજીરાવે, નામદાર ઈડર મહારાજાશ્રીએ, શીરોહી મહારાજાશ્રીએ, રાજપીપળાના મહારાજાશ્રીએ, કચ્છ ભૂજના મહારાજાશ્રીએ અને સૌરાષ્ટ્રના અન્ય મહારાજાઓએ પણ કવિશ્રીને અનેક વખત તેડાવી ચારણી સાહિત્ય સાંભળી ઉમદા શીરપાવો આપીને સન્માન્યા હતા.

આવા રાજ્યકવિશ્રી માવદાનજીભાઈ ભીમજીભાઈ રત્નુ ૬૦ મુ વર્ષ પુરૂં કરી ૬૧ માં વર્ષમાં પ્રવેશે છે. એ અવસરે સુવર્ણમુદ્રા (ગીનીઓ) ૧૦૧ એકસોએક ક્ષત્રિય રાજપુત સમાજ તરફથી તેમને અર્પવી જોઈએ.

(રાષ્ટ્ર શક્તિ તા. ૨૦-૫-૫૭જા



## ॥ શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ ॥

## સમગ્ર સત્સંગ સમાજને વીજ્ઞપ્તિ

## કવિ શ્રી માવદાનજી સુવર્ણ મુદ્રા

## સત્કાર સમારંભ

શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયમાં કવિશ્રી માવદાનજીભાઈને આજે સૌ કોઈ પીછાણે છે કારણ કે તેઓશ્રીએ રચેલા કાવ્યો અને કીર્તનો આજે શહેર અને ગામડાઓમાં સત્સંગીઓને ઘેર ઘેર ગવાઈ રહ્યાં છે.

કવિશ્રીએ એ કાવ્યો અને કીર્તનો સંગ્રહ ''કવિ કીર્તનાવલી'' ''સતી ગીતા'' નારાયણ કવ'', શ્રી કષ્ટભંજનાષ્ટક'', અને બીજા કેટલાક સમૈયા મહોત્સવોના પ્રસાંગિક કાવ્યો રચી પ્રસિધ્ધ કરેલ છે. તેમા પણ ગઢપુર જોતાં જ શ્રીજી સાંભરે અને કળીયુગમાં પરચા પુરે પ્રભુજી સ્વામિનારાયણ સત્ય છે'' એ બંને કીર્તનોની ગ્રામોફોનની રેકર્ડો ઉતારી છે. અને આ બે કીર્તનો કવિશ્રીના કાવ્ય કળશરૂપે સત્સંગ સમાજમાં ગવાઈ શોભી રહ્યાં છે.

કવિશ્રીના કાવ્ય કીર્તનોમાં કવિશ્રીનો સત્સંગ પ્રત્યેનો પૂર્ણ મમત્વ તથા શ્રીજીની સર્વોપરી ઉપાસના અને સચોટ ઉપદેશ, કાવ્ય રચનાની સરળ શૈલી, વગેરે સૌના મન આકર્ષણ કરે એવા છે.

કવિશ્રીના પિતામહ-ગઢવી શ્રી બનાભાઈ (રહેવાસી મુળીવાળા) ને શ્રીજી મહારાજે પ્રસન્ન થઈ ચુસેલા આમ્રફળની પ્રસાદી ગઢપુરની સભા મધ્યે આપી સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીને કહેલું કે, ''બ્રહ્મમુનિ, આ તમારા આવ્યા'' એથી સ્વામીએ પણ પોતાના જ જાણી શ્રીજીની આજ્ઞાથી ગઢવી બનાભાઈને સત્સંગના વર્તમાન ધરાવ્યા હતા; એટલું જ નહિ પણ પ્રસન્ન થઈ હસ્તલિખિત પિંગલશાસ્ત્રના પુસ્તકો પણ (શ્રીજી પ્રસાદીના) આપેલા હતાં. ત્યારથી જ કવિકુળમાં સત્સંગ પાંગર્યો અને ચારણી સાહિત્ય કળાનો વારસો મલ્યો. હાલ એ પ્રસાદીના પુસ્તકો કવિશ્રીને ત્યાં વિદ્યામાન છે.

કવિશ્રી માવદાનજી સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીની જ જ્ઞાતિના (મારૂ ચારણ) છે અને સદગુરૂશ્રી દેવાનંદસ્વામીના જ (રત્નુ) કુલના છે, એ વાત 'રત્નુવંશ-વંશાવળી તથા 'કવિકુળ ગુરૂ પરંપરાકાવ્ય' થી જાણી શકાય છે.






## શ્રી બ્રહ્મમુનિ કવિકુળ ગુરૂ પરંપરા

### ।। હરિગીત છંદ ।।

શ્રીજી સ્વહસ્તે આમ્રફળ, અરધું ચુશીને બાપીઉં,
શ્રીજી પ્રસાદી જાણીને, ચોળી ચુશીને ચાખીઉ,
આનંદ બ્રહ્માનંદના ઉરમાં અતીશેં આવતાં,
જાણી મુમુક્ષુ જીવ, વર્તમાન નિયમ ધરાવતા, ।। ૧ ।।

શ્રીજી કૃપાનું પાત્ર જાણી હેત અંતરમાં ધર્યું,
સદગુરૂ બ્રહ્માનંદ કવિકુળ, સત્સંગી કર્યું,
પીંગળ પ્રસાદી ગ્રંથ આપી, રત્નુ સમ રત્નું કર્યા,
મૂળી નિવાસી ગઢવી, બનાભાઈ ભવ સાગર તર્યા, ।। ૨ ।।

ગઢવી સુ બનાભાઈ રત્નુ, શિ્ય સ્વામીના થયા,
તેના સુપુત્ર ભીમજીભાઈ, જામ કાવાલાડ રહ્યાં,
જોગી મહાપુરૂષદાસજી, સંત સાચા સેવીયા,
કવિ માવદાન-ચતુરજી જોગી વચનથી જનમીયા, ।। ૩ ।।

સત્સંગ ત્રણ પેઢી થકી તો શીર માટે રાખીયો,
શ્રીજી પ્રસાદી આમ્રરસ દાદે અમારે ચાખીયો,
અમ પુત્ર પાત્ર - પ્રપાત્ર- સુત, સત્સંગ ધર્મ અનુસારી,
સેવક ગણી સદબુદ્ધિ આપી સ્હાય કરજો શ્રી હરિ, ।। ૪ ।।

શ્રીજી પ્રસાદી આમ્રરસ-પ્રવાહ પહોંચે જ્યાં સુધી,
અમ કૂળમાં સત્સંગ રંગ, સદા રહેશે ત્યાં સુધી,
ગુરૂ ગોપાળાનંદ-બ્રહ્માનંદ વિનંતી ઉર ધરી,
કવિ માવકુળ સત્સંગ વધવા, સ્હાય કરજો શ્રી હરિ, ।। ૫ ।।

-------

એ રીતે બન્ને મહાન સદગુરૂઓનો મળેલ કાવ્ય વારસો પરંપરાથી, સાચવી રાખી કવિશ્રી સત્સંગની જે કાવ્ય સેવા કરી રહેલ છે, તેથી આજે સમગ્ર સત્સંગ તેમના ઉપર સંપૂર્ણ રાજી છે,

કવિશ્રી માવદાનજી જ્યારે સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીના રચેલા કેટલાક છંદો ચારણી શૈલીથી લલકારે છે. ત્યારે સાંભળનારને સદગુરૂશ્રી બ્રહ્માનંદ સ્વામીનું સ્મરણ થયા વિના રહેતું નથી. એથી એ આપણું શ્રીજી છતાંનું ચારણી સાહિત્ય રત્નુ સંચવાઈ પોષાઈ રહ્યું છે.

બન્ને દેશની ગાદીના ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીએ પણ કવિશ્રીને સંપ્રદાયના મૂખ્ય કવિસ્થાને સ્થાપી, કવિશ્રીને શાલ, પાઘના શીરપાવો બક્ષી અનેક વખત જાહેર સભામાં ''સત્સંગના કવિ'' તરીકે સ્વીકારી, સત્કાર કર્યો છે, એ સર્વ સત્સંગીઓના જાણવામાં છે.

ત્યાગી વર્ગમાં પણ બ્રહ્મચારી, સાધુ પાર્ષદો તેમજ ગૃહસ્થોમાં પણ અબોલ વૃદ્ધ સ્ત્રી પુરૂષો કવિશ્રીને માનભરી દ્રષ્ટિથી પોતાના સત્સંગના કવિ જાણી અપૂર્વ ભાવના અને ચાહનાથી સત્કારી રહેલ છે.

કવિશ્રી માવદાનજી સત્સંગના કવિ છે. તેજ રીતે રાજસ્થાનમાં મોટા મોટા રાજા મહારાજઓના પણ તેઓશ્રી ''રાજ્ય કવિ'' છે. છતાં પણ તેઓશ્રી પોતાના ભાલપ્રદેશમાં શ્રીજીના અખંડ ચિન્હો ''તીલકચંદ્રક'' ધારણ કરી રાજ્ય કચેરીઓમાં પણ સ્વામિનારાયણ નામ ઉચારી આશીર્વચનો આદિ કાવ્યો બોલી રાજાઓની રીઝવતા હોઈ. કેટલાએક રાજા મહારાજાઓએ કવિશ્રીને મોટી રકમોના વરષાસનો બાંધી આપેલ છે.

કવિશ્રી ચારણી સાહિત્ય અને ઈતિહાસના વિદ્વાન હોવાથી ''ગુજરાતી સાહિત્ય પરિષદ'' આદિ અનેક સંસ્થાઓના અને અન્ય મંડલોના આમંત્રણોથી તેમણે કચ્છ, સૌરાષ્ટ, ગુજરાત, સીંધ, કરાંચી (પાકિસ્તાન થયા પહેલા) રાજપૂતાના, મારવાડ, અને દક્ષિણ પ્રદેશ વગેરેના મોટા મોટા શહેરોમાં જઈ પોત પોતાના ચારણી સાહિત્ય અને કંઠસ્થ લોકસાહિત્યની રસ સ્હાણી કરી, સાક્ષરો અને સાહિત્યકારોને મંત્રમુગ્ધ કર્યા છે, જેની પ્રશંસા કેટલાક પેપરોમાં સુપ્રસિદ્ધ છે.

કવિશ્રીએ ''શ્રી યદુવંશ પ્રકાશ'' એ નામનો એક બૃહદ ઈતિહાસ લખી છપાવી પ્રસિદ્ધ કરેલ છે, તેના તૃતીય ખંડના 'કવિ પરિચય' નામના હેડીંગમાં કવિશ્રીને મળેલાં કેટલાંક 'પ્રમાણપત્રો' (સિંસ્કૃત હિંદી,



અંગ્રેજી અને ગુજરાતીમાં) તથા 'માનપત્રો' તેમ જ 'સુવર્ણ' ચંદ્રકો વગેરે મળેલા છે તેનો વિગતવાર ઉલ્લેખ છે. અને તે ગ્રંથ પ્રસિદ્ધ થયા બાદ પણ તેઓશ્રીના સત્કાર સમારંભો થયા છે. કવિસમ્રાટ મહાકવિશ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ, તથા કવિશ્રી લલિતજી તથા શ્રીયુત મેઘાણી, શ્રી રાયચુરાભાઈ અને કવિશ્રી ત્રિભુવનભાઈ વ્યાસ વગેરે કવિશ્રીનું મિત્રમંડળ હોવાથી કવિશ્રીના ડાયરાઓમાં સાથે રહેતા.

કવિશ્રી માવદાનજીનો જન્મ સદગુરૂ ગોપાળાનંદસ્વામીના અગ્રગણ્ય શિષ્ય સદગુરૂ શ્રી મહાપુરૂષદાસજી સ્વામી જુનાગઢના જોગીના વચનથી થયો છે. એટલું જ નહિ, પરંતુ કવિશ્રીના જન્મ પછી છ સાત માસે સદગુરૂશ્રી મહાપુરૂષદાસજીસ્વામીએ સ્વહસ્તેજ કવિશ્રીને વર્તમાન ધરાવી, કંઠમાં કંઠી આપોરી, કપાળમાં કુમકુમ ચંદ્રક કરી, 'માવદાનજી' એવું નામાભિધાન આપી, પોતાના અકમાં બેસાડી, રમાડી, સંપૂર્ણ પ્રસન્નતાથી મસ્તકે બન્ને હાથ મેલી શુભાશીર્વાદો આપેલા હતા.

એવા મહાન સદગુરૂના વરદાઈ આપણા સત્સંગના કવિવર્ય રાજ્યકવિ, કવિશ્રી માવદાનજીભાઈ રત્નુ ચાલુ સાલ ૬૬ છાસઠમાં વર્ષમાં પ્રવેશ કરે છે. તેથી એ શુભ અવસરે આપણા વયો વૃદ્ધ જ્ઞાનવૃદ્ધ ભક્ત કવિશ્રીની યોગ્ય કદરરૂપે અને સત્સંગના કાવ્ય સાહિત્યનું યતકીંચિત રૂણ વાળવા, એ ચારણદેવનું સાહિત્ય પૂજન કરી સેવા કરવા આ અમૂલ્ય અવસર આપણા સહુને પ્રાપ્ત થયો છે. તેથી અમો સૌ સત્સંગ સમાજને વિનંતી કરીએ છીએ કે, કવિશ્રીના શુભ સત્કાર માટે શ્રી નરનારાયણ દેવના દેશન સત્સંગ સમાજમાંથી તથા શ્રી લક્ષ્મીનારાયણ દેવના દેશના સત્સંગ સમાજથી સુવર્ણ મુદ્રાઓ ૧૦૧ એકુસોએક (ગીનીઓ) એકઠી કરી ધ. ધુ. આચાર્ય મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી આનંદપ્રસાદજી મહારાજશ્રી તથા ધ. ધુ. આચાર્ય મહારાજશ્રી ૧૦૦૮ શ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજશ્રીના વદર હસ્તે કવિશ્રી માવદાનજીના કર કમળમાં અર્પણ કરવી. એજ અભ્યર્થના.

| | |
|---|---|
| અષાઢી બીજ | વિ. |
| હાલારી સં. ૨૦૧૫ | જામનગર સત્સંગ સમાજ |
| જામનગર | ના જય સ્વામિનારાયણ |

સનાતન ધર્મધુરંધર આચાર્ય મહારાજ શ્રી ૧૦૦૮ આનંદપ્રસાદજી મહારાજ શ્રી તરફથી શુભાશિર્વાદસહ-અનુમોદન પત્ર-વડતાલ

(મોનોગ્રામ) હ. જા. ૨ નં. ૨૭૫/૨૦૧૪

અમોને જણાવતા આનંદ થાય છે કે રાજકવિ માવદાનજી ભીમજીભાઈ રત્નુ ૬૬ મી જન્મ જયંતિના શુભ પ્રસંગે તેઓને સત્સંગી તરફથી સુવર્ણ મુદ્રાઓ (૧૦૧) ની થેલી અપર્ણ કરવાની યોજના જામનગરના સત્સંગીઓ તરફતી જે વિજ્ઞપ્તિ દ્વારા પ્રસિદ્ધ કરેલ છે, તે પ્રશંશનીય છે. અને તેમાં તેઓશ્રીની સંપ્રદાયની કાવ્ય સેવાઓની કદર કરી શ્રી લક્ષ્મીનારાયણ દેવના દેશ તરફથી અમારી સુચનાથી વડતાલ ટેમ્પલ કમીટીએ ઠરાવ કરી રૂા. ૧૦૧) એકસો એક થેલીમાં અપર્ણ કરવા મોકલી આપવામાં આવ્યા છે.

તેઓ લાંબો સમય દીર્ઘાયુષ ભોગવે અને પોતાના કાવ્ય-કીર્તનોનો લાભ સંપ્રદાયને આપે તેથી શ્રીજી મહારાજ તેમને સર્વે વાતે સુખી રાખે એવા અમો અંતઃકરણ પૂર્વક શુભાશીર્વાદ પાઠવીએ છીએ. તા. ૨૮-૯-૫૮

(સિક્કો) સહી આચાર્ય શ્રી આનંદપ્રસાદજી

શ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજ

આચાર્ય મહારાજ શ્રી સ્વસ્થાન વડતાલ.

સનાતન ધર્મધુરંધર ધર્મમાર્તન્ડ આચાર્ય મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજ તરફથી શુભાશીર્વાદ સહ-અનુમોદન પત્ર (મોનોગ્રામ) હ. જા. ૨. નં. ૮૯૯૦/૫૮ તા. ૨૨-૧૦-૫૮ હીઝ હોલીનેસ આચાર્ય મહારાજ શ્રી શ્રી દેવેન્દ્રપ્રસાદજી પાંટયે સ્વામિનારાયણ બાગ, અમદાવાદ.

રાજકવિ માવદાનજી ભીમજીભાઈ રત્નુ, કાલાવાડ (સૌરાષ્ટ્ર) જેમની ૬૬ મી જન્મ જયંતિ રાજા મહારાજા, સદગુરૂઓ, સદગૃહસ્થો, સત્સંગીઓ વગેરે સર્વે મળીને ઉજવે છે. તે સુવર્ણ મુદ્રાઓની થેલી અપર્ણ કરવાના છે તેવી જાહેરાતથી અમોને ઘણો જ હર્ષ થયો છે. અને તેઓને અમારા હાર્દિક શુભાશીર્વાદ છે.

આ શુભ પ્રસંગે અમારા તરફથી તેમની શ્રી નરનારાયણ દેવના દેશની કાવ્ય સેવાઓની કદર કરી રૂા. ૧૦૧) એકસો એક તેમને (થેલીમાં) અર્પણ કરવા ઠરાવવામાં આવે છે. તેમજ તેઓશ્રીનો આ શુભ પ્રસંગ નિવિઘ્નપણે પૂર્ણ થાય એવી શુભેચ્છા રાખીએ છીએ.

સહી. ડી. વી. પાંડયે

આચાર્ય મહારાજ શ્રી

(સિક્કો) સ્વામિનારાયણ ટેંપલ અમદાવાદ



''રાજકવિશ્રીને સુવર્ણમુદ્રા થેલી અર્પણ સમારંભ''

શ્રી ગઢપૂર તા. ૨-૩-૧૯૬૦

સત્કાર સમિતિ તરફથી થેલીમાં અર્પણ કરવાની રકમ રૂા. ૨૫૫૧ બે હજાર પાંચસો એકવાન (તેની સુર્ણમુદ્ર નંગ ૫૧ એકાવન) ની થેલી સમિતિના ઉપ પ્રમુખ શ્રી ઝવેરી કાલીદાસ પ્રેમજીભાઈ જામનગર અને ખજાનચી શ્રી જબરદાન એ. બારોટ જામનગરવાળાએ ધ. ધુ. આચાર્ય મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી નરેન્દ્રપ્રસાદજી મહારાજશ્રીના શુભ હસ્તે રાજકવિશ્રીને અર્પણ કરવા, ઉના નિવાસી મુંબઈવાળા પ. ભ. શ્રી અભયચંદભાઈ ગાંધીશ્રીને વિનંતી કરતા તેઓશ્રીએ તે સભામાં કવિશ્રી સંબંધે યોગ્ય પ્રવચન કરી તે થેલી અર્પણ કરવા ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીને વિનંતી કરી હતી. (ગઢપુર તા. ૩-૨-૬૦)

શ્રીમાન શ્રી અભયચંદભાઈના પ્રવચનનો સાર

પરભ પૂજ્ય સનાતરન ધર્મ ધુરંધર આચાર્ય મહારાજશ્રી, પૂજ્ય, સદગુરૂશ્રીઓશ્રી, અને સત્સંગી બંધુઓ,

હમણાં જ આપશ્રીના સનમુખ કવિશ્રીએ કીર્તનો ગાયા. એ કવિરાજશ્રીનું નામ તો દરેર સત્સંગીઓના જાણવામાં હશે, તેઓશ્રીની ''કવિ કીર્તનવાલી'' માંહેના જે કીર્તનો છે, તેમાંથી ''શ્રીજી અને સહુ સંતોરે આજ સોસો વરસોના વહાણાં વાઈ ગયાં'' આજ કળીયુગમાં પરચા પુરે પ્રભુજી સત્સંગ રંગ લાગ્યો- ઈતનાં તો શ્રીજી કરનાં વગેરે કીર્તનો તો ખૂબ જ પ્રક્યાત છે. તેમ જ ઘણાંએક સત્સંગીઓને કંઠે છે. એ કીર્તનોમં શ્રીજીનો મહિમા અને એમના હૃદયમાંથી ઝરતી શ્રીજીની શુદ્ધ ઉપાસના ભાવો સાદી અને સરલ ભાષામાં તેમણે સત્સંગી સમક્ષ રજુ કરતા સહુ કોઈએ કીર્તનો ઉત્સાહથી ઝીલી રહ્યાં છે, તેઓશ્રી આપણા સત્સંગના કીર્તનો રચી ભક્તિ આપે છે.

શ્રીજી મહારાજના સમયમાં સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી, શ્રી પ્રેમાનંદસ્વામી, શ્રી નિષ્કુળનંદસ્વામી, શ્રી દેવીનંદસ્વામી, વગેરે સંતોએ ખૂબ જ કીર્તનો રચેલા પરંતુ ત્યાર બાદ લગભગ એક સૌકા કોઈ કીર્તનો રચેલા નથી. તે પછી તે રાજકવીશ્રી માવદાનજીએ તેમને મળેલા સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીના વરસાનો કાવ્ય પ્રસાદ દરેક હરિભક્તોને આપેલ છે.

તેઓશ્રી છાસઠમાં વર્ષમાં પ્રવેશ કરતા જામનગર સત્સંગ મંડળે પૂજ્ય શાસ્ત્રીજી પંડિતશ્રી શ્રીકૃષ્ણવલ્લભાચાર્યશ્રીના પ્રમુખ પદે તેમને ૧૦૧ સુવર્ણમુદ્રા અર્પણ કરવાનો ઠરાવ કર્યો.

ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીના પિતાશ્રી ધ. ધુ. આચાર્યશ્રી આનંદપ્રસાદજી મહારાજશ્રીએ પ્રથમ જ તે ફાળામાં સુવર્ણમુદ્રા ૨, બે (રૂા. ૧૦૧ એકસોએક) આપી હતી. તેમજ અમદાવાદ દેશના ધ. ધુ. આચાર્ય મહારાજ શ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજશ્રીએ પણ કવિશ્રીની થેલીમાં સુવર્ણમુદ્ર ૨, બે આપી હતી. ત્યાર બાદ ફાળો શરૂ કરવામાં આવેલ. તે સુવર્ણમુદ્ર કુલ-૫૧) થતા ફુલ નહી ને ફુલની પાંખડી તરીકે સત્સંગ સમાજ તરફતી ધ. ધુ. આચાર્ય આચાર્ય મહારાજશ્રીના વદર હસ્તે કવિશ્રીને ભેટ આપવા હું આ ચાંદીની અડાળી સાથે સમિતિ તરફથી મળેલ રકમો રજુ કરૂં છું. (તાળીઓ)

ધ. ધુ. આચાર્યશ્રી નરેન્દ્રપ્રસાદજી મહારાજે તે રકર ચાંદીની અડાળી સહિત પોતાના શુભ હસ્તે કવિશ્રીના હસ્તમાં આપી હસ્તોરા ગજરા આપી શુભાષીર્વાદ સાથે પોતાનો હર્ષ સુંદર શબ્દોમાં વ્યક્ત કર કહેલ કે, ''આજે તો સોવ વર્ષોના વહાણ વાઈ ગયા.'' તથા 'કળીયુગમાં પરચા પુરે પ્રભુજી સ્વામિનારાયણ સત્ય છે,' એ કીર્તનો ગ્રામોફોનની રેકંડ પરથી હું મારી નાની ઉમ્મરમાં રેકર્ડ સાથે બોલતો. ત્યારથી હું કવિશ્રીના નામને જાણું છું. કવિશ્રી તો સત્સગંનું અમુલ્ય રત્ન છે. તે માટે આપણે સહુ મગરૂર છીએ. શ્રીજી તેમને દીર્ઘાયુષ આપે અને સત્સંગની કાવ્ય સેવા ખૂબ કરે તેવો મારો શુભાશીર્વા છે. (તાળીઓ.) તે થેલી સ્વિકારી કવિશ્રીએ આભાર વચનો કહી સહુને વંદન કરી જય સ્વામિનારાયણ કહી આસન લીધુ. (તાળીઓ) (સમિતિ)

ઉપરની જ રીતે અમદાવાદ મંદિરમાં ધ. ધુ. આચાર્ય મહારાજશ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજશ્રીએ પણ કવિશ્રીને સુવર્ણમુદ્રાની થેલી પોતાના શુભ જન્મ દિવસે જ અર્પણ કરી શુભાશીર્વાદો આપેલ હતા અને તે પ્રસંગે પ. ભ. શ્રીયુત માણેકલાલભાઈએ પોતાની લાક્ષણિક શૈલીમાં કવિશ્રીના માટે ઘણું જ લાંગણી ભરેલ પ્રવચન કરેલ હતું. એ કવિશ્રીએ તેનો વળતો આભાર માન્યો હતો.

એ રીતે શ્રીજી કૃપથી સત્સંગ સમાજે રાજકવિશ્રીનો સુવર્ણમુદ્રા મહોત્સવ ઉજવી સત્કાર કર્યો હતો (સમિતિ)

શુભં ભવતું-શ્રીરસ્તું -



## શ્રી અભિનંદન પત્ર

॥ શ્રીહરિઃ ॥

श्रीहरे: पच्चमाचार्य षडक्षरपदस्थिम् ।।
शारदेन्दु विनीद्भुतं सूयो सूयो नमाम्वहम् ।।

-- અર્થ --

શ્રી હરિના પાંચમાં આચાર્ય શ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજ જે શ્રી સ્વામિનારાયણ ભગવાનના પદમાં રહેલા ને જેમનો શરદપૂર્ણિમાંના દિવસે જન્મ છે તેમને હું વારંવાર નમસ્કાકર કરૂં છું.

સુજ્ઞ મહાશય,

તમે યતીન્દ્ર પ. પૂ. સ. ગુ. શ્રી બ્રહ્માનંદસ્વામીનું જીવન ચરિત્ર ઈદં પ્રત્યક્ષ મૂર્તિસ્વરૂપ બનાવ્યું છે, શ્રીજીના સાનિધ્યમાં રહીને શ્રીજીના ચરિત્રો પ્રત્યક્ષ જોઈને બનાવેલ પદો, પ્રસંગોપાત્ છંદો સવૈયા દોહા, વગેરેથી સ્વામીને શ્રીજી પ્રત્યોનો પ્રેમ ભક્તિભાવ, સખાભાવ કેવો હતો હતો ને શ્રીજીને સ્વામી પ્રત્યેક કેવો ભાવ હતો તે પ્રત્યક્ષવત્ જણાય છે.

આ ''બ્રહ્મસંહિતા'' નું ઉપાર્જન પ. ભ. બ્રહ્મનિષ્ઠ પાર્ષદ શિરોમહન સ. ગુ. કેસર ભક્તે કરેલ છે. આજે તેમની આયુષ્ય આસરે ૧૦૦ વર્ષની છે તે કેસર ભગતે નાની વયમાં પ. પૂ. આચાર્ય મહારાજશ્રી અયોધ્યા પ્રસાદજી મહારાજશ્રીના વરદ હસ્તે વર્તમાન ધારણ કરીને દેવ આચાર્યની સેવામાં પોતાનું જીવન અપર્ણ કરીને મંદિરમાં બીરાજે છે.

તેઓશ્રી પુખ્ત વયના થયા ત્યારથી પ. પૂ. આચાર્ય મહારાજશ્રી કેશવ પ્રસાદજી મહારાજશ્રી તથા પ. પૂ. આચાર્ય પુરૂષોત્તમદાસજી મહારાજશ્રી તથા પ. પૂ. આચાર્ય વાસુદેવપ્રસાદજી મહારાજશ્રીના તથા પ. પુ. ધર્મમાર્તંડ ધ. ધુ. ૧૦૦૮ શ્રી આચાર્ય મહારાજ દેવેન્દ્રપ્રસાદજી મહારાજશ્રીની તથા પ. પુ. અખિલ ધર્મ ભૂષણ અખિલ ધર્મ રક્ષક (લાલજી મહારાજ) તેજેન્દ્રપ્રસાદજી મહારાજની સેવાશ્રી કરીને દરેકની ખૂબજ પ્રસન્નતા મેળવીછે.

(*) અક્ષરવાસ કર્યા સં. ૨૦૧૯

આવી સતત સેવા કરતાં કરતાં અનુકૂળ સમયમાં આ 'બ્રહ્મસંહિતા' નો સંગ્રહ પ. પૂ. આચાર્ય શ્રી કેશવપ્રસાદજી મહારાજની આજ્ઞાથી ઘણાજ પરિશ્રમ સાથે કરેલ છે.



to Swami Narayana Sampraday in its organization and in building its large Mandirs.

The persent book gives a faithful picture of his life from beginning to end. The authoreditor has taken great paint in doing the necessary reserch work for the same. Because of this, the book is a very valuable contribution both to Gujarati literature and to the religious literature of the Sampraday. For this he deserves congratulations. He himself belongs to the Charan community and is a poet in his own right. Besides, he belongs to the Swami Narayana * Sampradaya. All this has given him great zeal for the writhing of this book ^ this is the cause of his success

Harmony House — Sd. Manilal C. Parekh.

Rajkot, 3-3-1961 — M.A..

* '' શ્રી સ્વામિનારાયણ'' એ નામે અંગ્રેજીમાં શ્રીજી મહારાજ અને તેમના સત્સંગનું યથાર્થ વર્ણન કરતું પુસ્તક ભાઈ શ્રી મણિલાલભાઈએ લખી પ્રસિદ્ધ કર્યુ છે. જે દરેક સત્સંગી તેમ જ ધર્મપ્રિય ભાઈ એ વસાવવા જેવું છે કી. રૂા. ૭-૫૦

'શિક્ષાપત્રી' નું અંગ્રેજી ભાષાંતર શ્રીજી મહારાજના ટુંકા જીવન વૃતાંત અને તત્વવિચાર સાથે. ભાઈ શ્રી મોહનલાલ રામજી આજગીયાએ લખી પ્રસિદ્ધ કર્યુ છે. જે દરેક સત્સંગી તેમજ ધર્મપ્રિય ભાઈએ વસાવવા જેવું છે. કી. રૂા. ૨ બે.

પત્રાંક - ૨

શ્રી હરિ જયતિ

સ્વામિનારાયણ મંદિર

અમદાવાદ, તા. ૯-૧૧-૬૧

આદરણી રાજકવિ માવદાનજી ભીમજીભાઈ રત્નુ કાલાવાડ

અત્ર કુશળ તત્રાસ્તુ

ચી. ભાઈશ્રી ભક્તિપ્રિયદાનજી દ્વારા આપકે તરફસે ''બ્રહ્મસંહિતા'' નામ ગ્રંથ મિલા હૈ, ઈસ ગ્રંથકે સંપાદન કરનેમેં આપને જો શ્રમ કિયા હૈ વહ અવર્ણનિય હૈ, કિતને હી રહસ્યમય અપ્રકાશિત વસ્તુઓકો પ્રાપ્ત આપને જો સત્સંગ સમાજકે સામને રખ દિયા હૈ. ઔર ઈસમેં સંભવિત કઠિનકતાઓકા સામના કરકે સત્સંગોત્કર્ષક સાથસાથ બ્રહ્મમુનિ અલૌકિક વ્યક્તિત્વકા પરિચય કરનેકી સરલ સામગ્રી ઉપસ્થિત કર દિયા હૈ, ઈસકે લિયે આપકી જીતની પ્રશંસા કી જાય વ થોડી હી હમારી દ્રાષ્ટસે હોગી, સનાતન ધર્મધૂરંધર ધર્મભાસ્કર આચાર્ય મહારાજશ્રી ખુદ યહ ગ્રંથ પઢકે પ્રસન્ન હો ઈસ ગ્રંથકી ૨૫) પચીસ પ્રત જલ્દી ભેજનેકા આદેશ દીયા હૈ, આજ દિન રૂા. ૫૦) એકસો પચાસ મનીઓર્ડર ભેજા હે, તો જલ્દી ભેજના,

ભગવાન શ્રી સહજાનંદસ્વામી આપકો દિધાર્યુષ દેકર આપકી શારિરીક ઔર માનસિક પુર્ણ સ્વસ્થા પ્રદાન કી. જીસસે ઈસ તરહકે જનકલ્યાણ કાર્ય આપકે દ્વારા ઔર ભી અનેક હો, એસી શુભ કામના હૈ.

ભવદિય,
દુર્ગાનાથ, ઝા. કા,
સપ્રેમ જય સ્વમિનારાયણ બાંચે.

-----

પત્રાંક - ૩

સ્વામિનારાયણ મંદિર

ભુજ (કચ્છ) તા. ૧૪-૧૧-૬૧

શકળ શુભોપમા યોગ્ય કવિરાજ માવદાનજીભાઈ ભી. રત્નુ કાલાવાડ

ભુજથી શાસ્ત્રી ધર્મજીવનદાસજીના સપ્રેમ જયશ્રી સ્વામિનારાયણ વાંચશો.



આપના પત્ર સાથે ''શ્રી બ્રહ્મસંહિતા'' નો ગ્રંથ મળ્યો, આ ''બ્રહ્મસંહિતા'' માં બ્રહ્મમુનિકૃત કાવ્યોનો સારો એવો સંગ્રહ થયો છે. તેમનું જીવન વૃતાંત પણ સારી રીતે આલેખાયેલું છે.વાંચીને સાક્ષરો તેમજ અલાપાભ્યાસીઓને પણ મનોરંજકતા જરૂર થયા વિના રહે નહિ આ પુસ્ત બહુજ સારૂ થયું છે. આપનો પુરૂષાર્થ સત્સંગમાં સફળતા પામ્યો છે.

આ ગ્રંથમાંથી ઉદ્ધવિય સંપ્રદાયી જનોને તેમજ અન્ય સંપ્રદાયીઓ તેમજ કાવ્ય કર્તાઓનું ઘણું જાણવા મળી શકે તેમ છે, આમાં સાહિત્યનો સંગ્રહ સારો છે, આ ગ્રંથ મેં સારી રીતે જોયો છે, શ્રીજી મહારાજની સમૃતિ પથમાં આપને શુભાશીર્વાદ આપું છું કે, આવી જાતનો આપનો પ્રયાસ સંપુર્ણ રીતે સફળતાને પામો. એજ -

લી. શાસ્ત્રી ધર્મજીવનદાસજીના સપ્રેમ

જય સ્વામિનારાયણ

-----

પત્રાંક ૪

શ્રી હરિ

ચરાડવા સ્વમિનારાયણ મંદિર

તા. ૩૦-૪-૬૧

શકલ ગુણ મહાશય પ. ભ. કવિરત્ન કવિરાજ માવદાનજી જોગ, કાલાવાડ.

આ ''બ્રહ્મસંહિતા'' લખવામાં તમોએ જે પરિશ્રમ લીધો છે તેના માટે સમગ્ર સંપ્રદાય આપનો રૂણી છે, તમારૂ લખાણ અને સાહિત્યનો સંગ્રહ જોઈ અમારૂ હૃદય અત્યંત પ્રફુલીત થાય છે, તમોએ આ જગતમાં જન્મી આપનું આપના વંશનું અમર નામ રાખ્યું છે, તેના માટે તમોને સોએસો ધન્યવાદ છે.

આપે આપનું આયુષ્ય તેમજ વિદ્વતા અને બુદ્ધિવળ સતસંગ અર્થે વાપરેલ છે તેમજ સારા જેવા મહાન કવિઓની ખામી ભવિષ્યમાં કોઈ પુરી પાડી શકે તેમ મને જણાતું નથી. આ બ્રહ્મસંહિતા વાંચ્યા પછી તમારા પ્રત્યે મને અનહદ પ્રેમ અને ઉંચી ભાવના પ્રગટ થયેલી છે, તમારો અને અમારો સબંધ શ્રીજી કૃપાથી છેલ્લી અવસ્થાએ થયો, જો પ્રથમથી આપણે સબંધમાં આવેલ હોય તો તમારા સાહિત્ય દ્વારા સત્સંગીઓમાં લાખો રૂપિયાની સેવા કરાવત અને આપના જેવા કવિરત્નની કિંમત અમો આંકી શકત અને અંકાવી શકત.

આપેં આપની તમન મન ધનની જે ફરજ બજાવી છે અને બજાવો છો તેવા સંપ્રસાદયના કવિ તરિકે વિરલ પુરૂષ કોઈકજ જન્મ આપેં શ્રીજી કૃપાથી અને મોટો સંતોના આશીર્વાદથી લોકમાં જન્મસેં લઈ આપનું કુળ તથા માત પિતાને ઉજવલ બનાવ્યા છે.

શ્રી સ્વામિનારાયણ ભગવાન સર્વોપરી છે તેવી સંપ્રદાયની છાપ તમે જામનગર, ભુજ, ભાવનગર, જુનાગઢ, ગોંડલ, પોરબંદર, મુંબઈ, સુરત, વડોદરા, લુણાવાડા, કરાંચી, ઈડર, જોધપુર, મારવાડ આદિ અનેક રાજ્યોનોમાં નિશંકપણે નિડરતાથી પાડી છે તે અવર્ણનિય છે.

શ્રીજી મહારાજે આપના દ્વારા બ્રહ્મસંહિતા લખવાનું ઉત્તમ કાર્ય કરાવવાનું હોવાથી બુદ્ધિ અને આયુષ આપતા આપે પણ અતિ ઉત્સાહથી અતિ ઉત્તમ સાહિત્યથી બ્રહ્મસંહિતા દ્વારા પ્રસિદ્ધ કર્યુ તેથી હજારો સંતો હરિભક્તો વિદ્વાવાનો વગેરે વાંચીને કદર કરશે, આવો નંદપંકિત સદગુઓનો આવો અપૂર્વ ગ્રંથ ભાગ્યે જ બહાર પડયો હશે, તે વાંચી અમારા અમારો આત્મા પ્રફુલિત થાય છે, શ્રી બ્રહ્મસંહિતા ખરેખર બહ્મ સંહિતાજ છે, જેવાંચતા આત્મશાન્તિ થાય છે.

શ્રીજી આપને તંદુરસ્તી સાથે દીર્ઘાયુષ આપે અને આવા સત્સંગના અનેક સાહિત્યો પ્રસિદ્ધ કરો તેવા અમારા અંતઃકરણ પૂર્વક શુભાશીર્વાધ છે. એજ

મુ. ચરાડવા — લી. શાસ્ત્રી ગોપાલચરણદાસજીના

જય સ્વામિનારાયણ

-----

પત્રાંક ૫ — હરિ

પુરાણી હરિપ્રસાદજી સ્વામી

ગઢપુર વસંતપંચમી સા. ૨૦૧૮

સત્સંગ સેવા પરાયણ સત્સંગ શીરોમણી પ. ભ. રાજકવિ માવદાનજીભાઈ રત્નુ પ્રતિ – કાલાવાડ.



વિ. આપશ્રીએ ''બ્રહ્મસંહિતા'' નું પુસ્તક પ. ભ. શ્રી જબરદાનભાઈ સાથે મોકલ્યું તે વાંચી અતિ આનંદ થયો છે, આપેં ઘણા જ પ્રયાસથી આ બ્રહ્મસંહિતાનો વિસ્તૃત ગ્રંથ રચિને ફોટાઓ સાથે છપાવી પ્રસિદ્ધ કર્યો છે– તે આપે સંપ્રદાયની અમુલ્ય સેવા કરી છે.

સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીનું જીવન વૃતાંત તથા તેમણે જે જે પ્રસંગે શ્રીજીનું પ્રસન્ન કરવા માટે જે જે કાવ્ય કિર્તનો કર્યા છે તેનું જ્ઞાન આ ગ્રંથ વાંચવાથી થઈ શકે છે. આપેં સત્સંગ સમાજને આ ગ્રંથની ભેટ આપી છે, તે આપનું અમુલ્ય સંભારણું કાયમ રહેશે એક કવિ એ કહ્યું છે કે :–

॥ દોહા ॥

દાતાને કવિકો દીયા, કવિને દીયા ઉડાય ॥

કવિને દાતાકો દીયા, સો જાતે જાુગ ન જાય ॥ ૧ ॥

તે પ્રમાણે રાજાઓએં આપને પારિતોષિકો કાયમ રહેશે નહિં પરંતુ આપશ્રીએ આ ગ્રંથ રચિને રાજાધિરાજ શ્રી સ્વામિનારાયણને ભગવાનની જે સેવા કરી છે તે અખંડ (યાવતચંદ્ર દિવાકરો) રહેશે, અને શ્રીજી મહારાજ પ્રસન્ન થઈને આપશ્રીને મોક્ષ રૂપ અવિનાશી પારિતોષિક આપી અક્ષરધામમાં અખંડ પોતાની સેવામાં રાખશે તેમજ શ્રી સખા સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામિ તથા મુક્ત સંતો તથા સર્વ હરિ ભક્તો આપશ્રીને શુભાશીર્વાદો આપશે.

આપશ્રીએ શ્રીજી મહિમાના તથા મૂર્તિના જે કિર્તનો કર્યા છે, તેમાં ગાનાર અને શ્રવણ કરનારની સામે મૂર્તિ ખડી થઈ જાય એવો આપના કાવ્યનો પ્રભાવ છે, જે કવિને જેવો પ્રેમ, જેવો મહિમા, જેવી ભાવના હોય તે, તેના કાવ્ય જણાઈ આવે છે.

આપના પિતા પ. ભ. મુક્તરાજ રાજકવિ ભીમજીભાઈએ માથા સાટે સત્સંગ રાખીને સત્સંગની ઘણી સેવા કરી છેઃ– અને તેનો વારસો તેમણે આપનેં સોંપ્યો, તેનું આપશ્રીએ બરાબર સંભાળ્યો અને તેમના જેમ સત્સંગની ઘણી સેવા કરી છે.

અમો પરમ કૃપાળુ મહારાજ પાસે પ્રાર્થના કરીએ છીએ કે, આપના પુત્ર પૌત્રાદિક વારસદારોને કુટુંબને આપના કુટુંબને આપના જેવું શ્રીહરિનું નિશ્ચયનું તથા સતસંગની સેવા કરવાનું બળ આપે એજ. લી.

લી. – પુરાણી હરિપ્રિયદાસજી

ના જય સ્વામિનારાયણ

પત્રાંક ૬ શ્રી હિર

મુખ્ય કોઠારી

વટતાલ તા. ૧૭-૨-૬૨

પ. ભ. રાજકવિ માવદાનજી ભી. રત્નુ કાલાવાડ,

વડતાલથી કોઠારી શાસ્ત્રી હરિબલદાસજી ના શુભેચ્છા પૂર્વક જય સ્વામિનારાયણ વિ. આપે મોકલેલ ''શ્રી બ્રહ્મસંહિતા'' મને મળી છે, કામકાજ વ્યવસાયમાં સાધારાણ દ્રષ્ટિ ફેરવી વિહંગાવલોકન કરતા એકંદરે મને તે પુસ્તક સારૂ અને જરૂરી જણાયું છે. સત્સંગીઓ અને અન્ય લોકોને તેનાથી ઘણી પ્રેરણા મળી રહેશે. અને પુસ્તકો લાઈબ્રેરી માટે જે મોકલેલ છે. તે ત્યાં મુકાશે. ધ. ધુ. મહારાજશ્રી અત્રે બીરાજે છે અને ગામડે પધારવાનો વિચાર કરે છે પણ શ્રીજીની ઈચ્છા અને ત્યાં સહુને જય સ્વામિનારાયણ કહેશો દા. પોતાના

-------

પત્રાંક - ૭

શ્રી સત્યભામા સ્વામી સદા સેવ્ય સ્મરતા યશ્ચ

(ગાદીસ્થ બ્ર. શ્રી બાલકૃષ્ણલાલજી મહારાજ)

(ઉર્ફે શાસ્ત્રી બાલકૃષ્ણાનંદજી બ્રહ્મચારી મુ. બેટ (દ્વારિકા)

હરિ ભક્ત શિરોમણી રાજકવિશ્રી માવદાનજીભાઈ રત્નુ કાલાવાડ

આપના તરફથી મળેલ ઉત્તમ ગ્રંથ શ્રી ''શ્રી બ્રહ્મસંહિતા'' વાંચી ચિત અતિ અતિ પ્રસન્ન થયું. વાંચતાંજ શ્રીજી શ્રી બ્રહ્મમુનિસંતો નજરે આગળ ખડા થાય તેવી સુદંર ગ્રંથ ગુથણી છે.

અમો અમદાવાદ શ્રી નરનારાયણ દેવની દરવાજા ઉપરની પાઠશાળામાં જ્યારે અભ્યાસ કરતા ત્યારે મુક્ત રાજશ્રી કેશરભક્તે અમારી ખૂબ સંભાળ રાખેલી ત્યારથી તેમની મુક્તતાનો અમોને અનુભવ છે. તેમની તમોને પ્રેરણા મળી તે દિવ્ય પ્રેરણા છે. અને વિધ્વતા પૂર્ણ તમારો સંગ્રહ અને રચના છે. આ ગ્રંથ અમોને સર્વાશે પૂર્ણ જણાયો છે. વાર્તાઓમાં કરેલ ઉલ્લેખો રસપ્રદ છે. તેવોજ ફોટાઓનો સંગ્રહ છે આ સેવાથી શ્રીજી સંતો તથા સમગ્ર સત્સંગી બહુજ રાજી થયા હશે. તેમ અણારૂ માનવું છે. અસ્તુ.

લી. બ્ર. શ્રી બાલકૃષ્ણલાલજી મહારાજ

અધિકારી શ્રી સત્યભામાનું મંદિર - બેટ



પત્રાંક - ૮ ''શ્રીજી''

શાસ્ત્રી નારાયણચરણદાસજી

ગઢપુર તા. ૫-૧૦-૬૪

સર્વશુભ સદગુરૂ સંપન્ન શ્રીજી મહારાજના પરમ એકાંતિક ભક્તરાજ રાજકવિ રા. રા. શ્રી માવદાનજીભાઈ કાલાવાડ,

ગઢપુર લી. શા. નારાયણચરણદાસજીના સ્નેહથી જયશ્રી સ્વામિનારાયણ વાંચશોજી વ઼િ. વિ. જે આપે પ્રસિદ્ધ કરેલ ''બ્રહ્મસંહિતા'' પુસ્તક બહુજ સંપ્રદાયોપયોગી સર્વ જીવ હિતાવહ છે. તેની બે કોપી અમારા માટે ખાસ જરૂરી હોવાથી વી. પી. થી મોકલજો બે ન હોય તો એક જરૂર મોકલજો અને કદાચ થઈ રહી હોય તો વળતી ટપાલે જવાબ લખજો.

સરનામું
શાસ્ત્રી નારાયણચરણદાસજી
ગોપીનાથજીનું મંદિર
મુ. ગઢડા (સ્વમિનારાયણના)
(વાયા-નિંગાળા)

લી. આજ્ઞાથી
વિશ્નુપ્રસાદના જય શ્રી
સ્વામિનારાયણ વાંચજો

-----

ૃહસ્થ હરિભક્તોના પત્રો

પત્રાંક - ૯ ૫. ભ. મોહનલાલ મનજી ગોવામલ ચૌહાણ

સેન્ટ્રલ - કુજામા કોલિયારી

પો. ઝરીઆ (ધનબાદ) તા. ૨૨-૭-૬૧

પરમ પૂજ્ય પ. ભ. પરમ પવિત્ર પરમ એકાંતિક પૂજ્યપાદ સત્સંગ શિરોમણી, રાજકવિ માવદાનજીભાઈની પવિત્ર સેવામાં.. મુ. કાલાવાડ

વિ. વિ. જે, નટવરલાલના કહ્યા મુજબ આપના તરફથી પ્રસિદ્ધ થયેલ ''શ્રી બ્રહ્મસંહિતા'' ના પુસ્તકો પાંચ મોકલાવેલ તે બરાબર મળ્યા છે, પ. પૂજ્ય મુક્તરાજશ્રી કેશરભક્તશ્રીએ બહુજ જરૂરનું અને અથાગ પરિશ્રમ લઈને જે માહિતી ઈતિહાસ ભેળો કરેલ તે તેઓની વૃદ્ધાવસ્થાને લઈને તેમનું પ્રટ કરવા માટે આપેલ અને આપશ્રીએ પણ બહૂજ પરિશ્રમ લઈને શુદ્ધ

ગુજરાતી ભાષામાં સાધારણ લોકો પણ વાંચી સમજી શકે તેવી રિતે સંશોધન કરેલ છે તે ''ન ફઊતો ન ભવિષ્ય'' જેવું થયું છે, અને પૂજ્ય અક્ષર મૂર્તિ શ્રી બ્રહ્માનંદસ્વામી કેવા હતા ? અને સત્સંગનો તે વખતે પાયો નખાતો હતો. તે શ્રીજીના સખા કહેવાતા તેને કેટકેટલા દુઃખો સહન કરીને સત્સંગ વધારવામાં અને સાહિત્યની જે મહોમોંઘી સેવા કરી છે, જે પૂજ્ય સ્વામીશ્રીને સત્સંગ કેમ વધે અને સારૂ દેખાય તેજ અખંડ ઝખના ને તમન્ના હતી, તેમને લાખો કરોડો વંદન હજો, તે સમયના શ્રીજીના નંદસંતોને અને પૂજ્ય કેસરભક્તરાજને અને આપશ્રીને પણ આજે સત્સંગનો ઈતિહાસ છાપ્યો છે તે બદલ કોટીશ ધન્યવાદ સાથે વંદન છે, અને શ્રીજી મહારાજ હજી વિષેશ પ્રેરણા આપે ને સત્સંગનું સાહિત્ય વધુ પ્રગટ કરો તેવી પ્રાર્થના છે, બીજું ''શ્રી બ્રહ્મસંહિતા'' ની પ્રતો હજી વધારે ૬, છ વી. પી. થી તુરત મોકલજો એજ વિનંતી.

લી. હરિદાસાનુદાસ,

મોહનલાલ મનજી ચૌહાણના સાષ્ટાંગ દંડવત પ્રણામ સહિત

સ્નેહપૂર્વક જયશ્રી સ્વામિનારાયણ વાંચશો.

-----

પત્રાંક-૧૦ પ. ભ. શ્રીમાન શેઠશ્રી કલ્યાણજીભાઈ

કરમશી દામજી જે. પી.

૫, કુરલા રોડ અંધેરી મુંબઈ -૫૮.

તા. ૨૭-૧૧-૬૧

શ્રીજીના લાડીલા પ. ભ. કવિરાજશ્રી માવદાનજીભાઈ, કાલાવાડ

આપેં મોકલેલ ''બ્રહ્મસંહિતા'' વાંચીને મેં ઘણોજ આનંદ અનુભવ્યો છે, આપે સત્સંગની બહુજ ઉત્તમ સેવા કરી છે, શ્રીજી મહારાજના પરમ સખા શિઘ્રકવિ અને શ્રીજી સાથે સદાય રહેતા સદગુરૂ સ્વામી શ્રી બ્રહ્માનંદજીનું જીવન ચરિત્ર જેવું તમે લખ્યું છે, તેવું હજી સુધી લખાયું નથી. તેમાં કેટલીક લાક્ષણિક કૃતિઓ છે, સ્વામીશ્રીના જીવન દરમ્યાન શ્રીજી મહારાજ સાથેના કેવા કેવા પ્રસંગોએ તેમણે શ્રીજીને ઉદેશી કીર્તનો કર્યા છે, તે ખરેખર એક ઈતિહાસ ઉભો કરે છે.

સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી એક અદ્વિતિય અજોડ કવિ હતા, કે જેમણે દરેક જાતના છંદોમાં કવિતા, ગીતો તથા કાવ્યો રચ્યાં છે. આજે તેમના છંદો તો ગુજરાત કાવ્ય સાહિત્યમાં વિશેષ ધ્યાન



ખેંચે છે, આજ સુધિમાં તેમના જેવા છંદો કાવ્યો બનાવનાર કવિઓ થયા નથી એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

આવા આપણા શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના એક મહાન કવિનું જીવનચરિત્ર તમેં ઘણાજ ખંતથી સંશોધન કરી વિશિષ્ટ પ્રકારે લખ્યું તે માટે આપને ખરેજ ધન્યવાદ છે. એજ અરજ

લી. કલ્યાણજી કરમશીના જયશ્રી સ્વામિનારાયણ

----

પ્રત્રાંક - ૧૧ બ. ભ. શ્રી ચુનીલાલ તુલસીદાસ જર્મનશિલ્વરવાળા

૧૩૬, કંસારા ચાલ, કાલબાદેવી રોડ, મુંબઈ-૨ તા. ૬-૪-૬૩

પ. ભ. એકાંતિક ભાઈ શ્રી માવદાનજી મુ. જામનગર

જત ''બ્રહ્મસંહિતા'' પુસ્તકમાં આપે અતિશય પરિશ્રમ કર્યો છે, અને મુળી મંદિર માટે પત્થરની ખાણ શ્રીજી મહારાજે દર્શન દઈને બતાવી તથા ''બ્રહ્મકુંડ'' પાણીની વાવ્ય બતાવી તે વિષે આપે કવિત કર્યા છે; તે વાંચી મને બહુજ આનંદ થયો છે. એ શિવાય બીજા બધા પ્રસંગો - વાંચી ગયો છું. તેમા પણ વિશેષ આનંદ થયો છે.

આપને શ્રીજી મહારાજ અતિશય પ્રસન્ન થશે, અને બીજો ભાગ (બીજી આવૃતિ) પણ આ પ્રમાણે જ થશે. એજ વિનંતી આજે રૂા. ૨૫ પચ્ચીસનું મની ઓર્ડર મોકલેલ છે તે સ્વિકારી લેશો.

લી. ચુનીલાલ તુલશીદાસના જય સ્વામિનારાયણ

----

પત્રાંક - ૧૨ પ. ભ. શ્રી માણેકલાલ રાયજીભાઈ ત્રિવેદી

અમદાવાદ. તા. ૨૭-૧૦-૬૧

પ. ભ. પરમસ્નેહી ભક્તરાજ કવિશ્રી માવદાનજીભાઈ કાલાવાડ આપના તરફથી ''બ્રહ્મસંહિતા'' નું પુસ્તક મળ્યું આ પુસ્તક પ્રસિદ્ધ કરીને આપેં સમગ્ર સંપ્રદાય અને ખાસ કરીને અમદાવાદ (નરનારાયણ) દેશ ઉપર મહાન ઉપકાર કર્યો છે.

શ્રી બ્રહ્મમુનિ શ્રી હરિના ભુજ સમાન અને અમદાવાદ દેશના પ્રાણ સમાન છે, તેમનો પૂર્વ ઈતિહાસ અધ્યાપિ પર્યત આપી

સવિસ્તર રીતે કોઈના જાણવામાં ભાગ્યેજ હશે. અને જ્યાં સુધી પર્વ પીઠીકા જાણવામાં ન આવે ત્યાં સુધી આવા અદ્વિતિય-મહાત્મા નો સંપૂર્ણ મહિમાન સમજાય, આપે આ ખોટ પુરી પાડીછે શ્રી બ્રહ્માનંદસ્વામી 'વચનામૃત' ગ્રંથના સંપાદક પૈકી હતા કે કેમ ? તે વિવાદગ્રસ્ત વિષય નો પણ આપેં દલીલ સાથે યોગ્ય ખુલાસો કર્યો છે. ભાષા ઘણીજ લોકભાગ્ય છે. અનેં આપેં ગ્રંથ બહાર બાડીને શ્રી બ્રહ્મમુનિ તથા કેસરભક્ત પ્રત્યેનું રૂણ સંપૂર્ણ અદા કર્યુ છે. શ્રીજી આપને તંદુરસ્તી સાથે દીર્ઘાયુ રાખે. પૂજ્ય બાપાલાલભાઈ કુશળ છે. અને આપને જયશ્રી સ્વામિનારાયણ લખાવી ધન્યવાદ પાઠવે છે. તેઓ આ ગ્રંથ વાંચીને ઘણાજ પ્રસન્ન થયા છે. એજ,

લી. સેવક માણેકલાલ રાયજીભાઈ ત્રિવેદીના

જયશ્રી સ્વામિનારાયણ

---

પત્રાંક-૧૩ પ. ભ. ચીમનલાલ - ડી - સ્વામિનારાયણ

એલ. એલ. બી. એડવોકેટ-ભગાતળાવ ભાવનગર

તા. ૧૩-૮- તથા ૨-૧૧-૧૯૬૧

પૂજ્ય વંદનિય કવિરાજ માવદાનજીભાઈની સેવામાં કાલાવાડ

મે વિ. પિ થી મંગાવેલ ''બ્રહ્મસંહિતા'' વાંચતાં મારા અંતઃકરણના ઘણાજ રંગો બદલાઈ ગયા છે. શ્રી બ્રહ્માનંદસ્વામિ ને વિષે મારે અસાધારણ હેત થયું છે. મને તો એમ લાગે છે કે, આપની આ સેવાથી શ્રી સ્વામિનારાયણ ભગવાન તથા શ્રી બ્રહ્માનંદસ્વામિ એટલા બધા રાજી થઈ ગયા હશે કે આપને જરૂર દર્શન દેતા હશે...

હું થોડા દિવસ પહેલાં મારા વતનમાં બોટાદ ગયો ત્યારે ત્યાંના મંદિરમાં રવીદ્વાર હોવાથી સવારની સભામાં મેં. ૧ાા કલાક બ્રહ્મસંહિતામાંથી મુનિબાવાનું આખ્યાન વાંચ્યું હતું. સભામાં સઘળાં સંત હરિભક્તો બહુજ રાજી થયા હતા. અને સહુ કહેવા લાગ્યા કે શ્રી બ્રહ્મમુનિ મહાન શ્રી મુનિબાવા મહાન-તેના કરતા તેને શબ્દ ચિત્રમાં લાવી દુનિઆ સમક્ષ રજુ કરનાર ભક્ત કવિ માવદાનજી પણ મહાન કારણ કે અત્યાર સુધી કોઈએં સ્વામિનું



આવું સાહિત્ય બહાર લાવી શક્યા નથી.'' આપ ઉપર ખરેખર શ્રી બ્રહ્મમુનિ અને શ્રીજી મહારાજ રાજીજ હશે જ, અને વધુ રાજી થશે તેમ મને તો થયા કરે છે.

''શ્રી બ્રહ્મસંહિતા'' ની પ્રતો-૨૫ ) પચ્ચીસ પ. ભ. શ્રી જબરદાનભાઈ ગઢપુર આવે તેના સાથે તુરત મોકલજો કે તેની કિંમત તેઓશ્રીને ત્યાંજ આપી દઈશ. એજ વિનંતી.

શ્રી. વકીલ - ચીમનલાલના જયસ્વામિનારાયણ

-------

પત્રાંક - ૧૪ પ. ભ. ડૉક્ટર બી. એમ. દવે

બેઈલ બજાર જુના કુર્લા, મુંબઈ - ૭૦ તા. ૧૫-૮-૬૧

શ્રીજીના લાડીલા રાજકવિ શ્રી માવદાનજીભાઈ કાલાવાડ

આપની લખેલી ''બ્રહ્મસંહિતા'' મેં વિ. પી. થી મંગાવેલ હતી તે વાંચી-આ ગ્રંથની ભાષા શૈલી લોકભાગ્ય-હોવાથી જે પ્રકરણ વાંચવું રસપ્રદ શરૂ કરીએ છીએં તે પ્રકરણ પુરૂં વાચ્યા વગર ચાલે નહિં તેવું રસપ્રદ અને પ્રિય છે. આપેં તે લખવામાં અથાગ મહેનત લીધી છે. આપે શ્રીજી સાહિત્યના ક્ષેત્રે અમુલ્ય સેવા કરી છે. મહારાજ શ્રી આપને સદા સુખી અને નિરોગી રાખે તેવી પ્રાર્થના છે.

સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીનું જીવન ચરિત્ર વાંચીને મહારાજશ્રીના વખતો જમાનો આપણી સામે તાદ્રષ્ય ખડો થાય છે એ પણ આપણા સદભાગ્ય ગણાય. અને તેનો પુરેપુરો યશ આપશ્રીને ફાળે જાય છે. એજ

લી. ડૉ. બી. એમ. દવેના જય શ્રી સ્વામિનારાયણ વાંચશોજી.

--------

પત્રાંક - ૧૫ પ. ભ. શ્રી રમલાલ છોટાલાલ ગાંધી

(રીયાયર્ડ ડેપ્યુટી કલેક્ટર)

પ્રભુ નિવાસ બ્લોક-૧૭, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ-૪

તા. ૧૩-૩-૬૩

પરમ ભગવદિય શ્રી હરિના અનન્ય ઉપાસક

નિમિત માત્રના ગૃહસ્થ અક્ષર સ્વરૂપ મહાકવિરાજ

શ્રી માવદાનજીભાઈની સેવામાં-કાલાવાડ

લી. સેવક ચર્ણરજ રમણલાલ છોટાલાલ ગાંધીના અતિ હેત સહિત જયશ્રી સ્વામિનારાયણ વાંચશોજી.

વિ. હાલમાં આપ નો સંપાદિત ગ્રંથ, ''બ્રહ્મસંહિતા'' વાંચી મને અપૂર્વ આનંદ થયો છે આપેં સત્સંગની તથા સદગુરૂ બ્રહ્માનંદસ્વામીની તથા તે દ્વારા શ્રીહરિની અપૂર્વ સેવા કરી છે કાવ્ય કીર્તનથી શ્રીજી સ્વરૂપનો જેવો નિશ્ચય આત્મામાં થાય છે. તેવો બીજા કશાથી થતો નથી. મહાત્મજ્ઞાનયુક્ત ભક્તિનું અમોધ સાધન બ્રહ્મમુનિના જેવા કાવ્ય કિર્તનોજ છે. બ્રહ્માનંદસ્વામી ના જીવન ચરિત્રનું જ્ઞાન જેવું આ ગ્રંથમાં મળે છે. તેવું બીજે ક્યાંયથી મળતું નથી શ્રીજીના સખાનું સ્વરૂપ આપેં યથાર્થ રીતે ગ્રંથ મૂર્તિમાન કર્યુ છે. આપ જેવા શક્તિશાળી આવું સુંદર સંપાદન કાર્ય કરી શચો.

આપના ઉપર શ્રીજીનો અને સમગ્ર સત્સંગનો સૌ અંગોનો સંપૂર્ણ રાજીપો છે. અને તેનો અંતર સંતોષ શ્રીજી આપને આપશે. આ ગ્રંથનું આમુખ પણ પ. ભ. શ્રી મોહનલાલભાઈ રામજીભાઈ અજાગીઆએ અતિ સુંદર લખ્યું છે મારા તેઓને અભિનંદન પાઠવશો. અને આપશ્રી સ્વિકારી ઉપકૃત કરશોજી એજ,

લી. રમણલાલ છોટાલાલ ગાંધી

રીટાયર્ડ ડેપ્યુટી કલેક્ટરના જયશ્રી સ્વામિનારાયણ વાંચશોજી

-----

પત્રાંક - ૧૬

પ. ભ. રમણલાલ અંબાલાલ ભટ્ટ

નારાયણ નિવાસ-નાગરવાડો

મુ. લુણાવાડા - વાયા- વોધરા

તા. ૨૯-૧૨-૬૧

શ્રીહરિ તથા તેમના લાડીલા ભક્તોના કૃપાપાત્ર સત્સંગ સેવા નારાયણ સત્સંગની પ્રાણસભા ભક્તરાજ પરમ ભગવદિય પરમ



એકાંતિક સત અસતના વિવેકી પરમ હેતવાળા કવિરાજ માવદાનજીભાઈ પ્રત્યે, મુ. કાલાવાડ.

વિ. આપના તરફથી મહાન કીંમતી ભેટ શ્રી ''બ્રહ્મસંહિતા'' ની મળી તેનો ઘણાજ આભાર સહિત સ્વિકાર કરૂં છું. આવતા વેંતજ તેને વાંચવા મંડી પડયો છું. અમારા ગામમાં (લુણાવાડામાં) સદગુરૂ બ્રહ્માનંદસ્વામીનું પધાર્યાનું લખાણ અમાંજ પહેલવહેલું વાંચ્યું વાંચીને ઘણોજ આનંદ થયો છે. આપેં તે સદગુરૂ શ્રી ભૂમાનંદસ્વામીની વાતોમાંથી તેનું અવતરણ લીધું છે. તો તે વાતો મારે વાંચવા ઈચ્છા છે તો તે ક્યાંથી વાંચવા મળશે ? તે જણાવવા કૃપા કરશોજી. આ ગ્રંથ વાચ્યા પછી મને એમ થયું કે, અત્યાર સુધી બહાર પડેલા સાહિત્યમાં આ સાહિત્ય બહાર પાડવામાં સંશોધન કરવામાં વસ્તુ મેળવવામાં અને તે ગોઠવવામાં આપે જે શ્રમ લીધો છે. તેવો શ્રમ કોઈએ લીધો નથી. એટલે સંશોધન પૂર્વકનું પુસ્તક હોય તો તે આજ છે. વળી તેની કિંમત પણ પડતર કીમતથી એ ઓછી માત્ર રૂા. ૬   છ રાખી સત્સંગનો સાધારણ વર્ગ પણ ખરીદી શકે તેવી સેવા કરી છે.

આ ગ્રંથમાં ચારિત્ર નાયકને લગતું સર્વ પ્રકારનું સાહિત્ય સામગ્રી આમાં બરાબર યોગ્ય સ્થાને ગોઠવાઈ છે. અને એ રીતે તમે સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીની મહાન સેવા કરી છે અને તેમના પ્રત્યેનું રૂણ અદા કર્યુ છે.

હજી ઘણું રૂણ બાકી છે. તે તમારે હાથે જ ચુકવવાનું છે.

(૧) ''બ્રહ્માનંદ કાવ્ય'' આઠ હજાર પદોમાંથી જે માત્ર અઢી હજાર પદો જ છપાયાં છે અને તે પણ હાલમાં અપ્રાપ્ય છે-તો તેમાં વધારાનાં નવિન પદો મેળવી તેની ફરી આવૃતિ થાય તેવી જરૂર છે.

(૨) ''નિષ્કુળનંદ કાવ્ય'' ના ૨૧ ગ્રંથો એકજ ગ્રંથમાં પ્રસિદ્ધ થયા છે-અને જેમ મુક્તાનંદસ્વામીના તમામ ગ્રંથો એકજ ગ્રંથમાં પ્રસિદ્ધ થયા છે. તેમજ સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીના હિન્દી ગુજરાતી કાવ્યોના સર્વ ગ્રંથ એક જ ગ્રંથમાં તૈયાર થાય એ ખાસ જરૂરનું છે. અને એ કામ તમારા હાથે જ તૈયાર થાય તેવી શ્રીજી પાસે મારી પ્રાર્થના છે.

(૩) + આ બ્રહ્મસંહિતાની પ્રથમાવૃતિ બહુજ ઓછી માત્ર ૫૦૦ પ્રતો, છપાણી- પણ હવે બીજી આવૃતિ યોગ્ય સુધારા વધારા સાથે બે ત્રણ પ્રતો

હજારો પ્રતો છપાય અને સસ્તી અપાય તો સત્સંગને ઘણોજ સાહિત્યનો લાભ થાય.

શ્રીજી તમોનેં તંદુરસ્તી સાથે દીર્ઘાયુષ આપે અને સાહિત્ય સેવા ખૂબ કરો- એજ શુભાશિર્વાદ છે-શ્રી શાન્તિલાલભાઈના જય સ્વામિનારાયણ વાંચશો એજ વિ.

લી. રમણલાલ એ. ભટ્ટના જય સ્વામિનારાયણ

------

પત્રાંક - ૧૭ પ. ભ. શ્રી ડૉ. મનહરલાલ ન્હાનાલાલ કવિ

એમ. બી. બી. એસ.

કવિ ન્હાનાલાલ રોડ-એલીસ બ્રિજ

અમદાવાદ, તા. ૧૨-૨-૬૨

મુરબ્બી શ્રી માવદાનભાઈ કાલાવાડ

આપે મોકલેલ ''બ્રહ્મસંહિતા'' ગ્રંથ હું સારી રીતે વાંચી ગયો છું. તેમાં પ્રકરણોની ગોઠવણી પ્રસંગો પ્રસંગોની સ્વામીના કીર્તનો તથા અર્થ વિસ્તાર સાથે આપેલી છે તે સામાન્ય જનતા ને બહુજ ઉપયોગી અને માર્ગદર્શક થૈ પડે તેવા છે. સદગુરૂ બ્રહ્માનંદસ્વામી આપણા સંપ્રદાયમાં સૂર્ય સમાન હતા એટલું જ નહિ પરંતુ ગુજરાતી સાહિત્યમાં પણ તેઓ સૂર્ય સમાન હતા. ગુજરાતી સાહિત્યમાં તેમનું સ્થાન ખરેખર અદ્વિતિય છે. આવા મુક્ત પુરૂષનું જીવન ચરિત્ર લખી તમેં જે સંપ્રદાયની અનુપમ સેવા કરી છે. તેના માટે ગુજરાત સદાય આપનું રૂણી રહેશે એમ લાગે છે.

એ ગ્રંથ સંપાદન કરવામાં આપે જે પરિશ્રમ લીધો છે-અને સંશોધન કર્યુ છે તેને માટે આપને ખરેખર જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે.

મ્હારી એ ગ્રંથની પ્રશસ્તિ નો દીવો લઈને સૂર્ય ને ઓળખાવવા બરાબર છે. ખરેખર એ ગ્રંથ સ્વામિનારાયણ સંપ્રદાયને નહિ પણ ગુજરાતી સાહિત્યમાં પણ ચિરંજીવ રહેવા સર્જાયેલ છે.

આપની સલાહ અનુસાર શ્રી નરનારાયણ દેવના દર્શન અને ચિંતનનો મારી યથાશક્તિ લાભ લઉં છું.

(+) ઉપરના ત્રણે સંકલ્પો શ્રીજીએ સિધ્ધ કર્યો છે. ભક્તોના શુભ સંકલ્પો શ્રીજી સત્ય કરે છે તે એક પરચો છે, ૧૪૯



મારો અને આપનો ત્રણ પેઢીનો સબંધ આ ગ્રંથ વાંચતા તાજો થયો છે. આહીં આવો ત્યારે જરૂર મળજો. મ્હારા પૂજ્ય બાપુજી (ન્હાનાલાલ કવિ) આજ હૈયાતતો આ ગ્રંથ વાચી ઘણાજ પ્રસન્ન થાત અને તેના વિષે ઘણો જ ઉત્તમ રિવ્યું લખી શકત એજ કામકાજ લખજો.

લી. મનોહર ન્હાનાલાલ કવિના જયશ્રી સ્વામિનારાયણ

-----

પત્રાંક - ૧૮ પ. ભ. શ્રી મનસુખલાલ મુળજીભાઈ મહેતા

બી.એ. ઓનર્સ, એલ. એલ. બી.

રીટાયર્ડ ડેપ્યુટી રજીસ્ટાર અને ડેપ્યુટી ડાયરેકટર

ઈન્ડસ્ટ્રીઝ કો-ઓ. સોસાયટી, તારા મહાલ, આંબાવાડી,

ઉમેશ કવિ-કૃષ્ણનગર, ભાવનગર તા. ૪-૧૨-૬૧

પ. ભ. કવિરાજ શ્રી માવદાનજીભાઈ કાલાવાડ

''બ્રહ્મસંહિતા'' ની કૃતિથી આપેં અને સત્સંગીઓને ''બ્રહ્મસુત્ર'' થી જે જ્ઞાન સંતોષ પ્રાપ્ત થાય તે કરતા શ્રધ્ધા, અવ્યક્ત તત્વને પ્રત્યક્ષજ્ઞાન અર્પે છે. તેથી આપશ્રીને મ્હારા હૃદયના કોટા ને કોટી અભિનંદન. શ્રીજી મહારાજની અનહદ કૃપા અને રાજીપો સંપાદન કરી કૃત કૃત થયા છો. સત્સંગનો સર્વોત્તમ ગ્રંથ મને લાગ્યો છે. ''શ્રી બ્રહ્મસંહિતા'' ની એક પ્રત મને ઉપરના શિરનામે વી. પી. દ્વારા મોકલી આભારી કરશો.

લી. મનસુખલાલ મુળજીભાઈ મહેતાના ઘણાજ સ્નેહથી

જય શ્રી સ્વામિનારાયણ વાંચશો.

----

પત્રાંક - ૧૯ પ. ભ. જાડેજા શ્રી વેરૂભા વખતસિંહજી

સમઢીયાળા (જિ. રાજકોટ) તા. ૫-૧૨-૬૩

સત્સંગ ભૂષણ શ્રીજીના લાડિલા રાજકવિશ્રી માવદાનજીભાઈ કાલાવાડ

આપે લખેલું ''બ્રહ્મસંહિતા'' હું ઘણા જ રસપૂર્વક વાંચ્યુ છું. ભાઈશ્રી તમારી સત્સંગ સાહિત્યની અપૂર્વ સેવા છે કે- જે સત્સંગના ઈતિહાસમાં

સૂવર્ણ અક્ષરથી લખાશે. તેમાંયે ભવિષ્યની પ્રજા તમોને ઘણા ઘણા ધન્યવાદ આપશે. શ્રીજી મહારાજના સમયમાં સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી દેવકુળમાં હતા- વર્તમાન કાળમાં સત્સંગ પરાયણ દેવકૂળમાં અત્યારે મહાકવિ તમારા જેવો કોઈ નથી. તમો મહાકવિરાજ હોવાથી મોટા મોટા રાજા મહારાજા ઓ તમને ઘેર બેઠા વર્ષાસનો આપે છે એટલે મારા જેવા ધરધણી બરદાસ ન કરી શકે પણ હાથ જોડી વિનંતી કરૂં છું કે આ તરફ આપ એકવાર પધારો તો હું મારી યથાશક્તિ હાથ જોડી બનતી સેવા કરૂં તો જરૂર પધારવા વિનંતી છે.

લી. જાડેજા વેરૂભાના ઝાંઝા સ્નેહથી જયશ્રી સ્વામિનારાયણ વાંચશોજી

-------

પત્રાંક - ૨૦ ૫. ભ. અમીચંદ જેઠાભાઈ ગાંધી

પી. ઓ. બોકસ - ૧૭૬૭

મોમ્બાસા (આફ્રિકા)

તા. ૭-૪-૬૪

૫. ભ. રાજકવિ-માવદાનજીભાઈ કાલાવાડ

આપનું ‘‘બ્રહ્મસંહિતા’’ પુસ્ત એક અનુપમ ગ્રંથ છે. વાચતાં વાંચતા જાણે બીલકુલ મુકીએ નહિં એવું થાય છે. આજ દિન સુધીમાં હું બે ત્રણ વાર પાઠ કરી ગયો છું. છતાં સંતોષ થયો નથી એ પાઠ ચાલુ જ છે તેનો બીજો ભાગ પ્રસિદ્ધ થાય તો એક કોપી મને જરૂર મોકલી આપજો. અગાઉથી કિંમત નક્કી થાય તો મને લખજો એટલે આપીશ જરૂર મોકલજો.

એજ વિ. લી. સેવક અમીચંદ જેઠા ગાંધીના

જય સ્વામિનારાયણ વાંચશો.

પત્રાંક - ૨૧ ૫. ભ. શ્રી પુરૂસોત્તમજી નાથાભાઈ

સ્ટેશન રોડ, પો. બો. ૭૨૧ (કેનયા કોલોની)

મોમ્બાસા - (આફ્રિકા) તા. ૧૮-૪-૬૨

ભગવદિય કવિ માવદાનજીભાઈ રત્નુ-કાલાવાડ

આપે ‘‘બ્રહ્મસંહિતા’’ નું આવું પુસ્ત લખીને શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના પુસ્તકોની હારમાળામાં એક અમુલ્ય ઉમેરો કર્યો છે.



શ્રીજી મહારાજના સાથે પચીસ વર્ષ સુધી વિચરી સદગુરૂ-બ્રહ્માનંદસ્વામિએ પોતાનો અનુભવ જ આ પુસ્તક દ્વારા આપ્યો છે. તે અસંખ્ય સત્સંગીઓને પ્રાપ્ત થશે એ એક મહાન અવણનિય સદ્‌ભાગ્ય અને તેથી આપે પણ એક અનન્ય સેવા કરી છે.

‘‘શ્રી બ્રહ્મસંહિતા’’ ની બે કોપી ઉપરના સરનામે તુરત જ એર મેલથી વી. પી. થી મોકલાવવા કૃપા કરશો એજ, વિ.

લી. પુરૂષોત્તમના જય સ્વામિનારાયણ

-----

પત્રાંક - ૨૨ શ્રી શંકરદાનજી જેઠીભાઈ દેથા

રાજકવિ લીંબડી તા. ૨૯-૧૨-૬૩

પરમ સ્નેહી કવિરાજ માવદાનજીભાઈ રત્નુ - કાલાવાડ

આપે મોકલેલ ‘‘શ્રી બ્રહ્મસંહિતા’’ મળી છે. ચાલુ અતિ ઠંડીને લઈને શરિર નિર્બળતાને અંગે હું અતિ તોબાહથી દિવસો વ્યાતત કરૂં છું. બ્રહ્મસંહિતા હુ દરરોજ મારવાડવાળા કવિરાજ વાગદાનજી પાસે વંચાવીને સાંભળું છું. મેઘા, ગ્રહણા, સ્મણાં ત્રણેય શક્તિઓ કામ કરતી નથી, છતાં વાંચન બીજા પાસેથી સાંભળું છું. ‘‘શ્રી બ્રહ્મસંહિતા’’ માટે મારે કંઈક યથાબુદ્ધિ લખવું જોઈએ પરંતુ શારિરીક અવસ્થાને લીધે અનુકુળતા થયેથી કંઈક લખી મોકલીશ.

‘‘વસંત રૂતુ આવતા જેમ આમ્રાદિક વૃક્ષાવલી નવલપલ્લવિત થઈને શોભાયમાન બને તેમ શ્રી સ્વામિનારાયણ સંપ્રદાય અને સમગ્ર સાહિત્ય પ્રિય સત્સંગીઓ માટે આ બ્રહ્મસંહિતા શોભારૂપ બની છે.’’ આપની કુશળતા ચાહુ છું. એજ

લી. શંકરદાન કવિના જય સ્વામિનારાયણ વાંચશો.

-----

પત્રાંક - ૨૩ કવિ અજયદાન લક્ષ્મણદાન બારહઠ

પો. રેવદર જિલ્લો શિરોહી રાજસ્થાન તા. ૧-૧૨-૬૧

પરમાદરનિય વિદ્વદવર કવિરાજ શ્રી માવદાનજી રત્નુ સાહેબ

આપ દ્વારા સંપાદિત ‘‘બ્રહ્મસંહિતા’’ કી એક પ્રતિ ઉપરોક્ત લિખે પતે પર ભેજ કર અનુગૃહિત કરાવે - અસ્તુ.

॥ સવૈયા ॥

''ચારન બંધુ'' સો જ્ઞાત ભયો, કવિ માવલ યે સુ કાલાડ વાસી ॥
''બ્રહ્મસંહિતા'' રચિ ભલી તૈ; જિનતે અતિહી તવ કીર્તિ વિકાસી ॥
એક તું હે અપરિચિત સેવક, પાતિ પઠાય રહ્યો પુન્ય રાસી ॥
સાદર તાહિ સ્વીકાર કરો, ગુણસાગર નાગર કાવ્ય વિલાસી ॥

॥ દોહા ॥

મેઘાવી મહા માવકવિ, માનિ વિનય યહ મોરિ... ॥
બ્રહ્મસંહિતા બક્ષ હું, કહત્ત 'અજય' કર જોરિ... ॥ ૧ ॥

ઈતિ શુભમ. ભવદિય

અજયદાન બારહઠ

-----

પત્રાંક – ૨૪ કવિરાજ દૌલતદાન નવલદાનજી આશિયા

મુ. ખાણ – પો. રેવદર – (રાજસ્થાન)

તા. ૨૦-૧૨-૬૧

સર્વ શુભ ઉપમાલાયક સદગુરૂગુણાલંકૃત મહાશય કવિરાજ શ્રી ૧૦૫ શ્રી માવદાનજી સાહબકી સેવામેં – કાલાવાડ

ગ્રામ ખાણ સેં લિખતં આશિયા દૌલત્તદાન નવલદાનજીકા સપ્રેમ જયશ્રી સ્વામિનારાયણ.

આપશ્રી ભેજા હુવા ગ્રંથ ''બ્રહ્મસંહિતા'' મુઝે તારીખ ૧૧-૧૨-૬૧ કો પ્રાપ્ત હો ચુકા હૈ. સો વો ગ્રંથ આજ તારીખ ૨૦-૧૨-૬૧ તક મને બડે પ્રેમસે પઢા તો આપ શ્રીમાનોકી લેખક કો વો ઉક્તિકા વારંવર ધન્યાવાદ દેતા હું-ઔર મેં દોલતદાન આપટીકા આભારી હું શ્રી બ્રહ્માનંદસ્વામી કે મંદિર કા કામ અત્ર ઠીક ચલ રહા હૈ.

\+ લી. દૌલત્તદાનકા જયશ્રી સ્વામિનારાયણ

----

\+ શ્રી બ્રહ્માનંદસ્વામીના કાકાના વંશજો છે.



પત્રાંક – ૨૫ પ. ભ. કવિરાજ હમીરદાનજી લાખાજી

થાવરીઆ બજાર – રતલામ – મધ્યપ્રદેશ

તા. ૧૧-૧૦-૬૧

(તેઓશ્રીના લાંબા પત્રાનો થોડો સાર અને કાવ્યો)

પરમ આદરનીય, સત્સંગ શિરોમણી પ. ભ. શ્રી માવદાનજી ભી. રત્નુ રાજકવિ રત્નુ-કાલાવાડ

સ્વામિશ્રીનું જીવન વૃતાંત આવા મોટા કલેવરમાં બહાર પડશે એવો તો કોઈને સંકલ્પ સુદ્ધા ન હતો, શ્રીજી રામકાલીન સદગુરૂઓનાં પ્રસિદ્ધ થયેલ જીવન ચરિત્રના પ્રકાશક તરીકેમાં પ્રથમ આ માન આપને જ ઘટે છે.

સત્સંગના તલસ્પર્શી, સાહિત્યિક અનુભવી પ. ભ. શ્રી મોહનલાલ રામજીભાઈ અજાગીયા ના આમૂખ ઉલ્લેખ વાંચ્યો પછી આ વિષયક વિશેષ કાંઈ લખવાનું બાકી રહેતું નથી.

ચારણ જાતિ તેની શ્રેષ્ટતા તથા રાજસ્થાન અને ચારણ કવિઓના સનમાનાદિ વિષયનું આપે અભૂત પૂર્વ ચિત્રાકન કર્યુ છે.

શ્રીજી સમકાલીન નદપંકિતના સાધુઓના માત પિતા સત્સંગીઓ હોય તો એક જ બ્રહ્મમુનિના માતાપિતાની નામાવલી શ્રી ભક્ત ચિંતામીથી સિદ્ધ કરી યુક્તિ પૂર્વ સ્વામિનું સંત સર્વોપરી પણુ સિદ્ધ કરવામાં આપની અભૂત પૂર્વ પ્રતિભા શક્તિનો પરિચય આપ્યો છે.

સત્સંગમાં કાવ્ય સેવાના કરેલા આપના કાર્યોમાં સર્વોપરી સ્થાને આ કાર્ય ગણવું જોઈએ એમ મારૂં મંતવ્ય છે. કારણ કે આ દુર્લભ્ય કાર્યમાં શ્રીજી પોતે અને સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી ભળ્યા છે અને પૂર્ણ કરાવ્યું છે આ આપના મહાન અને અસાધ્ય કાર્યની કદર શ્રી હરિકૃષ્ણ મહારાજ અને પ. પૂજ્ય સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી કરે એમ વાંછના કરૂં છું. આ વિષયક કાવ્યબદ્ધ અભિનંદન આ સાથેના પત્રમાં વાંચો અને સ્વિકારો આ ગ્રંથ પર સંપૂર્ણ પણે અભિપ્રાય આપવા જતાં પત્ર નહિં પણ પુસ્તક રચવું પડે તો માત્ર હાર્દિક અલ્પભાવ દર્શાવ્યો છે. એજ

ભવદિય

મંગળપાઠક હમીરદાન લાખાજીના જયશ્રી સ્વામિનારાયણ

શ્રી બ્રહ્મસંહિતાના ચરિત્ર નાયક સદગુરૂ
શ્રી બ્રહ્માનંદસ્વામીની સ્તુતિ-છંદ છપય.

નીમિ લાલબા નંદ, નંદ પંતિન અધિનાયક ॥
યતિ પુંગવ યોગેન્દ્ર, નિખિલ કવિ વૃંદ વિનાયક ॥
કવિ હમીર જન કુમુદ, સુખદ સત્સંગ સુધાકર ॥
સુધા શ્રોત સંગીત, વાધ્ય વિજયિત વસુધાકર ॥
પરમાર્થ મૂર્તિ જગ દ્વિતિયપ્રભુ, ધાર્મિક અક્ષર ધામકે ॥
મનુરાજ હું બ્રહ્માનંદ મુનિ સખા સુહદ ઘનશ્યામકે ॥

(૧)

॥ ગ્રંથ શ્રોતા વક્તા વંદન - દોહા ॥

વક્તા શ્રોતા દુહુન કે, પ્રણવૌ પંકજ પાદ ॥
દેવાનંદ મુનિંદ કવિ, પુનિ પ્રભુ અવધપ્રસાદ ॥ ૧ ॥

----

## ગ્રંથ સંપાદન લેખન પ્રકાશક રત્નુ શ્રી માવદાનજી રાજકવિ રત્ને અભિનંદન

॥ કવિત ॥
દેશ ધ્વય દર્શનિય જ્ઞાન તપ વયોવૃદ્ધ,
ભક્તરાજ કેશરગુરૂ કે મન ભાયો તું. ॥
પ્રાંત પ્રાંત લિખિકે, હમીર કૈ મહંત હૂકો
અવિશ્રાંત આયોજન, કાજ ઉમંગાયો તું ॥
બ્રહ્મસંહિતા કો, વો પ્રભાવત્ભાવ લાયો તું ॥
બ્રહ્મમુનિ દિવ્ય ચરિતાંબુ, ભરી ભાગીરથી,
કથા કથી ભાગીરથી પથી પદ પાયો તું ॥ ૧ ॥



॥ દોહા ॥
શંકર રામાનુજ સુપથ, ગો, વલ્લભ ગૌરાંગ. ॥
શિર ચરિત્ર શ્રીરંગકો, સુંદર સાંગોપાંગ. ॥ ૧ ॥
॥ સોરઠા ॥
અદભૂત વાત અનેક, પ્રાસંગિક કીની પ્રકટ ॥
(એમાં હય-નિષ્કામી હેક, (અને) ખય ખવી યહ દો શિરે ॥ ૧ ॥

ભાવાર્થ - આ બ્રહ્મસંહિતામાં અનેક અદભુત વાતો પ્રાંસંગિક લખી છે. પરંતુ તેમાં બે વાતો તો શિખરવત જાણવી (૧) હય ઘોડાને નિષ્કામીકરણ અને (૨) ખયાખત્રીની સભામાં શ્રીજીની ગાદી ભોગવવી એ બે-

॥ દોહા ॥

અર્થ ચરિત મુનિ બ્રહ્મકૃતિ, માવ પ્રકાશન અર્થ ॥

અર્થ દિલાયે ત્રય સહસ, શ્રી ગોપાલ સમર્થ ॥ ૧ ॥

ભાવાર્થ - કૃતિ કાવ્યને અર્થ સહિત માવદાનજીને છપાવવા (અર્થ) નિમિત ત્રણ હજાર (અર્થ) રૂપીઆ ધર્મવિધ્યાભાસ્કર સંત ભુષણ સદગુરૂ સ્વામીશ્રી ગોપાલચરણદાસજી શાસ્ત્રી

અર્થ-શબ્દ ત્રિધા શ્લેષ છે. નિર્માતા

હામીરદાન લાખાજી

રાજકવિ-અમરનગર

પત્રાંક-૨૬ "શ્રીજી હરિજી"

પ. ભ. સાગરદાન શિવદાન સ્વામિનારાયણ

બી. એ. (સ્પેશ્યલ) એલ. એલ. બી. (સેકન્ડ કલાસ)

ગુજરાત રાજ્ય હાઈકોર્ટની બાર કાઉન્સીલની એડવોકેટની

પરીક્ષા સેકન્ડ કલાસ પાસ -હિન્દી વિનીત રેવન્યુ ક્વોલીફાઈડ વગેરે વગેરે

ધંધુકા તા. ૨૫-૧૨-૬૧

---

+ જગતગુરૂ શંકરાચાર્ય, ત્રૈલોક્ય ગુરૂ રામાનુજ, મહા પ્રભુજી વલ્લભાચાર્ય, ગૌરાંગ-ચૈતન્ય મહાપ્રભુજી, સુપથ સનાતન સંપ્રદાય-ગો-સૂર્ય વગેરે

''શ્રી બ્રહ્મસંહિતા'' વિષે :-

પ. ભ. રાજકવિશ્રી માવદાનજીભાઈના નામથી સત્સંગમાં કોણ અપરિચિત હોય ? જેમ સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામી સત્સંગની 'મા' હતા તેમ રાજકવિ માવદાનજીભાઈ પણ સત્સંગના 'કવિ છે.' આવા રાજકવિએ સદગુરૂ બ્રહ્મનંદસ્વામીનું જીવન ચરિત્ર લખી સત્સંગની એક મદાન સેવા કરી છે. માવદાનજીભાઈ તો સમગ્ર સત્સંગની સંપતિ છે.

શ્રીજી ભક્તિથી નિતરતાં એમનાં કીર્તનોએ અનેક હૃદયોને ડોલાવ્યા છે. ''આજ કળીયુગમાં પરચા પુરનાર પ્રભુજીએ'' કવિશ્રીને અનેક પરચા પુર્યા છે. તેમાં ''બ્રહ્મસંહિતા'' પુસ્તક બહાર પાડવાથી હું તો માનું છું કે આ એક પરચો જ શ્રીજીએ કવિશ્રીને પુર્યો છે. ફક્ત સાત ચોપડી (ગુજરાતી) ભણનાર વ્યક્તિ આવો મહાન ગ્રંથ લખી કેરી રીતે શકે ?

બ્રહ્મસંહિતા આમુખમાં પ. ભ. શ્રી મોહનલાલ રામજીભાઈ આજગીયાએ યોગ્ય કહ્યું છે કે ''સામાન્ય રીતે સંત પુરૂષોના જીવન ચરિત્ર લખવાનું કામ ખરેખર અઘરૂં ગણાયું છે. કારણ કે તેઓના જીવન વિષેની બધી યથાર્થ હકિકતો મેળવવી મુશ્કેલ હોય છે. વળી જે વિગતો મળે છે તેમાં પણ પાઠાંતર કે મતભેદ પ્રવર્તતા હોય છે તેમ જ છુટક છુટક હકિકતો અને સાંપ્રદાયિક વાતો મળી શકે તે બધી એકઠી કરી યથા યોગ્ય સળંગ કથા રૂપે ગોઠવીને સંપાદિત કરવી એ મહાન કઠણ કાર્ય તો જરૂર છે.''

પ. ભ. માવદાનજીભાઈ રાજકવિ છે તેમજ સત્સંગી છે. રાજ્યોના રિવાજો રાજકવિના પોશાક કચેરીના રિવાજો વગેરેના અનુભવી છે. પ. ભ. માવદાનજીભાઈને પણ અનેક રજવાડાઓ તરફથી આપણા લાડુદાનજી માફક ઈનામો– દા. ત. તલવારો સોનેરી સાફાઓ શાલજોટાઓ સુવર્ણ મુદ્રાએ અને સુવર્ણ પદકો. પ્રમાણ પત્રો, માનપત્રો, સોનાચાંદીના કાસ્કેટો સાથે મોટી રકમના વર્ષાસનો મળેલા છે જે આજે ગવર્મેન્ટ એક પેનશન તરીકે આપી રહી છે જેથી આપણામાં કહેવત છે કે ''જ્યા ન પહોંચે રવી, ત્યાં પહોંચે કવિ, અને જ્યાં ન પહોંચે કવિ, ત્યાં પહોંચે અનુભવી'' તે મુજબ આ પુસ્તકના લેખકમાં ત્રિવેણી સંગમનો સુમેળ છે, તેઓ (૧) કવિ છે (૨) સત્સંગી છે. (૩) અને અનુભવી છે. તેથી મને



'' બ્રહ્મસંહિતા'' માંથી નિચેના પ્રસંગોના વર્ણન અદ્વિતિય લાગે છે

(૧) ભુજનગરમાંથી મહારાવશ્રી તરફતી પ્રથમ સત્કારનું વર્ણન (પ્ર. ૧ અ–૪થો)

(૨) રાજ્યકવિશ્રીનો રાજ્ય પોષાક (૨ પ્ર.– અ. ૧)

(૩) મામા ભાણેજની ચર્ચા (પ્ર–૩. અ. ૧)

(૪) પિતા પુત્ર મિલન પ્રસંગ (પ્ર. ૪ – અ. ૩ જો)

(૫) મુનિબાવાને સત્સંગમાં લાવ્યા. (પ્ર. –૪ અ. ૩ જો)

(૬) સ્વામીએ જીવા ગઢવીને અને બના ગઢવીને આપેલું વર્દાન – તથા ચારણ પા માં પધરામણી (પ્ર. ૫ અ. ૭ મો)

''શ્રી બ્રહ્મસંહિતા'' કદાચ – ગોવર્ધન રામ માધવરામ ત્રીપાઠી અગર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ જેવા પ્રખર વિદ્વાને લખી હોત તો ગ્રંથમાં જોડણીની ભુલો અગર ભાષાદોશ જરૂર ન આવત પરંતુ ઉપર જણાવ્યા મુજબ ત્રિવેણી સંગમના સુમેળથી આ પુસ્ત લખાયું છે. તેમા ઉપર જણાવેલ છ પ્રસંગોનું આબેહુબ વર્ણન તો, શ્રી ત્રિપાઠી આઅગર ધ્રુવ જેવા પણ આપણને ન જ આપી શક્યા હતો.

''શ્રી બ્રહ્મસંહિતા'' લખવાની તથા બહાર પાડવાની ખરી ફરજ તો સદગુરૂ દેવાનંદસ્વામી સદગુરૂ પુર્ણાનંદસ્વામી કવિશ્રી દલપતરામભાઈ અગર સમ્રાટ કવિ ન્હાનાલાલભાઈની હતી.

શ્રી બ્રહ્મસંહિતા કવિશ્રી માવદાનજીભાઈે લખી સદગુ બ્રહ્માનંદસ્વામીનો ખરો, રાજીપો મેળવેલ છે. આ ભક્તિગ્રંથ દરેક સત્સંગીઓ, ચારણબંધુઓ, તથા સાહિત્ય રસિકોએ ખાસવસાવવા જેવો છે–જેમ શ્રીજી વચન છે – કે ''બ્રહ્માનંદસ્વામીના એકસો કીર્તનો જે પ્રતિ દિવસે ગાસે તેને હું પ્રત્યક્ષ દર્શન આપીશ'' તેમજ શ્રી બ્રહ્મસંહિતાની પારાયણ શ્રાવણ માસ જેવા પવિત્ર માસમાં જે કરશે તેને જરૂર બ્રહમમુનિ દર્શન આપશે તેમાં સંકા નથી એજ,

લી. સત્સંગ સેવક

સાગરદાન શિવદાન સ્વામિનારાયણના

જયશ્રી સ્વામિનારાયણ

॥ શ્રીજી ॥

પ્રત્રાંક - ૨૭ પ. ભ. પ્રોફેશર હીરાલાલ ર. ઠક્કર.

જુનાગઢ તા. ૭-૪-૬૧

(એક સમાલોચના -મૂલ્યાંકન રીવ્યુ)

કવિરાજમું. શ્રી માવદાનજીભાઈ સં. ૨૦૧૭ ના જેઠ સુદ-૧૧ (ભીમ એકાદશી) ના સમૈયા ઉપર જુનાગઢ પધારેલા ત્યારે તેઓશ્રીએ પોતે તાજેતરમાં સંપાદન કલેર ગ્રંથ ''શ્રી બ્રહ્માનંદ સ્વામીનું જીવન ચારિત્ર'' (બ્રહ્મસંહિતા) મને સપ્રેમ ભેટ આપ્યો હતો. તેઓશ્રીએ મને આજ્ઞા કરી કે આગ્રંથ વાંચી વિચારી તેની ''સમોલોચના-રીવ્યુ'' લખાવી. કવિશ્રીએ વર્ષો સુધી ખુબ મહેનત લઈ તૈયાર કરેલ આ ગ્રંથનું મેં અધ્યયન કર્યુ તથા પ. ભ. શ્રી મોહનલાલ અજાગીયા સાહેબનું ''આમુખ'' પણ વાંચ્યું મુ. શ્રી અજાગીયા સાહેબના વિસ્તૃત અને અભ્યાસી ''આમુખ'' માં આ ગ્રંથનું વિગતવાર મૂલ્યાંકન સારી રીતે થયું છે. તેથી વિશેષ કે નવું મારે ખાસ કાંઈ તે લખવાનું રહેતું નથી. છતાં કવિરાજશ્રીના આગ્રહને વશ થઈ બે શબ્દો લખાવી રજા લઉં છું.

સદગુરૂ બ્રહ્માનંદસ્વામી જેવા એક અક્ષરમુક્ત કવિરાજનું ''જીવન અને કવન'' એક ભાવનાશીલ ભક્ત કવિશ્રીના હસ્તે ગ્રંથરૂપે લખાઈ સત્સંગ સમાજને અને સાહિત્ય જગતને ભેટ મલ્યું છે એ સોનામાં સુગંધ ભળે તેવું સુયોગ્ય કામ થયું છે. મુ. શ્રી કવિમાવદાનજીભાઈએ લાંબા સમયની મુદત લઈ વિવિધ સામગ્રી એકત્રીત કરી શ્રીજીના સખા યતિન્દ્ર બ્રહ્મમુનિના જીવનના બાલ્યાવસ્થાથી માંડી અંત સુધીના વિવિધ પ્રસંગો બહુજ રસપૂર્ણ ક રીતે કડીબધ્ધ આલેખ્યા છે, તેના વાંચનથી આપણને શ્રી સ્વામિશ્રીના જીવનની સાચી ઐતિહાસિક હકિકતો જાણવા મળે છે તેના અનુશીલનથી ધર્મ, જ્ઞાન-વગાગ્ય તથા ભક્તિરસનો આસ્વાદન પણ અનુભુતિ તથાય છે.

આ ગ્રંથ વાંચ્યા પછી આપણને એવી છાપ પડે છે કે બ્રહ્મમુનિ એક મહાન ભક્તરાજ અને કવિ સમ્રાટ હતા એટલું જ નહિ પણ સંપ્રદાયને સુદ્રઢ પાયાપર મુકનાર એક મહાન વ્યવહાર કુશળ યોજક અને અનેક મુશ્કેલીઓમાંથી નિષ્ઠાથી માર્ગ કાઢી ભવ્ય



શિખરબંધ મહામંદિરોના નિર્માતા પણ હતા વડતાલ જુનાગઢ અને મૂળી વગેરે તિર્થ સથળોનાં શિલ્પકળા ભવ્ય નમુનારૂપ મહા મંદિરો સ્વામીશ્રીની અજબ યોજકશક્તિના અપ્રતીમ નમૂના છે.

વીરરસ ભક્તિરસ અને હાસ્યરસથી છલકતાં સ્વામીશ્રીના કાવ્યોનો એક વિપુલ રાશિ છે. આવા કાવ્યસંગ્રહનું વૈજ્ઞાનિક પદ્ધતિથી સંશોધન સંપાદન અધ્યયન અધ્યયન આપણી ગુજરાતની ત્રણ વિદ્યાપીઠોમાં થવાની અત્યંત આવશ્યકતા છે. ગુજરાતિ કાવ્ય સાહિત્યમાં આવા કાવ્યરાશિ ખરેખર એક મહાન અમૂલ્ય રત્નોની ખાંણ સમાન છે. ત્રીસેક વર્ષો પર શ્રી બાલુભાઈ (ઈશ્વરલાલે) ઈચ્છારામ મશરૂવાળાએ બ્રહ્માનંદ'' કાવ્યનું સંપાદન કરી ગ્રંથરૂપે સત્સંગ સમાજને ચરણે ધરેલ, (જે હાલ ઉપલબ્ધ નથી) તે સુંદર કાવ્ય ગ્રંથ તથા માવદાનજીભાઈ કવિશ્રીનો આ પ્રસ્તુત ગ્રંથ-બન્ને ગુજરાતી સાહિત્યના વિદ્યાર્તીઓને અભ્યાસ કાર્ય માટે જરૂરી સામગ્રી પુરી પાડશે એમ મારૂ માનવું છે. દરેક કોલેજ વિદ્યાપીઠ અને જાહેર પ્રાદેશિક ગ્રંથાલયોમાં આવા ગ્રંથો અવસ્ય હોવા જોઈએ. ''બ્રહ્મસંહિતા'' ની બીજી આવૃતિ ''સદગુરૂ બ્રહ્માનંદસ્વામીનું જીવન અને કવન એ શિર્ષક રાખી વિધ્વાન ભાષાવિદની સહાયની જોડણિ શુદધ તથા મુદ્રણ દોષતી રહિત તૈયાર કરવામાં આવે એવી મારી નમ્ર વિનંતી તથા અલ્પ સૂચન છે.

સ્વામિનારાયણ સંપ્રદાયમાં બ્રહ્મમુનિના ભક્તિ કાવ્ય-રાશિના જેવા ધર્મ, જ્ઞાન વૈરાગ્ય, અને ભક્તિરસથી ભરપુર અન્ય ભક્ત કવિઓનાં કાવ્યો અને ગદ્યગ્રંથો બહુ મોટી સંખ્યામાં છે. ''મુક્તાનંદ કાવ્ય'' પ્રેમાનંદ કાવ્ય નિષ્કુળાનંદ કાવ્ય મંજુકેશાનંદ, દેવાનંદ અવિનાશનંદ, અચિંત્યાનંદ વગેરે નંદ સંત કવિઓનાં કાવ્યો વિપુલ પ્રમાણમાં છે આમાંથી બહુજ થોડાનું અત્યાર સુધી અપ્રકાશન દશામાં છે. વડતાલ, અમદાવાદ, ગઢડા, મુળી, વગેરે મંદિરોમાં તથા ત્યાના સંતો પાસે આવી હસ્ત લખિત પ્રતો ઘણા મોટા પ્રમાણમાં હોવા શંભવ છે. આપણા આ અમુલ્ય સાહિત્ય ધનનું વ્યવસ્થિત રીતે સંરક્ષણ કરી મધ્યસ્ય સ્થળોએ (અમદાવાદ-વડોદરા રાજકોટ જેવા) સંગ્રહાલયોમાં એકત્રિત કરી વ્યવસ્થિત રીતે ગોઢવવાની પ્રથા

અનિવાર્ય જરૂર છે. ત્યાર બાદ તેનું સંશોધન સંપાદન કરવાની જરૂર છે. અને સાહિત્ય પ્રેમી યોગ્ય અભ્યાસીઓના હાથે સંપાદન થયેલા આ ગ્રંથોનું શુદ્ધ રીતે પ્રકાશન થવું પણ તેટલું જ જરૂરી છે.

આટલું પાયાનું ભુમિકારૂપે કાર્ય કર્યા પછી આપણી ઉગતી યુવાન પેઢીના વિદ્યાર્થીઓ અને સાહિત્ય રસિકો વૈજ્ઞાનિક પદ્ધતીથી તેનું અધ્યન અધ્યાપન કરવા અવશ્ય પ્રેરાશે. આ કામ થશે તો જે તે મુક્તકવિ સંતો પ્રત્યેનું આપણું રૂણ આપણે અદા કર્યુ કહેવાશે ને આપણો સવિદ્યારૂપી વારસો સચવાશે, આપણી બન્ને ગાદીના યુવાન અને વિદ્યારસિક આચાર્ય મહોદયો વિદ્વાન ત્યાગી ગૃહસ્થોના સક્રિય સહકારથી ઉપરના કાર્ય માટે એક યોજના કાઢી તે યોજનાને મૂર્તિ સ્વરૂપ આપવા યોગ્ય આર્થિક સહાય કરી પોતાની પવિત્ર ફરજ બજાવશે.

કવિશ્રી માવદાનજીભાઈ જેવા સાહિત્ય રસિકો અને અન્ય યુવાન વિદ્વાનોને ઉતેજન અને આશ્રય આપીને ઉપરની યોજનાનો અમલ કરવા જીવનભર રોકે. અને તેમની સમગ્ર શક્તિ અને સમય સાહિત્ય સેવારૂપી ''બ્રહ્મયજ્ઞ'' કરવામાં આપી શકે તેવી આર્થિક અનુકુળતા ધનિક સત્સંગીઓ કરી આપે એ જરૂરી છે. સુજ્ઞેષુ કિં બહુના.

લી. સત્સંગ સેવક હીરાલાલ ર. ઠક્કરના જયશ્રીસ્વામિનારાયણ

## ગુરૂશ્રી કેસરભક્તે શ્રી બ્રહ્મસંહિતા શાંભળી રાજીપો બતાવેલ તે હકીકત તેમના સેવકશ્રી મહોબતસિંહજીએ લખી મોકલેલ તે 'પત્ર' તેમના શબ્દોમાં આ નીચે આપેલ છે.

**(સંપાદક)**

કવિરાજ શ્રી માવદાનજીભાઈ

શ્રી બ્રહ્મસંહિતાની પ્રથમ પ્રત ગુરૂશ્રી કેશરભક્ત પાસે તમે મોકલી હતી તે આવતાં વેંત તેજ દિવસથી વાંચવી શરૂ કરી હતી તે હું ગુરૂશ્રીના પાસે બેસી વાંચી સંભળાવતો ગુરૂ પણ બરાબર (ઓછું સાંભળતા હોવાથી મારા નજીક બેસી કાન પાસે પોતાનો હાથ રાખી ધ્યાન દઈ શાંભળતા અને જ્યાં જ્યાં શ્રી બ્રહ્માનંદસ્વામીના અદભૂત વાત આવે ત્યાં પોતે



અંતરથી રાજી થઈને બંધ વાચવું બંધ રખાવી ને મને કહેતા હતા તે ''મારો'' ઘણા વર્ષનો સંકલ્પ આજ માવદાન કવિએ સિદ્ધ કર્યો, મેં પ્રથમ શિરોહીના રાજયમાં ખાંણ ગામના સ્વામીના પીતરાઈભાઈના વંશમાં કવિનવલદાન હતા તેને મેં શિરોહીમાં રામઝરૂખો છે ત્યાં વાત કરી હતી કે તમેં મોટા કવિરાજ છો તો ''બ્રહ્મસંહિતા'' લખી આપો, પણ તે સત્સંગી નહિ એટલે તેનાથી તે કામ ન થયું પછી મારી ઉમર બહુજ વૃદ્ધ થતાં આખે દેખાય નહિ ને કાને પણ ઓછું સંભળાય તેથી રાત્રી દિવસ મને બહુજ ચીંતા થવા લાગી ત્યાં શ્રી બ્રહ્માનંદસ્વામી એ મને દર્શન દઈ કહ્યું કે ''તમે માવદાનજી કવિ પાસે લખવા મનસુબો કર્યો પણ તે ગ્રંથ લખવા છપાવવામાં ખરચો ખૂબ લાગે તેનું કેમ કરવું ? કારણ કે મારી પાસે પૈસા હું નથી રાખતો, ભુજના મહંતસ્વામી અક્ષરજીવનદાસજી મારા ઉપદેશ ગુરૂ હોવાથી તેને કહેલ કે ''તમારે દેહ પર્યંત પૈસો ન રાખવો પણ તમારા હાથથી સત્સંગમાં લાખો રૂપીઆનાં કામ થશે'' તેવો આશીર્વાદ સ્વામીએ આપેલ તે સત્ય થયો છે, પણ પૈસો મારી પાસે નથી. તો હેવ શું કરવું ? એમ કહી પોતે ઉદાસ થૈ ગયા, તે સમયમાં શ્રીજી સ્વામીની પ્રેરણાથી બરાબર ત્રીજે દિવસે કવિમાવદાનજીભાઈ અમદાવાદ આવ્યા, ગુરૂએ બધીવાત કહી સંભળાવી તેથી કવિરાજ કહે કે ''આપ આર્શીવાદ આપો એટલે મને શ્રીજી મહારાજ અને બ્રહ્માનંદસ્વામી સહાયતા કરીને તે ગ્રંથ પુરો લખાવી છપાવી આપે તથા તમારી ઉમર લગભગ એકસો વરસની થઈ છે તેથી બ્રહ્મસંહિતા હું જે લખુ ચે છપાઈ જતા તમો પુરી સાંભળ્યા પછી થી ધામમાં જાજો તેવું શ્રીજી સ્વામીને સંભારી મને વચન આપો'' તેથી ગુરૂ કેસરભક્તે રાજી થઈ કવિતા માથે પોતાના બે હાથ મેલી વાંસો થાબડી અને હૃદયથી આશીર્વાદ આપ્યો કે. ''તમે તમારૂ કામ ફતે કરશો'' એમ કહી પોતે લખાવેલુ તમામ સાહિત્ય મારી પાસે હતું તે કવિરાજ ને આપી નરનારાયણદેવની પ્રસાદીનો હાર પહેરાવ્યો.

એ બ્રહ્મસંહિતા છપાઈ આવ્યા પછી ગુરૂએ બરાબર બે વરસ સુધી દરરોજ મારી પાસે વંચાવી સાંભળી સાંભળતા પોતે બહુજ રાજી થતા. અને વખતો વખત બોલે કે વાહ માવદાન વાહ તે મોટા પુરૂષના આશીર્વાદના દીધેલા મહા કવિ છે. તેના ઉપર બ્રહ્માનંદસ્વામી અને અનંતકોટી મુક્તો રાજી થાશે મારો ઘણા વરસનો સંકલ્પ તેણે સિદ્ધ કર્યો છે, હું તેના ઉપર બહુજ રાજી છું. બ્રહ્મસંહિતા લખવામાં તેનો

અદ્‌ભૂત દાખડો છે તેની કદર તો શ્રીજી મહારાજ અને સ્વામી બ્રહ્માનંદજી અક્ષરધામમાં કરશે ને આ પૃથ્વી ઉપર હજારો વરસ તેનો ગુરૂભાવ અમર રહેશે, એમ તું માવદાનજીને કાગળ લખી નાખ'' એમ મને (મબોતસિહજીને) વારમવાર કહેતા, પણ હું ગુરૂશ્રીના મંદવાડની અને ધ. ધુ. મહારાજશ્રીની સેવામાં રહેવાથી કાગળ ન લખી શખ્યો, તેથી મોડો મોડો પણ આ પત્ર ગુરૂવચન યાદ લાવીને લખું છું કે ગુરૂને ખૂબ ખૂબ રાજી કર્યા છે તેની કદર હું શું કરી શકું ? પણ તમે જે અદ્‌ભૂત કામ કરેલ છે તે બીજાથી નહીં થઈ સકે, આ બ્રહ્મસંહિતા વાંચીને જે કોઈ સત શાસ્ત્રના જ્ઞાની હશે નેં સમજુ હશે, તો તેં તમાં કાંઈ કોટ નહિ કાઢે અને બહુજ રાજી થશે,

ધ. ધુ. આચાર્ય મહારાજશ્રી પણ વખતો વખત બ્રહ્મસંહિતા વાંચી બહુજ રાજી થાય છે. તમેં બહુ ભાગ્યશાળી છો કે સત્સંગની આવી અદભૂત સેવા કરી, અમે તમારી કાંઈ પણ કદર કરી શકતા નથી, પણ શ્રીજી મહારાજ અને બ્રહ્માનંદસ્વામિને સંભારી આશિર્વાદ આપું છું કે ''તમો સુખી રહો અને દિવસે દિવસે સત્સંગમાં વૃદ્ધિને પામો'' એજ સવંત ૨૦૨૧ ના મહાસુદ વસંત પંચમી (અમદાવાદ)

લી. મહારાજશ્રીના હજુરી પાર્ષદ ભક્ત મહોબતસંગ ભક્તના
જય શ્રી સ્વામિનારાયણ વાંચજો

----

શ્રી હરિ સત્ય છે

પ. ભ. બ્રહ્મક્ષત્રિ નારાયણભાઈ
સાગરભાઈ – લીંબડી

મહા મુક્તરાજ કવિશ્રી – માવદાનજીભાઈ સેવામાં – કાલાવાડ

વિ. વિ. જે સદગુરૂ શ્રી બ્રહ્માનંદ સ્વામીના સંપૂર્ણ મહિમાએ યુક્ત જીવન ચરિત્ર ''બ્રહ્મસંહિતા'' લખી આપશ્રીએ શ્રીજી અને બ્રહ્મમુનિનો ખૂબ રાજીપો મેળ્વયો છે.

વિધ્યા વારિધિ જેવા સમર્થ, અનેક વિદ્યાઓના જ્ઞાતા, અને સત્તાવધાન પ્રયોગ કરી, કચ્છ સૌરાષ્ટ અને સોરઠમાં પોતાની વિદ્યાનો કીર્તિ કળશ ચડાવેલ છતાં પણ શ્રીજીનાં દર્શન થતાં સ્ત્રી ધન, અને વૈભવનો



ત્યાગ કરી પ્રગટ પ્રભુના યશોગાન ગાઈ શ્રીજીની સંપૂર્ણ કૃપા મેળવી. એવા સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામીના છંદો વગેરે કાવ્યો આપે ખૂબ પરીશ્રમ લઈ મેળવી આ ગ્રંથમાં સંગ્રહ કરેલ છે. તે વાંચતા વાંચકને પ્રત્યક્ષ ભાવ ઉત્પન્ન થાય છે જેથી આ ભક્તિરસથી ભરેલું પુસ્તક વિદ્વાનથી લખી શકાય જ નહીં પરંતુ જેના હૃદયમાં શ્રીજી અને બ્રહ્મમુનિ પ્રગટ બીરાજતા હોય તે જ આવા પરમ ચિંતામણી રૂપ ગ્રંથ લખી શકે.

આ ગ્રંથનું હું ચિતામણી એટલા માટે કહું છું કે શરૂઆતમાં મેં જ્યારે ''બ્રહ્મસંહિતા'' વાંચવાનું શરૂ કર્યુ, તેજ દિવસે રાત્રે મને મહારાજે અને શ્રી બ્રહ્માનંદસ્વામીએ દર્શન આપ્યા હતા, અને હજુ પણ જ્યારે જ્યારે આ ગ્રંથ વાચુ છું, ત્યારે હૃદયમાં શ્રીજી મહારાજ અને સ્વામીશ્રીના દર્શન થાય છે.

આપની વૃદ્ધા અવસ્થા હોવા છતાં અથાગ પરિશ્રમ લઈને આ ગ્રંથ લખ્યો છે, તે હું આપના વખાણ કરૂં ? કે ગ્રંતના વખાણ કરૂં ? કે આપના હૃદયમાં બીરાજેલ શ્રીજી સ્વામીની મહત્તા ગાઉં ?

સ્વામીશ્રીના રચેલા કાવ્યમાં ''દશ અવતારની સ્તુતિ, ષટ દર્શન, રાસાષ્ટક રેણકી–ચર્ચરી છંદ, માયાપંચક અને ભીમ ભગતનો હડુલો મનન કરવા યોગ્ય છે.

મહા કવિરાજશ્રી લાડુદાનજીના ચાર સંકલ્પો સિદ્ધિ થયા તે વિષે મેં મારી અલ્પ બુદ્ધિ અનુસાર એક છપય છંદ રચેલ છે તે આ નીચે લખું છું. કે –

॥ છપય છંદ ॥

જોહી હોત ભગવાન, (તો) મમ અંતરકી જાને ॥
કહી જન્મ વૃતાંત, આદસેં અંત પીછાને ॥
શાસ્ત્ર શામુદ્રિક જ્ઞાન, ચિહ્ન ખટદશ હિ ચરનકા ॥
બીન પૂછે દીખાય, એહિ આશય અંતરકામ ॥

મુજ નામ લહી પૂલાય કે, ગુલાબ હાર અરપે ગળે ॥
ભાગવતપૂર્વ મુખેં વદે, શામ 'કંબલ' વીંટી ગળે ॥ ૧ ॥

મહા કવિ શ્રી લાડુદાનજીના એ ચારે સંકલ્પો શ્રીજીએ સિધ્ધ કર્યા, અને તુરત જ ભાગવતી દિક્ષા ગ્રહણ કરી.

અંતમાં આ ગ્રંથની મહત્તા, અને આપના કાર્યનો હું ક્યા શબ્દોમાં વખાણ કરૂં ? શ્રીજી મહારાજ આપને સ્વામીશ્રીના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધ કરવા માટે તંદુરસ્તી સાથે લાંબુ આયુષ્ય આપે એવી મારી શ્રીજી મહારાજને પ્રાર્તા છે એજ વીનંતી.

લી. બ્રહ્મક્ષત્રી નારાયણના દંડવત સહિત

જયશ્રી સ્વામિનારાયણ વાંચજો.

-------

## શ્રી દેવરાસણના રહીશ ગઢવી કચરદાનજી

## રત્નુએ રચેલ દોહો,

માવદાનકીનો મહા, જ્ઞાતિ પર ઉપકાર ॥
કીન અમર કેશર ભક્ત, ચરિત્ર બ્રહ્મચિતાર ॥ ૧ ॥

લી. કચરદાનના જય સ્વામિનારાયણ

## ''શ્રીજી''

(કવિ માવદાનજીનો વિનંતી પત્ર)

સુજ્ઞ મહાશય,

જયશ્રી સ્વામિનારાયણ સાથે નમ્ર વિ. જે આ પ્રશંસા પત્ર સંગ્રહમાં જે કંઈ માર માટે સર્વ અ-મુક્તોએ ભલી લાગણી બતાવી છે તેનો હું આભારી છું, હું કોઈ ડીગ્રીધારી કવિ પંડિત નથી એથી મારી લખાણ શૈલીમાં અને ત્રુટીઓ છે. પરંતુ તે તરફ તેઓએ નહિ જોતા મારા તરફ લાગણી પ્રધાન હૃદયથી પ્રેરાઈ ''શ્રી બ્રહ્મસંહિતા'' વિષે પોત પોતાના મતે દર્શાવી મને નિમીત માત્ર બનાવ્યો છે.



ખરૂં કહુ તો આ યશનો બધો ફાળો સદગુરૂ શ્રી શાસ્ત્રીજી ગોપાલચરણદાસજી ચરાડવા મહંતશ્રીના ફાળે જાય છે, કારણ કે તેમણે મને ''શ્રી બ્રહ્મસંહિતા'' છપાવવામાં ત્રણ હજાર રૂપીઆનું દાન અપાવી આ ગ્રંથને અજવાળામાં મેલાવ્યો. અને તેથી સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીશ્રીના જીવન વૃતાંત રૂપી ચંદ્રીકાના સત્તાવીશ કીરણ પત્રો-સતાવીશ નક્ષત્રમાળા જેવા આજે તે ગ્રંથની કિર્તી પ્રકાશી રહ્યાં છે. સદરહું ગ્રંથની ઓછામાં ઓછી એક હજાર પ્રતો તે વખતે છપાવવાની મારી ઈચ્છા હતી પરંતુ વધુ મમદ નહિ મળતા માત્ર પાંચસો પ્રતો છપાઈ અને તે પાંચ માસમાં જ ખલાસ થઈ ગઈ.

શ્રી બ્રહ્મસંહિતા પ્રસિદ્ધ થયા પછી દેશ દેશાત્તરોમાંથી મારા ઉપરઅનેક પત્રો વી. પી. થી મોકલાવાના આવ્યા હતા. તેમાં એક પત્ર સાથે રૂા. ૧૫ પંદરની એક પ્રત મોકલાવવાનું મનીઓર્ડર (જેતપુરથી કોઈ જ્ઞાતિના વહીવંચા બારોટે તેમાના છંદો કાવ્યો વાંચી વધુ કીંમત હજી મોકલાવવાનું મને લખી મની ઓર્ડર મોકલેલું હતુ મારે દિલગીરી સાથે તેને ના લખી મનીઓર્ડર પાછુ મોકલવું પડ્યું હતું.

છેલ્લે છેલ્લે આ પ્રશંસા પત્રસંગ્રહની પ્રેસ કોપી લખાતી હતી ત્યારે પણ ગઢપુરથી શાસ્ત્રી શ્રી નરાયણચરણદાસસ્વામીનો પત્ર તા. ૪-૧૦-૬૪ નો લખેલો એ પ્રતો વી. પી. થી તુરત મોકલવવાનો મને મળ્યો તે આમાં પત્રાંક -૮ મેં છાપેલ છે તે વાંચવાથી આપ સહુને ખાત્રી થશે કે હજી તે ગ્રંથ વસાવવા માટે ગૃહસ્થ સત્સંગીઓ અને કાવ્ય સાહિત્ય રસિકો સહુ કોઈ તલસી રહ્યાં છે.

ગોરખપુરથી પ્રસિદ્ધ થયેલ 'શ્રીમદ્ ભાગવત ગીતા' (મુળ શ્લોક ભાષાંતર સાથેની) મને એક સ્નેહીએ ભેટ મોકલેલ મેં તે વાંચી તો તે ગ્રંથની કિંમત મારૂ ૧૬ નયા પૈસા હતી તે વાંચી હું તાજુબ થઈ અને અંતરમાં શ્રીજી સ્વામીને સંભારી સંકલ્પ કર્યો કે ''હે ! મહારાજ આપશ્રીના વચનામૃત (ગ. મ. પ્ર.-૫૮) ની આજ્ઞા મુજબ ''સંપ્રદાયની પુષ્ટી સંપ્રદાયના ગ્રંથો દ્વારા થાય છે.'' અને સદગુરૂ શ્રી મુક્તાનંદસ્વામીને દેહ પર્યંત સત્સંગનું રચવા આજ્ઞા કરી છે તો મેં લખેલો સંપ્રદાયના સ્થંભરૂપ સદગુરૂશ્રી બ્રહ્માનંદના જીવન ચરિત્રનો ગ્રંથ સંપ્રદાયની પુષ્ટિ માટે જલ્દી છપાઈ સસ્તી કિંમતે પ્રસિદ્ધ થાય તો ઠીક

એ સંકલ્પ દ્વારા શ્રીજી કૃપાથી સદગુરૂ શ્રી બ્રહ્માનંદસ્વામી શ્રીએ પોતાની શિષ્ય પરંપરાના શાસ્ત્રીશ્રી ગોપાલચરણદાસજી ચરાડવા મહંત સ્વામીના દ્વારાએ કાર્ય કરાવ્યું વાંચો બ્રહ્મસંહિતા પાને ૬૬૮ મે કાવ્ય.

## (હરિગીત છંદ)

''એ પ્રસિદ્ધ કરવામાં પછી તો વરસ દસ વિતી ગયાં ા
''અફસોસ દિલમાંહી થતો કે, આદર્યા અધવચ્ચ રહ્યાં ા
(ત્યાં) સદગુરૂ બ્રહ્માનંદજી ઐશ્વર્ય આપ વિકાશીયું ા
''ચરાડવે જઈ-ચાંપ દાબી બ્રહ્મ તેજ પ્રકાશીયું ા ૧ ા

એ ગ્રંથની પડતર કિંમત રૂા. ૮-૭૫ નયાની હોવા છતા મને રૂા. ત્રણ હજારની સહાય મળવાથી મેં વિના સ્વાર્થે સત્સંગ હિતાર્થે માત્ર છ રૂપીએ તેનું વેચાણ કર્યુ ને લોનના કરજમાંથી મુક્ત થયો આજે મારી પાસે હવે બે કોપી ફરી આવૃતી માટે રહી છે. પત્રો ઉપર પત્રો માંગણીના આવે છે જેથી સાહિત્યપ્રેમી સત્સંગી સજ્જનો દ્વારા આ ગ્રંથની ફરી આવૃતી જલ્દી પ્રસિદ્ધ થવાથી તજવીજ ચાલુ છે. તો સહુ સત્સંગ સમાજ અગાઉથી ગ્રાહક થવાના નામો (જાહેર ખબરમાં લખેલ શીરનામે) નોંધાવી બનતી સહાય કરી આભારી કરશો એજ, નમ્ર વિનંતી છે.

કાલાવાડ — લી. સત્સંગ સેવક
સં. ૨૦૨૧ આસુ સુદી-૧૨ — રાજકવિ માવદાનજી ભી. રત્નુના
શ્રી ગોપીનાથજી મહારાજ — દંડવત સહ જય સ્વામિનારાયણ
નો પાટોત્સવ — વાંચશો.

## સમાપ્ત :



ા શ્રીજી ા

શ્રી બ્રહ્મસંહિતાના અગાઉથી ગ્રાહકો થયા તેની નામાવલી

| પ્રત | ગ્રાહકનું નામ | ગામ |
|---|---|---|
| ૨૫૦ | શ્રી મહંત સ્વામી શા. ધર્મજીવનદાસજી | ભુજ |
| | તથા પ. ભ. કો. શ્રી હરિરામ વાઘજીભાઈ | (કચ્છ) |
| ૨૫ | સદગુરૂ પુરાણી શ્રી હરિપ્રિયદાસજી | ગઢડા |
| ૨૫ | સદગુરૂ શાસ્ત્રી શ્રી નારયણચરણદાસજી | ગઢડા |
| ૫૧ | સદગુરૂ શ્રી ચતુર્ભુજ ચરણદાસજી સ્વામી | ખાંણ |
| ૨૫ | પ. ભ. શ્રી મનજી ગોવામલ ચૌહાણ | ઝરીઆ |
| ૫૦ | પ. ભ. શ્રી ચંદુલાલ પ્રભાશંકર દવે | મુંબઈ |
| ૫ | પ. ભ. શ્રી મણીલાલભાઈ ભાલજા સાહેબ | અમદાવાદ |
| ૧ | પ. ભ. શ્રી અમૃતલાલ જાદવજીભાઈ | મુંબઈ |
| ૨ | પ. ભ. નારણભાઈ જી. ઠક્કર | અમદાવાદ (સરસપુર) |
| ૧ | પ. ભ. અમૃતલાલ ગોવિંદજી | રાજકોટ |
| ૧ | પ. ભ. પટેલ મોહનલાલ અકબરી | ખીજડીઆ |
| ૧ | પ. ભ. મુળજીભાઈ ચુનીલાલ ગાંધી | અમદાવાદ |
| ૧ | પ. ભ. કોઠારી સ્વામિનારાયણ મંદિર | માંગરોલ |
| ૧ | શાસ્ત્રી શ્રી હરિપ્રિયદાસજી સ્વામી | જૂનાગઢ |
| ૧ | ગવૈયા ચૈતન્ય સ્વપદાસજી | જૂનાગઢ |
| ૧ | પ. ભ. શ્રી ડૉ. અર્જુનલાલ ગગાભાઈ | માંગરોલ |
| ૧ | પ. ભ. શ્રી હરખજીભાઈ વાલજીભાઈ પટેલ | માંગરોલ |
| ૧ | પ. ભ. જીવાભાઈ જેરામભાઈ | માંગરોલ |
| ૧ | પ. ભ. ઉકાભાઈ વેલજીભાઈ | માંગરોલ |
| ૧ | પ. ભ. પુરૂષોત્તમભાઈ વેલજીભાઈ | માંગરોલ |
| ૨ | પ. ભ. રામસિંહજી વિશ્વસિંહજી ગોહિલ | લાકડીઆ |
| ૧ | પ. ભ. રાણીંગભાઈ પુંજાભાઈ હાટી | કાળેજ |
| ૧ | પ. ભ. પુંજાભાઈ લખમણભાઈ હાટી | કાળેજ |
| ૧ | પ. ફ. ટહેમસ્પ આર. વાડીઆ | સુરત |
| ૫ | પ. ભ. પાર્ષદ મહોબતસંગ ગુરૂ કેસરભકત | અમદાવાદ |
| ૧ | પ. ભ. નારણજી પીતામ્બરભાઈ | મોટા આંકડીઆ |
| ૧ | પ. ભ. સોની રમણભાઈ મુળજીભાઈ | સાણંદ |
| ૧ | પ. ભ. પટેલ હીંમતભાઈ મોતીભાઈ | ધરમજ |

| પ્રત | ગ્રાહકનું નામ | ગામ |
|---|---|---|
| ૧ | પ. ભ. શ્રી સારાભાઈ જેસીંગભાઈ ચોકસી | અમદાવાદ |
| ૧ | પ. ભ. શશિકાન્ત ત્રંબકલાલ વડોદરીઆ | ભાવનગર |
| ૧ | પ. ભ. ધીરૂભાઈ ભગવાનભાઈ ટીંબડીઆ | અમરેલી |
| ૧ | પ. ભ. ઉમેદભાઈ ગોવિંદભાઈ | ધરમજ |
| ૧ | પ. ભ. ચુનીલાલ પરશોત્તમદાસ પટેલ | ધરમજ |
| ૧ | પ. ભ. પરશોત્તમદાસ ધોરીભાઈ પટેલ | ધરમજ |
| ૧ | પ. ભ. ગોરધનભાઈ કાશીભાઈ પેટલ | ધરમજ |
| ૧ | પ. ભ. ચીમનભાઈ નાથાભાઈ પટેલ | ધરમજ |
| ૧ | પ. ભ. આશાભાઈ સોમાભાઈ પટેલ | ધરમજ |
| ૧ | પ. ભ. ઈશ્વરભાઈ મગનભાઈ પટેલ | ધરમજ |
| ૧ | પ. ભ. છોટાભાઈ રેવનદાસ પટેલ | ધરમજ |
| ૧ | અ.સૌ. કાન્તાબેન હીંમતલાલ પટેલ | ધરમજ |
| ૧ | શાસ્ત્રી શ્રી ધર્મવલ્લભદાસજી | જાુનાગઢ |
| ૧ | સ્વામી પુરૂષોત્તમવલ્લભદાસજી | જુનાગઢ |
| ૧ | પ. ભ. શ્રી શાન્તિલાલભાઈ ત્રીવેદી | મોટા આંકડીઆ |
| ૨૫ | કોઠારી શ્રી નારયણ વલ્લભદાસ સ્વામી | જેતપુર |
| ૧ | પ. ભ. શ્રી તુલસીદાસ રણછોડદાસ | મુંબઈ |
| ૨ | સ્વામી શ્રી ચૈતન્યદાસજી | લોજ |
| ૨ | બ્રહ્મચારી શ્રી યજ્ઞપુરૂષાનંદજી | જેતલુપર |
| ૧ | પ. ભ. શ્રી લક્ષમણ ભાણજી સહજાનંદી | મોટી કુંકાવાવ |
| ૧ | પ. ભ. પ્રભુદાસ માવજીભાઈ | કલ્યાણપુરા |
| ૧૦ | સ. શા. કેશવરચરણદાસજી સાહિત્ય આચાર્ય | અમદાવાદ |
| ૫ | સ. સાહિત્ય શાસ્ત્રી હરિશ્ચંદ્રપ્રકાશદાસજી | અમદાવાદ |
| ૫ | સાહિત્ય વેદાંત શાસ્ત્રી નારાયણદાસજી | અમદાવાદ |
| ૧ | શ્રી ભગવતપ્રસાદદાસજી વૈશ્યશાસ્ત્રી | અમદાવાદ |
| ૨ | પ. ભ. શ્રી વાઘેલા ગોવિંદસંગ કાનજીભાઈ | ગોધાવી |
| ૧ | પ. ભ. શ્રી હરિલાલભાઈ સંઘવી | અમદાવાદ (સરસપુર) |
| ૧ | પ. ભ. નરભેરામ હરચંદદાસ મીસ્ત્રી | અમદાવાદ (સરસપુર) |
| ૨ | પ. ભ. હરજીવનદાસ સ્વામી હ. છગનભાઈ પટેલ | અમદાવાદ( સરસપુર) |
| ૧ | પ. ભ. અમીચંદભાઈ જેઠાભાઈ ગાંધી<br>હ. પાનાચંદભાઈ ઉનાવાળા | મોબાસા (આફ્રિકા) |
| ૧ | પ. ભ. પટેલ રવજી ભગવાન | શાખપુર |



| પ્રત | ગ્રાહકનું નામ | ગામ |
|---|---|---|
| ૧ | પ. ભ. શ્રી હીરાલાલભાઈ ડી. શેલત શિક્ષણાધિકારી | સુરેન્દ્રનગર |
| ૧ | પ. ભ. ઠા. પોપટલાલ નારણદાસ | તારાપુર |
| ૨૦ | સદગુરૂ સ્વામી શ્રી અક્ષરપુરૂષદાસજી | મુળી |
| ૫ | સ્વામી શાન્તિપ્રસાદદાસજી | મુળી |
| ૧ | શ્રી ગવૈયા સ્વામી શ્રી કૃષ્ણચરણદાસજી | મુળી |
| ૧ | સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજી | મુળી |
| ૧ | પ. ભ. શ્રી રાણા હાલુભા માનસંગજી | તાવી |
| ૧ | પાર્ષદ મોહન ભગત | મુળી |
| ૧ | કુ. શ્રી માધવસિંહજી તખતસિંહજી જાડેજા | સમઢીઆળા |
| ૧ | પ. ભ. શ્રી નારયણભાઈ જીવાભાઈ ખેર | બળોલ |
| ૧૧ | પ. ભ. બ્રહ્મક્ષત્રી નારાયણભાઈ સાગરભાઈ | લીંબડી |
| ૧ | પ. ભ. નરશી માવજી પટેલ | ધાર |
| ૧ | પ. ભ. ગોવિંદ કાળાભાઈ | ધાર |
| ૧ | પ. ભ. બાલુભાઈ દેવશીભાઈ | ધાર |
| ૧ | પ. ભ. જાગા જેરામ | ધાર |
| ૧ | પ. ભ. નનુ શંભુ | ધાર |
| ૧ | પ. ભ. દયાળ માવજી | ધાર |
| ૧ | પ. ભ. ગોબરભાઈ પરસોત્તમભાઈ | ધાર |
| ૧ | પ. ભ. મોહનભાઈ રણછોડભાઇ | ધાર |
| ૧ | પ. ભ. વશરામભાઈ છગનભાઈ | ધાર |
| ૧ | પ. ભ. કોઠારી સ્વામિનારાયણ મંદિર | ધાર |
| ૧ | પ. ભ. સોમાભાઈ કોદરભાઇ | સુરત |
| ૧ | અ.સૌ. કીકીબેન ચંદુભાઈ દેસાઈ | સુરત |
| ૧ | પ. ભ. શ્રી ડો. પ્રિયકાન્ત નાગરદાસ આદેશરા | વડોદરા |
| ૧ | પ. ભ. કાન્તિલાલ માણેકલાલ શાહ (ઠાસરા વાળા) | ભોળાદ |
| ૧ | પ. ભ. ચૌહાણ ભાવસંગભાઇ હિન્દુભાઇ | ભોળાદ |
| ૧ | પ. ભ. બારડ કશળસંગ ગટોરભાઇ | મીતલી |
| ૨ | સ્વામી શ્રી નિરન્નમુક્તદાસજી | દ્વારીકા |
| ૨ | સ. પુરાણી શ્રી કૃષ્ણસેવાદાસજી | ગઢડા |
| ૧ | પ. ભ. શ્રી મનુભાઈ ગટોર ભાઈ બારડ | મીતલી |
| ૧ | પ. ભ. બાશ્રી સુંદરબા | મુંબઈ |
| ૧ | પ. ભ. ચાવડા નરિસિહભાઈ મગનભાઈ | કરમસદ |

| પ્રત | ગ્રાહકનું નામ | ગામ |
|---|---|---|
| ૧ | પ. ભ. સ્વામી શ્રી રાધામનોહરદાસજી | મુળી |
| ૧ | પ. ભ. સોની પુરૂષોત્તમ જટુલાલ | વાંકાનેર |
| ૧ | પ. ભ. સોની કાળીદાસ માવજી | વાંકાનેર |
| ૧ | પ. ભ. બાશ્રી વાલીબા ડોશીઉનું મંદિર | વાંકાનેર |
| ૧ | પ. ભ. ઝવેરી છગનલાલ પોપટભાઇ | વાંકાનેર |
| ૧ | પ. ભ. વીઠલભાઇ પોપટભાઇ | વાંકાનેર |
| ૧ | પ. ભ. ઉમૈયાબેન ત્રિભોવનભાઇ ભટ્ટ | વાંકાનેર |
| ૧ | પ. ભ. લલીતાબેન ઈશ્વરલાલ ગૌરીશંકર આચાર્ય | વાંકાનેર |
| ૧ | પ. ભ. બાબુભાઈ કેશવલાલ | વાંકાનેર |
| ૧ | પ. ભ. રૂક્ષ્મણીબેન ગૌરીશંકર | વાંકાનેર |
| ૧ | પ. ભ. પ્રભાબેન ત્રિભુવનભાઇ | વાંકાનેર |
| ૧ | પ. ભ. સોમાભાઈ ભગત (સ્વામિ મંદિર) | કારવણ |
| ૨ | પ. ભ. ચંદ્રકાન્ત મોહનલાલ પાઠક | અમદાવાદ (શાહપુર) |
| ૧ | પ. ભ. દયાળભાઇ જેઠાભાઇ પટેલ | અમદાવાદ(સરસપુર) |
| ૧ | પ. ભ. વલ્લભભાઈ વી. પટેલ | અમદાવાદ (સરસપુર) |
| ૧ | પ. ભ. દદયાળભાઇ જેઠાભાઇ પટેલ | અમદાવાદ (સરસપુર) |
| ૧ | પ. ભ. શ્રી નિત્યમુક્ત સ્વામી હ. સાગરદાન | અમદાવાદ (સરસપુર) |
| ૧ | પ. ભ. શિવદાન છગનભાઇ ગઢવી | મોરબી |
| ૧ | પુરાણી શ્રી પ્રેમપ્રકાસદાસજી સ્વામી | ગુરૂકુળ રાજકોટ |
| ૧ | પુરાણી ભગવતજીવનદાસજી સ્વામી | ગુરૂકુળ રાજકોટ |
| ૧ | પુરાણી ભક્તિ પ્રસાશદાસજી સ્વામી | ગુરૂકુળ રાજકોટ |
| ૧ | પ. ભ. શ્રી માસ્તર ઠાકરશીભાઇ નરશીભાઇ ઢાંકેચા | રાજકોટ |
| ૧ | પ. ભ. કનુભાઈ ભગવાનજી સોલંકી | રાજકોટ |
| ૧ | પ. ભ. દેવજીભાઈ ઝવેરભાઇ કલા | રાજકોટ |
| ૧ | પ. ભ. વિદ્યાર્થી, જગદીશચંદ્ર કરશનભાઇ | રાજકોટ |
| ૧ | પ. ભ. ગંગદાસ રાઘવબાઇ | રાજકોટ |
| ૧ | પ. ભ. બાવચંદભાઇ રૂડાભાઇ | રાજકોટ |
| ૧ | પ. ભ. ગોરધનદાસ રામજીભાઇ | રાજકોટ |
| ૧. | પ. ભ. લક્ષ્મણભાઈ શીવલાલભાઇ | રાજકોટ |
| ૧ | પ. ભ. છગનભાઇ નાનજીભાઇ | રાજકોટ |
| ૧ | નરભેરામ ડાહ્યાભાઇ | રાજકોટ |



| પ્રત | ગ્રાહકનું નામ | ગામ |
|---|---|---|
| ૧ | પ. ભ. શ્રી ખીમજીભાઇ પ્રેમજીભાઇ | ગુરૂકુળ રાજકોટ |
| ૧ | પ. ભ. રમણીકલાલ પ્રેમજીભાઇ | ગુરૂકુળ રાજકોટ |
| ૧ | પ. ભ. નાનજીભાઇ નારણભાઇ | ગુરૂકુળ રાજકોટ |
| ૧ | પ. ભ. વાલજીભાઇ રવજીભાઇ | ગુરૂકુળ રાજકોટ |
| ૧ | પ. ભ. ઈશ્વરભાઇ લલુભાઇ | ગુરૂકુળ રાજકોટ |
| ૧ | પ. ભ. મોદીલાલ નાથાભાઇ | ગુરૂકુળ રાજકોટ |
| ૧ | પ. ભ. બળદેવભાઈ વાલજીભાઇ | ગુરૂકુળ રાજકોટ |
| ૨ | પ. ભ. શ્રી મોહનભાઇ ઝવેરભાઇ ભડલીવાળા | મુંબઈ |
| ૭ | પ. ભ. પાનાચંદ અમીચંદ ગાંધી | ઝરીઆ |
| ૨ | પ. ભ. ઉજમશીભાઇ ઈશ્વરલાલ ગાંધી | ઝરીઆ |
| ૧ | પ. ભ. ડુંગરશીભાઇ સુંદરભાઇ ઠક્કર | ઝરીઆ |
| ૧ | પ. ભ. જમનાદાસભાઈ વીરચંદ પારેખ | ઝરીઆ |
| ૧ | પ. ભ. રતીલાલ વીરચંદ પારેખ | ઝરીઆ |
| ૧ | પ. ભ. કાન્તિલાલ મનસુખલાલ પટેલ | ઝરીઆ |
| ૧ | પ. ભ. ચંપકલાલ કેશવલાલ | ઝરીઆ |
| ૧ | પ. ભ. મંગળજી છગનલાલ ઠક્કર | ઝરીઆ |
| ૧ | પ. ભ. માધવજી હરિલાલ ઠક્કર | ઝરીઆ |
| ૧ | પ. ભ. લલિતભાઇ મોહનલાલ ગાંધી | ઝરીઆ |
| ૧ | પ. ભ. કાન્તિલાલભાઇ મણીશંકર ભટ્ટ | ઝરીઆ |
| ૧ | પ. ભ. હરિલાલભાઇ ભવાનજી જોશી | ઝરીઆ |
| ૧ | પ. ભ. હરિરામભાઈ આણંદજી રાઠોડ | ઝરીઆ |
| ૧ | પ. ભ. મહીપતરામ ભાઈશંકર શુકલ | ઝરીઆ |
| ૪ | પ. ભ. હરસુખરાય પ્રાણજીવન પારેખ | ઝરીઆ |
| ૧ | પ. ભ. રામજી હરજી વરસાણી | ઝરીઆ |
| ૧ | પ. ભ. પ્રેમજી રામજી પીન્ડોરીઆ | ઝરીઆ |
| ૧ | પ. ભ. દેવજી રામજી વરસાણી | ઝરીઆ |
| ૨૫ | પ. ભ. ચંદ્રકાંન્તભાઇ ચંપકલાલભાઇ ગોસળીઆ | મુંબઈ |
| ૫ | પ. ભ. કાનજીભાઇ દેવકરણભાઇ | મુંબઈ |
| ૧ | પ. ભ. ધારસીભાઇ કાળીદાસભાઇ | મુંબઈ |
| ૧ | પ. ભ. રમણલાલ છોટાલાલ ગાંધઈ | મુંબઈ |
| ૧ | પ. ભ. ગીરજાશંકર નરોત્તમભાઇ | મુંબઈ |
| ૧ | પ. ભ. નારણદાસભાઇ જીવનલાલ | મુંબઈ |

| પ્રત | ગ્રાહકનું નામ | ગામ |
|---|---|---|
| ૧ | પ. ભ. શ્રી જેઠાભાઈ નરશીભાઇ પટેલ | મુંબઈ |
| ૧ | પ. ભ. તારાચંદભાઇ કાળીદાસભાઇ | મુંબઈ |
| ૧ | પ. ભ. ચંપકલાલ રાયચંદભાઇ | મુંબઈ |
| ૧ | પ. ભ. બાબુભાઇ કાનજીભાઇ મુંબઈ | મુંબઈ |
| ૧ | પ. ભ. હરગોવનદાસ હરિચંદભાઇ | મુંબઈ |
| ૨ | પ. ભ. હરિપ્રસાદભાઈ લાલજીભાઇ | મુંબઈ |
| ૨ | પ. ભ. બળવંતરાય ઈશ્વરલાલ | મુંબઈ |
| ૧ | પ. ભ. રામજી વિશરામ | મુંબઈ |
| ૨ | પ. ભ. શિરિષભાઇ વ્યાસ | મુંબઈ |
| ૧ | પ. ભ. ત્રિકમલાલ વિરજીભાઇ | મુંબઈ |
| ૧ | પ. ભ. જેઠાભાઈ સોમજી | મુંબઈ |
| ૧ | પ. ભ. ભીમજીભાઇ શીવજીભાઇ | મુંબઈ |
| ૧ | પ. ભ. બાબરભાઇ શંકરભાઇ પટેલ | મુંબઈ |
| ૧ | પ. ભ. પ્રભુદાસ ડી. પટેલ | મુંબઈ |
| ૧ | પ. ભ. માધવજી ધનજીભાઇ | મુંબઈ |
| ૧ | પ. ભ. વાલજી વિશ્રામ | મુંબઈ |
| ૧ | પ. ભ. મણીશંકર આણંદજી ઓઝા | મુંબઈ |
| ૧ | પ. ભ. બાવાલાલભાઇ તળાટી | કાલાવાડ |
| ૧ | પ. ભ. શાન્તિલાલ ચંદુલાલ શાહ | વડોદરા |
| ૧ | પ. ભ. પંડયા કેશવલાલ જગજીવન | અમદાવાદ |
| ૧ | પ. ભ. ટપુભાઇ નારણબાઇ વસાણી | રાજકોટ |
| ૧ | પ. ભ. ગઢવી ખેતસી દેવયા | પરોડીઆ |
| ૫૦૦ | પ. ભ. ગોરધનભાઇ હરમાનભાઇ કોન્ટ્રાક્ટર | આણંદ |
| ૩૫ | પુ. ભ. સ. કોઠારી ભુદરચરણદાસજી સ્વામી | મુળી |
| ૩૫ | પ. ભ. પુરાણી દેવનંદદાસજી સ્વામી | મુળી |
| ૨૫ | પ. ભ. પુરાણી માધવચરણદાસજી સ્વામી | મુળી |
| ૨૫ | પ. ભ. પુજારી હરિપ્રિયદાસજી સ્વામી | મુળી |
| ૧૫ | પ. ભ. રામચરણદાસજી સ્વામી | મુળી |
| ૧૦ | પ. ભ. સ્વામી પ્રેમજીવનદાસજી | મુળી |
| ૧૦ | પ. ભ. સ્વામી સંતવલ્લભદાસજી | મુળી |
| ૨૦ | પ. ભ. સ્વામી પ્રેમપ્રકાશદાસજી | જુનાગઢ |
| ૧૦ | પ. ભ. સ્વામી શ્રી નિવાસદાસજી | મુળી |



| પ્રત | ગ્રાહકનું નામ | ગામ |
|---|---|---|
| ૧૦ | પ. ભ. શ્રી સ્વામી ગોવિંદપ્રસાદદાસજી | મુળી |
| ૫ | ભંડારી રાધાકૃષ્ણદાસજી | મુળી |
| ૨૧ | પાર્ષદ જેઠાભગત | મુળી |
| ૫ | પાર્ષદ અરજણ ભકત | મુળી |
| ૫ | પાર્ષદ ડાયા ભક્ત | મુળી |
| ૫ | પાર્ષદ કાનજી ભક્ત | મુળી |
| ૫ | પાર્ષદ દેવજી ભક્ત | મુળી |
| ૨૫ | પ. ભ. શ્રી શીવલાલભાઈ પીતાંમ્બરભાઇ | ચરાડવા |
| ૨૫ | પ. ભ. સોની મહાસુખબાઇ મગનભાઇ | ચરાડવા |
| ૨૫ | પ. ભ. ઠા. ઓધવજીભાઇ ભગવાનજીભાઇ | ચરાડવા |
| ૪ | પ. ભ. કુંભાર દેવજી કુબેર | ચરાડવા |
| ૫ | પ. ભ. પટેલ પોપટભાઇ ઓધડભાઇ | ચરાડવા |
| ૫ | પ. ભ. વડોદરીયા મનસુખલાલ જગજીવનભાઇ | ખારવા |
| ૫ | પ. ભ. મનસુખલાલ જગજીવનભાઇ | પાળીયાદ |
| ૫ | પ. ભ. કોઠારી ભુદરભાઇ કેશવજીભાઇ | જેતપુર (મોરબી) |
| ૫ | પ. ભ. મોહન ઓધડ તથા ગોવિંદ ઓધડ | પાંડાતીરથ |
| ૨૫ | પ. ભ. પટેલ મોહન પમા | જુનાદેવળીઆ |
| ૨૫ | પ. ભ. પટેલ પરભુ વાલા | જુનાદેવળીઆ |
| ૨૫ | પ. ભ. સોની હરિલાલ ગોરધન | જુના દેવળીયા |
| ૫ | પ. ભ. પટેલ અમરસી પમા | જુના દેવળીઆ |
| ૨૫ | પ. ભ. સોની નરશીભાઇ માવજીભાઇ | ધ્રાંગધ્રા |
| ૨૫ | પ. ભ. દોશી હીંમતલાલભાઇ દલસુખભાઇ | માથક |
| ૧૫ | પ. ભ. ઠકર પ્રભુદાસભાઇ ગોરધનદાસભાઇ | ચરાડવા |
| ૧૦ | પ. ભ. ચંદુલાલભાઇ ફુલચંદધભાઇ | વિરમગામ |
| ૫ | પ. ભ. દલ ગણેશ નાનજી | ચરાડવા |
| ૧ | પ. ભ. મુળજીભાઇ રામચંદ્ર ભટ્ટ | ઉમરેઠ |
| ૧ | પ. ભ. સ. શાસ્ત્રી નીલકંઠદાસજી સુરતવાળા | વડતાલ |
| ૧ | પ. ભ. બીહારીલાલ અંબાલાલ બારોટ | ખંભાત |
| ૧ | પ. ભ. નરભેરામ નારણજી મહેતા | પોરબંદર |
| ૧ | પ. ભ. સોની નારણદાસભાઇ પ્રેમજીભાઇ | રાજકોટ |
| ૧૭૩૩ | | |

----------

## પુરાણી વૃંતાત
## શ્રી હરિલીલા કલ્પતરૂ ગ્રંથમાંથી

(૧) જામનગરની સભામાં સદગુરૂશ્રી બ્રહ્માનંદસ્વામીએ પાશુપત મતના વિદ્વાન બ્રાહ્મણો વિદ્વાન બ્રાહ્મણો સાથે શ્રીહરિની આજ્ઞાથી સંવાદ કરી જીતીને પરાભવ કર્યો. (સ્કંધ ૩ અ ૩૪ પાને ૧૭૮)

(૨) આદરજમાં ચાર સદગુરૂઓ (મુક્તમુનિ, બ્રહ્મમુનિ, નિત્યાનંદમુનિ અને ચૈતન્યાનંદમુનિ) સ્થાપીને શ્રીજી મહારાજે તે સદગુરૂઓનું પુજન કરી આજ્ઞા કરી કે '' હે સર્વ સંતો તમે જેવી રીતે મને પુજો છો તેવી જ રીતે તમારે સર્વેએ આ ચારે સદગુરૂઓને પૂજવા'' પછી બ્રહ્માનંદસ્વામી બોલ્યા કે ''હે શ્રીહરિ ! આપ પુરૂષોત્તમ નારાયણ સર્વ ગુણના સમુદ્ર છો, અમો સર્વ સંતો આપના દાસ છીએ તમો સ્વતંત્ર છો સર્વનું કલ્યાણ કરવા સમર્થ છો, અને મુનિઓને ધ્યાન કરવા યોગ્ય છો. તેવા સાક્ષાત ભગવાન હોવા છતાં સતપુરૂષોનું પુજન કરો છો તેથી મને શંશય થાય છે.''

બ્રહ્માનંદ મુનિના આવા વચન સાંભલી શ્રીહરિ બોલ્યા કે ''હે મુનિવર્ય બુદ્ધિમાન તમોએ સત્ય વાક્ય કહ્યું છે, હેમ મુનિ ! સંતો ક્યારેય ધ્યાન કરવા યોગ્ય નથી. પરંતુ આદર પૂર્વક માનવા પુજવા યોગ્ય છે, કારણ કે એકાંતિક સંતોમાં હું નિવાસ કરીને રહું છું. પ્રથુભગવાન પોતે સનકાદીક મુનિઓને પૂજતા હતા. રામચંદ્રજી વસિષ્ટને પૂજતા હતા, શ્રીકૃષ્ણ નારદજીને પૂજતા. તેમજ મારે વિષે આસકિતવાળા સંતોનું મે પૂજન કર્યુ છે.'' એમ કહીને પછી સર્વ આશ્રિત જનો પાસે એ ચારે સદગુરૂઓનું પૂજન કરાવ્યું હતું.

(સ્કંધ ૪ અ ૪૩)

(૩) શ્રીજીએ ગઢપુરમાં રાધાવાવે શ્રી મુક્તાનંદસ્વામી શ્રી બ્રહ્માનંદસ્વામી તથા દેવાનંદસ્વામી તથા પ્રમાનંદસ્વામીનું ગાવણું (સંગીત) સાંભળતા આસનેથી ખસતા ખસતા તેમના સમીપે બેસી સાથે ગાવા લાગ્યા ને ખૂબ રાજી થૈને પ્રસાદીના વસ્ત્રો તથા ફુલના હાર આપ્યા. (સ્કંધ ૫ અ. ૫)

(૪) શ્રીજી મહારાજ બ્રહ્માનંદસ્વામી આદી સંતો સાથે કાલાવાડ પધાર્યા અને ત્યાંથઈ મોડા, અલૈયા, શેકપાટ અને ભાદ્રા તરફ વિચરણ કર્યુ (સ્કંધ ૩ અ ૩૦)



## જીવન સંભારણું
## આયુષ્ય ત્રપુટી અને સંધાણી

॥ દોહા ॥

જનમ્યા જોગી વચનથી, લખ્યા વિધાતા લેખ ॥
(એમ) જીવ્યા જોગી વચનથી, મારી-કર્મ રેખ પરમેખ ॥
(૧)
ઉત્તમકુળ ચારણ અતિ, પ્રભુ ભક્તિમય તાત ॥
પૂર્વ જન્મના પુન્યથી, મળે દેવિ તુલ્ય માત ॥
(૨)

ઉપરના દુહા મુજબ મારો જન્મ ઉત્તમ શાખના મારૂ ચારણ રત્નુ કુળમાં ભક્તરાજ કવિશ્રી ભીમજીભાઈને ઘરે સાક્ષાત દેવિ તુલ્ય માતુશ્રી ફુઈબાના ઉદરે ગામ કાલાવાડ મધ્યે વિ. સં. ૧૯૪૮ ના ભાદરવા સુદ-૨ બીજના રોજ થયો તે સમયે જોષી જટાશંકર પુરૂષોત્તમ દવેએ જન્માક્ષરો લઈ જન્મોતરી લખી તેમાં આયુષ્ય મર્યાદા વર્ષ ૫૭-૬ માસ અને પાંચ દિવસની ભાંખી કે ''વિ. સં. ૨૦૦૬ ફાગણ સુદ ૫ બુધવાર 'વૃણ' પીડાથી દેહ પડશે, તે જન્મોત્રી મારા પાસે મોજુદ છે. બરાબર સં. ૨૦૦૬ ના મહા માસમાં મારા ડાબા હાથે 'વા' ની બીમારી થઈ ઉપચારો કરતા જોઈએ તેવો આરામ થયો નહિ આખો હાથ સોજી ગયો હાથની કળાઈ પ્રોંચા ઉપર એટલો બધો સોજો થયો કે હમણાં ચામડી ફાટશે તેવું જોનારને લાગે અને તેમાં ઉપસેલા ફોડલા ફોડલીઓ દેખાતાં. ઉપરની હકીકત શ્રીજી ના ગાદી સ્થાને જેતપુર લખી પરમ પૂજ્ય સદગુરૂ શ્રી કોઠારી શ્રી હરિકૃષ્ણદાસજીસ્વામીનો આશીર્વાદ માગ્યો. ત્યાંથી વળતી ટપાલે જવાબ મળ્યો કે ''ભગવાન સ્વામિનારાયણનું કર્યુ થાય છે હિંમત રાખજો ભજન કરજો અને શ્રી ભક્તચિંદ્તામણીનો પાઠ કરજો. શ્રીજી તમોને વીસ વર્ષ સુધી પૃથ્વી ઉપર રાખશે. તમારો જન્મ સુદી બીજનો છે તો તમારે દેહ આ પૃથ્વી ઉપર રહે ત્યાં સુધી દરેક માસની અજવાળી બીજે જેતપુર મંદિરમાં એક મહાપૂજા કરાવજો, શ્રીજી સારૂ કરશે.'' ઉપરનો આશીર્વાદ મળ્યો કે તુરતજ હાથે આરામ થવા લાગ્યો અને ફાગણ સુદિ ૫ બુધવારની ઘાતની તીથી જેમ આવી તેમ ગઈ. સંપૂર્ણ આરમ થયે જેતપુર જઈ દર્શન કરી દરેક માસની અજવાળી બીજે એક મહાપુજા કરવા માટે રૂા. ૫૦૧ પાંચસો એક મંદિરમાં રોકડા આપી ઉપરની તમામ વિગતનો લેખ કોતરાવ્યો. તેથી કોઠારી સ્વામિ બહુજ રાજી થયા અને ત્યાર પછી આ બ્રહ્મસંહિતા લખવાનો પ્રારંભ કર્યો, તે લખાણી છાપણી અને બીજી આવૃતિ પણ આજ પ્રસિદ્ધ થઈ એ શ્રીજી પ્રતાપે સંતોના વચનો સિદ્ધ થયા.

× એ સ્વામીશ્રીના હસ્તાક્ષરનો પત્ર મેં સાચવી રાખ્યો છે.

## ।। શ્રીજી પ્રતાપ કાવ્યાષ્ટક ઝુલણા છંદ ।।

અખિલ સંસારમાં જીવ કૈ અવતરે, પૂર્વના કર્મ સુખ દુઃખ પાવે,
કોટી ઉપાય જો કરે કો માનવી, કર્મના લેખ મિથ્યા ન થાવે.
પુરાતન કાળથી અમે સુહ ભાંખતા, કર્મ પુરૂષાર્થના કરી કજીઆ,
કાળને કર્મ તે નડે નહિ કોઈદી, (જેણે) ભાવથી શ્રી હરિ સદાભજીઆ.
(૧)
કઠણ હોય ગ્રહ દશા કાળ પણ કઠણ હોય, કઠણ હોય કર્મના લેખ અવળા,
શ્રીજીના પ્રતાપે સંતના વચનથી, સત્ય કવિ માવ કહે થાય સવળા,
અન્ય ગાથા તજી મુજ તણી ઉચ્ચરૂં ત્રુટી આયુષથી કો ઉગારે!
(પણ) શ્રીજીના પ્રતાપે સંતનાં વચનતો, કર્મની રેખ પર મેખ મારે.
(૨)
જન્મ મહાપુરૂષના વચનથી જગતમાં કર્યો વ્હેવાર પણ સંત વચને,
અઠાવન વર્ષના મધ્યમાં આવતાં, ત્રુટી આયુષ્ય જ્યોતિષ વચને
ઘાત ફાગણ સુદી પંચમી ઘટ તણી, લખી જન્મોતરી લેખનારે,
શ્રીજીના પ્રતાપે સંતના વચનો, કર્મની રેખ પર મેખ મારે.
(૩)
વામ ભુજા મહીં વ્યાધિ થી 'વા'તણી, દિવસ દશ ભોગવ્યા કષ્ટકારી,
સંતના વચનનું બળ બહુ દિલવિષે, શ્રીજી સર્વોપરી દીલધારી,
ષડક્ષર (×) મંત્રનો જાપ તો જીગરથી, ''ભક્તિચિંતામણી'' પાઠભારે,
શ્રીજીના પ્રતાપે સંતનાં વચનતો, કર્મની રેક પર મેખ મારે
(૪)
સ્થાન સર્વોપરી શ્રીજીની ગાદીનું, તિર્થ ભદ્રાવતી નેં કિનારે,
જેતપુર મંદિરે મહાપૂજાતણા, અલૌકિક મંત્ર સંતો ઉચ્ચારે.
કવિ પૂકાર ગુરૂદ્વાર જાણી કર્યો, ગ્રાહ-ગજરાજ સમ વિપત વારે,
હરિનીકૃપા ''હરિકૃષ્ણ'' નાં વચનતો, કર્મની રેખ પર મેખ મારે.
(૫)
સંતના વચનથી શુક્લ દ્વિતિયાદિને, વર્ષ પ્રતિ વર્ષ અને માસ માસે,
મહાપૂજા કરો માવ કવિરાજતો, મનોરથ મન તણા સિદ્ધ થાશે,
વચન ઉપર ધારીઉં દેહ અવધી સુધી, જાણ્યું શ્રીજી કહે સંત દ્વારે,
શ્રીજીની કૃપાનેં સંતનાં વચનતો, કર્મની રેખ પર મેખ મારે.
(૬)

× સ્વામિનારયણ



સંતના વચનથી ભક્ત કવિ ભીમજી, સિંહાસન કરાવી પુત્ર પામ્યા
તેહ કવિ માવ તો મહા પૂજા થકી, સંતને વચન આયુષ પામ્યા.
જબર મહિમા મહાપૂજા નો જેતપુર, અનુભવ કરી કવિતા ઉચારે,
શ્રીજીની કૃપા ને સંતનાં વચનતો, કર્મની રેખ પર મેખ મારે.
(૭)
નિયમ શ્ચિય, અને પક્ષ રાખ્યા થકી, કાળને કર્મ માયા ન તોપે,
બ્રહ્મરૂપ થઈ અને રેટ પરીબ્રહ્માને દેવ, આચાર્ય, શ્રદ્ધા સમાપે
દાસનો દાસ કવિ માવ થઈને રહે, સંત સાચે મતિ સ્થિર સ્થાપે
(તો) છતે વસે ધામ અક્ષર વિષે, ગુરૂની કૃપા શ્રીજી પ્રતાપે
(૮) (રચયિતા-કવિ માવદાનજી)

### ।। શ્રીજી સપ્ત સ્તુતિ દોહા

મંગળ મૂર્તિ મહા પ્રભુ, છબિ નૌતમ ઘનશ્યામ ।।
સુંદર ભક્તિ ધર્મ સુત, નિગમ રટત જેહિ નામ ।।
(૧)
એહિ છબી મેરે અંતરે, બસો નિરંતર આય ।।
આળશ તમ અજ્ઞાનતા, જેહિ પદચિંત તજાય ।।
(૨)
કામાદિક શત્રુ કહે, અધર્મ વંશ અપાર ।।
તેહી બલ ટાલન પ્રગટ ભયે, કલિ મહિ ધર્મકુમાર
(૩)
અતિશય અધિક પ્રતાપસેં, તારે ઉ નર ત્રિયં વૃંદ ।।
શરણાગત વત્સલ સુખદ, સબ કાટે ભવ ફંદ ।।
(૫)
શ્રી ગુરૂ સહજાનંદ પ્રભુ, મમ ઉર ઈષ્ટ અનૂપ ।।
નિશ દિન બ્રહ્માનંદ કહે, રહો દ્રગનમેં રૂપ ।।
(૬)
દાસન કો મેં દાસ હું, હાજર હૂકમ હજૂર ।।
બ્રહ્માનંદકી બીનતી, નિમખ × ન રખિઓ દૂર ।।
(૭) (બ્રહ્મમુનિકૃત ભાષાશિક્ષાપત્રિ)

× નિમીષ માત્ર